卐 ॥ नमो तित्थस्स ॥ 卐

# જૈનયુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]

પુસ્તક ૧
અંક ૧



ભાદ્રપદ
૧૯૮૧

માનદ તંત્રી
મોહનલાલ દલીચંદ દેશાઈ
બી. એ. એલએલ. બી.
વકીલ હાઇકોર્ટ, મુંબઇ

# વિષયાનુક્રમ



---

## જૈનયુગ

—જૈનધર્મ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, ઇતિહાસ, જીવનચરિત્ર ને સમાજપ્રગતિને લગતા વિષયો ચર્ચતું ઉત્તમ જૈન માસિક

—વિદ્વાન્ મુનિ મહારાજશ્રી તથા અન્ય લેખકોની કસાયેલી કલમથી લખાયેલા ગદ્યપદ્ય લેખો તેમાં આવશે

—શ્રીમતી જૈન શ્વે૦ કૉન્ફરન્સ (પરિષદ) સંબંધીના વર્તમાન-કાર્યવાહીનો અહેવાલ સાથેસાથે અપાશે.

તો દરેક સુજ્ઞ આ પત્રના ગ્રાહક બની પોતાના મિત્રોને પણ ગ્રાહકો બનાવશે અને સહાયતાના

## લેખકો વગેરેને સૂચનાઓ.

૧ આ પત્રમાં પ્રકટ થતા લેખો માટે તે તે લેખના લેખકો જ સર્વ રીતે જોખમદાર રહેશે.

૨ અભ્યાસ, મનન અને શોધખોળના પરિણામે લખાયેલા સર્વ લેખો, વાર્તાઓ ને નિબંધોને પ્રથમ સ્થાન મળશે.

૩ લેખકોએ તેમજ અવલોકન માટે પુસ્તકો મોકલવા ઇચ્છતા સજ્જનોએ તંત્રી સાથે પત્રવ્યવહાર કરવો.

૪. કોઈ પણ લેખ પૂર્વે અન્યત્ર કે બીજાકોઈ અન્ય સ્થળે પ્રસિદ્ધ કર્યો હોય તો તે કૃપા કરી ન મોકલવો.

૪ દરેક લેખ તેમજ મોકલેલ ગ્રંથની સમાલોચના સમય સ્થળ વિચારીને જેમ બને તેમ ત્વરાએ પ્રકટ કરવાની કાળજી લેવાશે.


[illegible], ત્રીજે માળે, [illegible], મુંબાઇ

મોહનલાલ દલીચંદ દેસાઇ B. A., LL. B. વકીલ હાઇકોર્ટ, માનદ તંત્રી

# જૈન યુગ




આપણા સવળા ભેદોમા અને અસમાનતામાં ઉંડે ઉંડે એક ભૂળગત, અપ્રત્યક્ષ યોગસૂત્ર ભારતવર્ષે બાધી રાખ્યુ છે, તેથી મહાભારતમા વર્ણવેલું ભારત અને વર્તમાન ભારત જુદી જુદી અને મહત્વની બાબતોમા ભિન્ન હોવા છતા ઉભયની નાડીનો યોગ તૂટતો નથી

આ યોગનો ઇતિહાસ તેજ ભારતવર્ષનો યથાર્થ ઇતિહાસ છે તે યોગ રાષ્ટ્રીય સ્વાર્થને લઇને નથી એક શબ્દમા કહીએ તો કહેવુ પડશે કે ધર્મને લઇને છે પરન્તુ ધર્મ શું તે સબંધે તો તકરારનો પાર નથી અને ભારતવર્ષમા ધર્મનું બાહ્યરૂપ જુદા જુદા પરિવર્ત્તનોને પામ્યુ છે, તેમા પણ સન્દેહ નથી,

તેમ છતા એ યાદ રાખવાનુ છે કે પરિવર્ત્તન એટલે વિચ્છેદ નથી શૈશવમાથી યૌવનમા પરિવર્ત્તન થાય છે તેમા વિચ્છેદ થતો નથી ...ભારતવર્ષના લોકોએ જુદા જુદા પ્રયાસ અને પરિવર્ત્તનો દ્વારા ધર્મને સમાજમાં મૂર્તિમન્ત કરવાના પ્રયાસો કર્યા છે આ એક તેના પ્રયાસમા જ પ્રાચીન ભારત સાથે અર્વાચીન ભારતની એકતા છે.

— રવીન્દ્રનાથ ઠાકુર


| પુસ્તક ૧ | વીરાત્ સં૦ ૨૪૫૧ વિ૦ સં૦ ૧૯૮૧ | ભાદ્રપદ અંક ૧ |
|---|---|---|


## અપ્રકટ વીરસ્તવન

શ્રી ચિંતામણ પાસજી, અરજ સુણો ઇક મોરી રે,  
મારા મનના મનોરથ પૂરવો, હું તો ભગત ન છોડૂં તોરી રે ' શ્રી ચિં૦ ૧  
મારી ખજમતમાં ખાંમી નહિ, તારે ખોટ નહિ કોઇ ખજાને રે,  
દેવાની મી ઢીલ છે ? કહવૂ તે 'કહીઇ છાને રે શ્રી ચિં૦ ૨  
તેં પૃથવી ભ્હુ ઉરણ કરીરે, ધન વરસી વરસીદાને રે:  
માહરી વેલા સ્યું એહવા, દીયો વંછિત વાલો વાંને રે શ્રી ચિં૦ ૩  
મત કહસ્યો તુઝ કરમેં નથીરે, કરમ હનો તા પામ્યો રે,  
મુઝ સરીખા કીધા મોટકા, તેણે કાંઈ તુઝને ધામ્યો રે શ્રી ચિં૦ ૪  
કેડ ન છોડું તાહરી રે, આપ્યા વિણુ શિવસુખ સ્વામી રે,  
મુરખ તે તુછ માંનસ્યે, ચિંતામણ કરયલ પામી રે શ્રી ચિં૦ ૫  
ભગતેં રીઝયા ફલ દીયેરે, ચિંતામણ પણ પાષાણો રે,  
અધિક કાંઇ કહાવસ્યો, ભદ્રિક ભગતેં જાણો રે શ્રી ચિં૦ ૬  
અમે ભગતેં મુગતને ખેંચસ્યૂં, જિમ લોહને ચમક પાષાણો રે,  
તુમે હેજ હસીને દેખસ્યો, કહસ્યો સેવક છે સપરાંણો રે શ્રી ચિં૦ ૭  
બાલિક તે જિમતિમ બોલતો, કરે લાડ તે તાતને આગે રે,  
તેહના તે વંછિત પૂરેવેં, બની આવે સગલું રંગે રે શ્રી ચિં૦ ૮  
મારે બનનારૂ બન્યૂય છેરે, હુંતો લોકને વાત સીખાવું રે,  
વાચિક જસ કહે સાહિબા, ઇહ ગીતેં તુંમ ગુણ ગાઉં રે શ્રી ચિં૦ ૯

યશોવિજયજી ( વિક્રમ ૧૮ મું શતક )

# તંત્રીનું નિવેદન

શ્રીમતી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સના તરફથી 'જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ હેરૅલ્ડ' એ નામનું પત્ર લગભગ ૧૫ વર્ષો સુધી નીકળ્યું, તે પૈકીનાં છેલ્લાં લગભગ સાત વર્ષ (સન ૧૯૧૨ના એપ્રિલ માસના અંતથી તે સન ૧૯૧૮ સુધી) તે પત્રના માનાધિકારી (ઑનરરી) તંત્રી તરીકેનું કાર્ય મે યથાશક્તિ અને યથામતિ કરી સને ૧૯૧૯નો જાન્યુઆરી અને ફેબ્રુઆરીનો સંયુક્ત અંક કાઢી મારી રાજીખુશીથી તંત્રી તરીકેનો સંબંધ કેટલાંક કારણોને લીધે છોડ્યો હતો. અને તે માટેનું છેલ્લું નિવેદન તે અંકમાં મેં કર્યું હતું.

આકર્ષણ કરી શકાતું નથી." ત્યારે પ્રશ્ન એ થયો કે અગાઉ પત્રનું જે નામ — 'જૈનશ્વેતામ્બર કૉન્ફરન્સ હેરૅલ્ડ' રાખવામાં આવ્યું હતું તે જ નામ ચાલુ રાખવું કે બીજું નામ નવું અને લોકો સમજી શકે તેવું સ્વભાષાનું રાખવું. તે સાથે તેની નીતિ શું રાખવી વગેરે પત્રને લગતા સર્વ પ્રશ્નોનો વિચાર કરી તે બાબતનો રિપોર્ટ કરવા એક પેટાસમિતિ નીમાઇ હતી (જુઓ સ્ટેન્ડિંગ કમિટીનો ૧૭-૪-૨૫નો ઠરાવ) અને તે સમિતિએ કરેલ રીપોર્ટનો ટુંક સાર નીચે પ્રમાણે છેઃ—

હેરૅલ્ડ એ લાંબૂં નામ તેમજ અંગ્રેજી ભાષાનું નામ છોડી દેવું અને નવું ટૂંકું ને સુંદર નામ પસંદ કરી તંત્રીએ મૂકવું (૨) કદ આઠ પેજી રાખવું (૩) વર્ષમાં હાલ પાંચસો પૃષ્ઠ આપવાં (૪) ટપાલખર્ચ સહિત વાર્ષિક લવાજમ હાલ બે રૂ. રાખવું. (૫) પહેલો અંક શ્રાવણમાસથી બહાર પાડવો. વિશેષમાં તંત્રીને બીજી સત્તાઓ એ આપવામાં આવી કે બદલામાં તથા લેખકોને મફત આપવાનું તેની મરજી પર છે ને અવલોકન માટે આવતાં પુસ્તકોની વ્યવસ્થા કરવાની કુલ સત્તા તેની રહેશે.

સ્ટેન્ડિંગ કમિટીએ ઉપરનું મંજૂર કરી તંત્રી તરીકે મને કહેતાં મેં તેમની આજ્ઞા સ્વીકારી છે. પત્રકારની જવાબદારીઓ ઘણી છે તેનું મને ભાન છે પણ તે સર્વ જોખમદારી બરાબર જાળવી રાખી પાળવા માટેની મારી શક્તિ અને બુદ્ધિની મર્યાદાનું પણ તેટલું ભાન છે; તેથી આ તંત્રી તરીકેનું પદ હું લઇને બધી જવાબદારીઓ સાચવી શકીશ કે નહિ તે વિચારે હું કંપાયમાન થાઉં છું. હું તેમ કરવા શક્તિમાન થાઉં તે માટે મારામાં સદાય શુદ્ધ-નિષ્ઠા, સત્ય જ્ઞાન અને પવિત્ર અતઃકરણ રહ્યાં કરે એવું શાસનનાયક પ્રત્યે પ્રાર્થું છું, કારણ કે એ ત્રણ સદ્‌ગુણો વગરના પત્રકારો તે સમાજના ભયંકર દુશ્મનો, અવળે રસ્તે ચાલનારા અને સમાજરથને તોડી પાડનારા થાય છે.

વર્તમાનપત્ર એ માત્ર વર્ત્તમાન એટલે સમાચાર આપીને શાંતિ પકડનારૂં પત્ર નથી, પરંતુ તે તો દરેક વર્તમાન કે બનાવ ઉપર તેમાંથી ઉપસ્થિત થતા પ્રશ્નો એક પછી એક લઇ તેના પર વિચાર કરી તેનું નિરાકરણ કરનારૂં પ્રબલ સાધન છે. એવું નિરાકરણ કરવામાં અંગત દ્વેષને તિલાંજલિ જ આપવાની છે.

છાપું એ મહાભારત અંજન છે અને તે ઉપરાંત એક ઉમદા બબાસથી વાપરવા યોગ્ય હથિયાર છે. તે ખાનગી જીવનની પવિત્ર હૃદયભાવનાને મલીન કરવા માટે યા તો કોઇ મનુષ્યની આબરૂને હલકી પાડવા માટે વાપરવાનું કે ઉગામવાનું નથી. જેમ વિદ્યુતશક્તિના પ્રબળ બળને એકત્રિત કરી તૈયાર કરવામાં આવતું અંજીન, મનુષ્યના વ્યવહારોને પૂરાં પાડનાર મહાન્ ઉપયોગી સાધન તરીકે વાપરવામાં આવે છે, તેવી જ રીતે સમાજ કે દેશના વ્યવહાર સુવ્યવસ્થિત અને ઉપયોગી થાય તેવી રીતે પત્રકારોએ પોતાની સર્વ સુન્દર શક્તિઓને એકત્રિત કરીને તે દ્વારા પોતાના પત્રને ચલાવવું ઘટે છે.

આ એ જ રીતે થઇ શકે કે ગચ્છગચ્છની મતમતની જ્ઞાતિજ્ઞાતિની દુશ્મનાવટ (Sectarian or racial Animosity) પ્રજ્વલિત ન થાય, દરેક ઉપયોગી સંસ્થાના કાર્ય ઠરાવ કે ધોરણ પ્રત્યે તેમાં અનિષ્ટ તત્ત્વ જ ભર્યું છે એવા (detecting bad in any of the acts of institutions) અભિનિવેશને દેશવટો આપે ને તેમાં સુધારા કરવા-યોગ્ય તત્ત્વપર દૃષ્ટિ રાખે, અવિવેક કે અમર્યાદા (lack of courtesy) ન દેખાય, ગમે તેવા બીનજોખમ-દાર હુમલાઓ (irresponsible attacks) ન થઇ જાય, દલીલને બદલે કાદવ ન ફેંકાય, સમભાવ અને ઉદારભાવની સામાન્ય ઉણપ (general want of temperance and charity) જરાપણ પ્રકટ ન થાય—એવી જાતના જ લેખો અને ચર્ચાપત્રોને સ્થાન અપાય તો જ.

આ ભાવનાઓ હમેશાં હું મારી દૃષ્ટિસંમુખ તથા હૃદયમાં રાખવા પ્રયત્નશીલ રહીશ – એ મારી ઉમેદ છે. તેને પોષક આદર્શો મારા લક્ષ સમીપ એ રહ્યાં કરશે કે :—

(૧) જે વિચારો વ્યક્તિગત સ્વાતંત્ર્યની દૃષ્ટિથી ઘણા સંગીન હોય છતાં જો તેનાથી પરિષદ્દેવીનું હિત પૂરૂં સચવાતું ન હોય તો તે માટે આ પત્રનો ઉપયોગ ન થવા દેવો.

(૨) સમગ્ર જૈનસમાજની અખંડતા જાળવવી. જેનાથી કલેશ-વિરોધ વધે તેનાથી દૂર રહેવું. ગચ્છ-મમત્વ- સંપ્રદાયનું ઝનૂન, ન્હાનીસૂની નમાલી ભિન્નતાઓ– વિગેરેને તિલાંજલિ આપવી.

(૩) છતાંય વિચારભેદને આવકાર આપવો– વિચારજડતાને તથા પરંપરાગત આચારશૂન્યતાને ભેદવી.

(૪) છતાં શૈલી મંડનાત્મક-રચનાત્મક (Constructive) રાખવી—ખંડનશૈલી (destructive) થી દૂર રહી મર્મ-પ્રહારો કરવા નહિ.

(૫) નૂતન વિચારોનાં દૃષ્ટિબિન્દુઓ, વિષયોની વિવિધતા, જૈનોની ઐતિહાસિક સામગ્રી વગેરે યથાપ્રમાણમાં પૂરાં પાડવાં.

(૬) પુસ્તકોની સ્વતંત્ર સમાલોચના કરી કરાવી તેના લેખકોને સૂચનાઓ કરી સવળે માર્ગે દોરવા અને સમાજને તે સંબંધી ખરો તોલ બતાવવો વગેરે વગેરે.

આ સાથે એ પણ કહી દેવું યોગ્ય છે કે કોઈ એમ કહે છે કે જૈનશૈલીએ લેખો લખાવા જોઇએ, તો હું નમ્રપણે જણાવીશ કે તે મને તેમજ સર્વ સજ્જન જૈનને માન્ય છે, પણ એટલું તો ખરૂં કે તેવું કહેનારા યા માનનારા જૈનશૈલીની વ્યાખ્યા પોતપોતાની રુચિ અને જ્ઞાન પ્રમાણે કરી શકે છે; એટલે તે સર્વ વ્યાખ્યાઓથી અજાણપણું રહે; હું જેટલે દરજ્જે મારા ધર્મજ્ઞાનના પરિણામે તેનો અર્થ કરી શકું તેટલે દરજ્જે તે લક્ષમાં રાખી મારી લખવાની પ્રવૃત્તિ થશે, તેમ બીજાના લેખમાં બને તો—અને બને ત્યાં સુધી ટિપ્પણી વગેરે આપી તેને બતાવાશે —પણ આટલું તો સર્વેએ સ્વીકારવાનું છે કે બીજાના લેખોની જવાબદારી સંપૂર્ણ અને સર્વથા તંત્રીની હોતીજ નથી; તેમજ કૉન્ફરન્સ પોતે દરેક લેખની જવાબદારી પોતાના માથે લેતી નથીઃ દરેક લેખની જવાબદારી તે તે લેખના લખનારની જ રહેશે.

યુગ પોતાનો ધર્મ બજાવ્યે જાય છે. બીજી કોમો આગળ વધતી જાય છે, ત્યારે આપણે આ યુગનો ધર્મ સમજી આગળ વધીએ એમાં શ્રેય છે. આ પત્રનું નામ 'જૈનયુગ' રાખ્યું છે તે જૈનોની વિશિષ્ટતા, સાહિત્ય સેવા, દેશસેવા વગેરે બતાવવા પ્રયત્ન કરશે. એ નામ પોતાના કામથી સર્વને પ્રિય થાઓ.

ઉપરનું વાંચી સમજી દરેક જૈન આ પત્રનો ગ્રાહક બનશે, દરેક સુજ્ઞ લેખક ઉપર જણાવેલી આદર્શોને લક્ષમાં રાખી વિચારજનક અને વિચારણીય લેખ ગદ્ય પદ્યમાં મોકલાવવાની કૃપા બતાવશે, અને જૈનસમાજને આ યુગની આવશ્યક વિધિઓ, કૃતિઓ, કાર્ય શુદ્ધનિષ્ઠાથી દાખવવાની આ 'જૈનયુગ'ની ભાવના સફળ કરશે એ હૃદયેચ્છાથી તેમજ સૌરાષ્ટ્રના સ્વ૦ કવિ બોટાદકરની 'કર્ત્તવ્ય' પરની નીચેની હૃદયોર્મિઓ, સહિત આ વક્તવ્ય પૂરૂં કરૂં છું.

" પ્રણયના મીઠડા મન્ત્રો, અને ગીતો અમે ગાશું,
ભલે સંસારનાં શિષ્યો, સુણે કે ના સુણે તોયે.

હૃદયના આસુડાં રેડી, બિંજવશું વિશ્વને બાવે,
કઠિન હૈયાં મૃદુલ એથી, બને કે ના બને તોયે.

પ્રબળ પડદા બધા ચીરી, હૃદય ખુલ્લાં કરી દેશું,
સુભાગી સત્ય જોનારા, જડે કે ના જડે તોયે.

પુનિત કર્ત્તવ્યને પંથે, વિચરશું ધર્મ્ય ધારીને,
અમારા બંધુ એ ચીલે, ચડે કે ના ચડે તોયે.

મોહનલાલ દલીચંદ દેશાઇ

# મહાત્માજીનું વ્યાખ્યાન

[ જૈન કૉન્ફરન્સમાં મહાત્માજી તા. ૧૨-૪-૨૫ને રોજ પધાર્યા તે વખતે તેમણે આપેલું વ્યાખ્યાન.]

પ્રમુખ સાહેબ, ભાઇઓ અને બહેનો,

પ્રથમ તો તમને હું ધન્યવાદ આપવા ઇચ્છું છું. તમારામાં જે થોડોઘણો કલેશ હતો તે સમાપ્ત થયો છે. તે કુટુંબકલેશની મને કાલે જ ખબર પડી ગઇ હતી: મારા પર જૈનભાઇઓની કૃપા ઘણી રહી છે. અને તેનું કારણ તેમની પાસે મારી ઘણી લેણદેવી છે. હિન્દમાં મારા જે સગા ભાઇ ગણું તે દા૦ પ્રાણજીવન મહેતા તે જૈન છે. અને જેના ધર્મજ્ઞાન અને ચારિત્ર્ય વિષે મને માન છે તે રાયચંદભાઈ તેઓ પણ જૈન હતા. મુંબઇમાં મારૂં પોતાનું ઘર સમજી જ્યાં જાઉં છું તે પણ જૈનનું ઘર છે એટલે રેવાશંકર જગજીવનનું ઘર. જ્યારે જ્યારે મુસાફરી હું કરૂં છું ત્યારે જેમ બીજાના તેમ જૈનોના સંબંધમાં આવું છું. કેટલાક એમ માને છે કે હું જૈન છું. કેટલાક જૈન મને પૂછે છે કે 'તમે જૈન છો ને ?' જ્યારે હું જવાબ આપું છું કે હું જૈન નથી ત્યારે તેમને આઘાત પહોંચે છે. આ આઘાત તે પ્રેમનો આઘાત છે. મેં જૈનોની ખાસ સેવા કરી નાંખી છે એવું તો કંઇ નથી. બધાની સેવા કરતાં તેઓની જે બને તે થાય. પણ જે વસ્તુને તેઓ આરાધે છે તેનો અમલ મારાથી યથાશક્તિ થયો છે. એથી તેઓનો પ્રેમ છે એમ મને ભાસે છે. મારી માન્યતા છે કે અહિંસાનું તત્ત્વ હું સમજી શક્યો છું તેવું ઘણા જૈનો સમજી શક્યા નથી.

શત્રુંજય પર હું કુતુહલ દૃષ્ટિએ ગયો નહોતો. ધાર્મિક ભાવનાથી હું શત્રુંજય ચડવા ઇચ્છું છું એમ મેં જણાવ્યું ત્યારે શ્રાવક ભાઇઓને બહુ સારૂં લાગ્યું. પંડિત લાલને મારી ચાખડી પર ધ્યાન ખેંચી મને કહ્યું કે મારી ચાખડી ઘણાને ખટકશે. તેથી મેં તે ઉતારી મૂકી. ચાખડીની જરૂર કમનશીબે પણ મેં પગની રક્ષા માટે જોઇ હતી. ઉઘાડે પગે તો હું ચાલું ચાલ્યો છું. ખેડા જીલ્લામાં મને વ્યાધિ થયો ત્યાર પછી અમુક જાતનાં પગરખાં પહેર્યાં, પછી ચાખડી લીધી. આ ઉપરથી એમ ન સમજશો કે ચામડાના જોડા પ્રત્યે મને અભાવ છે. આ બનાવમાં પણ મેં પ્રેમનું દર્શન કર્યું.

હું જ્યાં જ્યાં ગયો છું ત્યાં જૈનો તરફથી દરેક જગ્યાએ પ્રેમના ઘૂંટડા જ મને મળ્યા છે. મને તેને લઇને જૈનો સાથે ગાઢ પરિચય છે. 'હિન્દની સેવામાં જૈન કઇ રીતે ભાગ લઇ શકે ?' એ મારે બતાવવું એમ પ્રમુખે સૂચવ્યું છે. તો હું કહું છું કે આપણે સૌએ પોતપોતાની દૃષ્ટિએ પોતપોતાનો ધર્મ સંપૂર્ણ પાળીએ તો જરૂર હિંદની સેવા થશે. પણ તે સામાન્ય વાત નથી: પણ ધર્મ કોને કહીએ ?

ધર્મના બે ભાગ છે — ૧લો તો બધા ધર્મોને સામાન્ય એવા નિયમો છે, અને બીજો ભાગ તે સર્વસામાન્ય સિદ્ધાન્તોને ખીલવવા માટે આચારો મૂકવામાં આવ્યા છે તે અને તેને અંગે વિચારો ઘડવામાં આવ્યા છે તે. મુસલમાનોને માટે એક વાત ખાસ માન્ય કહેવાતી હોય તે હિંદુને ગમતી ન હોય. છતાં આપણે માટે અને તેમને માટે જે સર્વમાન્ય સિદ્ધાંતો છે તેનું તો બન્નેએ પાલન કરવું જોઇએ. આથી આપણે આપણો ધર્મ શોભાવી શકીએ. જો તેમ ન કરીએ તો પ્રત્યેક ધર્મની વિશેષતા બંધનરૂપ થઇ પડે છે, અને એવી વિશેષતા સશાસ્ત્ર હોય, તોયે કાં તો શાસ્ત્ર ખોટું હોય યા તો તે શાસ્ત્રનો જે અર્થ કરતા હોઇએ તે બરાબર કર્યો ન હોય યા સમજતા ન હોઇએ.

આપણે આંધળા થઇ ધર્મને નામે ચોમેર ઝગડા કરીએ છીએ. જૈનો પાસે ખૂબ પૈસા પડ્યા છે. સદુપયોગ તો તેનો થાય છે — તેમ દુરૂપયોગ પણ ઘણો જ થાય છે. ૧૯૧૫ની સાલમાં શ્વેતાંબરો-દિગંબરોનો ઝઘડો મારે કાને આવ્યો. કેટલાક જૈનોને લાગ્યું કે (૧) હું નિષ્પક્ષપાત રહી શકીશ,

વળી (૨) હું વકીલ રહેલો અને (૩) મેં જૈન શાસ્ત્રોનો કંઇક અભ્યાસ કરેલો અને (૪) જૈનો સાથેનો મારો પરિચય પણ હતો. ઝઘડામાં પંચ થવાની મેં હા પણ પાડેલી, પણ ત્યાર પછી કોઇ મારી પાસે આવેલ નથી. બંનેમાં દુરાગ્રહ આવી ગયો જણાય છે. શું પ્રિવિ કાઉન્સિલ બરાબર ન્યાય જ આપશે? ધર્મની વાતમાં તે ક્યાંથી ન્યાય આપી શકે? ધારો કે પૂરો ઇન્સાફ કદાચ ત્યાંથી મળી શકે, તો સવાલ એ છે કે તેવો ઇન્સાફ ત્યાં ગયા વગર આપણને ન મળી શકે? છતાંય ધારો કે પંચથી આપણને ગેરઇન્સાફ મળે તો હું મારા ૨૦ વર્ષના વકીલના અનુભવ પરથી કહી શકું તેમ છું કે હાઇકોર્ટ અને પ્રિવિ કાઉન્સિલમાં પણ મેં ગેર-ઇન્સાફ જોયો છે. તેમણે ઇરાદાપૂર્વક અન્યાય કર્યો છે એમ નથી કહેવા માગતો. અદાલતમાં જઇએ છીએ ત્યારે જાણ્યેઅજાણ્યે પણ અમુક સાચું શું છે તે જ બંને પક્ષ કે પક્ષના વકીલો તરફથી સમજાવવામાં નથી આવતું, પણ સહુ પોતપોતાનો કક્કો ખરો કરવા ઇચ્છે છે. એમ અદાલતોમાં સહેજે ગેરઇન્સાફ થઇ જાય છે. આપણામાંથી ન્યાય કરવા નીમેલો હોય તો તે કદાચ ઇરાદાપૂર્વક ગેર-ઇન્સાફ કરે તો? એવો પ્રશ્ન થાય, તો પ્રિવિ કાઉન્સિલ નહોતી ત્યારે શું થતું હતું? અરસપરસના ઝગડા આપણે અરસપરસ વા આપણા પંચ મારફત મીટાવી શકીએ એમ સૌ કોઇ ઇચ્છે.

આપણે નિમિત્ત થઇએ ને પછી તેને બચાવીએ તેમાં દયા નથી. માંકડની ઉત્પત્તિ તો આપણું પાપ સૂચવે છે. જ્યાં સંપૂર્ણ સ્વચ્છતા હોય ત્યાં માંકડો થાય નહિ. અંગ્રેજી ઘરોમાં માંકડો નહિ હોય; તેનું કારણ તેઓ માંકડને મારે છે એ નહિ, પણ માંકડ થવાના પ્રસંગ આવવા દેતા નથી તે છે. આપણે અસ્વચ્છ રહી માંકડને ઉત્પન્ન કરીએ તેમાં જીવ-દયાનો અભાવ છે. આત્માનું ધ્યેય મોક્ષ પામવો એ છે ને તે આ ભવે પામવો. તેમાં દેહાધ્યાસ જવો જોઇએ. હિંદમાં ભ્રમણ કરતાં જ્યાં ઉતરૂં ત્યાં ઘરોમાં મને ખાટલો આપવામાં આવે ત્યારે હું સવાલ કરૂં કે 'ખાટલામાં માંકડ નથી ને?' જો કે ખાટલાનો હું ત્યાગ કરૂં છું છતાંય આ સવાલ એક પદાર્થપાઠ આપવા માટે પૂછું. માંકડ ઉત્પન્ન થાય ને પછી તેને ભક્ષણ પૂરૂં પાડવું અને એમને એમ શરીરનું લોહી આપી રહેવા દેવા તેમાં ધર્મ નથી. તે અધર્મ છે. આમાં જીવદયા ખોટી કલ્પેલી છે. ધર્મ તો એ છે કે તેની ઓછામાં ઓછી ઉત્પત્તિ થાય તેમ કરવું. માંકડ, મચ્છર આદિ હિંદમાં ખાસ અને બહુ જોવાય છે તેનું કારણ હિંદનો વિશેષ દોષ છે — મેલ ઘણો છે તે છે. કુદરતે તો માંકડ, મચ્છરાદિ ચોકીદારો — તૈયાર કરેલા છે. તે કહે છે કે જે દ્વારો સાફ રાખવાના છે તે સાફ નહિ રાખો તો હું સજા કરવા સિપાઇ મોકલનાર છું. માંકડ મચ્છર આદિ દંડ દેનારા છે. એટલે ખરી દયા માંકડ મચ્છરાદિની ઉત્પત્તિ અટકાવવામાં રહેલી છે: ઉત્પન્ન થએલાને જીવાડવાના પ્રયત્નમાં નથી.

બહેનને ખવરાવીને આપણે ખાઇએ, પીવરાવીને આપણે પીએ.

જેને સ્વરાજની ગરજ છે તેને હું કહું છું કે આ પ્રમાણે કરો તો જ સ્વરાજ મળશે. કોઇ કહેશે કે આ તો વેપારની વાત કરી. મારી માન્યતા પ્રમાણે હું તો ધર્મની વાત કરવા આવ્યો છું. એ જ પ્રમાણે ખાદીના સંબંધમાં કહું છું. કોઇ કહે કે હું તો શૃંગાર છોડાવવા આવ્યો છું? ના, તેમ નથી. શૃંગાર રાખો; પણ તેની ધરતી તો હિંદની જોઇએ. તેના પર અનેક રંગો રંગો તો તે માટે ધન્યવાદ આપું; પણ આપણે ખાદી છોડી કલાહીન થયા. કોઇ કહે કે ધર્મમાં પારકું શું ને પોતાનું શું? એ તો પ્રપંચમાર્ગ છે; નહિ, જૈન અન્ય જૈનને પોતાના માને તેમાં કાંઇ પ્રપંચ નથી. જે પડોશીનું નહિ કરે તે પરનું શું કરવાનો હતો?

આપણે આ ભૂમિમાં જન્મ્યા છીયે તે પણ આપણા કર્મને લઇને છે. ભૂમિનું પણ ઋણ છે અને તે પતાવવું જોઇએ. જીવદયાનું સૂત્ર પારકા દેશને હણીને સ્વદેશનું ભલું કરવું એ નથી. પોતાના દેશનું ભલું કરવામાં પારકા દેશને દુઃખ થશે એ ભાવના મોહને વશ થઇ રહે છે. જે મા પોતાના બાળકને છોડી બીજાના બાળકને ધવડાવવા જાય તે પોતાના બાળકની ઘાતક બને તેમજ અન્યના બાળકની પણ બને. જે માતા સ્વબાળકને ધવરાવે અને બાકીના ધાવણથી બીજા બાળકને ધવરાવે તે જ યોગ્ય ગણાય. વિલાયતનાં કપડાં મેળવીને વિલાયતનું ભલું કરીએ છીએ એ ભ્રમણા છે. આપણે તે જાણીએ છીએ છતાં ખોટો બચાવ કરીએ છીએ. આ જાડાં સૂત્રો છે. ઝીણાં સૂત્રો તમારી પાસે મૂકયાં નથી. આટલાં નહિ પાળી શકીએ તો સૂક્ષ્મ નહિ પળાય. હું તો આ બધાં સૂત્રોનો સૂક્ષ્મતાથી અભ્યાસ કરનારો રહ્યો. જાડાં સૂત્રોને ઝીણવટથી તપાસતાં ને તેનું પાલન કરતાં સૂક્ષ્મ સૂત્રો તેની મેળે મળી આવે છે.

વનસ્પતિત્યાગમાં ધર્મ આવી જાય છે એમ માની આત્માને ન છેતરશો. બટાટા, પ્યાજ ન ખાઓ તે સરસ છે, પણ જે મેં કહ્યું તેનું પાલન ન કરો તો તે વૃથા છે, શુદ્ધ દયા તો આખા હિંદને સમજવા લાયક છે. તેને અનુસરો, તેવી મારી આપની પ્રત્યે માગણી છે. મારા માથે વાદળાં ઘણાં આવી ગયાં, ઘણાં ઝૂઝે છે, તે ચાલ્યાં જશે. હું મ્હને પોતાને સમજુ ને વિવેકી માનું છું તેવી ભાવનાથી ઘેરાએલો છતાં એ જ વસ્તુ મૂકી રહ્યો છું. આપણા દેશમાં કાંતી-વણી શકાય તે પહેરો. અન્ય વસ્તુમાં સૂક્ષ્મ હિંસા છે તેથી મોહિત કરવા કે લલચાવવા નથી માગતો. પડોશીઓ, દીન દેશી ભાઇઓ તથા બાઇઓ માટે શુદ્ધ ખાદી પહેરવા કહું છું. કંતાવી, પીંજાવી, લોઢાવી હાથે તૈયાર થાય તેવાં કપડાં તૈયાર કરો. પ્રમુખસાહેબ તો મીલમાલેક છે; હું સો રૂપીયા મીલમાલેકને આપું કે તેટલા રૂપીયા ગરીબ બાઇઓના ઘરમાં મૂકું? હિંદનો ક્ષય મીલો કરે તો તે તીલોનો હું કટ્ટો શત્રુ છું. મીલ હિંદનો ક્ષય કર્યા વગર ચાલી શકે છે. હાથથી કંતાયેલ અને વણાયેલ માલ મીલમાલેકોને પણ ગ્રાહ્ય અને સ્વીકારવા યોગ્ય છે.

પહેલાં તમારૂં આંગણું સાફ કરો. કોર્ટમાં લડવાનો મિથ્યા મોહ આવ્યો છે તે જશે તો આપણે બે ચાર દિવસમાં બધા ઝગડા આટોપી શકીશું. જેમ પારસી કોમને કહી રહ્યો છું કે તેમનામાં દ્રવ્ય છે, કમાવાની શક્તિ છે, વેપારબુદ્ધિ છે, તેમ જૈનોમાં દ્રવ્ય, શક્તિ અને વેપાર છે. કોઇ કહે છે કે હિંદને વેચી નાખ્યો તે જૈનોએ. કેટલાકે તેવા દસ્તાવેજો બતાવ્યા. એક દસ્તાવેજ તો એવો હતો કે એક એક પરદેશીને એક એક ચીજ સોંપી આપી. આ ખરૂં હોય તો જીવદયા નહિ પણ કોઢ થયો. જો વેપારીઓ ધારે તો તેમના હાથમાં સ્વતંત્રતાની ચાવી છે. અંગ્રેજી વેપારીઓ સારૂં જ આ રાજ્ય સામાન્ય રીતે ચાલે છે. આપણા વેપારની બુદ્ધિથી, સ્વાર્થત્યાગથી આપણે દેશ પાછો સર કરી શકીશું.

હિંદુ-મુસલમાન એકતા માટે તમને કહેવાનું નથી; તે માટે તમે નિર્દોષ છો. અંત્યજોને માટે તો જૈનોએ શરમાવા જેવું છે. જૈનો જે અસ્પૃશ્યતાને માને છે તે કેવળ રૂઢીને વશ થઇને. શાસ્ત્રપ્રમાણ જેવું તેઓને કંઇ જ નથી. સર્વ જૈન કહે છે કે

તે કેવળ રૂઢી છે તો રૂઢિને વશ થઇ અંત્યજો પ્રત્યે ક્યાં સુધી અત્યાચાર કરશો? અને પોતાને માનતા સનાતનીઓ અત્યાચાર કરે છે તેમાં ક્યાં સુધી ભાગ લેશો? સનાતનીઓ તો મનુસ્મૃતિ આદિનાં પ્રમાણ કાઢી કંઇક બતાવી શકે, પણ જૈનો શું પ્રમાણ બતાવી શકે તેમ છે? હું પોતે સનાતની છું. મારે વેદાદિ પ્રમાણ, તેમાં હું અસ્પૃશ્યતા નથી જોતો ને જો જોઉં તો તે વેદનો હું ત્યાગ કરૂં. અસત્ય અનાદિ નથી પણ સત્ય જ અનાદિ છે. એ સત્યનો–એ અહિંસાનો સ્વીકાર કરનાર હિંદ હિંસા કરી રહ્યું છે, તેમાંથી હું ને તમે ને આખું જગત બચી જાઓ એમ ઇચ્છી શાંત થાઉં છું.

# માગધી ભાષા

( લેખક:—મુનિ મહારાજ શ્રી કલ્યાણવિજયજી )

મગધદેશ નિવાસિયોની ભાષા તે 'માગધી ભાષા.'[1]

ભગવાન્ મહાવીર દેવના સમયમાં મગધદેશની લોકભાષા 'માગધી' હતી. મહાન્ બૌદ્ધ રાજા અશોકના વખતમાં બિહાર ઉડીસા અને દેહરાદૂન સુધીમાં માગધી ભાષા ઘણી પ્રચલિત હતી, અને એ જ કારણે અશોકે પોતાના શાસન લેખો ઉક્ત પ્રદેશોમાં માગધી ભાષામાં જ કોતરાવ્યા હતા.

જે સમયની આપણે વાત કરીયે છીયે તે સમય બે હજાર વર્ષ પહેલાંનો છે. તે સમયમાં જેમ મગધની ભાષા માગધી કહેવાતી તેમ સૂરસેન (મથુરાનાં આસપાસના પ્રદેશ)ની સૌરસેની અને હિમાલયના આસપાસના દેશોની ભાષા પૈશાચી તથા ચૂલિકા પૈશાચી ના નામથી ઓળખાતી હતી.

આ સર્વ ભાષાઓનાં વ્યાકરણો આજે વિદ્યમાન છે છતાં તેમાંથી આ ભાષાઓનું પ્રાચીન સ્વરૂપ ઘણું જ થોડું મળી શકે છે.

માગધીનું પ્રાચીન સ્વરૂપ જાણવાનાં સાધનો—

વાલ્મીકિ[2] પાણિનિ[3] વિગેરે પૂર્વ મહર્ષિઓએ પ્રાકૃત ભાષાનાં વ્યાકરણો લખ્યાનાં પ્રમાણો આવે છે પણ તે વ્યાકરણો આજે ઉપલબ્ધ નથી.

પ્રાકૃત ભાષાઓનાં પ્રાચીન વ્યાકરણો પૈકી વરરુચિનો 'પ્રાકૃત પ્રકાશ' પ્રકાશમાં આવ્યો છે સિવાયનાં શ્રુતસાગર, હેમચન્દ્ર, ત્રિવિક્રમદેવ, લક્ષ્મીધર, ચણ્ડ આદિનાં પ્રાકૃત વ્યાકરણો મળી આવે છે પણ તે સઘળાં ભાષાના અર્વાચીન સ્વરૂપને પ્રતિ-પાદન કરનારાં છે, તેથી માગધીનું પ્રાચીન સ્વ

---

1 માગધાનાં ભાષા માગધી. —પ્રાકૃત પ્રકાશવૃત્તિ પૃ૦ ૪૦

2 લક્ષ્મીધરાચાર્ય પોતાની ષડ્ભાષા ચન્દ્રિકાનાં મૂળ સૂત્રો વાલ્મીકિકૃત હોવાનું નીચેના શ્લોકમાં જણાવે છે—

वाग्देवी जननी येषां वाल्मीकिर्मूलसूत्रकृत् ।
भाषाप्रयोगा ज्ञेयास्ते षड्भाषाचन्द्रिकाध्वना ॥ १५ ॥

—षड्भाषाचन्द्रिका पृ० २

પરંતુ ષડ્ભાષાચંદ્રિકાનાં મૂળ સૂત્રો જે પ્રાકૃત ભાષાનું લક્ષણ જણાવે છે તે ભાષા બહુ પ્રાચીન નથી, એટલું જ નહિ પણ તેનું અપભ્રંશ ભાષાનું લક્ષણ જોતાં તો આ સૂત્રો પ્રસિદ્ધ વૈયાકરણ આચાર્ય હેમચન્દ્રજીનાં અપભ્રંશ પ્રાકૃતનાં સૂત્રો કરતાં પણ અર્વાચીન હોય તેમ જણાય છે. એમ લાગે છે કે વાલ્મીકિનાં પ્રાકૃત ભાષાનાં પ્રાચીન સૂત્રો ઉપરથી કોઇક પંડિતે અર્વાચીન પ્રાકૃતને મળતું પ્રાકૃત વ્યાકરણ લખી દીધું હશે, અને પૂર્વપ્રસિદ્ધિ પ્રમાણે તે વાલ્મીકિની કૃતિ તરીકે જ પ્રસિદ્ધ થયું હશે, ગમે તેમ હો પણ વાલ્મીકિએ પ્રાકૃત વ્યાકરણ ર હતું એ વાત તો સત્ય જણાય છે.

વાલ્મીકિએ પ્રાકૃત ભાષાનું વ્યાકરણ અને ? ભાષામાં રામાયણ લખ્યાનું પ્રમાણ શંભુરહસ્યમાંથી પ્રમાણે મળી આવે છે.

को विनिन्देदिमां भाषां भारतीमुग्धभाषितम् ।
यस्याः प्रचेतसः पुत्रो व्याकर्त्ता भगवानृषिः ॥
गार्ग्यगालवशाकल्य-पाणिन्याद्या यथर्षयः ।
शब्दराशेः संस्कृतस्य व्याकर्तारो महत्तमाः ।
तथैव प्राकृतादीनां षड्भाषाणां महामुनिः ।
आदिकाव्यकृदाचार्यो व्याकर्ता लोकविश्रुतः ।
यथैव रामचरितं संस्कृतं तेन निर्मितम् ।
तथैव प्राकृतेनापि निर्मितं हि सतां मुदे ॥
पाणिन्याद्यैः शिक्षितत्वात् संस्कृती स्याद्यथोत्तमा ।
प्राचेतसव्याकृतत्वात् प्राकृत्यपि तथोत्तमा ॥
प्राकृतं चार्षमेवेदं यद्धि वाल्मीकिशिक्षितम् ।
तदनार्षं भवेद्यो वै प्राकृतः स्यात् स एव हि ॥

—शंभुरहस्य पृ०१७–१८

3 પાણિનિના પ્રાકૃત લક્ષણ વિષે આચાર્ય મલયગિરિ ધર્મસંગ્રહણિ વૃત્તિમાં બે સ્થળે ઉલ્લેખ કરે છે—

"यदाह पाणिनिः स्वप्राकृत लक्षणे— तृतीयार्थे सप्तमी । यथा-तिसु तेसु अलंकिया पुहई ।"

—धर्मसंग्रहणिवृत्ति पत्र ७७

"यदाह पाणिनिः स्वप्राकृतलक्षणे—द्विवचनं बहुवचनेन"।

—धर्मसं० प० १०७

સમજવા માટે જૈન આગમો, મહાકવિ ભાસ વિગેરેનાં પ્રાચીન નાટકો, અશોકના શિલાલેખો અને પ્રાકૃત પ્રકાશ ઉપર મુખ્ય આધાર રાખવામાં આવે છે.

જૈન આગમોની ભાષા અથવા અર્ધમાગધી—

વર્તમાન જૈન આગમોની ભાષા માગધી તો ન કહેવાય પણ તેને 'અર્ધમાગધી' કહેવામાં કંઇપણ બાધક હોય તેમ જણાતું નથી.

"अद्धमागहाए भासाए भासति अरिहा"—અર્થાત્ અર્હન્ અર્ધમાગધી ભાષામાં ઉપદેશ કરે છે. જૈન શાસ્ત્રોના આવા ઉલ્લેખોથી એ વાત તો નિર્વિવાદ છે કે તીર્થંકર ભગવાન્ મહાવીરે અર્ધમાગધી ભાષામાં ઉપદેશ કર્યો હતો, અને તે જ ભાષામાં તેમના શિષ્યોએ તે ઉપદેશ સૂત્રરૂપે વ્યવસ્થિત કર્યો હતો આ વાત પણ "पोराणमद्धमागहभासानियतं हवइ सुत्तं" ઇત્યાદિ જૈનશાસ્ત્રોના કથનથી જાણી શકાય છે.

એક વચનમાં 'એ' અને 'ભગવત્' 'ભવત્' શબ્દોનાં 'ભયવં' 'ભવં' આવાં રૂપો, એટલું જ. માત્ર માગધી ભાષાનું કાર્ય આધુનિક જૈન આગમોની ભાષામાં શેષ રહ્યું હોય ત્યારે તો તે ભાષાને અર્ધમાગધી કહેતાં અવસ્ય વિચાર કરવો પડે પણ આગમકાળની માગધીનું સ્વરૂપ જોતાં પૂર્વોક્ત કાર્ય જ નહિ પણ આવાં સેંકડો માગધી વ્યાકરણનાં કાર્યો સૂત્રભાષામાં દષ્ટિગોચર થાય છે જે આગમભાષાના 'અર્ધમાગધી' એ નામને સાર્થક બનાવવામાં તદ્દન સમર્થ છે. આવાં કાર્યોનાં થોડાંક ઉદાહરણો અત્ર આપવાં ઉપયોગી થઈ પડશે.

આગમભાષામાં પ્રાચીન માગધીનાં કાર્યોનાં ઉદાહરણો—

| આગમોમાં પ્રાચીન માગધી | ચાલુ પ્રાકૃત | સંસ્કૃત |
|---|---|---|

| | | |
|---|---|---|
| ઉભયં | અવહં | ઉભયમ્ |
| સુસાણં | મસાણં | શ્મશાનમ્ |
| પડિસોઓ | પડિસોતં | પ્રતિસ્રોતઃ |
| તિરિયા | તિરિચ્છિ | તિર્યચ્ચ |
| તઓ | તઓ | તત: |
| ણં | ખલુ | ખલુ |
| સે | અહ | અથ |
| તા | તમ્હા | તસ્માત્ |
| અકસ્માત્ | અકમ્હા | અકસ્માત |
| દાણિં | ઇયાણિં | ઇદાનીમ્ |
| સે | તં | તત્ |

ઉપર જણાવેલા પ્રયોગો તરફ ડા૦ જેકોબીનું લક્ષ ગયું છે ખરું પણ તેઓ આવા કાર્યને 'આર્ષ પ્રાકૃત' હોવાનું જણાવે છે અને આમાં પ્રમાણ તરીકે હેમચંદ્રસૂરિનું 'आर्षम्' એ સૂત્ર ટાંકે છે. એ વાત ખરી છે કે આચાર્ય હેમચંદ્રજીએ પોતાના પ્રાકૃત—લક્ષણમાં ઓછામાં ઓછા પચ્ચીસ ઠેકાણે આર્ષ પ્રયોગોના સંબંધમાં ઉલ્લેખ કર્યો છે જે પ્રયોગો પૈકી કેટલાકનો ઉપર્યુક્ત ઉદાહરણોમાં સમાવેશ થઇ જાય છે. આચાર્ય હેમચન્દ્રે જે પ્રયોગો આર્ષ હોવાના ઉલ્લેખો કર્યા છે તે બરોબર છે, કારણ કે તે પ્રયોગો ઋષિપ્રણીત ગ્રન્થોમાં જ જોવાય છે. પણ તે ઉપરથી આ પ્રયોગોનું માગધીપણું ચાલ્યું જતું નથી. ભગવાન્ હેમચંદ્રે આર્ષની સ્પષ્ટ વ્યાખ્યા જણાવી દીધી છે કે 'ऋषीणामिदमार्षम्' એટલે 'ઋષિઓનું જે પ્રાકૃત તે આર્ષ પ્રાકૃત' અર્થાત્ આગમપ્રણેતા ઋષિઓએ પ્રયોજેલું તત્કાલીન પ્રાકૃત તે આર્ષ પ્રાકૃત કહેવાય છે. 'ઋષિપ્રયુક્ત અલાક્ષણિક પ્રયોગ તે આર્ષ' આવો આર્ષ શબ્દનો અર્થ ઘણી વાર કરવામાં આવે છે પણ તે તદ્દન ભૂલ ભરેલો છે. ભલે કોઇ પ્રયોગ વર્તમાન વ્યાકરણથી ઉપપન્ન થતો ન હોય તથાપિ તેને 'અલાક્ષણિક' કહેવા કરતાં પુરાણી (ઋષિકાલીન) ભાષાનો પ્રયોગ કહેવો વધારે યુક્તિયુક્ત છે. વળી પ્રકૃત ચર્ચા પ્રાકૃતના સંબન્ધમાં થાય છે. પ્રાકૃત અને માગધી જેવી પ્રખ્યાત લોકભાષાની બાબતમાં 'આર્ષ'નો અનંતરોક્ત અર્થ સ્વીકારીને ઋષિઓના અનાભોગ અથવા અજ્ઞાનનો સ્વીકાર કરવો એ તો તદ્દન અઘટિત છે.

જૈનઆગમોનું જે પ્રાકૃત આજના વ્યાકરણ-બદ્ધ પ્રાકૃતથી તદ્દન જૂદી ઢબનું જણાય છે અને જેને આચાર્ય હેમચંદ્ર 'આર્ષ પ્રાકૃત' કહે છે તે આગમ રચનાર ઋષિઓના સમયનું પ્રાકૃત છે; નહિ કે અલાક્ષણિક, અને ઋષિકાલીન જૈન પ્રાકૃત તે પ્રાચીન માગધી પ્રાકૃત છે, આ વાતની સ્પષ્ટતા નીચેનાં બે ચાર ઉદાહરણોથી થઇ જશે.

સંસ્કૃત 'कृत्वा' શબ્દના સ્થાનમાં પ્રાકૃતમાં 'काउं' 'काऊण' ઇત્યાદિ આદેશો થાય છે ત્યારે આગમોમાં એનો સ્થાનાપન્ન આદેશ 'કટ્ટુ' માન્યો છે. અને એ જ શબ્દ અશોકના માગધી ભાષાના શિલાલેખોમાં પણ વપરાએલો જોવાય છે.

સપ્તમી વિભક્તિના એક વચનમાં પ્રાકૃત વ્યાકરણ-ના નિયમ પ્રમાણે 'म्मि' પ્રત્યય આવવો જોઇએ તેને બદલે આગમોમાં પ્રાય: '—સિ' પ્રત્યય જોવાય છે. પ્રાકૃતના 'વણમ્મિ' 'કુચ્છિમ્મિ' જેવાં પદોને સ્થાને આગમોમાં 'વણંસિ' 'કુચ્છિંસિ' આવા પ્રયોગો વિશેષ દેખાય છે. અશોકના શિલાલેખોમાં પણ સપ્તમીના એક વચનમાં —સિ' પ્રત્યય જ વપરાયો છે.

આગમોની ભાષામાં ભૂતકાળાર્થક 'થા' પ્રત્યયાન્ત 'હુત્થા' ઇત્યાદિ ક્રિયાપદો વપરાય છે. આવાં જ 'થા' પ્રત્યયાન્ત 'હુથા' 'વઢિથા' વિગેરે ક્રિયાપદો અશોકના શિલાલેખોમાં દૃષ્ટિગોચર થાય છે.

પ્રાકૃત લક્ષણથી 'ઉભય' શબ્દને નિત્ય 'અવહ' આદેશ થાય છે, પણ આગમોમાં 'ઉભઓ કાલં' ઇત્યાદિ 'ઉભય' શબ્દનો પ્રયોગ થાય છે. આવો જ પ્રયોગ મહાકવિ ભાસના નાટકોની માગધી ભાષામાં પણ જોવામાં આવે છે.

પ્રાકૃતના નિયમ પ્રમાણે શબ્દની આદિમાંના 'ય'નો 'જ' થાય છે, ત્યારે આગમોમાં તેમ જ અશોકના લેખોમાં આદિ 'ય'નો લોપ થતો પણ જોવાય છે.

આચાર્ય શ્રી હેમચન્દ્ર આ અને આવાં જ બીજાં કાર્યોનો 'આર્ષ પ્રાકૃત'ના નામથી નિર્વાહ કરે છે. જે કાર્યને હેમચન્દ્ર 'આર્ષ' કહે છે તે જ કાર્ય ઉપર જણાવ્યા પ્રમાણે અનાર્ય ભાષામાં પણ આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ. આ કારણથી હેમચન્દ્રના 'આર્ષ પ્રાકૃત'નો આપણે એટલો જ અર્થ કરી શકીએ કે 'આર્ષ પ્રાકૃત' એટલે 'પ્રાચીન માગધી.'

આર્ષ પ્રાકૃતના સંબંધમાં આટલું વિવેચન કર્યા પછી હવે મૂળ બાબત—અર્ધમાગધી ઉપર આવીએ.

જિનદાસગણિમહત્તરનિશીથ-ચૂર્ણિમાં નીચે પ્રમાણે અર્ધમાગધીરચિત સૂત્રનું લક્ષણ આપે છે—

'मगहद्ध विसय भासा निबद्धं अद्धमागहं, अहवा अट्ठारसदेसीभासाणियतं अद्धमागधं ।' (એટલે અર્ધમાગધી ભાષામાં ગૂંથેલું તે 'અર્ધમાગધ' અથવા અઢાર પ્રકારની દેશીભાષામાં રચેલું (સૂત્ર) તે 'અર્ધમાગધ.'

ગણિજીએ બાંધેલા પ્રથમ લક્ષણથી અર્ધમાગધીની વ્યાખ્યા સ્પષ્ટ થતી નથી પણ દ્વિતીય લક્ષણથી અર્ધમાગધી વિષયક સંપ્રદાયનો સ્ફોટ થાય છે ખરો. અત્ર પ્રશ્ન માત્ર એટલો ઉદ્‌ભવે છે કે આવી રીતે અઢાર ભાષાઓના મિશ્રણવાળા સૂત્રનું 'અર્ધમાગધ' નામ યથાર્થ થઇ શકે ખરું? મ્હને લાગે છે કે આ મિશ્રણમાં માગધી ભાષાની મુખ્યતા માન્યા સિવાય આ પ્રશ્નનો ઉત્તર 'હ'કારમાં આપી શકાય તેમ નથી.

શ્રીમાન્ અભયદેવસૂરિજી ભગવતીસૂત્રની ટીકામાં અર્ધમાગધી ભાષાનું લક્ષણ આ પ્રમાણે જણાવે છે—

'मागधभाषालक्षणं किञ्चित् किञ्चिच्च प्राकृत भाषा-लक्षणं यस्यामस्ति सा अर्ध मागध्या इति व्युत्पत्त्या अर्धमागधी'

(અર્થ—જે ભાષામાં કેટલુંક લક્ષણ માગધીનું હોય અને કેટલુંક પ્રાકૃતનું તે 'માગધીનું અડધું તે અર્ધમાગધી' આવી વ્યુત્પત્તિથી અર્ધમાગધી કહેવાય છે.)

એ જ આચાર્ય ઔપપાતિક સૂત્રની ટીકામાં અર્ધમાગધીની વ્યાખ્યા નીચે પ્રમાણે કરી છે—

"रसोर्लशौ मागध्यामित्यादि यन्मागधभाषालक्षणं तेनाऽपरिपूर्णा प्राकृतबहुला 'अर्धमागधी'—त्युच्यते"

(અર્થ—'ર'નો 'લ' અને 'સ'નો 'શ' થાય. ઇત્યાદિ જે માગધી ભાષાનું લક્ષણ છે તેથી અપૂર્ણ અને અધિક પ્રાકૃત લક્ષણવાળી ભાષા 'અર્ધ-માગધી' કહેવાય છે.)

વૃત્તિકારનાં આ બન્ને લક્ષણો ચૂર્ણિકારના લક્ષણથી વાસ્તવમાં કંઇ જ ભિન્નતા દાખવતાં નથી. ચૂર્ણિકારે માગધીની મુખ્યતા વિવક્ષીને અષ્ટાદશ ભાષાના મિશ્રણવાળી પ્રાકૃત ભાષાને 'અર્ધમાગધી' કહી છે; ત્યારે વૃત્તિકારે કંઇક માગધી અને કંઇક સામાન્ય પ્રાકૃત લક્ષણ જેમાં હોય તે ભાષાને 'અર્ધમાગધી' જણાવી છે. બન્નેનું તાત્પર્ય એક જ છે, અને તે આ કે 'જે ભાષામાં સમાન વા ન્યૂનાધિક ભાવથી માગધી અને ઇતર પ્રાકૃત ભાષાઓનું લક્ષણ વર્તમાન હોય તેને અર્ધમાગધી ભાષા કહેવી.'

પં૦ બેચરદાસ આના સંબંધમાં એમ જણાવીને વાંધો ઊઠાવે છે કે વ્યાકરણના નિયમ પ્રમાણે 'અર્ધમાગધી' આ પદમાં રહેલો 'અર્ધ' શબ્દ સમાન અંશને જણાવે છે તેથી જેમાં બરાબર અર્ધભાગ માગધીનો ન હોય તે ભાષા અર્ધમાગધી નામને ધારણ કરી શકે નહિ. પંડિતજીનો આ વાંધો કેટલે અંશે વાજબી છે તે જરા તપાસીએ.

પ્રથમ તો અર્ધમાગધીની વ્યાખ્યા ઉપરથી વાંધો લેનારે એ વાતનો વિચાર કરવો જોઇએ કે 'અર્ધ-માગધી ભાષા' તે કેવળ ગ્રન્થભાષા જ નહિ પણ એક વખતની લોકભાષા હતી. હિન્દી અને અરબી, ફારસી વિગેરેના મિશ્રણથી ઉત્પન્ન થયેલી 'ઉર્દૂ ભાષા' જેમ લાખો મનુષ્યોમાં બોલાય છે તે જ રીતે માગધી અને શૌરસેન્યાદિ ભાષાઓના સંમેલનથી જન્મેલી અર્ધમાગધી પણ અઢી હજાર વર્ષો ઉપર કરોડો મનુષ્યોમાં પ્રચાર પામેલી એક સરલ લોકભાષા હતી. ખાસ કરીને બિહાર અને સંયુક્ત પ્રદેશના મધ્યભાગમાં તો 'અર્ધમાગધી' તે સમયની માતૃ-ભાષા જ હતી.

તીર્થંકરની વાણીના ગુણ વર્ણવતાં જૈન શાસ્ત્રકારો લખે છે કે 'જેમ વર્ષાદનું જળ પાત્રવિશેષને પામીને ભિન્ન ભિન્ન વર્ણાદિવાળું થાય છે તેમ જિનની ભાષા શ્રોતૃવર્ગની ભિન્ન ભિન્ન ભાષા રુપે પરિણમે છે, એટલે કે સર્વ શ્રોતૃગણ તીર્થંકરની ભાષાને પોતાની ભાષા તરીકે જ સમજે છે.[5] આ લખાણ ઉપરથી પણ આ ઐતિહાસિક સત્ય સ્પષ્ટ થાય છે કે જે અર્ધમાગધી ભાષામાં ભગવાન મહાવીરે ધર્મોપદેશ કર્યો હતો તે ભાષા ઘણી વ્યાપક અને સરલ હોવી જોઇએ.

નાટકનાં પાત્રોની ભાષાનું વિવેચન કરતાં નાટ્યાચાર્ય ભરત પોતાના નાટ્યશાસ્ત્રમાં નોકરચાકરો, રાજપુત્રો અને શેઠસાહુકારોની ભાષા અર્ધમાગધી હોવાનું લખે છે.[6] આ ઉપરથી પણ સિદ્ધ થાય છે કે અર્ધમાગધી એ સર્વ સાધારણ અને ખાસ કરીને મધ્યમ વર્ણોમાં બોલાતી ભાષા હતી. આવી રીતે લોકોમાં છૂટથી બોલાતી અર્ધમાગધીમાં કોઇ પણ ઐકાન્તિક નિયમન હોઇ શકે જ નહિ, એટલે કે પૂરેપૂરા પચ્ચાસ ટકા માગધીના અને પચ્ચાસ ટકા જ બીજી ભાષાના હોવા જોઈએ એવો નિયમ કોઇ કાળે ચાલી જ ન શકે; વર્તમાનકાળની હિન્દી ભાષાનો જ વિચાર કરો, તેમાં અનેક પ્રકારનું વૈષમ્ય જણાશે. કોઇએ તેમાં ઉર્દૂ ભાષાનો અધિક ઉપયોગ કર્યો હશે તો કોઇએ સંસ્કૃત શબ્દોનો, કોઇએ વ્રજભાષાનો તો કોઇએ બીજી જ દેશી ભાષાનો; છતાં પણ તે સઘળી ભાષા તો હિન્દી જ છે, એ જ પ્રમાણે અર્ધમાગધીમાં પણ ભાષામિશ્રણનું તારતમ્ય હોવા છતાં પણ માગધીની અધિકતાને લીધે તેનું નામ અર્ધમાગધી જ રહ્યું. કેવળ સમાસાર્થને વળગી રહીને અર્ધમાગધીની વ્યાખ્યા કરનારે તો એમ જ કહી દેવું જોઇએ કે 'અર્ધમાગધી' આવા નામવાળી ભાષા જ કોઇ કાળે હતી નહિ. કારણ કે એક તરફ જૈન આગમો અર્ધમાગધીમાં રચાયાં એમ કહેવું અને બીજી તરફ, કોઇ કાળે ન સંભવે એવી બરાબર પચ્ચાસ ટકાની ગણત્રીવાળી અર્ધમાગધી માનવી, એ ખરેખર 'વદતો વ્યાઘાત' જેવું છે.

બીજું 'અર્ધમાગધી' શબ્દ 'અદ્ધમાગહા'નો અનુવાદ માત્ર છે. સમાસાર્થની ગવેષણા અનુવાદ ઉપરથી નહિ પણ મૂલ પદ ઉપરથી થવી જોઇએ. મૂલ પદ 'અદ્ધમાગહા' એ પ્રાકૃત ભાષામાં સમાસ વિષયક નિયમ અવશ્યતયા પાળવાનો આગ્રહ નથી. ઘણાએક પ્રાકૃત પદોના સમાસો સંસ્કૃત વ્યાકરણના નિયમોથી તદ્દન વિરુદ્ધ હોય છે; છતાં તેમાં વાંધો લેવાતો નથી, ત્યારે 'અદ્ધમાગહા'નો અવયવ 'અદ્ધ' શબ્દ અર્ધવાચી જ હોવો જોઇએ એવો પંડિત મહાશયનો આગ્રહ શું ગેરવાજબી નથી?

વિવાદને ખાતર ક્ષણવાર માની લઇએ કે 'અર્ધ-માગધ'નો 'અર્ધ' શબ્દ 'બરાબર અડધા'ના અર્થમાં વપરાયો છે; તથાપિ ચાલુ પ્રકરણમાં 'બરાબર અર્ધ'ની ગણતરી શબ્દગણના ઉપરથી કરવી કે વ્યાકરણ કાર્ય ઉપરથી? પંડિતજીના અભિપ્રાય પ્રમાણે બન્ને પ્રકારથી 'અર્ધમાગધી'માં 'માગધી'ની 'અર્ધતા' હોવી જોઇએ, પણ એક જ શબ્દકોષનો ઉપયોગ કરનારી માગધી અને પ્રાકૃત ભાષાના પૃથક્કરણમાં શબ્દ સંખ્યાની વાત કરવી એ તો દેખીતી રીતે જ અન્યાય છે.

હવે બાકી રહેલી વ્યાકરણકાર્યની બાબતમાં એ પ્રશ્ન ઊભો થાય છે કે જે માગધી-વ્યાકરણ કાર્યની 'અર્ધતા' આગમોની ભાષામાં માંગવામાં આવે છે તે વ્યાકરણ પ્રાચીન માગધીનું સમજવું કે અર્વાચીનનું? પરંતુ આનું સમાધાન પં૦ બેચરદાસે પ્રથમથી જ કરી દીધું છે કે 'આગમોની ભાષામાં 'અર્ધમાગધીતા'નો પોતે જે અસ્વીકાર કરે છે તે હેમચન્દ્રસૂરિના (અર્વાચીન) માગધી વ્યાકરણને અનુસરીને સમજવાનો છે.

બેચરદાસના ઉપર્યુક્ત ખુલાસાથી તેમના માગધી પ્રત્યેના વાંધાનું તોલ સ્વયં થઇ જાય છે. એ વાત

---

૫ वासोदयस्स व जहा वण्णादि होंति भायणविसेसा ।
सव्वेसिं पि सभासा जिणभासा परिणमे एवं ॥५७७॥
—आवश्यकसूत्र

૬ चेटानां राजपुत्राणां श्रेष्ठिनां चार्धमागधी ॥
—नाट्यशास्त्र

સાદી અક્કલથી પણ સમજી શકાય તેવી છે કે હજાર વર્ષથી પણ અધિક સમયની પ્રાચીન ધી ભાષાનું અર્વાચીન માગધી વ્યાકરણના મોને અનુસારે કરેલું પૃથક્કરણ કોઇ પણ રીતે ાણિક હોઈ શકે નહિ.

આ ઉપરથી પંડિતે આપેલા માગધીકાર્ય-પદ શબ્દકોષ્ટકનો ઉત્તર પણ મળી જાય છે. શું કે ઉક્ત કોષ્ટકમાં બતાવેલ માગધીકાર્ય અર્વા-ા નિયમોને જ અનુસરનારૂં છે. જ્યારે આગમોની ંમાગધીતા પ્રાચીન માગધીની અપેક્ષાએ ેલી છે.

આ સ્થળે આગમભાષાના નમૂના તરીકે કેટલાક આપવામાં આવે છે જે ઉપરથી વાચકગણ શકશે કે જૈન-આગમોની આધુનિક ભાષા ા નથી, પણ પ્રાચીન અર્ધમાગધી છે.

" × × से देवे अभयकुमारं एवं वयासी—अहं नं ाणुप्पिआ! पुषसंगतिए सोहम्मकप्पवासी देवे महिड्ढिए, ण तुमं पोसहसालाए अठमं भत्तं पगिण्हित्ता णं ममं ागि करेमाणे चिटसि; तं एस णं देवाणुप्पिआ अहं हव्यमागए। संदिसाहि णं देवाणुप्पिआ; किं करेमि दलामि किं पयच्छामि किं या ते हियइच्छितं?।

ततं णं से अभए कुमारे तं पुव्वसंगतियं देवं तलिक्खपडिवन्न पासइ पासित्ता हटतुटे पोसहं पारेइ त्ता करयल० अंजलिं कट्टु एवं वयासी।"

इत्थ वि जाणह अकस्मात् एवं तेसिं नो सुयक्खाए धम्मे नो सुपन्नत्ते धम्मे भवई।

—आचाराङ्ग २६६

पुरच्छिमेणं कप्पइ निग्गंथाण वा निग्गंथीण वा जाव मगहाओ एत्तए, दक्खिणेणं कप्पइ निग्गंथाण वा निग्गंथीण वा जाव कोसम्बीओ एत्तए, पच्छिमेणं जाव थूणाविसओ, उत्तरेणं जाव कुणालाविसओ, तात्र आरिए, नो कप्पइ इत्तो बाहिं ति।

—आचारांग २४५

एवं खलु जम्बू! तेणं कालेणं तेणं समएणं वाणियगामे नामं नयरे होत्था। वण्णओ। तस्स वाणियगामस्स नयरस्स बहिया उत्तरपुरत्थिमे दिसीभाए दुइपलासए नामं चेइए। तत्थ णं वाणियगामे आणन्दे नामं गाहावई परिवसइ, अड्ढे जाव अपरिभूए।

—उपासकदशाङ्ग १

तए णं से सद्दालपुत्ते समणोवासए गोसालं मंखलिपुत्तं एवं वयासी — तुब्भे णं देवाणुप्पिया! इयच्छेया जाव इयनिउणा इयनयवादी इयउवएसलद्धा इयविण्णाणपत्ता; पभू णं तुब्भे मम धम्मायरिएणं धम्मोवएसएणं भगवया महावीरेणं सद्धिं विवादं करेत्तए? नो तीणट्ठे समट्ठे। से केणट्ठेणं देवाणुप्पिया एवं वुचई नो खलु पभू तुब्भे मम धम्मायरिएणं जाव महावीरेणं सद्धिं विवादं करेत्तए? सद्दालपुत्ता से जहा नामए केइ पुरिसे तरुणे जुगवं जाव निउणसिप्पोवगए एगं महं अयं वा

# તમે સંવત્સરી પ્રતિક્રમણ કીધું છે?

આ પ્રશ્ન તમને વિચિત્ર લાગશે; પણ તે ઘણો જ મહત્ત્વનો હોવાથી હું તમને પુનઃ પુછું છું. તમે અનેકને પ્રત્યક્ષમાં અને પત્રોમાં કહેતા ફરો છો કે સંવત્સરી પ્રતિક્રમણ કરી સર્વ જીવોને આત્મભાવે ખમાવ્યાં છે-આપ પણ ખમશો. આ શું ખરેખર તમારા હૃદયના ઉદ્‌ગારો છે? આનો આત્મનિરીક્ષણ કરીને જ જવાબ આપશો.

**શું તમે સંવત્સરી** પ્રતિક્રમણ કીધું છે? જો ખરેખર જ તમે વિધિપૂર્વક ત્રિવિધ શુદ્ધ ભાવે પ્રતિક્રમણ કીધું હોય તો આજથી તમારાં સર્વ સગાં સંબંધી તથા મિત્રો વિગેરેના દોષોને કદી સ્મૃતિમાં લાવશો નહીં. દોષોની સ્મૃતિ થવાથી કષાયની લાગણી તીવ્ર થાય છે, તેમ કરી તમારા નિર્મલ થયેલા આત્માને ફરી કલુષિત કરશો નહિં. કદાચ બળાત્કારે તમને સ્મૃતિ થઇ આવે તો મૈત્રીનો-વિશુદ્ધ મૈત્રીનો પ્રવાહ તે પ્રતિ વહેવડાવી તેમનું શુભ થાય એવી ભાવના ભાવી પૂર્વના સંસ્કારોને દાબી દેવા શક્ય એવો દરેક પ્રયત્ન કરજો, તેમની પ્રતિ કલ્યાણની ભાવના પ્રેરજો, તેમને અને તમને પોતાને આત્મસ્વરૂપથી અભિન્ન જોશો.

**શું તમે સંવત્સરી** પ્રતિક્રમણ કીધું છે? જો તમે કહોછો તેમ કીધું જ હોય તો તમને આજપર્યંત જે કાંઇ કટુવચનો સાંભળવાં પડ્યાં હોય તે વિસરી જજો. તમને તેની કોઇ સ્મૃતિ આપવાનો પ્રયત્ન કરે તો, તમારા હૃદયને ભલે આનંદ મળતો હોય તોપણ તે બળાત્કારથી દબાવજો. તમારા શુદ્ધ નિશ્ચયરૂપી કુહાડવતી તેનું ઉન્મૂલન કરજો. કટુવચનો તમને કોઇએ કહ્યાં હોય તેનો ઉપકાર માનજો. એવાં વચનોને લીધેજ માણસો ઉન્નતિ સાધી શકે છે, એમ વિચારજો. આચાર્યો પણ એવા દુર્જનોને 'પ્રથમ વન્દે' કહી નમસ્કાર કરે છે. કટુવચનો કહેનારાઓનો જ આ પ્રતાપ છે કે આપણને તે અયોગ્ય પ્રવૃત્તિમાંથી સહિસલામત બચાવી લે છે. પ્રેસિડેંટ રૂઝવેલ્ટ કહે છે કે રાજ્યનીતિનો હું જો ખરેખરો મર્મ જાણવા પામ્યો હઉં તો તે મારા ઉપર વારંવાર થતી ટીકાઓનોજ પ્રતાપ છે. તેઓ પોતાના એક વિરોધી મી. નાસ્ટનો ઉપકાર માનતાં કહે છે કે તેજ મ્હારો ખરો મિત્ર છે—કે જેનાં કટુવચનોના પ્રહારોથી હું સ્ખલનામાંથી બચતો રહ્યો છું. તમે પણ એવી જ ગુણદૃષ્ટિથી હવે તમારા વિરોધીઓ પ્રતિ જોવાનો યત્ન કરજો.

**તમે સંવત્સરી** પ્રતિક્રમણ કીધું છે? કીધું જ હશે, કારણ કે તમે જૈન છો. તમને યાદ છે કે તમે તે સમયે સર્વ જીવો સાથે ક્ષમાની યાચના કરતાં હવેથી બની શકે ત્યાં સુધી કોઇ જીવને દુભાવવા નહીં તે માટે આત્મા તથા ગુરુસાક્ષીએ પ્રતિજ્ઞા કીધી છે? માટે હવેથી વૃત્તિની લોલુપતાને ત્યજવાનો અભ્યાસ પાડશો. ઇંદ્રિયોની લોલુપતાથી અસંખ્ય—એકેંદ્રિયથી લેઇ પંચેન્દ્રિય જીવોના તમે ઉપયોગે કિંવા અનુપયોગે વિરાધક બન્યા છો. અભિગ્રહ નહીં ધરવાથી વિશેષ આલોયણાના ભાગી થતાં જાઓ છો. એક વિષયમાંથી બીજામાં અને બીજામાંથી ત્રીજામાં ભટકવાનો અભ્યાસ છોડી દેજો. વૃતિઓને સંતોષવામાં કોઇ કાળે અખંડ શાંતિ તમે નહીં જ મેળવી શકો એ નિશ્ચય રાખજો. જો ખરેખર સ્થૈર્ય અને શાંતિવાળું જીવન ગુજારવા માગતા હો તો ઇંદ્રિયોનો નિગ્રહ કરતાં શીખજો. તેમાંજ ખરી શાંતિનાં સુખો રહેલાં છે.

**તમે સંવત્સરી** પ્રતિક્રમણ કીધું છે? જો શુદ્ધભાવે કીધું હોય તો પૂર્વે જે દ્વેષયુક્ત કજીયાઓ તમે પત્રોદ્વારા કે પુસ્તકો દ્વારા સાંભળ્યા હોય તે પુનઃ સંભારવાનું મુકી દેશો. તેના સંબંધી વિચાર સુદ્ધાં પણ કરશો નહીં. તે કજીઆ શાથી ઉદ્‌ભવ્યા અને તેનાં શું પરીણામ આવ્યાં તે શોધવાનો પણ શ્રમ લેશો નહીં. કારણ કે જે કાર્ય નિંદ્ય તથા અયોગ્ય હોય છે, તેનાં કારણો પણ લગભગ તેવાંજ હોય છે. તો પછી એવાં અયોગ્ય અને નિંદ્ય કારણોની શોધ પછવાડે સમય વીતાવવાનું સાર્થક્ય શું? મતલબ કે એવી વસ્તુનું મનન કે ચિંતન કરવાની હવેથી કોઇ દિને આવશ્યકતા વિચારશો નહીં.

**તમે** સંવત્સરી પ્રતિક્રમણ કીધું છે? તમારી આજ સુધીની જીંદગીમાં જે દુઃખના, શોકના, ભયના કે એવાજ બીજા હલકા પ્રસંગો આવ્યા હોય તો તે પણ વીસરી જશો. તેવા પ્રસંગોનાં પ્રમાણો તમારા મિત્રો, સ્નેહીઓ કે શત્રુઓ પાસે કદી પણ ઉઘાડશો નહીં. જે વસ્તુની વારંવાર સ્મૃતિ થાય છે, તે વસ્તુ વખત જતાં પ્રત્યક્ષ થાય છે, એમ વિચારશીલ પુરૂષોનું કહેવું છે. તમે પ્રતિક્રમેલા પ્રસંગોને જો પુનઃ કહ્યાં કરશો તો પુનઃ તે તેવાજ સંજોગો ઉભા કરશે. દુઃખદ પ્રસંગોનું સ્મરણ જેમ જેમ તીવ્ર થતું જાય છે, તેમ તેમ દુઃખની વેદના પણ તેટલીજ તીવ્ર થતી જાય છે. અને જેમ જેમ તે વિસરી જવાય છે, તેમ તેમ હૃદયમાં શાંતિનું સિંચન થતું જાય છે.

**તમે** સંવત્સરી પ્રતિક્રમણ કીધું છે? કીધું જ હોય તો આજ સુધી જે જે દુઃખનાં તેમજ અસંતોષનાં કારણો પ્રકટ થયાં હોય તેમની એક સીલ કરેલી બુકની માફક વ્યવસ્થા કરી દેજો, અને ભવિષ્યમા આવતી કાલથી જ, અરે આ ક્ષણથી જ, તમારા જીવનનો નવો ગ્રંથ બાંધો તેમાં નવું ખાતું ઉઘાડો. પ્રત્યેક દિવસે અને પ્રત્યેક ક્ષણે નવા નવા અનુભવો મેળવી નવું જીવન શરૂ કરવું એ એક જ્ઞાન તથા સુખપ્રાપ્તિની અમૂલ્ય કળા છે. જે પુરૂષ આ કળા જાણે છે, તે આત્માની અનંત શક્તિઓ સહેજે કેળવી શકે છે. તે સર્વ મેળવવા અને કરવા સમર્થ થઇ શકે છે. વિશ્વની સમગ્ર સંપત્તિ તેની આજ્ઞામાં પ્રવર્તે છે. પ્રત્યેક દિવસે નહીં, તો સંવત્સરીએ તો અવશ્ય નવું જીવન, નવા આનંદ, ઉત્સાહ, અને આત્મભાવથી શરૂ કરતાં શીખો. માત્ર અનુભવને સાથે રહેવા દો. જુઓ જોઇએ, પછી પ્રસંગો દૂર થાય છે કે નહીં?

**તમે** સંવત્સરી પ્રતિક્રમણ કીધું છે? તેનો ભાવ તમે સમજ્યા છો? થયેલા દોષોની ક્ષમા યાચવી અને ભવિષ્યમાં તેવી પ્રવૃત્તિ ન કરવા નિયમ કરવો એ લેવેલા નિયમને વળગી રહેશો? પૂર્વના જીવનનું સિંહાવલોકન કરી જવાબ આપો કે ગયા અનેક સંવત્સરોમાં તે નિશ્ચયને દૃઢપણે વળગી રહ્યા છો? યાદ કરો કે સંવત્સરી પ્રતિક્રમણ કીધા પછી કોઇ પ્રતિ વેરનો બદલો લેવા પ્રયત્ન કીધો છે? જો સંવત્સરી પ્રતિક્રમણની પછી કોઇએ કરેલા અપરાધનો બદલો લેવા તમે પ્રવૃત્ત થયા હો તો સમજજો કે તમોએ કરેલું અને અનેક સ્નેહીઓને કહેલું પ્રતિક્રમણ યથાર્થ નથી. કિંવા "ખમજો અને ખમાવજો" એ ભાવનામાં તમે બીજાને ખમાવવામાં વિજયી થયાં હશો, પણ તમે પોતે ખમી શક્યા નથી. આ રીતે તમે પોતે તમારા આત્માના કરેલા દ્રોહને માટે વારંવાર પશ્ચાત્તાપ કરજો અને ભવિષ્યમાં ખમવાની ઉદારતા બતાવજો.

**તમે સંવત્સરી** પ્રતિક્રમણ કીધું છે?—સર્વ જીવોને તે પ્રસંગે ખમાવ્યા તો હશે, પણ ખરેખરૂં જ કહેજો કે તમે પોતે ખમ્યા છો? બીજાને ખમાવી તમે પોતે બીજાના દોષોને ખમવાની સહિષ્ણુતા નહીં બતાવી હોય તો આપ લે ના સિદ્ધાંતે કર્ત્તવ્ય-ભ્રષ્ટ થયાં છો, એમ વિચારજો. આથી સમાજની દૃષ્ટિમાં ગુન્હેગાર થયા છો, એટલું જ નહીં પણ અન્ય પાસેથી ક્ષમા લઇ તેવા જ નિર્મલ ભાવે ક્ષમાનું દાન નથી કર્યું તે માટે બેવડા દોષિત થયા છો એમ ચોક્કસપણે માનજો.

**તમે** સંવત્સરી પ્રતિક્રમણ કીધું છે? યાદ છે તે દિવસની પ્રતિજ્ઞાને? તમે દિગ્ભેદી નાદે સિંહ સમાન આસન ધરી કહ્યું હતું કે—

"ખામેમી સવ્વે જીવા, સવ્વે જીવાઃ ખમંતુ મે."

આ પ્રતિજ્ઞામાં હજી સ્થિર છો? સંસારના ભોગોપભોગે રાગ દ્વેષની પરિણતિએ કે વિવિધ પ્રલોભનોએ તમને ડગાવ્યાં તો નથી ને? વચન આપ્યા અનુસારે સર્વજીવો પ્રત્યેનો મૈત્રીભાવ કોઇ અંશે ન્યૂન તો નથી થયો ને? નિરંતર દેવસી પ્રતિક્રમણમાં આ સંસ્મરી જશો. શાસનદેવ તમારાં વિજયદ્વારને ક્રમે ક્રમે ખુલ્લાં કરશે. આત્માની અનંત શક્તિઓ જાગૃત થશે. વચનાતીત નિજાનંદ અનુભવશો—

૧૮-૯-૨૦ લી૦ ભીમજી

# વસ્તુપાલ તેજપાલનો રાસ

( કર્તા—સમયસુન્દર )

સરસતિ સામિણિ પયનમી, પ્રણમી સહગુરૂ પાય
વસ્તપાલ તેજપાલનો, રાસ કહું ચિત લાય ૧
પોરવાડ વંશે પ્રગટ, જિનશાસન સિણગાર
કરણી મોટી જિણ કરી, સહુ જાંણે સંસાર ૨
ચંડ પ્રચંડ અનુક્રમે, સોમ અને આસરાજ
વસ્તપાલ તેજપાલ બે, તસુ નંદન શિરતાજ ૩
માતા કુઅરિ ઉર રતન, પાટણ નગર નિવાસ
વીરધવલ રાજા તણા, મહેતા પુણ્ય પ્રકાશ ૪
વરસ અઢાર ગયા પછી, વરસ અઢારા સીમ
વસ્તપાલ તેજપાલ બે, ધર્મકરણી કરે એમ. ૫

( શેત્રુંજે યાત્રા કરૂં એ દેશી. )

ધરમ કરણી કરે એ, વસ્તપાલ ને તેજપાલ ધ.
સાંત ખેત્રે વિત વાવરે એ લહે લખમીનો લાહ. ધ. ૬
જૈન પ્રાસાદ કરાવિયા એ તેરસેં ચ્યાર ધ.
વીસ સહસ ત્રિણયેં સેં કરાવીયા એ જિન ચૈત્ય ઉદ્ધાર ધ. ૭
ભગવંત બિંબ ભરાવીયા એ સવા લાખ અતિસાર ધ.
અઢાર કોડિ દ્રવ્ય વ્યય કરી એ તિણિ ભરાયા ભંડાર ધ. ૮
પાંચસેં સિંહાસન દાંતના એ, નવસેં ચોરાસી પોસાલ ધ.
સમવસણ પટ્ટકૂલનાં એ પાંચસેં પંચ રસાલ ધ. ૯
શેત્રુજે દ્રવ્ય સફલો કીઓ એ અઢાર કોડિ છન્નુ લાખ ધ.
ગિરિનારિ દ્રવ્ય સફલો કીયો એ અઢાર કોડિ એંસી લાખ. ધ. ૧૦
આબુ દ્રવ્ય સફલો કીયો એ લાખ ત્રિપન્ન કોડિ બાર ધ.
નેમિપ્રાસાદ નીપાવીઓ એ લુણગવસહી ઉદ્ધાર ધ. ૧૧

બ્રાહ્મણ શાલા સાતસેં એ સાતસેં શત્રુકાર ધ.
પ્રાસાદ કરાવ્યા મહેશના એ તે પિણ ત્રિણ્ય હજાર. ધ. ૧૨
તાપસના ઠામ શાતસેં એ ચોસઠિ કરાવી મસીત ધ.
જિનબિંબની રક્ષા ભણી એ, સહુ મન આણી પ્રીત ૧૩
પાષાણબદ્ધ કરાવીયા એ, સરોવર ચોરાસીય ધ.
વારૂ સયંવર વાવડી એ ચ્યારસેં ચોસઠિ કીધ. ધ ૧૪
મોટા ગઢ મંડાવીયા એ બત્રીસ પાષાણ બદ્ધ ધ.
એ સહુ સંઘરક્ષા ભણી એ પરિઘલ પાણી કીધ ધ. ૧૫
પરવ મંડાવી ચ્યારસેં એ પરઉપગારી નિમિત્ત ધ.
ચાલતી ચરમ તલાવડી એ ચ્યારસેં ચોરાસી નિત્ત. ધ ૧૬
તોરણ ત્રિણ્ય ચઢાવીયા એ એહજ શેત્રુંજ ગિરિનારિ ધ.
સોનઈયા ત્રિહું લાખનો એ એકેકો શ્રીકાર. ધ. ૧૭
બે લાખ સોનઈયા તણો એ ખંભાયત વ્યય કીધ ધ.
વસ્તપાલ તેજપાલના એ સકલ મનોરથ સિદ્ધ. ધ. ૧૮
ઉદયપ્રભ સૂરિ પ્રમુખના એ પદઠવણા એકવીસ. ધ.
માહોચ્છવ સેતી કરાવીયા એ યાચક પૂરી જગીસ. ધ. ૧૯
જૈન દેહરાસર કરાવીયા એ દાંતતણા ચોવીસ, ધ
જૈન દેહરાસર સાગનાં એ તે પિણ એકસોવીસ, ધ. ૨૦
વેદિયાં બાંભણ પાંચસેં એ વેદ ભણે દરબાર, ધ.
ગચ્છવાસી યતી સાતસેં એ સૂઝતો લે આહાર. ધ. ૨૧
સહસ એક ને આઠસેં એ વોહરે એકલવિહાર ધ.
એક હજાર તાપસ વલી એ મઠવાસી અધિકાર ધ: ૨૨
પરિઘલ સહુને પોખીયા એ અન્નપાણી ભરપૂર ધ.
જય જયકાર દીસે સદા એ પ્રગટયો પુન્ય પંડૂર ધ. ૨૩
સંઘપૂજા વલી કીજીયે એ વરસમાંહિ ત્રિણવાર ધ.
સાહમીવચ્છલ કીજીયે એ આભરણ વસ્ત્ર અપાર ધ. ૨૪
શેત્રુંજના સંઘવી થયા એ સાઢી ચારેહ યાત્ર ધ.
વસ્તપાલ તેજપાલ કરી એ નિર્મલ કીધાં ગાત્ર ધ: ૨૫

## દૂહા.

સંવત બારસત્યોતરે પહેલી શેત્રુંજ યાત્ર
કીધી સબલ પડુરસ્યું તે કહિઈ લવ માત્ર. ૨૬

ઢાલ ૨ તિમરી પાસે વડલું ગામ—એ દેશી

વસ્તુપાલ તેજપાલ બે ભાઈ, શેત્રુંજ યાત્રાની કીધી સજાઇ
પાંચસહસ પાંચસે સેજવાલી, વલી અઢારસેં વહિલ રંગાળી ૨૭
સાંતસેં વલી સિંહાસન સોહે, પાંચસેં પાલખી જન મન મોહે
ઊગણીસે સે શ્રી કરી અતિસાર, ચપલ તુરંગમ ચ્યાર હજાર ૨૮
કરહા કોટે ઘુઘરમાલ, વીસ સહસ સોહે સંઘવિશાલ
જૈન ગાયક ચ્યારસેં ચોરાસી, તેત્રીસસેં બંદિજન ભાસી ૨૯
તેત્રીસસે વલી વાદી ભટ્ટ, સાતસ આચારય ગહગટ્ટ
ઇગ્યારહસેં દિગંબર સાધ, એકવીશસેં સેતંબર બાધ. ૩૦
ચાલતાં પાણી સાથે તલાવ, એ સહુ પુણ્ય તણા પરભાવ
તેત્રીસસે દાંતના દેવાલાં (દેવાલય), બારસેં સાગનાં સુવિશાલા. ૩૧
સંઘમાંહિ માણસ સાત લાખ, સહુની પરિવાધે સાખ.
સરસ્વતીકંઠાભરણ બિરૂદ, ચોવીસ બોલે ભટ્ટ સુશબ્દ. ૩૨
દલવાદલ રેરા તંગોટી, ફરહે નેજા ધજા અતિ મોટી
સબલ આડંબર રાયની રીતિ, સંઘ ચાલે સહુ સંતોષી પ્રીતિ ૩૩
જય પતાકા તેતીસ વાર, સંગ્રામ કરીને પામી સાર
એહવી સાઢી બારે યાત્રા કીધી, શેત્રુંજ સંઘવી પદ લીધી. ૩૪
હવે સહુ પુન્યવશની વાત, જે દ્રવ્ય ખરચ્યા તે કહાત,
તેત્રીસ કોટિ ચઉદહે લાખ, અઢાર સહસ આઠસેં સાખ. ૩૫
ત્રિહું સોડહીએ ઉણા સોનઇયા, પુણે વરે ખરચ્યા તે કહિયા
જિનશાસનમાં સોહ ચઢાઈ, બારસેં અઠાણું સૂરગતિ પાઇ. ૩૬
વસ્તુપાલ તેજપાલ પુણ્ય પ્રધાન, જેહને પગપગ પ્રગટ્યાં નિધાન
પુન્યથી પામી તેજમતુરી, દક્ષિણાવર્ત્ત આસ્યા પુરી ૩૭
ઈમ જાંણી સહુકો ઘર સારૂ, ધન ખરચે વ્યવહારિયા વારૂ
સફલ કરો આપણો અવતાર, જિમ તુમે પામો ભવપાર. ૩૮
શ્રી ખરતર ગચ્છ શ્રી જિનચંદ, શિષ્ય સકલચંદ નામે મુણિંદ
સમયસુંદર પાઠક તસુ સીસ, રાસ ભણ્યો શ્રી સંઘ જગીસ ૩૯
સંવત સોલેબયાસીયા વરસે, રાસ કિધો તિમતપુર હરષે,
વસ્તપાલ તેજપાલનો રાસ, ભણતાં સુણતાં પરમ ઉલ્લાસ. ૪૦

—આ૰પ્રત. ૨-૧૨.

# જૈનધર્મના સિદ્ધાન્ત

( Dr. Helmuth von Glasenapp ) March 1925.

( ડા૦ હેલ્મુત ફૉન ગ્લાસનૃઆપ, બર્લિન )

હિંદુસ્થાને ત્રણ મોટા ધર્મ આપ્યા છેઃ હિંદુ બૌદ્ધ અને જૈન. પહેલા બે ધર્મોની તુલનામાં જૈનધર્મ વિષે આજ સુધી યુરોપને બહુ થોડી જ માહિતિ છે. અને છતાંયે એને વિષે માહિતિ મેળવવાની જરૂર છે, કારણકે ઘણું કરીને એ સૌથી પ્રાચીન આર્ય તાત્વિક દર્શન છે, અને પોતાની જન્મભૂમિમાં લગભગ ફેરફાર પામ્યા વિના આજ સુધી સચવાઇ રહ્યો છે. જૈન ધર્મના સ્થાપનાર પાર્શ્વનાથ ( તેમના શાસનની અપેક્ષાએ ) ક્રાઇસ્ટ પૂર્વે (લગભગ) ૮૦૦ વર્ષ ઉપર થઇ ગયા હતા અને એને આજના સ્વરૂપમાં મુકનાર સુધારક મહાવીર તે બુદ્ધના સમયમાં એમનાથી જરાક આગળ અને આપણા ઇસ્વી સનની પૂર્વે છઠ્ઠા સૈકામાં થઇ ગયા હતા. એમની જન્મભૂમિ હિંદુસ્થાનની ઇશાનમાં આવેલા બિહાર પ્રદેશમાં છે અને તે પ્રદેશમાંથી જૈનધર્મ સત્વર વિસ્તરીને આખા ગંગાપ્રદેશમાં ફરી વળ્યો. એના ખિલતા જુગમાં—આપણા આશરે પાંચમાથી બારમા સૈકા સુધી પશ્ચિમ અને દક્ષિણ હિંદુસ્થાનનાં રાજ્યોનો એ રાજધર્મ બની રહ્યો હતો. બૌદ્ધધર્મના લોપ પછી હિંદુધર્મે જે ઉછાળો માર્યો તેણે કરીને અને મુસલમાન ધર્મને દબાણે કરીને જૈનધર્મને સખ્ત હાનિ થઇ. એના સામેની બધી વિરુદ્ધતાઓ છતાં આજ સુધી એણે પોતાની જીવનશક્તિ સાબિત કરી બતાવી છે. એક સમયના પ્રબળ બૌદ્ધ ધર્મનો આજે હિંદુસ્થાનમાંથી લગભગ લોપ થઇ ગયો છે, ત્યારે જૈનધર્મના વાવટા નીચે હજી યે બાર તેર લાખ અનુયાયીઓ છે અને તે મોટે ભાગે વેપારી વર્ગના છે.

જૈનધર્મમાં જે વિશેષતા છે તે માત્ર ઐતિહાસિક નહિ પણ દાર્શનિક પણ છે. જૈન લોકોએ સર્વ વિષયો સંબંધે આધ્યાત્મિક દર્શન રચ્યાં છે અને એ દર્શનનું વસ્તુ અને તેની પરિભાષા જોતાં આપણને ખાત્રી થાય છે કે દાર્શનિક પ્રદેશમાં ઉભા રહી વિચાર કરનાર પ્રૌઢરૂપ ભારતીય આત્માની સ્વતઃસિદ્ધ અને વિશેષ પ્રકારની એ સૌ રચના છે.

* * * *

જૈનધર્મના સિદ્ધાન્ત પ્રમાણે જગત્ શાશ્વત અને નિત્ય છે. ( વસ્તુગતે નિત્ય છે અને પર્યાયે અનિત્ય છે. ) હિંદુઓની પેઠે જૈનો એમ માનતા નથી કે જગતની જુગેજુગે સૃષ્ટિ અને પ્રલય થાય છે. એ તો એમ જ માને છે કે આ વિશાળ, પણ છતાંયે વિસ્તારમાં સીમાબદ્ધ વિશ્વ અચળ છે. વિવિધ નરકોવાળું અધોજગત્, વિવિધ ખંડ અને સમુદ્રવાળું મધ્ય જગત્, અને વિવિધ સ્વર્ગોવાળું તથા નિર્વાણ પામેલા આત્માઓના આવાસવાળું ઉર્ધ્વજગત્—એ સૌના અસ્તિત્વમાં અને વિસ્તારમાં કશો ફેરફાર થતો નથી. જંબુદ્વીપના ભરતખંડમાં આપણે વસીએ છીએ એવા મધ્યજગતના વિવિધ ખંડોમાં સામાન્ય સંબંધ અને નૈતિક સ્થિતિ વિષે કંઇ કંઇ ફેરફાર બેશક થાય છે, પણ સમસ્તનો વિચાર કરતાં વિશ્વના આ ખંડોની સીમા અચળ છે; એ આમેય ખસતી નથી, તેમેય ખસતી નથી.

વિશ્વનું શાસન કરનાર કોઇ સત્ત્વ નથી. વિશ્વ ઉપર રાજ્ય ચલાવનાર કોઇ દેવનું અસ્તિત્વ માનવાની જૈનો સાફ ના પાડે છે. જે દેવો સ્વર્ગમાં રહે છે તેઓ તો અશાશ્વત છે, એમની શક્તિ પરિમિત છે અને મનુષ્ય, તિર્યંચ તથા નરકવાસીઓની પેઠે પોતાના પાછલા ભવમાં પોતે કરેલાં કર્મથી બંધાએલા પ્રારબ્ધને આધીન છે; આજે પણ એ અલૌકિક સુખ ભોગવે છે અને પોતાનાં સારાંનરસાં કર્યાં કર્મનાં ફળ ભોગવવાને એમને ભવિષ્યમાં પાછું પૃથ્વી ઉપર અવતરવું પડશે. સર્વોત્કૃષ્ટ શાશ્વત વ્યક્તિસ્વરૂપ દેવને જેમ એ ધર્મ માનતો નથી તેમ એ પણ માનતો નથી કે આ જગત્ માયામાંથી ઉત્પન્ન થયું.

છે. ભારતનાં બીજાં દર્શનોની વિરુદ્ધ એ તો એમ માને છે કે જગત્ સત્ય છે અને તત્ત્વોના મિશ્રણથી એનું સ્વરૂપ બંધાયું છે અને એ રીતે સમસ્ત વિશ્વનું અસ્તિત્વ છે.

તત્ત્વોના બે વિભાગ છે, એક જીવ અને બીજો અજીવ.

જીવ તત્ત્વો તે અનંત જુદાજુદા જીવો છે, તે જોકે પરસ્પર સંબંધમાં છે, છતાંયે પોતાના વ્યક્તિત્વમાં કેવળ સ્વતંત્ર છે, અને દરેક અજાત છે, અમર છે. દરેક જીવ સ્વભાવથી જ અનંત ગુણ ધરાવે છે; એ સર્વજ્ઞ છે, એ સર્વશક્તિમાન્ છે, એ એવો પવિત્ર છે કે મોહ અને દુઃખથી એ પર છે—પણ એ જ્યારે આત્મસ્વરૂપ થાય છે ત્યારે જ એના એ બધા ગુણો વિકસે છે.

અજીવ તત્ત્વોના પાંચ પ્રકાર છેઃ આકાશાસ્તિકાય ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, કાળ અને પુદ્ગલાસ્તિકાય.

આકાશાસ્તિકાય તે અવકાશ છે કે જેમાં સર્વ વસ્તુઓ રહેલી છે.

ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય એ બે તત્ત્વોનો સ્વીકાર જૈનદર્શનમાં છે, બીજાં દર્શનોમાં નથી. એ બે તત્ત્વો તે આકાશમાં છે. તેમના પોતામાં કોઈ ગતિ કે સ્થિતિ નથી, પણ સ્થિતિ ગતિને માટે એમની ખાસ જરૂર માનેલી છે; જેમકે માછલાને તરવાને માટે પાણી જોઈએ અને થાક્યા પ્રવાસીને ઉભા રહેવાને ઝાડની છાયા જોઈએ. આ બે તત્ત્વો ગોજવાની જરૂર જૈનધર્મને શાથી પડી એની હજી જોઇતી ચોખવટ થઈ નથી. પ્રો. યાકોબી માને છે એમ ઘણું કરીને સ્થાન, ગતિ અને સ્થિતિ એ ત્રણ ગુણ જૈનોને એવા જુદા લાગ્યા હોવા જોઈએ કે એ ત્રણેને માટે અવકાશ એકલું જ તત્ત્વ પુરતું છે એમ એ માની શક્યા નહિ હોવા જોઈએ અને તેથી માન્યું હોવું જોઈએ કે સ્થાન ગતિ અને સ્થિતિ એ દરેકને માટે પોતપોતાનો જુદોજુદો આધાર હોવો જોઈએ.

ચોથું અજીવ તત્ત્વ તે કાળ છે. બીજાં તત્ત્વોમાં વિકાર—રૂપાન્તર કરવાને માટે આ તત્ત્વની જરૂર છે; નવીનને એ પુરાતન કરે છે અને પુરાતનને નવીન કરે છે.

પાંચમું અને, આપણે કહી શકીએ કે, અજીવ તત્ત્વોમાંથી સૌથી વધારે મહત્ત્વનું તત્ત્વ તે પુદ્ગલાસ્તિકાય છે. અભેદ્ય અછેદ્ય સૂક્ષ્મ એવા અનંત અસંખ્ય પરમાણુનું આ તત્ત્વ બનેલું છે. દરેક પરમાણુ છદ્મસ્થોને ઇંદ્રિયઅગોચર છે અને કેવલીને ગોચર છે અને તેમાં રૂપ, રસ, ગંધ અને સ્પર્શ છે, અને અમુક નિયમોને અનુસરીને બીજા એક કે અનેક પરમાણુઓ સાથે મળીને સમષ્ટિ રૂપ ધારણ કરે છે, તથા એમ કરીને આ જગતમાં વિવિધ સ્વરૂપોને પ્રકટ કરે છે.

પુદ્ગલાસ્તિકાયમાં એવી એક ખાસ વિશેષતા છે કે જેણે કરીને એ જીવમાં (જીવ પરિણમાવે ત્યારે) પ્રવેશ કરી શકે છે અને એમાં બહુ સ્પષ્ટ વિકાર કરી શકે છે. જેમ ઔષધની ગોળી માણસના શરીરની અંદર જઈને મહત્ત્વનું કાર્ય કરે છે તેમ પુદ્ગલાસ્તિકાય પણ જીવમાં પ્રવેશીને એના ઉપર અનેક પ્રકારની અસર કરે છે. જીવની સર્વજ્ઞતાને અને સર્વશક્તિમત્તાને આ પુદ્ગલાસ્તિકાય ઢાંકી દે છે અને તેથી એનામાં માત્ર પરિમિત જ્ઞાન અને પરિમિત શક્તિ રહે છે; એ એને દુઃખ આપે છે અને તેથી કરીને એના સ્વાભાવિક સ્વાસ્થ્યનો નાશ થાય છે; જીવના ઉપર એ અસ્થિર શરીરો વીંટાળે છે, એને જીવન અને મોહ આપે છે અને એવું પ્રારબ્ધ બંધાવે છે કે પછી અમુક સમય સુધી એ જીવે માણસ, તિર્યંચ, સ્વર્ગવાસી કે નરકવાસી એ ચારમાંની કોઇ પણ યોનિમાં અવતરવું પડે. પુદ્ગલાસ્તિકાય જીવમાં પ્રવેશીને બધાં પ્રાણીના જન્મ અને અસ્તિત્વ માટે ભારતના બધા તત્વદર્શનોએ સ્વીકારેલું એવું એક ગૂઢ તત્ત્વ—કર્મ તૈયાર કરે છે. (એટલે જીવ સાથે મિશ્રિત પુદ્ગલ તે કર્મ) ભારતના સર્વમાન્ય સિદ્ધાન્ત પ્રમાણે દરેક કાર્ય, દરેક શબ્દ, દરેક વિચાર, દૃષ્ટ કે અદૃષ્ટ ફળ આપે છે અને તે એનું ઇનામ કે સજા છે. તે ફળ જીવને એનાએ ભૌતિક ભવમાં મળે, પણ ઘણાખરા પ્રસંગોમાં તો પછીના ભવમાં જ મળે છે; જીવના

કર્યા કર્મનો સરવાળો એના નવા ભવના કારણભૂત બની રહે છે. મુઆ પછી થવાના ભવનાં પરિમાણુ અને પ્રકાર એ કર્મથી નક્કી થાય છે. એક લૌતિક ભવ સમાપ્ત થાય પછી એનાં અનિવાર્ય ફળ આત્માએ આગલા ભવમાં જે બીજ વાવ્યાં હોય તે લણવાને માટે બીજા ભવમાં જન્મ આપીને એને મોકલે છે. ભારતનાં બીજાં બધાં દર્શનોનો એવો મત છે કે કર્મ એ અદ્દષ્ટ શક્તિ છે કે જેને પરિણામે વ્યક્તિની અને પ્રારબ્ધની વિવિધતા અસ્પષ્ટ પણ સ્વાભાવિક રીતે પ્રકટ થાય છે, અને એ રીતે એનું જીવન નક્કી થાય છે. જૈનો કર્મને જુદી રીતે સમજાવે છે. એ તો એમ કહે છે જે પુદ્દગલાસ્તિકાય આત્મામાં પ્રવેશીને દૃષ્ટ રીતે જે અસર કરે છે તે જ કર્મ છે.

જીવ અને કર્મનો સંબંધ (સંતતિની અપેક્ષાએ) અનાદિ છે અને સ્વાભાવિક રીતે અનંત છે; જીવ કર્મ કરે છે (એટલે પ્રથમ તો જીવ કર્મ પુદ્દગલને ગ્રહણ કરે છે) કે તરત જ, તેલ ચોળેલા શરીર ઉપર ધૂળના રજકણ ચોંટી જાય છે એમ એ કર્મ એને એના પ્રદેશની અંદર વળગી જાય છે. જેમ જમતી વખતે લીધેલા આહારના પદાર્થો લોહી, મજ્જા અને મેદ રૂપ બની જાય છે અને શરીરના આધારરૂપ થાય છે, તેમ આવાં કરેલાં કર્મ જીવમાં અમુક પ્રકારનાં સ્વરૂપ ધારણ કરે છે. કર્મના થએલા આવા પ્રકારોના જૈનોએ નાનામાં નાના ભેદ પાડ્યા છે. એવા ભેદ એકંદરે ૧૪૮ છે. આમાંનાં કેટલાંક કર્મ એવાં છે કે જે જીવની જુદા જુદા પ્રકારની સ્વાભાવિક શક્તિઓને સંકુચિત કરે છે, અને કેટલાંક એવાં છે કે જે વાસનાઓને જગાવે છે; કેટલાંક કર્મ જીવના ત્યાર પછીના ભવ, આયુ, ગોત્ર વગેરે નક્કી કરે છે, કેટલાંક એના વિચારો અને જીવનધર્મ નક્કી કરે છે. જીવમાં પ્રવેશ કરીને પુદ્દગલાસ્તિકાય જે અસર કરે છે તે અસરના-કાર્યના-નૈતિક ગુણને આધારે કર્મના પ્રકાર, એનો અવધિ, અને એનું બળ નક્કી થાય છે. સારાં કાર્ય સારૂં અને નઠારાં કાર્ય નબળું કર્મ બંધાવે છે. આમ કાર્યના અને એની એથી થતી અસરના પણ જુદા જુદા પ્રકાર છે, અને એ સૌ જુદાં જુદાં કર્મને બંધાવે છે. જ્યાં સુધી જીવ ક્રિયા કરે છે, ત્યાં સુધી એ કર્મબંધનમાં આવ્યે જાય છે, જ્યાં સુધી એ કંઇક કરે છે ત્યાં સુધી એ ભાવિ ભવની સામગ્રી તૈયાર કરે છે. જીવનો કર્મ સાથેનો સંબંધ અનાદિ છે અને તેવી જ રીતે અનંત છે. (સંતતિની અપેક્ષાએ) કર્મનું ફળ મળી રહ્યે એનો નાશ થાય છે; પણ દરેક પળે નવાં કર્મ બંધાયે જાય તેથી પુરાં થઇ રહેલાં કર્મને સ્થાને નવાં કર્મ દરેક પળે આવતાં જાય છે, તેથી ભવની અનાદિ અનંત સાંકળ ચાલ્યાં જ જાય છે અને જીવનું એક ભવમાંથી બીજા ભવમાં ભટકવું કદી પૂરૂં થતું નથી. (અને કેટલાએકનું થાય છે).

ભારતનાં બીજાં બધાં આધ્યાત્મિક દર્શનોની પેઠે જૈનદર્શનનો પણ એ જ ઉદ્દેશ અને હેતુ છે કે જન્મમરણની ઘટમાળમાંથી જીવને મુક્ત કરવો અને સંસારના દુઃખમાંથી એને છોડવી નિર્વાણને માર્ગે લઇ જવો. આ સાધના બધા જીવથી સાધી શકાતી નથી; અનેક જીવ સ્વભાવથી જ અભવ્ય છે; એ કદાપિ મુક્ત થવાના નથી, એમને હમેશાં જન્મમરણની ઘટમાળમાં રખડવાનું છે, પણ જે જીવો વિશેષ સંજોગોને બળે મુક્ત થવા નિર્માયા છે તે અનંત ભવને અન્તે આખરે નિર્વાણની શાન્તિ પામવાને શુભ કર્માને બળે પોતાના આત્માને પરિપૂર્ણ કરીને અંતે અષ્ટ ઉપકરણોથી મુક્ત થઇ શકે છે. આ બે રીતે બની શકે છે. એણે (૧) નવાં થતાં કર્મબંધન અટકાવવાં જોઇએ અને (૨) અને જે કર્મબંધન લાગુ પડેલાં છે એનો ક્ષય કરવો જોઇએ. કર્મથી રક્ષણ પામવાને માટે, એનો ક્ષય કરવાને માટે, પાંચ વ્રત પાળવાનાં કહ્યાં છેઃ (૧) પ્રાણાતિપાતવિરમણવ્રત, એટલે કે જીવહિંસા ના કરવી, (૨) મૃષાવાદવિરમણ વ્રત એટલે કે મિથ્યા વચન ના બોલવું, (૩) અદત્તાદાનવિરમણ વ્રત એટલે કે ચોરી ના કરવી, (૪) મૈથુનવિરમણ વ્રત એટલે કે બ્રહ્મચર્ય વ્રત પાળવું અને (૫) પરિગ્રહવિરમણ વ્રત એટલે કે કશું સંઘરવાની વૃત્તિ ના રાખવી. પણ સૌથી અગત્યનું તો એ છે કે દુઃખને ધીરજથી સહેવું, ઉપવાસ કરવા, હિંસા

ના કરવી, અધ્યયન કરવું તથા ધ્યાન ધરવું-ટુંકામાં જુદા જુદા પ્રકારની બાહ્ય તથા આન્તર તપસ્યાથી સ્વર્ગનાં દ્વાર ખુલે છે. જેમણે સંસારનો ત્યાગ કર્યો છે, જગતમાંથી પોતાનું ચિત્ત ખેંચી લીધું છે અને પરલોકમાં પરોવ્યું છે, એવા સાધુ કે સાધ્વીઓ જ પરિપૂર્ણતાને માટે સાધુસંઘમાં પ્રવેશી શકે.

નિર્વાણને માટેનો માર્ગ લાંબો ને કઠણ છે. જૈનોએ ગુણસ્થાનકનાં ચૌદ સોપાન બતાવ્યાં છે અને એ સોપાને ચઢતાં ચઢતાં મુક્તિ પ્રાપ્ત થાય છે. જેને સમ્યક્ વિચાર નથી અને અહંકાર છે તે સૌથી નીચેના મિથ્યાત્વ ગુણસ્થાનક પર છે, બીજા સાસ્વાદન અને ત્રીજા મિશ્ર ગુણસ્થાનક ઉપર આવતાં એને કંઇ શુભ વિચારો આવવા માંડે છે, ચોથા અવિરતિ-સમ્યગ્દૃષ્ટિ ઉપર આવતાં એને જ્ઞાન થાય છે અને કર્મબંધનમાંથી છુટવા માંડે છે, પાંચમા દેશવિરતિ સંયતાસંયતથી એના અભિમાનનો નાશ થવા માંડે છે ને તેરમા સયોગીકેવલી ગુણસ્થાનક ઉપર આવતાં એને પરિપૂર્ણ જ્ઞાન થાય છે અને દશમા ગુણસ્થાનકને અંતે ઉદયની અપેક્ષાએ બધ. મોહ છુટે છે, તથા ચૌદમે ભૌતિક કર્મબંધનથી મુક્ત થાય છે. એ ચૌદ ગુણસ્થાનક ઉપર અનુક્રમે ચઢાય છે એમજ નથી, કારણકે ઘણી વાર જીવ પોતાની ભુલોથી અગયાર સુધી ચઢેલો પાછો પડે છે પણ બધા અંતરાય ટાળીને કોઈ માણસ જો પાર ઉતરે તો એ ચારઘાતી કર્મ મુક્ત કરે છે. ત્યારે એ કેવલી સ્વરૂપે સંસારમાં ભ્રમણ તો કરે છે, (એટલે તેના તેજ ભવના આયુષ્ય પર્યંત રહે છે પણ મોહ અને લોભ ત્યજી દીધેલ છે અને અંતે એનાં સૌ કર્મનો ક્ષય થાય છે; પછી એનો આત્મા બધી જંજાળમાંથી મુક્ત થઇને વિશ્વને શિખરે ચઢે છે. જેમ કાચબો બધા મળથી મુક્ત થતાં ડુબીને જમીન ઉપર જતો નથી, પણ પાણીની સપાટી ઉપર તરે છે તેમ વિશ્વના સૌથી ઉંચા શિખર ઉપર ઉંધાડેલી છત્રીના ઘાટનું ઇષત્‌ગ્પ્રાભારા નામે પૃથ્વી છે ત્યાં મુક્તાત્મા કોઇ દશ્ય સ્વરૂપ વિના, વિદેહે પણ આગલા ભવમાં જેટલા ભાગમાં રહેતો એનાથી ૨/૩ ભાગમાં રહે છે. ત્યાં એ અનંત નિત્ય સુખ ભોગવે છે; એની સુભગ શાન્તિમાં કશાથી ભંગ થતો નથી; મોહ અને દુઃખથી પર થએલો એ આત્મા સંસારની ઘટમાળમાં ફરી પડતો નથી, એની શક્તિ અને જ્ઞાન છતાં સંસારમાંથી શુદ્ધ થએલો એ આત્મા સંસારની વસ્તુઓને માટે શોક કરતો નથી અને ફરી ભૌતિક સંબંધ બાંધતો નથી.

*  *  *  *

શાશ્વત નિર્વાણ નાટક ભજવાય છે જેમાં, એવું જે વિશ્વ તે જૈનમત પ્રમાણે વિશાળ છતાંયે સીમાવાળા પ્રદેશનું છે. અંગ વિસ્તારીને સીધા ઉભેલા માણસના ઘાટનું એ છે, એના સૌથી નીચેના ભાગમાં નરક આવેલાં છે, એથી ઉપરના ભાગમાં માણસે તથા તિર્યંચે વસેલું મધ્ય જગત્ આવેલું છે તથા છાતી, ગરદન અને માથાના ભાગમાં સ્વર્ગ આવેલાં છે. સ્વર્ગોની ઉપર — વિશ્વમાનવના મુકુટની પેઠે — મુક્તાત્માઓનાં સ્થાનક આવેલાં છે અને મધ્ય અને ઉર્ધ્વ ભાગનો ઘાટ ઉપર નીચે બે ઢાંકેલાં કોડીઆં જેવો એટલે સંપુટ જેવો છે. અને અધો લો. ઉંધા કોડીઆના આકારે છે. અધો લોકની ચારે બાજુએ ત્રણ વલયે આવી રહેલાં છે, તેમાંનું એક ઘનોદધિનું એક ઘન વાયુનું અને એક તન વાયુનું. એની પેલી પાર વિશ્વનો કોઇ ભાગ નથી, માત્ર ખાલી આકાશ છે. એ વિશ્વ વિવિધ પ્રકારનાં જીવતાં પ્રાણીઓથી ભરેલું છે. તે ઉપરાંત નિગોદ પણ છે, એમનાં શરીર એટલાં નાનાં છે કે તે આપણને અગોચર છે, એમના દેહ હાલતા ચાલતા નથી અને તેથી એ વનસ્પતિ જેવાં છે. જંગમ પ્રાણી ત્રસ-નાડીમાં એટલે કે શિખરથી મૂળ સુધી વિસ્તરેલા જગત્‌ના મધ્ય પ્રદેશમાં રહે છે. આગળ જણાવ્યું તેમ વિશ્વ ત્રણ ભાગમાં વહેંચાએલું છે; મધ્ય જગત્ એટલે કે આપણી પૃથ્વી, એની નીચેનાં નરક અને ઉપરનાં મુક્તાત્માઓને રહેવાનાં સ્થાન સમેત સ્વર્ગો.

પૃથિવી નીચે ઉંડે આવેલાં નરકો સાત છે અને તે દરેકના અનેક (માળ) પાથડા છે અને તે જુદાં જુદાં નરક રૂપે છે. સૌથી ઉપરના નરકમાં નીચેની

શ્રેણીના દેવ પણ વસે છે; નરકોમાં જે જીવોએ પાછલા ભવમાં પાપ કર્યાં હોય તેની સજા ભોગવવા તે જીવો ભયંકર સ્વરૂપે લાખો ને કરોડો વર્ષને હિસાબે ગણાતા અમુક કાળ સુધી પાર વગરનું દુઃખ ભોગવવા રહે છે.

પૃથિવી ઉપર સ્વર્ગો એકબીજા ઉપર ગોઠવાએલાં છે. પૃથિવી ઉપરના ભવમાં જે પુણ્ય કર્યાં હોય તેના સુફળરૂપે અમુક લાંબા વખત સુધી આનંદ ભોગવનાર જીવો દેવસ્વરૂપે ત્યાં વસે છે. એ દેવોના અનેક વર્ગ છે અને તેમની શકિત તથા સુખમ તફાવત હોય છે. સ્વર્ગ જેમ ઉંચું, તેમ તેમાં વસનાર દેવનાં સુખ વધારે અને સુંદર હોય છે; એ સુખ એ ભોગવે છે ખરા, પણ અંતે દુઃખ અને મૃત્યુથી મુકત થઇ શકતો નથી.

વિશ્વના મધ્ય ભાગમાં પૃથ્વીના ગોળ સપાટી ઉપર મધ્ય જગત્ આવેલું છે અને તેમાં તિર્યંચો તથા મનુષ્યો છે. એને મધ્ય બિંદુએ મેરુ પર્વત આવેલો છે. આની ચારે બાજુએ ગોળાકારે જંબુદ્વીપ પથરાએલો છે. અને એમાં આપણે વસીએ છીએ. જંબુદ્વીપની ચારે બાજુએ વલયાકારે લવણસમુદ્ર આવેલો છે. એની ચારે બાજુએ વળી ધાતકીખંડ વીંટીને આકારે આવેલો છે, એની ચારે બાજુએ વળી બીજો સમુદ્ર આવેલો છે. આવી રીતે એક પછી એક એમ અનેક દ્વીપો અને સમુદ્રો ગોળાકારે આવેલા છે અને છેવટે સ્વયંભૂરમણ સમુદ્ર આવેલો છે અને તે આખા મધ્ય જગતને ઘેરી રહ્યો છે.

જંબુદ્વીપના પૂર્વપશ્ચિમ આખા વિસ્તારમાં છ પર્વતમાળાઓ આડી પડેલી છે, અને તેથી એ ખંડના સાત કટિબંધ પડેલા છે, તે એકબીજાથી જુદા કદના છે. આ કટિબંધોમા આવેલા દેશોનું અને તેમાં વસતાં પ્રાણીઓનું ખુબ ઝીણું વર્ણન બહુ કલ્પનાપૂર્વક જૈન ભૂગોલિકોએ કર્યું છે, હાલના જૈનો માને છે કે હિંદુસ્થાન અથવા સમસ્ત પૃથ્વી ભારતવર્ષ નામના કટિબંધમાં આવેલ છે.

સ્વર્ગમાં અને નરકમાં તેમજ મધ્યજગતના અનેક ભાગોમાં વસ્તુસ્થિતિ સ્થિર રહે છે, પણ ભરત-વર્ષ વિગેરે દશ ક્ષેત્રોમાં ચઢતા ઉતરતા જુગનું કાળચક્ર નિરંતર ફર્યા કરે છે અને તેને અનુકૂળ હવાપાણી, વનસ્પતિ, શરીરનું પ્રમાણ, આયુનો અવધિ અને ગુણ અવગુણ ચઢતે ઉતરતે ક્રમે ફર્યા કરે છે.

જૈનો અનાદિથી અનન્ત સુધી કાળના બે પ્રકારે ભાગ પાડે છે, અને તે એક બીજાની પાછળ આગે જ જાય છે; ઉત્સર્પિણી અને અવસર્પિણી. ઉત્સર્પિણીની શરૂઆતમાં સામાન્ય સ્થિતિ બહુ જ ખરાબ હોય છે, પણ તે ધીરે ધીરે સુધરતી જાય છે અને છેવટે સાગમાં સારી થાય છે. આ સ્થિતિ આવી ગઇ કે તરતજ અવસર્પિણીની શરૂઆત થાય છે અને સ્થિતિ બગડવા માંડે છે તે પાછી ખરાબમાં ખરાબ થાય છે.

આ દરેક જુગના પાછા છ છ આરા હોય છે અને એનું કાળપરિણામ ચોક્કસ ઠરેલું છે. એમનાં નામ ઉપરથી તેમાં વર્તનારી વસ્તુસ્થિતિ સમજાઇ જાય છે. સર્વોત્તમ સ્થિતિનો જે આરો તે સુષમસુષમા કહેવાય છે અને સર્વાધમ સ્થિતિનો જે આરો તે દુઃષમદુઃષમા કહેવાય છે. બાકીના જે ચાર રહ્યા તે આ બે નામોના સમાસથી ઓળખાય છે. આ રીતે અવસર્પિણીમાં નીચેના છ આરા આવે છેઃ

૧. સુષમ સુષમા,
૨. સુષમા,
૩. સુષમ દુઃષમા,
૪. દુઃષમ સુષમા,
૫. દુઃષમા અને
૬. દુઃષમદુઃષમા

ત્યાર પછી પ્રવર્તતી ઉત્સર્પિણીમાં એ જ આરા ઉલટે ક્રમે ચાલે છે; દુઃષમદુઃષમાથી શરૂ થાય છે સુષમસુષમાથી અંત આવે છે.

ફરીફરીને આવતા આ વિશિષ્ટ જુગોનો વિગતવાર ને ચોક્કસ ઇતિહાસ જૈનોએ લખ્યો છે. જૈનોના આ જગતના ઇતિહાસમાં એક ખાસ વિશેષતા એ છે કે (દરેક ક્ષેત્રના) દરેક જુગના અમુક ચોક્કસ કાળમાં ૬૩ શલાકા પુરુષો અવતરે છે, અને તે માણસનું ભાવિ નક્કી કરી આપે છે. એ ૬૩ શલાકા પુરુષો આ પ્રમાણે છેઃ ૨૪ તીર્થંકરો, તે માણસને મુક્તિનો

માર્ગ બતાવે છે; ૧૨ ચક્રવર્તીઓ, તે સમસ્ત ભારતવર્ષ ઉપર રાજ્ય કરે છે; અને બાકીના તે ત્રણ ત્રણ વીરના ૯ ગણ, તેમાંના બબ્બે શુભ તે ત્રીજા અશુભની સામે જુદ્ધ કરે છે. દરેક તીર્થંકરનું, દરેક ચક્રવર્તીનું અને દરેક પ્રકારના વીરનું જીવનચરિત્ર દરેક જુગમાં લગભગ સરખું હોય છે; બધા શલાકા પુરુષો અમુક ચોક્કસ પ્રકારના હોય છે અને તેમનાં જીવન ચોક્કસ રીતે ગોઠવાએલાં હોય છે.

આપણે અવસર્પિણીમાં છીએ અને તેથી જૈનોએ સ્વાભાવિક રીતે જ એ જુગનો વિગતવાર ઈતિહાસ લખેલો છે. એને અનુસરીને ભારતવર્ષના ઈતિહાસના મુખ્ય મુખ્ય બનાવો અહીં વર્ણવી જાઉં છું.

આજનો જુગ સુષમ સુષમાથી શરૂ થયો છે અને અગણિત વર્ષોથી બેસી ચુક્યો છે. તે વારે સર્વત્ર સુખ અને શાન્તિ હતી; માણસો સુંદર ઘાટન હતાં, સંપે અને શાન્તિએ રહેતાં, ઉંચું નીચું કોઈ ગણાતું નહિ, રાજા નહોતો, કાયદો નહોતો, એમનું જીવન ખેલમાં અને ઉપભોગમાં વ્યતીત થતું; એમને કામ નહોતું કરવું પડતું કારણકે ૧૦ કલ્પવૃક્ષો એમને જે જોઈતું તે આપતાં. માણસનું આયુ પુષ્કળ લાંબું હતું, બાળકો એટલાં જલદી મોટાં થતાં કે એમના જન્મ પછી સાત જ અઠવાડીઆંમાં તે સ્નેહનો ઉપભોગ કરવાને લાયક થતાં. તે વારે એક બાળક અને એક બાળકી સાથે જ જન્મતાં અને એ જોડું આજીવન પતિપત્ની રૂપે રહેતું. ચાર કોટિકોટિ સાગરોપમ (પુષ્કળ લાંબા કાળનું માપ) વીત્યા પછી સુષમસુષમા કેડે સુષમાનો વખત આવ્યો એ આરો પણ આગલા આરા જેવો જ લગભગ હતો, માત્ર માણસોનાં સુખ અને આયુ કંઈક કમ હતાં. સુષમા ૩ કોટિકોટિ સાગરોપમ ચાલ્યા પછી સુષમદુઃષમા બેઠો. એ આરામાં કલ્પવૃક્ષો ચીમળાવા માંડ્યાં અને માણસોના ગુણ નબળા પડવા માંડ્યા. વિચારના સામાન્ય દોષોને કારણે કાયદા ઘડવાની અને સજા કરવાની જરૂર પડી. ૭ કુલકર એક પછી એક થયા એમણે કાયદા કર્યા, પણ છેવટે જનસમાજને રાજા અને ન્યાયાધીશની દેખરેખ નીચે મુકવાની જરૂર પડી. છેલ્લા કુલકર નાભિના પુત્ર ઋષભદેવ થયા. સામાન્ય સંબંધના દોષોને અનુસરતા સુધારો ઋષભદેવે કર્યા, એમણે માણસોને કામ, ખેતી, વેપાર, રાંધવાની કળા, લેખન અને ગણિત શીખવ્યાં. હવે બાળક બાળકીનાં જોડાં જન્મતાં ન હતાં, તેથી લગ્નની પ્રણાલી એમણે સ્થાપી, તેમજ ઉંચાંનીચાં માણસોનાં ચાર કુળ પાડ્યાં.

૬૩૦૦૦૦૦ પૂર્વવર્ષો સુધી એમણે રાજ્ય કર્યું, ત્યાર પછી એમણે રાજ્ય છોડીને સંન્યસ્ત સ્વીકાર્યું અને હજાર વર્ષની તપસ્યા પછી એ સર્વજ્ઞ થયા. પહેલા તીર્થંકર રૂપે એમણે ૧૦૦૦૦૦ પૂર્વ વર્ષોમાં ૧૦૦૦ વર્ષ ન્યુન પૂર્વ વર્ષો સુધી જૈનધર્મનો ઉપદેશ કર્યો અને માણસને સમ્યગ્ વિચાર તરફ વાળ્યો, અંતે ૮૪૦૦૦૦૦ પૂર્વ વર્ષોને વયે એ નિર્વાણ પામ્યા. એમના પછી એમનો પુત્ર ભરત ગાદીએ આવ્યો અને એ પહેલો ચક્રવર્તી થયો. એના નામ ઉપરથી આપણે જે ખંડમાં વસીએ છીએ તે ખંડનું નામ ભારતવર્ષ પડ્યું. ભરત પણ અંતે સાધુ થયો ને નિર્વાણ પામ્યો.

ઋષભદેવ નિર્વાણ પામ્યા પછી ૩ વર્ષ ને ૮.૫ માસે સુષમદુઃષમા આરાનો અંત આવ્યો. એ બે કોટિકોટિ સાગરોપમ ચાલ્યો. ત્યાર પછી દુઃષમસુષમ નામનો આરો બેઠો. આ અધોગતિના આરામાં બધી સ્થિતિ બગડવા માંડી, માણસોનાં દુઃખ અને રોગ વધવા લાગ્યાં અને આયુ પૂર્વે એક કરોડ પૂર્વવર્ષનાં હતાં તે પણ ઘટવા લાગ્યાં. આ આરામાં બાકીના બધા શલાકાપુરુષો થયા. બાકીના ૨૩ તીર્થંકર થયા એમણે કાળે કાળે ભુલાતો ધર્મ ઉપદેશ્યો; બાકીના ૧૧ ચક્રવર્તી થયા એમણે ભરતખંડને એક રાજછત્ર નીચે આણ્યો અને ૨૭ વીર થયા એમણે પોતાનાં કાર્યોની કીર્તિથી જગતને ભરી કાઢ્યું. આ શલાકાપુરુષોની કથાઓ આકર્ષક છે, કારણકે આખા હિંદુસ્થાનમાં વિસ્તારેલી એવી એ જૈનરચના છે; ઉદાહરણરૂપે, સુમતિનાથતીર્થંકરની કથા તે સોલોમનની કથાને મળતી છે અને અનેક બ્રાહ્મણરચનામાં જાણીતી છે, સગર ચક્રવર્તીની જૈનકથા બ્રાહ્મણ સગર કથાની રચનાને

મળતી છે; રામ (પદ્મ) લક્ષ્મણ અને રાવણ એ વીરોનાં ચરિત્ર તે રામાયણનાં એ મુખ્ય પાત્રોનાં ચરિત્રોને મળતાં છે. લોકપ્રિય કથાભાગ સ્વીકારી લઇને જૈનોએ પોતાના ઉદ્દેશને અનુસરતો એનો ઉપયોગ કર્યો છે એ વાત સ્પષ્ટ છે. સમસ્ત ૬૩ શલાકા પુરુષોમાંથી ૨૩ મા તીર્થંકર પાર્શ્વનાથ અને ૨૪ મા તીર્થંકર મહાવીરસ્વામી એ બે જ જણ ઐતિહાસિક પુરુષો થઇ ગયા છે અને મેં શરૂઆતમાં જ જણાવ્યું છે તેમ એ બે અનુક્રમે ક્રાઇસ્ટ પૂર્વે આઠમા ને છઠ્ઠા સૈકામાં થઇ ગયા છે.

મહાવીરસ્વામીના નિર્વાણ પામ્યા પછી ૩ વર્ષે ને ૮.૫ માસે દુઃષમ સુષમા આરાનો અંત આવ્યો, એનો અવધિ ૧ કોટિકોટિ સાગરોપમમાં ૪૨૦૦૦ વર્ષ કમ જેટલો હતો. ત્યાર પછી દુઃષમા આરો બેઠો અને આજે આપણે એ આરામાં છીએ. બધી રીતે એ આરામાં અધોગતિ થાય છે; માણસ બહુમાં બહુ તો ૧૦૦ (૧૩૦) વર્ષ જીવે છે. આચાર વિચાર ઉતરતા જાય છે અને ધર્મભાવના ઘટતી જાય છે. કોઇ શલાકા પુરુષ જન્મ પામતો નથી અને આ આરામાં નિર્વાણ પામવું હવે શક્ય નથી. સર્વજ્ઞતા હવે રહી નથી તેથી સત્યનું જ્ઞાન માત્ર ધર્મગ્રંથોના અધ્યયનથી જ મળી શકે છે. અને એ ધર્મગ્રંથો તે મહાવીર સ્વામીના સંપ્રદાયના ગ્રંથો એટલે કે અંગગ્રંથો છે. જૈનસંઘના આજે બે ભાગ પડી ગયા છે તેમાંના શ્વેતામ્બર સંપ્રદાયનો મત છે કે આજે એ અંગગ્રંથોનો થોડો ભાગ આપણી પાસે રહ્યો છે, પણ બીજા દિગમ્બર સંપ્રદાયનો તો એવો મત છે કે કાલક્રમે એ બધા ગ્રંથોનો લોપ થઇ ગયો છે, આધ્યાત્મિક જીવનની જે સતત અધોગતિ આપણા આરામાં ચાલી રહી છે, એનું પરિણામ જૈનોને મતે એવું આવશે કે જૈનધર્મનો એકવાર લોપ થઇ જશે. છેવટના બે શ્રાવકશ્રાવિકા અને બે સાધુસાધ્વી મળી ચારના મરણ પછી પાંચમા આરાના અંતે એમના ધર્મનો લોપ થઇ જશે.

જ્યારે દુઃષમા આરાનાં ૨૧૦૦૦ વર્ષ વીતશે, ત્યારે એનો અંત આવશે ને ત્યારપછી એનાથીયે અધમ દુઃષમદુઃષમા આરો બેસશે. આ આરામાં માણસ વીશ જ વર્ષ જીવશે; જંતુઓ એમને હેરાન કરશે અને સવારમાં અને સાંજે જ તેઓ બહાર નીકળી શકશે, કારણકે દિવસની ગરમીથી ને રાતની ઠંડીથી એમને શાન્તિ મળી શકશે નહિ. માછલાં અને કાચબા એમનો આહાર થશે; અને તે એ કાચા ખાઇ જશે, કારણકે અગ્નિનો ઉપયોગ એ ભુલી જશે. એ આરામાં બધી સામાજિક ઉન્નતિ ભુંસાઇ જશે. આ આરો પણ ૨૧૦૦૦ વર્ષ ચાલશે. જ્યારે એ પુરો થશે ત્યારે નવો ઉન્નત જુગ બેસશે અને તેમાં બધી સ્થિતિ ધીરે ધીરે સુધરતી જશે. એ જુગના ત્રીજા એટલે દુઃષમસુષમા આરામાં ૨૩ તીર્થંકર, ૧૧ ચક્રવર્તી અને ૨૭ વીર જન્મ પામશે અને ચોથામાં ૧ તીર્થંકર અને ૧ ચક્રવર્તી થશે; એમનાં નામ અને ચરિત્ર જૈનો આજથી જાણે છે.

× × × ×

આગળ મેં જૈનદર્શન વર્ણવવાનો સામાન્ય પ્રયત્ન કર્યો છે; એના ઉપર દૃષ્ટિ કરીએ તો એની સર્વ સામાન્યતાથી આપણને આશ્ચર્ય થાય. ખરી રીતે ભારતના દાર્શનિક ધાર્મિક વિચારોના સમસ્ત પ્રદેશ ઉપર એણે દૃષ્ટિ નાખી છે, અને કોઇપણ પ્રશ્નને ચર્ચ્યા વિના મુક્યો નથી. એના બધા પ્રદેશોમાં એ ધર્મે એવા ચોક્કસ નિર્ણયો આપ્યા છે કે દરેકે દરેક વિષયને ઝીણામાં ઝીણી રીતે ચર્ચ્યો છેઃ વિશ્વના વિસ્તાર વિષે, તેમજ કાળની લંબાઇ વિષે, જુદા જુદા પ્રકારના દેવોનાં નામ વિષે, તેમજ ભૂતકાળના તથા ભવિષ્યકાળના મહાપુરુષોના મત વિષે, પણ જૈનદર્શનને આજનું પરિપૂર્ણ અને ચોક્કસ સ્વરૂપ આપવાને માટે જમાનાના જમાના સુધી જૈનદર્શનકારોએ પ્રયત્ન કર્યા છે; અને છતાંપિ જૈનસાહિત્યના ઐતિહાસિક વિકાસ ઉપર આપણે દૃષ્ટિ નાખીએ તો જાણીએ કે જુદા જુદા સૈકાના અમુક અમુક લેખકોના મત અમુક અમુક વિષયમાં જુદા પડે છે, પણ એકંદરે પ્રાચીન મૂળમાં તેમજ અર્વાચીન ગ્રંથોમાં કશો ફેરફાર થયો નથી. સાચી વાત તો એ છે કે અત્યારનાં

મોજુદ ધર્મશાસ્ત્રો રચાયાં (ઇ. સ. ૫૦૦ પછી) ત્યાર પછી એનાં મૂળતત્ત્વોમાં હજી કશો ફેરફાર થયો નથી—હિંદુ, બૌદ્ધ, ખ્રિસ્તિ અને બધા ધર્મોથી એ જુદો જ રહ્યો છે; આ બાબતમાં જૈનો આજે પણ પ્રમાણ આપે છે કે અમારો ધર્મ સૌથી સારો છે, કારણકે બીજા ધર્મોમાં ફેરફાર થયા છે, પણ જમાનાઓ વીત્યા છતાં અમારા ધર્મમાં કશો ફેરફાર થઇ શક્યો નથી અને અમને મળેલું ધન એવું પરિપૂર્ણ છે કે અમારો એ વારસો શુદ્ધ રીતે ને વગર ફેરફારે સચવાઇ રહેલો છે.

આ કોલડો છોડવો આપણે માટે કઠણ છે. આપણે તો એટલું જ સ્વીકારી શકીએ કે એ ધર્મનું સ્વરૂપ અને વિકાસ ઉપર કાળનો પડદો ફરી વળ્યો છે અને એ સ્વરૂપ તથા વિકાસ જાણવા માટે આપણી પાસે કશો પુરાવો નથી, આપણી પાસે પ્રાચીનમાં પ્રાચીન જે ગ્રંથો છે તેમાં એનું મહત્ત્વનું સ્વરૂપ ફુટી નિકળ્યું છે, અને પછી બધા કાળમાં અમુક અમુક વિષયોને વિકસાવવાના અને સમસ્ત દર્શનમાં મહત્ત્વ વિનાના ફેરફાર કરવાના જ પ્રયત્નો થયા છે. એ ધર્મના શ્વેતામ્બર અને દિગમ્બર એ બે સંપ્રદાયો ધર્મના મહત્ત્વના વિચારોમાં એક બીજાને પુરેપુરા મળતા છે, તેથી ખરી રીતે એમજ માની શકાય કે ઇસ્વીસનની શરૂઆતમાં એ બે સંપ્રદાયો જુદા પડ્યા તે પહેલેથી જ આજે છે તે પ્રમાણેનું ધર્મસ્વરૂપ બંધાઇ ગયું હતું. સંપ્રદાય જુદા પડતાં પહેલાં મહાવીરસ્વામીના ધર્મ ઉપર કેવો ને કેટલો વિકાસ થયો હતો તે જાણી શકાતું નથી. એ જ પ્રકારના કે એને મળતા પ્રકારના ધર્મના મુખ્ય વિચારો મહાવીરસ્વામી પૂર્વે પણ પ્રવર્તતા હતા એમ માનવાને પણ કશો બાધ આવતો નથી; મૂળ તત્ત્વોમાં કંઇ સ્પષ્ટ ફેરફાર થયો છે એમ માનવાને કશું કારણ નથી, અને તેથી, મહાવીરસ્વામી પહેલાં પણ આખું જૈનદર્શન હતું એવી જે જૈનોની માન્યતા તે સ્વીકારી શકાય. જો આ માન્યતા સ્વીકારીએ તો એવું ઠરે કે મહાવીરસ્વામીએ જૈનધર્મ સ્થાપ્યો નથી, પણ એમની પૂર્વે ૨૫૦ વર્ષ પહેલાં થઇ ગયેલા પાર્શ્વનાથના ધર્મને એમણે સ્વીકારી લીધો અને એને સમયોચિત સ્વરૂપ આપ્યું હોય; કંઇ વસ્તુસ્થિતિને આધારે આ મત બંધાયો છે એમ માનવાને આપણી પાસે સ્પષ્ટ પુરાવો તો નથી, પણ એની વિરુદ્ધ જાય એવો પણ કશો પુરાવો નથી; જૈનધર્મનું સ્વરૂપ જ આ વાતને ટેકો આપે છે, કારણકે પુદ્દગલના અણુઓ આત્મામાં કર્મની ઉત્પત્તિ કરે છે એ એના મુખ્ય સિદ્ધાન્તની પ્રાચીન વિશેષતાને કારણે એવો અભિપ્રાય બાંધી શકાય કે એનાં મૂળ ઇ. સ. પૂર્વે ૮–૯ સૈકામાં છે પણ તેથીયે પ્રાચીન કાળમાં અમારો ધર્મ પ્રકટ્યો હતો એમ જૈનો જે માને છે એનો તો આપણાથી સ્વીકાર ના થાય, કારણકે એને માટે કોઈ સંતોષજનક પુરાવા નથી, અને હિંદુઓના દર્શનશાસ્ત્રનો પ્રાચીન ઇતિહાસ જોતાં એવું સ્વીકારતાં વાંધો આવે છે.

ત્યારે એટલું સ્વીકારી શકાય કે જેની રૂપરેખા આપવાનો મેં પ્રયત્ન કર્યો છે એ આજના જૈન ધર્મનાં બીજ ઈ. સ. પૂર્વે ૮૦૦ વર્ષ ઉપર નંખાયાં હતાં, ઇ. સ. ની શરૂઆતમાં એણે એકંદરે આજનું સ્વરૂપ ધારણ કર્યું હતું અને ત્યાર પછી વીતેલાં આ લગભગ બે હજાર વર્ષમાં અનેક વિષયોમાં—ખાસ કરીને વિશ્વવર્ણન અને સંતચરિત્રો જેવામાં—વિકાસ કર્યો છે અને સ્પષ્ટ સ્વરૂપ આપ્યું છે, છતાં તેમાં મહત્ત્વનો ફેરફાર કર્યો નથી.

આ જે કહેવામાં આવ્યું છે તે સ્વાભાવિક રીતે માત્ર સામાન્ય દાર્શનિક ધર્મસિદ્ધાન્તોને જ લાગુ પડે છે; બાકી ધર્મકથાઓના અને ધર્મક્રિયાઓના પરોક્ષ વિષયોમાં તો કાળક્રમે અનેક ફેરફાર થયા છે, જેમકે હરિભદ્ર, હેમચંદ્ર આદિએ વર્ણવેલા જૈનધર્મના યોગસિદ્ધાન્ત ઉપરથી જોઇ શકાય છે કે તેના પર હિંદુ સિદ્ધાન્તની ગાઢી અસર થઇ છે, અને જૈન મંદિરોમાં થતી ધર્મક્રિયાઓનો હિંદુ આદર્શને અનુસરતો વિકાસ થયો છે. પણ ખાસ અસર તો જૈનધર્મની કથાઓ ઉપર હિંદુધર્મની કથાઓની થએલી છે. બ્રાહ્મણધર્મના ઇતિહાસમાં આવતા કૃષ્ણ વગેરે પુરુષોનાં આખ્યાન જૈનધર્મમાં આવ્યાં છે તે

ઉપરથી જણાય છે કે સંતચરિત્રોની ઇતર ધર્મની કથાઓમાંથી લોકપ્રિય પુરુષોનો અંગીકાર કરવાના પ્રયત્ન થયા છે. આજે ઘણા જૈનો હિંદુ અનેકેશ્વરમાંના દેવોની અને સંતોની પૂજા કરે છે કે જેની પૂજા પ્રાચીન કાળે નહોતી—અત્યારે પ્રચાર પામેલી ગણેશની પૂજા સંબંધે ઘણા શાસ્ત્રકારોએ કશો ઉલ્લેખ કર્યો નથી, તે ઉપરથી બેશક એમ તો જણાય જ છે કે જુના વિચારના લોકોને ઇતર ધર્મના આ દેવોની પૂજા સામે વાંધો છે.

જૈનધર્મમાં હિંદુ આચાર વિચારના આવા સ્વીકારનો ક્રમ છેવટનાં સૈકાંમાં સ્પષ્ટ રીતે વધતો ચાલ્યો છે. કેટલા મોટા પ્રમાણમાં જૈનધર્મે હિંદુ સ્વરૂપ આજે ધારણ કર્યું છે, તે જૈનધર્મનાં અનેક માસિક અને સાપ્તાહિક પત્રો જોવાથી જણાશે. એ આવી સ્થિતિ સામે નિષ્ફળ વિરોધ કરી રહ્યા છે. એમાં કંઇ આશ્ચર્ય નથી કે જે બ્રાહ્મણ ધર્મમાંથી જૈનધર્મ ઉદ્દભવ્યો હતો. (?) તે બ્રાહ્મણધર્મમાં પાછો એ ધીરે ધીરે લીન થતો જાય છે, ચારે બાજુના હિંદુ આવરણમાં રહીને નાના વિસ્તારવાળો જૈનસંઘ બ્રાહ્મણ આચારવિચારની બળવાન્ અસરથી અલગ રહી શકે નહિ, પોતાનો જુદો ધર્મ છે એ વાતનું એ સંઘ ભાન ભુલતો જાય છે, ને હિંદુધર્મમાં ભળતો જાય છે—દિનપ્રતિદિન જૈનોની સંખ્યામાં ઘટાડો થતો જાય છે એ આ વાતનો સબળ પુરાવો છે.

હિંદુસ્વરૂપ પામવું એ જૈનધર્મને કંઇ કારણ નથી, કારણકે એના અને બ્રાહ્મણધર્મના સિદ્ધાન્તો વચ્ચે બહુ ગાઢો ભેગ છે. બેશક હિંદુ ધર્મના બધા સંપ્રદાયોના સિદ્ધાન્તોથી અમુક જૈન સિદ્ધાન્તો ખાસ જુદા પડે છેઃ જૈન ધર્મ વેદનું પ્રમાણ સ્વીકારતો નથી, એક સર્વોપરિ ઇશ્વરના અસ્તિત્વને માનતો નથી, જુગે જુગે થતાં સૂજન અને પ્રલયને પણ માનતો નથી, બ્રાહ્મણના ઉચ્ચ પદને સ્વીકારતો નથી; જૈનોને પોતાનો જુદો કર્મનો તેમજ જ્ઞાનનો સિદ્ધાન્ત છે; પોતાના જુદા સંતો છે, પોતાનું જુદું વિશ્વસ્વરૂપ છે. પણ આ બધા ભેદોને ઢાંકી દે એવું સામ્ય પણ છેઃ જગતની શાશ્વતતા, કર્મનું બળ, પુનર્જન્મ અને મુક્તિ, તપનું અલૌકિક ફળ, જીવહિંસાનો નિષેધ, ક્રિયાશુદ્ધિ, માણસના વર્ણવિભાગ(?) અને એવી બીજી ઘણી બાબતો જે અહીં વર્ણવવાની જરૂર નથી, તેમાં જૈનોના મત સામાન્ય રીતે હિંદુઓના જેવા જ છે. જો જૈનધર્મના ઇતિહાસ ઉપર આપણે આધાર રાખીએ તો એ ધર્મનો પુનર્જન્મ ના થાય તેવે પ્રસંગે તો—આપણને ભય રહે છે કે બૌદ્ધધર્મની જે દશા થઇ હતી તે જ દશા જૈનધર્મની આવતા સૈકા સોરી થવાનો સંભવ છેઃ ૨½ હજાર વર્ષ પૂર્વે જે હિંદુ ધર્મમાંથી એ ઉત્પન્ન થયો હતો (?) તે જ હિંદુધર્મમાં પાછો લય પામી જશે. વળી બૌદ્ધધર્મે તો ઘર ખોયાનો બદલો પૂર્વ દેશોમાં વસીને વાળી લીધો, હિંદુઓનો જાતિધર્મ મટીને જગતધર્મ બન્યો; તેવું પણ જૈનધર્મના નશીબમાં નથી—એમની કથાઓને માનીએ તો, એમના ધર્મગ્રંથને આધારે મહાવીરસ્વામીના અભિપ્રાયને માનીએ તો એ જગત્ધર્મ થવો જોઇએ, આર્યો અને અનાર્યો વિચારવંત પશુઓ સુદ્ધાંત—સૌએ એ ધર્મનો સ્વીકાર કરવો જોઇએ, પણ તેવું કંઇ થઇ શક્યું નથી, છુટાછવાયા પ્રયત્નો થયા છતાં એનું ઘર છોડીને એ પરદેશ જઇ શક્યો નથી.

અનુવાદક

નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ

'પાટીદાર મંડળ'
આણંદ સં. ૧૯૮૧
અસાડ વદી ૫ રવિવાર

× × × — આ જર્મન પ્રોફેસરના જર્મનભાષામાં લખાયેલ લેખના શ્રી. નરસિંહભાઇએ ગૂજરાતીમાં કરેલો અનુવાદ શ્રી. કેશવલાલ પ્રેમચંદ મોદીએ આ પત્રમાં પ્રકટ કરવાની સૂચના અને ભલામણ કરી પૂરો પાડયો અને તેનાં 'પ્રુફ' પણ જોઇ આપ્યાં તે માટે તે મહાશયનું આ પત્ર ઉપકૃત છે. આ લેખથી એક પશ્ચિમના અભ્યાસક ડૉક્ટરનો શું અભિપ્રાય વર્તે છે તે જણાશે. તેના નિર્ણયો અને માન્યતાઓ અક્ષરશઃ અમોને કે કોઇને માન્ય છે એવું માની લેવાની ભૂલ તો કોઇ નહીં જ કરે. —તંત્રી

# ભારતનો જૈન સંપ્રદાય

## (જર્મન પ્રોફેસર ડા. જે. સી. બુહ્લરના ગ્રંથનું ભાષાંતર)

જૈન સંપ્રદાય એ હાલના હિંદમાં બ્રાહ્મણ-ધર્મથી જૂદો પડતો એક ધાર્મિક સમાજ છે અને તેનામાં એવી નિર્વિવાદ યોગ્યતા છે કે હિંદના ઇતિહાસ પ્રત્યે પ્રેમભાવ દર્શાવનારા સર્વ (વિદ્વાનો) તેમાં રસ મેળવી શકે તેમ છે. આવી યોગ્યતા તેનામાં છે એમ કહેવાનું અમુક અંશે એ કારણ છે કે તે ધર્મના સિદ્ધાન્તો અને રૂઢિઓ, કે જે બૌદ્ધધર્મના સિદ્ધાન્ત અને રૂઢિઓ સાથે કેટલુંક મળતાપણું દર્શાવે છે, તેની વિલક્ષણતા છે; પણ સર્વ કરતાં (મુખ્ય) કારણ એ છે કે તે (જૈનધર્મ)નું પ્રવર્ત્તન-સંસ્થાપન જે સમયે બૌદ્ધધર્મનું સ્થાપન થયું તે સમયમાં થએલ છે.

જૈનો એટલે આર્હતો — તેના ધર્મપ્રવર્તક કે જે સામાન્ય રીતે 'જિન' — જગતને જીતનાર — અથવા તો **અર્હત્** — 'પવિત્રાત્મા' કહેવામાં આવે છે તેના અનુયાયીઓ; તેમની મોટી અને નાની કોમો, લગભગ હિંદના લગભગ દરેક મોટા શહેરમાં, ખાસ કરી વૈશ્ય-વેપારી વર્ગમાં જોવામાં આવે છે. પશ્ચિમ અને ઉત્તર-પશ્ચિમના કેટલાક પ્રાન્તોમાં પણ — તેમાં ખાસ કરી કાનરામાં તેઓની સંખ્યા ઘણી છે; અને તેઓમાં રહેલા ધનની પ્રભુતાથી તેઓ અગ્ર સ્થાન ભોગવે છે. તેમ છતાં તેઓ એક એકત્રિત સમૂહ તરીકે જણાતા નથી, પણ તેઓ એકબીજા વચ્ચે સરસાઇ કરતી એવી બે શાખા — નામે **દિગંબર** અને **શ્વેતાંબર**માં[1] વહેંચાઈ ગયા છે — અને તે દરેક શાખા પાછી કેટલાક ઉપભેદોમાં વિભક્ત છે. **દિગંબર** એટલે 'જેનું વસ્ત્ર તે દિશા છે' એ નામ પાડવાનું એ કારણ છે કે તેઓ નગ્નતાને પવિત્રતાનું આવશ્યક ચિન્હ ગણે છે[2] — જો કે સંસ્કૃતિ વધતી ગઇ તેમ તેઓને આ નગ્નતાના સિદ્ધાંતોને વ્યવહારમાં મૂકવામાંથી અલગ રહેવું પડ્યું છે. **શ્વેતામ્બર** અર્થાત્ 'જેઓનું વસ્ત્ર શ્વેત છે — જેઓ શ્વેતવસ્ત્રી છે — તેઓ આ (નગ્નતાના) સિદ્ધાન્તને પોતાનો કહેતા નથી પણ એવું માને છે કે જે પવિત્રાત્માઓ વસ્ત્ર સહિત હોય તેઓ પણ મોક્ષ મેળવી શકે; તેમ છતાં તેઓ સ્વીકારે છે કે જૈનધર્મના સ્થાપક તેમજ તેમના પ્રથમ શિષ્યોએ વસ્ત્ર પહેરવામાં અલક્ષ આપ્યું હતું. દિગંબર અને શ્વેતાંબરનો ભેદ આવી જાતના વાદથી જ (ઉત્પન્ન થએલ) છે એટલું જ નહિ, પણ કેટલાક ગ્રંથોની ભિન્નતાથી તેમજ ભિન્ન ધર્મ-સાહિત્યથી પણ (ઉદ્ભવેલ) છે. આથી આ બે વચ્ચેનો વિભાગ ઘણો જૂનો હોવો જોઇએ. આ

---

૧. જૈનોએ ઉપરની નોંધમાં ઘણી વખત એવું જણાવેલું માલૂમ પડે છે કે દિગંબરો માત્ર દક્ષિણમાં વસે છે, અને શ્વેતાંબરો ઉત્તરમાં રહે છે. આ કોઇ રીતે ખરૂં નથી. દિગંબરો શ્વેતાંબરોના કરતાં વધુ સંખ્યામાં નહિ, તો તેના જેટલી સંખ્યામાં પંજાબ, પૂર્વ રાજપુતાના અને ઉત્તર-પશ્ચિમ પ્રાંતોમાં વિદ્યમાન છે અને પશ્ચિમ રાજપુતાના અને ગુજરાતમાં પણ અહીં તહીં રહેલા જોવામાં આવે છે. જુઓ ઇંડિયન ઍન્ટિક્વરી વૉલ્યુમ ૭-પૃ. ૨૮.

૨. ઉતરતા દરજ્જાના મુનિઓ કે જે હાલ પંડિત એ નામથી ઓળખાય છે તે હાલના વખતમાં દેશનો પહેરવેશ રાખે છે. તે સંપ્રદાયના મુખીઓ — **ભટ્ટારકો** હમેશાં લાંબુ વસ્ત્ર-ચદ્દર ઓઢે છે અને જમતી વખતે તે કાઢી નાંખે છે; પછી કોઇએ પ્રવેશ કરવો નહિ એમ સૂચવવા શિષ્ય ઘંટ વગાડે છે (ઉપરનું ઇંડિયન ઍન્ટિક્વરીનું પ્રમાણ). હાલની આવી રીત ક્યારે ઉત્પન્ન થઇ તે નિશ્ચિત થઈ શકતું નથી. ચીનાઇ યાત્રાળુ હિએનત્સાંગ (સેંટ જુલીઅનની આવૃત્તિ પૃ. ૨૨૪) ના વર્ણન પરથી એમ જણાય છે કે તેઓ ઇ. સ. ના ૭મા સૈકાની શરૂઆતમાં તેઓના સિદ્ધાંતોને (નગ્નતા આદિના) ચુસ્ત રીતે વળગી રહ્યા હતા. તે જણાવે છે કે "લિહિ (નિગ્રંથો)નું વિશિષ્ટ લક્ષણ એ છે કે તેઓ પોતાનાં દેહને નગ્ન રાખે છે અને પોતાના કેશનો લોચ કરે છે. તેઓની ચામડી બધી કરચલીવાળી હોય છે, તેમના પગ સખત ને ચીરાવાળા હોય છે — જાણે કે નદી પાસેના જોવામાં આવતાં સડતાં વૃક્ષો."

વાતનું દંતકથા પણ સમર્થન કરે છે — જોકે તે ક્યારે ભેદ થયો તેનો જે કાલ જુદોજુદો આપે છે તે કાલ એકસંગત થતો નથી. શિલાલેખો પરથી એ ચોક્કસ સિદ્ધ થાય છે કે બંને આપણા ઇસવી સનના પહેલા સૈકા પહેલાં [3] જૂદા થયા. સામાજિક સમાનતાનાં બે મહાન્ ચિહ્નો — પરસ્પર લગ્ન વ્યવહાર અને એક ભાણે ભોજનવ્યવહાર — છે, તેનાથી તેઓ એકબીજા દૂર રાખે છે. એ વાત પરથી પણ સ્પષ્ટ થાય છે કે તેઓના મતો એકબીજાથી વિરુદ્ધ છે. આ બંને વચ્ચેની ફૂટ ઘણા કાળથી પડેલી હોવા છતાં અને જે વિરોધે બંને શાખાને અલગ રાખેલ છે તે વિરોધ હોવા છતાં તેઓ પોતાની સમાજના બંધારણ, સિદ્ધાંતો, શાસક નિયમો, અને સંપ્રદાય. ગત-ખાસ કરી મુખ્ય ઉપયોગી બાબતમાં એકબીજાને મળતા છે — અભિન્ન છે. આથી જૈનધર્મને સમગ્ર તરીકે હમેશાં વર્ણવી શકાય તેમ છે.

આ ધર્મનું લાક્ષણિક તત્ત્વ એ છે કે તે વિશ્વપ્રેમ-સાર્વલૌકિકતા (universality) નો દાવો કરે છે — આ પ્રમાણે બૌદ્ધધર્મમાં છે, પણ બ્રાહ્મણધર્મમાં તેમ નથી. જૈનધર્મમાં એ પણ જાહેર કરેલું છે કે તેનો ઉદ્દેશ સર્વ મનુષ્યોને મોક્ષપથે લઇ જવાનો છે અને તેનાં દ્વાર સર્વ માટે — એટલે કે માત્ર ઉત્તમ વર્ણના આર્યો માટે જ નહિ, પણ નીચ વર્ણના શૂદ્ર માટે પણ — વળી તે ઉપરાંત પરવર્ણના (alien) અને હિંદમાં ધિક્કારાતા એવા મ્લેચ્છોને માટે પણ [4] — ઉઘાડાં રાખે છે. [ મતલબ કે જૈનધર્મનો અનુયાયી કોઇપણ થઇ શકે. ] બૌદ્ધધર્મની પેઠે જૈનોના સિદ્ધાંત એ મૂળ તત્ત્વજ્ઞાન અને નીતિથી ભરેલું એવું ત્યાગીઓને માટે નિર્મિત કરેલું દર્શન છે, તેથી બૌદ્ધોની પેઠે જૈનમાં પણ પોતાના અનુયાયીઓના સાધુવર્ગ અને ગૃહસ્થવર્ગ એવા બે પ્રકાર પાડેલા છે. મુખ્ય પ્રકાર ત્યાગી વર્ગનો છે કે જે ત્યાગીઓને મૂળ **નિર્ગ્રન્થ** અર્થાત્ "જેઓ સર્વ જાતની ગ્રંથિ-ગાંઠ-બંધન વગરના છે તે" કહેવામાં આવતા, અને હાલ સામાન્ય રીતે **યતિઓ** — (સંયમીઓ), અથવા **સાધુઓ** (પવિત્ર મનુષ્યો) કહેવામાં આવે છે, અને જે વર્ગમાં શ્વેતામ્બરો [5]

---

૩. શિલાલેખો સંબંધી આગળ કહેવામાં આવ્યું છે.

૪. જિનના ઉપદેશોની એક જ જાતની વર્ણવવામાં આવતી પ્રસ્તાવના કરતાં હમેશાં જણાવવામાં આવે છે કે તે ઉપદેશ આર્યોને તથા અનાર્યોને સંબોધીને કહેવામાં આવે છે. આમ ઔપપાતિક સૂત્ર ૫૬ (લ્યુમનની આવૃત્તિ)માં જણાવેલ છે કે:

सेसि सव्वेसिं आरियमनारियाणं अगिलाए धम्मं आइक्खइ ॥

એટલે આ સર્વે આર્ય અને અનાર્યોને તેમણે થાક લીધા વગર અજ્ઞાનપણે ધર્મ કહ્યો. આ નિયમાનુસાર હલકી વર્ણના લોકો જેવા કે માછી, કંસારા વગેરેને જૈન બનાવવાના દાખલા હજુ વર્તમાન સમયમાં પણ વિરલ નથી. એટલે ગણાતા મુસલમાનોને પણ હજુ જૈનસંઘમાં લેવામાં આવે છે. આવા કેટલાક દાખલા મને અમદાવાદમાં સને ૧૮૭૬ ની સાલમાં જૈનોની મોટી ફતેહના દૃષ્ટાંત તરીકે જણાવવામાં આવ્યા હતા. હીરવિજયસૂરિએ અકબર બાદશાહને જૈન કર્યાની વાતો (જુઓ ઇંડિયન ઍન્ટિક્વરી વૉલ્યુમ ૯ પૃ. ૨૫૬) અને હિન્દસમુદ્રના જૈનભદ્રી નામના ટાપુમાં (જુઓ ઇંડિયન ઍન્ટિક્વરી વૉ. ૭ પૃ. ૨૮) તથા અરબસ્તાનમાં દિગંબર સંપ્રદાયના પ્રચારકાર્યની વાતો બતાવી આપે છે કે હિન્દવાસી કરતાં અન્યને જૈનધર્મમાં લેવાના વિચારથી જૈનો પરિચિત હતા. કિયાપિશામાં નિર્ગ્રન્થ અથવા તો દિગંબરો જોવામાં આવ્યા હતા તે સંબંધે હીએનસ્યાંગે જે નોંધ લીધી છે (જુઓ બીલની આવૃત્તિ-સિયુકી વૉ. ૧ પૃ. ૫૫) તે સ્પષ્ટ રીતે એ વાત જણાવે છે કે કંઇ નહિ તો ઉત્તર પશ્ચિમમાં તો જરૂર તેઓએ હિન્દની સીમાની પેલીપાર પોતાના ધર્મપ્રચારનું કાર્ય સારી રીતે પ્રસાર્યું હતું.

૫. શ્વેતામ્બરના પ્રમાણભૂત ધર્મગ્રંથોમાં પણ — દાખલા તરીકે આચારાંગમાં (સેક્રેડ બુક્સ ઑફ ધી ઇસ્ટ વૉલ્યુમ ૨૨ પૃ. ૮૮-૧૮૬) સાધ્વીઓ માટે કેટલાક નિયમો આપવામાં આવ્યા છે તે છતાં પણ એમ કંઈ લાગે છે કે તેઓએ (સાધ્વીઓએ) બૌદ્ધોમાં જેવો ઉપયોગી ભાગ ભજવ્યો છે તેવો (અન્યત્ર) કદી ભજવ્યો નથી. હાલના વખતમાં શ્વેતાંબરોમાં થોડા સ્ત્રીના વર્ગોમાં નરી કન્યાવસ્થામાં થયેલી વિધવાઓ કે જેના પતિ તે દંપતિનો ગૃહસ્થાશ્રમ શરૂ થાય તે પહેલાં મૃત થાય છે તેજ બનેલી છે. શ્વેતાંબરોમાં સ્ત્રીઓને સાધ્વી તરીકે દાખલ કરવાનું છે તે બૌદ્ધના તેવા પ્રબંધનું અનુકરણ છે એમ માનવું જરૂરનું નથી કારણ કેટલાક પ્રાચીન બ્રાહ્મણ વર્ગોમાં પણ

સ્ત્રીઓને પણ દાખલ કરે છે; આ વર્ગ નીચેનો સામાન્ય સર્વ વર્ગ ઉપાસક (ઉપાસના-પૂજા કરનાર) અથવા **શ્રાવક** (શ્રોતા) નો ગણવામાં આવ્યો છે.

જિને ઉપદેશેલાં સત્યોમાં પ્રવેશ પામવા, તેના પ્રરૂપેલા નિયમોને અનુસરવા અને તેણે કહેલા ઉંચામાં ઉંચા બદલાને-સિદ્ધિને પ્રાપ્ત કરવાની શક્તિ-યોગ્યતા સાધુઓમાં છે, તે છતાં શ્રાવક-ગૃહસ્થ વર્ગ કે જે સત્યની શોધ માટે સ્વાર્પણ કરતો નથી અને જે સંસારના જીવનને ત્યાગ કરી શકતો નથી તે છતાં પણ જૈનધર્મમાં શરણ લઇ શકે છે. શ્રોતાઓ તરીકે તે ધર્મનાં તત્ત્વોમાં ભાગ લેવાને અને સાધુઓના આચારની એક ઝાંખી નકલ રૂપજ કરેલી ફરજો બજાવવા માટે તેમને છૂટ આપવામાં આવી છે. આથી તેમને જે બદલો મળે તે સ્વાભાવિક રીતે સાધુ કરતાં ઉતરતો ગણેલો છે. જે સંસારમાં રહે તે ઉંચામાં ઉંચુ સાધ્ય પ્રાપ્ત કરી શકતો નથી, પણ તે છતાં જે માર્ગદ્વારા તે સાધ્ય પ્રાપ્ત કરાય તે માર્ગમાં તે વહન કરી શકે છે. તત્ત્વજ્ઞાનના તર્ક-પ્રધાન હિન્દુઓના સર્વ ધર્મોની માફક, જૈનધર્મ ઉંચામાં ઉંચુ સાધ્ય **નિર્વાણ** અથવા **મોક્ષને** એટલે કે જન્મ મરણના ચક્રરૂપી સંસારમાંથી મુક્તિ મેળવવી તેને ગણે છે. જેમ બૌદ્ધમાં છે તેમ જૈનમાં મોક્ષ મેળવવાનાં સાધન ત્રણ રત્ન-નામે સમ્યગ્ દર્શન, સમ્યગ્-જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર છે. સમ્યગ્ દર્શનનો અર્થ એવો કરેલો છે કે પરમગુરૂ-જિનને સંપૂર્ણ રીતે શરણે જવું, તેણે જ મોક્ષમાર્ગ સ્થાપ્યો છે એવી અને તે જિનમાં જ શરણ અને રક્ષણ મળી શકશે એવી સંપૂર્ણ પ્રતીતિ રાખવી. જિન એટલે શું એવો પ્રશ્ન કોઇ જૈનને પૂછે તો જેવો બૌદ્ધ બુદ્ધના સંબંધમાં આપે છે તેવો જ ઉત્તર તે આપશે કે:— તે પહેલાં તો સ્ખલનશીલ મનુષ્યાત્મા હોય છે અને જગત્ના બંધનોથી બદ્ધ હોય છે, પછી તેણે કોઇપણ ગુરૂની સહાયતા વગર, વેદો કે જેને તે વિકૃત જાહેર કરે છે તેના પ્રકાશ વગર-પણ પોતાની જ શક્તિથી સર્વજ્ઞતા અને મુક્તિ મેળવી હોય છે, અને તે દુઃખથી પીડાતી મનુષ્ય જાતિ પ્રત્યે દયા લાવી ઉપદેશથી પોતે મેળવેલા મુક્તિના માર્ગને બતાવે છે. તેણે જગત્ને તથા માનવ હૃદયના-અંતરંગ શત્રુઓને જીત્યા હોય છે તેથી તે **જિન**-જીતનાર-વિજેતા, **મહાવીર**-મહાન્ વીર પુરૂષ, કહેવાય છે; તેણે ઉંચામાં ઉંચું જ્ઞાન સંપાદન કરેલું હોય છે તેથી તેને **સર્વજ્ઞ** અથવા **કેવલિન્**-સર્વજ્ઞાતા, **બુદ્ધ**-પ્રબોધિત કહેવામાં આવે છે; જગત્માંથી પોતે મુક્તિ મેળવી છે તેથી તેનું નામ **મુક્ત**-મુક્તિ પામેલા, **સિદ્ધ** અને **તથાગત**-પૂર્ણતા પ્રાપ્ત કરનાર, **અર્હત્**-પવિત્રાત્મા આપવામાં આવ્યાં છે. અને સિદ્ધાંતોના પ્રરૂપક તરીકે તે **તીર્થંકર**-જેનાથી સંસાર સમુદ્ર તરી શકાય એવું શોધનાર કહેવાય છે. પોતાના ધર્મ પ્રવર્તકને આ નામો અપાયાં ૪ તેમાં જૈનો બૌદ્ધોની સાથે લગભગ સંપૂર્ણ રીતે મળતા આવે છે કારણકે જિનનું ચરિત્ર બુદ્ધને મળતું આવે છે તે પરથી આપણે આવાં નામોની જ આશા રાખી શકીએ. જૈનો તે છતાં **જિન** અને **અર્હંત્** એ નામો વાપરવાનું વિશેષ પસંદ કરે છે, જ્યારે બૌદ્ધો બુદ્ધને **તથાગત** કે **સુગત** એ નામથી કહેવાનું વધુ પસંદ કરે છે. જૈનોમાં **તીર્થંકર** એ નામ ખાસ વિશિષ્ટ-લાક્ષણિક છે. બૌદ્ધોમાં તે નામ (તીર્થંકર) મિથ્યા ગુરૂઓને આપેલું છે [6]

---

સ્ત્રીઓને તે પ્રમાણે લેવામાં આવતી હતી. જુઓ મનુ ૮-૩૬૩ ઉપરની મારી નોંધ (સેક્રેડ બુક્સ ઑફ ધ ઇસ્ટ વૉલ્યુ. ૨૫ પૃ. ૩૧૭) દિગંબરોમાં સ્ત્રીઓને જે કારણોથી બહિષ્કૃત કરવામાં આવી છે તે કારણો સહેલાઇથી સમજાય તેવાં છે. તેઓ તે માટે એ કારણ આપે છે કે તેઓનો એવો સિદ્ધાન્ત છે કે સ્ત્રીઓ મુક્તિ પ્રાપ્ત કરવા અશક્ત છે. જુઓ પીટર્સન બીજો રીપોર્ટ-મુંબઇના રૉ૦ એ૦ સોસાયટીના પત્ર વૉલ્યુ. ૫૨ ૧૭ પૃ. ૮૪

૬. બને ધર્મોએ **સિદ્ધ બુદ્ધ** અને **મુક્ત** એ નામો બ્રાહ્મણધર્મની પરિભાષામાંથી ચોક્કસ રીતે લીધેલાં છે, કે જે નામો બ્રાહ્મણો ઘણા જૂના સમયમાં જેઓ પોતાની હયાતીમાં મુક્ત (જીવન્મુક્ત) હતા તેને વર્ણવવા માટે વાપરતા હતા. **વીર** અથવા **મહાવીર** અને **અર્હત્** એ બીજાં નામો સંભવિત રીતે તેજ મૂળમાંથી લીધેલાં છે, કારણકે **વીર** એ શૈવ ધર્મમાં જે ઉદ્ધારના માર્ગ પર

આ છતાં જૈનો વળી એવું કહે છે કે એક જિન કરતાં વધારે જિનો હતા. જુદે જુદે લાંબા કાળના અંતરાલે ચોવીસ જિનો થયા અને પુનઃ અસત્ અસરોથી દૂષિત થયેલા ધર્મસિદ્ધાન્તોને તેઓની મૂળ પવિત્રતાની કોટિમાં લઈ આવ્યા. તે સર્વે સંસ્કૃત-ઉદાત્ત ક્ષત્રિય કુલમાંથી સંભવે છે. આવા જ કુળમાં, નીચી બ્રાહ્મણ જાતિમાં નહિ, દરેક જિન જન્મે. પહેલા જિન **ઋષભ**-હજારકરોડ વર્ષ કરતાં પણ વધારે પૂર્વે—કલ્પનામાં પણ ન આવી શકે તેટલા કાળની લંબાઇમાં-અયોધ્યાના રાજાના પુત્ર તરીકે જન્મેલ હતા, અને તેણે ચોરાશી લાખ વર્ષનું આયુષ્ય ભોગવ્યું તેના પછીના થયેલા જિનો વચ્ચેના કાળ અને તે જિનોનાં આયુષ્યો ટુંકા ટુંકા થતાં ગયાં. ત્રેવીસમા **પાર્શ્વ** અને ચોવીશમા **વર્ધમાન** એ બે વચ્ચેનો માત્ર ૨૫૦ વર્ષનો કાલ ગયો અને વર્ધમાનની આયુષ્ય ફક્ત બહોંતેર વર્ષની આપેલી છે. કેટલાકના માનવા પ્રમાણે તે ઇ. સ. પૂર્વે છઠા સૈકાના છેલા અર્ધમાં થયો, જ્યારે બીજાના કહેવા પ્રમાણે ઇ. સ. પાંચમા સૈકાના પ્રથમ અર્ધમાં થયો. અલબત તે જૈનનો ખરો ઐતિહાસિક પયગંબર છે અને તેના સિદ્ધાંતોમાં જૈનોએ શ્રદ્ધા રાખવાની છે. જૈનો પોતાના જન્મનો કાલ તેના કરતાં ઘણો પૂર્વે લઇ જાય છે તે વાત બૌદ્ધોના દંભ સાથે મળતી આવે છે, કારણકે બૌદ્ધો પણ જે બુદ્ધોએ એક પછી એક એમ આવીને એકજ જાતનું દર્શન પ્રતિપાદિત કર્યું એવા પચીસ બુદ્ધોને માને છે. બ્રાહ્મણ ધર્મમાં પણ આવો સંબંધ કંઇ દૂર રીતે ભાસે છે કારણકે તેમાં વિશ્વવ્યવસ્થાનું વર્ણન કરતાં એવું આવે છે કે

# દેવપૂજા

"ધાર તરવારની સોહલી દોહલી (ચૌદમા) જિનતણી ચરણસેવા."

—આનંદઘનજી.

જ્યાં સુધી અંતઃકરણમાંથી મેલ દૂર થયો નથી, જ્યાં સુધી અનેક ઇચ્છાઓ, તૃષ્ણાઓ, વાસનાઓ અંતઃકરણને અપવિત્ર કરી રહી છે, જ્યાં સુધી જડમાં રચ્યો પચ્યો સંસારી જીવ 'બહિર્દષ્ટિ' મટીને 'અંતર્દષ્ટિ' બન્યો નથી, ત્યાં સુધી શાસ્ત્રાદિમાં પ્રતિપાદિત જે ક્રિયાઓ છે તેજ શ્રદ્ધાપૂર્વક આચરવામાં કલ્યાણ છે. આ ક્રિયાઓ — 'કર્મમાર્ગ'ની યોજના જ એવી છે કે તેનો આદર શ્રદ્ધાપૂર્વક થતે થતે તેમાંથી જ અંતે જ્ઞાન ઉપર જવાની રુચિ — 'અંતર્દષ્ટિ' ઉપજે છે, અને અંતઃકરણમાં સંતોષ સાથે શુદ્ધતા અનુભવાય છે; બુદ્ધિ તીવ્ર થાય છે. પદાર્થનું ગ્રહણ કરવાનું સામર્થ્ય આવે છે, અને ઊહાપોહ કરી તત્ત્વનો નિશ્ચય કરવાને બુદ્ધિ તત્પર થાય છે. એમ થયા પછી અંતઃકરણમાં 'વિવેક' — 'સમ્યક્ત્વ'નો ઉદય થવા માંડે છે.

આવી ક્રિયાઓમાં હમેશ કરવા યોગ્ય ક્રિયાઓ દરેક દર્શને પોતાનાં શાસ્ત્રમાં જણાવેલી છે. વૈદિક દર્શનમાં તેમને 'નિત્યકર્મ' કહેલ છે જ્યારે જૈનદર્શનમાં તેમનું નામ 'આવશ્યક કર્મ'—આવશ્યક ક્રિયા યા ટુંકમાં 'આવશ્યક' એવું આપેલું છે. જે ક્રિયા અવશ્ય કરવા યોગ્ય છે તેને 'આવશ્યક' કહે છે. આ 'આવશ્યક — ક્રિયા' કરવાની જે વિધિ જૈનોનાં આગમો પરની ચૂર્ણિઓ થઇ તે સમયથી પણ બહુ પ્રાચીન સમયની છે અને તેનો ઉલ્લેખ શ્રી હરિભદ્રસૂરિ જેવા પ્રતિષ્ઠિત આચાર્યે પોતાની "આવશ્યક-વૃત્તિ." ( પૃ. ૭૯૦ )માં અને લલિતવિસ્તરા નામની વૃત્તિમાં કર્યો છે. આ વિધિ ઘણે અંશે ફેરફાર વગર એવીને એવી શ્વેતામ્બર-મૂર્તિપૂજક-સંપ્રદાયમાં ચાલી આવી છે.

આ 'આવશ્યક ક્રિયા'ના છ ભાગ કરવામાં આવ્યા છે.

(૧) સામાયિક — રાગ અને દ્વેષથી વશ ન થઇ સમભાવ-મધ્યસ્થ ભાવમાં રહેવું અર્થાત્ સર્વ સાથે આત્મતુલ્ય વ્યવહાર કરવો તે. ( આવશ્યક નિર્યુક્તિ ગાથા ૧૦૩૨.) સમભાવ એટલે શુદ્ધ શ્રદ્ધા, જ્ઞાન અને ચારિત્રનું સંમિશ્રણ.

(૨) ચતુર્વિંશતિસ્તવ — ચોવીશ તીર્થંકર કે જે સર્વગુણસંપન્ન આદર્શ છે તેની સ્તુતિ. સમભાવને ઉપદેશનાર, સમભાવમાં રહેનાર — એ મહાત્માઓ છે કે જેમણે પોતાનાં જીવનને સર્વોપરિ વિશુદ્ધ બનાવ્યું છે. તેમનાં ગુણગાન જીવનને વિશુદ્ધ બનાવે છે.

(૩) વન્દન — વંદન એ મન, વચન અને શરીરનો એવો વ્યાપાર છે કે જે વડે પૂજ્યો પ્રત્યે બહુમાન પ્રકટ કરી શકાય છે. પૂજ્યો — ગુણવાનો, — સદ્‌ગુરૂઓનું બહુમાન — તેમનો વિનય કર્યાથી નમ્રતા, ઉપદેશ, પ્રાપ્ત થતાં આત્માનો ક્રમિક વિકાસ થાય છે.

(૪) પ્રતિક્રમણ — પ્રમાદને વશ થઇ શુભ યોગમાંથી પતિત થઇ અશુભ યોગમાં આવ્યા પછી ફરી શુભ યોગને પ્રાપ્ત કરવો તે. મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને અપ્રશસ્ત મન વચન કાયાના યોગ — એ ચારને છોડી સમ્યક્ત્વ, વિરતિ-વ્રત, ક્ષમા આદિ ગુણ અને પ્રશસ્ત મન વચન કાયાના યોગ પ્રાપ્ત કરી આત્મસ્વરૂપની પ્રાપ્તિ પ્રત્યે પ્રયાણ કરવાનું છે.

(૫) કાયોત્સર્ગ — ધર્મધ્યાન અથવા શુક્લ-ધ્યાનને માટે એકાગ્ર થઇ શરીરપરની મમતાનો ત્યાગ કરવો તે. આથી દેહની અને બુદ્ધિની જડતા દૂર થાય છે તેથી વિચારશક્તિનો વિકાસ થાય છે.

(૬) પ્રત્યાખ્યાન — ત્યાગ. ત્યાગ કરવા લાયક વસ્તુઓ — બાહ્ય જેવી કે અન્નવસ્ત્રાદિ અને અંતરંગ

જેવી કે અજ્ઞાન, અસંયમ આદિનો ત્યાગ એમ બે પ્રકારે ત્યાગ થતાં આત્માને ગુણપ્રાપ્તિ થાય છે.

આ પૈકી બીજા આવશ્યક સંબંધીનો અહીં વિષય છે. પ્રથમ આવશ્યક સામાયિકથી કર્મક્ષય થાય છે તો આ બીજા આવશ્યક — નામે ચતુર્વિંશતિસ્તવ એટલે અર્હદ્‌ના ગુણોત્કીર્તન રૂપ ભક્તિથી પણ તત્ત્વતઃ કર્મક્ષય થાય છે કહ્યું છે કેઃ — भत्तिए जिणवराणं खिज्जंती पुव्वसंचिया कम्म '— જિનવરોની ભક્તિથી પૂર્વનાં સંચિત કરેલાં કર્મો ક્ષીણ થાય છે. ચતુર્વિંશતિસ્તવના બે મુખ્ય ભેદ છે (૧) દ્રવ્યસ્તવ અને (૨) ભાવસ્તવ. પુષ્પગન્ધ ધૂપ આદિ સાત્ત્વિક વસ્તુઓદ્વારા તીર્થંકરોની પૂજા કરવી તે દ્રવ્યસ્તવ છે. તેમ કરવામાં વિત્તપરિત્યાગથી શુભ જ અધ્યવસાય રહે છે તેથી પુષ્પાદિથી સમભ્યર્ચનરૂપ દ્રવ્યસ્તવ શ્રાવકો માટે કર્તવ્ય છે. સદ્‌ગુણોની ઉત્કીર્તના એ ભાવસ્તવ છે. ઉત્કીર્તનાનો અર્થ એ છે કે ઉત્ એટલે પ્રબલપણે ઉત્તમ ભક્તિથી, કીર્તના એટલે કીર્તન કરવું તે; જેમકેઃ —

प्रकाशितं यथैकेन त्वया सम्यग् जगत्त्रयम् ।
समग्रैरपि नो नाथ ! परतीर्थाधिपैस्तथा ॥१॥
विद्योतयति वा लोकं यथैकोऽपि निशाकरः ।
समुद्गतः समग्रोऽपि किं तथा तारागणः ? ॥२॥

— તેં એકલે જેટલી સારી રીતે જગત્ત્રયને પ્રકાશ્યું છે તેટલી સારી રીતે હે નાથ! સર્વ અન્ય તીર્થપતિઓએ પણ (પ્રકાશ્યું નથી) (તેનું દૃષ્ટાન્ત કહે છે) — જેટલો પ્રકાશ લોકમાં એકલો જ ચંદ્ર આપે છે તેટલો સમગ્ર તારાસમૂહ શું આપે છે?

આ ચોવીશ તીર્થંકરોના સ્તવરૂપે પ્રાચીનસૂત્ર 'લોગસ્સ' છે તેમાં ચોવીશ તીર્થંકરોનાં નામ છે અને તે માટે તેમનાં યથાર્થ ઉત્તમ વિશેષણો છે. તે દરેક વિશેષણમાં અતિ ગંભીર અને મનનીય અર્થ રહેલો છે. (આ માટે જુઓ આવશ્યકસૂત્ર — નિર્યુક્તિ ને ભાષ્યમાંનું બીજું ચતુર્વિંશતિસ્તવાધ્યયન. પૃ. ૪૯૦ — ૫૧૦).

આ બીજા આવશ્યકને 'ચૈત્યવંદન'—'દેવવંદન' કહેવામાં આવે છે. દરેક દર્શનમાં પોતાના ઇષ્ટદેવને વંદન કરવાનું — તેની પ્રાર્થના કરવાનું —'ઉપાસના' કરવાનું કહ્યું છે. આ તત્ત્વ અતિ જરૂરનું છે. બુદ્ધિનો સ્વભાવ એવો છે કે અતિશય તર્કવિતર્ક કરવા. તેવા તર્કવિતર્ક કરવાથી આત્મતત્ત્વ અંતરમાં સ્થિર થતું નથી અનેક શંકા અને સમાધાનોની જાળમાં બુદ્ધિ ગુંચવાઇ જાય છે. અનેક સંપ્રદાય મત આદિ જોઇ એકે ઉપર તે વિશ્વાસ કરતી નથી. એવા વિક્ષેપ — દોષને ટાળવાને અર્થે અભ્યાસીએ — મુમુક્ષુએ ઉપાસનાનો — ભજનનો — દેવવંદનનો આશ્રય કરવો ઘટે. કોઇ એક ઇષ્ટને માની તેના અર્ચનનો સમગ્રવિધિ યથાર્થ રીતે ગુરુમુખે — શાસ્ત્રથી પ્રાપ્ત કરવો ઘટે. (જિનદેવદર્શન — વંદનની વિધિ અમારા 'જિનદેવદર્શન નામના પુસ્તકમાં આપેલ છે.) એવા વિધિમાત્રમાં તે તે દેવની ઉપાસનાની રચના એવી રીતે કરેલી પ્રતીત થશે કે બાહ્ય પ્રદેશમાં તે દેવનું સ્થાપન અર્ચન કરવા ઉપરાંત તે દેવની આંતરભાવના સ્પષ્ટ રીતે થઈ જાય. બાહ્યનો આંતરમાં પ્રવિલાપ થાય અને ઉપાસક ઉપાસ્યનું એકરસ એકાકાર ધ્યાન રહે. આવશ્યક નિત્યકર્મ આદિ ક્રિયાઓથી જેમ મળનો નાશ થાય છે, તેમ દેવવંદનાદિ ઉપાસના ક્રિયાથી વિક્ષેપનો નાશ થાય છે. ક્રિયાકર્મનો આચાર કરતે કરતે જેમ બુદ્ધિ સતેજ થઇ એના એજ કર્મમાર્ગમાં પરમાર્થની ભાવનાનો આશય ઉપજાવતી થાય છે, તેમ ઉપાસનામાં એકાગ્રતા પામતું અંતઃકરણ પરમાર્થભાવનામાં સ્થિર રહી તન્મયતા પામવાને પણ સમર્થ થાય છે. ક્રિયા-કર્મનો પરિપાક જ્ઞાન છે, ઉપાસનાનો પરિપાક તન્મયતા છે. ક્રિયા-કર્મનો જેમ જેમ પરિપાક થાય છે તેમ તેમ તે સકામતાનો અસ્ત થાય છે, ને નિષ્કામ આચારમાત્ર જ અવશેષ રહે છે; નિષ્કામ કર્મનો પરિપાક થતાં કર્મમાર્ગની અસારતા સમજાય છે અને ઉપાસનાની તન્મયતામાં રસ આવે છે; ઉપાસનાનો પરિપાક થતાં સકામતા રહિત તન્મયતા સિદ્ધ થાય છે, કિંબહુના સર્વત્ર ઉપાસ્યનું જ ભાન રહે છે. વિષયાસક્ત મનુષ્યોને સ્વ સ્વ વિષયનું જ સર્વદા દર્શન સ્મરણ સહજ-

સિદ્ધ હોય છે તેમ ઉપાસકોને ઉપાસ્યનું સહજસિદ્ધ ભાન સર્વદા રહે છે."

"વર્તમાન સમયમાં પાશ્ચાત્ય સંસર્ગોએ આપણી સ્થિતિ રીતિ રહેણી કરણીમાં અનેક વિકાર ઉપજાવ્યા છે — એટલે સુધી ઉપજાવ્યા છે કે કેટલાક તો જાણે સ્વભાવસિદ્ધ હોય તેવા અનિવાર્ય થઇ પડ્યા છે. એવે પ્રસંગે આવા ક્રિયામાર્ગનો આશ્રય કેમ થઇ શકે? એવી શંકા સહજ થવાનો સંભવ છે. પણ ક્રિયામાર્ગના અનુયાયીને એટલું સમજવું ઘટે કે ક્રિયાનો આશ્રય કરવામાં મુખ્ય હેતુ શ્રદ્ધા છે, અંતઃકરણના મલનો જેનાથી નાશ થાય છે તે શ્રદ્ધા છે. ક્રિયા-કર્મનો અતિશય આડંબર કે વિસ્તાર ઇષ્ટ નથી, જેટલું થઇ શકે તેટલું જ સ્વીકારવું અને તેને શ્રદ્ધાથી અને નિયમથી યથાર્થ-રીતે પાળવું, દેશકાલ વિચારી સ્વશક્તિ અનુસાર નિયમ સેવો, પણ તેમાં અશ્રદ્ધા કરવી નહિ અને તેનો જે નિયમિત સમય રાખ્યો હોય તેમાં વિક્ષેપ થવા દેવો નહિ.

છેવટે નીચેનાં વીર-પ્રવચનો સંપૂર્ણરીતે અવધારવાનું સુજ્ઞ વાચકોને વિનવીશું.—

पुरिसा! सच्चमेव समभिजाणाहि।
सच्चस्स आणाए से उवट्ठिए मेहावी मारं तरई॥

— આચારાંગ

— હે પુરુષો! સત્યનું જ સમભિજ્ઞાન-પરિજ્ઞાન કરો. સત્યની આજ્ઞાપર જ ઉભેલો બુદ્ધિશાલી મૃત્યુને તરી જાય છે.

पगइं सच्चंसि धितिं कुव्वह! एत्थो वरए
मेहावी सव्वं पावकम्मं झोसई॥

— આચારાંગ.

— પ્રકટરૂપે સત્યપર ધૃતિ-સ્થિરતા કર. એ રીતે વર્તતો એટલે સત્યનિરત મેધાવી — બુદ્ધિશાલી સર્વ પાપકર્મોને બાળી મૂકે છે.

માર્ગશીર્ષ શુદ ૭, ૧૯૮૦
વીરસં. ૨૪૫૦ શુક્રવાર
તત્વાબિલ્ડિંગ, લોહારચાલ, મુંબાઈ

વીતરાગ ચરણરજ
'તંત્રી'

## પત્રવ્યવહાર

(તંત્રી તથા રા. રામલાલ મોદી વચ્ચેનો)

૧

મુંબઇ તા. ૫-૫-૨૪

રા. રા. રામલાલ ચુનીલાલ મોદી

પાટણ

સુજ્ઞ મહાશયશ્રી,

આપે ભાલણકૃત બે નળાખ્યાનનું પ્રકટ કરેલું પુસ્તક ભાવનગર સાહિત્યપરિષદ્‌માં મને સ્નેહથી ભેટ કર્યું તે માટે ઉપકાર માનું છું. તેમાંની આપની 'પ્રસ્તાવના' અને 'કવિ અને કાવ્ય' હું સાદ્યંત વાંચી ગયો છું. તે પરથી સ્પષ્ટ જણાય છે કે આપે ઘણો પરિશ્રમ સેવ્યો છે અને આ પ્રકટ કરી ગૂર્જર સાહિત્યની આપે સારી સેવા કરી છે.

હવે આપે 'કવિ અને કાવ્ય' સંબંધી લખતાં પહેલાં પ્રથમ મોખરે જે નોંધ કરી છે તેનો આરંભ એ છે કેઃ— "વિક્રમ સોળમા શતક પહેલાં ગુજરાતી સાહિત્યનો કિલ્લો મુખ્ય રીતે જૈનસાધુઓના કબજાભોગવટામાં હતો. કુમાળપાળના અવસાન પછી જૈનોની રાજ્યપ્રકરણમાં **સત્તા ઓછી થવા માંડી હતી,** પરન્તુ સાહિત્યપ્રકરણમાં તો તેમનું સામ્રાજ્ય સોળમા શતક સુધી પૂર્ણ તેજથી તપતું હતું. એ શતકમાં એમના ઉપર વૈદિક સાહિત્યકારોએ એકા-એક **હુમલો કર્યો અને ઘણીક સત્તા છીનવી લીધી.** આ હુમલામાં આગેવાની બે વીરોએ લીધી હતી — સોરઠમાં નરસિંહ મહેતાએ અને ગુજરાતમાં ભાલણે. ખરું છે કે મહેતાએ આરંભ પ્રથમ કર્યો હતો અને ભાલણ પાછળથી જોડાયો હતો. પરન્તુ એનું કામ વધારે મુસ્કેલ હતું, શાથી કે **સોરઠમાં જૈનસાહિત્યસત્તા બહુ પગભર થઈ નહોતી.** ભાલણને તો એમના મુખ્ય મથક પાટણમાં જ **સામે થવાનું હતું.** વૈદિકો પણ બધા જ કંઇ

એના પક્ષમાં નહોતા. તેઓ કહેતા કે ગુજરાતીમાં તે વળી કાવ્ય કેવાં ? ભાષામાં કાવ્યો લખનાર તે કવિ કહેવાય ? આ પ્રમાણે ભાલણને **એ સત્તાની** સામે લઢવાનું હતું" આ રીતે પ્રથમ પારાગ્રાફ પૂરો થાય છે. અને એ જ સંબંધમાં મારે પૂછવાનું રહે છે તેથી આપને આ પત્ર લખું છું.

ઉપરની હકીકત આપે આપી તેમાં જે 'અંડર-લાઇન' (અહીં કાળા) કરેલા ભાગો છે તે સંબંધમાં શું શું પ્રમાણો છે તે હું નમ્રપણે જાણવા માગું છું. મારે અને આપને એ બાબતમાં ભિન્નતા છે, છતાં તે માટે જાહેર ચર્ચામાં ઉતરવા જતાં પહેલાં આપણે આપણો ભેદ સ્નેહી તરીકે એકબીજાને લખી-કહી સમજી લઇએ અને એકબીજામાં રહેલ પ્રામાણિક મતભેદનું સમાધાન કરી લઇએ તો વધારે અનુરૂપ છે તેથી, તેમજ આપમાં રહેલ મધ્યસ્થબુદ્ધિને સરલતાથી અપીલ કરી શકાય એવું છે એવી માન્યતાથી આ હું લખું છું તો તેનો સપ્રમાણ વિસ્તારથી ઉત્તર આપ જરૂર આપશો એવી મારી આશાભરી ખાત્રી છે.

૧. કુમારપાળ પછી જૈનોની રાજ્યપ્રકરણમાં સત્તા ઓછી થવા માંડી હતી — આના સંબંધમાં હું કહું કે તુરતવેળા તેમ બન્યું છે એમ ઇતિહાસ કહે છે, પણ છેવટ પર્યંત તેમ ચાલુ રહ્યું નથી અને તેનો જ્વલંત દાખલો — વસ્તુપાલ તેજપાલ જૈન મંત્રીઓએ રાજપ્રકરણમાં જે મહાન્ ફાળો લડાઇઓ લઢી, અનેક દેશો કબજે કરી ગૂર્જર રાજ્યસત્તાને અતિશય પ્રમાણમાં વધારવારૂપે આપ્યો છે તે છે.

૨. વૈદિક સાહિત્યકારોએ ૧૬મા શતકમાં હુમલો કર્યો. 'હુમલો' એ શબ્દ વાપરવાનું શું કારણ છે ? હુમલો કરવો એટલે એક અનિષ્ટ યા શત્રુરૂપે ઉભી રહેલી સ્થિતિને દૂર કરી પોતાની સ્વાધીન સત્તા લેવી-સ્થાપિત કરવી એ કારણ 'હુમલો' કરવામાં હોય ત્યારે જ હુમલો કરવાનું બને. આવી સ્થિતિ હતી ? તો કઇ રીતે તે સ્થિતિ સ્થાપિત કરો છો ? એક સમૂહ અમુક સાહિત્યમાં વધારો કરતો રહે અને ઉપસ્થિત થાય તેમાં બંને સમૂહ પોતપોતાની રીતે કાર્યપ્રવૃત્ત થયા એમ ગણાય, યા એક કાર્ય કરતો હતો અને બીજો કાર્ય પછીથી કરતો થયો એમ ગણાય. તેથી બીજો પહેલા પર હુમલો કરે છે એમ તો ન જ ગણાય. 'અને ઘણીક સત્તા છીનવી લીધી,' — તેવું બન્યું છે એમ તો મને જણાતું નથી. આપને તેમ માનવામાં કંઇ કારણો હોય તો જણાવશો. સાહિત્યમાં સત્તા કેમ છીનવી લેવાય તે હું સમજી શકતો નથી. છતાંય એવું જો બન્યું હોય કે વૈદિકોએ જૈન સાહિત્યકારોના સાહિત્યને છીનવી લીધું યા નાશ કર્યો યા તે સાહિત્યની અસર કે જે મુખ્યપણે તેઓના પોતાના ધર્માનુયાયીઓ પર — ઉપાશ્રયોમાં હતી તેનો નાશ કર્યો, તો જણાવશો. સોળમા શતકમાં જૈન કવિઓ અને સાહિત્યકારો અનેક થયા છે અને ત્યાર પછીના — સત્તરમા શતકમાં તેથી પણ અતિ વધારે-અનેકગણા વધારે કવિ વગેરે ઉત્પન્ન થયા છે એ ઇતિહાસસિદ્ધ વાત છે. તે પછી 'હુમલો કર્યો અને (જૈનની સાહિત્ય-સત્તા) ઘણીક તો સત્તા છીનવી લીધી' એ વાત કઇ રીતે ટકી શકે એ મને સમજાતું નથી. મારી તેમાં ભૂલ થતી હોય તો તે હું સુધારવા માગું છું. 'I am open to conviction and I at the same time firmly believe you are also open to conviction.' આથી જ આ પત્ર-વ્યવહાર કરવા મેં આદર્યું છે.

આ રીતે સોળમા શતકની વાત કર્યા પછી તે શતકમાં આપે નરસિંહ અને ભાલણ એ બે સાહિત્યવીરોએ આગેવાની લીધી એમ કહો છો ને જણાવો છો કે સોરઠમાં જૈનસાહિત્ય સત્તા પગભર થઇ નહોતી — જૈન સાધુઓ સોરઠના કે ગુજરાતના કે અમુક પ્રાંતના વતની-વાસી કહી જ ન શકાય — તેઓ તો સોરઠ, ગુજરાત, મારવાડ, માલવ, ઉત્તર અને પૂર્વ પ્રદેશમાં ઘૂમતા. 'શત્રુંજય' તીર્થ જૈનોનું મોટું તીર્થ તેમજ 'ગિરનાર' તીર્થ એટલે ત્યાં તો તેઓ પગેપગે ચાલી અચૂક અનેકવાર જતા આવતા.

તળે કાઢવો પડતો — અને એ ભ્રમણમાં જ્યાં જ્યાં સ્થિત રહેતા ત્યાં ત્યાં પોતાની સાહિત્યપ્રવૃત્તિ કરતા જ રહેતા. એટલે સોરઠમાં જૈનસાહિત્યસત્તા પગભર થઇ હતી કે ન હતી એવું કંઇ લખવાપણું રહેતું નથી. ક્ષેત્રમર્યાદિત સાહિત્યને ન બનાવી શકાય. છતાં આપણે બનાવીએ છીએ તે કવિનો જ્યાં વાસ હોય તેને મહત્ત્વ આપી — જૂનાગઢના નરસિંહ તેથી સોરઠના નરસિંહ એમ આપણે કહીએ છીએ અને તે રીતે ખોટું નથી. જૈનેતર કવિઓ નરસિંહાદિ સાધુઓ–ત્યાગીઓ ન હોઇ — ગૃહસ્થાશ્રમી હોઇ તેવું તેને લાગુ પડી શકે પણ જૈન કવિઓ — સાધુઓ હોઇ તેને તેવું લાગુ ન પડે, છતાં સોરઠમાં પણ તેઓ પોતાની સાહિત્યપ્રવૃત્તિ અખંડધારાએ ચલાવી રહ્યા હતા એ તો સિદ્ધ થઇ શકે તેમ છે.

૫–૮ ૨૪

આ પત્ર મેં અગાઉ લખી પૂરો કરી મોકલવા માટે રાખી મૂકયો છે તે પૂરો કર્યા વગર આજે મોકલાવું છું. એક મુદ્દો હતો તે પૂરો લખ્યો છે. બીજા મુદ્દા ચર્ચવાના છે તે હવે પછી આપનો ઉત્તર આવ્યે ચર્ચીશ. ઉપરની હકીકત વિચારી જે કંઇ યોગ્ય લાગે તે નિષ્પક્ષપાતથી નિર્ભયપણે જણાવશો. ઉત્તરની રાહ જોઉં છું.

આપનો સ્નેહાધીન
**મોહનલાલ દલીચંદ દેશાઈના**
ગૂર્જર સાહિત્યોત્કર્ષ

૨

પાટણ, તા ૭–૮–૨૪

**રા. રા. મોહનલાલભાઈ**

આપનો કાગળ મળ્યો છે. આપે જે સદ્ભાવ બતાવ્યો તે માટે ઉપકાર માનું છું. તેમાં ચર્ચેલા ત્રણ મુદ્દાના ટૂંકામાં જવાબ લખું છું, તેથી આશા છે કે આપને સંતોષ થશે.

૧. કુમારપાળ પછી જૈનસત્તા ઓછી થઇ હતી તે વચમાં માત્ર વીસલદેવના સમયમાં પાછી શરૂ થઇ હતી તે ખરી વાત. પણ ત્યારપછી પણ લુપ્ત થઇ ગઇ હતી. એ પછીના રાજાઓના પ્રધાનો નાગર બ્રાહ્મણો હતા. વીસલદેવના વખતમાં જૈન પ્રધાનો હતા પણ તેમના ધર્મનો પ્રભાવ રાજ્યસત્તા ઉપર પડયો નહોતો — કુમારપાળના સમય જેવો. આથી મારૂં કથન યોગ્ય જણાશે.

૨. 'હુમલા'ની બાબત એક રૂપક જ છે. એનો 'શબ્દાર્થ' કરવો યોગ્ય નથી. એનો ભાવાર્થ એટલો જ કે સાહિત્યક્ષેત્રમાં અત્યાર સુધી જૈનો એકલા હતા તેમાં હવે વૈદિકોએ પણ ભાગ લેવો શરૂ કર્યો અને તે પણ બહુ વેગથી. મારા ધારવા પ્રમાણે ગુજરાતી જૈનસાહિત્ય સોળમા શતક પછી પહેલાંની ઉજ્વલતા રાખી શકયું નહોતું, જથો વધારે હશે પણ ગુણમાં ઉતરતું થયે જતું હતું.

સોરઠમાં નરસિંહના સમય પહેલાં બહુ જૈન-સાહિત્ય લખાયું હોય એમ મારૂં માનવું નથી. જો તમે તેમ બતાવશો તો મારી ભૂલ હું સુધારીશ.

આ સાથે બે લેખ મોકલું છું તે સ્વીકારશો.

લી. આપનો
**રામલાલ ચુનીલાલ**

૩

નોટ—આ ઉત્તરથી સંતોષ થયો નથી. થાય તેમ પણ નથી. નરસિંહ મહેતા પહેલાનું જૈન ગૂર્જર પદ્યસાહિત્ય છે તે કૉન્ફરન્સ તરફથી પ્રસિદ્ધ થનાર મારો સંગ્રહ નામે 'જૈન ગૂર્જર કવિઓ' યોગ્ય સમયમાં બહાર પડશે ત્યારે અચૂક અને અંદેશા વગર માલૂમ પડશે.

૯–૮ ૨૫

**મો. દ. દેશાઇ**

# સ્વીકાર

બ્યાવરના શ્રીજૈન પુસ્તક પ્રકાશક કાર્યાલયના પ્રબંધકર્તા શ્રીયુત મોતીલાલ રાંકા તરફથી નીચેનાં પુસ્તકો મળ્યાં છે. સ્થાનકવાસી સંપ્રદાયની આ સંસ્થા હિંદીભાષામાં પુસ્તકો સ્વતંત્ર કે અનુવાદ છપાવી બહાર પાડવાનો પ્રયત્ન કરી રહી છે તે સ્તુત્ય અને આદરણીય છે. હિંદીભાષીઓ જૈનો ઘણા છે, પણ તેમની જીજ્ઞાસાને તૃપ્ત કરે તેવાં પુસ્તકોની પૂરતી જોગવાઈ નથી તેથી આવી સંસ્થાઓ ઠેર ઠેર નીકળી જૈનસાહિત્ય ઉત્તમ અને ઉપયોગી પુસ્તકો રૂપે સુંદર આકારમાં — રૂપરંગમાં પ્રકટ કરી તેનો પ્રચાર કરે એ આવશ્યક છે.

૧. શ્રાવકધર્મદર્પણ. મૂલ્ય ૮ આના. શ્રાવકના આચારનું સ્વરૂપ સારા પ્રમાણમાં આપ્યું છે.

૨. શ્રાવિકાધર્મદર્પણ અથવા નારીધર્મ દર્પણ. મૂ. દોઢ આનો. સ્ત્રીઓ માટે ઉપયોગી સૂત્રો છે.

૩. જૈનધર્મકે વિષયમેં અજૈન વિદ્વાનોંકી સંમતિયેં — મૂ. એક આનો. હિંદના તેમજ હિંદ બહારના વિદ્વાનોએ આપેલા અભિપ્રાયો ટૂંકાવી આમાં મૂક્યા છે.

૪. નિત્યનિયમ સ્મરણ — મૂ. નવ પાઇ. નવકારાદિ છંદો સાથે આનુપૂર્વી મૂકી છે.

૫. ઉપદેશરત્નકોષ — મૂ. ૮।। આના. જિનેશ્વરસૂરિનો પ્રાકૃત ગાથામાં ઉપદેશસૂત્રોનો અનુવાદ આ પત્રના તંત્રીએ કરેલો અને તે પર શ્રીયુત વાડીલાલ મોતીલાલ શાહે વિવેચન કરેલું તે ગૂજરાતી ગ્રંથનો આ સુંદર હિંદી અનુવાદ છે.

ગૂજરાતી ગ્રંથનો અનુવાદ. તેમાં કર્તવ્ય ( Duty ) ના સંબંધમાં બહુ સુંદર વ્યાખ્યાનો છે અને દરેક જૈને વાંચવા યોગ્ય છે.

૮. જૈન શિક્ષણ પાઠમાળા દૂસરા ભાગ — ૭ આના. મુનિ નાનચંદજી કૃત જૈન પ્રશ્નોત્તર કુસુમાવલિનો હિન્દી અનુવાદ છે. સામાન્ય બોધ વિદ્યાર્થીગણને થાય તેવા પ્રશ્નોત્તર છે. ખરી રુચિ ઉત્પન્ન થઇ વિચાર બુદ્ધિ ખીલે તેવા વિષયો - પાઠો પ્રશ્નોત્તરરૂપે ગોઠવી સુંદર ગુંથણીરૂપ પાઠમાલા કે પાઠ્ય પુસ્તક કરવા માટે બહુ વિદ્વાનોના બહુ શ્રમ, અભ્યાસ અને દીર્ઘ ચિંતન સાથે અનુભવની જરૂર છે. તેની તૈયારીને માટે આવા ગ્રંથો પ્રાથમિક પ્રયાસરૂપે આવશ્યક છે.

૯. જંબૂગુણરત્નમાલા — ૭ આના. આ ભાષામાં પદ્યકૃતિ છે ને રચનાર જયપુરના શ્રાવક જોઠમલજી છે. ભાષા મારવાડી ભાષામય હિન્દી તરફ ઝોક ખાય છે. સ્થાનકવાસી સંપ્રદાયમાં તેમાંના સાધુઓ કે શ્રાવકો રચિત રાસાઓ નહિવત્ છે તેથી તેઓ મુખ્યત્વે મૂર્તિપૂજકો રચિત ભાષાકૃતિઓનું શરણ લે છે. જોઠમલજીએ મારવાડમાં સ્થાનકવાસી અપાસરામાં રાસ તરીકે અવશ્ય સ્થાન લે તેવી કૃતિ કરીને તે સંપ્રદાયમાં તે ભાગમાં પડતી ખોટ પૂરી પાડી છે.

૧૦ શીલરક્ષા — સુદર્શનશેઠ ચરિત્ર — મૂલ્ય બે આના. આ એક પ્રાચીન કાવ્ય છે. રચનારનું

લખેલી આગ્રાભંડારમાં છે તેથી આ જૂની કૃતિ સં. ૧૮૩૬ પહેલાં અવશ્ય રચાયેલી હોવી જોઇએ.

૧૧-૧૩—શ્રી દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ફંડ તરફથી અંગ્રેજીમાં પ્રસિદ્ધ જૈનવીર શ્રીયુત વીરચંદ ગાંધીનાં અંગ્રેજી લખાણોવાળાં ત્રણ પુસ્તકો નામે The Jain Philosophy, the Yoga Philosophy and the Karma Philosophy મળ્યાં છે. અવલોકન હવે પછી.

૧૪ — દેવસી તથા રાઇપ્રતિક્રમણસૂત્ર — પ્ર શ્રાવક ભીમસી માણેક, ધનજીસ્ટ્રીટ મુંબઈ. કિંમત આપી નથી. મૂળ સૂત્ર છે. સાથે ટુંકમાં સામાન્ય હેતુ ને વિધિ તથા ત્રણ સઝાયો છે.

# શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ

## કાર્યવાહીનો ટુંક અહેવાલ

શ્રી જૈન સમાજના અગ્રગણ્ય નેતાઓ અને સુવિચારકોએ ચાલુ વર્ષમા એપ્રલ માસમાં 'કન્વેન્શન' -સંમેલન પ્રસંગે એકત્રિત થઇ આ સંસ્થાને પુનર્જીવનની દશામાં મૂકી તેના ભૂતકાળનાં સ્મરણોના આદર્શ સંસ્થાની સમક્ષ ખડા કરી ઉજ્જવલ ભાવિ બનાવવાની સ્થિતિમાં લાવવા શ્રી સુકૃતભંડાર જેવી મહાન્ યોજના ચાલુ કરવા ઠરાવ કર્યો તેના પરિણામે તાત્કાલિક ઉત્સાહનું પૂર વહેવા સાથે રૂ. ૨૫૫૫૮-૪-૦ જેવી એક નાદાર રકમ ભરાઇ ચૂકી હતી જે પૈકી અદ્યાપિ પર્યંત રૂ. ૪૯૦૮-૪ ૦ વસૂલ આવ્યા છે. બાકીની રકમ વસુલ થવા યોગ્ય તજવીજ થયા કરે છે.

કન્વેન્શનના સંમેલન બાદ સંસ્થાની સ્થાનિક સ્ટેન્ડીંગ કમિટીની અનુક્રમે ત્રણ બેઠકો તા. ૧૭મી એપ્રિલ, તા. ૧૯મી તથા તા. ૩૦મી જુનના રોજ મળી હતી. જે વખતે આ સંસ્થા વધારે સારૂં અને પ્રગતિમાન્ કાર્ય કરી શકે તેવી બાબતો માટે વિચાર ચલાવવામાં આવ્યો હતો. સારા ચારિત્ર્યવાન્ ઉપદેશકો માટે જાહેરાત આપવામાં આવી હતી. અને આવેલ અરજીઓ પૈકી હાલ તુર્ત મી. વાડીલાલ સાંકળચંદ શાહ, પુંજાલાલ પ્રેમચંદ, અને ગુલાબચંદ રામજી કોરડીઆ જેઓએ અગાઉ આ સંસ્થાની સેવા બજાવી હતી તેઓને ઉપદેશક તરીકે નીમવામાં આવ્યા છે અને અગાઉ વર્તમાનપત્રોદ્વારા જાહેર કર્યા મુજબ— મી. વાડીલાલ સાંકળચંદ અકોલાથી શરૂ કરી દક્ષિણમાં, મી. પુંજાલાલ પાલણપુરથી શરૂ કરી ગુજરાતમાં અને મી. ગુલાબચંદ લખતરથી શરૂ કરી કાઠિયાવાડમાં પોતાનું કાર્ય શરૂ કરી રહ્યા છે, અને સમાજને હિતકર કાર્યો શરૂ થયાં છે

શ્રી સુકૃતભંડાર જેવી સર્વમાન્ય અને સત્કૃત્યો પ્રત્યે પ્રેરનારી યોજના ચાલુ થતાં આ સંસ્થા સર્વે ભાઇઓ તરફથી સંપૂર્ણ સહાનુભૂતિ ઇચ્છે છે કે જેના વડે આ સંસ્થા પોતાના ઉદ્દેશ અને આશયો સંપૂર્ણ રીતે પાર ઉતારવા ભાગ્યશાળી નીવડે, તેમજ કેળવણી જેવા મહદ્કાર્યને ઉત્તેજીત કરી શકે. જૈન કોમનાં સંખ્યાબંધ બાળકો જે હજુ ઉચ્ચ કેળવણીથી વંચિત રહે છે તે બનવા ન પામે, અને ધાર્મિક સંસ્કારો દઢતર અને સુશ્લિષ્ટ બનવા સાથે અન્ય કાર્યો પણ હાથ ધરી શકાય —

શ્રીમંત્ શેઠ આણંદજી કલ્યાણજી સાથે શ્રી શત્રુંજય ગિરિરાજ સંબંધે પત્રવ્યવહાર ચાલુ કરવામાં આવ્યો છે.

જૈન ગ્રેજ્યુએટોનાં નામોનું આ સંસ્થા પુરતી માહિતીવાળું રજીસ્ટર રાખી શકે તેટલા માટે છાપાંઓ દ્વારા જાહેરખબર આપવામાં આવી હતી અને દીલગીરી સાથે નોંધ લેવી પડે છે કે માત્ર ૮-૧૦ ભાઇઓએ જ નામ નોંધાવવા તસ્દી હજુ સુધી લીધી છે. આશા છે કે તેવા ભાઇઓ ત્વરાએ પોતાનાં નામ રજીસ્ટર કરાવશે.

શ્રી એજ્યુકેશન બોર્ડ તરફથી દર વર્ષે લેવાતી ધાર્મિક હરિફાઇની પરીક્ષામાં ૩૧૮ વિદ્યાર્થીઓ જુદા જુદા ૧૮ સેંટરમાંથી મળી બેઠા હતા જેમાંથી

૨૨૧ વિદ્યાર્થીઓને પાસ થએલા જાહેર કરવામાં આવ્યા હતા જે પૈકી ૧૧૪ વિદ્યાર્થીઓને રૂા. ૭૪૧) ઇનામ તરીકે વહેંચવામાં આવ્યા હતા તથા સંસ્થાનાં પ્રમાણપત્રો આપવામાં આવ્યાં હતાં.

આ સંસ્થાનો વાર્ષિક ધાર્મિક પરીક્ષાનો ઇનામી મેળાવડો તા. ૬-૭-૨૫ના રોજ માંગરોળ જૈન-સભાના હૉલમાં ધી બનારસ હિંદુ યુનીવર્સીટીના જાણીતા અર્થશાસ્ત્રના પ્રોફેસર રા. ડૉક્ટર નગીનદાસ જગજીવનદાસ શાહ બી. એ. પી. એચ. ડી.ના અધ્યક્ષપણા નીચે કરવામાં આવ્યો હતો જે વખતે મુંબઇ સેંટરનાં ફત્તેહમંદ વિદ્યાર્થીઓ તેમજ બાળાઓને ઇનામ તથા પ્રમાણપત્રો પ્રમુખના મુબારક હાથે વહેંચી આપવામાં આવ્યાં હતાં. તેમજ જુદા જુદા વક્તાઓએ પ્રસંગોચિત વિવેચન કર્યું હતું.

તા. ૧૯-૭-૨૫ના રોજ મેનેજીંગ કમીટીની એક બેઠક મળી હતી તે વખતે વિદ્યાર્થીઓ અને પાઠશાળાઓ તરફથી આવેલ અરજીઓ ઉપર વિચાર ચલાવી રૂા. ૧૦૨૦) વિદ્યાર્થીઓને સ્કોલરશીપ તરીકે તેમજ રૂા. ૬૮૪) પાઠશાળાઓને મદદ તરીકે આપવા ઠરાવવામાં આવ્યું હતું.

# એક પ્રાચીન પદ

અસ્યો રે અનોપમ મલે કોય મુઝને, શ્રાવક અથવા મુણીંદ,
જેસું રંગભર ગોઠિ કરંતા, ઉપજે પરમાણંદ જી.
અસ્યો રે અનોપમ મળે કોય મુઝને. આંચલી૦ ૧

સરલ સુકોમલ નિરમલ પ્રાણી, બોલે સુખ મધુરી વાણી,
ત્રસ થાવર જીવ સરખા જાણી, દયા પાલે ચિત્ત આણી જી. અસ્યો૦ ૨

સમકિત ધારી પર ઉપગારી, નિરમલ ગ્નાન વિચારી,
દાન શિયલ તપ ભાવના સારી, ધર્મ થાનકે હિતકારી જી. અસ્યો૦ ૩

જેહને દીઠે મુને હરખ જ થાએ, હૈઅડે તે અતિ સુહાવે,
તેસું મનની વાત કરંતા, સુખ દુખ સરખો થાએ જી. અસ્યો૦ ૪

અવગુણ કેહના કહે ન પ્રકાશે, બેસે તે ગુણવંત પાસે,
વચન વિલાસ સભા રંજન, ઉત્તમ ધરમ પ્રકાસે. અસ્યો૦ ૫

પરમાનંદ પદ પોહોંચાવા કાજે, ચાલે તે પથે સાચે,
સાધુ તણી સંગતે માચે, નારીની રંગે ન રાચે જી. અસ્યો૦ ૬

જિનવર આણ સુદ્ધી પ્રતિપાલે, કુમતિ કદાગ્રહ ટાલે,
ગ્નાન નેત્રે નઝર નિહાલે, પ્રવચન માતા સંભાલે. અસ્યો૦ ૭

ધીર વીર ક્રિમસમતા સાગર, ન ધરે મન અભિમાન,
ધન ધન તે નર ધરમ ધુરંધર, ત્રિભુવન તિલક સમાન જી. અસ્યો૦ ૮

રૂખભ વસ્યુ જેહને મન મંદિર, અહનિસ કરે પરકાસ,
તત્ત્વ સહિત નિર્મલ વ્રત પાલે, તે નર ઉત્તમ વાસ જી. અસ્યો૦ ૯

— અજ્ઞાત કવિ

# શ્રી જૈનશ્વેતામ્બર કૉન્ફરન્સ સુકૃત ભંડાર ફંડ

આ ફંડમાં આવેલી રકમનો અર્ધો ભાગ જૈન બંધુઓને કેળવણીપ્રચારના ઉત્તેજનાર્થે કરવામાં તથા અર્ધો ભાગ કૉન્ફરન્સ નિભાવ સંબંધી કાર્યોમાં વપરાય છે. તેથી પ્રત્યેક જૈનબંધુ દહાડામાં માત્ર ચાર આનાથી સ્વશક્તિ અનુસાર મદદ અર્પી પોતાનાં અજ્ઞાન બંધુઓનું જીવન કેળવણી દ્વારા સુધારી અગણિત પુણ્ય ઉપાર્જન કરી શકે છે. માટે સર્વે જૈન બંધુઓને આ ફંડમાં સારી આપવાની વિજ્ઞપ્તિ કરવામાં આવે છે.

# ધી જૈન એજ્યુકેશન ફંડ

એજ્યુકેશન બોર્ડના દરેક સભાસદે દરવર્ષે રૂ. ૫) આપવા, અને એકી વખતે રૂ. ૧૦૦) સોની રકમ આપનાર સભાસદને લાઇફ મેમ્બર ગણી તેને લવાજમમાંથી મુક્ત કરવા.

લાઇફ મેમ્બરના જે રૂપીઆ આવે તે કાયમ ફંડ તરીકે રાખવામાં આવશે ને તે સારી સીક્યુરીટીમાં મૂકવામાં આવશે અને તે નાણાનું વ્યાજ જ માત્ર ખરચવામાં આવશે.

સહાયક—સભાસદ સિવાયના અન્ય સદ્ગૃહસ્થ દરવર્ષે રૂપીઆ પાંચ આપનારને સહાયક ગણવામાં આવશે.

નીચેનાં પુસ્તકો કૉન્ફરન્સ ઓફીસમાંથી વેચાતાં મળશે.

| | |
|---|---|
| શ્રી જૈન ગ્રંથાવલિ | રૂ. ૧– ૮–૦ |
| શ્રી જૈન ડીરેક્ટરી ભાગ ૧લો–૨જો | રૂ. ૧– ૦–૦ |
| ,, ,, ભાગ ૧લો | રૂ. ૦– ૮–૦ |
| શ્રી જૈન શ્વેતાંબર મંદિરાવલિ | રૂ. ૦–૧૨–૦ |

આ માસિક સાથે હેન્ડબીલ બંધાવી વહેંચાવવા તથા જાહેરખબર માટે પત્રવ્યવહાર નીચેના શીરનામે કરો.

પાયધુની પોસ્ટ નં. ૩ }
મુંબઈ. }

આસિસ્ટંટ સેક્રેટરી
શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ

# જાહેરખબર આપનારાઓને અમુલ્ય તક

શ્રી "જૈનયુગ"માં જાહેરખબરો નીચેના ભાવેથી લેવામાં આવશે.

| | એક પેઈજ | અડધું પેઇજ | પા પેઈજ | ચાર લાઇન |
|---|---|---|---|---|
| એક વર્ષ માટે | ૫૦–૦–૦ | ૩૫–૦–૦ | ૨૫–૦–૦ | ૧૫–૦–૦ |
| છ માસ માટે | ૩૫–૦–૦ | ૨૪–૦–૦ | ૧૫–૦–૦ | ૧૦–૦–૦ |
| ત્રણ માસ માટે | ૨૦–૦–૦ | ૧૨–૦–૦ | ૧૦–૦–૦ | ૫–૦–૦ |
| એક અંક માટે | ૯–૦–૦ | ૬–૦–૦ | ૫–૦–૦ | ૨–૦–૦ |

જાહેરખબરો હિંદી, ગુજરાતી યા અંગ્રેજી ભાષામાં લેવામાં આવશે. જાહેરખબરનાં નાણાં અગાઉથી મળ્યા શિવાય જાહેરખબર દાખલ કરવામાં આવશે નહિ. આ માસિકની મારફત હેન્ડબીલ વહેંચાવવાના ભાવો પત્રવ્યવહારથી અગર રૂબરૂ મળવાથી નક્કી થઈ શકશે. તે માટે સઘળો પત્રવ્યવહાર તથા મનીઑર્ડર વિગેરે નીચેના શીરનામે મોકલવા.

પાયધુની, મુંબઈ નં. ૩

આસિસ્ટંટ સેક્રેટરી
શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ

卐 ॥ नमो तित्थस्स ॥ 卐

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]

પુસ્તક ૧
અંક ૨



આશ્વિન
૧૯૮૧

માનદ તંત્રી

મોહનલાલ દલીચંદ દેશાઈ

બી. એ. એલએલ. બી.

વકીલ હાઇકોર્ટ, મુંબઇ.

# વિષયાનુક્રમ



## જૈનયુગ

—જૈનધર્મ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, ઇતિહાસ, જીવનચરિત્ર ને સમાજપ્રગતિને લગતા વિષયો ચર્ચતું ઉત્તમ જૈન માસિક.

—વિદ્વાન્ મુનિ મહારાજશ્રી તથા અન્ય લેખકોની કસાયેલી કલમથી લખાયેલા ગદ્યપદ્ય લેખો તેમાં આવશે.

—શ્રીમતી જૈન શ્વે. કૉન્ફરન્સ ( પરિષદ્ ) સંબંધીના વર્તમાન-કાર્યવાહીનો અહેવાલ સાથેસાથે અપાશે.

તો દરેક સુજ્ઞ આ પત્રના ગ્રાહક બની પોતાના મિત્રોને પણ ગ્રાહકો બનાવશે અને સંઘસેવાના પરિષદ્‌ના કાર્યમાં પુષ્ટિ આપશે.

વાર્ષિક લવાજમ ટપાલખર્ચ સહિત માત્ર રૂ. બે.
લખો- જૈન શ્વે૦ કૉન્ફરન્સ ઑફીસ
૨૦ પાયધુની મુંબાઇ નં ૩.

આ માસિક બહોળા પ્રમાણમાં ફેલાવો પામવાની ખાત્રી રાખે છે તો જાહેરખબર આપનારાઓને માટે તે ઉપયોગી પત્ર છે; તો તેઓને ઉપરને સરનામે લખવા કે મળવા ભલામણ છે.

## લેખકો વગેરેને સૂચનાઓ.

૧. આ પત્રમાં પ્રકટ થતા લેખો માટે તે તે લેખના લેખકો જ સર્વ રીતે જોખમદાર રહેશે.

૨. અભ્યાસ, મનન અને શોધખોળના પરિણામે લખાયેલા સર્વ લેખો, વાર્તાઓ ને નિબંધોને પ્રથમ સ્થાન મળશે.

૩. લેખકોએ તેમજ અવલોકન માટે પુસ્તકો મોકલવા ઇચ્છતા સજ્જનોએ તંત્રી સાથે પત્રવ્યવહાર કરવો.

૪. કોઇ પણ લેખ પૂર્વે બનતે કે બીજાએ અન્ય સ્થળે પ્રસિદ્ધ કર્યો હોય તો તે કૃપા કરી ન મોકલવો.

૪. દરેક લેખ તેમજ મોકલેલ ગ્રંથની સમાલોચના સમય સ્થળ વિચારીને જેમ બને તેમ ત્વરાએ પ્રકટ કરવાની કાળજી લેવાશે.


તવાન્ડિબિલ્ડિંગ, ત્રીજે માળે લોહારચાલ, મુંબાઇ

મોહનલાલ દલીચંદ દેશાઇ
B. A. LL. B. વકીલ હાઇકોર્ટ.
માનદ તંત્રી


**ગ્રાહકોને સૂચના**—જેઓએ પોતાનાં નામ ગ્રાહક તરીકે હજુ ન લખાવ્યાં હોય તેમને તે પૂરા ઠેકાણા સહિત લખી મોકલવા અને સાથે સાથે વાર્ષિક લવાજમના બે રૂપીઆ મનીઓર્ડરથી મોકલી આપવા વિનંતિ છે, કે જેથી વી. પી. કરવામાં અનેક મુશ્કેલીઓ અને નાહકનું ખર્ચ થયું તેમાંથી કૉન્ફરન્સ ઑફિસને બચાવશે.

# જૈન યુગ



'I write in the name and for the sake of heart unity which I want to see established among the people of this land professing different faiths. In nature there is a fundamental Unity running through all the diversity we see about us. Religions are no exception to the natural law. They are given to mankind so as to accelerate the process of realisation of fundamental *Unity*.

'*Young India*' 20-8-25 P. 292. Mahatma Gandhi

પુસ્તક ૧ વીરાત્ સં૦ ૨૪૫૧ વિ૦ સં૦ ૧૯૮૧ આશ્વિન અંક ૨

## ઇક્ષુદાન

[ કથાપ્રસંગ — પ્રથમ તીર્થંકર ઋષભનાથ — આદિનાથ એક વર્ષ સુધી નિરાહાર રહી પારણા માટે ભિક્ષા અર્થે હસ્તિનાપુરમાં વૈશાખ સુદ ૩ના દિને આવે છે. જૈન સાધુને કલ્પે — ખપે એવી વસ્તુનો વિવેક કોઇ લોકને હતો નહિ — કોઇ કાંઇ આપે ને કોઇ કાંઇ આપે — પણ તે સર્વ ત્યાજ્ય વસ્તુ હોય એટલે સ્વીકારાય નહિ. પ્રભુના પૌત્ર — પુત્ર બાહુબલીના પુત્ર સોમપ્રભને, સુબુદ્ધિ નામના શેઠને અને સોમપ્રભના પુત્ર શ્રેયાંસકુમારને આગલી રાત્રે 'સ્વપ્ન' આવે છે. ભગવાન સંચરતા સંચરતા શ્રેયાંસના ગૃહાંગણે આવે છે. શ્રેયાંસકુમાર નમસ્કાર કરે છે ને સાધુવેષ જોઇ તેને જાતિસ્મરણજ્ઞાન થાય છે. એવામાં કોઇએ આવીને નવીન ઇક્ષુરસથી સંપૂર્ણ ઘડાઓ શ્રેયાંસકુમારને ભેટ કરી જાય છે તે જાતિસ્મરણ જ્ઞાનથી નિર્દોષ ભિક્ષા દેવાના વિધિને જાણનાર શ્રેયાંસકુમાર વ્હોરાવે છે. પ્રભુ હસ્તરૂપી પાત્રમાં અંજલિથી ગ્રહણ કરે છે એટલે દેવતાઓ તીર્થંકરને પ્રતિલાભવાથી પંચ દીવ્ય પ્રકટ કરે છે. આ દિને આપેલું દાન અક્ષય થયું તેથી તે પર્વ અક્ષયતૃતિયાના નામથી અદ્યાપિ સુધી પ્રવર્તે છે. જગત્માં દાનધર્મ શ્રેયાંસથી પ્રવર્ત્યો, અને બાકીનો સર્વ વ્યવહાર અને નીતિનો ક્રમ આદિનાથ ભગવંતથી પ્રવર્ત્યો. ત્રિ. શ. પુ. ચ.

"રિસહેસરસમં પત્તં નિરવજ્જં ઇક્ખુરસસમં દાણં
સેઅંસસમો ભાવો, હવિજ્જ જઇ મગ્ગિયં હુજ્જા.

પદ્મવિજય નેમસ્તવનમાં કહે છે કે ‘ કાંટા પણ ઉંધા હુવે અરિહંતાજી, નહિ વાયુ પ્રતિકૂળ, ભગવંતાજી, વગેરે. પ્રજ્વલી દેતો-બાળતો, ભાનુ-સૂર્ય, અનિલ-વાયુ. હીમસખી — શીત હીમરૂપી સખી — સહચરી. વિકૃતિ-ફેરફાર. ભાવી-ભવિષ્યમાં થવાનું તે. ૩. આશ્ચર્ય-નવાઇ, આવેશ-મનોગત તીવ્ર લાગણી, ઉત્સુકતા-અધિરાઇ, કંપમાન-ધ્રુજતા, આનંદની પણ ધ્રુજરી થાય છે. ૪ વેદે-ભોગવે; સંવેદનો-લાગણીઓ. સોમપ્રભ તે બાહુબલિનો પુત્ર. ૫. પુરલીલા નગરશોભા, અશ્રુત-નહિ સાંભળેલાં. ૬. થતાં દૃષ્ટિસ્પર્શ-જોતાં વેળાજ; પ્રીતિભર-પ્રેમભર્યાં, વપુની-શરીરની, વદન-મુખ. ૭. સુરભી-સુગંધી, આભરણુ-ઘરેણાં; પાદસમિપે-પગ પાસે. ૮. કામના-ઇચ્છા-વાંછના. આ શ્લોકમાં વીતરાગ તીર્થંકરના ગુણો છે. ૯. લોકોત્તર દીવ્ય, ધ્વનિત-સૂચિત. ૧૦. શ્રેયાંસને જાતિસ્મરણુ થાય છે, આમાં શંકાનાં વચનો જણાય છે કે શ્રેયાંસ પોતાના પ્રપિતામહ ઋષભજીને ભૂલી ગયો હશે? — લેખકના શબ્દોમાં “અહીં એ જાતનું ભાવારોપણુ કલાવિધાનનું તત્ત્વ જે સ્વરૂપ માગી લે છે તેટલા પુરતું જ છે કે જે સહૃદય વાચકો સહેજે સમજી શકશે. માણુસો વસ્ત્રાદિક સજતાં જે શરીરાકૃતિ બંધાતી તેનાથી કોઇ જુદા પ્રકારના લક્ષણુથી યતિવેશથી થએલી આકૃતિ — યતિવેશ તે કાળે પ્રચલિત કે પરિચિત નહોતો.” જાતિસ્મરણુથી પૂર્વે ચરણુસુખ મેળવેલું એ સ્મરણુમાં આવે છે. ‘ આવો વેશ મેં ક્યાંક જોયો છે.’ — એ પર ચિંતવતા તેને વિવેકવૃક્ષના બીજ રૂપ જાતિસ્મરણુ ઉત્પન્ન થયું અને જાણ્યું કે— પૂર્વે પૂર્વવિદેહ ક્ષેત્રમાં ભગવંત વજ્રનાભ નામે ચક્રવર્તી હતા ત્યારે હું તો સારથિ હતો, અને તે જ ભવમાં સ્વામીના વજ્રસેન નામે પિતા હતા કે જેમને આવા તીર્થંકરના ચિહ્નવાળા જોયા હતા. વજ્રનાભે વજ્રસેન તીર્થંકરના ચરણુ સમીપે દીક્ષા લીધી ત્યારે મેં પણ એમની સાથે દીક્ષા લીધી હતી. તે વખતે વજ્રસેન અર્હંતના મુખથી મેં સાંભળ્યું હતું કે આ વજ્રનાભ ભરતખંડમાં પ્રથમ તીર્થંકર થશે. સ્વયંપ્રભાદિકના ભવોમાં મેં એમની સાથે જ અટન કર્યું હતું. તેઓ હાલ મારા પ્રપિતામહપણે વર્તે છે. તેમને મેં ભાગ્યયોગે આજે દીઠા. તે પ્રભુ આજે જાણે સાક્ષાત્ મોક્ષ હોય તેમ સર્વ જગતનો અને મારો અનુગ્રહ કરવા પધાર્યા છે. “ ત્રિ. શ. પુ. ચરિત્રપર્વ ૧ પૃ. ૧૧૫. ૧૧. ધન્ય-કૃતાર્થ. ૧૨. અણુગાર-આગાર એટલે ગૃહ વગરના-ગૃહસ્થ નહિ એવા યતિ. ૧૩. મુગ્ધ-મોહવશ-મૂર્ખ. ૧૪ તનુ-શરીર ૧૫ ક્ષમાશ્રમણુ-જે શ્રમણુ ક્ષમારૂપ જ છે એવા યતિવર્ય. ૧૬. વાત્સલ્ય-વત્સલતા-પ્રેમભાવ, વત્સ-બાળક, અતિય-ઘણું. ૧૭ હર્મ્ય-મહેલ. ઇક્ષુ-શેરડી, ઘટ-ઘડા. ૧૮. પંચદીવ્ય-તીર્થંકર પારણું કરે છે ત્યારે એ જૈન આમ્નાય છે કે પંચદીવ્ય પ્રગટ થાય છે એટલે કે તે પંચદીવ્ય એ છે કે :— ૧ વસુધારા વૃષ્ટિ, ૨ વસ્ત્રોનું ઉપરથી ફેંકાવું,— ચેલોત્ક્ષેપ, ૩ આકાશમાં દેવદુન્દુભિ, ૪ ગંધોદકવાળા કુસુમની વૃષ્ટિ ૫ આકાશે અહો દાન અહો દાન એવી ઘોષણા-એટલે આકાશવાણી. વસુધારાનું પ્રમાણ સાડાતેર સોનૈયા આદિ. ( કલ્પ-સૂત્ર કિરણાવલિ.) ૧૯. અભિનંદન-મુબારકબાદી. ૨૦ ઇક્ષ્વાકુના કિરિટ મણિદ્વયે — ઇક્ષ્વાકુ વંશના મુકુટ રૂપ બે એવા ઋષભનાથજી ને તેના પ્રપૌત્ર શ્રેયાંસ એમ બન્નેના જીવનમાં. ‘ મણિ ’ એ શબ્દ રા. મણિલાલ પાદરાકર સામાન્ય રીતે પોતાના દરેક કાવ્યમાં મૂકે છે, તેથી તેની આ કૃતિ હોવાનો કોઇને શક જાય એમ છે પણ તે જ મણિલાલને પૂછતાં તેઓ પોતાનું આ કાવ્ય હોવાની ના પાડે છે. જુદા જુદા વૃત્તમાં આ કાવ્ય છે. ૧-૨ મન્દાક્રાન્તા, ૩-૪-૫-૮-૧૫-૧૮ અનુષ્ટુપ, ૬-૭ શિખરિણી, ૧૧ શાર્દૂલનું અર્ધું, ૯ ગીતી-બીજાં માલિની જેવાં વૃતો છે. આ કાવ્યના કઠિન શબ્દોના અર્થ આપવાનું ઉચિત ધાર્યું છે, કારણ કે કેટલાક વાચકો તરફથી તેની ખાસ જરૂર છે એમ જણાયું છે, તેથી હવે દરેક વખતે બનતાં સુધી લેખક દરેક કડીનાર તેવા અર્થ આમાં જે શૈલિએ આપ્યા છે તેમ આપવા કૃપા કરશે, નહિ તો પછી અમારે તે કાર્ય કરવાનો બોજો લેવો પડશે. તંત્રી]

# તંત્રીની નોંધ

## ૨ જૈન શ્વે૦ કૉન્ફરન્સ કન્વેન્શન

શેઠ ગુલાબચંદ દેવચંદ આપણી સમાજના એક અગ્રગણ્ય નેતા છે. તેમના દુરંદેશી ભરેલા ઉન્નત, સ્વતંત્ર અને ઉદાર વિચાર ખાસ લક્ષમાં લેવા લાયક હોય છે; જૈન એસોસીએશન ઑફ ઇંડિયાના પ્રમુખ તરીકે તે સંસ્થાની વાર્ષિક સભા વખતે જે મનનીય ભાષણ તેમણે આપ્યું હતું તે દરેક સમાજહિતૈષીએ વાંચી તેનું ખુબ મનન કરવાનું છે. સમાજ કેવી સ્થિતિમાંથી પસાર થાય છે, તેને પ્રગતિમાં મૂકવા માટે નેતાઓએ શું શું કરવું જોઇએ, અને તેનું સુંદર ભવિષ્ય કેમ ઘડવું જોઇએ,—અમુક અમુક ક્રિયાકાંડ પદ્ધતિઓ ગ્રહણ કરવાથી ભવિષ્ય કેવું ખરાબ સ્વરૂપ લેશે એ પૂરી રીતે દીર્ઘ દષ્ટિથી દરેક અગ્રણીએ વિચારી સમાજના હિતમાં ફાળો આપતા રહેવું જોઇએ. કોમના સ્તંભરૂપ પુરૂષોએ આજથી પચાસ વર્ષ આગળ નજર ફેંકી તેનો ખ્યાલ લેવો ઘટે. ખંડનાત્મક શૈલી આજના જમાનાને અનુકૂળ નથી. નાની વાતોને મોટી બનાવી રાઇનો પર્વત કે કાગનો વાઘ કરવાથી ખરી વસ્તુને હાનિ પહોંચે છે અને અનેક વિક્ષેપોનાં મોજાં ઉછળી સમાજના નાવને ડોલાવે છે. સ્થિર ચિત્તના ડાહ્યા લોકો આવાં ઉછાંછળાં મોજાંથી ન ડરતાં પોતાનું કાર્ય કર્યે જાય છે અને ખરી વાત હૃદયથી પ્રકટ કરે છે. ઉક્ત શેઠ ગુલાબચંદના ભાષણમાંથી કન્વેન્શન સંબંધે જે જણાવ્યું છે તે અમે નીચે ટાંકીએ છીએ:—

"સને ૧૯૨૧ ની એસોશીએશનની જનરલ સભા વખતે મેં જે જુદા જુદા વિષયો સંબંધમાં મારા વિચારો બતાવ્યા હતા તેમાં કૉન્ફરન્સ સંબંધી બાબત પણ હતી. આપણી કોમને અંગે ઉપસ્થિત થએલા જુદા જુદા સામાજિક પ્રશ્નોનો નિર્ણય લાવવા માટે કૉન્ફરન્સ જેવી સંસ્થાની જે જરૂરીઆત મને તે વખતે જણાઇ હતી તે જરૂરીયાત ત્યારપછી વધારે ઘટ્ટ બની છે. સદ્‌ભાગ્યે હવે આપણી તે ઇચ્છા બર આવે તેવી પરિસ્થિતિ ઉભી થઇ છે. ઉંડલા ગત માસમાં કૉન્ફરન્સની અગત્યના વિચારવા મળેલી કન્વેન્શનની સભાએ આપણામાં આશાનાં કિરણોનો સંચાર કર્યો છે. કન્વેન્શને કૉન્ફરન્સની જરૂરીયાત સ્થાપિત કરી તે મેળવવા પ્રયાસો આદર્યા છે તે ખરેખર સ્તુતિપાત્ર છે. કૉન્ફરન્સનું કાર્યક્ષેત્ર વિશાળ છે. તેની પાસે અનેક પ્રશ્નો ખડા છે અને તે બાબતની યોગ્ય ચર્ચા કરવા પુરતી હિંમત આગામી કૉન્ફરન્સ કરશે તેવી આપણે આશા રાખીશું. તેની સાથે એટલું પણ હું કહીશ કે કૉન્ફરન્સને આપણા ઉદયનું સાધન બનાવવામાં સમાજે સંપૂર્ણ સહાનુભૂતિ આપવા તત્પર રહેવું પડશે. કોઇપણ સંસ્થાના કાર્યવાહકો કેવળ પોતાના ઉત્સાહને બળે સંસ્થાના આશયો સાધી ન શકે તે દેખીતું છે. તેમના ઉત્સાહી પ્રયાસોનો તેટલો જ ઉત્સાહી જવાબ સમાજે આપવા તૈયાર રહેવું પડશે. ત્યારે જ કૉન્ફરન્સની હાલ થયેલી સજીવ સ્થિતિથી આપણે બાંધેલી આશાઓ સફળ થશે. કૉન્ફરન્સના આશયો ઝીલી તે પરત્વે પોતાનો ફાળો આપવો તે જ હવે આપણી ફરજ બને છે અને જો તેમ થશે તો જ આપણે આપણા સમાજને અવનતિ તરફ જતો અટકાવી શકશું. તો આ પ્રસંગે હું એટલું આગ્રહપૂર્વક કહીશ કે જેમ કાર્યવાહકોને આપણે જવાબદાર ગણીએ તેટલી જ આપણી અંગત જવાબદારી આપણે વિચારી કાર્યને આગળ વધારવામાં સહાયભૂત થવું જોઇએ. કૉન્ફરન્સ પરત્વે હું એટલું જ ઇચ્છું છું કે જે ઉત્સાહથી તેણે કાર્યનો ઝુંડો ફરી ફરકાવ્યો છે તેથી વધતા ઉત્સાહથી કાર્યક્ષેત્રમાં આગળ વધી આપણી કોમની સ્તુત્ય સેવા બજાવવા ભાગ્યશાળી થાય અને હિંદની એક આગળ પડતી ગૌરવશાળી વેપારી કોમ તરીકેનું આપણું ઉજ્વળ સ્થાન ટકાવી રાખવામાં સફળ નીવડે.

"કન્વેન્શને કૉન્ફરન્સને પ્રગતિમાન કરવા ઉપરાંત પણ બીજી સ્તુત્ય સેવાઓ બજાવી છે તેમાં સંદેહ નથી. આપણી સમાજમાં પંડિત લાલન તથા શા. શિવજીના સંબંધમાં જે વિરોધ ચાલતો હતો તે દૂર કરી કન્વેન્શને સમગ્ર સમાજની પ્રતિષ્ઠામાં વધારો

કર્યો છે, એટલું જ નહિ પણ ઉન્નતિના માર્ગમાં નડતર રૂપ આંતરિક વિરોધ રૂપી દુશ્મનને હઠાવી આપણી કોમી ભાવનાને નિષ્કલંક બનાવી છે.

" આ કન્વેન્શનને ફત્તેહમંદ બનાવવા માટે તેની સન્માનકારિણી સભાના માનદ મંત્રીઓ રા. મકનજી **જુઠાભાઇ મ્હેતા, મોતીચંદ ગીરધરલાલ કાપડીઆ, મોહનલાલ હેમચંદ ઝવેરી** તથા **મોહનલાલ દલીચંદ દેસાઇએ** તથા જે જે અન્ય ગૃહસ્થોએ પરિશ્રમ ઉઠાવ્યો હતો તે ખાસ ધન્યવાદને પાત્ર છે."

હવે કન્વેન્શનને ભરાયે ચાર માસ વીતી ગયા છે. તે પ્રસંગે ભરાયેલાં નાણાં દરેક સજ્જન પોત-પોતાનાં મોકલી આપશે, યા ભરી દેશે એવી દરેક નાણાં ભરનારને વિનંતિ છે. જે જે ઠરાવો થયા તેનો અમલ કરવા માટે તેમજ કોન્ફરન્સના હેતુ, ઉદ્દેશો અને ઠરાવો પાર પાડવા ઉપદેશકો નીમવામાં આવ્યા છે તેને દરેક રીતની તન મન અને ધનથી દરેક ગામના સજ્જન જૈનો સહાય આપશે એમ અમારી આશાભરી ખાત્રી છે.

## ૨ શ્રી શત્રુંજયતીર્થ અને શેઠ આણંદજી કલ્યાણજી

શત્રુંજય ગિરિરાજના સંબંધમાં આખી જૈનકોમ ઘણી ચિન્તામાં છે અને તેથી તે સંબંધી સર્વ વહિવટ કરનાર શ્રી આણંદજી કલ્યાણજીની પેઢી સાથે આપણી કૉન્ફરન્સની ઑફિસ તરફથી તેમજ જૈન એસોસીએશન ઑફ ઇંડિયા વગેરે તરફથી પત્રવ્યવહાર ચાલી રહ્યો છે અને જાહેર વર્તમાનપત્રોમાં તે સંબંધી જૂદાં જૂદાં દ્રષ્ટિબિન્દુઓથી તેમજ જૂદી જૂદી વૃત્તિઓ અને આશયો રાખી ચર્ચા થઇ રહી છે. તે સંબંધમાં સામાન્ય રીતે બે પ્રશ્નો છેઃ એક તો હકુમતનો છે અને બીજો રખોપાના કરનો છે. આ બંને સંબંધી પક્ષકારો એક બાજુ પાલીતાણાના શ્રીમાન્ ઠાકોર સાહેબ અને બીજી બાજુ આ તીર્થનો વહીવટ કરતી આખા હિંદના જૈનસમાજની પ્રતિનિધિરૂપ શ્રી આણંદજી કલ્યાણજીની પેઢી છે. આ બંને પક્ષ-કારો પૈકી આપણા આ તીર્થ ઉપર ગઢની દીવાલ સમરાવવાનું, કુંડ સાફ કરાવવાનું વગેરે અનેક કાર્ય ઉપસ્થિત થતાં તેમાં પાલીતાણા રાજ્યી તરફથી નડતર ઉત્પન્ન થાય એ ઇષ્ટ અને તે રાજ્યને શોભારૂપ ન ગણાય અને તેની નડતર થતાં તે સંબંધી ફરિયાદ અંગ્રેજ સરકારને કરવામાં આવે ત્યારે, હવે તે સરકાર એમ કહે છે કે પહેલાં પાલીતાણા ઠાકોર પાસે જઇ ન્યાય માગો ને લઇ આવો ને પછી અમારી પાસે આવો. આમ એક પક્ષકારને બીજા પક્ષકાર પાસે ન્યાય લેવા જતાં શું ન્યાય મળે ? તે સહેજે કલ્પી શકાય તેમ છે, અને બીજી બાજુ અંગ્રેજ સરકાર એકને સામી પક્ષ પાસે ન્યાય લેવા મોકલે તે પણ કેટલું વિલક્ષણ છે ? આથી તે માટે સરકારને— કાઠિયાવાડ એજંટ, મુંબઇ સરકાર, હવે વાઇસરૉયને સેક્રેટરી ઑફ સ્ટેટ પર અરજીઓ પર અરજીઓ, મેમોરિયલ પર મેમોરિયલ જૈનેતર બારિસ્ટરો આદિ પાસે ઘડાવી મોકલવામાં આવે છે ને તે પાછળ ઘણું ખર્ચ થાય છે અને થઇ રહ્યું છે. આ સવાલ હાલમાં શ્રી આણંદજી કલ્યાણજીની પેઢીનું પ્રધાન ધ્યાન-લક્ષ ખેંચી રહેલ છે.

આ પ્રશ્ન સંબંધે ગત કન્વેન્શનના પ્રસંગે આ તીર્થ સંબંધે ભરાયેલી સભામાં ઘણો ઉહાપોહ કરી નગરશેઠ કસ્તૂરભાઇએ ઘણી બાબતો જણાવી હતી. તે વખતે આ સંબંધી ટૂંકમાં સર્વ બાબતો અને મુદ્દાઓ ગુજરાતી ભાષામાં તયાર કરી જાહેર સમાજમાં વહેંચવા અને તેથી જૈનઆલમને વાકેફ કરવી એવું સ્વીકારવામાં આવ્યું હતું. અત્યાર સુધીમાં તેમ તો થયું નથી, પણ રા. ચીમનલાલ શેઠે પ્રકટ કરેલ એક ચોપાનીઆમાં તથા ટાઇમ્સ ઑફ ઇંડિયા આદિમાં આવેલ લેખો કંઇક પ્રકાશ આ સંબંધમાં પાડે છે. હજુ વધુ વિગતોની જરૂર છે, અને તેનો પ્રચાર પણ હજુ બોહોળા ક્ષેત્રમાં થવો ઘટે છે.

બીજો પ્રશ્ન રખોપાના કર સંબંધે છે અને તેની મુદત સન ૧૯૨૬ના એપ્રિલની પહેલી તારીખે સમાપ્ત થાય છે, એટલે કહો કે પૂરી થવા આવી છે. તો તે સંબંધમાં કૉન્ફરન્સ ઑફિસે પૂછાવ્યું હતું

કે "તે સંબંધમાં કઇ દિશાએ હિલચાલ ચાલી રહી છે અને તે સંબંધમાં ક્યાં સુધી કાર્ય પહોંચ્યું છે તે સંપૂર્ણ વિગત સાથે જણાવશોજી. આ સવાલ આખી જૈનકોમને લગતો છે અને અત્યારે એ સવાલને અંગે સર્વને ઘણી ચિંતા રહે છે. અહીં તરફથી આપ સલાહ વગેરે જે પ્રકારની સહાયતી ઇચ્છા ધરાવશો તે સંબંધમાં અત્યાર સુધીનું આપણા ભાઇઓનું વલણ જોતાં સંપૂર્ણ જવાબ મળશે એવી આશા દેખાય છે. અત્યારે શાંતિ રાખી બેસી રહેવાય તેવો સમય નથી. માટે આપ અમને દરેક બાબતમાં પરિપૂર્ણ વાકેફગાર રાખ્યાં કરશો. ... ... આ કાર્યમાં બનતી સહાય કરવી, સલાહ આપવી અને શક્તિનો ઉપયોગ કરવો તે પ્રત્યેક બંધુની ફરજ છે અને તે સંબંધમાં અહીં ઘટતી જાગૃતિ આપ લખશો તેમ રાખવામાં — રખાવવામાં આવશે — તે સંબંધે આપને ખાત્રી આપવા જરૂરીયાત હોય જ નહિ."

શેઠ આણંદજી કલ્યાણજીએ જવાબમાં જે અરજીઓ તૈયાર કરી છપાવેલી તે સર્વ કૉન્ફરન્સ ઑફિસમાં મોકલી આપીને થોડા વખતમાં જૈનગૃહસ્થો તેમજ સ્થાનિક પ્રતિનિધિઓની મીટીંગ બોલાવવાના છે તે વખતે હાજરી આપવા જણાવ્યું કે જે વખતે કેટલાક ખુલાસા થાય તે પ્રમાણે તેમજ બહુ જ ચળવળ કરવાની જરૂર સંબંધી જણાવ્યું. મેમોરીઅલ આદિની તૈયારીઓ પણ જણાવી. આ સંબંધમાં કૉન્ફરન્સ ઑફિસે જણાવ્યું કે ચળવળની જરૂર છે, પરંતુ આ પ્રશ્નો સંબંધે માત્ર ઉપર ટપકાની યથોપલબ્ધ હકીકતો સિવાય ઘણી બાબતોથી જૈનસમાજ અજ્ઞાત હોય એ સ્વાભાવિક છે અને બહુ જ થોડા પ્રમાણમાં આપણો સમાજ ચોકસ હકીકતથી વાકેફ હશે. અત્યાર સુધીની આ પ્રશ્ન સંબંધી ઇતિહાસરૂપે હકીકત અને આપણી સ્થિતિ તેમજ જે રસ્તે આપણે કાર્ય કરી શકીએ તે ઇષ્ટ જણાય તેવી હકીકતો વાળું પૅમ્ફલેટ રૂપે કાંઇ સાહિત્ય પ્રકટ થવું જોઇએ અને ઘેરઘેર અને પ્રત્યેક જૈનને તેની નકલ મળે તેવો બહોળા પ્રમાણમાં ફેલાવો કરવો જોઇએ, અને મીટીંગો બોલાવી લોકોને સમજાવવા પ્રયત્ન થવો જોઇએ કે જેથી અજ્ઞાત વર્ગને ખરી હકીકત જાણવામાં આવે. આ સંબંધે કંઇ પગલાં લેવાયાં હોય અગર સાહિત્ય પ્રકટ થયું હોય તો મોકલાવશો.

ત્યાર પછી આણંદજી કલ્યાણજીની પેઢીએ ૨૫-૭-૨૫ના પત્રથી બુધવાર ૬-૮-૨૫ના રોજ શત્રુંજય મહાતીર્થના ચાલતા કેસો તેમજ રખોપા સંબંધી તેમજ ગિરનારના કેસો સંબંધી તેમજ પાવાપુરી પાસે આવેલા રાજગ્રહી તીર્થમાં દીગમ્બરો સાથે ચાલતા કજીઆ સંબંધી ખાસ વિચાર કરવા સારૂ સ્થાનિક પ્રતિનિધિઓ તેમજ કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થોની મીટીંગ બોલાવવાનું જાહેર કર્યું. આ બુધવારનો દિવસ અહીંના ઘણા ગૃહસ્થોને પ્રતિકૂળ થતાં ખબર આપતાં હાલ તે મુલતવી રહેલ છે. રખોપા સંબંધીના જરૂરી કાગળોનું ચોપાનીઉં અંગ્રેજીને ગુજરાતી ભાષામાં તૈયાર કરી છપાવી ખાનગી ઉપયોગ માટે વહેંચવામાં આવેલ છે. ને તે માટેનો ૧૯-૮-૨૫ના પત્રથી સૂચના માગી છે. મીટીંગ મુલતવી રહે એક માસ વીતી ગયો. પત્રવ્યવહારથી સૂચનાઓ મેળવી છે તે યોગ્ય કર્યું છે તો તુરત જ સર્વ આગેવાનોના અભિપ્રાયો મેળવી તે પર વિચાર કરી શું માર્ગ લેવો તે માટેની યોગ્ય લાગે તો એક વગદાર અને બરાબર ચીવટથી અને દુરદેશીથી કાર્ય કરનાર ગૃહસ્થોની કમિટી નીમવી એ યોગ્ય છે. બીજા માર્ગોનો વિચાર કરી તેને અમલમાં મૂકવા માટે તાબડતોબ મીટીંગ બોલાવવી ઘટે એવો કૉન્ફરન્સની સ્ટેન્ડિંગ કમિટીને તા. ૪-૯-૨૫ની તેની સભામાં લાગ્યું છે, તો તે પ્રમાણે આણંદજી કલ્યાણજી મીટીંગ બોલાવી યોગ્ય કરશે એમાં અમોને ખાત્રી છે. આણંદજી કલ્યાણજીની પેઢી હવે સક્રિય કાર્ય કરી રહી છે. સર્વ સાથે પત્રવ્યવહાર કરતી જાય છે. પૂછવામાં આવતા સવાલોના જવાબો બને કે પોતાની રીતિએ પણ આપતી જાય છે અને દરેક આગેવાનનો સહકાર ઇચ્છે છે એ અતિ આનંદદાયક ઘટના છે. તીર્થનો પ્રશ્ન દરેક જૈનને મન અતિ નિકટનો અને જીવનની

સાથેનો અતલગ સંબંધ રાખનાર છે. તેના સમાધાનમાં દરેક જૈન આણંદજી કલ્યાણજીને તન મન ધનની તેમજ દરેક પ્રકારની સહાય આપશે અને શાસનનાયક પ્રત્યે — શાસનદેવ પ્રત્યે અમારી પ્રાર્થના છે કે આ ચિંતાજનક મામલો ટુંક સમયમાં આનંદદાયક પ્રસંગમાં ફેરવાઇ જાય ને દરેકની ચિંતા દૂર કરે.

૩ સ્વ૦ મણિલાલ બકોરભાઇ વ્યાસ

આ વર્ષના શ્રાવણ શુદ ૧૧ ને રવિવારે રા. મણિલાલ બકોરભાઈ વ્યાસનો સ્વર્ગવાસ થતાં આખી ગૂજરાત સાહિત્યે એક સત્યપ્રેમી સંશોધક અને સાહિત્યસેવક ખોયો છે. તેમણે સં. ૧૯૭૦ માં જૈનપંડિત લાવણ્યસમયનો સં. ૧૫૬૮ ના આસો માસમાં રચેલો વિમલપ્રબંધ મૂળ ભાષામાં તેના ભાષાન્તર સહિત અને વિદ્વત્તા તેમજ પ્રામાણિકતા ભરેલા ઉપોદ્ઘાત અને પ્રસ્તાવના સહિત બહાર પાડી જૈનસમાજ પર ઓછો ઉપકાર કર્યો નથી. તે વખતે તે પ્રસ્તાવના સંબંધે અમે અમારો અભિપ્રાય આપ્યો હતો કે "રા. મણિલાલે આ નિબંધમાં એટલો બધો નિષ્પક્ષપાત અને પ્રેમભાવ રાખ્યો છે કે તેમના નિર્ણયોમાં ઘણી સત્યતા અને વાસ્તવિકતા ઘણાં સ્થળોએ પ્રતીત થાય છે. સાક્ષર શ્રી નવલરામ જે નિર્ણયપર આવેલ છે તે જ નિર્ણયપર રા. મણિલાલ આવેલ છે. નવલરામભાઇ કહે છેઃ— ... વગેરે જૈનોએ ભિન્ન ભાષા લખી હોય અને તે માટે તેમણે માન ખાટ્યું હોય એવું ભાષાના નિષ્પક્ષી શોધ કરનારને બીલકુલ પ્રતીત થાય તેમ નથી એવું રા. મણિલાલભાઇનો આ પ્રસ્તાવના રૂપ લખેલ નિબંધ વાંચતાં સહેજ અને સચોટ જણાઇ આવે છે. તેમણે આ નિબંધ લખવા માટે દીર્ઘચિંતન, અતિ પરિશ્રમપૂર્વક શોધખોળ, મનનીય તટસ્થતાપૂર્વક વિવેકબુદ્ધિનો ઉપયોગ સારા પ્રમાણમાં કરેલ છે એમાં કોઇ જાતનો શક નથી — તે દીવા જેવું સ્પષ્ટ છે. અનેક પુસ્તકોમાંથી ખાસ કરી હસ્તલિખિત પુસ્તકોમાંથી મંથન કરી જૂના ગદ્યપદ્યના ઉતારા દષ્ટાંત તરીકે આપી ગુજરાતી ભાષાનો વિકાસક્રમ શૃંખલાબદ્ધ આલેખ્યો છે તે ખાસ ધ્યાન ખેંચે છે."

આ સંબંધમાં મુનિ શ્રી વિદ્યાવિજયજીએ સમાલોચના કરતાં લખ્યું હતું કે 'સંશોધક મહાશય જૈન નહિ હોવા છતાં જૈન સાહિત્ય અને જૈન પૂર્વાચાર્યો–પૂર્વ મુનિઓના સંબંધમાં જે ઉચિત ન્યાય આપ્યો છે તે પેલા આજકાલના કહેવાતા બ્રાહ્મણ સાક્ષરોને માટે ખાસ અનુકરણીય છે. ધર્માન્ધતાને કે ગમે તે કારણને લઇને તે કહેવાતા સાક્ષરોએ પોતાનાં પુસ્તકોમાં જૈનોને જે અન્યાય આપ્યો છે, તેવું આ પુસ્તકમાં બનવા પામ્યું નથી; બલ્કે પ્રસંગે પ્રસંગે જૈનસાધુએ કરેલી સાહિત્યની રક્ષા–સેવાનો ખુલ્લા શબ્દોમાં સ્વીકાર જ કરેલ છે. દષ્ટાંત તરીકે પ્રસ્તાવનાના પહેલા જ પૃષ્ઠમાં શ્રીમાન લખે છે કેઃ—

"'રાસતરંગિણિ' 'કીર્તિકૌમુદી' કે 'કાન્હડદે-પ્રબંધ' જેવા અપવાદ બાદ કરીને તો આ કાળના બ્રાહ્મણવર્ગના વિદ્વાનોને હાથે ઐતિહાસિક રચના કંઇ થઇ નથી, એમ કહીએ તો ચાલે. જૈનસાધુઓએ એ દિશામાં બ્રાહ્મણો કરતાં ઘણું વધારે કર્યું છે. ચાવડા અને સોલંકી વંશના ઇતિહાસને માટે આપણે જૈનસાધુઓના આભારી છીએ. વિદ્યોત્તેજક મહારાજા ભોજની કીર્તિ આપણા સુધી પહોંચાડવા માટે પણ જૈનસાધુઓનો જ આપણને આભાર માનવો પડશે. મુસલમાની રાજ્યકાળ પૂર્વેની ગુજરાતની લોકસ્થિતિ જૈનસાધુઓની નોંધોથી જ આપણને પ્રત્યક્ષ થાય છે. ઐતિહાસિક નોંધો માટે ગુજરાતનો ઇતિહાસ હમેશાં જૈનસાધુઓનો આભારી રહેશે."

'વિગેરે સ્થળે સ્થળે તે પણ જૈનસાધુઓએ કરેલી સાહિત્યની રક્ષાનાં ઉદાહરણો આપ્યાં છે. 'કરનાર' ને 'કરનાર' કહેવામાં સંકુચિત બનનારા સાક્ષરોએ શ્રીયુત વ્યાસનું અનુકરણ કરવું જોઇએ.

'આ સિવાય પ્રસ્તાવનાની અંદર એક ધ્યાન ખેંચનારી વાત એ છે કે ૭૨ પૃ. માં લાડુઆ શ્રીમાળીના વિષયમાં લેખકે ઘણી જ જરૂરી અને ઉપયોગી નોટ કરી છે. લાડુઆ શ્રીમાળી કોઇ હલકી જાતિ નથી, પરંતુ લાટ દેશમાં ગએલા

લાડુઆ શ્રીમાળી કહેવાયા છે. આ સંબંધમાં અજ્ઞાની લોકોએ અનેક કિંવદન્તીઓ ઉભી કરી તેઓની સાથે વ્યવહાર બંધ કરેલો છે, તે ખરેખરી તિરસ્કારી કાઢવા જેવી બાબત છે. અફસોસ છે કે જૈનો આવા વિષયમાં ઘણી વખત ભૂલથાપ ખાઈ જાય છે. અમુક સમયે આપસના ઝગડાને લીધે અમુક ઘરોની સાથે વ્યવહાર બંધ કર્યો હોય, અને પાછળથી ઘણો લાંબો કાળ થવા છતાં તેનું સમાધાન ન થાય, એટલે તેઓને માથે હલકાપણાનો મુકુટ પહેરાવી તેઓને સર્વથા હલકા જ બનાવી રાખવા, અરે ધર્મથી પણ ભ્રષ્ટ કરાવવા, એના જેવું ઘોર અજ્ઞાન કયું હોઇ શકે. ઘણી વખતે એવું જોવામાં આવે છે કે બહાર કરેલા ઘરવાળાઓ બિચારા માગે તે દંડ આપીને સામેલ થવા ચાહે છે છતાં પણ તેઓને લેવામાં આવતા નથી! નિદાન તેઓને બીજા લોકોની સાથે વ્યવહાર કરવો પડે છે. આ વિષયમાં ખાસ કરીને ન્યાતના આગેવાન ગૃહસ્થોએ વિચાર કરવો જોઇએ." (જૈનશાસન ૨૧-૧૦-૧૪)

ઉપરોક્ત લાડુઆ દશાશ્રીમાલી બંધુઓ માટેના ઇતિહાસમાં વધુ ઉમેરી સર્વ હકીકતો બહાર પાડવા માટે તેજ જ્ઞાતિના જૈનબંધુ રા. ચીમનલાલ ખુશાલચંદ મોદીએ બહુ પ્રેરણા કરતા રા. મણિલાલ વ્યાસે ઐતિહાસિક શોધને પરિણામે 'શ્રીમાળી (વાણીઆ) ઓના જ્ઞાતિભેદ' એ નામનું પુસ્તક તૈયાર કર્યું કે જે ઉક્ત રા. મોદીએ સં. ૧૯૭૭માં બહાર પાડ્યું. તેમાં શ્રીમાલી, ઓશવાળ અને પોરવાડ જ્ઞાતિઓની ઉત્પત્તિ બતાવી છે અને તે જ્ઞાતિઓમાં થયેલા અનેક વીરોનો ઇતિહાસ આપ્યો છે. આથી દરેક વણિક જ્ઞાતિપર અને જૈન સમાજ પર ઉપકાર કર્યો છે. તેમાં આપેલ તેના જીવનમાંથી જણાય છે કે તે ઔદિચ્ય ટોળકિયા બ્રાહ્મણ ચરોતરના ચાંગા ગામના વતની હતા. કુટુંબની ગરીબાઇથી સાત ગુજરાતી ચોપડીનો અભ્યાસ કરી એક નિશાળમાં શિક્ષક તરીકે જીવન ગાળ્યું. પછી જુદા જુદા પત્રોમાં લેખક તરીકે વડોદરામાં જીવન ગાળ્યું. પછી સાહિત્યમાં ઇતિહાસ તયાર કર્યો. વૈદકનો સારો અભ્યાસ હતો. દમનો વ્યાધિ હતો તેથી સાહિત્યની મનધારી સેવા ન થઈ શકી. છતાં બને તે સામગ્રી એકઠી કરવા રૂપે પ્રયત્ન કરતા.

તેમને તે માટેનો સુયોગ મળ્યો. સુરતમાં ગૂજરાતી સાહિત્ય પરિષદ સન ૧૯૧૫ના મે માસમાં ભરાઈ તે વખતે પ્રદર્શન ભરાયેલું તેમાં તેમણે મંત્રી તરીકે કાર્ય કર્યું ને તે પ્રદર્શનમાં જે જે હસ્તલિખિત ગ્રંથો, તામ્રપત્રો વગેરે આવ્યા તેની ટિપ્પણીઓ પ્રશસ્તિઓ પોતે પોતા માટે લખી લીધી (કે જેનો ઉપયોગ મને મારા જૈન ગૂર્જર કવિઓ એ નામના સંગ્રહ માટે તેમણે કરવા દીધો છે ને તેને માટે હું તેમજ સમાજ તેનું ઋણી છે.) તે ઉપરાંત બહુ વિદ્વત્તાભર્યો રીપોર્ટ લખ્યો છે કે જેમાં ગૂજરાતી સાહિત્યનો બહુ સુન્દર અને ગવેષણાપૂર્ણ ઇતિહાસ તેમણે આપ્યો છે. આ દરેક સાહિત્યપ્રેમીએ વાંચી મનન કરવા યોગ્ય છે. (જુઓ પાંચમી ગૂજરાતી સાહિત્ય પરિષદનો અહેવાલ છેવટનો ભાગ)

ત્યારપછી સાહિત્યસંસ્થા નામે ગૂજરાત સંસદના પ્રમુખ રા. કનૈયાલાલ મુનશીએ તેના એક સભ્ય બનાવી તેને પોતાને ત્યાં રાખી ભાષા-સાહિત્યના ઇતિહાસ માટેનાં પ્રકરણો લખવા માટેની સંસદ તરફથી જે યોજના નીકળી છે તે માટે નિબંધ-ટિપ્પણો વગેરે રા. વ્યાસ પાસે લખાવેલાં છે. જૈન પંડિત લાવણ્યસમય માટે એક સવિસ્તૃત નિબંધ લખ્યો છે અને દરેક શતકમાં થયેલા જૈન કવિઓની જે જે કૃતિઓ હાથ લાગી તેનો સાર તથા તે સંબંધમાં ટિપ્પણો પુષ્કળ લખેલાં છે. આ જ્યારે સંસદ તરફથી બહાર પડશે ત્યારે તે સ્વર્ગસ્થની અપ્રકટ સેવાનો ખ્યાલ આવશે.

છેવટે અમે તે સત્યપ્રેમી સાક્ષર શ્રીમાન્ મણિલાલ બકોરભાઈ વ્યાસના આત્માને પરમ શાંતિ મળો એવું ઇચ્છી તેમનું અનુકરણ કરવા આજના ગુજરાતી સાક્ષરોને વિનવીએ છીએ.

( અનુસંધાન પૃ. ૬૭ ઉપર જુઓ. )

# માગધી ભાષા

( ગતાંકથી સંપૂર્ણ )

## અશોકના શિલાલેખોની ભાષા

જૈનાગમોની આધુનિક ભાષાના સંબંધમાં જેમ વિદ્વાનોનો મતભેદ છે તેમ અશોકના શિલાલેખોની ભાષા વિષે પણ વિદ્વાનોની વિભિન્ન માન્યતાઓ છે. ઘણા શોધકો આ લેખોની ભાષા પાલી ભાષા હોવાનું પ્રતિપાદન કરે છે ત્યારે કેટલાક વિદ્વાનો એમ જણાવે છે કે આ ભાષા પાલી ભાષા નથી પણ તે કાળમાં બોલાતી પ્રાંતિક પ્રાકૃત ભાષા છે. અમને આ દ્વિતીય મત કંઈક વિશ્વસનીય લાગે છે. એ વાત ખરી છે કે લેખોમાં વપરાએલા ' મયે, મમયા, હેવં, બો ' વિગેરે કેટલાક શબ્દો પાલી ભાષાનું ભાન કરાવે છે પરંતુ તેમાં માગધી ભાષાની માત્રા એટલી બધી અધિક છે કે તેની આગળ ચાર છ શબ્દો બિલકુલ ઢંકાઈ જાય છે. લેખોમાં થએલો સાર્વત્રિક નકાર પ્રયોગ અને ' કટે, મટે, સંપટિપતિ ' વિગેરેના તકારના સ્થાને આવેલ ' ટકાર ' પણ આધુનિક પ્રાકૃત ભાષાની દૃષ્ટિએ પાલી ભાષાનું કાર્ય ગણી શકાય પરંતુ લેખકાલીન પ્રાકૃતોનો વિચાર કરતાં નકાર અને ણકારનો પ્રયોગ પાલી ભાષાનું જ કાર્ય છે એમ મન કબૂલ કરતું નથી. પ્રાચીન પ્રાકૃતમાં નકાર અને ણકારના પ્રયોગને માટે ખાસ નિયમ હોય એમ જણાતું નથી. આગમોમાં ' અહં નં ' ' અહં ણં ' ઇત્યાદિ તદન સ્વતંત્રતાથી બન્ને અક્ષરો વપરાણા છે. કલિંગાધિપતિ શ્રી ખારવેલનો લેખ કે જે તત્કાલીન પ્રાકૃતમાં લખાએલો છે તેમાં સર્વત્ર ' નકાર 'નો જ પ્રયોગ જોવામાં આવે છે આ ઉપરથી પ્રાચીન પ્રાકૃતમાં 'નકાર'નો વ્યવહાર અધિક થતો હોય એમ જણાય છે. અને એવા જ કારણથી મહાન્ વૈયાકરણ આચાર્ય શ્રી હેમચન્દ્રે બીજા પ્રાકૃત-લક્ષણકારોથી જુદા પડીને ' વાદૌ ' ૮ આ સૂત્ર વડે આદિ 'ન'ના સ્થાને વિકલ્પે ણત્વવિધાન કર્યું લાગે છે. એ જ પ્રમાણે પ્રાકૃતમાં ' પ્રતિ ' વિગેરેમાં જ્યાં 'ત' નો 'ડ' કરવામાં આવે છે ત્યાં પણ અતિપ્રાચીન પ્રાકૃત ભાષાઓમાં 'ટ' લખાતો અને બોલાતો હતો, અને એ જ એનો (તકારનો) ક્રમપ્રાપ્ત આદેશ હતો. ઉદાહરણ તરીકે 'પટિસંખારયતિ' 'પટિસાસિતા' ઇત્યાદિ ખારવેલશીના લેખમાં જોવાતા પ્રયોગો માની શકાય.

પરંતુ જ્યારે ટકારના સ્થાને વ્યાપકપણે ડકારનો પ્રયોગ થવા લાગ્યો ત્યારે 'પ્રતિ' આદિના લાક્ષણિક 'ટકાર' પણ તે ડત્વવિધાયક વ્યાપક નિયમથી બચી શક્યો નહિ.

પ્રતિ વિગેરેમાં ડકારની પ્રવૃત્તિ સીધી રીતે જ તકારના સ્થાને થઇ નથી, પણ 'ત' નો 'ટ' થયા પછી થઈ છે, એ કથનમાં બીજું પ્રમાણ એ છે કે પ્રાચીનમાં જ્યાં જ્યાં ટકાર થતો હતો ત્યાં ત્યાં જ પછીના પ્રાકૃતમાં 'ડકાર' થાય છે. પ્રાચીનમાં 'પતિકા' વિગેરેમાં જ્યાં 'ટ' વિહિત નથી ત્યાં અર્વાચીનમાં પણ 'પઇણ્ણા' ઇત્યાદિ તકારનો લોપ કરાય છે પણ ડત્વવિધાન કરાતું નથી. આ ઉપરથી એમ માનવામાં ભાગ્યે જ વાંધો લેવાશે કે 'નકાર' અને 'ટકાર'નો પ્રયોગ પ્રાચીનકાલની કોઇ પણ પ્રાકૃતમાં થઇ શકતો હતો.

આ પ્રમાણે અશોકના લેખોની ભાષામાં પાલી ભાષાની માત્રા કેવળ નામની જ રહી જાય છે ત્યારે માગધી ભાષાનાં સંખ્યાબંધ લક્ષણો તેમાં પ્રત્યક્ષ જણાઇ રહ્યાં છે.

અકારાન્ત નામની પ્રથમાના એકવચનમાં 'એ' ચતુર્થીના એકવચનમાં 'યે' અને સપ્તમીના એક વચનમાં 'સિ' પ્રત્યયનો વ્યવહાર, 'ર' અને 'સ' ના સ્થાનમાં અનુક્રમે 'લ' અને 'શ' તથા 'ષ' ના આદેશો, 'તુમ' ના સ્થાને 'તવે'નું વિધાન, ભૂતકાળમાં ' થા ' પ્રત્યયનો ઉપયોગ અને ' હકં, ભગવં, સે, તા, કટુ ' વિગેરે શબ્દોનો પ્રયોગ એ સર્વ

માગધી વિધાનો અશોકના ઉક્ત લેખોની ભાષાના માગધીપણા માટે પૂરતાં પ્રમાણો ગણાવાં જોઇએ.

કલસીના લેખ નંબર ૧૦-૧૧-૧૨ માં ઉપર્યુક્ત વિધાન સંપૂર્ણ રીતે દષ્ટિગોચર થાય છે, જ્યારે બાકીના ત્યાંના લેખોમાં લ, શ, ષ, આ ત્રણ આદેશોનો લગભગ અભાવ જોવાય છે, પણ આ અભાવથી માગધીત્વનો અભાવ મનાય તેમ નથી કારણ કે પ્રાચીન માગધીમાં 'લ' અને 'શ'નો આદેશ અનિયમિત હતો. અનિયમિત અથવા વૈકલ્પિક પ્રયોગો ઐચ્છિક હોઇ લેખકની ઇચ્છા પર આધાર રાખે છે.

જે સ્થિતિ કલસીના લેખોની છે તે જ સ્થિતિ ધવલી અને જૌગઢના લેખોની પણ છે. આથી એમ સમજાય છે કે અશોકે પોતાના આજ્ઞાલેખો પ્રથમ બોલચાલની માગધી ભાષામાં લખાવ્યા અને પછી તેનું તે તે દેશભાગોમાં બોલાતી પ્રાકૃત ભાષાઓમાં ભાષાન્તર કરાવીને તે તે સ્થળોમાં કોતરાવ્યા હશે, પ્રત્યેક સ્થાનના લેખની ભાષામાં જે મહદ્ અંતર જોવાય છે તેનું કારણ પણ એ જ હોવું જોઇએ.

સંભવ પ્રમાણે પણ અશોકના લેખો પાલી ભાષામાં લખાયા હોય તેમ માની શકાતું નથી. પાલી ભાષા કોઇ સાર્વદેશિક ભાષા ન હતી પણ પૂર્વોત્તર પ્રદેશમાં ચાલતી એકદેશીય ભાષા જેવી ભાષા હતી બૌદ્ધોના ધર્મસાહિત્યમાં તેનો ઉપયોગ થવાથી પાલી ભાષાની ખ્યાતિ વધારે થએલી ખરી પણ તે અધિક પ્રચારવાળી ભાષા ન હતી. ખરૂં જોતાં તો 'પાલિભાષા' એ નામ જ બૌદ્ધસાહિત્ય ઉપરથી પડેલું લાગે છે. કારણ કે 'પાલિ' શબ્દ બૌદ્ધ ગ્રન્થોમાં 'ધર્મ' શબ્દનો પર્યાય જણાવ્યો[૭] છે, તેથી પાલિ ભાષાનો અર્થ બૌદ્ધોની પરિભાષા પ્રમાણે 'ધર્મભાષા' એવો થાય છે. જૈન આગમોની ભાષા જેમ માગધી અને ઇતર પ્રાકૃતોના સંમેલનથી ઉપજેલી છે તેમ બૌદ્ધોના ધર્મ-ત્રિપિટકોની ભાષા (પાલિ ભાષા) પણ પૈશાચી માગધી અને બોલચાલની સંસ્કૃત ભાષાના મિશ્રણથી ઉદ્ભવેલી છે.

બીજી તરફ 'માગધી ભાષા' એ તે વેળાની રાજભાષા છે. અશોક ગમે તેવો ચુસ્ત ધર્મી અને પાલી ભાષાનો પક્ષપાતી હોય તથાપિ પોતે જે સત્તાથી આજ્ઞાઓ બહાર પાડે છે અને જે ભાવનાથી જુદી જુદી ભાષામાં તેનું રૂપાન્તર કરાવીને પ્રજાને સમજાવવાનો પ્રયત્ન કરે છે તેનો વિચાર કરતાં તે પોતાનાં શાસનો રાજભાષાને પડતી મૂકીને અલ્પ પ્રચારવાળી ધર્મભાષામાં લખાવે એ વાત કોઇ પણ રીતે સંભવતી નથી.

**પ્રાચીન અને અર્વાચીન માગધીમાં તફાવત**

ઉપરના વક્તવ્યમાં માગધીના વિશેષણ તરીકે ઘણે સ્થળે 'પ્રાચીન' અને 'અર્વાચીન' શબ્દોનો ઉલ્લેખ કર્યો છે, આ ઉલ્લેખના સ્પષ્ટીકરણ તરીકે થોડુંક લખવાની આવશ્યકતા જણાય છે.

આ પ્રકરણમાં પ્રાકૃતપ્રકાશના રચનાકાલ[૮] સુધીની

---

૭ तत्थ धम्मोऽपि पालि ।—બાહિર નિદાન વણ્ણના પૃ. ૨૧

૮. પ્રાકૃતપ્રકાશના રચનાર કાત્યાયન વરરુચિનો સમય ચોક્કસપણે નિશ્ચિત થયો નથી છતાં પણ આ ગ્રન્થકાર ઘણો પ્રાચીન છે એમાં તો શક નથી. જૈન ગ્રન્થકારોના લખવા પ્રમાણે વરરુચિ નવમા નંદરાજાના વખતમાં વિદ્યમાન હતો. પ્રસિદ્ધ આચાર્ય શ્રી હેમચન્દ્રજી આ ગ્રન્થકારના સંબંધમાં નીચે પ્રમાણે લખે છે—

तत्त्रिवसन्दपृथिवी–पतिः पतिरिव श्रियः ।
समुत्खातद्विपत्कन्दो नन्दोऽभूत्रवमो नृपः ॥ ३ ॥
× × × ×
तत्रासीद्वररुचिर्नाम द्विजवरग्रामणीः ।
कवीनां वादिनां वैयाकरणानां शिरोमणिः ॥ ११ ॥
परिशिष्टपर्वसर्ग ७१

પાણિનિના સંસ્કૃત વ્યાકરણ ઉપર કાત્યાયન વરરુચિએ વાર્તિક રચ્યાં છે અને તે ઉપર પતંજલિએ મહાભાષ્ય લખ્યું છે, પતંજલિ ઋષિ પુષ્પમિત્ર રાજાના વખતમાં મોજુદ હતા એમ સિદ્ધ થયું છે. પુષ્પમિત્ર ઇસવીસન પૂર્વે બીજી સદીમાં થઇ ગયો છે, એટલે વરરુચિનો સમય આથી પણ પહેલાંનો હોવો જોઇએ.

કેટલાક વિદ્વાનો ઇસવી સનની પૂર્વે પહેલી સદીમાં વરરુચિ થઇ ગયાનું જણાવે છે.

માગધી ભાષાને 'પ્રાચીન માગધી' તરીકે અને ત્યાર પછીના સમયની માગધીને અર્વાચીન માગધી તરીકે વિવક્ષી છે.

પ્રાચીન અને અર્વાચીન માગધીમાં વાસ્તવિક શું તફાવત છે તે જાણવું મુશ્કેલ નથી. અર્વાચીન માગધીમાં કેટલાક એવા વર્ણાદેશો છે કે જે પ્રાચીન માગધીમાં બિલકુલ દેખાતા નથી ત્યારે પ્રાચીન માગધીનાં કેટલાંક કાર્યવિધાનો અર્વાચીન માગધીમાંથી સદંતર લુપ્ત થયાં છે. આ વાતની સ્પષ્ટતાને માટે અર્વાચીન અને પ્રાચીન માગધી વ્યાકરણવિષયક નીચે આપેલું કોષ્ટક ધ્યાન ખેંચનારું થઇ પડશે.

| સ્થાનિવર્ણ | અર્વાચીન આદેશ | પ્રાચીન આદેશ |
| --- | --- | --- |
| અ[૯] | એ | ઇ, એ, ઓ, ઉ. |
| ર | લ | લ, ર. |
| સ | શ | શ, ષ, સ. |
| ષ | શ | શ, ષ, સ. |
| શ | શ | શ, ષ, સ. |
| ટ્ટ | સ્ટ | ટ્ટ |
| ષ્ઠ | સ્ઠ | ટ્ઠ, ઠ્ઠ. |
| સ્થ | સ્ત | ત્થ |
| ર્થ | સ્ત | ત્થ, ટ્ઠ. |
| જ | ય | ય, જ. |
| દ્ય | ય્ય | ય્ય, જ્જ. |
| ય | ય | ય, જ, અ |
| ન્ય | ઞ્ઞ | ઞ્ઞ, ણ્ણ, ન. |
| ણ્ય | ઞ્ઞ | ણ્ણ, ઞ્ઞ |
| ન્ન | ઞ્ઞ | ણ્ણ, ઞ્ઞ |
| ઞ્જ | ઞ્ઞ | ઞ્જ, ઞ્ઞ |
| વ્રજ્ | વઞ્ઞ્ | વઞ્જ્, વય્ય્. |
| ચ્છ | શ્ચ | ચ્છ. |
| ક્ષ | ષ્ક | ક્ખ, સ્ક. |
| પ્રેક્ષ્ | પેસ્ક્ | પેક્ખ્ |
| આચક્ષ્ | આચસ્ક્ | આઅક્ખ્, આઇક્ખ્ |
| તિષ્ઠ | ચિષ્ઠ | ચિટ્ટ, ચિટ્ઠ, ચિષ્ઠ. |

| | | |
| --- | --- | --- |
| અહં | હગે | અહં, હક, હકે, હગે, અહકે. |
| વયં | હગે | વયં, વઅં. |
| ઙસ્ | આહ, સ્સ | આહ, સ્સ. |
| આમ્ | આહં, ણં | ણં |

આ અનંતરોક્ત કોષ્ટકમાંના અર્વાચીન માગધીના આદેશો આચાર્ય શ્રીહેમચન્દ્રના માગધી વ્યાકરણના આધારે લખેલા છે જે છેલ્લા બેને બાદ કરતાં સઘળા નિત્ય થાય છે ત્યારે પ્રાચીન સર્વ આદેશો વૈકલ્પિક છે તેથી તેના અનાદેશ પક્ષનાં રૂપો પ્રાકૃતના જેવાં જ હોય છે. વળી કેટલાક પ્રાચીન આદેશો તો કેવળ પ્રાકૃતના જેવા જ થાય છે. આ સર્વ પ્રાચીન આદેશો ભાસનાં નાટકો, અશોકના શિલાલેખો, પ્રાકૃતપ્રકાશ અને શૂદ્રકના મૃચ્છકટિક વિગેરે ઉપરથી તારવી કાઢેલા છે.

એ સિવાય બીજે પણ કેટલાંક છૂટાંછવાયાં પ્રાચીન માગધીનાં કાર્યો છે, જે અર્વાચીન માગધી-વિધાનથી ભિન્ન પડે છે. એનું દિગ્દર્શન પ્રથમ કોષ્ટક અને તેની પાછળ આપેલી 'આર્ષ'ની વ્યાખ્યાથી થઇ જાય છે, એટલે અત્ર પુનરુક્ત કરવાની જરૂર નથી.

હવે ઉપર્યુક્ત કોષ્ટકમાં જણાવેલા માગધીના પ્રાચીન આદેશોના આધારભૂત ગણેલા લેખો અને ગ્રન્થોના કેટલાક ફકરા અત્ર આપવામાં આવે છે, જેથી વાચકગણને ખાત્રી થશે કે અર્વાચીન અને પ્રાચીન માગધીમાં જે ભિન્નતા બતાવેલી છે તે નિરાધાર નથી.

" अत इदेतौ लुक् च " " क्तान्ताडुश्च " (પ્રાકૃત-પ્રકાશ પરિચ્છેદ ૧૧ સૂત્ર ૧૦–૧૧)

" आम एळावणे अहं । ण हु दाव देवळाजो मं आशगं अहिलुहदि । शुदं च मए पाद्पाशिएहिं इदे यज्झत्ति । धाराणिभक्केहि विज्जुमईहि कशाहि ताळिअ वाउम्भामेण परिब्भमंतेण मिदीअदि मेहवन्दगं । "

(મહાકવિભાસનું પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ પૃ૦ ૭૮)

" केलल पुतो " (અશોકનો શિલાલેખ)

" शो क्खु शोहिदत्तले पडिवशदि । " (મૃચ્છકટિક પૃ૦ ૫૮)

૯. આ 'અ' પ્રથમાએકવચનાન્ત અકારાન્ત પુલ્લિંગનામ સંબંધી સમજવો જોઇએ.

"एशे चालुदत्ते रक्खवाडिआए चिठदि।"

(મૃ० ૧૬૮)

"शाहु अज्जचालुदत्तो शाहु।" (મૃ० ૬०)

"देवानं पिये पियदपि लाजा हेवं आह — नथि हेडिषे दाने आदिप धंमदाने धंमसंविभागे धंमगंवन्धे। तत एषे दायक भटकपि पम्यापटिपति मातापितिपु पुपुपा मितसंथुतनातिक्यानं समनभंबनानं दाने। पानानं अनालंमे"

(અશોકનો કલસીનો લેખ નં ૧૧)

"देवाना पिये पियदपि लाजा पवा पापंडानि पवजितानि गहथानि वा पुजेति दानेन विविधेन च पुजाये नो चु तथा दाने वा पुजा वा देवानां पिये मनति अथा कित? शालवटि शियाति शवपाशंडानं; शालवडि ना(म) बहुविधा। तश चु इयं मुले अ वचगुति; किति? त(था) अतपाशंडे पुजा पलपाशंड गलहा व नो शाया। अपकलनशि लहुका वा शिया। तशि तशि पकलनशि पुजेतविय चु पलपाशडा तेन तेन अकालन। हेवं कलत अतपशडा बाढं वढियति पल- पाशड पिवा उपकलेति। तदा अंनथा कलत अतपाशड च छनति पलपशड पि वा अपकलेति यहि वछ अत- पाशड पुजति पलपाशड वा गलहति पवे अतपापंड भतिया व; कि ति अतपापंड दिपयेम। द च पुना तथा कलंतं बाडतले उपहंति अतपापंडपि। समवाये व साधु; किति? अंनमनपा धंमं पुनेयु चा पुपुसेयु चाति। देवं हि देवाने पियपादछा।"

(કલસી લેખ નં. ૧૨)

"पन्ती होदु पन्ती अह्मांअं गोधनध्द अ अह्मे गोमित्तअ! महाव्भाप्प विह्याटस्स वदवद्धणगोण्पदाणनिमित्तं इमस्सिं णअलोवयगवीहीए आअंन्तु गोधण पपे च किद- मंगलाणोदआ गोवदाळआ दालिआ अ। अह्मे गोमित्तअ! गोवदालआणं दालिआणं दाहल।"

(મહાકવિ ભાસનું પઞ્ચરાત્ર પૃ० ૬૧)

"ही ही चंद मिटदि लाहू। मुस मुस चंद। यदि न मुञ्चेसि, मुदं दे पाडिअ मुञ्चावदस्स।

"एशे एशे दुट्ठअस्से परिब्भट्ठे आअन्छदि। एशे एशे मडप्पदवीहिआअं। जाव णं अ.हुहिअ वढ्ढि भक्खिस्सं। एशे एशे दाळभट्टआ मं ताळेइ। मा खु मा खु मं ताळेइ। किं भणाशि अह्माणं किं पि णच्चेह त्ति। दक्खइ दक्खइ दाळभट्टआ! एशे दाळभट्टआ पुणोवि मं ताळेइ इट्टिआहि। मा खु मा खु ताळेइ तेण हि अहं ति तुह्मे ताळेमि।" (પ્રતિજ્ઞા યૌ०)

"एशे भट्टालके। गेण्हदु णं भट्टके अशिम्।"

(મૃ० પૃ ३६)

"हीमाणहे आणिदे मए जाणत्थलके। लक्खिए! णि वेदेहि अज्जाए वसंतशेणाए—अवत्थिदे शज्जे पवहणे अहिलुहिअ पुप्फकलंडअं जिण्णुजाणं गच्छदु अज्जआ।"

(મૃ० ૧૪૫)

"दक्खिणदाए पलकेलअं विअ अत्ताणअं अवगच्छदि, शलणागदवच्छले अ।"

(મૃ० ७८)

"ता जाव एदे शहिअजूदिअला अण्णदो मं अण्णेशंति ताव हके विप्पडीवेहिं पादेहिं एदं शुण्णं देउलं पविशिअ देवीभविदशम्।" (મૃ० ४७)

"अस्मदः सौ हके हगे अहके।"

(પ્રા० પ્ર० ११-९)

"हकं" (અશોકના શિલાલેખ)

**માગધી અને શૌરસેનીના સામાન્ય આદેશો—**

ઉપરના દ્વિતીય કોષ્ટકમાં બતાવેલ વ્યાકરણવિષયક પ્રાચીન અને અર્વાચીન આદેશો કેવળ માગધી ભાષામાં જ થાય છે ત્યારે નીચે લખેલા આદેશો માગધી અને શૌરસેની બન્ને ભાષાઓને લાગુ પડે છે.

| સ્થાની | આદેશ | સ્થાની | આદેશ |
|---|---|---|---|
| ત[10] | द | थ | ધ, [11] |
| તાવત્ | दाव, ताव | ह | ध, [illegible] |
| ન્ (ઇન્) | મ, આ | ભૂ (ધાતુ) | ભ, [illegible] |

૧૦. શબ્દની આદિમાં ન હોય તે 'ત' શૌરસેની માગધીમાં 'દ' થાય છે.

૧૧. ઇ, એ આ બન્ને ધાતુની પાછળ આવન આખ્યાતના પ્રત્યયો છે.

૧૨. આ '૧૫' ભવિષ્યન્તીના 'સ્યતિ' પ્રત્યય અવયવ છે.

| | | | |
|---|---|---|---|
| પૂર્વ | પુરવ, પુવ્વ | કૃત્વા | કય, દૂણ |
| ભગવદ્ | ભયવં | કૃત્વા | કડુઅ |
| ભવદ્ | ભવં | ગત્વ | ગડુઅ |
| ર્ય | ય્ય, જ્જ | ઇ, એ[11] | દિ, દે |
| ષ્પ[12] | સ્સિ | ઙસિ | ડાદો, ડાદુ |
| મ | ણ, મ(આગમ) | ઇદાનીમ્ | દાણિં |
| તસ્માત્ | તા | એવ. | એવ્વ, ય્યેવ, જ્જેવ્વ |
| નનુ | ણં | ખલુ. | ક્ખુ, ખુ, ખલુ |

નિમ્નિ લિખિત અવ્યયો તેમની સામે લખેલ અર્થોમાં વપરાય છે—

હઞ્જે— દાસીને બોલાવવામાં

હીમાણહે— આશ્ચર્ય અને ખેદમાં

અમ્મહે— હર્ષ જણાવવામાં

હીહી— વિદૂષકના હર્ષમાં

ઉપર્યુક્ત આદેશવિધિ અર્વાચીન ભાષાવિષયક છે. પ્રાચીન આદેશવિધાન અત્ર પણ જુદું પડે છે પણ વિસ્તારના ભયથી તેનો ઉલ્લેખ કર્યો નથી.

પ્રાચીન અને અર્વાચીનમાં ભેદ પડવાનું કારણ આપણે ઉપરના થોડાક વિવરણથી જોયું કે પ્રાચીન અને અર્વાચીન માગધી ભાષા ઘણીક બાબતોમાં જુદી પડે છે.

અર્વાચીન નિયમ પ્રમાણે માગધી ભાષામાં સામાન્યતયા 'શ, ષ, સ' આ ત્રણેના સ્થાનમાં 'શ' નો જ પ્રયોગ હોઇ શકે છે પરંતુ પ્રાચીનમાં તેવો એકાંત નિયમ નથી. 'શ,' 'ષ' ને 'સ' આ ત્રણે વર્ણોનો ઉપયોગ પ્રાચીન માગધી લેખકોએ પૂર્ણ સ્વતંત્રતાથી કરેલો છે.

અશોકના મુખ્ય ચૌદ શિલાલેખો પૈકી કલસીના લેખ નં. ૧૦–૧૧–૧૨માં ઉપર્યુક્ત ત્રણે વર્ણોનો છૂટથી ઉપયોગ કર્યો છે.

પ્રાચીન કવિ ભાસ અને શૂદ્રકનાં નાટકોમાં પણ તેવા જ પ્રયોગો જોવાય છે.

એવી જ રીતે પ્રથમાના એકવચનમાં 'એ' અને 'ર' ના સ્થાને 'લ' નિત્ય થવો જ જોઇએ એવો અર્વાચીન વ્યાકરણનો નિયમ છે પણ પ્રાચીનમાં આવો આગ્રહ હોય એમ જણાતું નથી.

અર્વાચીન કાયદા પ્રમાણે 'ષ' અને 'ટ્ટ'ના સ્થાનમાં 'સ' અને 'સ્થ' તથા 'ર્થ'ના સ્થાનમાં 'સ્ત'નો આદેશ નિત્ય થવો જોઇએ પણ પ્રાચીનમાં આવું આદેશવિધાન જ નથી.

એ જ પ્રમાણે અર્વાચીનમાં જે જે નિત્ય વિધાનો છે તે તે પ્રાચીનમાં વિકલ્પે લાગુ પડે છે, અને કેટલાક તો બિલકુલ જ લાગુ પડતાં નથી. આ વાત કેવળ ભાષાના સમાલોચન ઉપરથી જ નહિ, પણ વ્યાકરણોથી પણ સ્પષ્ટ થાય છે જે નીચેના દાખલાથી જણાશે.

વરરુચિ અને આચાર્ય હેમચન્દ્રે પોતપોતાના પ્રાકૃતવ્યાકરણમાં માગધીનું કાર્ય પ્રતિપાદન કરનારાં સોળ સોળ સૂત્રો રચેલાં છે. પરંતુ તેમાંના માત્ર આઠ આઠ સૂત્રો જ પરસ્પર સંવાદી છે. બાકીનાં આઠ આઠ સૂત્રોની કાર્યદિશા જુદી પડી જાય છે.

હેમચન્દ્રનાં "સષોઃ સંયોગે સોઽગ્રીષ્મે. ૮,૪, ૨૮૯. ટ્ટ-ષ્ઠયોઃ સ્ટઃ ૮,૪,૨૯૦. સ્થ-ર્થયોઃ સ્તઃ ૮,૪,૨૯૧. ન્ય-ણ્ય-જ્ઞ-ઞ્જાં ઞ્ઞઃ ૮-૪-૨૯૩. વ્રજો જઃ ૮,૪,૨૯૪. છસ્ય શ્ચોઽનાદૌ ૮,૪,૨૯૫ સ્કઃ પ્રેક્ષાચક્ષોઃ ૮,૪,૨૯૭. આમો ડાહં વા ૮,૪,૩૦૦." આ આઠ સૂત્રોમાં જણાવેલ કાર્યોનું વરરુચિના પ્રાકૃતપ્રકાશમાં સૂચના માત્ર પણ નથી.

જે આઠ સૂત્રો સંવાદી છે તેમાં પણ કેટલેક અંશે મતભેદ જણાય છે, દાખલા તરીકે હેમચંદ્રસૂરિ "રસોર્લશૌ ૮,૪,૨૮૮." આ સૂત્રથી 'રકાર'અને 'સકાર'ના સ્થાનમાં યથાક્રમ લકાર અને શકારનું વિધાન કરે છે. પ્રાકૃતપ્રકાશમાં આનું સંવાદી સૂત્ર "ષસોઃ શઃ ૧૧,૩." આવા પ્રકારનું છે જેમાં રકારના સ્થાને લત્વવિધાન કર્યું નથી. હેમચન્દ્રના 'જ-દ્ય-યાં યઃ ૮,૪,૨૯૨.' આ સૂત્રને બદલે વરરુચિએ 'જો યઃ ૧૧,૪.' આટલું જ લખ્યું છે, 'દ્ય, ય' ની ચર્ચા કરી નથી. હેમચન્દ્ર 'ક્ષસ્યૅકઃ ૮,૪, ૨૯૬.' આ સૂત્રથી 'ક્ષ'ને સ્થાને 'ૅક' આવા જિવ્હામૂલીય 'ક' નો આદેશ કરે છે ત્યારે વરરુચિ 'ક્ષસ્ય સ્કઃ ૧૧,૮.' આ પ્રમાણે 'ક્ષ' નો 'સ્ક' થવાનું જણાવે છે. હેમચંદ્ર 'અહં વયમોર્હગે'

૮,૪,૩૦૧.' આથી 'અહં' અને 'વયં' ને સ્થાને 'હગે' આવો એક આદેશ લખે છે ત્યારે વરરુચિ 'અસ્મદઃ સૌ હકે હગે અહકે ૧૧,૯.' આવી રીતે 'અહં'ના સ્થાનમાં ત્રણ આદેશ કરે છે, અને 'વયં' ને માટે કંઇ પણ લખતો નથી. હેમચંદ્ર "અત એત્ સૌ પુંસિ માગધ્યામ્ ૮,૪,૨૮૭' આ સૂત્રથી અકારાન્ત પુલ્લિંગના પ્રથમના એકવચનમાં 'ए' નું વિધાન કરે છે, ત્યારે વરરુચિ "અત ઇદેતૌ લુક્ ચ ૧૧,૧૦.' આવું સૂત્ર લખીને 'ઇ,' 'ए' અને લુક્ હોવાનું પ્રતિપાદન કરે છે, અને લિંગની બાબતમાં મૌન રહે છે.

હવે વિચારવાનું માત્ર એટલું જ રહે છે કે આ પ્રમાણે પ્રાચીન અને અર્વાચીન માગધીમાં ભેદ પડવાનું કારણ શું?

ભાષાસિદ્ધાન્તના અભ્યાસ ઉપરથી આપણે એ વાત વગર સંકોચે કબૂલ કરીએ છીએ કે 'વિકાસ' અને 'વિકાર' આ બન્ને જનસમૂહની ભાષાના સહગામી ધર્મો છે. જેમ જેમ 'ભાષા'વિકાસ પામતી જાય છે તેમ તેમ તે અધિકપણે વિકારયુક્ત થતી જાય છે. ખરૂં જોતાં કોઇ પણ ભાષાનો વિકાર થયા વગર તેનો વિકાસ થવો જ અશક્ય છે, પરંતુ એ વાત ખરી છે કે વિકાસકાળમાં વિકારને પૃથક્ સ્થાન મળતું નથી. જ્યારે ભાષાવિકાસની ગતિ રોકાઇ જાય છે અને ભાષાને વ્યાકરણના અચળ નિયમ-સૂત્રો વડે જકડી લેવામાં આવે છે ત્યારે ઓટના સમયમાં દરિયાના કચરાની માફક ભાષાવિકારો શોધકોની દૃષ્ટિ આગળ તરી આવે છે. અર્વાચીન પ્રાકૃતના વિકારરૂપે મનાતી અપભ્રંશ ભાષા એનું પ્રત્યક્ષ ઉદાહરણ છે.

એ સિદ્ધાંત પ્રમાણે પૂર્ણ વિકાસ પામીને સંકોચાએલી પ્રાચીન માગધી ભાષાના વિકારરૂપે પણ કોઈ ભાષા અવશ્ય જન્મ પામી હશે અને જો એ વાત માન્ય હોય તો માગધીના વિકારરૂપે જન્મેલી ભાષા બીજી કોઇ નહિં પણ 'શાકારી' છે; કે જેને પ્રાચીન સાહિત્ય લેખકોએ 'વિભાષા' તરીકે ઓળખાવેલી છે. આ 'શાકારી વિભાષા' વિકૃત માગધી યાને માગધીની અપભ્રંશાવસ્થા હોવાનાં કારણો નીચે પ્રમાણે ગણાવી શકાય—

૧. માગધીની માફક આમાં પણ પ્રથમાના એકવચનમાં અકારાંત નામ એકારાંત બને છે.

૨. પ્રાચીન માગધીમાં જેમ 'અહં'ના સ્થાનમાં 'હગે' 'હકે' ઇત્યાદિ આદેશો થાય છે તેમ 'શાકારી'માં પણ થાય છે.

૩. માગધીમાં જેમ 'શ' અને 'લ'ની પ્રચુરતા છે તેમ આ ભાષામાં પણ છે.

૪. એ સિવાય બીજા પણ જે જે ખાસ શબ્દો અને અવ્યયો માગધીમાં વાપરવામાં આવે છે તે આમાં પણ વપરાય છે.

૫. બીજી કોઈ પણ ભાષાના કરતાં માગધીની સાથે આનો અધિક મેળ છે.

આ બધું જોતાં મારી એ માન્યતા દૃઢ થાય છે કે 'શાકારી વિભાષા' એ માગધી ભાષાની 'અપભ્રંશદશા' છે.

આપણે પૂર્વે જોયું કે 'ટ' 'ષ' તથા 'સ્થ' 'ર્થ' વિગેરે વર્ણોના સ્થાનમાં 'સ્ટ' 'સ્ત' ઇત્યાદિ વર્ણાદેશો તેમ જ 'તિષ્ઠ' 'પ્રેક્ષ' ઇત્યાદિને સ્થાને 'ચિષ્ઠ' 'પેસ્ક' જેવા પદાદેશો પ્રાચીન માગધીમાં નહોતા થતા. તે સમયમાં આવા આદેશો કેવળ 'શાકારી' ભાષામાં જ થતા અને આવા અપભ્રષ્ટ આદેશો જ શાકારી ભાષાને માગધીથી ભિન્ન પાડનારૂં તેનું ખરૂં સ્વરૂપ હતું. આવા ભ્રષ્ટ રુપોને લીધે જ આ ભાષા વિભાષાઓની શ્રેણિમાં મૂકાણી હતી, અને જે સમયમાં માગધી ભાષા સામાન્ય પાત્રોના મુખે બોલાતી હતી તે જ સમયે શાકારી વિભાષા કેવળ નીચ પાત્રોના મુખમાં મૂકવામાં આવતી હતી.

ઉદાહરણ લઇએ, 'મૃચ્છકટિક'નો કવિ ચારુ ચારુદત્ત, વસંતસેના અને રાજપ્રિય સ્થાલકના પ્રામાણિક અને કુશળ નોકરચાકરોના મુખે તે વેળાની માગધી ભાષા બોલાવે છે ત્યારે સ્ત્રીલમ્પટ, નીચ પ્રકૃતિ અને મૂર્ખ શકારના મુખમાં અને ચારુદત્તને વધસ્થાને લેઇ જનાર ચંડાળોના મુખમાં શાકારી ભાષા મૂકે છે. આ ઉપરથી શું એમ સ્પષ્ટ નથી થતું કે 'શાકારી'

ભાષા ' એક કનિષ્ઠ વર્ગમાં બોલાતી અપભ્રંશ ભાષા હતી?

પરંતુ આ અપભ્રંશ ભાષાનું પૂર્વે જણાવેલું ભેદક સ્વરૂપ એટલું બધું પ્રબલ નહોતું કે જે હમેશાં એ ભાષાનું માગધીથી પૃથક્ અસ્તિત્વ સાચવી શકે, સબળની કુક્ષિમાં જેમ નિર્બળનો પ્રવેશ થઇ જાય, તેમ આના સ્વલ્પસંખ્યાંક અપભ્રષ્ટ રુપોને ધીમેધીમે માગધી ભાષા પોતાની કુક્ષિમાં મૂકતી ગઇ; જેનું પરિણામ શાકારીના લોપ અને અર્વાચીન માગધીની ઉત્પત્તિના રુપમાં આવ્યું.

આવી રીતે શ્ર, સ્ત, સ્ક, ચિષ્ઠ વિગેરે આદેશો કે જે કેવળ શાકારીમાં વપરાતા હતા તે શાકારીના મિશ્રણથી અર્વાચીન માગધીમાં આવ્યા, અને એ જ કારણથી ઉત્તમ મધ્યમ પાત્રોના મુખથી બોલાતી[૧૩] માગધી ભાષાનો અર્વાચીન નાટયશાસ્ત્રીઓના હાથે નીચ પાત્રોના મુખમાં પ્રવેશ થયો.[૧૪]

---

૧૩. પ્રાચીન નાટયશાસ્ત્રકાર આચાર્ય ભરત, રાજાના અંતઃપુરમાં વસનાર લોકોની માગધી અને નોકરચાકર રાજપુત્ર અને શેઠસાહુકારોની અર્ધમાગધી ભાષા હોવાનું પોતાના નાટયશાસ્ત્રમાં નીચે પ્રમાણે લખે છે—

मागधि तु नरेन्द्राणामन्तःपुरनिवासिनाम् ।
चेटानां राजपुत्राणां श्रेष्ठिनां चार्धमागधी ॥
नाट्यशास्त्र.

૧૪. અર્વાચીન નાટયલેખકોએ ધીવર, ચંડાળ આદિ અતિ નીચ પાત્રોની ભાષા માગધી જણાવી છે જે નીચેના ઉલ્લેખો પરથી જણાશે—

धीवराद्यतिनीचेषु मागधी विनियुज्यते ।
× × × ×
अन्ये चण्डालकादीनां मागध्यादि प्रयुञ्जते ॥
रूपक-परिभाषा.

પ્રાચીન સમયમાં ચણ્ડાલાદિ નીચ પાત્રોમાં શાકારાદિ વિભાષાઓનો પ્રયોગ થતો એમ નાટયશાસ્ત્રના નીચેના શ્લોકથી જણાશે —

शबराभीर चण्डाल-सचरद्रविडोद्रजाः ।
हीना वनेचराणां च विभाषा नाटके स्मृताः ॥
नाट्यशास्त्र.

---

આ પ્રમાણે માગધીની પ્રાચીન અને અર્વાચીન સ્થિતિ અને તેનાં કારણોનું કંઇક વિવરણ થયું.

## વર્તમાન ભાષાઓ પર માગધીનો પ્રભાવ

આજથી અઢી હજાર વર્ષ ઉપર મગધનું પાટનગર રાજગૃહ હિન્દુસ્તાનનાં પ્રસિદ્ધ શહેરોમાંનું એક હતું. કેટલાક સમય પછી પાટલીપુત્ર મગધદેશની રાજધાની અને હિન્દુસ્તાનનું મુખ્ય શહેર થયું. નંદ, ચન્દ્રગુપ્ત, અશોક વિગેરે હિન્દના પ્રતાપી નરેશો એ જ નગરમાં થઇ ગયા છે. તે સમયની માગધી ભાષાનો કેટલી ભાષાઓ ઉપર પ્રભાવ પડયો હશે તે કહેવું મુશ્કેલ છે, માત્ર એટલું જ કહી શકાય કે તે કાળની માગધીથી અનેક ભાષાઓનો જન્મ અને અનેકનું પોષણ થયું હશે. અર્વાચીન માગધી અને શાકારી વિગેરે આના પ્રત્યક્ષ પૂરાવા છે, છતાં પ્રસ્તુતમાં વર્તમાન લોકભાષાઓમાં જ માગધીનો પ્રભાવ જોવાનો હોઇ તે બાબતનો જ વિચાર કરવાનો છે.

વર્તમાન લોકભાષાઓ પૈકી પૂર્વી-હિન્દી ભાષાની ઉત્પત્તિ અર્ધમાગધીના અપભ્રંશ ઉપરથી થયાની ભાષાશાસ્ત્રીઓની કલ્પના છે. આ ભાષા હાલમાં અવધ, બઘેલખંડ અને છત્તીસગઢમાં બોલાય છે.

સામાન્યતયા સંપૂર્ણ હિન્દીમાં માગધીની આબાદ અસર થએલી છે. દીર્ઘકાળ અને અનેક ભાષાઓના મિશ્રણને લીધે હિન્દીમાંથી આજે માગધીનાં સર્વ કાર્યો શોધી કાઢવાં શક્ય નથી. પરંતુ કેટલાક માગધીત્વપ્રતિપાદક શબ્દપ્રયોગો હજી લગણ જણાઇ આવે છે.

પ્રાચીન માગધીમાં ભૂતકાળવાચક 'થા' પ્રત્યય ઘણો પ્રચલિત હતો. આનાં ઉદાહરણો પૂર્વે આપ્યાં છે. એ જ માગધીનો 'થા' પ્રત્યય હિન્દી ભાષામાં તાદ્દશ જળવાઇ રહ્યો છે. ' ગયા થા ' ' આયા થા ' ' કિયા થા ' ઇત્યાદિ થા-પ્રત્યયાન્ત પદો હિન્દી ભાષામાં હજારોની સંખ્યામાં વપરાય છે. એટલે સુધી કે સામાન્ય લોકોને માટે ભૂતકાળમાં 'થા' અને વર્તમાનમાં ' है ' એ બે પદો જ હિન્દીની ઓળખાણ કરાવનારાં છે. ફેરફાર માત્ર એટલો જ છે કે માગધીમાં 'થા' એ પ્રત્યય પ્રત્યયરુપે જ વપરાતો

હતો ત્યારે હિન્દીમાં તે સિદ્ધ ક્રિયાપદ તરીકે જ વપરાય છે. અને તેથી તેનો હિન્દી ભાષાના નિયમ પ્રમાણે સ્ત્રિલિંગમાં 'થી' આવો પ્રયોગ થાય છે.

હિન્દીમાં વપરાતાં 'જૈસે. તૈસે, ઐસે' ઇત્યાદિ અવ્યયો પણ પ્રાચીન માગધીનું ભાન કરાવે છે. કારણ કે પ્રાચીન માગધીમાં પુલ્લિંગ અથવા નપુંસક લિંગમાં અકારાન્ત શબ્દો પ્રથમાવિભક્તિમાં પ્રાયઃ એકારાન્ત થઇ જતા હતા.

એ સિવાય પણ ઉર્દુના સંસર્ગ પહેલાંની હિંદીમાં માગધીનું મિશ્રણ ઘણું જોવાય છે, પણ વર્તમાનમાં અધિક માગધીત્વ જણાતું નથી.

ગુજરાતીમાં વપરાતા 'હતો, હતી, હતું' એ શબ્દો માગધીના 'થા' પ્રત્યયાન્ત 'હુત્થા' શબ્દના વંશજો છે.

રાજસ્થાની ભાષામાં બોલાતા 'થો, થી' શબ્દોની પણ એ જ હકીકત છે.

શૌરસેની અને માગધીમાં ભવિષ્યદર્થમાં ઉત્તમ પુરુષ કર્તૃક ક્રિયાપદમા "સ્સં" પ્રત્યય નિયમિતપણે વપરાય છે, ઉદાહરણ—"ગમિસ્સં, કરિસ્સં, જાઇસ્સં, હસિસ્સં, ચલિસ્સં" વિગેરે

આ પ્રત્યયનો વારસો પણ મારવાડી અને ગુજરાતી ભાષાને મળ્યો છે. મારવાડીનાં "જાસાં, કરસાં, બોલસાં, ચાલસાં" વિગેરે અને ગુજરાતીના 'જઇશું, કરીશું, ચાલીશું' વિગેરે ક્રિયાપદો ઉપર્યુક્ત માગધી-શૌરસેની પદોના અપભ્રંશ માત્ર છે.

ગુજરાતી, મારવાડી વિગેરે ભાષાઓમાં વ્યાપકપણે વપરાતો નિશ્ચયાર્થક 'જ' શબ્દ પણ શૌરસેની-માગધી ભાષાનું કાર્ય છે. પ્રાચીન માગધીમાં અવધારણાર્થક 'એવ'ના સ્થાને 'જ્જેવ' આદેશ થતો, આના "જ્જિવ" "જ્જિ" વિગેરે આકારો થતાં થતાં અપભ્રંશ અવસ્થામાં 'જિ' અને વર્તમાનમાં 'જ' એવું રૂપ થઇને રહ્યું છે. આ 'જ' શબ્દ પૂર્વે હિન્દી ભાષામાં પણ વપરાતો હોય એમ જણાય છે, પણ વાર્તમાનિક લેખ હિન્દીમાં તો 'જ'નું સ્થાન 'હી' શબ્દે જ મેળવ્યું છે.

## ઉપસંહાર

એક વખત પ્રાકૃત ભાષાઓમાં મુખ્ય સ્થાન ભોગવતી 'માગધી ભાષા'નું સ્વતંત્ર સાહિત્ય આજે શોધ્યું મળતું નથી. માગધીની બહેન શૌરસેની ભાષાનું સાહિત્ય દિગમ્બર જૈન સંપ્રદાયના વિદ્વાનોએ ખેડ્યું છે, એટલું જ નહિ, પણ શ્વેતામ્બર જૈનોના પ્રાચીન અને માન્ય કથાગ્રન્થ 'વસુદેવહિંડિ'નો બીજો ખંડ શૌરસેની ભાષામાં જ લખાયેલો આજે મળે છે, પણ ખેદ સાથે લખવું પડે છે કે આજ સુધીની અમારી પ્રાચીન ગ્રન્થોની શોધખોળમાં કોઇપણ સ્થાને કેવળ માગધી ભાષાનો ગ્રન્થ ઉપલબ્ધ થયો નથી, બૃહત્કથાની સાથે પૈશાચિક ભાષાના સાહિત્યનો લોપ થયો તે જ પ્રમાણે અમારા અનુમાન મુજબ 'મગધસેના' અને 'ચેટક ચરિત'ની સાથે માગધી સાહિત્યનો પણ લોપ થયો છે.

આજે માગધી સાહિત્યના નમૂના કહો કે માગધીનાં ઉદાહરણ કહો તે અશોકના શિલાલેખો અને કેટલાક નાટકગ્રન્થોમાંથી મળી આવતા માગધીના પ્રકરણ છે કે જે પૂર્વે જણાવી દીધા છે. જૈન આગમો આજે વિદ્યમાન છે પણ તે અર્ધમાગધીનું સાહિત્ય કહી શકાય, માગધીનું નહિ.

આ પ્રમાણે સાહિત્ય અને પ્રાચીન વ્યાકરણ વિનાની ભાષાના સંબંધમાં કરેલા અમારા આ વિચારાત્મક નિબન્ધમાં દરેક રીતે ભુલ અથવા ખામી રહેવાનો સંભવ છે. અને આ જોખમદારીનો સંપૂર્ણ ખ્યાલ છતાં પ્રસ્તુત પ્રવૃત્તિ કરી, તેનો હેતુ માત્ર પ્રાચીન ભાષા અને સાહિત્યના ઉપાસકોની સ્તુત્ય પ્રવૃત્તિમાં સહકાર આપવાનો છે.

અમારો આ સહકાર સાહિત્યસેવિઓને ઉપકારક થાઓ એ જ શુભેચ્છા.

મુનિ કલ્યાણવિજય

કરોરિ કુરર ક્ષત્રિ અરિજનના કરિ ઊડીયા
માત્રીણી ત્રીજિને ત્રિસડ સડસડઇ સેવકડ ॥ ૧૨
ભાગા પોલિ પગાર મુનિશ્વર પણિ ભજે પુનહી,
ભીમડ જોઇ વિચાર ખમણઉ ભલકે કે સેવકઉ ॥૧૩
પશ્ચાત ભીમરાજ ન માલવોપરિ કટકે કૃત । ભોજ
ભગ્નઃ । ધાર ધધોલિ તત્ સદા ચારણેનોક્તં
ભોજરાજ ભીમેણ સિઉંપ્યું જિમ વારો વારિ
શોડા ખરરજિઅણીય ભરિ ધંધોલિ સિજિ ધાર ૧૪

**ઇતિ ભોજ ભીમ સંબંધઃ —**

સંવત્ ૧૧૨૦ રૂદ્ર કર્ણ । સંવત ૧૧૫૦ શ્રી સિદ્ધરાય ચક્રવર્તિ જયસિંહદે યોગિની હરપાલ સાહરીઓણ જિતા ॥ વર્ષ ૪૯ રાજ્યં કૃતં ।

તતઃ વર્ષ ૩ પાદુકા રાજ્યં । સં. ૧૧૯૯ કાર્તિક શુદિ ૩ દિનં ભીમસુત પ્રેમરાજ । દેવરાજ ત્રિભુવનપાલ શ્રીકુમારપાલ પ્રવિષ્ટ । વર્ષ ૩૦ માસ ૧ દિન ૭ રાજ્યં ભુક્તં.

સંવ૦ ૧૨૨૯ ભ્રાત મહિપાલ સુત અજયપાલ પ્રવિષ્ટ । પશ્ચાત્ સં૦ ૧૨૩૨ લઘુ મૂલરાજ વર્ષ ૩ માસ ૨

સં૦ ૧૨૩૪ લઘુ ભીમદેવ તદાય ચ । નન ગૂર્જરરાજ લીત ।

ભીમદે પાટિ સં૦ ૧૨૮૧ વીરધવલ । વસ્તપાલ તેજપાલ મંત્રી અભૂતઃ સપરોપકારી અભૂવ ॥ વસ્તપાલ વાક્યં

પાતાલાન્નમોવિતો બલત્રલિ નીતો ન મૃત્યુ ક્ષય
નોન્મૃષ્ટં શશિ લાંછનં ચ મલિનં નોન્મૂલતા વ્યાધયઃ
શેષસ્યાપિ ધુરં વિધૂન કૃતે ભારાવતાર ક્ષમં
ચેત સત્પુરૂષાભિરામ પદવીં નતં વહસ્તજ્જસિ ૧
મૃત્યુ સમયે વસ્તુપાલેન વિભિસ્યામે કથિતં
અર્થિભ્યઃ કનકસ્ય દીપક પિસાઃ વિશ્રાણિતાઃ કોટિશઃ
વાદેષુ પ્રતિવાદિનાં પ્રતિવતા સંસકા
તસ્મૃતપ્રતિ શૈપિને નૃપતિભિઃ સાગ્નિવત્ ક્રીડિતં
કર્તવ્યં કૃત મહિનામ દિંતિ ધીઃ તત્રાપિ સજ્જનવયં

સં. ૧૨૦૫ તત વીસલદેવ સં. ૧૩૧૮ અર્જુનદેવ. સં. ૧૩૩૧ સારંગદેવ. સં. ૧૩૫૩ ગૃહસ કર્ણ ક્રિણિ ૧૩૬૨ સંવત્સર જેઠ કૃષ્ણ ત્રયોદશી ૧૩ વાસર મધ્ય ભાગે અલ્પોપિ કલ્પાંત કરઃ । પ્રજાનાં વિદેશલિંગં નિતખાંનખાંનઃ ॥ ૧ સંવત૦ ૧૩૬૨ યવના માધવ નાગર વિપ્રેણાનીતો । તતો દીલ્યાં **યવન રાજ્ય** ।

સંવત ૧૦૪૫ પાતશાહ મહમદ । સં. ૧૧૦૦ પા૦ સંજર । સં. ૧૦૨૭ પા૦ મોજદીન । સં. ૧૨૪૬ પા૦ વૃદ્ધ કુતબદીન । સં. ૧૨૬૪ પા૦ સહાવદીન । સં. ૧૨૯૦ પા૦ રૂકમદીન । સં. ૧૨૯૧ સ્ત્રી રજૂયા રાજ્ય કૃતં । સં. ૧૨૯૪ પા૦ મોજદીન । સં. ૧૨૯૫ વહિરાજ । સં. ૧૨૯૮ પા૦ વૃદ્ધ અલાવદીન । સં. ૧૩૦૧ પા૦ વૃદ્ધ નસીરદીન । સં. ૧૩૩૨ પા૦ વૃદ્ધ ગ્યાસદીન । સં. ૧૩૪૪ પા૦ મોજદીન । સં. ૧૩૪૬ પા૦ સમસદીન । સં. ૧૩૪૭ પા૦ જલાલદીન । સં. ૧૩૫૪ પા૦ અલાવદીન । સં. ૧૩૭૩ પા૦ લઘુ કુતબદીન । સં. ૧૩૭૭ પા૦ ખસરૂખાંન । સં. ૧૩૭૮ લઘુ ગ્યાસદીન । સં. ૧૩૮૨ પા૦ મહમદ । સં. ૧૪૦૭ પા૦ પેરોજ । સં. ૧૪૪૫ પા૦ ખુબક । સં. ૧૪૪૬ તિગુલક । સં. ૧૪૪૭ પા૦ મહીમદ । એતત દીલી રાજ્ય નવર્ત્યં.

પશ્ચાત્ દેશે દેશે રાજ્યં જાતં. એવં ગુજરાત દેશે.

સં. ૧૪૬૧ દફરખાન । સં. ૧૪૬૧ પા૦ તાતારખાન । માસ ૩ સં. ૧૪૬૧ મદફર સુરતાણ । સં. ૧૪૬૭ પા૦ અહમદ । સં. ૧૪૯૦ પા૦ મહિમદ । સં. ૧૫૦૭ પા૦ કુતબદીન ।

વીરશ્રી કુતબેંદ્ર સાહ નૃપતેઃ પ્રૌઢ પ્રતાપ્યાં વરઃ
કન્યા કરે ન માલવક્ષિતિ પતિ સામ્રાજ્ય લક્ષ્મીરિવં
અસ્યાં એપ કરગ્રહસ્ય સમયે રતત્ કુંભસંસ્થાપને
ક્ષિપ્રં મંડપબંધને વિજયતે મંત્ર પ્રતિષ્ઠા મમ ॥ ૧

સં. ૧૫૧૫ પા૦ દાઉદખાન દિન ૯ રાજ્યં કૃતં ।
સં. ૧૫૧૫ પાતસાહ મહમુદ રાજ્યં કરોતિ ॥
આ પછી પીર નામ પર ૧૦ કડીની કવિતા છે.

— યુગવર્ણન-રાજવંશાવલિ.

જૈ. એ. ઇ. પત્ર ૪ પંક્તિ ૧૩ ૧૫૧૫ની આસપાસની પ્રતિ જણાય છે.

# વિજયસેનસૂરિના દશ બોલ

(ધર્મસાગર ઉપાધ્યાયે જે અનેક પ્રરૂપણાઓ કરી આખા શ્વેતામ્બર સંપ્રદાયમાં કોલાહલ ઉપજાવ્યો હતો તે સંબંધી વિજયસેનસૂરિએ દશ બોલ જાહેર કર્યા હતા તે એક પ્રાચીન હસ્તપત્ર પરથી ઉતારી અત્રે મૂક્યા છે.)

શ્રી હીરવિજયસૂરિ પ્રમુખ પૂર્વાચાર્ય ઇમ કહઇ છઇ જે ખરતર પ્રમુખ મોક્ષનઇં અર્થિ જીવ મુંકાવઇ સીલ પાલઇ તપ કરઇ શ્રી વીતરાગદેવની પૂજા કરઇ । ઇત્યાદિક માર્ગાનુસારી ધર્મકર્તવ્ય અનુમોદવાની ના નથી । અનઇં સાગર તુ ઇમ કહઇ જે અનુમોદીઇ નહીં ।। ૧ એ પ્રથમ બોલ ।।

તથા શ્રી હીરવિજય પ્રમુખ ઇમ કહઇ છઇ જે શ્રી ભગવતી સૂત્ર તથા શ્રી મહાવીર ચરિત્ર પ્રમુખ શાસ્ત્રનઇ અનુસારિં જમાલિનઈં પનર ભવ જણાઇ છઇ । અનિં ઉપદેશમાલાની સિદ્ધર્ષિ ટીકાનઇં અનુસારિં જમાલિનઇ અનંતાભવ જણાઇ છઈ । પછઇ કેવલી કહઇ તે પ્રમાણ । અનઈં સાગર તુ ઇમ થાપઇ છઇ જે જમાલિનઈં અનંતા જ ભવ કહીઇ । અનઇ પનરભવ કહઇ છઈ તે અનંતા તીર્થંકરની આશાતના કરઇ છઇ । એહવું પોતાના કીધા ગ્રંથમાંહિ પણિ લખ્યું છઇ સાગરઇ ।। એ બીજું બોલ ।। ૨.

તથા શ્રી હીરવિજયસૂરિ પ્રમુખ ઇમ કહઇ છઇ જે ખરતર પ્રમુખનઈં નિન્હવ ન કહીઇ । અનઈં સાગર તુ ઇમ કહઇ છઇ જે નિન્હવ કહીઇ ॥ એ ત્રીજું બોલ ॥ ૩

તથા હીરવિજયસૂરિ પ્રમુખ ઇમ કહઇ છઇ જે ખરતર પ્રમુખનઇ દેહરઇ દેવ જુહારઇ દેવ પુજઇ તેહનઈં લાભ હુઇ । અનઇં સાગર તુ ઇમ કહઇ છઈ જે ખરતર પ્રમુખનાં ચૈત્ય હોલીનારાજા સરિખાં । એહવું ગ્રંથ મધ્યે પણિ સાગરિં લખ્યું છઇ એ પાંચમુ બોલ ॥ ૫

તથા શ્રી હીરવિજયસૂરિ પ્રમુખ ઇમ કહઇ છઇ જે ઉત્સૂત્રભાષી આલોયા પડિક્મ્યા વિના મરઇ તેહનઇ સંખ્યાતો અસંખ્યાતો ઉત્કૃષ્ટો અનંતો પણિ સંસાર હુઇ । અનઈં સાગર તુ ઇમ કહઇ છઈ જે ઉત્સૂત્રભાષી આલોયા પડિક્મ્યા વિના મરઇ તેહનઇં નિયમઇં અનંતુ સંસાર હુઇ ॥ એ ચુથુ બોલ ॥ ૪

તથા શ્રી હીરવિજયસૂરિ ઇમ કહઇ છઇ જે ખરતર પ્રમુખ જૈન તથા મિથ્યાત્વી તુકાર ગણઇ તેહનઈં લાભ હુઇ । અનઇ સાગર તુ ઇમ કહઇ છઇ જે ખરતર પ્રમુખ તુકાર ગણતુ અનંતુ સંસાર વધારઇ । એહવું પોતાના શાસ્ત્રમાંહિ પણિ આણ્યું છઇ ।। એ છઠ્ઠુ બોલ ।। ૬

તથા શ્રી હીરવિજયસૂરિ પ્રમુખ ઇમ કહઇ છઇ જે કેવલીના શરીરથી અવશ્યભાવી પણ કદાચિત્ ત્રસ થાવરના જીવની વિરાધના થાઇ તુ નહીં અનઈં સાગર તુ ઇમ કહઇ છઇ જે કેવલીના જીવથી વિરાધના માનઇ તે ઉત્સૂત્રભાષી એહવું પોતાના શાસ્ત્રમાંહિ પણિ સાગરે આણ્યું છઇ ॥ એ સાતમુ બોલ ।। ૭

તથા શ્રી હીરવિજયસૂરિ પ્રમુખ ઇમ કહઇ છઇ જે અનાદિ સૂક્ષ્મ નિગોદીયા જીવનઇં અવ્યવહારીયા કહીઇ બીજા સર્વ જીવનઇં વ્યવહારીયા કહીઇ । અનઈં સાગર તુ ઇમ કહઇ છઇ જે સૂક્ષ્મ નિગોદ ૧, બાદર નિગોદ ૨, સૂક્ષ્મ પૃથ્વીકાય ૩, સૂક્ષ્મ અપકાય ૪, સૂક્ષ્મ તેજકાય ૫, સૂક્ષ્મ વાઉકાય ૬, એ ૭ પ્રકારના જીવનઈં અવ્યવહારીઆ કહીઇ । જે કોઇ એકલા સૂક્ષ્મ નિગોદના જીવનઈં અવ્યવહારીઆ કહઇ છઇ તે સઘલા અજ્ઞાની જાણવા । એહવું પોતાના શાસ્ત્રમાંહિ પણિ સાગરિં લખ્યું છઇ । એ આઠમુ બોલ ॥ ૮

તથા શ્રી હીરવિજયસૂરિ પ્રમુખ કહઇ છઇ જે મરીચિં કપિલ આગલિ दुब्भासिएण इक्केण मिरीई दुखसागरं पत्तो એ વચન કહિઉ તે ઉત્સૂત્ર કહીઇ । અનઈં સાગર તુ ઇમ કહઇ છઈ જે એ વચન ઉત્સૂત્ર ન કહીઇં દુર્ભાષિત કહીઇ । એ નુમુ બોલ ॥૯.

તથા શ્રી વિજયસેન સૂરઇં પોટા જાણી સર્વજ્ઞશતક ગ્રંથ અપ્રમાણ કર્યું છઈ । અનઇ સાગર

# દ્રવ્યનું સ્વરૂપ

## ( એક શિક્ષણપાઠ )

આ જગતના પદાર્થ-વસ્તુને, જૈનદર્શને ' દ્રવ્ય ' એવું સામાન્ય નામ આપેલ છે. તે દ્રવ્યને છ જાતનાં દ્રવ્યમાં વહેંચી તેમાં સર્વ પદાર્થોનો સમાવેશ કર્યો છે. છ દ્રવ્ય સિવાય કોઈ પણ વસ્તુ આ જગતમાં નથી. છ દ્રવ્યનું યથાર્થ સ્વરૂપ સમજવાથી જૈન-દૃષ્ટિએ જગતના સર્વ પદાર્થની સમજ આવે છે. તે છ દ્રવ્યનાં નામ: જીવ, અજીવ, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, પુદ્ગલ અને કાલ છે. આ છ દ્રવ્યનું વિવેચન કર્યા પહેલાં દ્રવ્યનું સ્વરૂપ આપણે વિચારીએ.

૧. આ જગતમાં પદાર્થ છે છે ને છે, એટલે હમેશાં હયાતી — અસ્તિત્વ ધરાવે છે, તેથી જે ' સત્ ' છે — જે અસ્તિત્વ ધરાવે છે તે દ્રવ્ય. જે વસ્તુ નિત્ય અને અનિત્ય એક જ સમયે હોય તે ' સત્ ' છે.

૨. દરેક પદાર્થમાં — દરેક દ્રવ્યમાં — સત્ વસ્તુમાં બે જાતના ધર્મો રહેલા છે: એક તો સ્વાભાવિક ધર્મ અને બીજા વિભાવિક — ક્ષણિક— બદલાતા — ફેરફાર પામતા ધર્મ. સ્વાભાવિક ધર્મ નિત્ય ધર્મ છે કે જે વસ્તુની સાથે જ ન છૂટા પડે તેવા — સમવાય સંબંધથી રહેલા હોય છે. તેને ' ગુણ ' કહે છે; અને વિભાવિક — અનિત્ય — ધર્મને ' પર્યાય ' કહેવામાં આવે છે.

ગુણ સિવાય ગુણી — ( વસ્તુ કે જેમાં ગુણ રહેલા છે ) નો વિચાર થઇ જ ન શકે, તેથી વસ્તુનું સ્વરૂપ તેના ગુણદ્વારા જાણી શકાય છે. વસ્તુની સાથે ઓતપ્રોતરૂપે રહેલ જે ધર્મો તેનું નામ ' ગુણ ' છે. તે ગુણ અવિનાશી છે અને તે વસ્તુની સાથે સર્વ કાળ રહે છે. દાખલા તરીકે દાહક શક્તિ એ અગ્નિનો ગુણ છે, જ્ઞાન એ આત્માનો ગુણ છે.

પર્યાય વસ્તુની સાથે સર્વદા રહેતા નથી. પર્યાય એટલે ફેરફાર — બદલવું તે. દાખલા તરીકે માટી-માંથી ઘડો બનાવવામાં આવે તે ઘડો માટીનો પર્યાય છે; ઘડો ભાંગી જાય કે તેના કટકા થઇ જાય તે કટકા પર્યાય છે. આમ પર્યાયની અપેક્ષાએ વસ્તુમાત્રમાં ફેરફાર થયાં કરે છે.

હવે સમજાશે કે દ્રવ્યમાં નિત્ય ધર્મ અને અનિત્ય ધર્મ રહ્યા છે. તે નિત્ય ધર્મ એટલે ગુણ, અને અનિત્ય ધર્મ તે પર્યાય. આથી ગુણ અને પર્યાયથી યુક્ત તે દ્રવ્ય એમ કહી શકાય.

૩. દરેક દ્રવ્યમાં દરેક ક્ષણે નવા પર્યાયોની ઉત્પત્તિ થાય છે, જૂના પર્યાયોનો નાશ થાય છે છતાં વસ્તુરૂપે તે દ્રવ્ય તેવું ને તેવું જ સ્થિર — નિત્ય — ધ્રુવ રહે છે. એક મનુષ્ય જ્યારે બાળક મટી જુવાન થાય છે ત્યારે બાળકના પર્યાયો નાશ પામ્યા, ને જુવાનીના પર્યાયોની ઉત્પત્તિ થઇ, પણ તે મનુષ્ય તરીકે તો તેનો તે જ રહ્યો. વળી એક મનુષ્ય મરણ પામી દેવ થયો ત્યારે મનુષ્યના પર્યાયનો નાશ થયો ને દેવના પર્યાયની ઉત્પત્તિ થઇ, છતાં તે બંને સ્થિતિમાં આત્મા તો તે જ નિત્ય રહ્યો. આ પરથી ઉત્પત્તિ, વ્યય એટલે નાશ, અને નિત્યતા — ધ્રુવતા — ધ્રૌવ્ય એ ત્રણથી યુક્ત તે દ્રવ્ય એમ પણ કહી શકાય.

**શિક્ષક માટે :—**

ઉપર વિચાર્યું તેમ દ્રવ્યનાં ત્રણ લક્ષણ થયાં :—

(૧) द्रव्यं सल्लक्षणकं જેનું લક્ષણ સત્ છે તે દ્રવ્ય છે. (૨) गुणपर्यायमुक्तं द्रव्यं જે ગુણ અને પર્યાયથી યુક્ત છે તે દ્રવ્ય. (૩) उत्पादव्यय-ध्रौव्ययुक्तं द्रव्यं ઉત્પત્તિ, નાશ અને નિત્યતાથી જે યુક્ત છે તે દ્રવ્ય. આ ત્રણ લક્ષણો ઉપરછલી નજરે જોતાં કદાચ ભિન્ન જણાશે, પણ સૂક્ષ્મ રીતે

રતાં તે સર્વ એક જ અર્થ સૂચવે છે. તો પછી જુદી રીતે લક્ષણ જ્ઞાનીઓ શા માટે જણાવતા એ સવાલ થાય તો તેનું સમાધાન એ છે કે નું ખરૂં સ્વરૂપ આ વૈખરી વાણીદ્વારા સમજવું વિકટ કાર્ય છે, તેથી જ્ઞાનીઓ જુદાંજુદાં રૂપે તે જ વિચારનું પ્રતિપાદન કરે છે. કોઈને ક રૂપમાં તે વિચાર સહેલાઈથી સમજાય, તો કોઇ બીજા રૂપમાં તે વિચાર સમજી શકે. ઉપરની ત્રણ વ્યાખ્યાઓ એક જ લક્ષણ વનારી છે તે આ રીતે સ્પષ્ટ છે કે (૧) જે તે દ્રવ્ય એમ જણાવ્યું, તેમાં સતની વ્યાખ્યા દર્શનમાં એ છે કે नित्यानित्यं सत् જે વસ્તુ ય અને અનિત્ય એક જ સમયે હોય તે 'સત્' કહી શકાય. નિત્ય શબ્દથી ધ્રુવતા-ધ્રૌવ્યનું પ્રતિપાદન થાય છે, અનિત્ય શબ્દથી ઉત્પાદ અને વ્યયનું પ્રતિપાદન થાય છે. આથી ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યથી યુક્ત જે વસ્તુ તે 'સત્' વસ્તુ ઠરે છે અને દ્રવ્યનું લક્ષણ 'સત્' હોવાથી ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્યવાળી વસ્તુ તે જ 'દ્રવ્ય' એમ સિદ્ધ થાય છે. દ્રવ્ય નિત્ય હોવાથી—તેમજ દ્રવ્યના 'ગુણ' તે દ્રવ્યના નિત્યધર્મ હોવાથી તેનું ધ્રૌવ્ય સિદ્ધ થાય છે, અને દ્રવ્યના 'પર્યાય' તે દ્રવ્યના અનિત્ય ધર્મ હોવાથી તે ઉત્પાદ, વ્યયને સૂચવે છે. આથી ગુણપર્યાય યુક્ત તે દ્રવ્ય, અને ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્ય યુક્ત દ્રવ્ય એ બે વ્યાખ્યા એકબીજાથી જુદી પડતી નથી.

# જિનપ્રતિમા સ્તવન

શ્રી જિનપ્રતિમા હો જિન સારખી કહી એ દીઠાં આણંદ
સમકિત બિગડે હો શંકા કીજતાં જિમ અમૃત વિષ બિંદ. શ્રી० ૧

આજ નહિ કોઇ તીર્થંકર ઇહાં, નહી કોઇ અતિશયવંત,
શ્રી જિનપ્રતિમાનો એક આધાર છે, આપે મુગતિ એકાંત. શ્રી० ૨

સૂત્ર સિદ્ધાંતે હો તર્ક વ્યાકરણ ભણ્યા, પંડિત પણ કહે લોક,
જિન પ્રતિમાને હો માને નહી, તેહનો સગલો ફોક. શ્રી० ૩

જિન અર્ઘ પ્રતિમા હો આગે નમોત્થુણં કહે પૂજા સતર પ્રકાર,
ફલ પિણ બોલ્યા હો હિતસુખ મોક્ષના દ્રૂપદીને અધિકાર. શ્રી० ૪

રાયપસેણી હો જ્ઞાતા ભગવતી, જીવાભિગમ માંહિ,
એ સૂત્ર માને હો પ્રતિમા માને નહી, 'માહરી માઇ ને વાંઝિ'. શ્રી० ૫

સાધુને બોલ્યા હો ભાવસ્તવ ભલા, શ્રાવકોને દ્રવ્યભાવ,
એવિહું કરણી હો કરતા નિસ્તર્યા, જિનપ્રતિમા પ્રભાવ. શ્રી० ૬

પારસનાથ હો તુઝ પરસાદથી, સદહના મુઝ એહ,
ભવભવ હોજ્યો હો સમયસુંદર કહે, શ્રી જિનપ્રતિમાસું નેહ. શ્રી० ૭

# જૈનયુગના યોગીનાં સૂત્રો

સૂત્રકારઃ—

જૈનયુગ આકાશપુષ્પ છે. જૈન વ્યક્તિ પૃથ્વી પરનું ગુલાબ છે. કાંટા એ બ્હેકતા ગુલાબનું અંગ હોય.

***

પુષ્પનો ઉદ્ભવ છોડ વગર સંભવે નહિ; ગુલાબનો છોડ ફ્રીચડ માંગે છે.

***

ગુલાબને પોતાની સુગંધીની ખબર ન હોય; ભ્રમર સિવાય એની 'કિંમત' કેમ થાત ?

***

બીજાને ચીડવવા કે રીઝવવા નહિ, પોતાની મોઝ માટે જ બણબણે છે ભ્રમર !

***

તે પુસ્તક શા કામનું કે જે મ્હને બધાં પુસ્તકોની પેલી પાર ઉપાડી જઈ શકે નહિ ?

***

ત્હમારામાં જે હશે તે જ ત્હમે પુસ્તકમાં પામશો. શું માણસ માટે 'ચોર' કે 'લૂંટારો' થવું શક્ય છે ?

***

ભવ્ય જીવ કદાપિ અભવ્ય થઇ શકતો નથી; અને અભવ્ય, ભવ્ય.

***

'રિપોર્ટરો'ની ફોજ જોઇને મ્હને હસવું આવે છે. મ્હારા પોતાના વિચારોને હું પોતે યથાર્થ શબ્દમાં મૂકી શકતો નથી. જેને પોતાના અનુભવના સંતાન રૂપ વિચારો જ નથી તેવાઓ બીજાના વિચારોનો 'રિપોર્ટ' આપી શકવાનો દાવો કરે છે !

***

વિચારકો અને તત્ત્વવેત્તાઓના ખૂનીને સભ્ય દુનિયાએ 'ટીકાકાર' નામ આપ્યું છે.

***

શોધક, જિજ્ઞાસુ, વિદ્યાર્થી જેવો 'લોભી' 'સ્વાર્થી' બીજો કોઇ ન હોય. પૂર્ણ, વીર, જ્ઞાની જેવો 'ઉડાઉ' અને 'અભિમાની' બીજો કોઇ ન હોય! ગુણોને ભલા-બુરા કહેવા પહેલાં એમને માપવાનો 'ગજ' કોઇ બનાવશો ?

***

જીંદગીના કેટલાક ખાસ હકો છે, તેમ મુડદાના પણ ખાસ હકો ( privileges ) છે. પણ મરીને જીવનારા — 'મરજીવા'માં સર્વ હકોનો સમાવેશ થાય છે.

***

પ્રકાશ પણ કાંઇ 'વસ્તુ' નથી; અંધકારને ઓળખાવે તે પ્રકાશ. વસ્તુ પ્રકાશ અને અંધકાર બન્નેથી સ્વતંત્ર છે. જ્ઞાન-અજ્ઞાનના 'ભેદ' ને ક્યાં સુધી સ્થાન છે તે વિચારવા યોગ્ય છે.

***

દુનિયા 'સત્ય' ત્હેને કહે છે કે જેની સ્હામે દલીલો ટકતો ન હોય.

***

'પ્રમાણિક' માણસ 'સત્ય' ત્હેને કહે છે કે જે ત્હેને પોતાને અનુકૂળ હોય, ત્હેના વિકાસ અને આનંદને ટકાવનારૂં કે પુષ્ટિ આપનારૂં હોય.

***

નિશ્ચય નયનું 'સત્ય' તે છે કે જે સત્યાસત્યની પર છે.

***

નગ્ન સત્ય ગુરૂ-શિષ્ય વચ્ચે જ કહેવા યોગ્ય છે, 'ટોળાંઓ' સમક્ષ નહિ,—જેમ નગ્ન સ્વરૂપ પતિ-પત્ની માટે જ ક્ષમ્ય છે. ટોળાંઓ માટે નગ્નપણું બિભત્સતા, ભયંકરતા, 'અપરાધ' છે; જોડકા માટે એ જ રમણીયતાનું પ્રદર્શન હોય !

***

પડદાથી જ 'કોમલાંગીઓ'ની 'નીતિ' રક્ષાય છે! રખે કોઇ પડદા વિરૂદ્ધ યુદ્ધ જગાડતા — સિવાય કે વીરાંગના કે વીરને ઉદ્દેશીને બોલતા હો.

***

નિયમો સિવાય જેમનું જીવન ટકી પણ ન શકતું હોય હેમનો એ ટેકો રખે કોઇ દૂર કરતા કે હચમચાવતા ! સ્વતંત્રતા એ સબળનો સ્વભાવ હોય, નિર્બળનો વિનાશક રિપુ હોય; પરતંત્રતા એ જ નિર્બળની ઢાલ હોય. જનતા માટે સ્વતંત્રતા કે પરતંત્રતા વચ્ચે પસંદગી કરવાની નથી; કોની તાબેદારી કરૂ એ એક જ પ્રશ્ન.

***

શક્તિની ગરજવાળાએ 'વિષ'ને પણ 'માત્રા' બનાવવી પડે.

***

દુનિયાની 'દવા' ખાવામાં તત્ત્વજ્ઞાનીના આનંદનું જોખમ છે. અને તત્ત્વજ્ઞાનીના જોખમની કદર દુનિયા કરી શકે જ નહિ. દુનિયા દયા ખાય એ જ તત્ત્વજ્ઞાનીનું ભયંકર 'અપમાન'!

***

પોતાથી શરમાય નહિ, પોતાથી અસંતુષ્ટ ન હોય, એ જ સ્વતંત્રનું લક્ષણ.

***

ભાર વહવો એ લંબકર્ણની પ્રકૃતિ હોય! અને લંબકર્ણના કલ્યાણ માટે કુંભાર પણ સર્જાઇ ચૂકેલા હોય!

***

માણસ કોઇનું ન્હાનું-મ્હોટું કામ કરે છે ત્યારે તે એમ ઇચ્છતો હોય છે કે ઉપકૃત મનુષ્ય આખી જીંદગી સુધી હેને માટે કાંઇ જ કરતો રહે! એ પ્રકૃતિએ જ અંતીમ અર્થાત્ અંત વગરની શાન્તિની ભાવના કલ્પી. મરતને, નિર્હેતુક ક્રિયા કરનારને, વર્તમાનમાં જ 'આનંદ' હોઇ, ભવિષ્યનો ખ્યાલ વકીક ન હોય; તેથી, ભવિષ્યજન્ય 'બદલા'ની ભાવનાથી તે અજાણ્યો જ હોય! એટલે? સદાની મુક્તિ એવું કાંઇ હશે કે નહિ એ પ્રશ્નનો વિચાર કરવાનીય હેને 'આળસ' હોય!

***

મ્હારૂં સરોવર જે તરફથી વહી જતું હતું ત્યાં મ્હેં દીવાલ બાંધી. ત્યારથી આ સરોવર ઉંચું ને ઉંચું ચ્હડવા લાગ્યું! એ મ્હારો સંયમ જ મ્હને

અલ્પ શક્તિવાળાએ બહુ જ 'કરકસરીઆ' થવું ઘટે; એ માટે જ 'નીતિ' એ યોજાઇ હતી. પણ ક્યાં અને કેટલા પ્રમાણમાં 'કરકસર' કરવી એ દરેકે પોતા માટે નક્કી કરવાનું હોય, અને એ પોતાનાં નિર્ણય પણ શક્તિની ભરતી-ઓટ થાય તેમ તેમ વખતોવખત બદલવા જોઇએ.

***

છતી શક્તિએ અને સ્હમજીને વિરોધને સહી લેવો એ મહત્તા છે, પરન્તુ એથીએ જબરી મહત્તા તો સત્તા જમાવી બેઠેલાં તત્ત્વો, માન્યતાઓ, વ્યાખ્યાઓ, ટેવો, રૂઢીઓ, ભાવો, ભાવનાઓ, અધ્યાસો, બંધારણો, ઇત્યાદિ સ્હામે વિરોધ કરવો અને તે છતાં પોતાનો આનંદ કાયમ રાખવો એમાં છે.

***

**અફસોસ!** — એક ખ્યાલને મ્હેં રસ્તા પરથી પકડયો, અને તે છટકી જાય નહિ એટલા માટે જે કાંઇ શબ્દો નજીકમાં નજીક હતા ત્હેમના પીંજરામાં ત્હેને પૂર્યો! પણ આ જડ-લુખ્ખા-શુષ્ક શબ્દોમાં તે મધુરૂં બુલબુલ મરી ગયું! અને હવે મ્હને ભાગ્યે જ 'ખબર' છે કે મ્હેં તે પક્ષીને પકડયું ત્યારે એટલો બધો આનંદ કેમ થવા પામ્યો હશે!

—૦

# પરમાત્મા શ્રી મહાવીરનો સમય

## ભારતનો પ્રાચીન કાળ

જૈન ધર્મનો ફરી ઉદ્યોત કરનાર શ્રી મહાવીર સ્વામી થયા તે પૂર્વેનો કાળ આર્યોના વિજયનો અને વિસ્તારનો હતો. ઇતિહાસ તરફ દૃષ્ટિ કરતાં જણાશે કે પ્રાચીન કાળમાં આર્યો પશ્ચિમથી નીકળીને સિંધુ નદી પરના પ્રદેશ સુધી આવી પહોંચ્યા પછી તેઓ ગંગા નદીની સપાટ ભૂમિ તેમજ દક્ષિણે કર્ણાટક સુધી અને ઉત્તરમાં હિમાલયની ઉંચી ખીણોમાં ફેલાયા. આ પ્રમાણે કેટલાક સૈકાઓમાં આર્યોથી હિંદી દ્વિપકલ્પ ભરાઇ ગયો. ત્યાં વસતા પહેલાંના લોકોના આ આર્યો સ્વામી બન્યા; અને તેમ બને તે સ્વાભાવિક જ હતું. કેમકે આર્યો પોતાની સાથે સંસ્કૃતિ-ઉત્કર્ષ લેતા આવ્યા હતા. આ પ્રમાણે પ્રથમ સ્થાપનાનું કાર્ય થયું. આ આર્યો ધીમે ધીમે હિંદના આદિવાસીઓ સાથે ભળવા લાગ્યા. ગોરી પ્રજા શ્યામ પ્રજામાં ભેળાઇ અને મોટા વિસ્તારનાં રાજ્ય (ચક્રવર્તી-વાસુદેવ આદિનાં) સ્થપાયાં. શ્યામ વર્ણ પ્રજાના જે લોક ખુણે ભરાઇ બેઠા નહિ તે આ આર્યોના દાસ બન્યા.

આ વિજય અને સંસ્થાન-સ્થાપનાનું પ્રાચીન કાર્ય ત્યાર પછી નવાં જુગમાં વળી નવા રૂપે મંડાયું. પૂર્વ કાળની આર્યપ્રજા હિંદના પ્રથમના વસનારા સાથે ભળીને વિશેષ શક્તિવાન પ્રજા બની હતી. ફરી બીજી વાર આર્યપ્રજાનો એક અંશ ભારત ઉપર ફરી વળ્યો, અને બીજી વાર સંસ્થાનસ્થાપનાનું કાર્ય થયું. આ વખતે શ્યામ પ્રજાથી ગૌર પ્રજાને દૂર રહેવાની અગત્ય લાગી. કારણ કે મિશ્રણથી અવનતિ થવાનો અનુભવ થયો હતો. આ અવનતિ સામે વિગ્રહમાં રક્ષણરૂપે જાતિભેદની સ્થાપના થઇ.

બેશક, ભારતમાંનો આ જાતિભેદ પ્રાચીન કાળમાં તેની સંસ્કૃતિ-વિકાસનું અંગ હતું, અને તે આવશ્યક અંગ હતું. પાછળથી આ જાતિભેદ ધર્મસિદ્ધાન્ત બન્યો; અને બ્રાહ્મણધર્મ તે ધર્મનો મેરૂ બન્યો. નૈવેદ્ય, સમર્પણ, બલિદાન એ આ ધર્મસ્વરૂપનો બીજો મેરૂ બન્યો અને વૈદિક સમય બાદ તેણે સંપૂર્ણ સ્વરૂપ ધારણ કર્યું વખત જતાં સૂત્રનો કાવ્ય-ધ્વનિ અદૃશ્ય થયો અને કંઇક ગૂઢ કલ્પના અને નિર્ણયોએ ધર્મ ઉપર છાપ પાડી. ધીમે ધીમે બલિદાન પુરોહિત સંપ્રદાયને બળે ધર્મક્રિયામાં પ્રધાન સ્થાન પામ્યું.

આ વખતે પુનર્જન્મનો સિદ્ધાન્ત અને વાન-પ્રસ્થ જીવન આ બે પ્રચલિત થએલાં હતાં. પુનર્જન્મ સિદ્ધાન્તમાં રહેલ બે ભાવથી સૌ અજ્ઞાત હતા. પ્રથમ ભાવ એ હતો કે મરણ પછી જીવન ચાલુ રહેતું નથી. પણ બીજા કોઇ સ્વરૂપમાં જીવ રહે છે. બીજો ભાવ એ હતો કે તે દ્વારા વિશ્વવ્યવસ્થાની નૈતિક

યોજના રચાય છે. એટલે પાપપુણ્ય એકીજન્મમાં પુરાં ભોગવાઇ શકતાં ન હોવાથી સારાંનરસાં કાર્યનાં પરિણામ અન્ય જન્મમાં ભોગવવાનાં છે તે ખ્યાલ રાખી સૃષ્ટિમાં નીતિ પ્રચલિત બને છે. આ ભાવનું સત્ય અદૃશ્ય થએલ હતું તે તેમજ બલિદાનમાં થતા પશુવધની સામે અહિંસાનું સ્વરૂપ જગતને ફરી બતાવવા શ્રી મહાવીર સ્વામીનો જન્મ થયો.

### શ્રી મહાવીરનો સમય

ક્રાઇસ્ટ પૂર્વેના છઠ્ઠા સૈકામાં નવનવા મતો પ્રકટી નીકળે છે. પુરોહિત સંસ્થાથી તેમજ તેના બલિદાન ધર્મથી કંટાળી અનેક વિચારકો તે સામે પોકાર ઉઠાવે છે અને એવો ધર્મ શીખવવા પ્રયત્ન કરે છે કે જેથી એકબીજાની વિરૂદ્ધ જતા અનેક મતોને એક સંપ્રદાયમાં ગોઠવી શકાય અને તેથી ધાર્મિક ક્રિયાઓને એક નવી ભૂમિકા ઉપર સ્થાપી શકાય.

આવા અનેક વિચારકોનાં નામ આપણને વિદિત છે; તેમાં જમાલિ, ગોશાલ, તિસ્સગુપ્ત, કાલામ, ઉદ્દક, મહાવીર અને બુદ્ધ મુખ્ય છે. પણ આમાંથી માત્ર બે જ નામ તે કાળના અંધકારમાં સૂર્ય માફક પ્રકાશી નીકળે છે, જ્યારે બાકીનાને આપણે માત્ર અસ્પષ્ટભાવે નામથી ગ્રહ રૂપે પ્રકાશતા હોય તેમ જાણીએ છીએ.

માત્ર આ બે જ પોતાના ધર્મસંઘ સ્થાપી શક્યા છે, જે આજ સુધી અખંડ પ્રવાહે ચાલતા આવ્યા છે, જેમાં તેમના વિચારો અને આચારો પ્રબળ રૂપે કાર્ય કરી રહ્યા છે, અને જેમાં સૈકાઓ જતાં ગદ્ય અને પદ્ય રૂપે હજારો સાહિત્યગ્રંથો રચાતા રહ્યા છે. આ બે પુરૂષો તે શ્રી મહાવીર અને શ્રી બુદ્ધ. તેમના પ્રવર્તાવેલ-પુનઃ સ્થાપેલ અને આજ સુધી જીવંત રહેલ સંઘે કરી અને સંઘને સાહિત્યે કરી આપણને સ્પષ્ટ રૂપે પ્રકાશ આપે છે; અને તે દૂરદૂર અંધકારમાં પણ સૂર્ય સમાન પ્રકાશી રહ્યા છે.

તેમાં પણ કાળે કરી બૌદ્ધધર્મ પોતાની માતૃભૂમિમાંથી વિલય પામ્યો છે; છતાં પણ દુનિયાના અર્ધા ભાગની વસ્તીનો તે ધર્મ બનેલ છે. જૈનધર્મ તે પોતાની માતૃભૂમિમાં પગભર રહેલ છે અને તે ટકે તેવો જ છે.

આ પ્રમાણે પ્રાચીનકાળ તથા શ્રી મહાવીરના સમયનો વિચાર કરી તેમનાં નામ વિગેરેમાં શું ભાવ છે તે તપાસીએ. તેમનું પુણ્યમય ચરિત્ર વિસ્તારથી પર્વ દિવસોમાં સાંભળીએ છીએ. પણ આ નવીન તેજ અર્પતું અને ઇતિહાસને દૃષ્ટિ સમક્ષ ખડો કરતું સ્વરૂપ વિચાર્યા વગર રાખવું તે યોગ્ય નથી.

શ્રી મહાવીર=મોટા વિજેતા. તેઓને અર્હન્ત=શત્રુને હરનાર, અર્હત્ (પૂજ્ય), જિન=જીતનાર અને તીર્થંકર=તારણહાર કે માર્ગદર્શક-ભોમીયો આદિ નામે સંબોધાય છે. તે ઉપરાંત તે જ્ઞાતૃપુત્ર રૂપ કુલ નામે પણ વિખ્યાત છે. તેમનું મૂળ નામ — ધરતું નામ વર્ધમાન=વધતા જતા, પણ જાણીતું છે. સાધુઓમાં વીર તે છે કે જે સૌથી વિશેષ કષ્ટ સહન કરે — જે તપશ્ચર્યામાં આગળ વધે. એટલે મહાવીર એટલે મહા તપસ્વી અર્થ પણ થાય. પ્રાચીન ભારતમાં તપસ્ કે તપનો વિચાર કરતાં વીરસ્થાનનો વિચાર થતો, અને તેનો અર્થ તપશ્ચર્યા થતો. એટલે કે વનમાં નિશ્ચળ બેસવું, વીરરૂપે સિદ્ધ થવું, હવાપાણી તેમજ બીજાં કષ્ટોની પરવા ન કરવી. સ્વાભાવિક રીતે આનો હેતુ એવો ન હતો કે પોતાનું વીરત્વ જાહેર કરવું, પણ માત્ર કષ્ટથી શરીર અને ઇંદ્રિયોનું દમન કરવું. એટલા જ માટે શ્રી મહાવીર તે મહાન તપસ્વી.

[ પ્રો૦ એર્ન્સ્ટ લાંઇમાન લિખિત જર્મન બુદ્ધ મહાવીર નામના નિબંધમાંથી. ફેરફાર સાથે. ]

ચીમનલાલ દ. શાહ
ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ.

## તંત્રીની નોંધ

(ચાલુ પૃ. ૪૮થી)

### ૪ ગૂજરાતનો પ્રાચીન ઇતિહાસ

ગૂજરાતનો પ્રાચીન ઇતિહાસ એટલે ટૂંકામાં કહીએ તો ગૂજરાતમાં જૈનોનો ઇતિહાસ. શ્રી વનરાજ ચાવડો કે જેને ઉછેરનાર જૈન સાધુ, રાજ્યતિલક કરનાર જૈન શ્રાવિકા અને જેના રાજમંત્રી પણ જૈનશ્રાવક હતા તેના રાજ્યથી તે કરણઘેલાના રાજ્ય સુધીમાં મંત્રીપદે પરંપરાથી જૈનો જ હતા કે જેઓએ મંત્રી-અમાત્ય-મહામાત્ય તરીકે, દંડનાયક-સેનાપતિ તરીકે અને કોષાધ્યક્ષ તરીકે ઉજ્વળ કારકીર્દિ બતાવી રાજ્ય અને પ્રજાના હિતમાં તેમજ પોતાના જૈનસંઘના પ્રભાવ અને ગૌરવ સાચવવામાં પ્રબળ ફાળો આપ્યો છે. ગૂજરાતનો આ કાળનો ઇતિહાસ સંપૂર્ણપણે, વિશ્વસનીય પ્રમાણોથી સુંદર અને ઓજસ્વિની ભાષામાં જ્યારે લખાશે ત્યારે જ આપણા પૂર્વજોની શક્તિઓનું ભાન થશે ને ત્યારે જ તેમનાં કીર્તિગાન યથેષ્ટ કરી શકીશું. એ એક આનંદની વાત છે કે આવો ઇતિહાસ લખવાનું બીડું ગુજરાત પુરાતત્ત્વમંદિરના આચાર્ય મુનિ જિનવિજયજીએ લીધું છે. તેઓ જણાવે છે કેઃ—

'અમદાવાદમાં પુરાતત્ત્વમંદિરમાં રહીને હવે એક કામનો મેં દઢ સંકલ્પ કર્યો છે. ગુજરાતના ઇતિહાસનાં અંગોપાંગો ભેગાં કરવાં અને તેમને યોગ્ય રીતે સંકલિત કરી પ્રજા સમક્ષ મુકવાં. એમાં સૌથી પ્રથમ પાટણનો પ્રસ્તાવ હાથમાં લેવાનું ધાર્યું છે. પાટણની સ્થાપનાથી લઇ પતન સુધીનાં ૫૫૦ વર્ષોનો એ પ્રસ્તાવ થશે. એ પ્રસ્તાવનાં અંગભૂત જે જે સાધનો—શિલાલેખો, તામ્રપત્રો, પ્રશસ્તિઓ, ગ્રંથગત નોંધો વિગેરે જે કાંઇ — મળી આવશે તે બધાં ટીકા ટિપ્પણી સાથે પ્રકટ કરવાં અને તે ઉપરથી તરી આવતો ઇતિહાસ લિપિબદ્ધ કરવો. એ કામમાં મારે ગુજરાતના બધા વિદ્વાનોની સહાનુભૂતિ અને સહાયતા જોઇશે. તેમાં ખાસ કરીને જૈનવર્ગની. કારણ ગૂજરાતના ઇતિહાસનાં જેટલાં સાધનો જૈન માલિકી નીચે છે તેટલાં બીજે નથી. આ સંબંધી તમે તમારા વિચારો મને જણાવશો.'

અમે ઇચ્છીએ છીએ કે તે મુનિશ્રીનો દઢ સંકલ્પ તે ભીષ્મપ્રતિજ્ઞા જેવો દઢ, અટલ અને સતત કાર્યકર રહે. તેમને અનેક સદ્દઇચ્છાઓ થાય છે, અનેક સારાં કાર્યો કરવાનું મન થતાં અનેક કાર્યો હાથ ધરવા તેઓ જાય છે, તે પ્રત્યે ને તે માટે પ્રયાસ ને પ્રવાસ કરે છે, પણ તે કાર્યો એકધારાં સદોદિત યા લાંબા કાળ સુધી વેગવાન રહી શકતાં નથી. તેમના પુરૂષાર્થ બળથી પુનામાંની ભારત જૈન વિદ્યાલય સંસ્થા વિશાળ જમીન પર એક નાનું પણ સુંદર મકાન પ્રાપ્ત કરી શકી છે ને તે પણ અતિ દર્શનીય અને મનોરમ્ય સ્થળમાં; પણ તેમનાં બીજાં કાર્યો હજુ અધૂરાં છેઃ— ભાંડારકર ઇન્સ્ટીટ્યૂટમાં જૈનો તરફથી યોજના પ્રમાણે ભરાવા જોઇતાં નાણાંમાં હજુ થોડો અંશ બાકી છે. તેમાંના જૈન હસ્તલિખિત પુસ્તકોની વિસ્તૃત ટીપ કરવાનું તેમને સોંપાએલું તે પૂરી થઇ નથી. 'મહાવીર' પાક્ષિક કહાડ્યું તે બંધ પડ્યું છે; જૈન સાહિત્ય સંશોધક નામનું પુરાતત્ત્વનું ઉપયોગી ત્રિમાસિક બે ખંડ માંડમાંડ એટલે કે અનિયમિતતાથી નીકળી હમણાં તો સુપ્ત થયું છે. પુનામાં જૈન કુમાર મંદિરની સંસ્થાપના થોડા માસ પહેલાં થઇ તે વિશેષ ગતિ કરી શકશે કે નહિ તે અનિશ્ચિત છે, કારણકે ત્યાં હવે તેમની હાજરી પૂરી રહી શકવાનો સંભવ ઓછો થાય છે. તો તેમને અમારી નમ્ર વિનંતિ છે કે જે જે કાર્ય લેવાં તે પૂરાં કરીને જ — પગભર કરીને જ — છોડવાં, નહિ તો લેવાં જ નહિ.

ગૂજરાતનો ઇતિહાસ સાધનો મેળવી — મુદ્રિત કરાવી તેના પરથી તારવીને તેઓ લખવાનું જારી રાખશે તો તેમાં તેઓ અચૂક વિજય મેળવશે; કારણકે તેમને પુરાતત્ત્વનો અતિ શોખ છે, તે સંબંધી વિશાલ વાંચન કર્યું છે, પોતાની પાસે પ્રશસ્તિઓનો ને શિલાલેખોનો બહોળો સંગ્રહ છે, પુરાતત્ત્વમંદિરમાં પુસ્તકોનો જબરો જથ્થો છે, સંસ્કૃત પ્રાકૃત ભાષાનું ઊંડું જ્ઞાન છે, વિદ્વાન્ છે, ભાષા પર પ્રભુત્વ છે, નવીન પાશ્ચાત્ય શૈલીનો પરિચય છે, વગેરે આ કાર્યને ઉચિત એવા બધા ગુણ છે. વળી

તે માટે દરેક જૈન વિદ્વાન્ તેમજ સાહિત્યપ્રેમી જૈન તેમને દરેક રીતનો મદદ આપવામાં તૈયાર રહેશે અને અમે પણ રહીશું. આ ભગિરથ કાર્યમાં તેમને શ્રી સંઘની શુભાશીષ હો અને તેમાં તેમનો વિજય ઇચ્છીએ છીએ.

૫. વિમલસૂરિનું પઉમચરિયમ્

આ વીરાત ૫૦૮માં રચાયેલ પ્રાકૃત ગ્રંથ છે એમ ઘણા સમય થયાં શ્વેતામ્બર જૈનોમાં મનાતું આવ્યું છે અને બૃહત્ ટિપ્પનિકા કરનારે તે સંવત્ નોંધ્યો છે એટલે તે ટિપ્પનિકા કરનારના સમયથી અવશ્ય મનાતું આવ્યું છે એ સ્પષ્ટ છે

આ ગ્રંથ ભાવનગરની જૈનધર્મપ્રસારક સભા તરફથી જર્મન પ્રસિદ્ધ વિદ્વાન્ ડા૦ હર્મન જેકોબી પાસે સંશોધન કરાવેલો બહાર પડ્યો છે, પણ તેમાં તે ડાકટરની પ્રસ્તાવના કર્તાના પરિચય, કાલ આદિ સંબંધે નથી. તે લખાઇ હત તો ઘણો પ્રકાશ પડત. આ ગ્રંથ ઘણી સરલ અને પાણીના પ્રવાહ જેવી વહેતી શૈલીમાં રચાયેલ છે, અને તેજ પ્રમાણે દિગંબર પંડિત રવિષેણ મુનિના પદ્મપુરાણમાં સંસ્કૃતમાં ચરિત્ર છે તે જોતાં આબાદ એકબીજા વચ્ચે સામ્ય જણાય છે.

હમણાં આ ગ્રંથ સાહિત્યાચાર્ય રાવબહાદુર કેશવલાલ હર્ષદરાય ધ્રુવ વાંચે છે ને તેમને કંઇ સંદેહ પડતાં કોઇકોઇ બાબત ખુલાસો જૈનવિદ્વાનો પાસેથી મેળવે છે તેમણે તા. ૧૯-૫-૨૫ના કાર્ડથી પૂછાવ્યું હતું કે:—

'એક શંકા પડી છે. નાઇલગચ્છ અને નાગેન્દ્રગચ્છ એક કે ભિન્ન? નાઇલગચ્છની સ્થાપના ક્યારે થઇ? તેની પટ્ટાવળી મળી હોય તો મને જણાવશો.

'બીજું વિમલસૂરિના પઉમચરિયની પ્રશસ્તિમાં આખંડલભૂતિએ પ્રાકૃતમાં પૂર્વે પઉમચરિય રચ્યું હતું એમ કહ્યું છે! એ આખંડલભૂતિ કોણ? પ્રમાવિદ્દ ચરિતમાં મને ભાસ છે કે ઇન્દ્રભૂતિનું નામ આવે છે. એ ને આખંડલભૂતિ એક તો ન હોય? ઇન્દ્રભૂતિના દેશકાલ વિશે કાંઇ જાણવામાં હોય તો લખજો.'

આ સંબંધમાં પંડિત લાલચંદ્રજીને પૂછાવતાં તેઓશ્રી જણાવે છે કે:—

"આખંડલભૂતિ-ઇંદ્રભૂતિ એ બન્ને એક જ છે. તે મહાવીર સ્વામીના પ્રથમ ગણધર (શિષ્ય) ગૌતમ સ્વામીના નામથી સુપ્રસિદ્ધ છે, તેમનો દેશ-કાલ તેમના ચરિત્ર-રાસ વિ૦માં મગધ દેશ, મહાવીર પ્રભુનો સમાનકાલ સૂચવેલ છે.

"**નાઇલ** ગચ્છ-**નાગેંદ્ર** ગચ્છ કદાચ એક જ હોવાનો સંભવ છે. વજ્રસ્વામીના શિષ્ય વજ્રસેનસૂરિના શિષ્ય આર્ય **નાગિલ**થી **નાગિલ** શાખા નીકળ્યાનું કલ્પસૂત્રના પ્રાંતમાં જણાવેલ છે, તેમ એજ વજ્રસેન-સૂરિના નાગેંદ્ર વિ. ચાર શિષ્યોથી ચાર કુલો નીકળ્યાં જણાવ્યાં છે. એ સંબંધી પટ્ટાવલીમાં બહુ મતભેદ-ભ્રમ જેવું છે. સમય માટે પણ બહુ વિચારવાનું રહે છે. પઉમચરિયના કર્ત્તા આ **નાગિલ** શાખા (વંશ)ના હશે."

ત્યારપછી બીજા પત્રમાં ધ્રુવ મહાશય જણાવે છે કે:— "મારા સમજવા પ્રમાણે પ્રાકૃત પઉમ-ચરિઅ સંસ્કૃત પદ્મચરિત કિંવા પદ્મપુરાણનો અનુવાદ છે. છેલ્લા ગ્રંથનો કર્ત્તા દિગંબર રવિષેણ છે પ્રાકૃતનું સ્વરૂપ અને વૃત્તનો વપરાટ ધ્યાનમાં લેતાં નવમા દશમા શતકમાં પઉમચરિઅ રચાયું સંભવે છે. આ અટકળ ખરી ખોટી તપાસવા નાગેન્દ્ર-નાઇલ ગચ્છની પટ્ટાવલી મેળવવા ઇચ્છું છું. વસ્તુ-પાળના સમયના વિજયસૂરિ પઉમચરિઅના કર્ત્તા વિમલસૂરિના ગુરૂથી ભિન્ન જણાય છે. તમે કંઇ આ વિષયમાં પ્રકાશ પાડી શકશો; માટે તમને લખું છું."

આનો ઉત્તર આપવા માટે મુનિશ્રી જિનવિજયજીને પૂછતાં તેઓએ જણાવ્યું કે:— "રવિષેણાચાર્ય કરતાં વિમલસૂરિ અર્વાચીન હોય તેવો કોઈ પણ પુરાવો જાણમાં નથી; પરંતુ નવમા કે દશમા સૈકામાં વિમલસૂરિને માનવામાં આવે તે તો કોઈ રીતે ઘટી શકતું નથી, કારણ કે શક સંવત્ ૭૦૦ માં રચાયેલ દાક્ષિણ્યાંકસૂરિના કુવલયમાલાના ઉપોદ્ઘાતમાં વિમલ-સૂરિનો સ્પષ્ટ ઉલ્લેખ છે. તે જ ગ્રંથકારે વિમલસૂરિ તેમજ રવિષેણાચાર્ય બંનેનો ઉલ્લેખ કર્યો છે; અને

એક હારવંશ ચરિતના પણ વિમલાંક નામથી એટલે વિમલસૂરિની કૃતિ તરીકે ઉલ્લેખ કર્યો છે, એટલે દાક્ષિણ્યચિન્હસૂરિ પહેલાં વિમલસૂરિ થયા એ સ્પષ્ટ છે; તેમજ ભાષા અને વૃત્ત ઉપરથી ચોક્કસ અનુમાન કરી શકાય તેવી વસ્તુસ્થિતિ હજુ નિર્ણિત નથી. ”

દિગંબર વિદ્વાન નાથુરામ પ્રેમીજીને પૂછતાં તેમની પાસેથી જણાયું કે “મને હમણાં સુધી એમ લાગતું કે રવિષેણે વિમલસૂરિના પ્રાકૃતમાંથી સંસ્કૃત કર્યું જણાય છે, પણ તેમ કર્યું હોય તો રવિષેણ જેવા વિદ્વાન્ અમુક ગ્રંથ પરથી પોતે સંસ્કૃત કર્યું છે એવો ઉલ્લેખ કરે નહિ એમ ન બને, તેથી તે બાબત તેટલી શંકાવાળી હતી.” વળી વિશેષમાં તેમણે એ જણાવ્યું કે એક દિગંબર શ્રાવકે વિમલસૂરિનું પઉમચરિયં આખું વાંચ્યું છે તે પરથી એમ આપનારા હોવાથી કર્તા પણ દિગંબર હોવા ઃ કારણકે શ્રીમહાવીર વિવાહિત-પરણેલા હતા, તેમ તેમનો ગર્ભાપહાર થયો હતો એ શ્વેતામ્બરો મ છે તેમ દિગંબરો માનતા નથી ને તેજ પ્રમા પઉમચરિયં માં મહાવીરને અવિવાહિત જણાવ્યા ને ગર્ભાપહાર તેમનો થયો એવું જણાવેલું નથી.

અમોને આ ગ્રંથ મળ્યો નથી અને અમે વાં વિચાર્યો નથી તો આ સંબંધમાં આપણા વિદ્ સાધુઓ કંઇ વિશેષ અજવાળું પાડશે કે ક શ્વેતામ્બર કે દિગંબર, કર્તાનો સમય વીરાત્ પ કે પછી, તેઓનો વંશ, શાખા વગેરે શું? : કેશવલાલ પ્રેમચંદ મોદી જેવા ડાક્ટર હર્મન જેકો સાથે પત્રવ્યવહાર કરી આ બાબતમાં ખુલાસો તેમ પાસેથી મેળવશે એમ સાથે સાથે આશા રાખી છીએ.

# શ્રી મહાવીર પ્રવચન

## શરીર

*एवं खलु अम्मयाओ माणुस्सगं सरीरं दुक्खाययणं विविहवाहि सयसंनिकेयं अट्ठियकट्ठुट्ठियं छिराण्हारु जालउवणद्धसंपिणद्धं मट्टियभंडं व दुब्बलं असुइसंकिलिट्ठं अणिट्ठवियं सव्वकालसंठप्पयं जराकुणिम जज्जरघरं च सडणपडणविद्धंसणधम्मं पुव्विं वा पच्छा वा अवस्सं विप्पजहियव्वं भविस्सइ ।।*

ભગવતી શતક ૯ ઉદ્દેશ ૩૩

(જમાલી ક્ષત્રિયકુમાર પોતાની માતા પાસે શરીરનું વર્ણન કરતાં જણાવે છે કે) હે માતા! એ રીતે મનુષ્યનું શરીર દુઃખનું આયતન-સ્થાન છે, વિવિધ સેંકડો વ્યાધિઓની ભૂમિ છે, હાડકાંરૂપ કાષ્ઠથી સ્થિત થયેલું-ટકેલું છે, શિરા-નાડીઓ અને નસોથી વીંટાયેલું છે, માટીના વાસણ જેવું દુર્બલ છે, અશુચિ-અપવિત્ર પદાર્થોથી ભરેલું છે, સર્વદા અનવસ્થિત છે, જરા અને મૃત્યુનું જર્જરિત ઘર છે, સડવાના-પડવાના અને વિધ્વંસ પામવાના સ્વભાવવાળું છે, પહેલાં કે પછી અવશ્ય એક વાર છૂટવાનું છે.

## સુખરૂપ તે દુઃખરૂપ

सव्वं विलविय गीयं सव्वं नट्टं विडंवियं ।
सव्वे आभरणा भारा सव्वे कामा दुहावहा ।।

ઉ. અ. ૧૩ ગા. ૧

સર્વગીત વિલાપરૂપ, સર્વનાટ્ય વિડંબના કરના સર્વ આભરણ ભારરૂપ અને સર્વ કામ (ભોગ દુઃખાવહ થાય છે — બને છે.

## લોક કેવો? તેનો કર્તા કોણ?

कालओणं लोए न कयाइं न आसी, न कयाइं भवइ न कयाइं न भविस्सइं । भविंसु य भवइ भविस्सइ य । धुवे णिइए, सासए, अक्खए अव्वा णिच्चे । णत्थि पुण से अंते ।। ભગ. શ. ૨ ઉ. ૧

લોક કોઇ ભૂતકાળમાં નહોતો એમ નથી, કો વખત વર્તમાનકાળમાં નથી એમ પણ નહિ, ભવિ ષ્યમાં કોઇ વખતે નહિ હોય એમ પણ નહિ; લો હતો, છે અને હશે. તે ધ્રુવ, નિયત, શાશ્વત, અક્ષ અવ્યય, અવસ્થિત અને નિત્ય છે, તેથી કદિ પ તેનો અંત નથી.

### જીવનું ભ્રમણ

\+ न सा जाई न सा जोणी । न तं ठाणं न तं कुलं ।।
न जाया न मुया जत्थ । सव्वे जीवा अणंतसो ॥
( સુયગડાંગ.

એવી (કોઇ) જાતિ નથી, એવી (કોઇ) યોનિ નથી, એવું (કોઇ) સ્થાન નથી, એવું (કોઇ) કુલ નથી (કે) જ્યાં સર્વ જીવો અનંતવાર જન્મ્યા ન હોય, મૃત થયા ન હોય.

एगया देवलोएसु नरएसु वि एगया ।
एगया आसुरं कायं अहाकम्मे हिं गच्छइ ॥
एगया खत्तियो होइ तओ चंडाल वुक्कसो।
तओ कीड पयंगो य तओ कुंथु पिपीलिया ॥
( ઉત્તરાધ્યયન સૂત્ર અધ્યયન ૩ )

— (આ જીવ) એકદા દેવલોકમાં, અને એકદા નરકમાં એકદા અસુરકાયમાં — જેવાં કર્મ તે પ્રમાણે ઉપજે છે-જાય છે; એકદા ક્ષત્રિય થાય છે, પછી (અન્ય ભવમાં) ચંડાલ, બુક્કસ (વર્ણશંકર-નીચ જાતિનો) થાય છે, વળી કીટ (કીડા), પતંગ, કુંથવા અને કીડીરૂપે (પણ) (અવતરે છે.)

अयणं भंते ! जीवे सव्वजीवाणं माइत्ताए पितित्ताए भाइत्ताए भगिणित्ताए भज्जाताए पुत्तताए धूयर सुण्हत्ताए उववण्ण पुव्वे ?

हंता गोयमा ! जाव अणंत खुत्तो.

अयणं भंते ! जीवे सव्वजीवाणं अरित्ताए वेरियर घायगत्ताए वहगत्ताए पडिणीयत्ताए पच्चामितर उववण्ण पुव्वे ?

हंता गोयमा ! जाव अणंत खुत्तो — ઇત્યાદિ

ભગવતી સૂત્ર ૧૨ મું શતક ૭ મો ઉદ્દે

(ગૌતમ સ્વામી શ્રી મહાવીરને પૂછે છે) ભગવન્! (આ) જીવ સર્વ જીવોની માતાપ પિતાપણે, ભાઇપણે, બ્હેનપણે, ભાર્યાપણે, પુત્રપ પુત્રીપણે, અને પુત્રવધૂપણે પૂર્વે ઉત્પન્ન થયો (ઃ આવ્યો હશે ?)

(ભગવાન્ કહે છે કે) હે ગૌતમ ! અનંતવ (... )

(ગૌતમસ્વામી પુનઃ પૂછે છે) હે ભગવન્! (આ જીવ, સર્વ જીવોના અરિ એટલે શત્રુપણે, વૈરીપં ઘાતકપણે, વધ કરનારપણે, પ્રત્યનીક (કાર્યઘાતક)પં પ્રતિમિત્ર (શત્રુને સહાય કરનાર)પણે પૂ ઉત્પન્ન થયેલો ?

(ભગવાન્ ઉત્તર દે છે ! હે ગૌતમ ! અનંતવ (... )

**અભયદાન**

दाणाण सेट्ठं अभयदाणं

—સૂય. અ. ૬

— (બધાં) દાનોમાં અભયદાન (જીવિતદાન) શ્રેષ્ઠ છે.

---

\+ સરખાવો —

तं किंचि नत्थि ठाणं लोए वालग्ग कोडि मित्तं पि ।
जत्थ न जीवा बहुसो सुहदुहपरंपरं पत्ता ॥

— એવું (આ) લોકમાં વાળના અગ્રભાગના એક ટુકડાના માપનું (પણ) કોઇ સ્થાન નથી કે જ્યાં બહુ વખત જીવોએ સુખદુઃખની પરંપરા પ્રાપ્ત કરી ન હોય.

# વિદ્યાર્થીઓને

[ તા. ૧૮-૭-૨૫ને રોજ મુંબાઈના શ્રી મહાવીર જૈન વિદ્યાલયના વિદ્યાર્થીઓ સમક્ષ પ્રમુખ તરીકે આપેલ ભાષણના મુદ્દા ]

૧. આલેશાન મકાન જૈનપ્રજાના સખાવતનાં પરિણામે તમે સૌ માટે તૈયાર થઈ ગયું છે. માત્ર મકાન તેમાં રહેલ આત્માની શોભા હોય તો જ શોભા આપે, નહિ તો મકાન નિશ્ચેતન પાણી પૂરેવાળું નિષ્પ્રાણ જ ગણાય. એ મકાનથી કે ૨૬ હજારના વાર્ષિક ખર્ચથી સંચાલકો પોતાનું ગૌરવ કે સર્વસ્વ માનતા નથી. તમો વદ્યાર્થીઓમાં જીવન અને શિક્ષણમાં ઉણી રહેતી બાબતો મળે અને તમારા જીવનમાં માત્ર વિદ્યાલયરૂપે વસતી-સ્થાનની ગંધ ન આવતાં ભાવી તરુણ ઉમદા જૈનો અને સુશિક્ષિત શહેરીઓ બનવાની તાલીમ પણ મળો અને તમે લ્યો એમ તેઓ ઇચ્છે છે.

૨. આવાં વિદ્યાલયનું વાતાવરણ પવિત્ર હોવું ઘટે કે જેથી ત્યાં આવતાં પોતે પવિત્ર બને છે એમ લાગે.

૩. ગુરુ આવે તેને વંદન કેમ થાય, 'ઇચ્છામિ ક્ષમાશ્રમણ' કેમ દેવાય, પંચાંગપ્રણામ કેમ થાય એ શીખવું જોઈએ. એ વિધિવાદ છે, એમાં સદાશય છે, એ માન આપવાની પ્રણાલી છે. તું ને બદલે તમે, તમે ને બદલે આપ કહેવાનું કારણ આપણા વડીલોને માન આપવાની શિષ્ટ પદ્ધતિ છે.

૪. બીજી શાળાઓમાંના વિદ્યાર્થીઓ કરતાં તમારામાં વિશેષ શું છે તેનો તમારે હમેશ વિચાર કરવો જોઈએ. આ કેળવણી માત્ર સ્વાર્થ-ખાતર નહિ પણ જૈનકોમની — જૈનધર્મની — દેશની સેવા કરવા માટે છે એ વિચાર તમારા જીવનમાં વણાઈ જવો જોઈએ, છતાં તમે બધા જ તમારું સર્વસ્વ કોમસેવા — ધર્મસેવા ને દેશસેવામાં જ અર્પશો એવી આશા રાખવી એ મૂર્ખાઈ છે, છતાં કોમ, ધર્મ ને દેશ માટે કાંઈક કરશો જ એટલું ઇચ્છવું વધારે પડતું નહિ ગણાય. કોમ, ધર્મ ને દેશસેવાના એકલા વિચાર કરવાથી જ કાંઈ વળે એમ નથી. તમારે તો એવું ભણવું જોઈએ કે બીજી શાળાઓના વિદ્યાર્થીઓ કરતાં તમે કોમ-ધર્મ ને દેશસેવા સારી રીતે કરી શકો.

૫. પણ એ સેવા કરવા માટે આરોગ્યની બહુ જરૂર છે. તમારું શરીર સારું, સુંદર અને સ્વચ્છ રહેવું જોઈએ. તમારે બહાદુર બની મન હમેશાં ચોખ્ખું રાખવું.

૬. જૈનોના મુખ્ય સિદ્ધાંત પૈકી અહિંસા અને સત્ય — એ જ ગાંધીજીના મૂળ સિદ્ધાંતો. ગમે તેમ થાય તોપણ તમારે જૂઠું બોલવું નહિ. વળી અહિંસા એટલે કીડી કે એવાં નાનાં પ્રાણીઓને ન મારવાં એટલું જ નહિ પણ કોઈનું મન દુભવવું નહિ. પરસ્પર સ્નેહભાવથી રહેવું વગેરે પણ છે. જે ગુણ બીજામાં નથી તે આપણામાં લાવવાનો હમેશ પ્રયત્ન કરવો. આ સત્ય અને અહિંસાના ગુણ કેળવવાનો હમેશાં અને જરૂર પ્રયત્ન કરજો.

૭. આપણી કોમ, ધર્મ ને દેશ ચઢે તેને માટે મોટામાં મોટું સાધન સ્વાતંત્ર્ય છે, તે મેળવવા આપણે જે કરીશું તે જ સાથે આવશે. આપણો ઉદ્ધાર આપણે હાથે જ થશે. સરકાર કે બીજાં કોઈ મંડળ પર આધાર ન રાખવો અને શ્રદ્ધા રાખવી કે કુદરત — ઇશ્વર સૌને મદદ કરે છે.

૮. તમારી સ્વતંત્રતા વધારવી એ શિક્ષકો, સુપ્રીન્ટેન્ડન્ટ અને મેનેજીંગ કમિટીનું કામ છે આજે તેઓને એમ કહેવું પડે છે કે તમે અમુક કરો,

અમુક ન કરો, પણ એક વખત એવો આવશે કે જ્યારે તમારૂં સ્વાતંત્ર્ય ખીલશે. સ્વાતંત્ર્યનો અર્થ સ્વચ્છંદ નથી—અતંત્રતા નથી.

૯. તમારામાં વિનય, નિરભિમાન અને દ્રઢતા તમે કેળવશો પણ દુરાગ્રહી કે હઠીલા તો ન જ થશો. નાના પાસેથી પણ શીખવાની વૃત્તિ રાખવી.

૧૦. જે કાંઇ શીખો તે શ્રદ્ધાપૂર્વક શીખો. ખરૂં ધર્મશિક્ષણ વૃત્તિને વિશાળ કરે, સર્વના દૃષ્ટિબિંદુઓને એકત્રિત કરી તે સર્વનું પૃથક્કરણ અને સમન્વય કરી સારગ્રાહી બનાવે અને અન્ય મત-સંપ્રદાયો પ્રત્યે સહિષ્ણુતા રખાવે. એવું ધર્મશિક્ષણ મેળવો.

૧૧. "ગુજરાતના સાહિત્યમાં, ગુજરાતના સંસારમાં, ગુજરાતના ઇતિહાસમાં જૈન, શૈવ, વૈષ્ણવ અને ઇસ્લામી સંપ્રદાયો એટલા ગુંથાએલા છે કે એ સંપ્રદાયોને પીછાન્યા વિના આદરેલા ગુજરાતના હિતચિન્તકોના પ્રજાની ઇતિસિદ્ધિના સદ્યત્નો અધુરા જ રહેવાના."

### સંયમન

૧૨. આ જમાનો અસંયમનનો છે. નાટકશાળા, સીનેમા, કેન્સીંઝરો લોકરુચિને ઉન્નત કરવા બદલે લોકભાવનાને નીચી પાડે છે. નવલકથાઓનાં વાંચન વધી ગયાં છે કે જેમાં અધમ વાસનાને પ્રેરનારૂં તત્ત્વ પ્રાયઃ વધુ હોય છે. આથી સંયમ, ઇંદ્રિયનિગ્રહ રહેવા મુશ્કેલ જણાય છે. આપણા તીર્થંકરોએ धम्मो मंगलमुक्किट्ठं अहिंसा संजमो तवो — અહિંસા, સંયમ અને તપ ઉત્તમ મંગલરૂપ ધર્મ કહ્યા છે. સંયમ પર આઠ મૂકી નવ વાડો બાંધી આપી છે તે દરેક વાડ પર વિચાર કરશો તો જણાશે કે તેની ગુંથણી કરનારા ખરા તત્ત્વદ્રષ્ટા હતા.

(૧) વિવિક્ત વસતિ સેવા — સ્ત્રી પશુ નપુંસકરહિત એકાંત સ્થળનું સેવન.

(૨) સ્ત્રીકથા પરિહાર — સ્ત્રીઓની કથાનો ત્યાગ.

(૩) નિષદ્યાનુપવેશન — નિષદ્યા એટલે સ્ત્રીની બેસવાની જગા વસ્તુ પર બેસવું નહિ. સ્ત્રી બેઠી હોય પછી બે ઘડી સુધી બ્રહ્મચારીએ ત્યાં બેસવાનો ત્યાગ કરવો.

(૪) ઇંદ્રિયાપ્રયોગ — સ્ત્રીનાં શરીર-અંગોપાંગાદિ, નેત્રાદિ ઇંદ્રિયનો પ્રયોગ કરી ન જોવાં.

(૫) કુડ્યાંતરદાંપત્યવર્જન — એક ભીંતને આંતરે સ્ત્રીપુરૂષનું યુગલ રહેતું હોય એવા સ્થાનનો ત્યાગ.

(૬) પૂર્વક્રીડિતાસ્મૃતિ — પૂર્વ ક્રીડાનું સ્મરણ ન કરવું.

(૭) પ્રણિતાભોજન — પ્રણીત એટલે અતિસ્નિગ્ધ-ચીકણા પદાર્થોનું ભોજન ન કરવું.

(૮) અતિમાત્રાભોગ — અતિશય-પ્રમાણ-માત્રાથી અધિક આહારનો ભોગ ન કરવો.

(૯) વિભૂષાપરિવર્જન — અલંકારાદિ શૃંગારિક શોભાનો-ઉપકરણનો ત્યાગ.

આવી વાડો અત્યારે જેવી અનીતિ જોવાય છે તેવી અને તેટલી અધમ અનીતિ પૂર્વે પ્રવર્તતી હતી એમ સૂચવતી નથી, પણ મનનું બંધારણ જ એવું છે કે જે ઉર્ધ્વગમન કરવાને બદલે જ્યાં ઢોળાણ હોય ત્યાં નમી જાય છે — નીચી ગતિ કરે છે અને તે સમજીને જ તે રચવામાં આવી છે. તેના રચનારા જબરા Pyschologists-માનસશાસ્ત્રીઓ હતા. ઢોળાવે એકદમ ઉતરાય અને ચઢાવ આવે ત્યારે દમ લઇ આસ્તે આસ્તે ચડાય. ઉર્ધ્વગમન દુર્લભ છે, અધોગમન સુલભ છે.

બ્રહ્મચર્ય શુદ્ધ રીતિથી પાળી, ધર્મશિક્ષણ મેળવી ધર્મપરાયણ રહી, વડિલ ગુરુજન પ્રત્યેની સંપૂર્ણ ભક્તિ રાખી, દેવ-ગુરુ પૂજા કરી, શુદ્ધ ચારિત્રવાન્ અને આદર્શ જૈન બની જૈનધર્મ, સમાજ અને દેશની પ્રગતિમાં સ્તંભરૂપ પ્રબલ પુરૂષાર્થી વીર થાઓ એ હૃદયની વાંછના પ્રકટ કરી મારૂં આજનું વક્તવ્ય પૂર્ણ કરૂં છું.

# ભારતનો જૈન સંપ્રદાય

## (જર્મન પ્રોફેસર ડા. જે. સી. બુહલરના ગ્રંથનું ભાષાંતર)

(ગતાંકથી ચાલુ)

જગત્-'લોક' ( આ શબ્દમાં માત્ર દશ્ય જગત જ નહિ, પરંતુ અતિ હદ બહારના તરંગથી વર્ણવેલા કલ્પિત દ્વીપો, બ્રાહ્મણોની વિશ્વરચના ઉપર નવી શોધ કરીને જણાવેલા સ્વર્ગો તથા નરકોનો પણ સમાવેશ થએલ છે. ) સરજાએલું નથી એટલે કે જગતનો કોઇ કર્તા માનવામાં આવ્યો નથી. કોઇ પણ શાસક વગર તે તેનાં મૂલતત્ત્વોના જોરથી વિદ્યમાન છે અને અનંતકાળ સુધી રહેવાનું. આ જગતનાં મૂલતત્ત્વો છ ' દ્રવ્ય ' છે — જીવ, ધર્મ અથવા નૈતિક પુણ્ય, (? અનુવાદક) અધર્મ અથવા પાપ, (? અનુવાદક ) આકાશ, કાલ, જડના અણુઓ-'પુદ્ગલ'. જડના અણુઓના સંમિશ્રણથી ચાર મૂલતત્ત્વો — પૃથ્વી, અગ્નિ, પાણી, વાયુ અને વિશેષમાં ઇંદ્રિયથી જોઇ શકાય તે આ લોકમાં શરીરો તથા બીજા દેખાવો તેમજ ઇંદ્રિયથી અગોચર એવા લોકોના દેખાવો ઉત્પન્ન થાય છે. આ દેખાવોનાં સ્વરૂપોમાં પ્રાયઃ પરિવર્તન થતું નથી. માત્ર મનુષ્યદેહો અને તેઓની આયુ પુણ્ય કે પાપની ઓછીવધતી અસરના પરિણામે અમાપ લાંબા કાળોમાં — અવસર્પિણી અને ઉત્સર્પિણી દરમ્યાન ઘટે છે યા વધે છે. જીવોમાં દરેક જીવ પોતાની મેળે જ સ્વતંત્ર છે. તે સત્ રીતે વિદ્યમાન છે અને તેનામાં મુખ્ય ચોખ્ખી બુદ્ધિ હોય છે અને કાર્ય કરવા પ્રત્યેની લાગણી ધરાવે છે. આ જગત્માં તેઓ હમેશાં સશરીરી—દેહથી બદ્ધ હોય છે. આ રીતે બદ્ધ થવાનું કારણ એ છે કે તેઓ પ્રવૃત્તિના દબાણને, મનોવૃત્તિઓને, ઇંદ્રિયની વાસનાઓને અને મનમાં કલ્પેલી વસ્તુઓને આધીન હોય છે અથવા તો મિથ્યા દર્શનથી વાસિત હોય છે. જે કાર્યો તેઓ શરીરમાં રહી કરે છે તે ' કર્મ ' પુણ્ય અને પાપ છે. આ તેઓને — જ્યારે એક શરીર તેની હયાતિના સંજોગ પ્રમાણે મૃત થાય છે ત્યારે બીજા દેહમાં ધકેલે છે. તે કેવો દેહ—ભવ લેશે તેનો આધાર જે જાતનાં કર્મ કરેલ હોય છે તેના પર છે અને તેનો નિર્ણય ખાસ કરી મરણ પહેલાં જે છેલ્લા વિચારો તેમાંથી ઉદ્ભવે છે તેના પરથી થાય છે. સદ્ગુણ દેવોનાં સ્વર્ગોમાં લઇ જાય છે અગર તો ઉંચા ખાનદાન કુલોમાં મનુષ્ય રૂપે જન્મ આપે છે. પાપ જીવોને નરકમાં લઇ જાય છે, પશુઓના શરીરમાં, વનસ્પતિમાં, અગર અચેતન જડમાં પણ ભવસ્થિતિ આપે છે. કારણ કે — જૈનોની માન્યતા પ્રમાણે — જીવો ઇંદ્રિયજન્ય રચનાઓમાં જ રહે છે એટલું જ નહિ પણ દેખાતા મૃત ઢગલામાં, પથ્થરમાં, માટીના પિંડામાં, જલબિંદુમાં, અગ્નિમાં અને વાયુમાં પણ હોય છે. અચેતન — જડ ઢગલામાં તેની બુદ્ધિનો પ્રકાશ — જ્ઞાનજ્યોતિ સંપૂર્ણ રીતે ગુપ્ત હોય છે; તે ચેતના ખોઇ બેસે છે, સ્થાવર રહે છે અને તે જે શરીરમાં હોય તેના પ્રમાણ પ્રમાણે તે નાનો મોટો હોય છે. ઇંદ્રિયજન્ય રચનામાં તે હમેશાં ચેતનાવાળો હોય છે. તે છતાં તે જંગમ કે સ્થાવર રહે અને તેને પાંચ, ચાર, ત્રણ, બે કે એક ઇંદ્રિય હોય તેનો આધાર તે રચના જેવી હોય તેના પર રાખે છે.

મનુષ્યદેહમાં રહેલા આત્માનાં બંધનો જે કારણો તેમને આવરિત-બદ્ધ કરે છે તે કારણોને અટકાવવાથી અને કર્મનો નાશ કરવાથી ટાળી શકાય છે.. તે કારણોને અટકાવવાનું ચંચલ થવાની ઇચ્છાનો નિરોધ કરવાથી અને ઇંદ્રિયદમન કરી વિષયેચ્છાનો સંયમ કરવાથી અને સમ્યગ્ દર્શન ચુસ્ત રીતે રાખવાથી બની શકે છે. આ રીતે નવાં કર્મોની નવાં પુણ્ય યા નવાં પાપની વૃદ્ધિ અટકાવી શકાશે. પૂર્વ ભવોનાં બાકી રહેલાં કર્મનો નાશ તેનો ભંડોળ ખર્ચી નાંખવાથી વેદી નાંખવાથી યા તો તપશ્ચર્યાથી કરી શકાશે ને તેમ કરવાથી છેલ્લી અવસ્થા એવી આવે છે કે વિશ્વવ્યાપી જ્ઞાન—કેવલજ્ઞાન—નિર્વાણ યા મોક્ષ પ્રાપ્તિ થાય. મોક્ષ એટલે સર્વ બંધનોથી

મુક્તિ. આ અંતિમ સાધ્યો આત્મા દેહધારી હોય ત્યારે પણ મેળવી શકાય. તે છતાં દેહ પડી જાય, ત્યારે આત્મા જૈન કહે છે તેમ જૈન પરિભાષામાં અલોકમાં એટલે કે જિન 'મુક્ત'ના સ્વર્ગમાં આ લોકની બહાર [10] ભમે છે. ત્યાં તે શાશ્વત તેના શુદ્ધ જ્ઞાનમય સ્વરૂપમાં અખંડપણે રહે છે. તેની સ્થિતિ સંપૂર્ણ શાંતિ—અભંગ (કોઇથી ભાંગે નહિ તેવી) શાંતિની હોય છે. આ પ્રધાન મૂલ વિચારોની સિદ્ધિ એટલી બધી ઝીણી અને અપૂર્વ કલ્પનામય વિગતોમાં ઉતરી વિદ્વત્તાભરી શૈલીથી કરવામાં આવી છે અને તેના બચાવમાં સ્યાદ્વાદ[11] –'તેમ હોય' એવો સિદ્ધાંત મૂકવામાં આવ્યો છે. તે વાદ તે એક પ્રકારની એવી તર્કપદ્ધતિ છે કે તેનાથી એક જ વસ્તુનું અસ્તિત્વ અને નિષેધ પ્રતિપાદિત થાય. આ પદ્ધતિને બીજા હિંદનાં દર્શનોની પદ્ધતિ સાથે સરખાવવામાં આવે તો તે બૌદ્ધધર્મ કરતાં બ્રાહ્મણદર્શન સાથે વધુ સાદશ્ય ધરાવે છે. સાદશ્ય એક બીજા સાથે જોતાં એ જણાય છે કે પાંચ મહાભૂતને બદલે ચાર તે માને છે. જૈન ધર્મ સર્વ બ્રાહ્મણ ધર્મો અને બૌદ્ધધર્મ સાથે પોતાના વિશ્વઘટનાના અને કાલવિભાગોના ખ્યાલ સાથે સંબંધ ધરાવે છે અને કર્મના સિદ્ધાંત સંબંધમાં આત્માનાં બંધન તથા મુક્તિના સંબંધમાં તેમની સાથે સર્વથા મળતાપણું ધરાવે છે. અનીશ્વરવાદ એટલે જગતની સૃષ્ટિ કોઇએ કરી નથી એવો મત જૈનમાં હોઇ ને બૌદ્ધધર્મ તથા સાંખ્યદર્શન સાથે મળતાપણું ધરાવે છે. તેનું માનસશાસ્ત્ર સાંખ્યના સાથે એવી રીતે મળતું આવે છે કે બન્ને અસંખ્ય સ્વતંત્ર આત્માઓ માને છે. પણ આત્માની ચંચળતા (યોગ) અને આત્માનું જડના સમૂહમાં વહેંચાવું એ મતો વેદાંત સાથે મળતા આવે છે, કારણ કે વેદાંતમાં એમ છે કે આત્મતત્ત્વ તે દરેક વિદ્યમાન વસ્તુમાં પ્રવેશ પામે(લે) છે. આત્માના સિદ્ધાંતનો વધુ વિકાસ કરતાં 'પ્રત્યેક આત્માઓ' અને 'જીવંત પ્રાણીઓ' કે જેને જૈન અને બ્રાહ્મણ બન્ને ધર્મો **જીવ** એવું એક જ નામ આપે છે, તેના ખ્યાલો ગુંચવાડા ભરેલા થયા હોય એમ ભાસે છે. આકાશ અને કાલ જંતેને સાચા પદાર્થ— દ્રવ્ય તરીકે લેખવાની જૈન માન્યતા પણ વૈશેષિક દર્શનમાં જોવામાં આવે છે. **ધર્મ** અને **અધર્મ** એને દ્રવ્ય તરીકે ગણવામાં જૈન દર્શન એકલું જ છે.

ત્રીજું રત્ન — **સમ્યક્ ચારિત્ર** કે જેનો સમાવેશ જૈનનીતિશાસ્ત્રમાં થાય છે, તેનો મહત્વનો ભાગ પાંચ મહાવ્રતો છે કે જે વ્રતો જૈનસાધુ દીક્ષા લેતી વખતે લે છે. તે સાધુ પશ્ચાત્તાપ કરતા બ્રાહ્મણની પેઠે અને તેના જેવા જ શબ્દોમાં પ્રતિજ્ઞા કરે છે કે — કોઇની હિંસા ન કરવી, અસત્ય ન બોલવું, બીજાની રજા વગર તેનું કંઇ પણ લઇ ન લેવું—ચોરી ન કરવી, પવિત્રતા શીલ રાખવું (બ્રહ્મચર્ય પાળવું), અને આત્મભોગ આચરવો. (પરિગ્રહ ન રાખવો). આ સાદા નિયમોનો અર્થ જૈનોએ તેમાં પાંચ કલમો કે જેમાંની દરેકમાં વિચારો, શબ્દો અને કાર્યો (મન વચન અને કાય)ને ખાસ લગતા એવા ત્રણ જુદાં જુદાં સક્રિય પાપસાધનો નાખેલ છે તેનો સમાવેશ કરીને અત્યંત અસાધારણ રીતે વિસ્તૃત કર્યો છે. ઉદાહરણ તરીકે કોઇની હિંસા ન કરવી એ વ્રત લો કે જેના પર જૈનો સૌથી વધારે ભાર મૂકે છે. તેની અંદર જીવતાં પ્રાણીઓ, વનસ્પતિ અથવા મૃત જડની અંદરના જીવોનો વધ ન કરવો કે તેને ઇજા ન કરવી એટલાનો સમાવેશ થાય છે એટલું જ નહિ પણ તેમાં વળી જીવનની સર્વ રીતમાં, સર્વ હલનચલનમાં, અત્યંત અપ્રમાદ રાખવો પડે, શરીરની સર્વ ક્રિયાઓ પર જાગૃતિ

---

૧૦. જૈન સ્વર્ગ સંબંધે આગળ જુઓ. ડા બુહલર અલોક-જીવ વગરની વસ્તુઓ—દ્રવ્યો જ્યાં હોય છે તે જગ્યા-ને સિદ્ધોનું સ્વર્ગ માની લેવામાં ભ્રમિત થયા લાગે છે—ગુંચવાડામાં પડયા જણાય છે; પરંતુ આ સિદ્ધો તો સંસારની સીમાને ઉલ્લંઘી સંપૂર્ણતા પ્રાપ્ત કરનાર જીવો છે. તેઓનું વસતિસ્થાન અનુત્તર દેવોના ઉચ્ચામાં ઉચ્ચા સ્થાનની ઉપર છે —બર્જેસ.

૧૧. જુઓ નેબાનું પુસ્તિ દશ શત્રુંજય માહાત્મ્ય એમ. ૧૫ અથવા ઇંડિયન એંટિક્વરી પૉ૦ ૩૦ પૃ. ૨૪૦ ની નોટ ૪ —બર્જેસ.

સેવવી ઘટે કે રખે ને તેથી કોઇ જીવને ઇજા થઇ જાય;[૧૨] વળી તે વ્રતમાં હૃદય અને જીભ પર એવો જબરો કાબુ યા જબરૂં નિરીક્ષણ રાખવાનું અને એવા વિચારો અને શબ્દો તજવાનું છે કે જેથી કોઈ ક્લેશ કે કંકાસ ઉત્પન્ન ન થાય અને તેથી કોઇને ઇજા ન થાય. આવી રીતે આત્મભોગનો નિયમ (અપરિગ્રહ વ્રત) છે. તેમાં સાધુએ કોઇ ઘર કે દોલત ન રાખવી, એટલું જ નહિ પણ વિશેષમાં પ્રિય અને અપ્રિય વાસનાઓ પ્રત્યે સંપૂર્ણ વૈરાગ્ય-ઉપેક્ષા તેમજ સજીવ કે જડ વસ્તુ પ્રત્યે દરેક જાતની આસક્તિનો ત્યાગ આવશ્યક ગણેલ છે.[૧૩]

આ નિયમોનું હૃદયપૂર્વક પાલન કરવા ઉપરાંત **તપસ્**— તપશ્ચર્યા એ નિર્વાણ પ્રાપ્ત કરવાના ઇચ્છકને માટે સમ્યક્ ચારિત્રમાંનું અતિશય આવશ્યક છે. તપસ્ બે પ્રકારનું છે. આંતરિક (અંતરંગ) અને બહારનું (બાહ્ય). અંતરંગ તપનો સંબંધ આત્મ-નિયમન, મનને શુદ્ધ અને પવિત્ર રાખવા સાથે છે. તેમાં પાપનો પશ્ચાત્તાપ ગુરૂ પાસે તે પાપનો સ્વીકાર (આલોચના) અને તે માટે કરેલું પ્રાયશ્ચિત-તપ, ગુરૂઓ અને સર્વ સદ્ગુણીઓનો વિનય અને સેવા, ધર્મનો યા શાસ્ત્રોનો અભ્યાસ અને ઉપદેશ (સ્વાધ્યાય) જગતના દુઃખ શરીરની અશુચિતા વગેરેપર ભક્તિપૂર્વક ધ્યાન અને છેવટમાં આ સંસારની સર્વ વસ્તુઓનો ત્યાગ— આ સર્વનો સમાવેશ થાય છે. બીજી બાજુએ બાહ્ય તપમાં જૈનોના માનવા પ્રમાણે મિતાહાર, ભિક્ષા, સર્વ સ્વાદિષ્ટ ભોજનનો ત્યાગ, આત્મદમનના જુદા જુદા પ્રકારો જેવા કે અસ્વાભાવિક અને થકવે તેવા આસનોમાં બેસવું, ઇંદ્રિયોની ક્રિયાનો ખાસ કરી ઉપવાસોથી પ્રતિબંધ કે જે ઉપવાસ અમુક સંજોગોમાં ભુખમરાની હદ સુધી લઇ જવાય, એનો સમાવેશ થાય છે. દિગંબરોના કડક સિદ્ધાંત પ્રમાણે પોષણનો ત્યાગ કરી સ્વેચ્છાથી મૃત્યુ શરણ થવું એ જ્ઞાનની ઉંચામાં ઉંચી કોટિપર જનારા મુનિઓ માટે આવશ્યક છે. તેઓ કહે છે કે કેવલીઓ બીલકુલ ખાતા નથી. ઓછા કડક એવા શ્વેતાંબરીઓ નિતાન્ત અન્ન ત્યાગ સ્વીકારતા નથી પરંતુ તેવા ત્યાગને નિર્વાણના નિશ્ચિત દ્વાર તરીકે ગણે છે. તે છતાં આવા અનશન મરણને તેનું ખરેખરૂં ફળ (નિર્વાણ) મળે તે માટે મુનિએ તે સંબંધી જે સૂચનાઓ જણાવી છે તેને પૂરી રીતે અનુસરવાનું છે, નહિ તો તે માત્ર ભવનું ચક્ર લંબાવે છે.[૧૪]

આ સામાન્ય નિયમોમાંથી જિનના અનુયાયીના જીવન સંબંધી સંખ્યાબંધ વિશિષ્ટ નિયમો ઉદ્ભવે છે. દીક્ષા લીધી કે તુરત જ આત્મભોગ (અપરિગ્રહ) વ્રત તેને પોતાની કબજાની સર્વ વસ્તુઓ છોડી દેવાની અને ઘરબાર વગરના અજાણ્યા પ્રદેશોમાં હાથમાં ભીક્ષાપાત્ર રાખી ભટકવાની ફરજ પાડે છે, અને જો બીજી ફરજ વચમાં ન આવે તો તેને એક જ જગ્યાએ એક રાત્રિ કરતાં વધારે વખત કદિ પણ ન રહેવું જોઇએ. કોઇને હિંસા ન કરવી એ નિયમ જાળવવા તેને ત્રણ વસ્તુ પોતાની પાસે અવશ્ય રાખવી જોઇએ. ૧. પોતાને પાણી પીવા માટે ગાળવાનું વસ્ત્ર, ૨. સાવરણી (રજોહરણ), અને પોતાના મુખ આડું વસ્ત્ર કે જેથી જંતુઓ મરતાં

---

૧૨. દિગંબર સંપ્રદાય — ખાસ કરીને દક્ષિણહિંદમાં તો અવશ્ય આ બાબતમાં તદ્દન એટલા બધા ચુસ્ત કાળજીવાળા લાગતા નથી જેટલા પશ્ચિમહિંદના શ્વેતામ્બરો હોય છે.

૧૩. પાંચ મહાવ્રતો માટે જુઓ આચારાંગસૂત્ર ૨-૧૫ સે. બુ. ઇ. વૉ. ૨૨ પૃ. ૨૦૨-૨૧૦. તે માટે જૈનોનાં સંસ્કૃત નામો એ છે કેઃ—૧ અહિંસા ૨ સુનૃત ૩ અસ્તેય ૪ બ્રહ્મચર્ય ૫ અપરિગ્રહ. બ્રાહ્મણ સંન્યાસીઓ માટેનાં ૧ અહિંસા ૨ સત્ય ૩ અસ્તેય ૪ બ્રહ્મચર્ય ૫ ત્યાગ.

૧૪. ત્યાગીમાર્ગના સંબંધમાં સરખાવો લ્યુમન્નનું ઔપપાતિક સૂત્ર કલમ ૩૦ મહા પુરૂષોનાં અન્નત્યાગથી મરણો વર્ણવવામાં આવેલ છે. જુઓ વેબરનું ભગવતીસૂત્ર ૨,૨૬૬-૨૬૭; હોર્નલનું ઉપાસક દશા સૂત્ર પૃ. ૪૪-૬૨; આચારાંગ સૂત્ર સે. બુ. ઇ. માં વૉ. ૨૨ પૃ. ૭૦-૭૩ દિગંબરોમાં તે દર્શનોના વડાઓ હજુ પણ એક નિયમ પ્રમાણે આ વિધિનો ભોગ થાય છે. શ્વેતામ્બરોમાં પણ આવા પ્રકાર બને છે જુઓ કે. ફૉર્બસ રાસમાલા વૉ-૨ પૃ. ૩૩૧-૩૩૨ અથવા બીજી આવૃત્તિ પૃ. ૬૧૦-૬૧૧.

અટકે. તે વ્રત તેને ન્હાવાનો અને ધોવાનો બિલકુલ ત્યાગ કરવાનું અને ચોમાસાના ચાર મહિનામાં કે જે સમયે પ્રાણી અને વનસ્પતિના જીવો ઘણી મોટી સંખ્યામાં દેખા દે છે તેમાં (એક સ્થળે) રહેવાનું પણ ફરમાવે છે. ત્યાગમાર્ગ પાળવા માટે આ વિશ્રાન્તિ કાળના (ચોમાસાના) કોરામાં કોરા (ઉગ્રમાં ઉગ્ર; ઉપવાસો કરવા, પવિત્ર શાસ્ત્રોનો અતિ દૃઢ ચિત્તથી અભ્યાસ કરવો, અને ઉંડામાં ઉંડું ધ્યાન ધરવું એવો નિયમ છે. આવા નિયમથી ત્યાગીને-મુનિને એ પણ ફરજ પડે છે કે તેણે પોતાના વાળનો અતિશય દુઃખદ રીતિએ લોચ કરવો કે જે વાળ પૂર્વદેશના રિવાજ પ્રમાણે જ્યારે સંસાર ત્યાગ કરી દીક્ષા લેવામાં આવે છે ત્યારે તેણે કાઢી નાંખવા આવશ્યક છે — આ જૈનોના વિલક્ષણ વિશિષ્ટ રીવાજ હિંદના બીજા વૈરાગ્યવાનોમાં જોવામાં આવતો નથી.

**(૧) જ્ઞાનપંચમી અને તેનું ઉદ્યાપન (૨) જીવન ચર્યા (૩) કુમારિકા ધર્મ (૪) જૈનકાવ્ય પ્રવેશ.**

લેખક અને પ્ર. માવજી દામજી શાહ. મૂલ્ય દરેકના ચાર આના.

લેખકમાં ઉત્સાહ છે, ઉર્મિ છે ને વેગ છે. પ્રેરણા ને પ્રતિમા માગે છે. એવો ઉત્સાહ સર્વ લેખકોમાં હો — અને સાથે દીર્ઘચિંતન, તલસ્પર્શિત., મર્મભેદ અને પ્રતિમા સૂચિત પ્રેરણા હો એવી અમારી સદિચ્છા છે. જ્ઞાનપંચમીનું ઉદ્યાપન દરેક જૈનને ત્યાં — ઘેર ઘેર હો. જ્ઞાનનાં સન્માન ઓછાં થયાં છે તે જ્ઞાનપંચમીનું ઉદ્યાપન લુપ્ત થયું છે તેને આભારી કાં ન હોય? જ્ઞાનપંચમીનું માહાત્મ્ય લેખકે પોતાના નિબંધમાં સારી રીતે જણાવ્યું છે ને તે ઉપરાંત રા. ન્યાલચંદ લક્ષ્મીચંદ સોનીએ વિદ્વત્તાભરી પ્રસ્તાવના લખી છે. અને લેખકને તેના નિબંધ માટે રૂ. ૨૫ પોતે આપેલ તે વાત એક સુશિક્ષિત જૈનને શોભારૂપ છે. દરેક જૈન બંધુ અને બહેન આ જ્ઞાનપંચમી પર નિબંધ વાંચી તેનું ઉદ્યાપન ચાલુ રાખશે.

જીવનચર્યા એટલે જીવવાની કળા-તેમાં ચારે આશ્રમ બતાવી નિયમિત વર્તન, આનંદી સ્વભાવ, સાદું જીવન અને ઉચ્ચ વિચાર, એ ગુણો કેળવવાથી શતાયુ જીવન અવશ્ય ગાળી શકાય એવો લેખકનો દાવો છે. દીર્ઘાયુષ્ય માટે જરૂરી નિયમો એ જ છે. દરેક નિયમ માટે ઘણું જાણવા જેવું ને લખવા જેવું છે. ટુંકમાં લેખકે ઠીક બતાવ્યું છે.

કુમારિકા ધર્મમાં જૂદા જૂદા પાઠો આપી દરેક કુમારિકાએ દરેક વિષય પર શું શું જાણવું ઘટે તે બતાવ્યું છે. હાલના શિક્ષણમાં સારાં પાઠ્ય પુસ્તકોનો મોટે ભાગે અભાવ છે ને તેમાં કન્યાઓના શિક્ષણ માટે તો પુસ્તકો અતિ અલ્પ છે ત્યાં આવા પ્રયાસો આદરણીય છે. આશા છે કે સમગ્ર ગુજરાત અને આખી જૈન સમાજ પોતાની કુમારિકાઓ માટે આ પુસ્તિકા અભિનંદશે જ અને ઉત્તેજશે જ.

જૈનકાવ્ય પ્રવેશ એ નામનો ગ્રંથ આ પત્રના તંત્રી તરફથી પ્રકટ થઇ ગયો છે તે કદાચ લેખકને માલૂમ નહિ હોય. તેમ હત તો આ નાની ચોપડીનું નામ તે જ તેઓ ન રાખત બીજી આવૃત્તિમાં જૈન કવિતા પ્રવેશ કે સ્તવન સ્વાધ્યાય એવું રાખશે તો ઉચિત થશે. આમાં સ્તવનોના ભેદ પાડી તેનો ક્યારે ઉપયોગ કરવો ઉચિત છે એટલું જ અન્ય કૃત સ્તુતિ, સ્તવન, સ્વાધ્યાય આપી બતાવ્યું છે. એ સિવાય બીજી નવીનતા નથી. કઠિન શબ્દોના અર્થ, ગૂઢ ભાવોનું સ્પષ્ટીકરણ, વિવેચન ઉમેરેલ હત તો આની ઉપયોગિતા યોગ્ય રીતે સિદ્ધ થાત. તોપણ આવો પ્રયાસ આદરણીય છે.

**સુવર્ણમાલા** ચૈત્ર ૧૯૮૧ રામજયન્તિનો અંક વર્ષ ૯ અંક ૭૯ પ્ર. શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી. શ્રી૦ રામચંદ્રને સમસ્ત આર્યપ્રજા હિન્દમાં પૂજે છે અને તેનાં પુણ્યશ્લોકી ગીતો ગાય છે તેમના જીવનમાંથી અનેક ઉદાત્ત ભાવોભર્યા શિક્ષણપાઠો મળે છે. શેઠ પુરૂષોત્તમજી ચિત્રકલાના જબરા શોખીન શ્રીમંત છે. તેવા કલાવિલાસીને હાથે ગુજરાતમાં તે કલાનો જબરો વિકાસ થયો છે તેમ કરવા માટે લક્ષ્મીઆર્ટ પ્રેસ નામનું મોટું મુદ્રણાલય કાઢી તે દ્વારા સુવર્ણમાલાના અંકો ઉત્તરોત્તર અત્યાર સુધી આ અંક સમેત ૭૯ કાઢ્યા છે અને તેમ કરી અનેક ચિત્રકારોને, લેખકોને ઉત્તેજન આપ્યું છે, એટલું નહિ પણ ગુજરાતને કલા પ્રત્યે અભિરુચિ દિનપ્રતિદિન વધતી જતી કરાવી છે. કેટલાંક વર્ષોથી અંગ્રેજી જાણનારા ને ગુજરાતી નહિ સમજનારા એવાઓને માટે ચિત્ર સંબંધી સર્વ હકીકત સમજી શકાય તે માટે અંગ્રેજીમાં તત્સંબંધી કથાપ્રસંગો ગુજરાતી ભાષામાં મૂકવા ઉપરાંત સમજાવવામાં આવે છે તેથી તેનો લાભ સમગ્ર હિન્દ અમુક અંશે લઇ શકે છે. આ દળદાર અંક છે. તેમાં રામચંદ્રજીના સંબંધે યુદ્ધકાંડનો પ્રસંગ લીધો છે અને તે ઉપરાંત ઇસુ ખ્રિસ્તના જીવન પ્રસંગો, રસવિનોદ, રાગમાલા, રાશિઓ સંબંધી પ્રાચીન શાસ્ત્ર, કહેવતો અને હિન્દની આખ્યાયિકાઓ પૈકી સાહુલ અને કર્મદેવીની આખ્યાયિકા ચિત્રિત કરી મૂકેલી છે તેથી ઘણું જાણવાનું મળે છે. છેવટે સુવર્ણમાલાને દીર્ઘાયુષ, વિશેષ સ્વદેશભાવનાપૂર્ણ વિકાસ ઇચ્છી ગુજરાતના ચિત્રકારો અને કલાને સર્વાંગપૂર્ણ વધુ વધુ કરવામાં આ માલા વિજયી થાય એમ અમે ઇચ્છીએ છીએ.

**પર્યુષણા સાહિત્ય અંક** — વીરશાસનનો. વીરાત્ ૨૪૫૧, પ્રકાશક વીરસમાજ, અમદાવાદ. જૈનોના પવિત્ર પર્વોમાં પર્યુષણપર્વ એ પર્વાધિરાજ છે. તેના આઠ દિવસમાં જૈન આલમ ધર્મક્રિયા અને ધર્મશ્રવણ કરે છે અને કલ્યાણમાર્ગે જાય છે. તેવા પર્વમાં દરેક પત્રકાર સુન્દર, ભાવનામય, વિચારોત્પાદક, ધર્મસંગત, વિષયો પૂરા પાડે, જૈનઇતિહાસ, સાહિત્ય, તત્ત્વજ્ઞાન, કથાનક આદિ સંબંધી લેખો આપે એ ઇચ્છવા યોગ્ય છે. તેમાં શૈલી મંડનાત્મક — વિષયપ્રતિપાદક — સરળ અને સુશ્લિષ્ટ હોય તે જ આ જમાનામાં અતિ આવશ્યક — રૂચિકર અને ઉપયોગી છે. ખાસ અંકમાં સ્થાયી અને ઉમદા સાહિત્ય જેને કહી શકાય તેવા લેખો આવવા ઘટે.

રાજર્ષિ ઉદાયન, શાહ બિરૂદ માટે ત્યાગ, એ કથાના લેખો તેમજ અન્ય લેખો લોકો માટે મનનીય છે. તંત્રીનો લેખ વિવાદાત્મક છે ને તેનો સ્ફોટ અત્ર નિરર્થક છે. શ્રીમન્ યશોવિજયજીએ શ્રીમાન વિજયકૃત ધર્મસંગ્રહ પર માર્જીનમાં જે સુધારો વધારો કરવા રૂપે સંશોધન કર્યું તે મૂલ પ્રતમાંથી ફોટો આપી તે મહા તાર્કિક શિરોમણીના હસ્તાક્ષર બતાવેલ છે તે ખરેખર પ્રશંસનીય છે. તેમના સ્વહસ્તાક્ષરમાં જંબૂસ્વામીનો રાસ પ્રવર્તક શ્રી કાન્તિવિજયજી પાસે છે વીરના શાસનનો ઉત્કર્ષ અને જય કરવામાં વીરશાસન મંડનશૈલી રાખી તડાંઓ—મતો-પક્ષો-કુટકુટો વર્ધમાન થતા જાય છે તેનો નિરોધ કરી તેમાં એકસંપી કરી કરાવી છિન્નભિન્ન થતી જતી સમાજનું સંગઠન કરવામાં પોતાનું વીર્ય ફોરવશે એમ હૃદયથી ઇચ્છીએ.

**જૈન એસોસીએશન ઑફ ઇન્ડિયા—સં. ૧૯૮૦ નો વાર્ષિક અહેવાલ—**પૃ તેના સેક્રેટરીઓ નામે શેઠ મણિલાલ સુરજમલ ઝવેરી તથા રા મગનલાલ મૂલચંદ શાહ — એ બે જ્યારથી મંત્રીપદે આવ્યા છે ત્યારથી આ સં. ૧૯૩૦માં સ્થપાયેલી સંસ્થા કંઇક કરી બતાવતી રહી છે. આ વર્ષમાં ઉપયોગી કાર્યો કરેલાં તે નોંધવા યોગ્ય છે. આબુ દેલવાડાનો નવો રસ્તો થયેલો કે જેમાં શ્વેતામ્બર મૂર્તિપૂજક શ્રીમંતો પાસેથી આ સંસ્થાએ ફંડ કરાવી સારો ફાળો આપ્યો છે તે ખુલ્લો મૂકાયો તેમાં રા. મણિલાલે હાજરી આપી પ્રસંગોચિત વિવેચન કર્યું હતું. આ રસ્તો થવાથી હવે યાત્રાળુઓ દેલવાડા મોટરમાં સીધા જઇ શકે છે તેમજ કોઇપણ સમયે કાંઇ પણ અડચણ સિવાય કેમ્પમાં પણ હરવાફરવા જઈ શકે છે. ઉદયપુર સ્ટેટના કાંકરોલી ગામમાં જૈનમંદિરને કરાયેલી આશાતના માટે સંસ્થાના પ્રતિનિધિઓ હાઇ કમિશનર નીમાવી આવ્યા હતા તે સંબંધી હજુ નીકાલ નથી થયો — પત્રવ્યવહાર ચાલુ રાખ્યો છે. શત્રુંજયાદિ તીર્થ સંબંધી પ્રશ્નોના નીકાલ લાવવા તથા તેને માટે ચળવળ કરવા શેઠ આણંદજી કલ્યાણજી સાથે પત્રવ્યવહાર ચલાવાય છે ને જેને પરિણામે કૉન્ફરન્સ પ્રસંગે આગેવાનોની મીટીંગ થઇ હતી. મુંબઇસરકારે જુદા જુદા કાયદાના ખરડાઓ સંબંધી પૂછાવેલ અભિપ્રાયો મોકલી આપ્યા છે. વિદ્યાર્થીઓને સ્કોલરશિપ અપાઇ છે. એકંદરે કામકાજ સંસ્થાને મહત્ત્વ આપે તેવું અને તેટલું કરી શકાયું છે. વાર્ષિક સભા સમયે પ્રમુખ સાહેબ શેઠ ગુલાબચંદ દેવચંદ ઝવેરીએ આખા વર્ષમાં જૈનસમાજની પ્રગતિની રૂપરેખા રૂપે આપેલું ભાષણ આમાં પ્રકટ થયું છે તે ખાસ વાંચવા જેવું ને મનનીય છે. વિશેષમાં આ સંસ્થાને અમારી સૂચના એ છે કે નિરાશ્રિત, પુસ્તકોદ્ધાર, જીર્ણમંદિરોદ્ધાર આદિની જે રકમ દર વર્ષે ઉપજે છે તે સવ દરેક વર્ષમાં યોગ્ય રીતે ખરચી નાંખવી ઘટે. સ્કોલરશિપ માટે વિશેષ જાહેરાતની જરૂર મંત્રીઓ સ્વીકારશે.

# શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ

## ૧ ઉપદેશકોનો પ્રવાસ

આ સંસ્થાના ઉપદેશકો મી. વાડીલાલ સાંકળચંદ, પુંજાલાલ પ્રેમચંદ અને ગુલાબચંદ શામજી કોરડીઆ, કે જેઓને સંસ્થાના પ્રચાર કાર્યાર્થે તેમજ શ્રી સુકૃત ભંડારફંડની ચાર આના વાળી યોજના અમલમાં મૂકવા માટે જુદાજુદા વિભાગોમાં મોકલવામાં આવ્યા છે તેઓના આવેલ રીપોર્ટ ઉપરથી જૈનસમાજની જાણ માટે ટુંક હકીકત નિવેદન કરવામાં આવે છે. મી. વાડીલાલ સાંકળચંદે ભાદ્રવા માસ દરમીઆન આકોલા, બાલાપુર, ખામગામ વિગેરે સ્થળોએ જુદા જુદા વિષયો પર ભાષણો આપ્યાં હતા. સંસ્થાના હેતુ જાહેરીઆત અને તેના લાભ વિગેરે સમજાવ્યું હતું અને ભાષણો આપ્યાં હતાં. ત્યાંના સંઘના પત્ર પરથી જણાય છે કે લોકો ઉત્સાહપૂર્વક રસથી ભાગ લે છે. મી. ગુલાબચંદ કોરડીઆએ પોતાનો પ્રવાસ કાઠીયાવાડમાં લખતરથી શરૂ કર્યો છે. ઉક્ત સ્થળે સ્ત્રીસમાજનો એક મેળાવડો પણ કરવામાં આવ્યો હતો અને તેઓની જુદી જુદી અવસ્થાઓમાં યોગ્ય અને આવશ્યકતાવાળી થઇ પડે તેવી ધાર્મિક, વ્યાવહારિક કેળવણી વિગેરે બાબતો ઉપર યોગ્ય વિવેચન કર્યું હતું. ત્યારબાદ વઢવાણ, સાયલા, વાંકાનેર, મૂળી, થાન, મોરબી વિગેરે સ્થળે મુલાકાત લીધી હતી અને ટુંક પ્રકારનું પ્રચારકાર્ય કર્યું હતું. ઉપરોક્ત બનેલા ઉપદેશકોએ જુદે જુદે સ્થળે સુકૃત ભંડારફંડની

...જનાના અમલમાં મૂકી હતી, અને ફંડમાં રકમો ભરવામાં આવી હતી. ઉપદેશક બાઇ પુંજાલાલ રામચંદે પોતાનો પ્રવાસ પાલણપુરથી શરૂ કર્યો હતો; ત્યાં જૈનભાઇઓ ઘણા ઉત્સાહથી તેના કાર્યમાં સહાનુભૂતિ આપી રહ્યા હતા. જુદા જુદા વિષયો ઉપર ભાષણ આપ્યા હતાં અને વધારામાં જૈન-સંસ્થાઓની મુલાકાત તેઓએ લીધી હતી અને જરૂર પડે યોગ્ય સૂચનાઓ કરી હતી. ત્યાંના ઉત્સાહી બાઇઓએ આ સંસ્થાના કાર્ય સંબંધે કેટલીક સૂચનાઓ પણ કરી હોવાનું ઉપદેશક મજકુર જણાવે છે અને તેના યોગ્ય ખુલાસાઓ પણ કરવામાં આવ્યા હતા. ત્યારબાદ ચીત્રાસણી, હેબત-પુર, મલાણા, બટામલ, ચંડીસર વિગેરે સ્થળોએ પણ જવાનું બનતાં ઉક્ત પ્રકારનું પ્રચારકાર્ય કરતાં સુકૃત ભંડારફંડમાં યોગ્ય રકમો ભરાવા પામી હતી. કેટલીક જગાઓએ જેવો જોઇએ તેવો સંપ જોવામાં આવતો નથી. અને તેથી એ વિષય ઉપર તેવા સ્થળોએ ખાસ પ્રયાસ તેમણે કર્યો છે, અને કેળવણી, હાનિકારક રિવાજો દૂર કરવા વિગેરે માટે બનતા પ્રયાસો કરવામાં આવે છે. શ્રી સુકૃતભંડાર ફંડમાં તેઓના પ્રવાસ દરમીઆન જુદા જુદા સ્થળોએ મલી જે જે રકમો આવી છે તેની નોંધ નીચેથી જણવામાં આવશે. આ યોજના મુંબઇમાં પણ ચાલુ થઇ છે. શ્રીલાલબાગ ઉપાશ્રયમાં પૂજ્ય મુનિ મહારાજશ્રી પં. શ્રી લલિતવિજયજી મહારાજના અધ્યક્ષપણા નીચે મળેલી જાહેર સભાનો અહેવાલ અન્ય સ્થળે પ્રકટ થવા મોકલવામાં આવ્યો હતો. તે પરથી જણાશે કે આ યોજના અમલમાં મુકાઇ છે અને ચાલુ રહેશે. આશા છે કે જૈનભાઇઓ આ સંસ્થાને ઉન્નત સ્થિતિ પર લાવી, તેને યોગ્ય સમાજને હિતકાર કાર્યો કરવા સમર્થ બનાવશે. અને શ્રી સુકૃત ભંડારફંડની ચાલુ થએલ યોજના ઉપાડી લઇ ઉન્નતિના કાર્યોમાં મદદગાર થશે. ઉક્ત ફંડમાં ગામવાર ઉત્પન્ન આવેલ રકમોની યાદી નીચે પ્રમાણે—

| | | | | | |
|---|---|---|---|---|---|
| પાલણપુર | ૧૮૨—૪—૦ | બાલાપુર | ૮૬-૧૨—૦ | થાન | ૫—૪—૦ |
| ચિત્રાસણી | ૧૦—૦—૦ | બુરાનપુર | ૩૯—૮—૦ | મોરબી | ૨૮—૦—૦ |
| હેબતપુર | ૬-૧૨—૦ | ખંડવા | ૧૦-૧૨—૦ | પડધરી | ૩—૦—૦ |
| મલાણા | ૫—૪—૦ | અકોલા | ૮૪—૮ ૦ | વણથલી | ૬-૧૨—૦ |
| બટામલ | ૪-૧૨—૦ | લખતર | ૧૧—૮—૦ | અલીઆ | ૧—૪—૦ |
| જુનેદી | ૯—૮—૦ | હલવદ | ૧૪—૦—૮ | મોટાગોડા | ૧—૪—૦ |
| ચંડીસર | ૨૫—૮—૦ | ધ્રાંગધ્રા | ૪૦—૪—૦ | હડમતીઆ | ૧—૦—૦ |
| ખોડલા | ૧૯—૦—૦ | સીતાપુર | ૨—૦—૦ | વઢવાણ | ૬૪—૮—૦ |
| ચડોખા | ૮—૮—૦ | કડુડા | ૩—૦—૦ | ખાંમગાંમ | ૧૮—૪—૦ |
| માલવણ | ૨૫—૪—૦ | મૂલી | ૧૫—૮—૦ | જલગાંમ | ૧૬—૮—૦ |

## કૉન્ફરન્સની કાર્યવાહીનો ટુંક અહેવાલ

ગતાંકમાં જણાવવામાં આવ્યા પછીથી આ સંસ્થાની સ્થાનિક સ્ટેન્ડીંગ કમિટીની બેઠકો અનુક્રમે તા. ૩૧-૭-૨૫ તથા ૪-૯-૨૫ ના રોજ મળી હતી. જે વખતે મુખ્યત્વે કરીને શ્રીમાન્ શેઠ આણં-દજી કલ્યાણજીની પેઢીનો આંતરિક વહીવટ તથા ઉપસ્થિત થએલ પાલીતાણા સંબંધેનો ગંભીર મામલો અને શ્રી સુકૃત ભંડારફંડ સંબંધી યોજનાનો અમલ મુંબઇમાં કેવી રીતે કરવો વિગેરે બાબતોનું કાર્યક્રમમાં સ્થાન હોવાથી ઉક્ત કમિટીના સભ્યોએ સારો ભાગ લીધો હતો. શ્રીમાન્ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના વહીવટ, કારોબારી પદ્ધતિ અને બંધારણ વિગેરે બાબતો પર પુરતો ઉહાપોહ થયા બાદ તેઓ-શ્રીને એક પત્ર લખી નીચેની વિગતોના ખુલાસા માંગવાનું ઠરાવવામાં આવ્યું હતું

(૧) શ્રી શત્રુંજય સિવાયનાં બીજા તીર્થો સંબંધી રેકર્ડ વિગેરે મંગાવવું. (૨) નેતાઓ અને પ્રતિનિધિઓની જે મીટીંગ બોલાવવાની છે તેમાં આ સંસ્થા તેમજ અન્ય સંસ્થાઓને આમંત્રણ કરવું જોઇએ અને તેવી મીટીંગની તારીખ જેમ બને તેમ જલદી નક્કી થવી જોઇએ. (૩) શ્રીમાન્ આણંદજી કલ્યાણજીની પેઢીના બંધારણ અને વ્યવસ્થાના નિયમોની એક નકલ મંગાવવી. (૪) એકંદર પ્રતિનિધિઓની સંખ્યા, તેઓનાં નામ અને ઠેકાણાં તેમજ મુંબઇના અને બહાર ગામના પ્રતિનિધિઓના ફોડવાળું એક લીસ્ટ મંગાવવું. (૫) શ્રી શત્રુંજય સંબંધે એક ખાસ મીટીંગ બોલાવવી અને તેમાં બીજા તીર્થોના પ્રશ્ન હાથ ન ધરતાં શ્રી શત્રુંજય સંબંધે ઉપસ્થિત થએલ મામલા માટે ચર્ચા હાથ ધરવી અને તેની તારીખ તુર્ત નક્કી કરવી. તેવી મીટીંગનો કાર્યક્રમ અગાઉથી જણાવવા લખવું.

આ વિગતોવાળો એક પત્ર લખવા સર્વાનુમતે ઠરાવવામાં આવ્યું હતું અને તેવો પત્ર આ સંસ્થા તરફથી તા. ૩ ૮-૨૫ના રોજ લખવામાં આવ્યો હતો. તેના જવાબમાં અત્યાર સુધીમાં તેઓ તરફથી જુદા જુદા પત્રો લખાયા બાદ તીર્થો સંબંધે માહીતિદર્શક એક નાની ચોપડી મોકલવામાં આવી છે તેમજ બંધારણની નકલ અને પ્રતિનિધિઓનું લીસ્ટ પણ અમોને મળ્યાં છે. વળી શત્રુંજય સંબંધે અગાઉ કરેલા મેમોરીઅલો પણ મળ્યાં છે. તેમજ રખોપા સંબંધે હકીકત દર્શાવનારી બુક પણ મળી છે. પરંતુ બીજા જે મુદ્દાઓનો ખાસ જવાબ મળવા આ સંસ્થાએ ઉમેદ રાખી હતી તે સંપૂર્ણ અંશે પૂરી થઇ નથી. કેટલીક મહત્વની બાબતોના ખુલાસા મળવા બાકી છે. ખાસ કરીને આગેવાનો અને પ્રતિનિધિની જે મીટીંગ બોલાવવા બાબે છે, અને જેના સબંધે આ સંસ્થા તેમજ બીજી તેવી સંસ્થાઓને આમંત્રણ મળવા અને તેવી મીટીંગ સત્વરે બોલાવી તેમાં ચર્ચવાના કાર્યક્રમથી, અગાઉથી સૌને વાકેફ કરવા તથા શ્રી શત્રુંજય સંબંધે ખાસ મીટીંગ બોલાવવા આગ્રહ બતાવવામાં આવ્યો છે તે સબંધે સંપૂર્ણ શાંતિ અને મૌન જાળવવામાં આવ્યાં છે.

છેવટે તા. ૪-૯-'૨૫ની મળેલી આ સંસ્થાની બેઠક વખતે પણ તે બાબતની ચર્ચા કરવામાં આવી હતી અને આગેવાનો અને પ્રતિનિધિઓની મીટીંગની તારીખો સૂચવતો પત્ર લખવામાં આવ્યો છે. જેના માટે ફરીથી તા. ૧૨-૯-૨૫ના રોજ યાદ દેવડાવનારો પત્ર લખવામાં આવ્યો છે. અને તેવી મતલબનો એક તાર પણ તા. ૧૪-૯-૨૫ના રોજ આપવામાં આવ્યો છે. તે સંબંધે હજુ સુધી જવાબ અગર ખુલાસો મેળવવા આ સંસ્થા ભાગ્યશાળી નીવડી નથી.

શ્રી. સુકૃત ભંડારફંડની યોજના મુંબઇમાં અમલમાં મૂકવા માટે લાલબાગમાં મળેલી જાહેર સભા અને મુંબઇના જૈનસંઘને તે સબંધે આ સંસ્થાના રેસીડેન્ટ જનરલ સેક્રેટરીઓએ કરેલ વિનંતિ સબધી હેવાલ બીજા પત્રોદ્વારા પ્રકટ થઇ ગયો છે ત્યાર બાદ આ યોજના અમલમાં મૂકવા મુંબઇના શ્રી જૈન સ્વયંસેવક મંડળને વિનંતિ કરવામાં આવી હતી. તે તેમણે આનંદથી સ્વીકારી કાર્ય ઉપાડી લીધું છે. ઉક્ત મંડળના કાર્યવાહકો અને સભ્યો ઘણા ઉત્સાહથી કોમની સેવા બજાવે છે એ સૌ કોઇની જાણમાં છે. અને તેઓની સેવાભાવનાએ આ કાર્ય ઉપાડી લેવા તેઓને પ્રેર્યા છે. એટલે આ કાર્યમાં તેઓ પ્રવૃત્ત થયા છે. અને આશા છે કે મુંબઇનો શ્રી સંઘ તેઓના કાર્યમાં દરેક સફલતા કરી આપશે.

# !!!શ્રી અદ્ભુત યોજના!!!

કહે છે કે— **અઠવાડીએ માત્ર એક જ પાઈ!** પ્રત્યેક વ્યક્તિ દીઠ

નિશ્ચયપૂર્વક

ખર્ચ કરો અને પરિણામે જૈનસમાજને આદર્શમય બનાવો!

## જૈનસમાજ શું માગે છે?

સુશિક્ષિત સજ્જનો અને સન્નારીઓ માગે છે;
વિશુદ્ધ વ્યવહારિક અને આધ્યાત્મિક જીવનસંસ્કૃતિ માગે છે;
અહિંસા ધર્મનું સર્વાંશે પરિપાલન ઇચ્છે છે;
નિરાશ્રિત (સમાજના) અંગભૂતોનો ઉદ્ધાર ઇચ્છે છે;
જ્ઞાનભંડારનાં સંશોધન અને સદુપયોગની આશા રાખે છે.

આ બધું તમે માત્ર થોડા જ ખર્ચે કરી શકો છો?

હા.

## શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સની

## સુકૃતભંડાર ફંડની યોજના

વિચારો!! અમલ કરો!!

એક પાઈ જેટલી અઠવાડીએ બચત કરો, અને કેળવણી આદિ મહાન કાર્યો પ્રત્યે પ્રેરાઓ. એની અરધી રકમ કેળવણીસહાયમાં જાય છે. અરધી કૉન્ફરન્સ નિભાવમાં જાય છે. પ્રત્યેક મનુષ્ય દીઠ વાર્ષિક ચાર આના! કેટલું સાધી શકે છે!

વધુ માટે લખો અને તમારો ફાળો મોકલો —

રેસીડેન્ટ જનરલ સેક્રેટરીઓ
શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ.
પાયધુની, મુંબઈ—3

આ પત્ર મુંબઈની શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ માટે શ્રી નવજીવન મુદ્રણાલય [illegible] અમદાવાદમાં શા. હરિલાલ [illegible] માટે છાપ્યું અને જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ ઑફિસ, [illegible] પાયધુનીમાંથી પ્રગટ કર્યું.

卐 ॥ नमो तित्थस्स ॥ 卐

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]

પુસ્તક ૧
અંક ૩



કાર્તિક
૧૯૮૨

માનદ તંત્રી
મોહનલાલ દલીચંદ દેશાઈ
બી. એ. એલએલ. બી.
વકીલ હાઇકોર્ટ, મુંબઇ

# વિષયાનુક્રમ



## જૈનયુગ

—જૈનધર્મ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, ઇતિહાસ, જીવનચરિત્ર ને સમાજપ્રગતિને લગતા વિષયો ચર્ચતું ઉત્તમ જૈન માસિક.

—વિદ્વાન્ મુનિ મહારાજશ્રી તથા અન્ય લેખકોની કસાયેલી કલમથી લખાયેલા ગદ્યપદ્ય લેખો તેમાં આવશે.

—શ્રીમતી જૈન શ્વે. કૉન્ફરન્સ ( પરિષદ ) સંબંધીના વર્તમાન–કાર્યવાહીનો અહેવાલ સાથેસાથે અપાશે.

તો દરેક સુજ્ઞ આ પત્રના ગ્રાહક બની પોતાના મિત્રોને પણ ગ્રાહકો બનાવશે અને સંઘસેવાના પરિષદના કાર્યમાં પુષ્ટિ આપશે.

વાર્ષિક લવાજમ ટપાલખર્ચ સહિત માત્ર રૂ. બે.

લખો– જૈન શ્વે૦ કૉન્ફરન્સ ઑફીસ
૨૦ પાયધુની મુંબઇ નં ૩.

આ માસિક બહોળા પ્રમાણમાં ફેલાવો પામવાની ખાત્રી રાખે છે તો જાહેરખબર આપનારાઓને માટે તે ઉપયોગી પત્ર છે; તો તેઓને ઉપરને સરનામે લખવા કે મળવા ભલામણ છે.

## લેખકો વગેરેને સૂચનાઓ.

૧ આ પત્રમાં પ્રકટ થતા લેખો માટે તે તે લેખના લેખકો જ સર્વ રીતે જોખમદાર રહેશે

૨. અભ્યાસ, મનન અને શોધખોળના પરિણામે લખાયેલા સર્વ લેખો, વાર્તાઓ ને નિબંધોને પ્રથમ સ્થાન મળશે.

૩. લેખકોએ તેમજ અવલોકન માટે પુસ્તકો મોકલવા ઇચ્છતા સજ્જનોએ તંત્રી સાથે પરબારો પત્રવ્યવહાર કરવો.

૪. કોઈ પણ લેખ પૂર્વે જાતે કે બીજાએ અન્ય સ્થળે પ્રસિદ્ધ કર્યો હોય તો તે કૃપા કરી ન મોકલવો.

૪. દરેક લેખ તેમજ મોકલેલ ગ્રંથની સમાલોચના સમય સ્થળ વિચારીને જેમ બને તેમ ત્વરાએ પ્રકટ કરવાની કાળજી લેવાશે.


તવાન્બિલ્ડિંગ, ત્રીજે માળે લોહારચાલ, મુંબાઇ

મોહનલાલ દલીચંદ દેશાઇ
B. A. LL. B. વકીલ હાઇકોર્ટ,
માનદ તંત્રી


ગ્રાહકોને સૂચના—જેઓએ પોતાનાં નામ ગ્રાહક તરીકે હજુ ન લખાવ્યાં હોય તેમને તે પુરા ઠેકાણા સહિત લખી મોકલવા અને સાથે સાથે વાર્ષિક લવાજમના બે રૂપીઆ મનીઑર્ડરથી મોકલી આપવા વિનંતિ છે, કે જેથી વી પી કરવામાં અનેક મુશ્કેલીઓ અને નાહકનું ખર્ચ થાય તેમાંથી કૉન્ફરન્સ ઑફિસને બચાવશે

# જૈનયુગ




"હું જિનધર્મરહિત ચક્રવર્તી થવાને પણ ઇચ્છતો નથી, પરંતુ જૈનધર્મવાસિત કિંકર કે દરીદ્રી થવાને ઈચ્છું છું. વળી સર્વ સંગ છોડી દઇ, જીર્ણ વસ્ત્ર પહેરી, મલીન શરીર રાખી અને માધુકરી વૃત્તિ અંગિકાર કરી મુનિચર્યાને ક્યારે આચરીશ? દુઃશીલ જનોનો સંસર્ગ છોડી, ગુરૂના ચરણરજનો સ્પર્શ કરી, યોગનો અભ્યાસ કરતો સતો હું આ સંસાર છેદવાને ક્યારે સમર્થ થઇશ? અર્ધરાત્રે નગરની બહાર કાયોત્સર્ગ કરીને સ્તંભવત્ થયેલા મારા શરીર સાથે વૃષભો ક્યારે પોતાના સ્કંધને ઘસ્યાં કરશે? વનમાં પદ્માસન કરી અને મૃગના બચ્ચાને ઉત્સંગમાં રાખીને રહેલા એવા મારા મુખને વૃદ્ધ મૃગો ક્યારે આવીને સુંઘશે? શત્રુ અને મિત્રમાં, તૃણ અને સ્ત્રીમાં, સુવર્ણ અને પાષાણમાં, મણિ અને મૃત્તિકામાં તેમજ મોક્ષ અને સંસારમાં મારી બુદ્ધિ સમાન ક્યારે થશે?' — આ પ્રમાણે મુક્તિગ્રહની નિસરણીરૂપ ગુણશ્રેણી ઉપર ચડવાને માટે પરમ આનંદરૂપ લતાના મૂળભૂત મનોરથો હમેશાં કર્યા કરવા. આવી રીતે અહોરાત્રિની ચર્યા પ્રમાદરહિતપણે આચરતો અને યથાર્થ રીતે કહેલા વ્રતોને વિષે સ્થિત રહેતો શ્રાવક ગૃહસ્થપણામાં પણ વિશુદ્ધ થાય છે"

— નમિનાથજીની ધર્મદેશના (હેમચંદ્રસૂરિ)

પુસ્તક ૧ વીરાત્ સં૦ ૨૪૫૨ વિ૦ સં૦ ૧૯૮૨ કાર્તિક અંક ૩

## શ્રી મહાવીરસ્તુતિ*

(રાગ કલ્યાણ)

ત્રિશલાનન્દન, જગદાનન્દન,
તુજ ગુણનો નહિ પાર ત્રિશલાનન્દન
મહાવીર સુત સિદ્ધારથ તુંથી,
સિધ્ધ્યા અરથ, અમ સુખકર ત્રિ૦ ૧
વર્દ્ધમાન ! તુજ લક્ષણ 'કેસરી'
કુમત-મૃગો સૌ, નાશી જનાર ત્રિ૦ ૨
યક્ષ માતંગ સિદ્ધાયિકા દેવી,
સેવકભીતિ, ભંજનહાર ત્રિ૦ ૩
'તું ગતિ તું મતિ તું મુજ આશરો,
" તું આલંબન, તુજથું પાર' ત્રિ૦ ૪
સ્યાદ્વાદ વ્યાપ્યો તુજ દર્શનમાં,
એજ ખરો ધર્મ, છે સહકાર ત્રિ૦ ૫

*શ્રી મહાવીર જૈન વિદ્યાલયના નવા મકાનને જાહેર રીતે ખુલ્લું મૂકવાના તા. ૩-૧૦-૨૫ના મેળાવડામાં ગવાયેલી.

# અપ્રકટ વીરસ્તવન*

વર્ધમાન જિનરાજીયો રે, રાજનગર સિણગાર રે, સુખ દરિયા,
વાલ્હેસર સુણો વીનતી રે, તું મુઝ પ્રાણ આધાર રે, ગુણ ભરિયા ૧
તુઝ વિણ હું ન રહી સકું રે, જિમ બાલક વિણ માત રે, સુ૦
ગાઇ દિને અતિ વાલ્હીયો રે, તાહરા ગુણ અવદાત રે, ગુ૦ ૨
હવઇ મન મંદિર આવીઇ રે, મ કરો દેવ ! વિલંબ રે, સુ૦
ભાણા ખડખડ હોણ ખમઇ રે, પુરો આસાલંબ રે, ગુ૦ ૩
મન મંદિર છઇ માહરૂં રે, પ્રભુ તુઝ વસવા લાગ રે, સુ૦
માયા કંટક કાઢીઓ રે, કીઓ ક્રોધનો ત્યાગ રે, ગુ૦ ૪
પ્રગટી સુરુચિ સુવાસના રે, મૃગમદ મિશ્ર કપુર રે, સુ૦
ધૂપ ધરી ઇહાં મહમહઇ રે, શાસનશ્રદ્ધા પુર રે, ગુ૦ ૫
કિરિયા શુદ્ધ બિછાના રે, તકિયા તપ આચાર રે, સુ૦
ચિહું દિસિ દીવા ઝગમગે રે, ગ્યાન રતન વિસ્તાર રે, ગુ૦ ૬
અધ્યાતમ ધ્વજ લહલહઇ રે, મણિતોરણ સુવિવેક રે, સુ૦
આગમ પ્રમાણિ ઇહાં ઉરડા રે, મણિ પેટીમય ટેક રે, ગુ૦ ૭
ધ્યાન કુસુમ ઇહાં પાથરી રે, સાચી સમતા સેજ રે, સુ૦
ઇહાં આવી પ્રભુ બઇસીઇ રે, કીજઇ નિજ ગુણ હેજ રે, ગુ૦ ૮
અર્ઘપાદ્ય કરુણા ક્ષમા રે, સત્ય વચન તંબોલ રે, સુ૦
ધરસ્યું તુમ્હ સેવા ભણી રે, અંતરંગ રંગરોલ રે, ગુ૦ ૯
મન મંદિર જો આવસ્યો રે, એકવાર ધરી પ્રેમ રે, સુ૦
ભગતિ ભાવ દેખી ભલો રે, જઇ સકસ્યો તઉ કેમ રે, ગુ૦ ૧૦
અરજ સુણી મનિ આવીયો રે, વીર જિણંદ દયાલ રે, સુ૦
કુરખ્ય રંગ વધામણા રે, પ્રગટો પ્રેમ વિશાલ રે, ગુ૦ ૧૧
ભમર સહજ ગુણ કુસુમનો રે, અમર સહિત જગનાથ રે, સુ૦
જો તૂં મનવાસી હુઓ રે, તો હું થયો સનાથ રે, ગુ૦ ૧૨
હવિ ભગતિરસ રીઝયો રે, મત છોડો મનગેહ રે, સુ૦
નિરવહિજ્યો રૂડિ પરિ રે, સાહિબ સગુણ સનેહ રે, ગુ૦ ૧૩
શ્રી નયવિજય વિબુધ તણો રે, અરજ કરઇ ઇમ સીસ રે, સુ૦
આવો મુજ મન મંદિરે રે, પ્રભુ પ્રેમે નિસદીસ રે, ગુ૦ ૧૪

[ યશોવિજયજી વિ૦ ૧૮મું શતક પૂર્વાર્ધ ]

---

*સુધારો — જૈનયુગના પહેલા અંકમાં પહેલે પાને યશોવિજયજી કૃત 'અપ્રકટ વીરસ્તવ' એવા મથાળામાં આવ્યું છે તેને બદલે 'અપ્રકટ પાર્શ્વસ્તવ' જોઇએ



# શ્રી મહાવીર પ્રવચન

### મુનિ

जे ममाइयमतिं जहाति, से जहाइ ममाइतं ।
सेहु दिट्ठपहे मुणी, जस्स णत्थि ममाइतं ॥

— જે મમત્વ બુદ્ધિને મૂકે-તજે છે તે મમત્વને મૂકે-તજે છે; જેને મમત્વ નથી તે જ દૃષ્ટિનો પ્રભુ એટલે-માર્ગનો જાણકાર મુનિ છે. ૧૪૪

### વીર કોણ ?

णारतिं सहते वीरे, वीरे णो सहते रतिं ।
जम्हा अविमणे वीरे, तम्हा वीरे ण रज्जति ॥

— વીર-પરાક્રમી અરતિને સહન કરતો નથી, તેમ રતિને સહન કરતો નથી; તે વીર, (ચંચળ) મન રહિત-શાંત હોય છે, તેથી તે વીર રાગી થતો નથી-રાગમાં પડતો નથી. ૧૪૬

### પરમાર્થદર્શી

जे अणन्नदंसी से अणण्णारामे,
जे अणण्णारामे से अणण्णदंसी ।

જે અનન્યદર્શી-પરમાર્થદર્શી છે તે (મોક્ષના માર્ગ સિવાય) અન્યમાં આરામ પામતો નથી-બીજે રમતો નથી; અને જે (મોક્ષ માર્ગ સિવાય) બીજે સ્થળે નથી રમતો તે જ પરમાર્થદર્શી છે. ૧૫૪

से मेधावी सव्वपरिन्नाचारी ण लिप्पती छणपदेण वीरे ।

— તેવા વીર-પરાક્રમી પુરુષો સર્વદા સર્વ પરિજ્ઞાથી આચાર રાખતા છતાં-જ્ઞાનક્રિયાથી વર્તતા થકા હિંસાથી લેપાતા નથી. ૧૫૮

### મૂઢ

सततं मूढे धम्मं णाभिजाणति ।

— હમેશાં મૂઢ બનેલા જીવો ધર્મ જાણી શકતા નથી. ૧૧૪

जरामच्चुवसोवणीए णरे सततं मूढे धम्मं णाभिजाणाति ।

— જરા અને મૃત્યુના સપાટામાં સપડાયેલા અને હમેશાં મોહથી મુંઝાઇ ગયેલા-મૂઢ પુરુષો ધર્મને જાણી શકતા નથી. ૧૬૯

### સમ્યગ્દર્શી-તત્ત્વદર્શી

जातिं च वुड्ढिं च इहज्ज पास, भूतेहिं जाणे पडिलेह सातं ।
तम्हा तिविज्जो परमंति णच्चा, संमत्तदंसी ण करेति पावं ॥

જાતિ-જન્મ અને વૃદ્ધિ-વૃદ્ધપણું (તેનાં દુઃખ) હમણાં જો, જેમ તને સુખ-શાતા પ્રિય છે તેમ (સર્વ) પ્રાણીને શાતા (પ્રિય છે) એમ વિચાર કરી જાણતો થા; માટે સમ્યગ્દર્શી-તત્ત્વદર્શી (મોક્ષને જાણતા થકા) પાપ કરતા નથી. ૧૭૯

### વિરાગ

विरागं रूवेसु गच्छेज्जा महता खुड्डिएहिंवा ।

— મોટા કે ન્હાના-સામાન્ય (સઘળા) રૂપોમાં વિરાગ રાખવો-વિરક્ત રહેવું. ૧૯૭

### યોગી વિહાર

का अरती के आणंदे एत्थंपि अग्गहे चरे ।
सव्वं हासं परिच्चज्ज आलीणगुत्तो परिव्वए ॥

— (યોગી પુરુષના મનમાં) તે શી અરતિ હોય અને શો આનંદ હોય? તેમાં પણ—સંયમીને સંયમ પાળતાં કદિ અરતિ કે આનંદ થાય તો ત્યાં પણ—આગ્રહ રહિતપણે વર્તવું અને સર્વ હાસ્ય છોડી ઇંદ્રિયો તથા મન વચન અને કાયાને કબજે કરીને ફરવું. ૨૦૧

— આચારાંગ સૂત્ર.



# રાજુલ અને રહનેમિ

કથાપ્રસંગ — રથનેમિ તે નેમિનાથ પ્રભુનો અનુજ બંધુ; રાજુલ તે ઉગ્રસેનની પુત્રી રાજીમતી—તેને પરણવા જતા નેમિનાથે ત્યાં ભોજન માટે વધ કરવા રાખેલાં પ્રાણીઓનો કરુણ સ્વર સાંભળી ત્યાં જઈ તે સર્વને છોડાવી પોતાનો રથ પાછો ફેરવ્યો ને વૈરાગ્ય થતાં દીક્ષા લીધા પછી અવિવાહિત રહેલ રાજીમતી પાસે રથનેમિએ આવી પોતાને પરણવા એકાંતમાં માગણી કરી, એટલે રાજીમતીએ ઘણો બોધ આપ્યો પણ તે ન સમજ્યો. બીજી વખત તે આવતાં રાજીમતીએ સુવર્ણના થાળમાં પીધેલું દૂધ વમન કરી બતાવ્યું કે વમન કરેલું પાછું પીવા યોગ્ય નથી તેમ નેમિનાથે પોતાને વમન કરી દીધેલી તે ઉપભોગ કરવા યોગ્ય હોય જ ન શકે. રથનેમિ સમજી ગયો. પછી રાજુલ અને રથનેમિએ અનુક્રમે નેમિનાથજી પાસે દીક્ષા લીધી.

ગિરનાર પર એક વખત વૃષ્ટિ થઈ. અંધકાર વ્યાપી રહ્યો. રથનેમિ એક ગુફામાં પેઠા. રાજીમતી નેમિ પ્રભુને વંદી આવતાં તે પણ વૃષ્ટિને લીધે અકસ્માત્ તે જ ગુફામાં જઈ પોતાનાં ભીનાં વસ્ત્ર સુકવવાને માટે કાઢી નાખ્યાં. રથનેમિ બળેલા અગ્નિ માફક આ જોઈ કામાતુર થતાં રાજીમતી પાસે જણાવ્યું કે 'મેં પૂર્વે પણ તારી પ્રાર્થના કરી હતી, તો હમણાં તે ભોગનો અવસર છે.' રાજીમતીએ શરીર ઢાંકતાં જ કહી જણાવ્યું 'આ અનુચિત છે, તમે સર્વજ્ઞના અનુજ બંધુ ને શિષ્ય છતાં ઉભય લોકને વિરોધ કરનારી દુષ્ટ મતિ કેમ થાય છે? હું સર્વજ્ઞની શિષ્યા. તમારી મારી સાથે આવી વાંછના તે તમને ભવસાગરમાં પાડનારી થશે. મુનિ અને સાધ્વીનું શીલભંગ તે બોધિનો નાશ કરનાર છે. અગંધન કુળના સર્પ અગ્નિમાં પેસે પણ વમન કરેલું પાછું ખાય નહિ. વમન કરેલ પાછું ખાવાની ઇચ્છા કરનાર તું કામીના મનુષ્યત્વને ધિક્કાર છે. તે કરતાં મરણ સારૂં છે...' આ પ્રમાણે રાજીમતીએ પ્રતિબોધિત કરેલા રથનેમિ વારંવાર પશ્ચાતાપ કરતા સતા સર્વ પ્રકારે ભોગની ઇચ્છા તજી દઈને તીવ્રપણે વ્રત પાળવા લાગ્યા, અને ત્યાંથી તરત જ નેમિપ્રભુ પાસે આવી પોતાનાં સર્વ દુશ્ચરિત્રની આલોચના કરીને વિશુદ્ધ બુદ્ધિવાળા રથનેમિ મુનિએ એક વર્ષ પર્યંત છદ્મસ્થપણામાં રહીને છેવટ કેવળજ્ઞાનને પ્રાપ્ત કર્યું.

[ત્રિ. શ. પુ. ચ. પર્વ ૮મું પૃ. ૧૯૨ અને ૨૧૨.]

તંત્રી

### શાર્દૂલ

માઝા અજબની વ્યોમમાં રવિમુખે છાઈ રહી કાલિમા,
ઘીટાયાં સર, શૈલ, શૃંગ સમ સૌ, અંધારના પાશમાં;
પ્રસ્થપત ગિરિ શૃંગ વન વિષે, વિદ્યુતના ઝાંખરા,
ગર્જ્યા સિંહગણો દિશા ગજવતા, ઉન્મત્ત ચિત્તે થઈ. 1

ઝંઝાવાત મચ્યો મહા પ્રલય શો, ઉત્પાત અદ્ભુત થયા!
વર્ષાથી ગિરનારમાં પ્રકૃતિનાં, રૌદ્ર સ્વરૂપો બન્યાં;
શૃંગો ત્યાં ગિરિરાજના વીજ તાપ્યા, નાદો ગમી ગૂંજતા,
આ શું દિવ્ય સુરમ્ય દૃશ્ય દિસતું પાસે અહો ગૂંફના! 2

દીપ્તિ પ્રાન્તિલા દિવ્ય તેજમયી ત્યાં, દીપી રહી પદ્મિની,
મુદ્રાથી પ્રતિભા પ્રતાપી વિલસે, મૂર્તિ શી કરૂણાની;
પ્રતિમા અમીરસ શાંત પ્રશાંત, ચિનેત્ર નિર્મોહતા,
તેના પૂર્ણ પ્રશાન્ત અન્તર વિષે જાગે વહે શું ઉંડા. 3

### અનુષ્ટુપ્

નેમિભૂપ તણી રાણી, બાલા રાજીમતી સતી;
નેમિયોગી થકી દીક્ષા, અહીં વિચરતી હતી. ૪

### શાર્દૂલ

વિદ્યુત્‌ના ગગડાટથી ગિરિતણાં શૃંગો ભલેને તુટે,
વૈરાગી મનને કદાપિ જગની વૃત્તિ ન ભેદી શકે;
ત્યાંથી ધૈર્યથી યોગિની વિચરતી આવી ગુફામાં ઠરે,
ભીંજી વસ્ત્ર ભીનાં બધાં સુકવતી, વારિ થકી પૂર્ણ જે. ૫

### શિખરિણી

દીપન્તુ લાવણ્યે, ધવલ તન શ્વેતાંબર જતાં,
મૃદુ ગાત્રો તેનાં, કિસલય તણી કાન્તિ હરતાં,
દિસે દૈવી જ્યોતિ, સુરસદનની ચંદ્રવદના,
હશે રંભા રાધા, રતિપતિ તણી રમ્ય લલના! ૬

સુકાવી વસ્ત્રોને, સ્વમત મતમાં કૈં વદી રહી,
"અપૂર્વાનંદે આ, હૃદય સરિતા શું ઉછળતી.
"બધી આશા માયા, સકળ જગથી મેં ત્યજી દીધી,
"ખરી શાન્તિ આજે મુજ જીવનમાં મેં અનુભવી. ૭

"હવે જાણ્યું દીક્ષા, જગત પરની પૂર્ણ શુચિતા,
"અને મુક્તિમાર્ગે હૃદય ઢળતું એજ પ્રભુતા;
"અહો! મુક્તિમાર્ગે, પથિક થઇને હું વિચરતી,
"હવે આત્મોદ્ધારે, જીવન મુજ અર્પું નકી નકી." ૮

વદી એવું સાધ્વી લીન થઈ ગઇ મગ્ન વમળે,
અને દૈવી શાન્તિ, હૃદય મૃદુ તેનું અનુભવે;
પરંતુ આશ્ચર્યે નયન નિજ વિસ્ફુરિત કરી,
અહો! કો વ્યક્તિને, અનિમિષ દ્રગે શું નિરખતી. ૯

### અનુષ્ટુપ્

નેમિયોગી તણા બંધુ, સાધુશ્રી રહનેમિ ત્યાં,
ગુફામાં યોગિની પાસે, ઉંડા ધ્યાન વિષે હતા. ૧૦

### શિખરિણી

વનિતાને નિર્ખી, વસનરહિતા અંગીર વિષે,
પ્રભા કાન્તિયુક્તા, મધુરવદના સ્વર્ગીય રૂપે;
વિકારોની છાયા, વદન રહનેમિ પર વસે,
અહો યોગી ચિત્તે, પ્રણય રસનો ઉદ્ભવ દીસે. ૧૧

### શાર્દૂલ

નિર્ખીને લલના તણા નયનને, યોગીય ભોગી બન્યા,
વિશ્વામિત્ર સમાન મહા કવિઓના ભોક્તા બન્યા કામના;
ભસ્મીભૂત કર્યો મહા મદનને જેણે અતિ ક્રોધથી,
રે! તે શંકર ભિલ્લસુંદરી તણા ભોગી બને પ્રીતથી ૧૨

### મંદાક્રાન્તા

"છૂપાઇ તું તિમિરપટમાં, કોણ હે શ્યામ વ્યક્તિ?"
પૂછે સાધ્વી કુતુહલ થકી, ત્યાં સુણી નિમ્ન ઉક્તિ;
"વ્હાલી વ્હારા વદનકમલે, લુબ્ધ રહનેમિ હું છું,
"કાન્તે! પ્રિયે! તુજ પ્રણયને, મુગ્ધ હું થયું છું હું. ૧૩

"રે! રંભોરૂ! વિકસિત કલિ: કાં ભ્રુકુટિ ચઢાવે?
"રે માનિની કમલનયની, ઉર આશંક ધારે!
"વ્હાલી વ્હારા જડ હૃદયને, મન્મથે શું ન ભેદ્યું?
"ભેદી લેને ત્વરિત લલને! નાથશીવા પ્રીતે તું. ૧૪

"વ્હાલી આવા કઠિન વ્રતથી, કાં કૃશાંગી થતી તું?
"હોમી દેને નિયમવ્રત સૌ, પ્રેમના યજ્ઞમાં તું;
"રેલાવી દે રસિક રસિકા, પ્રેમ શૃંગાર મંત્રો,
"આલિંગીને રસબસ થવું. પ્રેમના એ જ તંત્રો." ૧૫

યોગીનાં એ પ્રણયવચનો, સુણીને યોગિની ત્યાં
ચોંકી, કંપી, હૃદય ધડક્યું, અશ્રુ આંખે ભરાયાં;
ત્યાં તો તેના વદનકમલે, દિવ્ય તેજો છવાયાં,
ને શાન્તિના કિરણ સમૂહો. આત્મતેજે પ્રકાશ્યા ૧૬

"રે! ભાનુના જ્વલત મુખડે, લાંછનો શું છવાયાં,
"કે કિર્ણોમાં રજનીપતિના, અગ્નિબિંદુ સમાયાં;
"શું નીતિનો જગત ત્રયમાં, પૂર્ણ વિધ્વંસ દીસે!
"રોગી! યોગી! દિયર મુજ તું, પાપમાં કાં પ્રવેશે? ૧૭

### શાર્દૂલ

"છોને ધર્ષણ થાય આજ જગમાં, આકાશ પાતાલથી,
"મેરૂ શૈલ પ્રચંડ કંપી તુટતો, વજ્રોતણા પાતથી;
"ઓ બ્રહ્માંડ સમસ્ત સાગર અને આકાશ કંપી રહે,
"નારી જે કુલભૂષણા પતિવ્રતા ત્યાગે નહીં શીલને! ૧૮

"તું છે મુગ્ધ પતંગ તો દીપકની તેજસ્વી હું જ્યોત છું,
"ચેતીને તું વિચાર સાર ધરજે બાળી કરું ભસ્મ હું;
"પાતિવ્રત્ય મહાન તેજ તપતું, લાખો રવિના સમું,
"કામી ધૂક સમાન એ કિરણને, નિર્ખી કદી ના બન્યું!" ૧૯

### મંદાક્રાન્તા

ત્યાં તો વ્યોમે ચમકી વીજળી ઝાડ ને પહાડ કંપ્યાં,
યોગિનીના વચન સુણતાં, યોગીનાં ગાત્ર કંપ્યાં;
ક્રુજ્યો આત્મા વદન ઉપરે વ્યાપતી શ્યામતા છે,
ને યોગીના પ્રણયી ઉરમાં પ્રેમની વાંચ્છના છે. ૨૦

"વ્હાલી! આવાં વચન-શરથી, પ્રેમીને વીંધતી કાં?
"રે! રે! કાન્તે પ્રણયી તુજ હું, પ્રેમીને ત્યજતી કાં?
"ના ના વ્હાલાં ઘટિત તુજને પ્રેમીને કૂરતા આ.
"રે! વારુણી તરુણીકર તો પ્રેમભીની દયાનાં ૨૧

" હે મુન્ને ! તું હૃદય વિભૂતિ પ્રેમની તું પ્રતિમા,
તું પ્રેમાબ્ધિ હૃદય હ્રાયે એટલે તું સરિતા,
" 'હું' 'તું' ત્યાગી તુજ મુજ તજી ઐક્ય પ્રેમી રહીશું,
ને આનંદે રસઝરણમાં સ્નાન પ્રીતે કરીશું. ૨૨

" આલેખાઇ મુજ હૃદયમાં, મૂર્તિ હે વ્હાલી ! તારી,
" ને આ સર્વે મુજ રૂધિરના, બિન્દુમાં મૂર્તિ તારી.
" જ્યાં નિહાળું ઘનદલ અને. વીજળી શ્યામ શૃંગો,
" ત્યાં દેખાતી કમલવદને, પ્રેમની મૂર્તિ તારી. ૨૩

" કાન્તે ! તારાં નયન નિરખી, વિદ્યુતો જો છુપાયે,
" નિર્ખી તારા ફણિધર સમા, કેશ અભ્રો લજાવે
" નિર્ખી તારા સ્તનકલશને શ્યામતા શૈલ ધારે,
" નિર્ખી હેતાં તુજ તન અહા ! કામનાં બાણ વાગે. ૨૪

" કાન્તે ! પ્રિયે ! હૃદયપટમાં પ્રેમની જ્વાળ લાગી.
" આલિંગીને શમન કરજે વ્હાલી લેજે ઉગારી;
" ના છે શક્તિ મદનશરની ઝીલવાની હવે ને,
" ત્યાગી લજ્જા હૃદયહૃદયે ચાંપી લે ભેટી લે ને." ૨૫

કામી એવાં વચન વદતો બાહુ લાંબા પ્રસારે,
ને યોગીનું ભ્રમિત મન છે કામબાણપ્રહારે;
રે ! કામીનું ક્ષણિક સુખ છે દુઃખ અંતે લખાયું,
તે પુણ્યાત્મા જડ હૃદયના યોગીને ના જણાયું. ૨૬

[ અપૂર્ણ ]

બાબુલાલ મોતીલાલ મોદી (વટોદરા)

૧ અભ્ર-વાદળાં, વ્યોમ-આકાશ, કાલિમા-કાળાશ, સર-સરોવર, શૈલ-પર્વત તેનાં શૃંગ એટલે શિખર, પ્રત્યાઘાત-સામા પડઘા, વિદ્યુત્-વીજળી, ગણો-સમુદાયો, ઉન્મત્ત-ગાંડા ૨ ઝંઝાવાત-તોફાન, ઉત્પાત-અદ્ભુત ભયંકર બનાવ, દશ્ય-દેખાવ. ૩ દીપ્તિ-પ્રકાશ, મુદ્રા-મુખમુદ્રા-ચહેરો, પ્રતિભા-કાંતિ, કારુણ્ય-કરૂણા, અમૃતસ્રોત-અમૃતનો ઝરો, નિર્મોહતા-મોહનો અભાવ. ૪ રાજ્ઞી-રાણી, સખી-સખ્ય ૫ વીજે-વીજળીઓ, વારિ-પાણીથી ભરેલાં-ભીનાં. ૬ લાવણ્ય-નમણાશ, ધવલતન-શ્વેત શરીર, શ્વેતાંબર-ધોળાં લૂગડાં, મૃદુ-કોમળ, ગાત્રો-શરીરનાં અંગો, કિસલય-ફુલની કળી, સુરસદન-દેવભુવન, ચંદ્રવદના-ચંદ્રમુખી, રતિપતિ-કામદેવ, લલના-સ્ત્રી. ૭ સરિતા-નદી ૮ શુચિતા-પવિત્રતા, પ્રભુતા-પ્રભુપણું, પથિક-મુસાફર. ૯ પ્રશ્નવમળ-હૃદયમાં ઉઠતા સવાલોના વમળમાં વિસ્ફારિત-ફાડેલાં, અનિમિષ-દૃગે—એક મીટે-મીટ માંડયા વગરની આંખે. ૧૧ વનિતા-સ્ત્રી, વસનરહિતા-વસ્ત્રવગરની-નગ્ન, ગહ્વર-ગુફા; પ્રભા ને કાન્તિ એટલે બહુ તેજવાળી, પ્રણય-પ્રેમ, ઉદ્ભવ-ઉત્પત્તિ. ૧૨ મદન-કામદેવ. ૧૩ તિમિરપટમાં-અંધારાના પડમાં, શ્યામ-કાળી, નીમ્ન-નીચેની, ઉક્તિ-વચન, મુગ્ધ-મોહ પામેલો. ૧૪ રંભોરૂ-રંભા જેવાં સાથળ જેને છે તે, મન્મથ-કામ, ઝીલા-ડોક. ૧૫ કૃશાંગી-પાતળા શરીરવાળી, આલિંગીને-ભેટીને ૧૬ વદનકમલે-મુખરૂપી કમલ ઉપર, કિરણ સમૂહો-ઘણાં કિરણો. ૧૭ ભાનુ-સૂર્ય, લાંછન-ડાઘા, રજનિપતિ-ચંદ્ર, વિધ્વંસ-નાશ; પ્રવેશ-દાખલ થાય ૧૮ ઘર્ષણ-ઘસાવું. પાતથી-પડવાથી, ત્યાગે-તજી દે. ૧૯ પતંગ-પતંગીઉં-કુદ્દું, ઘૂક-ઘુવડ, શ્યામતા-કાળાશ. ૨૧ વચનશર-વચનરૂપી બાણ, તરુણીઉર-યૌવનાનાં અંતઃકરણ ૨૨ હૃદયવિભૂતિ-હૃદયદેવી, પ્રતિમા-મૂર્તિ, પ્રેમાબ્ધિ-પ્રેમરૂપી સમુદ્ર, ૨૩ આલેખાઇ-ચિત્રાઇ, રૂધિર-લોહી, ઘનદલ-વાદળાંનો સમૂહ, ૨૪ ફણિધર-સર્પ. ૨૫ જ્વાળ-અગ્નિ, શમન કરજે શાંત કરજે, મદનશર-કામદેવનાં બાણ. ૨૬ પ્રસારે-પાથરે-પહોળા કરે.

[આ અર્થો અમે મૂક્યા છે. —તંત્રી]

# આપણાં પ્રાભૃતો

લેખકઃ—મુનિ કલ્યાણવિજય

કરાળ કાળના મુખમાં જતા જૈનસાહિત્યનો જે થોડોક ભાગ બચવા પામ્યો છે તે ઘણો વિસ્તૃત અને બહુ કામનો છે. ત્યારે જો તે સંપૂર્ણ સાહિત્ય જળવાઇ રહ્યું હોત તો કેટલું વિશાળ હોત અને સાક્ષરસમાજમાં તેની કેટલી કીંમત અંકાત, તેની આજે કલ્પના થવી મુશ્કેલ છે.

જૈનસાહિત્ય જેમ જેમ સાક્ષરસમાજના પરિચયમાં આવતું જાય છે, તેમ તેમ તેની મહત્તા અને ઉપયોગિતા સિદ્ધ થતી જાય છે. આ હકીકત જૈન-કોમને જેટલી મગરુર બનાવે છે તેટલી જ — બલ્કે તેથી પણ વધારે એ વિષયની બીજી હકીકત તેને શરમ અને દુઃખ પેદા કરે તેવી છે. કાલની વિષમતા રાષ્ટ્રીય વિપ્લવો અને સાચવનારાઓની બેદરકારી વિગેરે કારણોથી જૈનસાહિત્યભંડારમાંથી કેટલાં બધાં સાહિત્યરત્નો નષ્ટ થઇ ગયાં છે તેની આજે સંખ્યા થાય તેમ નથી. ગોવિંદનિર્યુક્તિ, સિદ્ધિવિનિશ્ચય આદિ સમ્મતિતર્કની કોટિના દાર્શનિક ગ્રંથો, તથા ગુણાઢ્યની નરવાહનદત્તકથા (બૃહત્કથા) અને બાણભટ્ટની કાદંબરીને ટક્કર મારનારી તરંગવતી, મલયવતી, મગધસેના, ચેટકચરિત, અશોકવતી વિગેરે ઉચ્ચ કોટિની જૈન બૃહત્કથાઓ આજે દુનિયાના કોઇ પણ ભાગમાં અસ્તિત્વ ધરાવતી નથી, આ કેટલા દુઃખનો વિષય છે?

જૈન સાહિત્યનો ઇતિહાસ ઘણો વિસ્તીર્ણ છે. તેની ઉન્નતિ અને અવનતિની કહાણી બહુ લાંબી છે. આનું સંપૂર્ણ વર્ણન એક લેખમાં તો શું એક મોટા ગ્રંથમાં પણ પૂરૂં થાય તેમ નથી એટલે બધી બાબતો ભવિષ્યને માટે રાખી આજે તો તેના એક જ ભાગના સંબંધમાં લખીશ કે જે ભાગ જૈન-સાહિત્યનો એક ઉપયોગી અંશ હોવા છતાં પણ આજે નામશેષ થયો છે; તે ભાગ આપણાં યોનિપ્રાભૃત, સિદ્ધપ્રાભૃત, નિમિત્તપ્રાભૃત અને વિદ્યાપ્રાભૃત એ ચાર પ્રાભૃતો છે.

આ પ્રાભૃતો આજે મૌજુદ નથી — ઘણા કાળથી વિચ્છેદ થયેલાં છે, એટલું જ નહિ પણ આજે આ નામો પણ પ્રાયઃ ભૂલાઇ જવા આવ્યાં છે, છતાં પણ જૈનશાસ્ત્રોમાં એની ઉપયોગિતાનો પરમ આદર થયેલો છે. છેદ સૂત્રોની માફક આ પ્રાભૃતો રહસ્ય-શ્રુત લેખાતાં અને તેના જાણ આચાર્યો પોતાના યોગ્ય શિષ્યોને એકાંતમાં ભણાવતા[1] અને લાભાલાભનો વિચાર કરી અવસરે તેનો શાસનહિતાર્થે ઉપયોગ પણ કરતા. મહાન્ આચાર્ય ભદ્રબાહુસ્વામી, વજ્રસ્વામી, આર્યસમિત, કાલિકાચાર્ય, ખપટાચાર્ય, પાદલિપ્તસૂરિ વિગેરેને આ વિષયમાં દૃષ્ટાંત તરીકે માની શકાય.

યદ્યપિ નિમિત્તશાસ્ત્રને કેટલેક સ્થળે 'પાપશ્રુત' તરીકે વર્ણવ્યું છે પણ તે ઉપરથી આ વિદ્યા અનાદરણીય છે, એમ સિદ્ધ થતું નથી.

પ્રસ્તુત ગ્રંથોનાં 'પ્રાભૃત' એ નામ જ કહી બતાવે છે કે આ શાસ્ત્રો પૂર્વાન્તર્ગત પ્રકરણો છે. દિગંબરાચાર્યોની પેઠે શ્વેતામ્બર જૈનાચાર્યોએ 'પ્રાભૃત' શબ્દ હર કોઇની કૃતિ સાથે જોડ્યો નથી પણ પૂર્વશાસ્ત્રના અમુક એક અંશને માટે અથવા પૂર્વથી ઉદ્ધરેલા પ્રકરણને માટે જ પ્રાયઃ 'પ્રાભૃત'

---

1 "णिसीहमादियस्सच्छेदसुत्तस्स जो अत्थो आगतो सुत्तं वा मोकलाणि वा पछित्तविहाणाणि मंताणि वा जोणिपाहुडं वा गाहंतो अणत्थ गाहेति।"

(निशीथचूर्णि ड० १८,४६९.)

શબ્દનો ઉપયોગ કર્યો છે. આ ઉપરથી આપણે સહજે અનુમાન ઉપર આવી શકીએ કે આ પ્રસ્તુત 'પ્રાભૃતો' કોઇ પૂર્વગત ગ્રન્થો હોવા જોઇયે. આપણી આ માન્યતાને સૂત્રકૃતાંગની ટીકાનો નીચે લખેલો ફકરો મદદગાર થઇ પડે તેમ છે.

" नवमपूर्वतृतीयाचारवस्तुविनिर्गतं सुखदुःखजीवितमरणलाभाऽलाभादि संसूचकं निमित्तमधीत्य लोकेऽस्मिन्नतीतानि वस्तूनि अनागतानि च जानन्ति । "

(અર્થાત્ નવમા પૂર્વના ત્રીજા 'આચાર' નામક 'વસ્તુ'થી નિકળેલ સુખદુઃખ જીવિત મરણ લાભાલાભાદિ વાતોને જણાવનાર નિમિત શાસ્ત્રને ભણીને લોકો ભૂત અને ભવિષ્યની બાબતો જાણી શકે છે.)

પૂર્વના મુખ્ય અધિકાર (પ્રકરણ) ને 'વસ્તુ' કહેવામાં આવે છે, અને 'વસ્તુ'ના પેટા વિભાગો 'પ્રાભૃતચ્છેદ' વા 'પ્રાભૃત' કહેવાય છે.

આ ઉપરથી એટલું તો ચોકસ થયું કે 'નિમિત્તપ્રાભૃત' નવમા પૂર્વના ત્રીજા વસ્તુમાંથી આવેલું છે.

આ ઉપરથી જણાશે કે નિમિત્તશાસ્ત્રને પાપશ્રુત જણાવનારૂં કથન અનધિકારીની અપેક્ષાએ સમજવાનું છે. અનધિકારીના હાથમાં જવાથી આ શ્રુત કેવું અનર્થકારક નિવડે છે આ વાતનો જો બરોબર વિચાર કરવામાં આવે તો પાપશ્રુત કહેવાનો ભાવ સ્વયં સમજી શકાય તેમ છે.

ઉત્તરાધ્યયન વગેરે અનેક સૂત્રગ્રન્થોમાં નિમિત જ્યોતિષાદિનો આજીવિકા માટે પ્રયોગ કરવાનો પ્રતિષેધ કર્યો છે. આ ઉપરથી પણ નિમિત્તાદિ વિદ્યાઓ ભણવામાં અને આ ગાર કારણે જૈનશાસનના હિતાર્થે તેનો ઉપયોગ કરવામાં કોઇ જાતનો બાધ ગણાતો ન હતો, એટલું જ નહિ પણ આવા જ્ઞાનની આવશ્યકતા સમજીને આચાર્યો પોતાના સુપાત્ર શિષ્યોને તેના જાણકાર અન્ય આચાર્યોની પાસે ભણવા મોકલતા.[૨]

જેમ નિમિત્ત પ્રાભૃતની હકીકત છે, તે જ પ્રમાણે યોનિ પ્રાભૃતાદિને વિષે પણ સમજવાનું છે. આ વિષયને પણ શાસ્ત્રકારોએ ઘણું મહત્ત્વ આપેલું છે, એટલું જ નહિ પણ 'આ જ્ઞાન નિરુપયોગી છે' એમ કહેનાર સાધુને શ્રુતજ્ઞાનની આશાતના કરનાર ગણ્યો છે, આ વાત નીચે આપેલ નિશીથચૂર્ણિના વાક્યથી સ્પષ્ટ જણાશે—

" किं वा वेरग्गपवण्णाणं जोतिसेणं जोणीपाहुडेण वा निमित्तेण वा एवमादिसुयआसायणा "

(અર્થાત્ વૈરાગ્યમાર્ગને સ્વીકારનારા સાધુઓને જ્યોતિષ યોનિપ્રાભૃત અથવા નિમિત્ત જ્ઞાનની શી જરુરત છે? એવું બોલવું તે શ્રુતની આશાતના છે.) આજે આ જ્યોતિષનિમિત્તાદિ દિવ્ય જ્ઞાનનો જૈનસાધુઓમાં જોઇએ તેવો આદર નથી, જૈનાચાર્યો—કે જેમને આવા જ્ઞાનની જરુરતનો જૈનશાસ્ત્રો સ્વીકાર કરે છે, એટલું જ નહિ પણ તેના અભાવે દોષાપત્તિ જણાવે છે તેઓ—પણ આ જ્ઞાનથી આજે લગભગ વિમુખ જણાય છે તો બીજાની તો વાત જ શી કરવી!

નન્દી અને પાક્ષિકસૂત્રની ટીકામાં આચાર્યને માટે જ્યોતિષ નિમિત્તાદિ જ્ઞાનની અને દીક્ષા પ્રતોચ્ચારાદિમાં તેનો ઉપયોગ કરવાની કેટલી અનિવાર્ય જરુર જણાવી છે તે નીચેના લખાણ ઉપરથી સ્પષ્ટ જણાશે—

" ज्योतिषनिमित्तादिकं हि सम्यक् परिज्ञाय प्रव्राजन सामायिकारोपणोपस्थापनश्रुतोद्देशानुज्ञा गणारोपणदिशानुज्ञाविहारक्रमादिषु प्रयोजनेषूपस्थितेषु प्रशस्ते तिथिकरणमुहूर्तनक्षत्रयोगे यद्यत्र कर्तव्यं भवति तत्तत्र सूरिणा कर्तव्यं, तथा चेन्न करोति नहि महान् दोषः । उक्तं च—जोइस निमित्तनाणं गणिणो पव्वावणाइकज्जेसु । उवयुज्जइ तिहि करणाइ जाणगोऽन्नहा दोसो ॥ "

(અર્થાત્ જ્યોતિષ નિમિત્ત વગેરે યથાર્થ રીતે જાણીને દીક્ષા, સામાયિકવ્રતારોપણ, મોટી દીક્ષા, શ્રુતનો ઉદ્દેશ તથા અનુજ્ઞા, ગણાધિકાર આપવો, દિગ્બંધ અને વિહાર આદિ કોઇ પણ કામ કરવું થાય ત્યારે આચાર્ય પોતે શુભ તિથિ નક્ષત્ર કરણ

૨ " दैवज्ञा ' निमित्तशास्त्रादेस्तु नरक गोरिदनिरनुसारिपदा उपतिष्ठन्ति " । (नि० चू० १६-४४५)

ગેમ અને મુહૂર્તમાં જે જ્યાં કરવાનું હોય તે ત્યાં કરે, જો આમ ન કરે તો મ્હોટી દોષાપત્તિ થાય. એ જ વાત ગ્રંથાન્તરમાં પણ કહેલી છે 'જોઇસ' ઇત્યાદિ ગાથાનો ભાવાર્થ ઉપર આવી ગયો છે.)

આ બધું જોતાં એટલું તો ચોકકસ થાય છે કે આપણા પૂર્વાચાર્યોમાં જ્યોતિષ નિમિત્તાદિનો બહુ જ પ્રચાર હતો.[3]

[3] પૂર્વકાલમાં જૈન સાધુઓ જ્યોતિષજ્ઞાનમાં કેવા અદ્વિતીય હતા તે બાબત વિક્રમની સાતમી શતાબ્દીમાં ભારતવર્ષની યાત્રાએ આવેલ બૌદ્ધસાધુ હુએનસંગના ભ્રમણવૃત્તાંતમાંથી એક સ્પુષ્ટ હકીકત મળી આવે છે, જેનો ઉતારો નીચે આપીએ છીએ.

"जब कुमारराजको मालूम हुआ कि चीन देशसे एक प्रसिद्ध विद्वान् और भिक्षु हुएनसंग भारतवर्षमें आया है तब उसे उसके दर्शनकी उत्कट इच्छा उत्पन्न हुई। उसने हुएनसंगके पास एक दूत भेजा। उसके आनेके पहिले हुएनसंगके पास एक निर्ग्रंथि (जैन) आया। हुएनसंगको मालूम था कि इस पंथके अनुयायी ज्योतिषविद्याके अच्छे ज्ञाता होते हैं। उसने निर्ग्रंथिसे पूछा कि मैं चीन देशका निवासी हूं अब अपने देशको वापिस जाना चाहता हूं। परंतु मुझे मालूम नहीं कि मेरे लिये मार्ग सुखकर है या नहीं। मैं यह भी नहीं जानता कि मुझे ठहरना चाहिये या चल देना चाहिये। मुझे अपनी आयुका भी ज्ञान नहीं है। इस लिये मैं आपसे प्रार्थना करता हूं कि मेरे जन्मफलको बतला कर आप मेरे इस संदेहको दूर करें। उस ज्योतिषीने एक पत्थरके टुकडेसे पृथ्वी पर एक चक्र बनाया और बतलाया 'अभी तेरी आयुको दश वर्ष शेष हैं।"

पुनः हुएनसंगने कहा कि मैं अपने देशको शीघ्र ही वापिस जाना चाहता हूं। मालूम नहीं मुझे सफलता होगी या नहीं?।

निर्ग्रंथिने कहा कि स्वयं शिलादित्य और कुमारराज तुम्हें पहुंचानेके लिये सब प्रबन्ध कर देंगे। और तुम बिना किसी दुर्घटनाके अपने देशमें पहुंच जाओगे।

જે 'યોનિપ્રાભૃત' આજે છિન્નભિન્ન દશામાં આવીને પુનાની ડેક્કન લાયબ્રેરીના એક ખૂણામાં પડ્યું પડ્યું છેલ્લી દશા ભોગવે છે તે જ યોનિપ્રાભૃત એક વેળા સિદ્ધસેન દિવાકર જેવા ધુરંધર વિદ્વાનોના મુખમાં વાસ કરીને પોતાની ઉત્તમતા અને ઉપયોગિતા સિદ્ધ કરતું હતું.

જે 'સિદ્ધપ્રાભૃત' આ દુનિયામાંથી ક્યારનું યે વિદાય થઇ ગયું છે તે જ 'સિદ્ધપ્રાભૃત' પૂર્વે આર્ય સમિત, સુસ્થિતસૂરિ અને પાદલિપ્તાચાર્ય જેવા મહાપુરુષોના પરમાદરનું પાત્ર થયું હતું.

જે 'નિમિત્તપ્રાભૃત'નો વિષય આજે ખંડ-વિખંડ થઇને નામમાત્રનો રહી ગયો છે તે જ 'નિમિત્તપ્રાભૃત' એક સમયે ભદ્રબાહુ અને કાલકાચાર્ય જેવા પ્રભાવક પુરુષોના મુખમાં શોભા પામતું હતું.

જે 'વિદ્યાપ્રાભૃત' આજે નામશેષ થયું છે તે પૂર્વ કાળમાં ખપટાચાર્ય જેવા સ્થવિરોના ઉપયોગની ચીજ હતી.

આ બધું આજે ક્યાં છે? જૈનો! આ તમારી પ્રમાદ દશાનું ફળ!

પ્રાભૃતોની બાબતમાં આટલું સામાન્ય વિવેચન કરી હવે પ્રત્યેક પ્રાભૃતનો વિચાર કરીયે.

हुएनसंगने कहा कि मैंने तो अभी इनमेंसे एक राजाको भी नहीं देखा। भला वे क्यों कर मेरी सहायता करेंगे?।

निर्ग्रंथिने उत्तर दिया कि कुमारराजने अपने पास तुम्हें बुलानेके लिये एक दूत भेजा है जो दो तीन दिनमें आवेगा। इसी प्रकार शिलादित्यका भी दूत तेरे पास आवेगा। यह कह कर निर्ग्रंथि वहांसे चला गया और हुएनसंग पठनपाठन और मूर्तियोंके एकत्रित करनेमें लग गया।"

(हुएनसंगकी भारतयात्रा १२४)

નોટ—ઉપર્યુક્ત નિર્ગ્રંથે કહેલું ભવિષ્યવચન સાચું થયું હતું, અને બંને રાજાઓની મુલાકાત કર્યા પછી તેમના પ્રબંધથી તે સ્વદેશ ગયો હતો.

—લેખક

### ૧ યોનિપ્રાભૃત

પ્રાભૃત શબ્દની વ્યાખ્યા પૂર્વે જણાવી દીધી છે એટલે હવે સર્વત્ર પૂર્વપદની જ વ્યાખ્યા કરવી રહી.

‘યોનિ’ શબ્દ અનેક અર્થમાં વપરાય છે છતાં આ સ્થળે એનો અર્થ ‘ઉત્પત્તિસ્થાન’ અને **‘જીવોત્પત્તિહેતુ’** આ બે પ્રકારનો અર્થ ઘટી શકે છે, તેથી યોનિપ્રાભૃતનો અર્થ ‘અમુક ચોક્કસ વસ્તુઓના સંયોગથી જીવોત્પત્તિ જણાવનાર શાસ્ત્રવિશેષ’ એ પ્રકારે થઇ શકે છે.

ભેંસના છાણ અને ગધેડાના મૂત્રના સંયોગથી વિંછીની ઉત્પત્તિ અને અંકોલના તેલના સંસ્કારથી વનસ્પતિનું તત્કાલ ઉત્પન્ન થવું અને ફળવું એ જો સાચું હોય તો (સાચું હોવામાં કંઇ પણ શંકા જેવું નથી) તે યોનિપ્રાભૃતના વિષયનું પ્રત્યક્ષ ઉદાહરણ છે.

નિશીથ ચૂર્ણિકાર લખે છે કે ‘યોનિપ્રાભૃતની પ્રક્રિયાથી એકેંદ્રિયથી પંચેન્દ્રિય સુધીના જીવોની ઉત્પત્તિ કરાય છે અને આવી ક્રિયાને ‘નિર્વર્તનાધિકરણ’ કહે છે. એ જ ગ્રંથકાર આ વિષયમાં દૃષ્ટાંત આપે છે કે ‘યોનિપ્રાભૃતના બલથી આચાર્ય સિદ્ધસેને ઘોડા બનાવ્યા હતા.’ તે ચૂર્ણિનો લેખ નીચે પ્રમાણે છે — तत्थ ओरालिए एगिंदियादि पंच विधं तं जोणिपाहुडातिणा, जहा सिद्धसेणायरिएण अस्सा पकता ।”

સિદ્ધસેને અશ્વ બનાવ્યાની આ કથા બીજે સ્થળે પણ આવે છે.

એવી જ એક બીજી કથા પ્રભાવકચરિત્રમાં લખેલી મળે છે કે ‘એક આચાર્ય પોતાના શિષ્યોને એકાન્તમાં યોનિપ્રાભૃત ભણાવતા હતા તેમાં મત્સ્યોત્પત્તિનો અધિકાર ચાલતો હતો જે પાસે રહેનાર એક માછીએ સાંભળી લીધો અને તે પ્રમાણે પ્રયોગ કરીને માછલા વેચવાનો ધંધો ખીલવ્યો. જ્યારે પાછળથી એ વાત તે યોનિપ્રાભૃતના વ્યાખ્યાતા આચાર્યના જાણવામાં આવી ત્યારે તે માછીને તે ધંધો કરતાં અટકાવ્યો.

યોનિપ્રાભૃતના પ્રયોગથી સિંહની ઉત્પત્તિ કર્યાનો ઉલ્લેખ પણ એ જ કથામાં છે.

હજી સુધી પણ તાન્ત્રિક ગ્રંથોમાં જે કેટલાક જીવોત્પત્તિના પ્રયોગો લખેલા જોવામાં આવે છે તે આ યોનિપ્રાભૃતનાં જ સ્મરણો છે એમ કહેવામાં ભાગ્યે જ વાંધો લેવાશે.

ઇત્યાદિ અનેક સ્થળે યોનિપ્રાભૃતના સંબંધમાં ઉલ્લેખો થયેલા જોવાય છે. બૃહત્કલ્પની ટીકામાં તો ‘યોનિપ્રાભૃત’ પૂર્વગત અર્થાધિકાર છે એમ સ્પષ્ટતયા જણાવી દીધું છે.

આ બધું જોતાં યોનિપ્રાભૃતનું મહત્ત્વ અને પ્રચાર પૂર્વકાળમાં કેટલો હતો તે સહેજે સમજી શકાય એમ છે.

આજે પણ આ યોનિપ્રાભૃતનો થોડોક ભાગ પુનાની ડેક્કન લાયબ્રેરીમાં શીર્ણવિશીર્ણ સ્થિતિમાં સચવાઇ રહ્યો છે. વૃદ્ધ અને વિકલેન્દ્રિય મનુષ્યના જેવી સ્થિતિ ભોગવતો આ ગ્રંથ હવે કશા પણ ઉપયોગમાં આવે એમ તો લાગતું નથી, તથાપિ યોનિપ્રાભૃત જેવા ગ્રંથના અસ્તિત્વનો આ એક અનિવાર્ય પુરાવો છે.

### ૨ સિદ્ધપ્રાભૃત

સિદ્ધપ્રાભૃતની વ્યાખ્યા કરતાં કથાવલીના કર્તા આચાર્ય ભદ્રેશ્વરસૂરી નીચે પ્રમાણે લખે છે —

“जत्थ पायलेवंजणगुडियाईहिं सिद्धा ए (व ?)- रूविज्जंति तं सिद्धपाहुडं ।”

(અર્થાત્-જ્યાં પાદલેપ, અંજન, ગુટિકા અને આદિ શબ્દથી યોગ, ચૂર્ણ આદિથી સિદ્ધોનું સ્વરૂપ જણાવવામાં અથવા સિદ્ધોની પ્રરૂપણા કરવામાં આવે તે ‘સિદ્ધપ્રાભૃત’ મતલબ કે પાદલેપ, અંજન, ગુટિકાદિ ક્રિયાઓનું પ્રતિપાદન કરનારો પૂર્વગત અધિકાર વિશેષ તે ‘સિદ્ધપ્રાભૃત’ના નામથી ઓળખાય છે. આ સિદ્ધપ્રાભૃત ગ્રંથ આજે ક્યાંઇ પણ પ્રાપ્ય નથી, છતાં એનો વિષય ઘણા તાન્ત્રિક ગ્રંથોમાં સંગ્રહીત

નિમિત્તપ્રાભૃતનો વિષય આઠ અંગોમાં વહેંચાયેલો છે. તે આઠ અંગો નીચેની ગાથામાં બતાવ્યા પ્રમાણે છે —

" भोम सुमिणंतलिक्खं, दिव्वंअंगसरलक्खणं तह य ।
वंजणमठविहं खलु निमित्तमेव मुणेयव्वं ॥ "

( અર્થાત્ ૧ ભૌમ-ભૂકંપ વિગેરે પૃથિવી સંબંધી, ૨ સ્વપ્ન, ૩ આન્તરિક્ષ-આકાશમાં ભમતા ગ્રહમંડલનું ગ્રહયંતર ગમન ઉદયાસ્તાદિ, ૪ દિવ્ય-ઉલ્કાપાત ગંધર્વનગરાદિ દર્શન, ૫ આંગ-શારીરિક રચનાદિ ૬ સ્વર-મૃદુ, કઠોર, લઘુ ગંભીરાદિ સ્વર અથવા કોસલાગમાદિપ્રતિપાદિત સ્વરવિદ્યા, ૭ લક્ષણ-શ્રીવત્સાદિ શારીરિક લક્ષણો. ૮ વ્યંજન-મસા, તિલ આદિક શારીરિક ચિહ્ન. અનંતરોક્ત આઠ ભેદો નિમિત્તના છે.) ભૂત, ભાવિષ્ય અને વર્તમાન કાલથી ગણતાં નિમિત્તના ચોવીસ ભેદો પણ થઇ શકે છે.

બીજી રીતે નિમિત્ત ૭ પ્રકારનું કહ્યું છે તે ૭ પ્રકારો આ પ્રમાણે છેઃ ૧ સુખ, ૨ દુઃખ, ૩ લાભ, ૪ હાનિ, ૫ જીવિત અને ૬ મરણ.

ભગવતી સૂત્રમાં લખે છે કે મંખલિપુત્ર ગોશાલક આ ૭ પ્રકારના નિમિત્તકથનમાં ઘણો પ્રવીણ હતો અને તેથી જ તે જિન ન હોવા છતાં લોકોમાં પોતાને જિન તરીકે ઓળખાવતો હતો.

શકરાજાને વશ કરવામાં કાલકાચાર્યજીને એ જ જ્ઞાનની મદદ હતી એમ જૈન ગ્રંથકારો જણાવે છે. એટલું જ નહિ પણ નિમિત્તશાસ્ત્ર શ્લોક પ્રમાણ સુદ્ધાં જૈન પુસ્તકોમાં નોંધાયેલું છે, જે નીચે લખેલા સૂયગડાંગસૂત્રની ટીકાના ફકરાથી જણાશે.

" अत्र चाङ्ग वर्जितानां निमित्त शास्त्राणामनुष्टुभेनच्छन्दसा त्रयोदश शतानि सूत्रम तावन्त्येव सहस्राणि वृत्तिः तावत्प्रमाणा लक्षाणा (लक्षा) परिभाषेति ।

अङ्गस्य त्रयोदश सहस्राणि सूत्रं, तत्परिमाण लक्षाणा ( लक्षा ? ) वृत्तिः, अपरिमितं वार्तिकमिति ॥ "

( અર્થાત્ અંગ સિવાયના નિમિત્ત શાસ્ત્રોના મૂળ સૂત્રનું અનુષ્ટુપ્ છંદથી શ્લોક પ્રમાણ તેર સો, વૃત્તિનું તેર હજાર અને પરિભાષાનું તેર લાખ; અંગના મૂળનું પ્રમાણ તેર હજાર, તેની વૃત્તિનું તેર લાખ (?). અને વાર્તિકનું પ્રમાણ જ નથી ! )

ઉપર લખેલું ગ્રંથપ્રમાણ નિમિત્તપ્રાભૃતનું અથવા તો તે ઉપરથી બનેલ કોઇ સંહિતા ગ્રંથનું હોવું જોઇએ. પણ જે શાસ્ત્રનું શ્લોક પ્રમાણ ઉપર બતાવવામાં આવ્યું છે તે ગ્રન્થો આજે વિદ્યમાન તો નથી જ.

પૂર્વે કહ્યું તે પ્રમાણે નિમિત્તપ્રાભૃત આજે વિદ્યમાન નથી; છતાં તેનો વિષય કેટલાક પ્રાચીન

નથી છતાં તેના લેખ ઉપરથી તે ઘણો જૂનો લાગે છે. તે પ્રાકૃત ભાષામાં ગદ્ય અને પદ્યમાં લખાયેલો છે. તેનું શ્લોક વા ગાથાપ્રમાણ ૯૦૦૦ નવ હજારનું છે. આ ગ્રન્થ ઘણા ખરા જૂના પુસ્તકભંડારોમાં મળી આવે છે.

૨ પ્રશ્ન વ્યાકરણ ગ્રન્થ પણ ઘણો જૂનો છે. એના પણ કર્તાનો પત્તો નથી. આ ગ્રંથ પ્રાકૃત ગાથાબદ્ધ છે, આની મૂલ ગાથા ચારસોથી અધિક છે. આશરે બે હજાર શ્લોકપ્રમાણ સંસ્કૃત ટીકાની સાથે આ ગ્રન્થ આજે પાટણના ભંડારમાં પ્રાચીન તાડપત્ર ઉપર લખેલો ઉપલબ્ધ થાય છે. તાડપત્રની અતિ જીર્ણતાને લીધે ક્વચિત્ ક્વચિત્ ગ્રંથાંશ ઘસાઇ ગયો છે. જો બીજું પુસ્તક ક્યાંઇ મળી આવે તો આ ગ્રંથની ખંડિત થયેલી ચાર૭ ગાથાઓ સંધાઇ જાય.

ગ્રંથને છેડે 'લીલાવતી' નામની એક પ્રાચીન પ્રાકૃત ટીકાનો થોડો ભાગ જળવાઇ રહ્યો છે. એ સિવાય વર્તમાન ટીકાના લેખકે ઘણેક ઠેકાણે ઠેકાણે જુદી જુદી ટીકાઓના પાઠાન્તરો આપેલા છે. આથી પણ જણાય છે કે આ ગ્રંથ અતિપુરાણો હોઇ અનેક વિદ્વાનોએ તે ઉપર ટીકાઓ રચી હતી.

શ્રીયુત ચીમનલાલ ડી. દલાલના લખવા પ્રમાણે 'ચૂડામણિ' 'જ્યોતિ' અને એક નામ વગરની ટીકા એમ ત્રણ ટીકાઓ હાલ આ ગ્રંથ ઉપર મૌજુદ છે, અમોએ જે ટીકાનો ઉતારો કર્યો છે તે નામ વગરની ટીકા છે.

શ્રીયુત સી. ડી. દલાલ આ ગ્રંથનું અપર નામ 'जयप्राभृत' હોવાનું જણાવે છે. દલાલ મહાશયનું આ કથન આ ગ્રન્થની તૃતીયગાથાના "पण्हं जय-पावडं वोच्छं" આ ચતુર્થ પાદના વાંચનભેદને આભારી હોવું જોઇએ. 'जयपावडं'ના સ્થાને તેમના વાંચવામાં 'जयगाहुडं' આવ્યું હોય તેમ લાગે છે, પણ અમોએ જોએલ પુસ્તકમાં તો સ્પષ્ટતયા 'जय-पावडं' એવો પાઠ છે, એટલું જ નહિ પણ ટીકા-કારને પણ એ જ પાઠ સમ્મત છે. આ ઉપરથી દલાલ મહાશયના જણાવેલા આ નામાન્તર ઉપર અમો વજન મૂકી શકતા નથી.

પ્રશ્નવ્યાકરણમાં નિમિત્તના સર્વ અંગોનું વર્ણન નથી પણ એમાં જાતકને મળતી પ્રશ્નવિદ્યાનું નિરૂપણ છે, રમલવિદ્યા અને આ પ્રશ્નવિદ્યાનો આબેહુબ મેળ છે. રમલમાં જેમ સોળ પ્રકારની શિકલોમાંથી અમુક એક શિકલ ઉપર હાથ મુકાવીને અથવા પાશા નાખીને જાણેલી શિકલ ઉપરથી પ્રશ્નના ફળનો વિચાર કરી નિર્ણય કરવામાં આવે છે તે જ પ્રમાણે આ શાસ્ત્ર પણ પ્રષ્ટાના મુખથી નીકળેલા પ્રશ્નાક્ષરો ઉપરથી શુભાશુભ ફળનો નિર્ણય કરી બતાવે છે. ઇતર જ્યોતિષમાં પ્રશ્નના ફલાદેશ માટે તાત્કાલિક લગ્ન લેવામાં આવે છે અને તે ઉપરનો ગ્રહ-ચાર જોઇને જ્યોતિષિઓ ફલનિર્ણય જણાવે છે જ્યારે આમાં તેવા પ્રકારની કંઇ પણ ભાંજઘડ કરવાની હોતી નથી. માત્ર પ્રશ્નાક્ષરો ધ્યાનપૂર્વક સાંભળીને લખી લેવા જોઇએ, અને ત્યાર પછી તેની યોનિ જોઇને પ્રશ્નનિર્ણય કરવો જોઇએ. આની પ્રક્રિયા ઉપરથી જેટલી સુગમ દેખાય છે તેટલી જ તે જટીલ છે. જો અક્ષરોની જુદી જુદી સંજ્ઞાઓ, તેના અપવાદો અને અન્યાન્ય અક્ષરસંયોગોથી થતા વર્ણપરાવર્તનો અને તેના પ્રતિઅપવાદો વિગેરે તરફ લક્ષ ન હોય તો નૈમિત્તિકના ફલાદેશમાં વિસંવાદ થતાં વાર લાગે નહિ, એટલું છતાં પણ પ્રશ્નવિદ્યાની આ પ્રક્રિયા અપૂર્વ છે એમાં તો શક નથી. આ ગ્રન્થની પ્રક્રિયાની રુપરેખા નીચે પ્રમાણે છે —

આ ગ્રન્થકારે દુનિયાના પદાર્થમાત્રને જીવ, ધાતુ અને મૂળ એમ ત્રણ વિભાગમાં વહેંચી દીધા છે અને પ્રશ્નદ્વારા તેનો નિર્ણય જોવા માટે નીચે પ્રમાણે પાંચ વર્ગ માન્યા છે —

અ એ ક ચ ટ ત પ ય શ (પ્રથમ વર્ગ)
આ ઐ ખ છ ઠ થ ફ ર ષ (દ્વિતીય વર્ગ)
ઇ ઓ ગ જ ડ દ બ લ સ (તૃતીય વર્ગ)
ઈ ઔ ઘ ઝ ઢ ધ ભ વ હ (ચતુર્થ વર્ગ)
ઉ ઊ અં અઃ ઙ ઞ ણ ન મ (પંચમ વર્ગ)

આ પ્રમાણે તત્કાલીન પિસ્તાલીસ અક્ષરની વર્ણમાલાના નવ નવ અક્ષરના પાંચ વર્ગ કલ્પ્યા,

છે અને એટલા જ કારણથી આ વિદ્યાને 'વર્ગ-કેવલી'ના નામથી પણ ઓળખવામાં આવે છે.[5]

નન્દી તથા સમવાયાંગ સૂત્રમાં પ્રશ્ન વ્યાકરણના વિષયની સૂચના કરતાં સૂત્રકાર લખે છે કે પ્રશ્ન-વ્યાકરણમાં અંગુષ્ઠ પ્રશ્ન આદિ એક સોને આઠ પ્રશ્નો છે.

અપૂર્ણ

---

૫ આવો એક વર્ગ કેવલીનો મૂલગ્રન્થ વારાણસી નિવાસી વાસુકિ નામક શ્રાવક પાસેથી યાકિની મહત્તરા-પુત્ર હરિભદ્રસૂરિને મળ્યો હતો જેની વૃત્તિ તેમણે પોતે રચી હતી. આ વિષે કથાવલીના કર્તા ભદ્રેશ્વરસૂરિ લખે છે કે આચાર્ય હરિભદ્રે આ વૃત્તિ સંઘના આગેવાન યોગ્ય પુરૂષોના કહેવાથી રચી હતી અને તે વૃત્તિને અનુસારે પરીક્ષા કરતાં ગ્રંથની વાતો સત્ય ઠરી હતી પરંતુ દુઃષમકાલમાં આવા રહસ્ય ગ્રંથોના સ્પષ્ટ વિવરણની જરૂરત નથી એમ ધારી તે જ સંઘના પ્રધાન પુરૂષોએ તે વૃત્તિનો લોપ કરાવ્યો હતો. આ હકીકત ભદ્રેશ્વરસૂરિ નીચેના શબ્દોમાં વિસ્તારથી જણાવે છે —

"इमो य वाणारसीए वासुगी नाम सावगो, तेण य कहंचि लद्धा वग (ग्ग) केवलियसुत्तपोत्थिया परं न किंचि बुज्झइ । समागओय सो कयाइ विवहारत्थं चित्तउडे, तं समप्पेइ हरिभद्दसूरिणो । तेणवि ओ (व) ग्ग-केवलित्ति नाउं निवेइया परिणयसंघपुरिसाणं । तेहिंवि वित्तिमिमीए तुब्मे कुणह जेणोवओगिण कहिंवि दरिसण कज्जे होज्जत्ति भणिएण सूरिणा कया ... .. ... ... ... (वग्गकेवलिया) ए परिफुडत्था वित्ती । विण्णासिया य तव्वियरि याणुसारओ जायत्थेहिं परोप्परं केवइ ... ... ... पओगा जाव तहेव संवइया । तओ पुणो नेयारिसाणं पावगंथागमेयंमि काले पयासणं संगयंति परिभाविऊण संघपुरिसेहिं चेव फुसाविया सा वग (ग्ग) केवलीए वित्ती ।"

# યશોવિજયજીનો ક્રિયાઉદ્ધાર

સુધારો દાખલ કરવામાં (૧) જ્ઞાન (૨) શુદ્ધ ધર્મવૃત્તિ (૩) પ્રતિષ્ઠા હોવાં જોઈએ. ધર્માચાર્યને પણ પ્રતિષ્ઠા હોવાનો પ્રશ્ન રહે જ. અલબત તેમની પ્રતિષ્ઠા તેમના શિષ્યના સમૂહમાં મોટી નૈસર્ગિક શ્રદ્ધાને લીધે હોય, તેથી તેમના દરેક સુધારાના પગલાને તેમનું શિષ્યવૃંદ આનંદથી વધાવી લે.

(૧) જ્ઞાન—પ્રયાસ ગમે તેવો ઉત્તમ હોવા છતાં જ્ઞાન વગર જોઈતું ફળ મળી શકતું નથી, કારણકે પ્રજા તરફથી જોઈતો આવકાર મેળવવા માટે તે પ્રજાને હૃદયમાં સચોટ છાપ પડે તેવી રીતે સુધારાનું શુદ્ધ અને સુત્ય સ્વરૂપ સમજાવવાની જરૂર રહે છે. જો લોકોને પોતાના સિદ્ધાંતો બરાબર શાસ્ત્રયુક્તિથી સમજાવ્યા વગર ઘણાં વર્ષોથી ચાલતી આવતી રૂઢીને એકદમ નાબુદ કરવાની સલાહ આપવામાં આવે, તો પ્રજાવર્ગને તે વાત રૂચિકર ન થાય અને તેથી સુધારાને પુરતો આવકાર પ્રજા તરફથી ન મળે. આથી જણાશે કે શાસ્ત્રયુક્તિથી પોતાના સિદ્ધાંતો લોકોને સમજાવવા માટે પૂરતા જ્ઞાનની જરૂર છે. વળી આ પણ સાથે લક્ષમાં રાખવાનું છે કે લોક-બંધારણ કે જે લોકો અમુક વર્ષ થયાં એક વલણ પર ઢળ્યા હોય છે તેથી બંધાય છે તે એક સૂક્ષ્મ-યંત્રની માફક છે; તેને ઘણી ચાલાકીથી વાપરવાની આવશ્યકતા છે. જો તેમાં પુરતી સંભાળ ન રાખવામાં આવે તો, અને તેને વાપરવામાં જરાકે બળાત્કાર કરવામાં આવે તો આખું યંત્ર ભાંગી જાય. આથી સમાજના બળ ઉપર અસર કરવા માટે સમતોલતા જાળવવાનું એટલે સમાજબંધારણના સૂક્ષ્મ યંત્રને એકદમ આંચકો મારીને અવ્યવસ્થિત ન કરવાના કૌશલ-જ્ઞાનની અવશ્ય અપેક્ષા છે.

(૨) શુદ્ધ ધર્મવૃત્તિ—સુધારામાં જ્ઞાનની સાથે હૃદયશુદ્ધ ધર્મવૃત્તિની પણ પૂર્ણ જરૂર છે, કારણકે જો તે ન હોય તો લોકો તરફથી સુધારાને આવકાર મળતો નથી. આપણે જોઈએ છીએ તો કેટલાક સુધારકો કેવળ સ્વાર્થ અગર કંબની ખાતર સુધારાનું કામ હાથમાં લે છે, નહિ કે ખરા હૃદયથી. આવા સુધારકો સુધારાના પવિત્ર નામને બેશક કલંકિત કરે છે.

આવા લોકો તરફથી દેશ કે ધર્મ કે સંસારસુધારાની આશા રાખવી ફોકટ છે.

(૩) પ્રતિષ્ઠા—ઉંચા શિખરપર ચઢવાનો ગતિક્રમ જેટલો કઠિન હોય છે તેટલું પ્રતિષ્ઠા વગર સુધારામાં પ્રવેશ કરવાનું કાર્ય કઠિન છે. ધર્માચાર્યમાં પ્રતિષ્ઠા રહેવાનું સ્વાભાવિક છે. પોતાના સદ્‌વિચારથી, જ્ઞાનથી અને ઉત્તમ ચારિત્રથી સામા ઉપર ઉત્તમ પ્રકારની છાપ તથા પ્રબળ આકર્ષણ કરી શકાય તો જ અને તેથી શિષ્ય-શ્રોતા સમૂહમાં નૈસર્ગિક શ્રદ્ધા જાગ્રત થઇ ધર્માચાર્યના સુધારાને હૃદયપૂર્વક આવકાર મળે. આવી રીતે પ્રતિષ્ઠા હોવાથી કરવા ધારેલા સુધારાને તોડનારને શાસન-શિક્ષા-દંડ આપવાની સત્તા પ્રાપ્ત થાય છે. કાયદાનો ભંગ કરનારને જો શિક્ષાનો ભય ન હોય તો તે કાયદો અમલમાં આવે નહિ, પરન્તુ માત્ર નામનો કાયદો કહેવાય. માટે પ્રતિષ્ઠાની ખાસ જરૂર છે.

આ સમયે ક્રિયાઉદ્ધાર કરવાની ઘણી જ જરૂર હતી. તે તે સમયની શિથિલતા, અત્યાચાર, કુમતિઓ, કુમુનિઅવસ્થા, અંધશ્રદ્ધા વગેરેનું આબેહૂબ, હૃદયંગમ, અને કરૂણારસિક ચિત્ર ઉપાધ્યાયશ્રીએ પોતાના શ્રી સીમંધર સ્વામીના ૩૫૦ ગાથાના સ્તવનમાં સંપૂર્ણ આલેખ્યું છે.

હમેશાં દરેક પ્રજાનું જીવન તેના સાહિત્ય ઉપરથી જણાય છે. કવિતા, સંગીત અને નાટકો પ્રજાના વિચારપ્રવાહની અચૂક સાબિતી છે. જેમ પ્રજાના ઇતિહાસમાં અમૂક સમય, અમૂક હિલચાલ અને અમૂક ચળવળથી આચ્છાદિત થયેલો હોય છે, તેમ સાહિત્યમાં પણ ઐતિહાસિક તબક્કાને અનુસરતા કેટલાક સમય હોય છે. પ્રજાની ઐતિહાસિક ઉન્નતિના વિશિષ્ટ કાળના મહત્ત્વના વિચારો તેના સંગીત, કાવ્યો અને નાટકો ઉપરથી જણાઇ આવે છે. દરેક ઐતિહાસિક ચળવળ બહુધા વિચારશક્તિની ચળવળ હોય છે, અને એક રીતે કહીએ તો કવિઓ અને તત્ત્વચિંતકો તેમ જ ઉદ્ધારકો સાધારણ કાર્યકુશળ મનુષ્યોના કરતાં તે ચળવળના વધારે સબળ આત્મારૂપ હોય છે. દરેક દેશના સાહિત્યના ઇતિહાસમાં પ્રજાજીવનની અંદરની અને બહારની વિચારમાળામાં જે સૂક્ષ્મ સંબંધ રહ્યો છે તે તાદૃશ્ય બતાવી આપનાર દૃષ્ટાંત ઘણાં મળી આવે છે, પરંતુ આપણે અહીં જૈનદર્શનમાં સમયાનુસાર જે જે શ્રી યશોવિજયે ગાયું છે અને હજુ અસ્તિત્વમાં હોઇ સારી રીતે વંચાઇ મનન થાય છે તેની સાથે છે, તેથી તે હવે પછી તપાસીશું.

# નલદવદંતી ગીત

નલદવદંતી નીસર્યાં, જૂવટે હારી દેશ, નલરાજા
વન માંહે રાતિવાસો વસ્યા, સૂતાં ભૂમિપ્રદેશ, નલરાજા૦ ૧
મુજને મૂકી તું કિહાં ગયો, અબલા કુણ આધાર, નલરાજા
સાદ કરે સગલી દિશે, દમદંતી નિજ નાર, ન૦ ૨
દમદંતી સુતી થકી, મુંકી ગયો નલરાય, ન૦
વસ્ત્ર કિપરિ અક્ષર લિખ્યા, સાસરે પીહર જાય, ન૦ ૩
દમદંતી દેખે નહિ, નયન સલૂણો નાહ, ન૦
દે ઓલંભા દૈવને, દુખ કરે મન માંહ, ન૦ ૪
હે હે પુરૂષ કઠિનહીયા, પુરૂષનો કેહો વિસાસ, ન૦
ઇમ અબલાને એકલી, કુણ તજે વનવાસ, ન૦ ૫
દમદંતી પીહર ગઇ, પાલ્યો નિરમલ સીલ, ન૦
સમયસુંદર કહે પિઉ મલ્યો, લાધા અવિચલ લીલ. ન૦ ૬

—સમયસુંદર (વિક્રમ ૧૭મું શતક)

બળદ કોઇ ચોરી ગએલ છે, તેથી તે ચોરનાં પગલાં જળમાં જોઇ તેને તે શોધવા માગે છે. જળમાં પગલાં જોઇ શકવાં એ તો આશ્ચર્યજનક, પણ તેવી વિદ્યા તેની પાસે હતી તે શીખવવાનું વિનવતાં તેણે ૭ માસ સુધી શિષ્ય તરીકે રહ્યા પછી જ શીખાય એમ જણાવતાં, કોટવાલનો પુત્ર શ્રીધર શીખવા રહ્યો. અન્ય ચાર મિત્ર ચાલતાં એક વનમાં ઘણા ઘાયદ (ઘાયલ) પુરૂષો નજરે પડયા. તેને પોતાની વિદ્યાના બળથી પાણી છાંટી સાજા કરનાર એક વિપ્રને જોઇને તેની પાસેથી તે વિદ્યા શીખવા શ્રુતરામ (પુરોહિત-સુત) ૭ મહિનાના વચનથી રહ્યો. અન્ય ત્રણ મિત્રો ચાલી નીકળ્યા. કંચનપુર નગર પાસેની અશોકતરૂ વાડીમાં વિશ્વકર્મા નામનો સુતાર ગજરજ ઘોડા બનાવી મંત્રબળથી આકાશે તેને ઉડાડતો હતો. સુતારસુત સાગર આ વિદ્યા શીખવા ૭ માસની બંધીથી આ સુતાર પાસે રહ્યો.

હવે રાજા અને પ્રધાનના પુત્રો બંને પ્રયાણ કરી પુષ્પપુરી નગરમાં આવ્યા. ત્યાં વરદત્ત નામનો વ્યવહારી વસ્ત્ર, પાત્ર, અન્ન અને પાનનું દાન જે માગે તેને આપતો હતો. રાજકુમારે વિચારતાં તેણે કહ્યું કે કોઇ યોગીએ આપેલ અક્ષીણ વિદ્યાથી આટલું દાન તે આપી શકે છે. અને તે વિદ્યાનો ઉપયોગ દાન દેવામાં પોતે કર્યો; કારણ કે

નરનું ભૂષણ જેહને નિધાન, ધનનું ભૂષણ જે જગદાન.૭૬
દાન તણું આભરણ સુપાત્ર, શાલિભદ્ર સુકોમલ ગાત્ર,
મૂલદેવ ધનો ધનસાર, દાને સુખ પામ્યો નયસાર. ૭૭
જો સાગર જળો કૃપણ થયો, તો મુખ લેઇ નીચો ગયો,
જો જલધર વરસી દત્ત દેઅ, તો સહુ મસ્તક ગાજે તેહ. ૭૮

આ વિદ્યા શીખવા પ્રધાનસુત સુરમિત્ર આ વ્યવહારી પાસે રહ્યો. રાજકુમાર એકલો નિકળી વચમાં આવતું વન ઉલંઘી અને નદીને પોતાની વિદ્યાથી ઉતરી એક શૂન્ય નગરમાં આવી ચડયો. મોટાં મોટાં મંદિરો, ચૌટાં, બજાર પણ એક પણ માણસનું નામ ન મળે. એક સપ્તભૂમિ પ્રાસાદમાં માંજારી દીઠી. ત્યાં જઇ જોતાં બે તુંબડી બાંધી હતી તે છોડી, તેમાંનું અંજન માંજારીની આંખે લગાવતાં તે કુમારી થઇ ગઇ. કુમારીએ સ્વવૃત્તાંત કહ્યું કે

કે કનકપુરીના કનકધ્વજ રાજાની કનકમંજરી રાણીથી થયેલ પોતે પ્રિયંગુમંજરી નામની કુમારી છે અને ચિત્રાંગદ નામનો મણિમંદિરનો રાજા માંસલોલુપી હતો તે પોતાની નગરીના માણસોને મારી તેનું માંસ ખાતો હતો, તેથી ત્યાંના વિદ્યાધર લોકોએ હાંકી કાઢયો. તે આ નગરીમાં આવતાં ને સૌને બીવડાવતા બધા લોક ભાગી ગયા. મને તે રાક્ષસે અહીં રાખી છે અને મને તે પરણશે. કુમારે પોતાનો વૃત્તાંત કહ્યો. કુમારીને રાગ થયો. પછી તે રાક્ષસને કુમારે મારી નાંખ્યો. બંને પરણ્યા.

એકદા બંને વનક્રીડા કરતાં હતાં. નદી વહેતી હતી. ત્યાં કુમારીનો સવા લાખનો કંચુક પડી ગયો. રાજા લેવા ગયો પણ હાથ ન આવ્યો. આ તણાતાં વિજયાપુર પાસે આવતાં એકને તે મળતાં તે ત્યાંના રાજા મકરધ્વજને ભેટ કર્યો. આ જોઇ તે રાજા કામાતુર થયો અને તેની પહેરનારીને મેળવી આપનારને પોતાનું અર્ધું રાજ્ય આપશે એવો ગામમાં પડહ વજડાવ્યો. એક કોશા નામની વેશ્યાએ તે કામ ૭ માસમાં કરવાનું માથે લીધું. રાજાનું એક ભૂષણ લઇ શોધતી શોધતી સુમિત્ર રાજાના શહેરમાં આવી. રાણીનું રૂપ જોઇ વેશ્યા ચમકી ગઇ.

કે કમલા એ સરસતિ રૂપ, કે ચક્કેસરી તણું સ્વરૂપ,
કે એ દેવી સુરસુંદરી, રંભ તણું રૂપ લીધું હરી. ૪૫
જસ મુખ દેખી લાજ્યો ચંદ, ગતિ પેખી ત્રાઠો ગયંદ,
ભમુહ ધનુષતણેં આકાર, ખંજન લોચન દીસે નારી. ૪૬
નાસિકા અતિ અણીઆલી આજ, તે દેખી લાજ્યો સુરરાજ,
અધર જિસ્યા પરવાલી રંગ, કંચનવરણું જેહનું અંગ. ૪૭
દંત જિસ્યા મોતીની માલ, રસના જેહની અતિ સુકુમાલ,
કંઠ ભલો કોકિલનો ત્યાંહિ, તેણે કાલે ગુરિં વનમાહિં. ૪૮
યુગલ પયોધર કંચન કુંભ, ચિત્રા લંકી દીસે રંભ,
જાણે ઉદર પોયણનું પાન, મધુર વચનેં મુખ ધરેં ધ્યાન, ૪૯
જંઘ સુકોમલ કદલી થંભ, પગ કરતલ અતિ રાતા રંગ,
દીઠો નારી રૂપ અચંભ, કોશ્યા પરખે થઇ થિર થંભ. ૫૦

તે વેશ્યાએ રાણી પાસે આવી કહ્યું કે તું મારી ભત્રીજી થા અને હું તારી ફઇ થઉં. ન્હાનપણમાં મને પરણાવી તેથી સાસરે ગઇ. ત્યાં મારો ધણી ગુજરતાં હું પિયર આવી. ત્યાં તો આ નગરીના રાજા કનકધ્વજ મારા બંધવનું મરણ થયું જોયું. કનકમંજરી

તેની રાણી અને પ્રિયંગુમંજરી તેની બેટી હતી. મેં ખૂબ શોધ કરી. આખર પુણ્ય સંયોગે પાછી અત્ર આવતાં તું મળી. પ્રિયંગુએ આ વાત સાચી માની પોતાના પતિને કહી બતાવી તેઓ સાથે રહેવાનું કર્યું. વેશ્યા ખૂબ હળી ગઇ. એક વખત પ્રિયંગુને કહ્યું કે આ નિર્જન શહેરમાં કેમ રહી શકો છો? તેના જવાબમાં કહ્યું કે મારા ધણીની પુંઠે બાંધેલા યંત્રના પ્રભાવે કોઇ પણ હથિયારથી કે ભૂતડાકણથી તે નિર્ભય છે. એક વખત રાજા ન્હાવા બેઠો એટલે વેશ્યા તેને નવરાવવા આવી અને માથે પ્રપંચથી કટોલી તેલ રેડી આંખ ચોળતો કર્યો. હથિયાર બાળી નાંખ્યા, યંત્રને અગ્નિ લગાડી. રાજા નિશ્ચેતન થયો. પ્રિયંગુ દોડી આવી ને જોયું કે ધણી મૃતપ્રાય થયેલ છે એટલે મૂર્છાગત થઇ ધરણી પર ઢળી પડી. ચેતન આવતાં વિલાપ કરવા માંડી કેઃ—

ઢાલ ચંદ્રાયણની—રાગ કેદારો ગોડી

પ્રીઉ પ્રીઉ મુખેં હમ ઉચ્ચરતી, ખિણુ ઉભી ખિણુ ભૂમિ પડતી,
હિયડામાંહિ બહુ દુઃખ ધરતી, લોચન બે આંસુજલ ભરતી ૧૭૧
'પ્રાણ શરણ દીસાવો કંતા? સ્યે અપરાધેં નવ બોલતાં,
ઉંડારી સત તે ગુણવંતા, તુઝ વિણુ કુણ કરે મુઝ ચિંતા ૧૭૨
જો મેં અવગુણ ઉચ્ચરીઓ તાહરો, તે અપરાધ ખમે પ્રભુ મારો
પુરવ રોષ કો મમ સંભારો,
સ્વખ અપરાધ કીઓ પ્રભુ મારો. ૧૭૩
નારી કુનારી હુઈ જો કુડી, તો નર પ્રકૃતિ કરવી રૂડી,
રે ગુણરાજ સંભારો ગુડી, કહો વિરહ કાદવમાં બુડી ૧૭૪
(દુહા) વિરહ કાદવમાંથી કાઢીઇં, ચાંદે ન દીજે ઘાય,
દુખિયાનેં નવિ દુહવિઇં, વિરહ મુઝ માતપિતાય ૧૭૫

(ઢાલ) સોંદલણી પરિ એકલો રે

આગેં માત વિછોડ્યાં રે, પિતા ગયો પરલોક
નાહલની જનિ મેં થઇ રે, કરમે કિંધા કુલેશેરે;
સ્વામી સંભાલીઇં
છાંડો અબોલણાની રે, નાર નિહાલીઇં—આંકણી ૭૬
મોહેં મૂંકી કામિની રે. કરતી મોટ વિલાપ,
આજ ઉદય મુઝ આવીઆં રે, પુરવ ભવનાં પાપ રે.
સ્વામી ૭૭
જો નવિ બોલો નાહલો રે, તો નહિ જીવિત આસ,
[illegible] સંભારશું રે પાડું ગલપાસ રે—સ્વામી ૭૮

પાશ લેઇ કંઠે ધરી આત્મઘાત કરવાનો વિચાર કરે છે ત્યાં વેશ્યા કહે છે કે 'એમાં શું રૂવે છે? તારા નાથને મેં માર્યો છે, અને તે નરમાં હતું શું? હું તને વિજયાપુરના મકરધ્વજ રાજા સાથે પરણાવું. તેની સાથે સુખ રાતદિન ભોગવ. આ સાંભળી રાણીને ઘણો ક્રોધ ચડ્યો, ને કહ્યું કેઃ—

દોય પ્રકારે નારિતણાજી. પુષ્પ ધંતુરા રે જેમ
વિણસેં કે શંકર શિરેંજી, ત્રીજે વલી કહું કેમ, સોભાગિણી ૮૫.
તિમ સુકુલીણી ત્રિયા વલીજી, આવે નિજ નર કામ,
કે કાયા અગનેં બલેંજી, અવર ન ત્રીજે ઠામ સો૦ ૮૬

પછી વેશ્યાએ તેના કંચુકને દેખતાં કામી થયેલા નૃપની વાત જણાવી કહ્યું કે તેના કહેવાથી હું તને લેવા આવી છું. પ્રેમથી આવે તો તેમ નહિ તો તને ઘાત કરીશ. કુમારીએ કર્મની ગતિ વિચારી કંથે કહેલી પૂર્વ વાત સંભારી કે ચાર મિત્રો અહીં આવશે અને તે મારા કંથની સહાય કરશે. આથી ભોળી બની વેશ્યાને બનાવવા લાગી. પોતાના કંથને મંદિરમાં જઇ પેટીમાં ભર્યો અને તેને તાળું દીધું. વેશ્યા ઉક્ત રાજા પાસે લઇ ગઇ. રાજા પરણવા તૈયાર થયો એટલે આ કુમારીએ જણાવ્યું કે હમણાં મારા નાથના મરણનો શોક એક માસ માટે પાળવા દ્યો ને તે દરમ્યાન મને દાન દેવા દ્યો પછી પોતે પરણશે. આ વિનતિ રાજાએ સ્વીકારી એટલે કુમારી હમેશાં દાન દેવા લાગી.

પેલા ચારે મિત્રો પોતપોતાની ઇચ્છેલી વિદ્યા સાધિત કરી પેલા શૂન્યનગરમાં આવ્યા. કુમાર મળે નહિ એટલે તપાસ કરતાં પગલાં જોતાં આ કુમારી જ્યાં દાન દીયે તે નગરમાં આવ્યા. બધા મળ્યા. કુમારી સાથે આવવા તત્પર થઈ અને બધા સાથે નિકળે તે પહેલાં કુમારીએ રાજાને કહેવરાવ્યું કે તે પુરોહિતની, કોટવાલની, પ્રધાનની અને સુતારની એમ અનુક્રમે ચાર કન્યાઓ પેલી વેશ્યા સાથે મોકલાવો કે તેની સાથે રાજા પાસે પોતે આવે.

કામી નર રંગું રંગું નહિ કરે, વનિતા વચનેં પ્રતિબિંબ કરે
ચંડપ્રદ્યોતને પાડ્યો ફેર, અભયને નૃપ કીઓ બોલ ૨૨૬
નારી વચનેં નાચ્યો પ્રભુ, શાલ મુનિ બાંધું શીશ.

કામાતુર રાજા કન્યાને લઇ મહા ઉત્સવ સહિત સામો ગયો અને અશોક તરુની વાડીમાં આવ્યો. આ અવસરે સાગર સુતારે વિમલ વાહન ઘડી તેમાં પ્રિયંગુ તથા ચાર નારીઓને બેસાડી; ચારે મિત્રોએ કોસ્યા વેશ્યાને પકડી મારી ને રાજા ઉપર ફેંકી. રાજાનું કપાળ ફુટયું અને દાંત પડી ગયા. આ રીતે વેશ્યા ભુંડે હાલે મરણ પામી. 'ભુંડું કરતાં ભલું ન હોય' એ આ પરથી સાર નિકળે છે.

ચાર મિત્રો રાજાને 'રાક્ષસ કન્યા પરણજો' એમ કહી વિમાનમાં ચાલી નિકળ્યા, ને જ્યાં રાજાનો કુંવર હતો ત્યાં આવ્યા. પેટીમાંથી ભર્તારને પ્રિયંગુએ કાઢ્યો. અચેતનને મંત્રબલે કરી સુતરામે સચેતન કર્યો, ને પૂર્વની વાત કહી સંભળાવી. ચારે મિત્રો ચાર કન્યાઓને પોતપોતાના કુળ પ્રમાણે પરણ્યા. રાજાનો કુમાર સુમિત્ર રાજા તરીકે રાજ્ય અત્ર કરે છે, ત્યાં તેના પિતાના બીજા જે આવીસ પુત્રો હતા તે કર્મે કરી અનાથ થયા.

સરિખી વેલા સરિખો કાલ, સરિખા દિનાં નહિ નર ભૂપાલ
સુર નરનારિ અરિહા ઇંદ્ર, સરિખિ વેલા નહિ રવિ ચંદ,
વાસુદેવ બલદેવા કોડિ, કાલેં ચક્રિ પામ્યો ખોડિ ૨૫૧
એ દ્રષ્ટાંતે તૂઓ સંસાર, કવિ કહે માન તજો નર નાર્ય.

તેઓ કનકપુરમાં આવ્યા તે રાજા સુમિત્રે ગોખમાંથી જોયું એટલે રાજા તેમની પાસે જઇ પગે લાગ્યો. તેમણે જણાવ્યું કે અમો ચંપાપુરીના ધવલવાહન રાજાના પુત્ર છીએ. શત્રુએ આવી રાજાને હણી ચંપાપુરી લઇ લીધી તેથી અમો ભાગી અત્ર આવ્યા છીએ. સુમિત્ર સર્વને ભેટ્યો અને પોતાની વાત જણાવી તેમને પોતાના રાજ્યમાં સુખે રહી આનંદ કરવા જણાવ્યું. તે સર્વેએ કરેલા અન્યાય અને દોષ માટે માફી માગી. સુમિત્રે કહ્યું કે તમારા પ્રતાપે તો આટલું બધું પામ્યો.

ચાર વસ્તુ લહી તે રાય, તે સહુએ બ્રમ્હતણો પસાય,
મિત્રસ્નેહ પરીક્ષા થઈ, કૌતિગ જોયું મેં ગહગહી
સીલ સ્ત્રીયાનું સુધું આજ, ચોથું વચન થયું જે રાજ્ય ૨૬૧
અનેક સુખ પામ્યો સંસાર, નૃપ કુમારિ પરણ્યો બહુ નાર
અનેક લક્ષ્મીલીલા લહિ, બંધવ સોય પસાય બ્રમ્હ સહી ૨૬૩

ભાઇઓએ જણાવ્યું કે જેમ (દુહા)

અગર દહંતો ગુણ કરે, ચંદન ઘાસંતાહિં
સુપુરૂષ દુહવ્યો ગુણ કરે, પાનરસ ચાવંતાહિં ૨૬૪

તેમ તમે સુપુરૂષ છો તેથી એમ જણાવો છો. હવે આપણા પિતાની પૃથ્વી શત્રુ ભોગવે તે બનવું ન. જોઇએ કારણકે તે ક્ષત્રિયને લજ્જા સમાન છે.

જેહમાં વેરી વહી ગયા, માંગણ ગયા નિરાસ,
તેહની જનની ભારે મુઇ, ઉદરે વહી દશ માસ. ૨૬૮
સિંહ પચાર્યું નવિ ખમે, સાયર જલધર ગાજ,
ખારો ક્ષત્રિ નવિ ખમે, વેગે ચડો મહારાજ. ૨૬૯

રાજા સેના લઇ સહુ ભાઇ અને મિત્રો સાથે ચડ્યો, ને વચમાં મધુરધ્વજ રાજાને હરાવી તેને સેના સાથ સાથે લઇ ચંપાનગરી આવ્યો. ત્યાં શત્રુ રાજા રણમલ સામો થયો.

ક્રોધે ક્રિમે અલગા નવિ થાય, ધસિ ધસિ રણ ઘાલેં ધાય,
ગજ સાથે ગજ તિહાં આથડે, રથે રથ તે સામ્હા ભડે,
પાલેં પાલા વિલગા બાથ, આયુધ ઉછાલેં નિજ હાથ,
અશ્વ ચડયા રણ કેતા ધસે, વિકતાં રણ પાછા નવિ ખસે
મૂકે નાલ હવાએ તીર, પાછા ડિંમે ન ભાજે વીર.
તરવારે રણતાલિ પડે, સૂરાને સૂરાતન ચઢે,
કાયર સંભારે નિજ બાપ, કહે પૂરવ એ લાગાં પાપ. ૨૭૭
અસ્યાં વચન રણકાયર કહે, સૂરા તે રણ માંડી રહે,
લીધી ભૂમિ ન આપે તેહ, જો સતખંડ થાયે તસ દેહ. ૨૭૮
એમ વિઢયો રણેં સબલો થાય, ગજે ચઢીઓ સુમિત્ર રાય,
જઈ બોલાવ્યો રાય રણમલ, આવે આયો જો હોય બલ. ૨૭૯
રણમલ રીસ ચડયો તિહાં ધસે, સુમિત્ર સજ્જ થયો તિહાં તિસે,
બેહુઇ નૃપ ઝુઝેં રણમલ, હાર્યો તિહાં રાજા રણમલ ૨૮૦

રાજા સુમિત્રે રાજ લઇ લીધું. રણમલ્લ નાસી ગયો. પછી સુમિત્રે ત્યાં થોડો વખત બાવીશે ભાઇઓને ચંપાપુરી સોંપી પોતે સૌની રજા લઇ માતાને સાથે લઇ કનકપુર આવી રાજ્ય કર્યું. એટલામાં ધર્મઘોષસૂરિ ત્યાં આવ્યા. પ્રવેશમહોત્સવ કરી રાજાએ દેશના સાંભળી. જીવ અનેક યોનિમાં ભ્રમણ કરી દુઃખ પામી મનુષ્યભવ પામ્યો છે ને તેમાં આર્યક્ષેત્ર, ઉત્તમ કુલ, ઇંદ્રિય, ધનસંયોગ, નિરોગી દેહ વગેરે ચીજો મળવી દુર્લભ છે. વળી સદ્દગુરૂનો યોગ પણ દુર્લભ છે. આ સર્વ રાજા ! તું પામ્યો છે. હવે તૃષ્ણા છોડી તેનો નાશ કરવો યોગ્ય છે.

તૃષ્ણા તરણી પાપિણી, કદા ન ગરઢી તેહ,
ખાધું પીધું પહરીઉં, કદી ન જાણે દેહ. ૩૦૦
ગલા લગેં ઠાંસી ભરી, તે પિણ પાપી પેટ,
તોહી તે પણિ લાલચી, કદીઇ ન મૂકે નેટ

આ પર એક કથા છે કેઃ—કોસંબીમાં ચાર મંત્રી હતા. ૧ રાજાનો કુમાર, ૨ પ્રધાનપુત્ર, ૩ વ્યવહારીનો પુત્ર, ૪ તલાર જાતિનો પુત્ર. એક નિશાળે ભણી ગણી યુવાન થયા ત્યારે રાજા ત્રણ મિત્રને કહેવા લાગ્યો કે દૂપમેડક થવું નકામું છે માટે પરદેશ જવું, ને ધન મેળવી આવવું. એટલે તેઓ ચારે પરદેશ ચાલ્યા. એક ગામ આવ્યું કે જ્યાં ચોર આદિની બીક ઘણી હતી. ત્યાં કોટવાલના પુત્રે ભીલ-ચોરના આગેવાનને મારી નાંખ્યો. આથી લોકો રાજી થયા. ત્યાંથી ચાલી એક નગર આવતાં ત્યંના ઉંચા વડ પાસે ચારેએ વિસામો લીધો. એક એક પહોર દરેકે જાગી ચોકી કરવી એ પ્રમાણે ઠરાવ કરી પહેલે પહોરે રાજકુમાર જાગ્યો. તે વખતે 'પડું'એ શબ્દ થયો. 'અર્થ અનર્થનું મૂલ છું માટે વિચારી જવાબ આપજો' આ પણ ધ્વનિ સાથે થયો કે કુમારે તુરત જ હા પાડી; એટલે એક દેવ પુરુષ પડ્યો. તે સુવર્ણને દાટી દઇ કોઇને ન કહેવ નો નિશ્ચય કર્યો કે રખે ને બીજા ભાગ માગે. આ પ્રમાણે એક એક પહોર વીતતાં ત્રણેને એમજ થયું અને ત્રણેએ સુવર્ણ પુરુષ દાટયા. સવાર પડતાં કોઇ આગળ પ્રકાશ ન કરે. દરેકના મનમાં એમ કે બીજાઓ આઘા પાછા થાય તો તે દાટેલું લઇ લઉં અને તેમાં કોઇ ભાગ ન માગે માટે તેમને મારી નાખવા. પછી નાસ્તો કરી પ્રયાણ કરવું એમ ઠરાવ થયો કે જેથી એક જણે બીજાને ઝેર નાખી મારી નાખે. એક મિઠાઇ લાવ્યો, બીજો પાનબીડાં લાવ્યો, ત્રીજો કંઇ લાવ્યો. દરેકમાં ઝેર હતું. આથી બધા મરણ પામ્યા ને સુવર્ણ એમને એમ દટાયેલું રહ્યું.

સુમિત્રે સૂરિજીને પૂછયું કે આમ થવાનું કારણ શું ? ત્યારે તેમણે જણાવ્યું કે શ્રીપુરમાં રામ રાવત વસતા હતા. તેમણે આસની તકરારમાં ગામને બાળવા દાસને મોકલ્યા. ચાર દાસ ગામ બાળવા ગયા. બાળતાં દયા આવી એટલે એક ખેતર બાળ્યું તેમાં કણબી મરી ગયો. તે કણબી વ્યંતર થઇ તે વડમાં રહ્યો, ને તે ચાર દાસ મરીને ચાર કુમાર થયા. તે જેવા વડ નીચે આવ્યા કે તે વૃક્ષ કોપ્યો ને સુવર્ણની લાલચ આપી ચારેનાં મરણ સાધી શક્યો.

આથી સુમિત્રે ચિંતવ્યું કે 'મેં રણમાં ઘણાને હણ્યા છે તેથી મારો ઉદ્ધાર કેમ થશે ? માટે દીક્ષા લઇ તપ જપ સંયમ આદરૂં કે જેથી ભવનો પાર આવે.' ગુરૂને દીક્ષા આપવાની વિનંતિ કરતાં ગુરૂએ જણાવ્યું કે 'તારે હજુ ભોગ્ય કર્મ બાકી છે તો લક્ષ વર્ષ શ્રાવકધર્મ આદર.' આથી શ્રાવકનાં બાર વ્રત ગુરૂ પાસેથી લીધાં.

બાર વ્રત શ્રાવકનાં ધરે, બે પડિક્રમણાં નિત્યે કરે,
ત્રિણ કાલ પૂજે નિત દેવ, નિત સારે સદ્ગુરૂની સેવ. ૩૪૪
એક સહસ્ર રાજાને સાથિ, નૃપ પોસો પાલે દિનરાત,
પારેં નૃપ વાલણે સંચરે, પોષધ ધરસ્યું પારણું કરે. ૩૪૫
લક્ષ્મ ભોજન એક મારો કરે, સુકૃત ભંડાર તે પોતે ભરે,
શ્રાવક કોડિ તે સમકિત ધણી, વરસે ભગતિ કરે અતિ ઘણી
સાહમી કાજે વ્હોરી કરે, વિવિધ સુખડી એલા ભરે,
ભીસણ્ડારા બઇ નર શીરિ, કૃપણ સોય બહુ રક્ષા કરે. ૩૪૭
કીધા જિનપ્રાસાદ ઉત્તંગ, સુવર્ણબિંબ ભરાવ્યાં ચંગ,
વરસિં એકદા સંઘવી થાય યાત્રા કરે સુમીત્રદ રાય ૩૪૮
સ્નાત્રપૂજા તે નિતુ કરે, દુર્બલ સાહમીને ઉધરે,
શત્રુકાર મંડાવે સાર, રાંધ્યો કોરો આપે આહાર ૩૪૯
ચઉદ નિયમ સંભારે રાય, ધર્મ કરંતાં દિહાડા જાય.

હવે રાણીએ સ્વપ્નમાં સુર જોયો અને તેથી પંડિતે સ્વપ્ન વિચાર લહી એક પવિત્ર પુત્ર થશે અને તેનું નામ 'ઇંદ્રદત્ત' આપજો એમ જણાવ્યું. તે પ્રમાણે પુત્ર થયો.

શુભ લગને જનમ્યો તે સાર, હરખે દાન દીઇ ભૂપાલ,
તલીયાં તોરણ બાંધ્યાં બંધાય, ધવલ મંગલ નૃપનારી ગાય ૩૫૩
મંગલમાલા બારણે, ઓછવ અતિ મંડાણ,
સુખવિલસે નૃપ તિહાં રહ્યો, રાય સુમિત્ર સુજાણ. ૩૫૪

સુખમાં ઘણો સમય વીત્યા બાદ યશોભદ્રસૂરિના આગમનની ખબર વનપાલકે જણાવી કે વનમાં આવ્યા છે એટલે રાજા ત્યાં ઘોડા હાથી સેના પરિવાર લઇ વંદનાર્થે ગયો — સામૈયું કર્યું. પછી સૂરિએ દેશના આપી.

યશોભદ્ર દીઇ દેશનાએ બોલે મધુરી વાણ તો,
ધર્મ કરો જગ જીવડાએ, મકરો પરની હાંણિ તો. ૩૬૪
મૃષા મ બોલો માનવી એ, ચોરી ચિત્ત ઉતાર તો,
જો હિત વાંછે આતમાએ, તો છાંડો પરનાર તો. ૩૬૫
પરિગ્રહ પાપ ન મેલીઇ એ, નવિ ખાઇઇ અભક્ષ્ય તો
અનંતકાય નિતુ ઓલખોએ, ગુરુ ભાખે હીત શીખતો ૩૬૬
તૃષ્ણા તરૂણી પરિહરો એ, મુકો વિષય કષાયતો,
રાજરિદ્ધિ સુખ નહી ભલાએ, જેણે જીવ દુરગતિ જાય તો ૩૬૭
રાજ કરંતો જે મરે એ, લહે નરગિં અવતાર તો,
બુઝિ બુઝિ નૃપ રાજીયા એ, પાલ્યે શુભ સંયમ સારતો ૩૬૮

ગુરુવચન સુણી વૈરાગ્યવાન્ બની રાજપાટ છોડવાનો વિચાર કરી ગુરુ પાસે બે હાથ જોડી ઉભો રહ્યો ને ચાર પ્રશ્નના ઉત્તર આપવા વિનતિ કરી. પૂર્વવૃત્તાંત-જન્મ જણાવો. કયા કર્મે રાજા થયો, કયા કર્મે દુઃખ આવ્યાં, કયા કર્મે મંત્રી મળ્યા અને શાનાથી સ્ત્રીસંકટ આવ્યું. આના ઉત્તરમાં ગુરુએ જણાવ્યું કે

'ક્ષેમસાર ને ક્ષેમશ્રી નામની ભાર્યા હતી ને ચાર મિત્ર નામે સોમ, સોહલ, લક્ષ્મણ અને ભીમ હતા. એક દિન માસક્ષમણમુનિ વહોરવા આવ્યા તેને 'સુઝતાં' અન્ન અને પાણી વહોરાવ્યા, તે વખતે તે ચારે મિત્ર પાસે હતા તેણે અનુમોદના કરી. આથી પાંચે અને છઠ્ઠી સ્ત્રી મરી સુધર્મા દેવલોકમાં દેવ થયા. આ દાનનો મહિમા. ત્યાંથી સુખ ભોગવી ક્ષેમસારનો જીવ તું નૃપ થયો, ક્ષેમશ્રી તારી સ્ત્રી થઈ ને ચાર મિત્ર તે મંત્રી થયા. તને શાથી આપદા થઇ? તેનું કારણ એ છે કે પૂર્વભવમાં ક્ષેમશ્રીને એક દાસી હતી તેને તેણીએ કંઇ કાર્ય સોંપ્યું પણ તે કરી ન શકી તેથી તેણી ખીજી ને તને કહ્યું તેથી તું પણ ખીજ્યો, તે દાસીને મંજૂષા (પેટી)માં પૂરી. તે ભૂખીતરસી મરીને વેશ્યા થઇ કે જેણીએ તને ત્રીસ દિવસ સુધી સંકટ આપ્યું. તારી સ્ત્રીને કષ્ટ પડયું તે તેણીની જીભનો દોષ છે. વાતમાં વિષ રેડી ક્ષેમસારને ખીજવ્યો તે કર્મના ઉદયથી તેણી કષ્ટ પામી.

આથી રાજા સુમિત્રને જાતિસ્મરણજ્ઞાન થતાં તેણે પુત્રને રાજ્ય સોંપી સુત પાસેથી આજ્ઞા લઇ સંયમ લીધો. અને તે સાથે રાણી પ્રિયંગુમંજરી, તેમજ ચારે મિત્રોએ પણ યશોભદ્રસૂરિ પાસે દીક્ષા લીધી. આ રીતે રાજાએ દીક્ષા લઇ, શુદ્ધ અને નિરતિચારપણે સંયમ પાળી આયુષ્ય પુરૂં કરી મુક્તિ મેળવી. આ રીતે આ રાસ પૂરો થયો. કવિ છેવટે કહે છે કે:—

સુણતાં સુખશાતા ભણતાં હોય કલ્યાણો,
કવતાં કવિ સુખીઓ સોવે સોય સુજાણો. ૪૧૪
મિં ગાયો મુનિવર રાજઋષિ સુમિત્રો
દાનવિધાનો જ્ઞાની સોય પવિત્રો. ૪૧૫

દૂહા

પવિત્ર નામ જગિ જેહનું, હું વંદું તસ પાય,
કરજોડી નિત પ્રેમસ્યું, ઋષભ કવિ ગુણ ગાય. ૪૧૬

ચોપઇ

ઋષભ કવિ ગુણ તાહરા ગાય, હઇડે હરષ ઘણેરો થાય
સકલ કવિ લાગું પાય, ગાયો સુમિત્ર મુનિવર ઋષિરાય. ૪૧૭
ગાતાં સુણતાં કવતા ત્યાંહ, દૂષણ જે દીસે મનમાંહિ,
તે પંડિત ટાલયો તુહમો, ઈણ વાતે સુખ લહસ્યું અહ્મો. ૪૧૮
આગે જે મોટા કવિરાય, તાસ ચરણરજ કવિ ઋષભાય,
મુજ મુગટ શિરોમણિ સહી, ગુરુ સેવાઇ એ બુદ્ધિ લહિ. ૪૧૯
તે ગુરૂ જગમાં મોટો ધીર, શ્રી શાસ્ત્રે જેહવો ગંગાનીર
વિજયસેનસૂરિ તેહનું નામ, જિણિં વશિ કીધું વિરૂઇં કામ ૪૨૦
જંબુ પ્રભવો વયરકુમાર, શાલિભદ્ર ધનો અણગાર,
સૂરિ સુધર્મ જિસી ગુણકોડિ, વિજયસેનસૂરિ તેહની જોડી ૪૨૧
તાસ પાટે ઉદયો એ ભાણ, શ્રી વિજેતિલકસૂરિ ચતુરસુજાણ
લઘુ વયમાંહિં વેરાગી જેહ, સકલ મુનીશ્વર મોટો તેહ ૪૨૨
તેહ તણે ચરણે અનુસરી, રાજઋષિ ગુણસાલા કરી,
સંવત સોલ અડસઠિ જસિં, પોષ સુદ દિનિ ત્રિજે તસિં ૪૨૩
ગુરુવારિં કીધો અભ્યાસ, ત્રંબાવતીમહાં ગાયો રાસ,
પ્રાગવંશ વડો જે ખાસ, સાંગણસુત કવિ ઋષભદાસ ૪૨૪

કલશ

કવિ ઋષભ ગાયો સુમિત્ર ધ્યાયો સુખ ઉપાયો શુભપરિં,
ઋષિતણા ગુણ અભિરામ ગાતાં મંગલમાલા નિતુ ધરે ૪૨૫
તપગચ્છ ગાજે ગુણ વિરાજે અતિહિ દિવાજે જગગુરૂ,
શ્રી વિજયસેનસૂરીંદ સેવો સકલ સંઘ મંગલ કરૂં. ૪૨૬

—ઈતિ શ્રી દાનોપરિ સુમિત્ર રાજઋષિ રાસ સંપૂર્ણ સંવત ૧૭૭૦ વર્ષે આસો સુદ ૭ ભોમે. પંડિ૧ શ્રી ૫ શ્રી વિમલવિજય ગણિ તત્ શિષ્ય મુનિ વિનીત વિજય લિખિતં. ભવાલ નગરે. પાના. ૧૫ પંક્તિ ૧૫. (ધે રાજી મ૦ જ્ઞાનભંડાર.)

# શ્રી શત્રુંજયતીર્થના ઉદ્ધારક

## સમરસિંહ (તિલંગદેશનો સ્વામી)

( લેખક — પં. લાલચંદ્ર ભગવાનદાસ ગાંધી સેન્ટ્રલ લાયબ્રેરી, વડોદરા. )

સુપ્રસિદ્ધ શ્રી શત્રુંજયતીર્થની પ્રાચીનતા શ્રી **જ્ઞાતાસૂત્ર, અંતકૃદ્દશાંગસૂત્ર, સારાવલીપ્રકીર્ણક** વિગેરે જૈન શ્વેતાંબર સિદ્ધાંતમાં આવતાં વર્ણનો ઉપરથી સિદ્ધ થાય છે. શ્રીભદ્રબાહુસ્વામીએ (વિદ્યાપ્રાભૃતથી ?) રચેલા, શ્રીવજ્રસ્વામીએ ઉદ્ધરેલા અને તે પરથી **પાદલિપ્તસૂરિએ** સંક્ષિપ્ત કરેલા **શ્રીશત્રુંજયકલ્પથી**[1] તેમજ તે પરથી રચાયેલ **ધર્મઘોષસૂરિના** અને **જિનપ્રભસૂરિના શત્રુંજયકલ્પથી** શત્રુંજયની પ્રાચીનતાને પુષ્ટિ મળે છે. દાક્ષિણ્યચિહ્નસૂરિની **કુવલયમાલા** ( રચ્યા સં. ૮૩૫-શક સં. ૭૦૦ ) જેવી પ્રાચીન કથાઓમાં અને **શત્રુંજયમાહાત્મ્ય** ( સોરઠ વિ. ૧૮ દેશના સ્વામી શિલાદિત્યના ગુરુ ધનેશ્વરસૂરિ રચિત ) જેવા અનેક ગ્રંથોમાં આવેલા ઉલ્લેખો પરથી જૈનોનો શત્રુંજય પ્રત્યેનો પ્રાચીન કાળથી અવિચ્છિન્ન ચાલ્યો આવતો પ્રેમ-અભિમાન પ્રકટ જણાઈ આવે છે.

પ્રાચીન કાળમાં ભરત, સગર[2] જેવા ચક્રવર્તિઓએ અને **પાંડવો** જેવા પ્રબળ પરાક્રમી રાજાઓએ આ તીર્થના ઉદ્ધારો કરાવ્યા હતા. એવી પ્રાચીન માન્યતા અનેક જૈનગ્રંથોમાં આલેખિત થયેલી છે. એ પછીના ઐતિહાસિક યુગ તરીકે ઓળખાતા સમયમાં પણ **વિક્રમ, સંપ્રતિ, શાલિવાહન, શિલાદિત્ય**, વિગેરેનાં નામો આ તીર્થના ઉદ્ધારક તરીકે આલેખાયેલાં છે. વિક્રમાદિત્ય પાસેથી બાર ગામ સાથે **મધુમતી** ( મહુવા ) ને સન્માનથી મેળવનાર ભાવડશાહના પુત્ર **જાવડશાહે**[3] વિ. સં. ૧૦૮ માં શ્રીવજ્રસ્વામીના સદુપદેશથી આ તીર્થનો ઉદ્ધાર કરાવ્યાના અનેક ઉલ્લેખો મળી આવે છે. ( વિશેષ માટે જૂઓ. ધનેશ્વરસૂરિકૃત શત્રુંજય માહાત્મ્ય. સર્ગ ૧૪. )

જાવડશાહના ઉદ્ધાર પછી કેટલાક કાળે બૌદ્ધ લોકોની સત્તા વધતાં આ તીર્થ તેમના હસ્તગત થયું હતું, પરંતુ ચંદ્રગચ્છીય **ધનેશ્વરસૂરિએ** વિ. સં. ૪૭૭ માં વલ્લભીપુરનાયક **શિલાદિત્ય** રાજાને જૈનધર્મભક્ત બનાવી તેની મારફત પુનઃ આ તીર્થનો ઉદ્ધાર કરાવ્યો હતો; એમ એ જ **શિલાદિત્ય** રાજાના આગ્રહથી પૂર્વોક્ત **ધનેશ્વરસૂરિએ** રચેલા **શત્રુંજય માહાત્મ્યમાં** સૂચવ્યું છે.[4]

શ્રીશત્રુંજયની તલહટીમાં વસેલું **પાલિતાણા** ગામ આ તીર્થની પૂજાર્થે સુપ્રસિદ્ધ **પાલિત્ત** (પાદલિપ્ત) સૂરિ ( પ્રાચીન લોકપ્રિય '**તરંગવતી**'[5] કથાના પ્રણેતા, **પ્રતિષ્ઠાન, ભરૂચ, માન્યખેટ, પાટલિપુત્ર** વિ.ના રાજાઓના ધર્માચાર્ય, **નાગાર્જુનયોગીના** ગુરુ)નું પવિત્ર નામ રાખી પ્રસિદ્ધ સિદ્ધયોગી **નાગાર્જુને** વસાવ્યાના પ્રામાણિક ઉલ્લેખો[6] પ્રાપ્ત થયા છે. આ **પાલિત્તસૂરિએ** પણ **શત્રુંજયની** યાત્રા[7] કર્યાના ઉલ્લેખો ભદ્રેશ્વરસૂરિની **કથાવલી** (પ્રા.) વિગેરે અનેક ગ્રંથોમાં છે.

સુપ્રસિદ્ધ ગૂર્જરેશ્વર સિદ્ધરાજે આ તીર્થની યાત્રા કરી બાર ગામ બક્ષીસ તરીકે દેવદાયમાં આપ્યાના પ્રાચીન ઉલ્લેખો દષ્ટિગોચર થાય છે.[8]

પરમાર્હત કુમારપાલ ભૂપાલે આ તીર્થની કરેલ યાત્રાનું વર્ણન તેના અનેક ચરિત્ર–રાસોમાં પ્રકટ થયેલ[૮] છે. એ જ મહારાજાના મહામાત્ય વાગ્ભટ-દેવ (બાહડદે) મંત્રીશ્વરે[૯] વિ. સં. ૧૨૧૩ (પ્રબંધ ચિંતામણિ, કુમારપાલ ચરિત્રમાં જણાવ્યા પ્રમાણે વિ. સં. ૧૨૧૧)માં આ મહિમાવંત તીર્થનો ઉદ્ધાર કર્યાનું વૃત્તાંત અનેક ગ્રંથોમાં પ્રતિપાદિત છે, કે જેમાં મંત્રીશ્વરે[૯] એક કરોડ સાઠ લાખ રૂપીઆ (પં૦ સોમધર્મગણિ વિરચિત ઉપદેશસપ્તતિમાં જણાવ્યા પ્રમાણે ત્રણ લાખથી ન્યૂન ત્રણ કરોડ[૧૦]) નો વ્યય કર્યાનું પ્રબંધચિંતામણિમાં મેરુતુંગસૂરિએ સૂચવ્યું છે.

વિ. સં. ૧૨૯૬માં સ્વર્ગવાસી થયેલા નામાંકિત વીર મંત્રીશ્વર વસ્તુપાલે સંઘપતિ થઇ આ તીર્થ-રાજની સાડીબાર યાત્રા કર્યાનાં, આ તીર્થમાં અઢાર કરોડ છન્નુ લાખ દ્રવ્યનો વ્યય કર્યાનાં, આ તીર્થમાં ઇંદ્રમંડપ, પાર્શ્વનેમિજિનમંદિર અને શાંબ,પ્રદ્યુમ્ન, અંબા અવલોકન વગેરે શિખરો (ટુંક) કરાવ્યાનાં, ગુરુ, પૂર્વજ, સંબંધી, મિત્રાની તથા ઘોડેસ્વાર તરીકે પોતાની અને પોતાના નાના ભાઇ (તેજપાલ)ની મૂર્તિઓ કરાવ્યાનાં, સુવર્ણમય પંચકલશો સ્થપાવ્યાનાં, પૂર્વોક્ત બન્ને મંદિરામાં બે સુવર્ણ દંડ અને ઉજ્જ્વલ પાષાણમય મનોહર બે તોરણો આપ્યાનાં વર્ણનો તત્કાલીન વિદ્વાન લેખક કવિઓએ નજરે જોઇ–સાંભળી ગ્રંથારૂઢ કર્યાં છે.[૧૧] (જૂઓ ઉદયપ્રભસૂરિનું ધર્માભ્યુદયકાવ્ય, બાલચંદ્રસૂરિનું વસંતવિલાસ, અરિસિંહ કવિનું સુકૃતસંકીર્તન, સોમેશ્વરપુરોહિતની કીર્તિકૌમુદી, જયસિંહસૂરિનાં પ્રશસ્તિકાવ્ય, ઉદયપ્રભસૂરિની સુકૃતકીર્તિકલ્લોલિની, રાજશેખરસૂરિનો વસ્તુપાલપ્રબંધ, જિનહર્ષકૃત વસ્તુપાલચરિત્ર, કવિ સમયસુંદર વિ.ના રાસો)

વિશેષમાં આ જ મંત્રીશ્વરે વીરધવલ રાજા તરફથી આ તીર્થની પૂજા માટે શાસનમાં અર્કપાલિતક (આંકેવાલિય) ગામ અપાવ્યું હતું, પાલિતાણામાં લલિતાદેવીપત્નીના નામથી અતિ મનોહર મિષ્ટ જળથી ભરેલું લલિતાસરોવર કરાવ્યું હતું. શ્રીઆદીશ્વર જિનને સુવર્ણમય ઝલહલતું પૃષ્ઠપત્ર (ભામંડલ) અર્પણ કર્યું હતું, તેમજ મંદિર પર સુવર્ણના મનોહર ત્રણ કલશ સ્થાપ્યા હતાં. અને એ મંદિરના દ્વાર પર અતિ તેજસ્વી પાષાણમય (કોરણીવાળું) લક્ષ્મ્યાંકિત તોરણ કરાવ્યું હતું.[૧૧]

મંત્રીશ્વર તેજપાલે (મં. વસ્તુપાલના બંધુએ) આ શત્રુંજયમાં શ્રીનંદીશ્વરતીર્થની રચના કરાવ્યાના, શત્રુંજયના પરિસર પ્રદેશમાં પવિત્ર મિષ્ટ પાણીથી ભરપૂર, કમલોથી વિભૂષિત, શિલાબદ્ધ મનોહર 'અનુપમા' સરોવર અનુપમાદેવી પત્નીના સ્મારક તરીકે બંધાવ્યું હતું.[૧૨] એવા ઉલ્લેખો ઉપલબ્ધ થયા છે.

ઇતિહાસપ્રસિદ્ધ માંડવગઢના પેથડકુમારે ભિન્ન ભિન્ન ૮૦ સ્થળોમાં જિનમંદિરા બંધાવ્યાં, તેમાં આ શત્રુંજયતીર્થ પર 'કોટાકોટિ' જિનેન્દ્રમંડપ સાથે શ્રીશાંતિજિનને વિ. સં. ૧૩૨૦ની આસપાસમાં સ્થાપ્યા હતા. [૧૩]

દુષ્કાળના વિકરાળ કાળ (વિ. સં. ૧૩૧૩ થી ૧૩૧૫) માં રાજા–મહારાજાઓની પણ લાજ રાખનાર ઇતિહાસપ્રસિદ્ધ જગડૂશાહે શ્રીઆદીશ્વર પ્રભુથી પવિત્ર થયેલા આ વિમલાચલના શિખર પર સાત દેવકુલિકાઓ રચાવી હતી. અન્ય પણ પુનડ, આભૂ વિગેરે હજારો રાજમાન્ય ધનાઢ્ય શ્રેષ્ઠિઓએ અને રાજ્યના ઉચ્ચ અધિકારી મંત્રીશ્વરો વિગેરેએ લાખો અને કરોડો રૂપીઆ ખર્ચી સંઘ કાઢી દૂર દૂર દેશોથી આવી આ તીર્થરાજની અગણિત સોકો સાથે યાત્રા–પ્રભાવના કરી હતી — આ તીર્થને અનેક રીતે ઉન્નત કરવા પોતાનાં તન, મન અને ધન સમર્પણ કર્યાં હતાં. એમ ઇતિહાસનાં સુવર્ણપૃષ્ઠો જણાવે છે.

એ પૂર્વકાળની ઝલહલતી જાહોજલાલી પછી ગુજરાતનું રાજ્ય મુસલમાની સત્તા નીચે ગયું, તે વિકટ વખતમાં પણ આ શત્રુંજયતીર્થ અવનતિમાંથી ઉન્નતિના ક્રમમાં કેવી રીતે પસાર થયું, એનો ઉદ્ધાર કોણે ક્યારે અને કેવી રીતે કર્યો એ જાણવું

પરમાવશ્યક છે. આ અવનતિ-ઉન્નતિનો ઇતિહાસ તત્કાલીન દીર્ઘદર્શી વિચારચતુર જૈનાચાર્યોએ લખી રાખ્યો છે.

આ ઉન્નતિકારક ઉદ્ધારની ( વિ. સં. ૧૩૭૧ ) ને નજરે નીહાળનાર, ઉદ્ધાર સમયમાં સમીપ રહેલ અંબ ( આમ્ર ) દેવસૂરિ ( નિર્વૃતિગચ્છીય પાસડસૂરિના શિષ્ય ) એ પ્રાયઃ વિ. સં. ૧૩૭૧ માં જ એક સંક્ષિપ્ત 'સમરારાસ' નામનો સુલલિત મનોહર રાસ પ્રાચીન ગૂજરાતી ભાષામાં રચ્યો છે, સદ્‌ગત સાક્ષર રત્ન ચીમનલાલ દલાલે સ્વર્ગસ્થ થતાં પહેલાં 'પ્રાચીનગૂર્જરકાવ્યસંગ્રહ'માં આ રાસને સંગૃહિત-સંપાદિત કરી ગા. ઓ. સિરીઝ્, વડોદરા દ્વારા પ્રકાશમાં મૂકાવ્યો છે.

આ શત્રુંજય તીર્થના અધિરાજ શ્રીઆદીશ્વર પ્રભુની પવિત્ર પ્રતિમાને વિ. સં. ૧૩૭૧ મા મહા શુ. ચોથે પ્રતિષ્ઠિત કરનાર ઉપકેશગચ્છીય સિદ્ધસૂરિના શિષ્ય કક્કસૂરિએ આ ઉદ્ધાર નજરે જોયા પછી અને પ્રતિષ્ઠામાં સહાયક રહેવા પછી વિ. સં. ૧૩૯૩માં કંજરોટપુરમાં રહી વિસ્તારથી સંસ્કૃતમાં પાંચ પ્રસ્તાવમાં પરિપૂર્ણ 'નાભિનંદનોદ્ધારપ્રબંધ' રચ્યો છે. ૧૬ આ કક્કસૂરિનું પૂર્વનામ ( સૂરિપદ પહેલાં ) 'મેરુગિરિ' હતું. વિ સં. ૧૩૭૧ ના ફા. શુ. ૫ ( શત્રુંજયપ્રતિષ્ઠા પછી ૨૧ મા દિવસે ) ખુનાગઢમાં પૂર્વોક્ત સિદ્ધસૂરિએ સૂરિપદ આપી તેમને 'કક્કસૂરિ' નામથી પ્રસિદ્ધ કર્યા હતા. ૧૭ આ વિદ્વાન સૂરિએ પોતાના પ્રબંધમાં ઉપર્યુક્ત રાસકારનું સ્મરણ કર્યું છે. ૧૮ આ પ્રબંધ (સં.) ની તૈયાર કરાવેલી એક હસ્તલિખિત પ્રેસકૉપીનો ઉત્તરાર્ધ ( પ્રસ્તાવ ત્રીજાના અંતથી પરિપૂર્ણ ) ભાગ મ્હારા સ્નેહી મિત્ર પં. ભગવાનદાસ હર્ષચંદ્ર ( દેશાવૃત્તિ ભાષાન્તરકાર, શ્રી 'શ્રીહેમચંદ્રાચાર્ય ગ્રંથાવલિ'ના સંપાદક ) પાસેથી જેવા વાંચન ઉપર મને જોવા મળ્યો હતો. [ આશા છે કે પંડિત ભગવાનદાસભાઇ સંશોધન કરી ટુંક સમયમાં આ પ્રબંધને પ્રકાશમાં મૂકશે. ]

પ્રસ્તુત લેખનો આગળનો હવે પછીનો ભાગ પ્રાયઃ ઉપર્યુક્ત રાસ-પ્રબંધના આધારને આભારી છે, એથી વાસ્તવિક ધન્યવાદ એ રાસ-પ્રબંધના કર્તાને અને સંશોધક-પ્રકાશકોને ઘટે છે.

## સંઘપતિ દેસલ અને સમરસિંહ

પૂર્વોક્ત રાસકાર જણાવે છે કે — "ભરત અને સગર એ બન્ને તો અતુલ બળવાળા ચક્રવર્તી હતા, તેમજ અતિ બલવંત પાંડવો પણ પૃથ્વીમાં પ્રચંડ સમર્થ હતા, તેથી તેમણે તીર્થનો ઉદ્ધાર કર્યો.

સાહ જાવડનો સંયોગ પણ દુઃષમકાળના ઉદયમાં થયો હતો, બાહડદેવ મંત્રી પણ બહુ સારા સમયમાં થઇ ગયા; પણ હવે તો નવી જ વાત છે કે — જે દોહિલા દિવસોમાં ક્ષત્રિય ખડ્ગ લઇ શકતા નથી, સાહસિકોનાં સાહસ ગલી જાય છે, તેવા વિકટ સમયમાં જિનધર્મ રૂપી વનમાં સમરસિંહે દેખાવ દીધો. જેણે મરુમંડલમાં અમૃતની સારણિ વ્હાવી, કૃતયુગનો અવતાર કરી બાહુબલથી કલિયુગને જીતી લીધો.

ઓસવાલ કુલના ચંદ્ર સમરસિંહના પૂર્વજો પ્રસિદ્ધ પાલ્હણપુરમાં વસતા હતા, જ્યાં પાલ્હણવિહાર નામનું પાર્શ્વભુવન શોભતું હતું. ઉપકેશગચ્છના અલંકારરૂપ રત્નપ્રભસૂરિ ત્યાં ધર્મ પ્રકાશતા હતા, તેમના પટ્ટ પર અનુક્રમે યક્ષદેવસૂરિ, કક્કસૂરિ, સિદ્ધસૂરિ, દેવગુપ્તસૂરિ એ આચાર્યો થયા પછી સિદ્ધસૂરિ ધર્મરાજ્યનું પરિપાલન કરતા હતા, જેમની વાણીરૂપી કામધેનુ સિદ્ધાંતરૂપી વનમાં વિચરતી હતી.

ઉપકેશવંશમાં વેસટકુલમાં પુણ્યશાલી સલક્ષણના પુત્ર આજડના પુત્ર ગોસલસાહ થયા. તેમને ગોહિની ગુણમતીથી સં. આસધર, દેસલ અને લૂણ એમ ત્રણ પુત્રો થયા હતા. આસધરને રત્નશ્રી, દેસલને ભોલી અને લૂણાને લક્ષ્મી પત્ની હતી. દેસલસા. ને ભોલી પત્નીથી સહજો, સાહણ અને સમરસિંહ એ ત્રણ પુત્રો થયા

હતા, તેઓ લઘુવયથી જ અતિશય વિચારચતુર, અતિવિવેકી અને સુજાણ હતા, રત્નપરીક્ષા (ઝવેરાતના ધંધા)થી રાય-રાણાને રંજિત કરતા હતા. દેસલે પોતાના કુલપ્રદીપ ધન્ય પુત્રોને રૂપવંત શીલવંત કન્યાઓ પરણાવી હતી. ગોસલસુતે અણહિલપુર પાટણમાં નિવાસ કર્યો હતો.

ઉપર્યુક્ત ગચ્છ અને વંશને આવા ક્રમમાં ગોઠવી શકાય—

[ ઉપકેશગચ્છ ]

- રત્નપ્રભસૂરિ
- યક્ષદેવસૂરિ
- કક્કસૂરિ
- સિદ્ધસૂરિ
- દેવગુપ્તસૂરિ
- સિદ્ધસૂરિ (વિ. સં. ૧૩૭૧ના મહા શુદ ૧૪ શ્રી શત્રુંજય પર આદીશ્વર પ્રભુની પ્રતિષ્ઠા કરનાર. ફા. શુ પમે મેરુગિરિ મુનિને આચાર્યપદ આપી કક્કસૂરિ બનાવનાર વિ. સં. ૧૩૭૬ ચૈત્ર શુદ ૧૩ પાટણમાં સ્વર્ગવાસી)
  - કક્કસૂરિ (વિ. સં. ૧૩૭૧ના ફા. શુ. ૫ જૂનાગઢમાં સૂરિપદ મેળવનાર વિ. સં. ૧૩૯૩માં કંજરોટપુરમાં 'નાભિનંદનોદ્ધાર પ્રબંધ' રચનાર)
  - ઉ. મુનિરત્ન
  - વા. સોમચંદ્ર
  - વા. કુમાર

[ ઉપકેશ (ઓસવાલ) વંશ-વેસટકુલ ]

- સલખણ (પાલણપુરવાસી)
- આજડ
- ગોસલ-પત્ની ગુણમતી
  - આસધર (પત્ની રત્નશ્રી)
  - દેસલ (પત્ની ભોલી) (પાટણનિવાસી વિ. સં. ૧૩૭૧ માં શ્રી શત્રુંજય તીર્થોદ્ધાર યાત્રા-સંઘમાં રૂ. ૨૭૭૦૦૦૦નો વ્યય કરનાર, વિ. સં. ૧૩૭૧ ની તીર્થયાત્રામાં રૂ.૧૧૦૦૦૦૦ થી વધારે દ્રવ્ય વ્યય કરનાર વિ. સં. ૧૩૭૬ માં સ્વર્ગવાસી)
    - સહજપાલ (દક્ષિણમાં-દેવગિરિ (દોલતાબાદ)મા ચોવીશ જિનાલયમાં પાર્શ્વજિનને મૂલનાયક સ્થાપનાર)
    - સાહણ (ખંભાતમાં રહી પૂર્વજોની કીર્તિ વિસ્તારનાર)
    - સમરસિંહ (વિ. સં. ૧૩૭૧ માં શત્રુંજયમાં પ્રતિષ્ઠા કરાવનાર, પિતાને સંઘપતિ કરી તીર્થોદ્ધાર યાત્રા સાથે શ્રીસંઘની અપૂર્વ સેવા બજાવનાર, અનેક રાજા-બાદશાહોનો માનનીય, તિલંગ દેશનો સૂબો—પરોપકારી મહાપુરુષ)
  - લુણો (પત્ની ભોલી)

જે પાટણમાં ૮૪ ચૌટાં, શ્રેષ્ઠ વસતિ (જૈન-ઉપાશ્રય), વિહાર (જિનમંદિરો), મઠ, ઉંચાં મનોહર મંદિર, પોળ, પ્રાકાર વિ. શોભતાં હતાં, જ્યાં સહસ્રલિંગ મહાસરોવર પૃથ્વીના કુંડલસમાન શોભતું હતું, આજ પણ જ્યાં ધર્મ કલિકાલથી ગાંજ્યા વિનાં જોવામાં આવે છે. ત્યાં વિક્રમના ૧૪મા સૈકાના ઉત્તરાર્ધમાં પાતશાહી સુલતાનનો પ્રતિનિધિ (સુબો ?) અલપખાન રાજ્ય કરતો હતો, જે હિંદુ લોકને ઘણું માન આપતો હતો.

[શ્રી શત્રુંજયાદિની યાત્રા કરનાર સાહ જેસલે આ અલપખાનના સમયમાં વિ. સં. ૧૩૬૬માં ખંભાતમાં પોષધશાલાસહિત અજિતસ્વામિવિધિ-ચૈત્ય કરાવ્યું હતું. જુઓ પ્રા. ગૂ. કા. સંગ્રહનું પરિશિષ્ટ ]

સાહ દેસલના પુત્ર (સમરસાહ) તેની સેવા (ઉચ્ચ અધિકારી તરીકે) કરતા હતા. કલા વડે રંજિત કરવાથી ખાને બહુ પ્રસાદ આપ્યો હતો. સમર્થ સમર મીર મલિકથી માન પામતો હતો, પરોપકારી પુરુષોમાં જેને પ્રથમ નંબરમાં મૂકી શકાય.

એ સમરસિંહના જ્યેષ્ઠ સહોદર સહજપાલે પોતાનું સ્વાભાવિક તેજ દક્ષિણદેશમાં પ્રકટ કર્યું હતું. ત્યાં દેવગિરિ (દોલતાબાદ)માં તેણે ધર્મ-વ્યાપાર કર્યો હતો — જે ધર્મધુરંધરે ચોવીસ જિનાલયમાં પાર્શ્વજિનેંદ્રને સ્થાપી આ ધરામાં ધર્મકંદ રોપ્યો હતો, જ્યારે બીજા બંધુ સાહણે ખંભાતમાં શ્રી પૂર્વ પુરુષોની કીર્તિને વિસ્તારી હતી. કલિકાલના વશથી વિ. સં. ૧૩૬૯માં મ્લેચ્છોએ શ્રીશત્રુંજયતીર્થરાજના અધિરાજ આદીશ્વર પ્રભુની પવિત્ર પ્રતિમાનો ભંગ કર્યો હતો, કે જે પ્રતિમા જાવડશાહે સ્થાપેલી હતી, એમ વિવિધતીર્થકલ્પ નામના તીર્થોના ઇતિહાસમાં — શત્રુંજયકલ્પ (રચના સં. ૧૩૮૫)માં જિન-પ્રભસૂરિ જણાવે છે.[૧૯] રાસકાર એ સંબંધમાં વિશેષ ઉલ્લેખ કરતા નથી.

સાહસિક વીર સમરસિંહે જ્યારે આ દુઃખ-દાયક દુર્ઘટના જાણી, ત્યારે તેણે તત્કાળ અભિગ્રહ લીધો કે — 'જીવિત, યૌવન અને બાહુબલથી પણ આદિજિનના બિંબનો મારે ઉદ્ધાર કરવો. નિયમ મૂકવો નહિ.' ત્યાર પછી સમરસિંહ ખાનને ભેટ્યા. તેમના ગુણોથી રંજિત થઈ ખાને આવવાનું કારણ પૂછતાં સમરસાહે જણાવ્યું કે —

"સામિય એ નિસુણી અરદાસિ, આસાલંબણ અમ્હ તણુ એ;
ભાઇલી એ દુનિય નિરાસ, હજ ભાગી ય હીંદૂઅ તણી એ."

અર્થાત — અમારી આશાના આધારભૂત સ્વામી ! અમારી અરજ સાંભળો. હિંદુઓની હજ ભાંગી નાંખી છે, એથી દુનિયા નિરાશ થઇ છે. વિગેરે.

ખાને સૌમ્ય નજરથી જોઇ સમરસાહને માન આપ્યું — તીર્થ માંડવા સર્વ વચનોથી ફરમાન આપ્યું. એ સંબંધી પોતે જ મલિક અહિદરને આદેશ કર્યો ફરમાન મેળવી આવતાં સમરસાહનો સંઘે આનંદિત થઇ સારો સત્કાર કર્યો. પ્રબંધકાર જણાવે છે કે — તે વખતે આવેલ મલિક બહિ-રામને સાહે વિવિધ ભેટથી પ્રસન્ન કરી વિસર્જન કર્યો હતો.

સમરસાહે પૌષધાલયમાં જઇ પૂર્વોક્ત સિદ્ધ-સૂરિને તીર્થોદ્ધાર-ફરમાનની પ્રાપ્તિ સૂચવી. સૂરિએ પ્રસન્નતા દર્શાવી. દેવદ્વેષી હોવા છતાં ખાને અનુમતિ આપી એથી ભાગ્યની શ્રેષ્ઠતા સૂચવી પ્રશંસાત્મક પ્રોત્સાહક વચનો ઉચ્ચાર્યાં. મંત્રીશ્વર વસ્તુપાલે પહેલાં આણેલી મમ્માણશૈલ-ફલહી[૨૦] કે જે ભોંયરામાં સ્થાપેલી અગ્નનાંગ વિદ્યમાન હતી, તેનાથી આદીશ્વર પ્રભુના મૂર્તિ કરાવવા સંબંધી સમરસાહે સૂરિજી પાસે સંમતિ માગી. સૂરિજીએ દેસલસાહ વિ૦ ની સમક્ષમાં સૂચવ્યું કે — 'તે પૂર્વોક્ત ફલહી મંત્રીશ્વરે સંઘના ઉત્સંગમાં સ્થાપેલી હોવાથી ચતુર્વિધ સંઘની અનુમતિ લઇ તે ફલહીથી શત્રુંજય તીર્થમાં મૂલનાયકનું 'બિંબ કરાવ વ.'

સમરસાહે આચાર્ય, મેરના મુખ્ય શ્રાવકો વિ૦ ને અરિષ્ટનેમિ મંદિરે એકત્ર કરી સંઘ આગળ

વિજ્ઞપ્તિ કરી કે — 'કલિકાલના વશથી ધર્મવૈરી મ્લેચ્છોએ શ્રીશત્રુંજયતીર્થનો ઉચ્છેદ કર્યો છે, તીર્થ-તીર્થનાયકનો ઉચ્છેદ થતાં પૃથ્વીમાં શ્રાવકોના બધા ધર્મો અસ્ત થયા. તીર્થના અભાવમાં દર્શનતત્વના અધિકારી ભાવી શ્રાવકો દર્શનતત્વ કેવી રીતે આરાધે? ચાર પ્રકારના ધર્મોમાં ભાવની મુખ્યતા છે, કે જેનાથી શ્રેયસ્કરી પ્રભાવના થઇ શકે છે. ભાવના યાત્રામાં થાય, યાત્રા તીર્થપતિ હોય ત્યારે બને. આમ હોવાથી સંઘની અનુજ્ઞા થાય, તો હું તીર્થાધિપતિ-પ્રતિમા કરાવું. મં. વસ્તુપાલે પહેલાં મમ્માણ-ખાણથી આણેલી ફલહી ભોંયરામાં અક્ષત વિદ્યમાન રહેલી છે, કે જે સંઘના ઉત્સંગ (ખોળા)માં મંત્રીએ સ્થાપેલી છે; તેનાથી પ્રભુની મૂર્તિ ઘડાવું કે બીજી ફલહીથી?'

શ્રીસંઘે સમરાસાહ તથા તેના પિતા દેસલ-સાહની પ્રશંસા કરી પ્રત્યુત્તરમાં જણાવ્યું કે મંત્રી વસ્તુપાલ અને તેજપાલ શાસનના શણગારભૂત, પટ્દર્શનના દાતાર, જિનધર્મના બે નિર્મલ નેત્રરૂપ હતા. તેમણે રાય સુલતાનના આદેશથી (પ્રબંધ-કારના જણાવવા પ્રમાણે ઘણા દ્રવ્યના વ્યયથી) શ્રેષ્ઠ રત્નભૂત ફલહી આણેલી હતી. [૨૦] પરંતુ આ દુઃષમ કાળની આણ વર્તતાં તે સ્થાપવાનો આ અવસર નથી. આ જુગમાં મનુષ્યમાત્રનો વિશ્વાસ કરી શકાય તેમ નથી, તો અન્યનું શું કહેવું? તેથી તું આરાસણ ફલહીથી નવી પ્રતિમા કરાવી પુણ્યનો પ્રકાશ કરવા સાથે શ્રીજિનવર ધર્મનો ઉદ્ધાર કર.'

શ્રીસંઘના આદેશને શિરોધાર્ય કરી સમરાસાહે તે વૃત્તાન્ત પોતાના પિતા દેસલસાહ આગળ જણાવ્યો. ધર્મિષ્ઠ ચિત્તવાળા દેસલસાહ અતિ હર્ષિત થયા. સમરાસાહ સાથે સિદ્ધસૂરિ પાસે જઇ વિનતિ કરી કે — 'આપના પસાયથી અમે અનેક મનોરથ સફલ કર્યા છે. શત્રુંજયતીર્થ ઉદ્ધારવા ભાવ ઉપજ્યો છે; આપના એક તપોધન (મુનિ)ને સહાયક તરીકે આપો.'

પં. મદન આદેશ મેળવી ગુરુવચનને મનમાં દૃઢ ધારણ કરી આરાસણ પહોંચ્યા. દેસલસાહની આજ્ઞાથી સમરાસાહે વિજ્ઞપ્તિ અને ભેટણાં સાથે પોતાનાં આપ્ત મનુષ્યોને આરાસણ ખાણથી જિન-ફલહી લાવવા તે ખાણના સ્વામી પાસે મોકલ્યાં. [૨૧]

તે વખતે આરાસણખાણનો સ્વામી રાણો મહીપાલદેવ ત્રિસંગમપુરમાં રાજ્ય કરતો હતો. પ્રબંધકાર જણાવે છે કે — "આ મહીપાલરાજા જન્મથી માંસ, વિજયા કે મદિરા સ્વયં ખાતો-પીતો નહિ, બીજાઓને તેથી રોકતો હતો. ત્રસ જીવોની હિંસા કરતો નહિ. તેના રાજ્યમાં હિંસક સ્થિતિ પામતો નહિ. તેની આજ્ઞાથી નાના બોકડા અગર પાડાને પણ કોઇ હણી શકતું નહિ. જૂને અથવા બિછાનાને તડકે નાંખી શકાતું નહિ. જુગટામાં જુગારીઓ પણ સોગઠીથી રમતા છતા 'મારું' એમ કદાપિ બોલી શકતા નહિ. એના ઘોડાઓ પણ ગળણાથી ગળેલા પાણીને પીતા હતા. માહેશ્વર છતાં પણ જૈનધર્મ પ્રત્યે દૃઢ શ્રદ્ધાવાળો તે રાજા હમેશા દિવસે જ ભોજન કરતો હતો." — (નાભિનંદનોદ્ધાર પ્રબંધ પ્રસ્તાવ ૪, શ્લો. ૩૪૧થી ૩૪૭)

એ મહીપાલ રાજાના સુરાજ્યમાં શ્રેષ્ઠ મંત્રી પાતા નામનો હતો, કે જે ગંભીર પ્રકૃતિનો અને ગુણી હતો; ચંદ્ર પાસે રહેલ ચકોરની જેમ તે ઘણાં કાર્યોને સાધતો હતો.

સમરાસાહનાં માણસો (ડેપ્યુટેશન) ભેટણા-વિજ્ઞપ્તિ સાથે રાણા મહીપાલનાં દર્શને ગયા. રાણાના આદેશથી મંત્રીએ ઉંચા સ્વરે એ વિજ્ઞપ્તિ વાંચી. તેનો અર્થ જાણી મહીપાલ રાણાજી બોલ્યા, — "આ સમરસિંહ ધન્ય છે. એનો જન્મ સફલ છે કે જેની મતિ આ કલિકાલમાં પણ કૃત-યુગને અનુસરતી છે. હું પણ (એક રીતે) ધન્ય-વાદને પાત્ર છું; કે જેને આરાસણ પાષાણોની ખાણ છે. અન્યથા આ વિષયમાં હું સ્મરણોચિત કેમ થાત? પાતામંત્રી! સમરાસાહનું ભેટણું પાછું આપ. પુણ્ય માટે ધન કેમ લેવાય? ધન, પરિવાર અને જીવિત વડે પણ ધર્મ જોડાય છે, તો ભેટણા-માત્રથી તે ફોગટ હારી કેમ જવાય? તથા જિંબોનો

દલવિભાગ ગ્રહણ કરનારાઓ પાસેથી રાજાનો જે વિભાગ (કર) લેવાય છે, તે મેં હાલ મૂક્યો છે. આ કાર્ય કરવામાં જે કંઇ પણ જુવે, ત્યાં ત્યાં અમે પણ પુણ્યનો અંશ હો એમ હું કહીશ." એમ કહી રાણાજી મહીપાલ સમરાસાહનાં માણસો અને પાતામંત્રી સાથે સ્વયં આરાસણની ખાણ પાસે ગયા. ત્યાં દલપાટન કરનાર સઘળા સૂત્રધારોને સન્માનપૂર્વક બોલાવી મૂલબિંબ કલ્પ્યું. સૂત્રધારોએ યથેષ્ટ માગ્યે છતે રાણાજીએ-મહીપાલે તેનાથી અધિકની અનુમતી આપી. શુભ વાર અને શુભ મુહૂર્તે ખાણપૂજાપૂર્વક રાજાએ કાર્યનો આરંભ કરાવ્યો. સમરાસાહનાં આપ્તજનોએ-પ્રતિનિધિઓએ સોનાનાં આભૂષણો, વસ્ત્ર, ભોજન, તાંબૂલ વિ.થી સર્વ સૂત્રધારોનું સન્માન કર્યું. મહોત્સવ કરી, દાન આપી સત્રાગાર-ભોજનશાળા ખુલ્લી મૂકી. રાણાજી મહીપાલ કાર્યનો પ્રારંભ કરાવી મંત્રી (પાતા)ને ત્યાં સ્થાપી પોતે ત્રિસંગમપુર ગયા. (ધન્ય છે! આવા ધર્મપ્રેમી નિર્લોભી રાજવંશીઓને. ભારતવર્ષના રજવીઓમાં પુનઃ આવો ધર્મપ્રેમ પ્રકટો, ભારતનો અભ્યુદય થાઓ) (અપૂર્ણ)

## 'શ્રીશત્રુંજયતીર્થનો ઉદ્ધારક'ની ટિપ્પણી

૧ श्रीभद्रबाहुस्वामिना प्रणीते श्रीवज्रस्वामि-नोद्धृते ततः श्रीपादलिप्ताचार्येण संक्षिप्तीकृते श्रीशत्रुंजयकल्पेऽप्युक्तम् ।

—વિ. સં. ૧૪૭૫માં લખાયેલી, પાટણ જૈનભંડારમાં રહેલી અપ્રસિદ્ધ કુમારપાલપ્રબંધની પ્રતિ (પૃ. ૮૨)

'मूर्तीन्दुः सगरः प्रभुस्सगरसूनुरामपूर्वः
श्रीरामोऽपि युधिष्ठिरोऽपि च शिलादित्यस्तथा जावडिः ।
मन्त्री वाग्भटदेव इत्यभिहिताः शत्रुञ्जयोद्धारिण—
स्तेषामन्तरतामियेष सुकृती यः सद्गुणालङ्कृतः ॥'

—બાલચંદ્રસૂરિકૃત વસંતવિલાસ (ગા. ઓ. સિરીઝ તરફથી પ્રકાશિત સર્ગ ૧૪, શ્લો. ૨૩)

૨ 'भंभइ-विक्कम-बाहड-हाल-पालित्त-दत्तरायाइ ।
जं उद्धरिहिंति तयं सिरिसत्तुंजय महातित्थं ॥'

—ધર્મઘોષસૂરિવિરચિત શત્રુંજયકલ્પ

૩ "विक्रमादित्यतश्चोर्ध्वं जावडस्य महात्मनः ।
अष्टोत्तरशताद्गन्ते भाविनुद्धृतिरुत्तमा ॥"

—ધનેશ્વરસૂરિકૃત શત્રુંજય માહાત્મ્ય (સર્ગ ૧૪, શ્લોક ૨૮૦)

अष्टोत्तरे च किल वर्षशते व्यतीते श्रीविक्रमाद्‌ृप बहुद्रविणव्ययेन ।
जावडिरिह प्रायश्चित्तादिदेवं श्रीपुण्डरीकयुगलं भवमानमोद ॥

—વિ. સં. ૧૫૧૭માં ભોજ પ્રબંધ વિ. રચનાર રત્નમંદિરગણિની ઉપદેશતરંગિણી પૃ. ૧૩૨

વિક્રમથી એકસો આઠે, વરસેં હુઓ જાવડશાહ રે;
તેરમો ઉદ્ધાર શેત્રુંજે કર્યો, થાપ્યા આદિજિનનાહ રે. ધ૦

—વિ. સં. ૧૬૩૮માં અમદાવાદમાં રચાયેલ કવિ-નયસુંદરકૃત શત્રુંજયોદ્ધાર રાસ ઢાલ ૯, કડી ૮૭

અઢોત્તર સો વરસાં ગયાં, વિક્રમ નૃપથી જિ વારો જી;
પોરવાડ જાવડ કરાવિયો, એ તેરમો ઉદ્ધારો જી.

—વિ. સં. ૧૬૮૨ (?)માં નાગોરમાં શત્રુંજયમાહાત્મ્યના આધારે રચાયેલ કવિસમયસુંદરકૃત શત્રુંજય રાસ ઢાલ ૪ થી, કડી ૧૬

સંવત એક અઠ્ઠોતરે રે, જાવડશાનો ઉદ્ધાર;
ઉદ્ધરીઓ દુજ સાદિબા'રે, તાવે ફરી સંસાર. હો જિનજી

—પં. વીરવિજયજીની વિ. સં. ૧૮૮૪માં રચેલી નવ્વાણું પ્રકારી પૂજા

૪ આ મૂળ ગ્રંથ પં. હીરાલાલ હંસરાજ જામનગર (કાઠિયાવાડ)થી પ્રકાશિત કરેલ છે. તેની રચના વિ. સં. ૪૭૭ માં વલભીપુરના શિલાદિત્યના સમયમાં જણાવી છે, ઐતિહાસિક અવેષણા કરનારાઓના અભિપ્રાયે પ્રથમ શિલાદિત્યનો સમય પણ એ પછીનો છે. વળી એમાં ભવિષ્ય ભાવિરૂપમાં કુમારપાલ, બાહડ, વાગ્ભટ, સમરા વિ. (વિક્રમના ૧૪મા સૈકાના ઉત્તરાર્ધ સુધીના પુરુષો)નાં નામો એમાં આવે છે-

'ततः कुमारपालश्च बाहडो वस्तुपालकः ।
समराद्या भविष्यन्ति पार्थिवोऽस्मिन् प्रभावकाः ॥'

—(સર્ગ ૧૪, શ્લોક ૨૮૭)

એથી આ ગ્રંથને અર્વાચીન ગણવામાં આવે છે, સત્ય શોધવાની આવશ્યકતા છે. —લેખક.

૫ एवं च सव्वंगकुसलत्तणेण विक्खायकित्ती पालित्तयसूरी वंदिऊणुज्जयंत-सत्तुंजयाइतित्थाणि गओ मण्णखेडपुरं।

—ભદ્રેશ્વરસૂરિની પ્રા. કથાવલી (પાટણની તાડપત્ર પ્રતિ પૃ. ૨૯૧)

આ પાદલિપ્તસૂરિની તરંગવતીની પ્રતિ અત્યારે ઉપલબ્ધ થતી નથી. તેના પરથી સંક્ષિપ્ત રચાયેલી કથાનો જર્મન અનુવાદ પ્રો. લોયમેને કર્યા પછી, તે પરથી ગુજરાતી અનુવાદ નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલે કરેલો કે જે સાહિત્યપ્રેમી વકીલ કેશવલાલ પ્રેમચંદ મોદી બી. એ. એલ. એલ. બી. દ્વારા પ્રકાશમાં આવ્યો છે. સદ્‌ગુણાનુરાગી શ્રીકર્પૂરવિજયજી મહારાજના સદુપદેશથી જેની બીજી આવૃત્તિ પણ અમૂલ્ય વિતરણ થઇ રહી છે. કે. પ્રે. મોદીએ તેના પ્રસ્તાવનામાં જણાવેલ નામ સિવાય અન્યાન્ય ગ્રંથકારોએ એ 'તરંગવતી'નું સ્મરણ કર્યું છે;—અનુયોગદ્વારસૂત્ર (આ સમિતિ, સુરતથી પ્રકાશિત પૃ. ૧૪૯)માં 'तरंगवइकारे' પદ જોવામાં આવે છે, તેમ પંચકલ્પ-ચૂર્ણિમાં પણ એનું નામ જોવાય છે. પ્રાયઃ તે આ તરંગવતીને ઉદ્દેશીને હશે. આચારાંગ સૂત્રકૃતાંગવૃત્તિકાર શીલાચાર્ય પોતાના મહાપુરિસચરિય (રચના સં. ૯૨૫)માં તેની પ્રશંસા કરતા આ પ્રમાણે પરિચય આપે છે કે "सा नत्थि कला, तं नत्थि लक्खणं जं न दीसइ फुडत्थं पालित्तयाइविरइयतरंगवइयासु य कहासु"—

—હંસવિજયજી મહારાજશ્રીના સંગ્રહની હસ્તલિખિત પ્રતિ, પત્ર ૧૪

અર્થાત્ તેવી કોઇ કલા નથી, તેવું કોઇ લક્ષણ નથી, જે સ્ફુટ અર્થવાળું પાલિત્તસૂરિ વિ. ની રચેલી તરંગવતી વિગેરે કથાઓમાં ન હોય.

આ સિવાય ભદ્રેશ્વરસૂરિની કથાવલી, ચંદ્રપ્રભોપાધ્યાયનું વાસુપૂજ્યચરિત્ર (પ્રા.) વિજયસિંહસૂરિની ભુવનસુંદરી કથા (પ્રા.), મુનિરત્નસૂરિનું અમમસ્વામિચરિત્ર વિગેરે પ્રાચીન ગ્રંથોમાં તરંગવતીનું ઘણા માન સાથે સ્મરણ છે. ઘણા ખેદનો વિષય છે કે તે મૂળ ગ્રંથની એક પણ પ્રતિ દુર્ભાગ્યે અત્યારે જોવામાં આવતી નથી.

—લેખક

૬ "अह जिणमहिमं काउं अवयरिए खेयाओ सयलजणे। चलिओ कुमारवालो सत्तुंजयतित्थनमणत्थं ॥
पत्तो तत्थ कमेणं पालित्ताणंमि कुणइ आवासं।
अह कुमरनरिंदो हेमसूरिणा जंपिओ एवं ॥
पालित्ताणं गामो एसो पालित्तयस्स नामेण।
नागज्जुणेण ठविओ इमस्स तित्थस्स पुव्वत्थं ॥
पुइइपइट्ठाण-भरुयच्छ-मन्नखेडाइनिवइणो जं च।
धम्मे ठविया पालित्तएण तं कित्तियं कहिमो? ॥"

—વિ સં. ૧૨૪૧માં સોમપ્રભાચાર્યે પાટણમાં રચેલ કુમારપાલપ્રતિબોધ (ગા. ઓ. સિરીઝ, વડોદરાથી પ્રકાશિત પૃ ૧૭૯)

"कृतज्ञेन ततस्तेन विमलाद्रेरुपत्यकाम्।
गत्वा समृद्धिभाक् चक्रे पादलिप्ताभिधं पुरम् ॥
अधित्यकायां श्रीवीरप्रतिमाधिष्ठितं पुरा।
चैत्यं विधापयामास स सिद्धः साहसीश्वरः ॥
गुरुमूर्तिं च तत्रैवास्थापयत् तत्र च प्रभुम्।
प्रत्यष्ठापयदाहुयार्हद्बिम्बाण्यपराण्यपि ॥"

—વિં. સં. ૧૩૩૪માં પ્રભાચંદ્રસૂરિરચિત પ્રભાવકચરિત્ર (નિર્ણયસાગર પ્રેસ, મુંબઇથી પ્રકાશિત પૃ. ૬૫-૬૬, શ્લો૦ ૨૯૯ થી ૩૦૧)

" सिरिसत्तुंजयतलहट्टियाइ नागज्जुणेण निम्मवियं।
सूरिणं नामेणं सिरिपालित्तयपुरं तइया ॥"

—વિ. સં. ૧૪૨૨માં સંઘતિલકાચાર્ય વિરચિત સમ્યક્‌ત્વસપ્તતિવૃત્તિ (દે૦ લા૦ ફંડ, સુરતથી પ્રકાશિત પૃ. ૧૩૭)

૭ किञ्च तीर्थेऽत्र पूजार्थं द्वादशग्रामशासनम्
अदापयदयं मन्त्री सिद्धराजमहीभुजा

—વિ. સં. ૧૨૮૮ની આસપાસમાં ઉદયપ્રભસૂરિ રચિત ધર્માભ્યુદય મહાકાવ્ય—(શત્રુંજય માહાત્મ્ય) પ્રાચીન સર્ગ ૭, શ્લો. ૭૭ પ્રતિ સં. લા. વડોદરા)

अन्यदा सिद्धभूपालो निरपत्यतयाऽर्दितः।
तीर्थयात्रां प्रचक्रमानुरागतस्तदवारतः ॥
हेमचन्द्रप्रभुस्तत्र सहानीयत तेन च।
विना चन्द्रमसं किं स्यान्नीलोत्पलमतन्द्रितम् ॥

× × ×

सन्मान्य तांस्ततो राजा स्थानं सिंहासना (सिंहपुरा)-
भिधम्।
दत्त्वा द्विजेभ्य आरूढ श्रीमच्छत्रुंजये गिरौ ॥
श्रीयुगादिप्रभुं नत्वा तत्राभ्यर्च्य च भावतः।

मेने स्वजन्म भूपालः कृतार्थमिति हर्षभूः ॥
ग्रामद्वादशकं तत्र ददौ तीर्थस्य भूमिपः ।
पूजायै यन्महान्तस्तां चा (स्वा) नुमानेन कुर्वते ॥

—वि० सं० १३३४ वर्षमां प्रभाचंद्रसूरिरचित प्रभावकचरित्र—(निर्णयसागर प्रेस, मुंबईथी प्रकाशित पृ. ३१५, श्लो० ३१०, ११, २३, २५)

अथ भूपः सोमेश्वरयात्रायाः प्रत्यावृत्तः श्री सिद्धाधिपो रैवतोपत्यकायां दत्तावासः। × × शत्रुंजयमहातीर्थसन्निधौ स्कन्धावारं न्यधात्। × × × गिरिमधिरुह्य गन्धोदकेन श्रीयुगादिदेवं स्नपयन् पर्वतसमीपवर्ति ग्रामद्वादशकशासनं श्रीदेवार्चायै विश्राणयामास ॥"

—वि. सं. १३६१ मां मेरुतुंगसूरिरचित प्रबंध चिंतामणि (रामचंद्र दीनानाथ शास्त्री तरफथी प्रकाशित पृ. १५०–१५१)

८ श्रीमद् वाग्भट देवोऽपी जीर्णोद्धारमकारयत्।
सदेवकुलिकस्यास्य प्रासादस्यातिभक्तितः ॥
शिखीन्दुरविवर्षे १२१३ च ध्वजारोपे व्यधापयत्।
प्रतिमां सप्रतिष्ठां स श्री हेमचन्द्रसूरिभिः ॥

—वि. सं. १३३४ मां रचायेल प्रभावकचरित्र (पृ. ३३९ श्लो. ६७०–६७२)

એટલા સંઘવી હુઆ હરે. ચઉદશમો ઉદ્ધાર વિશાલ રે;
બારતેરોત્તરે સોય કરે, મંત્રી બાહડદે શ્રીમાલ રે. ધન્ય૦

—કવિ નયસુંદરકૃત શત્રુંજયતીર્થોદ્ધાર રાસ (ઢાલ ૯ કડી ૯૦)

સંવત બાર તેરોત્તરે, શ્રીમાલી સુવિચારો જી;
બાહડદે મૂરતિ કરાવિયો, એ ચૌદમો ઉદ્ધારો જી.

—કવિ સમયસુંદર-શત્રુંજયરાસ (ઢાલ ૪થી, કડી ૧૦)

બાહડ મંત્રીએ ચૌદમો રે, તીર્થ કર્યો ઉદ્ધાર;
બાર તેરોત્તર વર્ષમાં રે, વંશ શ્રીમાલી સાર. દો જિન૦

—પં. વીરવિજયકૃત નવાણું પ્રકારી પૂજા, (પૂજા પમી)

९ परिकरयुता कोटो स्वर्णिता यत्र मन्दिरे ।
स श्रीवाग्भटदेवोऽत्र वर्ण्यते विबुधैः कथम् ? ॥

—प्रबंधचिंतामणि (सर्ग ४, पृ. २२०)

१० क्रमेण पूर्णतां प्राप्तः प्रासादोऽपि स मन्त्रिणः ।
तत्र द्रम्मप्रमाणं तु मूल्यं प्राहुरिदं बुधः ॥

लक्षत्रयीविरहिता द्रविणस्य कोटीस्तिस्रो
विविच्य किल वाग्भट मन्त्रिराजः ।
यस्मिन् युगादिजिनमन्दिरमुद्दधार
श्रीमानसौ विजयतां गिरिपुण्डरीकः ॥

—વિ. સં. ૧૫૦૩ માં પં. સોમધર્મગણિરચિત ઉપદેશ સપ્તતિ (આત્માનંદ સભા, ભાવનગરથી પ્રકાશિત પત્ર ૩૧)

११ अथ प्रसादाद् भूभर्तुः प्राप्य वैभवमद्भुतम् ।
मन्त्रीशः सफलीचक्रे स्वमनोरथपादपम् ॥
भक्त्याऽऽखण्डलमण्डपं नवनवश्रीकेलिपर्यङ्किकामयं कारयति स्म विस्मयमयं मन्त्री स शत्रुञ्जये ।
यत्र स्तम्भन-रैवतप्रभुजिनौ शाम्बाम्बिकाऽलोकनप्रद्युम्नप्रभृतीनि किंच शिखराण्यारोपयामासिवान् ॥

गुरु-पूर्वज-सम्बन्धि-मित्रमूर्तिकदम्बकम् ।
तुरङ्गसङ्गतं मूर्तिद्वयं स्वस्यानुजस्य च ॥
शातकुम्भमयान् कुम्भान् पञ्च तत्र न्यवेशयत् ।
पञ्चधा भोगसौख्यश्रीनिधानकलशानिव ॥
सौवर्णं दण्डयुग्मं च प्रासादद्वितये न्यधात् ।
श्रीकीर्तिकन्दयोर्द्वेन लताङ्कुरसोदरम् ॥
कुन्देन्दुसुन्दरग्रावचापनं तोरणद्वयम् ।
इहैव श्रीसरस्वत्योः प्रवेशायेव निर्ममे ॥
अर्कपालीतकं ग्राममिह पूजाकृते कृती ।
श्री वीरधवलक्ष्मापाद् दापयामास शासने ॥
श्रीपालिताख्ये नगरे गरीयस्तरस्तलीलादलिताङ्गतापम् ।
सदागमागण्यहेतुरेतत्कार मन्त्री ललिताभिधानम् ॥
दर्शोत्कर्षं न केषां मधुरयति सुधासाधुमाधुर्यगर्जत्तोयः सोऽयं तडागः पथि पथिकशिरस्तापनिर्वापणाय ।
प्रासादस्तम्भोज्ज्वलोदितमुदितमुदा लोलकल्लोलमाला-
रङ्गैस्तो दुग्धमुग्धां त्रिभुवनजगुदेव मन्त्री-
शकीर्तिम् ॥
पृष्ठस्थं च गौरवं श्रीयुगादिजिनेशितुः ।
प्रासादमेकं मन्त्रीशः सन्तापहरमिसारयत ॥

૧૯ ह्री । महतुं-क्रियास्थानमहूल्ये विक्रमवत्सरे ।
जावडिस्थापितं बिम्बं म्लेच्छैर्भग्नं कलेर्वशात् ॥

—શત્રુંજયતીર્થકલ્પમાં જિનપ્રભસૂરિ.

૨૦ મંત્રીશ્વર વસ્તુપાલે મમ્માણફલહી પ્રાપ્ત કર્યાનું વૃત્તાન્ત આ પ્રમાણે છે—"નાગપુર (નાગોર)માં સા. દેલ્હાનો પુત્ર પૂનડ હતો, તેને મોજદીન—સુલતાનની પત્ની બીબી પ્રેમકમલા (કલા)એ પોતાના બંધુ તરીકે માન્યો હતો. અશ્વપતિ, ગજપતિ, નરપતિઓના માન્ય એ પૂનડસાહે વિ. સં. ૧૨૭૩માં બિંબેરપુરથી શ્રી શત્રુંજયની પ્રથમ યાત્રા કરી હતી બીજી યાત્રા સુલતાનના આદેશથી વિ. સં. ૧૨૮૬માં નાગપુર (નાગોર)થી કરવા માંડી હતી. તે સંઘમાં ૧૮૦૦ ગાડાં હતાં. ઘણા મહાધરો હતા. તેને અનુસારે બીજો પરિવાર હતો. માંડલિ (માંડલ) ગામની સમીપમાં જ્યારે તે પૂનડસાહ સંઘ સાથે આવ્યા, ત્યારે તેજપાલ મંત્રી તેમની સામે જઇ તેમને ધોલકામાં લઇ આવ્યા. મં. વસ્તુપાલ સામે આવ્યા. સંઘની ધૂળ પવનને અનુસારે જે જે દિશા તરફ ઉડતી હતી, ત્યાં ત્યાં તે જવા લાગ્યા. સમીપમાં રહેલા મનુષ્યોએ કહ્યું કે: 'મંત્રીશ્વર! આ તરફ રજ ઉડે છે, આ તરફ પધારો.' મંત્રીએ જણાવ્યું કે—આ રજનો સ્પર્શ પુણ્યોથી પમાય છે, આ રજનો સ્પર્શ થવાથી પાપરૂપી રજ દૂર થાય છે. × × ત્યાર પછી સંઘપતિ પૂનડ અને મંત્રી પરસ્પર ભેટયા અને પ્રિય આલાપ થયા.

મંત્રી વસ્તુપાલ તરફથી નાગપુરના આ શ્રીસંઘને ભક્તિસત્કાર પૂર્વક ભોજનાદિ કરાવ્યા પછી મં. વસ્તુપાલ અને પૂનડ સંઘ સાથે શ્રી શત્રુંજય ગયા. શ્રી ઋષભદેવને વંદન કર્યું. એક વખત પ્રભુના સ્નાત્ર સમયમાં દેવના પૂજારીએ 'પ્રભુની નાસિકાને કલશથી પીડા-બાધા ન થાઓ' એવા આશયથી પ્રભુની નાસિકાને રૂઇથી ઢાંકી દીધી. તે જોઇને મંત્રીએ વિચાર કર્યો કે—'કદાચિત દૈવયોગથી કલશ વિગેરે વડે અથવા પરચક્ર વડે દેવાધિદેવનું આપણા અમંગલ થવ તો સંઘની શી ગતિ?' આમ વિચાર કરી પૂનડને જણાવ્યું—ભાઇ! મને આ પ્રમાણે સંકલ્પ થયો છે, જો બીજું 'મમ્માણી' પાષાણમય બિંબ કરાવવામાં આવે, તો સારું; અને તે તો મોજદીન સુલતાનના મિત્ર તમે પ્રયત્ન કરો તો થઇ શકે, અન્યથા નહિં. પૂનડે જણાવ્યું—'ત્યાં ગયા પછી આ સંબંધી વિચાર કરવામાં આવશે'. ઇત્યાદિ વાતચીત કરી રૈવત (ગિરનાર) વિગેરે તીર્થોને વંદન કરી તે બન્ને પાછા ફર્યા. પૂનડ નાગપુર (નાગોર) ગયા, મંત્રી સ્તંભતીર્થ (ખંભાત)માં રાજ્યનું શાસન કરવા લાગ્યા.

એવામાં એક વખત મોજદીન સુલતાનની માતા વૃદ્ધ થઇ હતી. હજયાત્રાને ચાહતી છતી ખંભાત આવી. નૌવિત્ત (ખારવા-ખલાસી)ના ઘરે અતિથિ તરીકે રહી. ચર (છાની ખબર લાવનાર) માણસો માર્ફત મંત્રીએ તેણીને આવેલી જાણી મંત્રીએ ચર માણસોને કહ્યું કે—'જ્યારે આ (મોજદીનની મા) જલમાર્ગે જાય, ત્યારે મને જણાવવું.' તે લોકોએ તે પ્રમાણે ખબર આપી —જતી જણાવી. મંત્રીએ પોતાના કોળી લોકોને મોકલી તેણીનું સઘળું કુટુંબમાં રહેલું વસ્તુ ગ્રહણ કરાવ્યું અને ક્યાંક સારી રીતે રખાવ્યું, ત્યારે ખલાસી (મલ્લાં)ઓએ મંત્રી પાસે જઇ પોકાર કર્યો કે—'સ્વામી! અમારા ઘરની એક ડોશી હજયાત્રા માટે જતી હતી. તેણીને તમારા પાદરમાં લુટારાઓએ લૂંટી છે.' મંત્રીએ પૂછયું—'એ ડોસી કોણ છે?' તેઓએ જણાવ્યું—'દેવ! શું પૂછો છો? તેણી મોજદીન સુલતાનની પૂજ્ય માતા છે.' મંત્રીએ માયાવડે કહ્યું—'અરે! વસ્તુ શોધો શોધો.' બે દિવસનો વિલંબ કરી, લાવીને સર્વ વસ્તુ આપી. ડોસીને તો પોતાને ઘરે આણી. વિવેધ ભક્તિ કરીને પૂછયું—'શું તમારી હજ જવાની ઇચ્છા છે?' તેણીએ કહ્યું—'હા.' 'ત્યારે થોડા દિવસ રાહ જુઓ.' તેણીએ રાહ જોઇ, તેટલા વખતમાં આરસ પત્થરનું તોરણ ઘડાવી આણ્યું. ગોળવી (સડેલી) જોયું. ફરીથી જૂદું થઇ ગયું. રૂથી બાંધ્યું. સૂત્રધારોને સાથે તૈયાર કર્યા. વચ્ચે માર્ગ ત્રણ પ્રકારનો છે. ૧ જલમાર્ગ, ૨ કરભ (ઉંટ)થી જઇ શકાય તેવો. ૩ ઘોડાથી જઇ શકાય તેવો જે માર્ગમાં જે રાજાઓથી જેવી રીતે માર્ગ ઉલ્લંઘન કરી શકાય, તેવી રીતે પ્રબંધ કર્યો. રાજાઓને ભેટ આપવા માટે દ્રવ્યો તૈયાર કર્યાં. એવી સામગ્રીથી પોતે સાથે થઇ તેણીને ત્યાં મોકલી મસીદને બારણે તોરણ રચ્યું. ત્યાં દીવો, તેલ વિગેરેની પૂજાચિંતા ત્યાંના રાજા પાસે શાશ્વતી નિરંતર કરાવી ઘણું ધન ત્યાં આપ્યું, ઘણો યશ થયો. ડોસી પાછી ફરી. તેણીને ખંભાત આણી. પ્રવેશ મહોત્સવ કરાવ્યો. પોતે તેના પગ ધોયા. એવી રીતે ભક્તિપૂર્વક દસ દિવસ પોતાને ઘરે રાખી, તેટલામાં પાંચસો ગોલા સિપાર (વાઘા) અને ચોકું પણ દુકુલ, ગંધ, લેપ કપૂર વિગેરે ભેટ દીધું. રજા લે કહ્યું—'માતા! હું જાઉં છું, જો દુરમાન અને ત્યાં માન અપાવે, તો હું પણ તને મળવા વાસ્તે આવું.' તેણીએ કહ્યું—'ત્યાં હું જ સ્વામી છું. સ્વેચ્છાથી આવ, ત્યાં તારો ઘણો સત્કાર થશે.'

રાજાશ્રી વીરધવલની અનુમતિથી રાજમાતાના વચનથી મંત્રીશ્વર ચાલ્યા. દિલ્હી પાસે પહોંચ્યા. બે કોશ દૂર રહ્યા. સુલતાન માતાની સામે આવ્યો. માતાને પ્રણામ કરી તેણીને સુખયાત્રા પૂછી વૃદ્ધાએ કહ્યું—મ્હને ભદ્ર-સુખ કેમ ન હોય? જેનો દિલ્લીમાં તું પુત્ર છે. અને ગુજરાતમાં વસ્તુપાલ છે. રાજાએ પૂછ્યું—'એ કોણ છે?' વૃદ્ધાએ તેનો વિનય-પ્રકટ કરવા પૂર્વક વૃત્તાન્ત કહ્યો. ત્યારે રાજાએ કહ્યું કે-'તેને અહીં કેમ ન આણ્યો?' વૃદ્ધાએ કહ્યું-'આણેલો છે.' 'ત્યારે દેખાડ.' અસવારોને મોકલી બોલાવી વસ્તુપાલને દર્શાવ્યો. મંત્રીએ ભેટ આપી. રાજાએ બોલાવી કહ્યું—'માજીએ મારાથી અધિક તને પુત્ર તરીકે માનેલો છે, તેથી તું મારો ભાઇ છે. અમારી માતા ત્હારી સ્તુતિ કરે છે.' એવી રીતે સુખવાર્તા કરી મોટા ઉત્સવપૂર્વક વસ્તુપાલને પોતાની માતાની આગળ કરી દિલ્હીમાં લઇ ગયા. પૂનડશાહના આવાસમાં આવાસ કરાવ્યો. પોતાના મુખે સુલતાને નિમંત્રણ કરી, પૂનડશાહને ઘરે ભોજન કરાવી મંત્રીશ્વરને પોતાને મહેલે બોલાવ્યા. વિનયપૂર્વક સત્કાર કરી પહેરામણી આપી. પ્રસાદસ્થાનમાં એક કરોડ સોનૈયા આપીને કહ્યું કે-'કાંઇક માગ' વસ્તુપાલે કહ્યું—'રાજન! ગુર્જરભૂમિ સાથે આપ બાદશાહને યાવજ્જીવ સન્ધિ હો, મમ્માણી ખાણથી પાંચ પાષાણ અપાવો.' રાજાએ તે સ્વીકાર્યું મીરજા (? રત્ન) આપી.

તે પાંચે ફલહી (મમ્માણી પાષાણ) રાજાના આદેશથી પૂનડે શત્રુંજય પર્વત પર મોકલી. તેમાં એક ઋષભદેવ—ફલહી, બીજી પુંડરીક-ફલહી, ત્રીજી કપર્દિયક્ષની, ચોથી ચક્રેશ્વરીની અને પાંચમી તેજલપુરમાં શ્રીપાર્શ્વ ફલહી.

મંત્રીશ્વર પાછા ફરી પોતાના નગરે ગયા." વિ વિ.
—વિ. સં. ૧૪૦૫માં રચાયેલ રાજશેખરસૂરીનો
પ્રબંધકોષ (વસ્તુપાલપ્રબંધ) [હેમચન્દ્રાચાર્ય ગ્રંથાવલી, પાટણથી પ્રકાશિત.]

૨૧ 'શત્રુંજયતીર્થોદ્ધારક પ્રબંધ'ના (આત્માનંદ સભા, ભાવનગરથી પ્રકાશિત)ના સંપાદક શ્રીયુત જિનવિજયજીએ તેના ઉપોદ્ઘાત પૃ. ૪૨માં 'बादशाह के आधीनमें मम्माण की संगमर्मर की खानें थीं जिनमें बहुत ऊँची जातिका पत्थर निकलता था। समरासाहने वहांसे पत्थर लेने की इजाजत मांगी। बादशाहने खुशी पूर्वक लेने दिया।' આ પ્રમાણે જણાવ્યું છે, પરંતુ તે ઠીક નથી. સમરાશાહે મહીપાલ રાજાના સ્વાધીનમાં રહેલી આરાસણ ખાણથી પાષાણફલહી મંગાવી હતી; એમ ઉપર્યુક્ત રાસ-પ્રબંધથી સ્પષ્ટ જણાય છે. વિશેષમાં તેની ટિપ્પણીમાં 'मम्माण' कहां पर है इसका कुछ पता नहीं लगा' જણાવે છે, પરંતુ અમારા જાણવા પ્રમાણે મમ્માણપાષાણોની ખાણ નાગપુર (નાગોર) પાસે હતી, એમ પ્રબંધકોષ વિ. ના ઉલ્લેખથી જણાય છે.

— લેખક.

## ગૌતમસ્વામી ગીત

મુગતિ સમય જાણી કરી, જી રે તેં વીરજી! મુઝને મૂક્યો દૂર રે
મેં અપરાધ ન કો કીયો, જી રે વીરજી! રહતો તુમ્હ હજૂર રે. ૧
વીરજી! વીરજી! કિહાં રહ્યો, જી રે વીરજી! નયણ ન દેખું કેમ રે?
તુમ્હ પાખે કિમ હું રહું, જી રે વીરજી! સાચો તુજસું પ્રેમ રે. વીરજી ૨
જાણ્યો આડો માંડસ્યે, જી રે ગૌતમ લેસ્યે કેવલ ભાગ રે,
વિલવિલતાં મુકી ગયો, જી રે વીરજી એકપખો મ્હારો રાગ રે. વીરજી ૩
વીરજી વીરજી કેહને કહું, જી રે હિવે હું પ્રસન કરું કિણ પાસ રે,
કુણ કહિસ્યે મુઝ ગોયમા, જી રે વીર કુણ ઉત્તર દેસ્યે ઉભા લાસ રે. વીરજી ૪
હા હા વીર! તેં સ્યું કીયો, જી રે ગૌતમ કરતો અનેક વિલાપ રે,
જેતલો કીજે નેહલો, જી રે જીવડા તેતલો હુયે પછતાપ રે. વીરજી ૫
જગ માંહિ કો કેહનો નહી, જી રે ગૌતમ વાળ્યો મન વયરાગ રે,
મોહ પડલ દૂરે કીયો, જી રે ગૌતમ જાણ્યું જિન નીરાગ રે. વીરજી ૬
ગૌતમ કેવલ પામીઓ, જી ને ત્રિભુવન હરખ્યા સુરનર કોડ રે,
પાયકમલ ગૌતમ તણા, જી રે પ્રણમે સમયસુંદર કર જોડિ રે. વીરજી ૭

Bonn. ૧૭ સપ્ટેંબર ૧૯૨૦

વ્હાલા સાહેબ,

તમારો ૨૨ મી ઓગસ્ટનો કૃપાપત્ર બરાબર પહોંચ્યો. તમે સંદેહવાળા શ્લોકોનું સ્પષ્ટીકરણ કરવામાં જે તસ્દી લીધી તે માટે તમારો ઉપકાર માનું છું અને મને એ જણાવતાં શરમ આવે છે કે ૯ અને ૨૨ મા શ્લોકમાં મારી મુશ્કેલીઓ એ જ કારણે ઉપસ્થિત થઇ કે મેં જે નકલ ઉતારી હતી તે ઉતારવામાં હું કેટલાક અક્ષરો-પદો મૂકતાં વીસરી ગયો હતો. શુદ્ધ પાઠથી બરાબર છંદ શુદ્ધતાથી મળી રહે છે. પણ ૩૦ મા શ્લોકમાં કંઇ દોષ છે. તમે पणमिअ स्साने टगणो गुरू તરીકે યતિભાગ પાડો છો, પણ સ્સા (જોડાક્ષર) પહેલાંનો अ તે ગુરૂ થાય છે તેથી તે तगणो થાય, નહિ કે टगणो. આ દોષ દૂર કરવાને આપણે वयओ નો છેલ્લો અક્ષર લઘુ કરવો જોઇએ અને તેનો એ રીતે યતિ મૂકવો કે पयउ प, णमिअ, स्सा. આ જરા બળાત્કાર કરવા જેવું લાગે છે, પણ મને બીજો રસ્તો જણાતો નથી. હું પુનઃ તમને વિનંતિ કરૂં કે તમોએ તમારા પ્રયત્નનું પરિણામ મૂળ (text) ને સંશોધિત કરી તેની છાયા અને છંદોની પૂર્ણ સમજૂતી સહિત પ્રકટ કરવું જોઇએ. આવો નિબંધ ઘણા પ્રમાણમાં રસદાયક થશે અને આ માગધી છંદોનો અભ્યાસ પ્રથમ બતાવી આપનાર તરીકે તમો બહાર આવશો. આ છંદો મને જરા ગુંચવાડો એક એ બાબતમાં આપે છે કે એનો કોઇ પણ મારા ખ્યાલમાં નથી કે જે આ બોલી શકે યા જેણે કોઇને બોલતાં સાંભળ્યો હોય, કે જેથી તે જેમ આપણે श्लोक ને યા गाथा ને બોલતાં તરત જ તેને ઓળખી જઇએ તેમ અન્ય છંદો જેવા કે वेढ, કે आसुरय કે नाराच આદિને એકદમ ઓળખી શકે. આ દરેક છંદને ગાવાની અમુક વિલક્ષણ રીત હોવી જોઇએ કે જે છંદને ઓળખવામાં સહાયભૂત થાય. તમે એવું કંઇ જાણો છો? અથવા તમે કદિ अजितशान्तिस्तोत्र ને કોઇ કુશલ વ્યક્તિ કે મુનિ કે પરંપરાગત મળેલા શિક્ષણવાળા પાસે ગવાતાં-બોલાતાં સાંભળ્યું છે?

જો માગધી છંદો ઉપરના મૂળ ગ્રંથો યા તો તેના પરથી લખાયેલી નકલો મોકલાવો તો पन्यास गुलाबविजयजी નો તથા તમારો ઉપકાર અતિ ઘણો માનીશ.

'આર્યન રીસર્ચની એન્સાઇક્લોપીડીઆ' માટે હિંદના છંદઃશાસ્ત્ર પરનું 'મૅન્યુઅલ' પૂરૂં કરવા માટે આવાં સાધનોની ફક્ત હું રાહ જોઉં છું.

તમારો હૃદયપૂર્વક-
હર્મન જેકોબી.

---

# ગ્રાહકોને વિજ્ઞપ્તિ

સુજ્ઞ શ્રી,

આપને ચાલુ અંક સહિત ત્રણ અંક મોકલાયા છે. તો વિનંતિ કરવામાં આવે છે કે આ અંક મળેથી જે આ-ને ગ્રાહક રહેવા ઇચ્છા હોય તેમણે સં ૧૯૮૨ના કારતક વદ ૩ સુધીમાં લવાજમના રૂ. ૨-૦-૦ અંકે બે નીચેના શીરનામે મોકલી આપવા. તેમ નહિ થશે તો ત્યાર પછીનો એટલે ચોથો અંક વી. પી.થી મોકલવામાં આવશે. તે સ્વીકારી લેવા વિનંતિ છે.

કૉન્ફરન્સની તમામ હિલચાલ અને આપણી ઉન્નતિના માર્ગદર્શક લેખો આવશે. માટે આપ જરૂર ગ્રાહક થશો. કદાચ ગ્રાહક થવા ઇચ્છા ન હોય તો એક કાર્ડથી ખબર આપવા તસ્દી લેશો કે જેથી વી. પી.ના ફોગટ ખર્ચમાં આ સંસ્થાને ઉતરવું પડે નહિ.

૨૦ પાયધુની મુંબઇ ૩

રેસીડેન્ટ જનરલ સેક્રેટરીઓ
શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ.

# કૉન્ફરન્સ અને જૈનસમાજ

## ભવિષ્યનું માર્ગસૂચન

(૨)

(હેરલ્ડના ૧૯૭૩ના ચૈત્ર માસના અંકના અનુસંધાનમાં)

### દ્રવ્ય માટે વધુ રસ્તા

વિદ્યાપ્રચાર માટે જોઇતા દ્રવ્ય માટે (૧) સુકૃત ભંડાર ફંડ અને (૨) કેળવણી ફંડ એ બે સાધનો ઉપરાંત બીજાં પણ સાધનો છે. શારદાપૂજન, મહાવીરજયંતી, અને સંવત્સરી : આ ત્રણ તહેવારો એવા છે કે જ્યારે પ્રત્યેક જૈનને કાંઇ નહિ ને કાંઇ દાન કરવાની ઇચ્છા અવશ્ય થવી જોઇએ. હવે જો સમસ્ત જૈનપ્રજાને કૉન્ફરન્સના જગાજગાના સ્થાનિક શુભેચ્છકો તરફથી, જૈનપેપરો તરફથી તેમજ મુનિમહારાજાઓ તરફથી એમ યાદ કરાવી આપવામાં આવે કે, વિદ્યાપ્રચારના કામમાં સહાય કરવી એ જ ખરેખરૂં શારદાદેવીનું પૂજન છે, એ જ જ્ઞાનના સાગર મહાવીર પિતાના જન્મની ખુશાલી તેમજ મોક્ષપ્રાપ્તિની ઇચ્છા પ્રદર્શિત કરવાનો સારામાં સારો માર્ગ છે, તો એ તહેવારોને નિમિત્તે કેળવણી ફંડ માટે સારી આવકનું સાધન ઉભું થાય. વળી ગામોગામ દરેક જૈન વેપારીને ત્યાં કેળવણી ફંડ માટે પેટી મોકલી આપવામાં આવે અને દર વર્ષે તેમને પત્રો લખવામાં આવે તો તે રસ્તે પણ સારી આવક થવા લાગે.

### વિદ્યાપ્રચારના રસ્તા

ટુંકમાં, વિદ્યાપ્રચાર માટે આપણે દર વર્ષે હજારોની રકમ એકઠી કરવા તરફ આપણું સઘળું ધ્યાન રોકવું જોઇએ છે, અને એ રકમમાંથી ધાર્મિક તેમજ વ્યવહારિક જ્ઞાનનો પ્રચાર આપણી સમાજમાં વિવેકપૂર્વક કરવો જોઇએ છે. હાલની જૈન શાળાઓને ધોરણસરની ધાર્મિક જ્ઞાન આપનારી સંસ્થાઓ બનાવવા માટે એ રકમ વડે પ્રયત્ન કરવો જોઇએ છે, તેમજ એવી સંસ્થાઓ માટે યોગ્ય શિક્ષકો ઉત્પન્ન કરવા જોઇએ છે, અને એવી બે-ચાર સ્કૉલરશિપો પણ સ્થાપવી જોઇએ છે કે જે વડે ઉંચા સંસ્કૃત જ્ઞાનવાળા ગ્રેજ્યુએટો ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરવાની સગવડ પામી રહસ્ય જ્ઞાન શોધી શકે અને જૈનસમાજને તેમજ જૈનેતર જગતને એ રહસ્ય જ્ઞાન વડે ધર્માભિમુખ કરવાની સ્થિતિમાં મૂકાય; તેમજ એ રકમમાંથી ગરીબ જૈન વિદ્યાર્થીઓને પરદેશ મોકલી શકાય, તથા જ્યાં કેળવણીનાં સાધન ન હોય ત્યાં ત્યાં તેવાં સાધન પણ ઉભાં કરી શકાય. વ્યાપારી શિક્ષણ અને સ્ત્રી શિક્ષણના પ્રચાર માટે પણ આવું ફંડ બહોળું હોવાની પૂરેપૂરી આવશ્યકતા છે.

જૈનસમાજની ઉન્નતિ માટે આપણે સેંકડો કામો કરવાનાં છે, પરંતુ એ સેંકડોનો પાયો વિદ્યાવૃદ્ધિ છે. તે જો આપણે પ્રથમ પાકે પાયે કરીશું તો ઘણે ભાગે નિરાશ્રિત ફંડ વગેરે કરવાની જરૂર જ નહિ રહેવા પામે, અને જૈનોની પ્રતિદિન ઘટતી જતી સંખ્યાને માટે પણ કદાચ ફિકર કરવાની નહિ રહે. ગૃહસ્થો ! એટલા માટે અમે તમારૂં લક્ષ આ એક જ વિષય ઉપર — સઘળા વિષયોના તત્ત્વ કે માખણરૂપ આ એક જ વિષય ઉપર — ખેંચવાનો આગ્રહ કરીએ છીએ અને તમોને વિનંતિ કરીએ છીએ કે, થોડાં વર્ષોને માટે બીજી તમામ બાબતોને બાજુએ રાખી આ એક જ બાબત તરફ તમારૂં

સઘળું લક્ષ, તમારી સઘળી મહેનત અને તમારાં સઘળાં દાનનો પ્રવાહ વહેવા દેશો.

### સાથે રહી કામ કરો — સહોદ્યોગ (Co-operation)

આપણી સમાજની ઉન્નતિ ઝડપથી ન થવાનાં જે ત્રણ કારણો અમે અગાઉ જણાવી ગયા તે ત્રણનાં નામ (૧) સમાજમાં વ્યાપી રહેલી અજ્ઞાનતા (૨) સહોદ્યોગનો અભાવ (૩) ખરા આગેવાનોની ન્યૂનતા. તે પૈકી પ્રથમ સમાજની અજ્ઞાનતા સંબંધે અમો અગાઉ જૈન શ્વે. કૉ. હેરલ્ડના સં ૧૯૭૩ના ચૈત્ર માસના અંકમાં પૃ. ૧૦૦ ઉપર કહી ગયા છીએ. તેમાંનાં બીજાં કારણ તરફ હવે અમે ફરીશું. તે કારણ સહોદ્યોગ (Cooperation) અથવા સાથે જોડાઈને કામ કરવાની લાગણીનો અભાવ છે. આ તો તમે મહાશયો સારી રીતે જાણતા હશો કે, માણસથી એકલા — છૂટાછવાયા — રહી શકાયું નહિ ત્યારે જ તેમને 'સમાજ'ની રચના કરવી પડી હતી. સમાજનો આશય જ Cooperation છે. જ્ઞાતિ, કોમ, સંઘ એ સર્વનો આશય પણ તે જ છે. જો મૂળ આશયને ભૂલવામાં આવે તો જેમ આત્મા વગરનું શરીર ગંધાઈ ઉઠે છે તેમ આશય વગરની સમાજ પણ ગંધાઈ ઉઠે છે અને ઉન્નતી અસાધ્ય બને છે. આપણી કૉન્ફરન્સ આટઆટલાં વર્ષો પછી સંગીન મજબૂતી ન પામી શકી હોય તો તેમાં Cooperationની ન્યૂનતા છે એમ તમારે ખુલ્લેખુલ્લું સ્વીકારવું જ પડશે. એ સ્વીકારવામાં શરમ રાખવાની કંઈ જરૂર નથી. (૧) ધનાઢ્ય ગૃહસ્થો, (૨) કેળવાએલા ગૃહસ્થો અને (૩) સામાન્ય ગણ એ ત્રણેની સામંજિત્યતાની આ કૉન્ફરન્સની સફળતા માટે જરૂર છે. ધનાઢ્ય ગૃહસ્થો દૂર રહેવાને બદલે કૉન્ફરન્સે ઉઠાવેલાં સંઘસેવાનાં કામોમાં મોટાં દાન આપે, કેળવાએલા ગૃહસ્થો પોતાની બુદ્ધિ અને અનુભવ વડે કૉન્ફરન્સના દરેક કામમાં સહાયભૂત થાય અને સામાન્ય ગણ કૉન્ફરન્સના ઠરાવોના અમલમાં બનતી મદદ કરે, તો જ આ મહાભારત કામ સિદ્ધ થઈ શકે.

### ટીકાના ભેદ. ટીકા કોણ કરી શકે?

જ્યાં ત્યાંથી એવા કટાક્ષ થતા આપણે ઘણી વાર સાંભળીએ છીએ, કે કૉન્ફરન્સે શું કરી બતાવ્યું છે? પ્રત્યુત્તરમાં કૉન્ફરન્સના ચાહનારાઓ આજ સુધીમાં થએલાં કામોનું લાંબું કે ટુંકું લિસ્ટ વાંચી સંભળાવે છે; પણ અમે તો એવો શ્રમ ન લેતાં એટલું જ કહીએ કે 'દલીલ ખાતર માની લ્યો કે કૉન્ફરન્સે કાંઈ જ કર્યું નથી. પણ એનો અર્થ એટલો જ કે તમે પ્રશ્ન પૂછનારે કાંઈ કર્યું નથી! કારણ કૉન્ફરન્સ એ આખા હિંદના જૈનોનું મંડળ છે, કે જેમાં તમારો પણ સમાવેશ થાય છે. એ પાલખીને ઉચકનારા તમારા જેવાઓ જો એક પછી એક ખસી જાય કે મૂળથી જ દૂર રહે તો પાલખી-ની શી દશા થાય તે તમારે જ વિચારી લેવું. જેઓ આજે કૉન્ફરન્સનું કામ કરે છે તેઓનાં ધીમાં પગલાંથી તમને સંતોષ ન હોય તો આવો તમે મોખરે અને કરી બતાવો વધારે સારૂં કામ.' ગૃહસ્થો' ટીકા કરવી એ ઠીક છે, પણ ટીકાકાર — ટીકાકારના ભેદ છે. જેઓ એક કાર્યમાં સામેલ થઈ યથાશક્તિ થોડુંઘણું પણ કામ બજાવવા સાથે ટીકા કરે છે તેઓ તે ટીકા શુભ નિષ્ઠાથી કરે છે અને તેથી તેમની ટીકા હમેશ તે કાર્યને લાભદાયક જ થઈ પડે છે. પણ જેઓ દૂર રહી ટીકા કર્યા કરે છે તેઓ તો દૂધમાં પોરા શોધનારા અને હાંસી કરવાની આદતવાળા જ હોઈ થતા કામને પણ તોડી પાડનારાં થઈ પડે છે. આખો જૈનસંઘ પહેલા નંબરનો ટીકાકાર બને એ ઇચ્છવા જોગ છે અને તે એટલે જ દરજ્જે ઇચ્છવા જોગ છે કે જૈનસંઘમાં બીજા નંબરનો ટીકાકાર એક પણ ન હોય. ખાસ કરીને અમોને કેળવાએલા જૈનો તરફથી કૉન્ફરન્સ પ્રત્યે થતી ટીકા સાંભળતાં બહુ દુઃખ થાય છે. કૉન્ફરન્સની પૂરી આવશ્યકતા છે તે વાત ગત કન્વેન્શન પ્રસંગે કાઢેલા પ્રશ્નાવલિના ઉત્તરોનો સમન્વય તે માટે રીપોર્ટ કરવા નીમાયેલી કમિટીએ કર્યો છે તે તે બહાર પડી ગયો છે તે પરથી સ્પષ્ટ જણાશે.

## કેળવાયલા વર્ગની જોખમદારીઓ અને તેમનાં કર્તવ્યો

શું કેળવાયલાઓ એવું નામ છે કે કેળવણી સરખા એમના માનીતા વિષયની હીલચાલ વખતે પણ આરામથી સૂતા રહે? કૉન્ફરન્સ ઇચ્છિત ફળ ન આપી શકી હોય તો એમાં મોટો અને પ્રથમ દોષ અમે કેળવાયલા વર્ગની બેદરકારીનો જ સમજીએ છીએ. અમે તો તેઓ પાસે એટલે સુધી આશા રાખીએ છીએ કે કૉન્ફરન્સ જેવી સુધરેલા દેશોની પદ્ધતિ પર સ્થપાયલી સંસ્થાનું નાનામાં નાનું અને મોટામાં મોટું કામ કેળવાયલાઓએ આવીને ઉપાડી લેવું જોઇએ. વેપારીઓ અને બીજાઓ અત્યારે જે કાંઇ કામ બજાવે છે તે તો અમારી દૃષ્ટિએ કેળવાયલાઓએ ખાલી રાખેલી ગાદી સંભાળવાનો ઉપકાર માત્ર કરે છે. એક કૉન્ફરન્સથી બીજી કૉન્ફરન્સ વચ્ચેના વખતમાં જાહેર પેપરો દ્વારા લખાણો કરીને અને રજાના દિવસોમાં મુસાફરી કરી ભાષણો આપીને લોકમત કેળવવાનું તથા કેળવણી ફંડ માટે બનતી મદદ મેળવી આપવાનું કામ કેળવાયલા વર્ગનું નહિ તો બીજા કોનું હોઇ શકે? કૉન્ફરન્સ ઑફિસ સાથે ચાલુ પત્રવ્યવહાર રાખીને તે સંસ્થાના ચાલકોની મુશ્કેલીઓ સમજવાનું અને તે મુશ્કેલીઓ દૂર કરવાના રસ્તા સૂચવવાનું તેમજ યથાશક્તિ પોતાની જાત વડે સહાય આપીને તે મુશ્કેલીઓ દૂર કરવાનું કામ કેળવાયલા વર્ગ સિવાય બીજા કોને શિર વ્યાજબી રીતે મૂકી શકાય તેમ છે? પોતપોતાના પ્રાંતમાં કેળવણીના પ્રચાર માટે ધોરણસર પ્રવૃત્તિ કરવાનું અને સમાજસુધારણા સંબંધી કૉન્ફરન્સે કરેલા ઠરાવોનો અમલ કરવાનું કામ શું કેળવાયલા બાપુઓનું નથી! કેળવણી કે જેના તરફ હજુ સુધી સામાન્ય જનનું આકર્ષણ પુરતા પ્રમાણમાં થવા પામ્યું નથી અને એટલા માટે જેના પ્રચાર માટે જોઇતાં નાણાં પ્રથમ કેળવણીનાં મિષ્ટ ફળ ચાખનાર ભાગ્યશાળી થએલા અને સારી આવકવાળા વકીલો ડાક્ટરો અને અમલદારો તરફથી જ આવવાની જરૂર છે (કે જેથી બીજાઓ તેમનું અનુકરણ કરવા લલચાય) — તેવા કેળવણીના કામમાં પોતાની શક્તિ મુજબ દ્રવ્યનો ફાળો આપવાની પહેલ કેળવાયલાઓ ન કરે તો બીજાઓ કે જેમને તે કલ્પવૃક્ષનાં ફળ ચાખવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું નથી તેમના તરફની શી આશા રાખી શકાય? આ પ્રશ્નો અમે અમારા કેળવાયલા બંધુઓને સવિનય અર્પણ કરીએ છીએ, એવી આશા સાથે કે તેઓ તે ઉપર ફુરસદે અને કાળજીપૂર્વક વિચાર કરે.

અમે ઇચ્છીએ છીએ કે અમારા કેળવાયલા બંધુઓ કે જેના ઉપર સમાજ અને દેશના ઉદયનો મોટો — કહો કે બધો — આધાર રહેલો છે તેઓ પોતાની તે જોખમદારી સમજવા લાગે અને કૉન્ફરન્સની દરેક હીલચાલમાં ભાગ લઇ તેને એક નમુનેદાર, વજનદાર અને મહાન સંસ્થા બનાવવાનો યશ ખાટવા ભાગ્યશાળી થાય.

દરેક ગ્રેજ્યુએટ બંધુ પોતાનાં નામ, ઠેકાણું, ધંધો, પદવીઓ વગેરેની વિગત સહિત કૉન્ફરન્સ ઑફિસમાં નોંધાવશે એવો ઠરાવ ગત કન્વેન્શનમાં કરવામાં આવ્યો છે તો તેની રૂએ તે નોંધાવવા તેઓ બાહને વિનતિ કરવામા આવે છે.

## ખરો આગેવાન કોણ?

અને હવે વાચકો! અમે એક ઘણા જ નાજુક પ્રશ્ન પર આવીશું. આપણી ધીમી પ્રગતિનું ત્રીજું કારણ 'ખરા અર્થમાં આગેવાનોની ન્યૂનતા' અમે જણાવી ગયા છીએ. અમે આગેવાનોનો દોષ કાઢવા માગતા નથી પણ આગેવાન — ખરા અર્થમાં આગેવાન — ની સંખ્યા ઓછી છે એમ કહેવા માગીએ છીએ. આગેવાનપણામાં કયાં કયાં તત્ત્વોનો સમાવેશ થાય છે તે આપણે પ્રથમ વિચારવા જેવું છે. (૧) પ્રથમ સમાજની સેવા કરવાની પ્રબળ ઇચ્છા એ પહેલું આવશ્યક તત્ત્વ છે; (૨) પોતાના સમાજની સ્થિતિ અને તે સિવાયની દુનિયાની સ્થિતિ:— એ બન્નેનું બારીક જ્ઞાન હોવું એ બીજું આવશ્યક તત્ત્વ છે; (૩) સમાજસેવા કરવા માટે દ્રવ્ય અને સમયનો ભોગ આપી શકે એવી

જોગવાઇ હોવી એ ત્રીજું આવશ્યક તત્ત્વ છે; (૪) સમાજ પર વજન પાડી શકે એવી સ્થિતિ હોવી અથવા જો સ્થિતિ એવી ન હોય તો સમાજનું આકર્ષણ કરે એવું ઇચ્છાબલ (Will-power) હોવું એ ચોથું આવશ્યક તત્ત્વ છે. આ ચારે તત્ત્વો જેનામાં સાંગેલ હોય એવો એક જ પુરુષ પણ — તે એકલો હોવા છતાં — લાખો માણસના સમાજને દોરવાને પુરતો છે, પરંતુ સઘળા ગુણો અને તે સાથે સઘળી સગવડો ધરાવતા પુરુષોની કુદરતમાં હમેશાં ન્યૂનતા જ છે, માટે થોડા ગુણો અને થોડી સગવડો ધરાવતા પુરુષોને આગેવાન તરીકે ગોતીને સંતોષ પકડવો પડે એ સ્વાભાવિક છે.

### વાનપ્રસ્થાશ્રમ પુનઃ ઉભો કરવાની જરૂર

આપણા આજના સંજોગો વિચારતાં આપણા આગેવાન તરીકે સૌથી વધારે ઉપયોગી થઇ પડે એવા વર્ગ તરીકે, અમુક ઉમર પછી ધંધાઓનો લોભ ન કરતાં રીટાયર થયેલા ફતેહમંદ વેપારીઓ, ડાક્ટરો, વકીલો અને પેન્શન લઇ સરકારી નોકરીમાંથી ફારક થયેલા અમલદારોને લેખી શકાય. સંસાર છોડી સાધુ બનવું એ તો ખરેખર બહુ કઠીન છે, પણ દ્રવ્યોપાર્જન સારી રીતે કર્યા પછી વિશેષ લોભને છોડી સમાજસેવામાં જોડાવું એ એટલું મુશ્કેલ ન હોવા સાથે મહાન્ ઉપકારનું કામ છે. એમને દુનિયાદારીમાં ફતેહમંદ થવાના પ્રયત્નો દ્વારા જે વિધવિધ અનુભવોમાં પસાર થવું પડ્યું હોય છે તે તે અનુભવો સમાજસેવાના રસ્તા વિચારવામાં બહુ ઉપયોગી થઇ પડે છે; એટલું જ નહિ પણ એક ફતેહમંદ વ્યાપારી કે ફતેહમંદ અમલદાર કે નામાંચા વકીલ, ડાક્ટર તરીકે લોકોમાં તેમણે મેળવેલી ખ્યાતિ સમાજસેવાના કામમાં જોડાયા પછી તે કામને પાર પહોંચાડવામાં ઘણી મદદગાર થઇ પડે છે. એ વૃદ્ધ પુરુષો શરીરથી મહેનત ન કરી શકે તેની કાંઇ ચિંતા નથી, પણ પોતાની અનુભવી સલાહો આપીને, કામ ઉપર નજર રાખીને તથા જરૂર પડ્યે પોતાની લાગવગ ચલાવીને તેઓ સમાજનેતા તરીકે સૌથી વધારે દીપી શકે એ નિર્વિવાદ છે. ઇતિહાસ-પ્રસિદ્ધ પ્રાચીન સ્પાર્ટાની જાહોજલાલી તેના વૃદ્ધ સલાહકારો અને સ્વયંસેવકોને જ આભારી હતી, કે-જે વૃદ્ધોની સલાહ અને આજ્ઞા પ્રમાણે કામ કરવાને યુવાનોનું ટોળું હમેશાં કટિબદ્ધ રહેતું.

આ પ્રમાણે ગૃહસ્થો ! જો આપણે અનુભવી અને આત્મભોગ આપવાની વૃત્તિવાળા આગેવાનોની પુરતી સંખ્યા મેળવીએ, તેઓની સાથે જોડાઇને કામ કરવાની લાગણી કેળવાયલાઓ, શ્રીમંતો અને સામાન્ય ગણમાં ઉત્પન્ન કરીએ, અને સૌથી પ્રથમ દરજ્જાની અગત્ય ધરાવતા વિદ્યાપ્રચારના સવાલ પર આપણું સઘળું લક્ષ અને સઘળી શક્તિઓને વિના-સંકોચે વહેવા દઇએ તો મને વિશ્વાસ છે કે આપણે જૈનધર્મની અને જૈનધર્માનુયાયીઓની ઉન્નતિ મક્કમપણે અને સંગીનપણે કરી શકીશું. સંસાર અને ધર્મને લગતાં બીજાં સેંકડો કામો પણ આ જ રીતે આપણે સાધી શકીશું. પરંતુ 'એકી વખતે એકજ કામ' એ સોનેરી નિયમને — મોક્ષફલદાયક 'ધ્યાન'ના પાઠના એ પહેલા નિયમને — આપણે કદાપિ ભૂલવો જોઇતો નથી.

### બંધારણ

અને આ કારણને લઇને જ, વાચકો ! અમે આ લેખમાં ઐક્ય, સંસારસુધારો, જીર્ણોદ્ધાર, જીવદયા, નિરાશ્રીતોને આશ્રય, આરોગ્ય, રક્ષણ ઇત્યાદિ પ્રશ્નોને છેડવાનું પસંદ કર્યું નથી. જેમ થોડા બાબતો પર આપણા લક્ષને ગોંધી રાખીશું તેમ વધારે મક્કમ કામ કરી શકીશું. તથાપિ, એક સૂચના તમો મહાશયોને કરવાની લાલચને અમે દબાવી શકતા નથી; અને તે એ છે કે, આ કૉન્ફરન્સને વધારે સંગીન અને સરળ તથા વ્યવહાર બનાવવા માટે નવેસરથી અને ઉંડા વિચારપૂર્વક બનાવવા માટેનું બંધારણ મુંબઇની કૉન્ફરન્સે કર્યું છે તે પર જેટલું ધ્યાન આપશો તેટલો વિશેષ લાભ તમે ભવિષ્યમાં લઇ શકશો.

### મુનિગણને પ્રાર્થના

અમારૂં વક્તવ્ય પૂરૂં કરતા પહેલાં અમને આપણા પૂજ્ય મુનિ મહાત્માઓને એક નમ્ર પ્રાર્થના

કરવાની પણ જરૂર જણાય છે. જેથી સંઘ અને જૈનધર્મની સેવા એજ કૉન્ફરન્સનો ઉદ્દેશ હોવાથી કૉન્ફરન્સ તરફ જનસમાજનો ચાહ ખેંચવો, એને લોકપ્રિય બનાવવા કોશિશ કરવી, એની હિલચાલોથી પોતે વાકેફ રહેવાની સાથે સામાન્ય ગણને વાકેફ કરવાની અને યથાશક્તિ તન-મન-ધનથી ઉપયોગી થવાની પ્રેરણા કર્યા કરવીઃ આ એ રસ્તાઓ છે કે જે વડે આપણા પુજ્ય મુનિવર્ગ આપણા ઉપર ઉપકાર કરી શકે. તેઓશ્રીમાં જનસમાજ જે શ્રદ્ધા અને વિશ્વાસ ધરાવે છે તેનો ઉપયોગ તેઓશ્રી આ રસ્તે કરે એવી તેમનાં બાળકો તરીકે આપણે આશા રાખીએ તો અમે નથી ધારતા કે તે વધારે પડતી આશા ગણાય.

ઉપસંહાર

છેલ્લે બંધુઓ! અંગત અને સ્થાનિક વેરઝેર, ટુંકી દૃષ્ટિ, અવિશ્વાસ, અહંપદ, કિંવદંતિઓ ઉપર બાંધેલા ખોટા વિચારો એ સર્વને તિલાંજલિ આપી એક સાચા વીરપુત્રની પવિત્રતાથી તમે કૉન્ફરન્સના કામને ફત્તેહમંદ બનાવવામાં હાથ સાથે હાથ મેળવીને કામ લેશો એમ અમે આશા રાખીએ છીએ અને તમારા તે શુભ પ્રયાસને સંપૂર્ણ સફળતા સદાય મળો એવી શ્રી શાસનનાયક દેવ પ્રત્યે આપણે બધા પ્રાર્થના કરીએ. તથાસ્તુ.

---

# સ્વીકાર અને સમાલોચના

**રાધનપુર જૈનયુવકોદય મંડળનો ત્રિવાર્ષિક અહેવાલ સં. ૧૯૭૮ થી ૧૯૮૦.** કાંકરોલી મંદિરને થયેલ આશાતના સંબંધી ખેદ, તેમજ જૈનાચાર્યો અને મુનિઓના સ્વર્ગવાસથી કરેલ ઠરાવો અને સભાઓ ઉપરાંત વિશેષ કાર્ય થયું જોવામાં આવતું નથી. આવી સભાઓ ને તેમાં કરાતા ઠરાવોથી સમાજમાં કાંઇક જાગૃતિ આવે છે એથી અમે તેની જરૂર સ્વીકારીએ છીએ પણ સાથે સાથે બીજાં કાર્યો મંડળના ઉદ્દેશને અનુસરી કરવાં ઘટે છે. લાયબ્રેરીમાં જે હસ્તલિખિત પુસ્તકો છે તેની ટીપ સારી અને પ્રમાણિક કરાવી છપાવવી ઘટે છે ને તેનો ઉપયોગ રાધનપુરથી બહારના સાહિત્યપ્રેમીઓને આપવો ઉચિત છે. નવીન ગ્રંથો કોઇ સારા વિદ્વાન પાસે લખાવી કે શોધાવી બહાર પાડવાની જરૂર છે. રાધનપુરના જૈનસમાજમાં દેખાતા કુરિવાજો દૂર કરવા સભાઓ મેળવવી ઘટે છે અને તે કુરિવાજોનું અનુસરણ જ્યારે જ્યારે દેખાય ત્યારે મંડળે ચળવળ કરી તેની સામે વિરોધ બતાવી તેનું બળ તોડવું આવશ્યક છે.

**નૂતન જૈનપાઠશાળા બોરસદ, વીરાત્ સં. ૨૪૫૦-૫૧ અહેવાલ પ્ર. રાયચંદભાઇ અંબાલાલ શાહ.** આ એક પાઠશાળા અને એક પુસ્તકાલય ચલાવે છે. શાળામાં બાળકો હાજરી બરાબર આપતાં નથી તેથી માબાપે એ તે માટે કાળજી રાખવાની વાત કહેવામાં આવી છે. કેળવણી ફંડ કરવામાં આવ્યું છે. શ્રીમહાવીર જયંતી શ. મગનલાલના પ્રમુખપદે કરવામાં આવી તે ઘણું યોગ્ય કર્યું. એવી રીતે શ્રીમાન્ પ્રભુ મહાવીરની જયંતી દરવર્ષે ઉજવવા ઇચ્છીએ છીએ.



श्री जैन श्वेतांबर कॉन्फरन्स

श्री जैन श्वेतांबर ऐज्युकेशन बोर्ड.

"१८" मी धार्मिक परीक्षा

# जाहेर खबर

सदरहु संस्था तरफथी दरवर्षे लेवामां आवती "श्री जैन श्वेतांबर कॉन्फरन्स धार्मिक ईनामी परीक्षा" नी "१८" मी परीक्षा संवत १९८२ ना पोष शुदी १३ ता. २७-१२-२५ ने रविवारना रोजे लेवामां आवनार छे.

आ परीक्षानां चालू सेन्टरो शिवायनां जे जे गामो या शहेरोनी पाठशाळाओ सेन्टर खोलवा विचार धरावती होय तेओए नवेम्बरनी ता. १५ मी सुधीमां अरजी मोकली आपवी.

परीक्षामां बेसवा ईच्छनार विद्यार्थीओए ता. १ली डीसेम्बर पहेलां फोर्म मंगावी भरी मोकली आपवां. त्यार बाद फोर्म लेवामां आवशे नहि.

आ बाबतनो दरेक जातनो पत्रव्यवहार नीचेना शीरनामे करवो.

गोडीजीचाल २० पायधुनी
मुंबाई नं. ३, ता. ७-१०-२५

ली०
वीरचंद पानाचंद शाह (ओ. सेक्रेटरी)
श्री जैन श्वेतांबर एज्युकेशन बोर्ड

[illegible] શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ માટે શ્રી [illegible] અમદાવાદમાં [illegible]

卐 ॥ नमो तित्थस्स ॥ 卐

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]


પુસ્તક ૧
અંક ૪

માર્ગશીર્ષ
૧૯૮૨





માનદ તંત્રી

મોહનલાલ દલીચંદ દેશાઈ

બી. એ. એલએલ. બી.

વકીલ હાઈકોર્ટ, મુંબઇ

# !!! શી અદ્‌ભુત યોજના !!!

કહે છે કે— **અઠવાડીએ માત્ર એક જ પાઈ!** પ્રત્યેક વ્યક્તિ દીઠ

નિશ્ચયપૂર્વક

ખર્ચ કરો અને પરિણામે જૈનસમાજને આદર્શમય બનાવો!

## જૈનસમાજ શું માગે છે?

સુશિક્ષિત સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ માગે છે;
વિશુદ્ધ વ્યવહારિક અને આધ્યાત્મિક જીવનસંસ્કૃતિ માગે છે;
અહિંસા ધર્મનું સર્વાંશે પરિપાલન ઇચ્છે છે;
નિરાશ્રિત (સમાજના) અંગભૂતોનો ઉદ્ધાર ઇચ્છે છે;
જ્ઞાનભંડારનાં સંશોધન અને સદુપયોગની આશા રાખે છે.

આ બધું તમે માત્ર થોડા જ ખર્ચે કરી શકો છો?

હા.

## શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સની
## સુકૃતભંડાર ફંડની યોજના

વિચારો !! અમલ કરો !!

એક પાઈ જેટલી અઠવાડીએ બચત કરો, અને કેળવણી આદિ મહાન કાર્યો પ્રત્યે પ્રેરાઓ. એની અરધી રકમ કેળવણીસહાયમાં જાય છે. અરધી કૉન્ફરન્સ નિભાવમાં જાય છે. પ્રત્યેક મનુષ્ય દીઠ વાર્ષિક ચાર આના! કેટલું સાધી શકે છે!

વધુ માટે લખો અને તમારો ફાળો મોકલો —

રેસીડન્ટ જનરલ સેક્રેટરીઓ
શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ.
પાયધુની, મુંબઈ—૩

"નૌકા મારા જીવનપથની આજ દેવી ઉગારી,
"ને સિન્ધુમાં નિબિડ તિમિરે સત્ય દિશા બતાવી;
"હું પાપીના જડ હૃદયમાં જ્ઞાનજ્યોતિ જગાવી,
"ને ફેંકેલા શ્રવણ પથમાં સત્ય બંસી બજાવી. ૪૫
"યાચું છું હું તુજ મુખ થકી, શબ્દ દેવી ક્ષમાનો,
"યાચું છું હું તુજ હૃદયથી, શબ્દ એ દિવ્યતાનો;
"તું માતા તું ગુરૂ મુજ અને, જ્યોતિ આ આત્મની તું.
"પાપાગ્નિનું શમન કરવા, એ ક્ષમા અર્પજે તું." ૪૬
"ના ના યોગી મુજ હૃદયની, છે ક્ષમા યોગ્ય તારે!
"પાપાગ્નિનું શમન કરવા, અર્પવી યોગ્ય મારે!
"યોગી! યોગી તુજ હૃદયની, યાચજે તું ક્ષમાને,
"તારો આત્મા શુચિતમ કરી, દિવ્ય સ્થાને જવાને." ૪૭
"અશ્રુભીના નયન કરથી, યોગી નીચું નિહાળી,
"જાઉં છું હું ભગવતિ! હવે, વાસના સર્વ ત્યાગી;"
આનન્દાશ્રુ વહન કરતી, યોગિની વાણી બોલી,
"હે! પુણ્યાત્મા! હૃદય ધરજે, મુક્તિના દિવ્ય ધામે." ૪૮

વરોડરા. બાપુલાલ મોતીલાલ મોદી

અર્થ—૨૭ પ્રણયી-પ્રેમી; મનસિજ-કામદેવથી, ગ્રસાયું-પકડાયું. ૨૮ નિરભ્ર-વાદળાં વગરનો. મદનપટમાં-કામદેવનો મેદાનમાં. નિરમિત-નિર્મિત-નક્કી થયેલાં. ૨૯ ત્યાં-તેવા અરસામાં. તંત્રીઓ-તાર, નેન-નયન-આંખ ૩૦ સૌકુમાર્ય-સુકુમારતા, સુંવાળપ; પીન-ભરેલાં, ચંડી-પ્રચંડ-દુર્ગા, ગાત્ર-શરીર, ૩૧ ઉત્પાતો-અગાભ અણધાર્યા પ્રસંગો, ૩૨ વિલોકી-જોઈ ૩૪ ઘનદલ-વાદળોનો સમૂહ, વિદ્યુતો-વીજળીઓ. ૩૫ ચપળ-ચંચળ, ચપલા-વીજળી, ૩૬ સરિતા-નદી, માયાવી-કપટવાળો, અવિશ્વસનીય. પ્રમાણું-નિશ્ચયે ઓળખું. ૩૭ જલધિ-દરિયો, બુદબુદો-પરપોટા, પળે છે-જાય છે, કાળમાં-લુપ્ત થાય છે. યાચે-માગે, પુનિત પવિત્ર, શ્યામ-કાળી, મલીન ૩૯ તરંગો-ખોટા વિચારો, કામાસક્તિ-વિષયની રૂચિ, શુચિ-પવિત્ર, ધ્વંસના-નાશનાં; ૪૦ સંચરી-વળી ૪૧ રતંજ્યા-અટકી રહ્યાં, વ્યોમે-આકાશે ૪૨ શૃંખલા-બેડી, મદનમદિરા-કામદેવરૂપી દારૂ, ૪૩ ઉચ્ચરે છે-બોલે છે ૪૪ દગ-નજર, ધૂલિ-ધૂળ, શિર્ષે-માથે, ૪૫ નૌકા-હોડી સિન્ધુ-દરિયો, નિબિડ-ગાઢ, શમન કરવા-બુઝાવવા, ૪૭ શુચિતમ-સૌથી પવિત્ર ૪૮ ધામે-સ્થાને. (તંત્રી)

# તંત્રીની નોંધ

## ૧. શ્રી મહાવીર જયંતી અંક

શ્રીમન્ મહાવીર પ્રભુનો જન્મદિવસ ચૈત્ર શુદિ ત્રયોદશીનો છે. તો ચૈત્રમાસમાં જૈનયુગનો ખાસ અંક શ્રીમન્ મહાવીરપ્રભુના જીવન-ચરિત્ર સંબંધી લેખોવાળો કાઢવાનો અમારો વિચાર છે. તેઓશ્રીના ચરિત્ર સંબંધે જુદા જુદા વિષયો કે ખરા સૂચવીએ છીએ અને લેખક મહાશયોને વિનવીએ છીએ કે તે પૈકી પોતાની રૂચિ પ્રમાણે એકાદ વિષય પસંદ કરી તે પર મનનપૂર્વક વિચારશીલ લેખ પૂરો પાડવા કૃપા કરશો.

૧ (ક) શ્રી મહાવીરપ્રભુનું બાલ્યજીવન, (ખ) ગૃહસ્થજીવન (ગ) સાધક જીવન (ઘ) ઉપદેશક જીવન ૨ શ્રી મહાવીર અને બુદ્ધની સરખામણી ૩ શ્રી મહાવીર સમયની સમાજસ્થિતિ, રાજકીય સ્થિતિ, ધાર્મિક સ્થિતિ ૪ શ્રી મહાવીર અને શ્રાવકો ૫ શ્રી મહાવીરના ૧૧ ગણધરો ૬ શ્રી મહાવીર અને પરિવ્રાજકો ૭ શ્રી મહાવીર અને તેમનો શિષ્યવર્ગ ૮ શ્રી મહાવીર અને સ્ત્રીવર્ગ (તેમની માતા, સ્ત્રી, ભગિની આદિ) કૌટુંબિક સ્ત્રીઓ અને ગૃહસ્થ કે ત્યાગિની સ્ત્રીઓ—તે પ્રત્યેનો વ્યવહાર, ઉપદેશ અને તે માટેનો આચાર ૯ શ્રી મહાવીરનું તપ અને અન્ય તપસ્વીઓ, ૧૦ શ્રી મહાવીરની ખાસ વિશેષતાઓ (ક) અનેકાંતવાદ (ખ) અહિંસાની સૂક્ષ્મતા, (ગ) તપોવૃત્તિ—જ્ઞાન અને ક્રિયાનો પૂર્ણ સમન્વય (ઘ) વિકટ-ઉત્તેજક-કલુષિત પ્રસંગોમાં ઉદાસીનતા-સમભાવ ૧૧ શ્રી મહાવીર અને જાતિભેદ ૧૨ શ્રી મહાવીર અને યજ્ઞયાગ-વૈદિક ક્રિયાઓ ૧૩ શ્રી મહાવીર અને પૂર્વકાલીન નિર્ગ્રંથો (પાર્શ્વાપત્યો) ૧૪ શ્રી મહાવીર અને તેમનું સાહિત્ય ૧૫ શ્રી મહાવીર સંબંધી વિદ્વાનોના મતો ૧૬ શ્રી મહાવીર અને તેમનો ઉપદેશ—શ્રી મહાવીર પ્રવચન.

## ૨. શ્રી આગમોનો ઇતિહાસ

અત્યાર સુધીમાં સુભાગ્યે આગમોદય સમિતિ નામની સંસ્થા શ્રી સાગરાનંદ સૂરિએ સ્થાપી તે દ્વારા ઘણાં મૂળ આગમો તે તેની પ્રસિદ્ધ ટીકા સહિત નિર્ણયસાગર જેવા શુદ્ધ છાપનાર ઉત્તમ મુદ્રણાલયમાં પ્રસિદ્ધ કરાવી પોતાના 'વાચનાચાર્ય'ના નામને સફલ કરેલ છે અને આખી જૈનસમાજને ઉપકૃત કરેલ છે. આ ઉપરાંત બીજી સંસ્થાઓએ પણ કેટલાંક આગમો પ્રકટ કરેલ છે. આ સર્વ આગમોની ટીપ સવિસ્તર અમે હવે પછી આપવા ચાહીએ છીએ અને તે માટે તે આગમોદય સમિતિને તેમજ અન્ય પ્રકાશિની સંસ્થાઓને વિનવીએ છીએ કે તેમ કરવા માટે તે સંબંધીના ઉલ્લેખવાળા પોતાના રીપોર્ટ અમોપર મૂકથી તે અત્યાર સુધી મોકલાવી આપે મા તો તે સંબંધીની હકીકતો અમોને પૂરી પાડે.

જે થયું છે તે આજની વિવેચન પદ્ધતિ પ્રમાણેનું ન હોય છતાં પણ તેને માટે આપણે અતિ સંતોષ લેવો ઘટે છે. આગમપ્રકાશન માટે મહેલાં જે વાંધાઓ લેવામાં આવતા હતા તે વાંધાઓ ધીમે ધીમે ગળી ગયા છે અને તે માટે અનુકૂળ વાતાવરણ હાલ ઉપસ્થિત થયેલ છે. આના સંબંધે કહેવું ઘટે કે શ્રી સાગરાનંદસૂરિ એ 'વાચના'નો જે પ્રબંધ કર્યો હતો તે વિશેષ અનુકૂળતા સાધનારો થઇ પડ્યો.

હવે આ સંબંધમાં જે કંઇ કરવાનું રહે છે તે એ છે કે દરેક આગમોની ટીકાઓ છપાઇ તે ટીકાઓ પહેલાંનાં ભાષ્યો અવચૂર્ણિ-અવચૂરિઓ ખાસ પ્રકટ થવી ઘટે, કારણ કે તે ટીકા કરતાં વધુ પ્રાચીન હોવા ઉપરાંત મહા વિદ્વાન અને મહર્ષિ પ્રણીત હોવાથી વિશેષ વજનદાર, વિશ્વસનીય અને પ્રકાશપ્રદ છે.

બીજું તે આગમોનો તેમજ તેના પર થયેલ સર્વ ટિપ્પણટીકાઓનો ઇતિહાસ ગ્રથિત થવાની જરૂર છે. જર્મન ડૉક્ટર વેબરે જૈનોના પવિત્ર સાહિત્ય (Sacred Literature of the Jainas) પર એક વિસ્તીર્ણ નિબંધ લખ્યાને ઘણાં વર્ષો થઇ ગયાં છે છતાં તેમાંથી ઘણું મળી આવે તેમ છે. આનો સંપૂર્ણ ઇતિહાસ લખવા માટે દરેક આગમ પર વિસ્તૃત પ્રસ્તાવના લખાવાની જરૂર છે. અને એ રીતે દરેક પર લખાયા પછી સમગ્ર આગમોનો પુરો ઇતિહાસ સંકલિત થઇ શકે. આ પ્રસ્તાવનામાં વિષયો છણવાની જરૂર રહે છે અને તેમાં અનેક દૃષ્ટિબિંદુઓ રાખી અનેક જુદા જુદા મુદ્દા લઇ તે પર વિચારપૂર્વક પ્રમાણસર લખવાની અપેક્ષા રહે છે.

દાખલા તરીકે:—

શ્રી ભગવતીજીની આખી પ્રસ્તાવના લખતી વખતે જે વિષયો સંબંધે અધિક ચર્ચા કરવી ઘટે તે વિષયોનું સુચન અહીં કરીએ છીએ: ૧. શ્રીભગવતીજીનું મૂળ નામ અને તેનો ઉલ્લેખ બીજા કયા અંગોમાં અને ઉપાંગોમાં છે? ૨. ભગવતીજીની ભાષા અને લેખનશૈલી કયા સૂત્રોની સાથે મળતી છે અને કયા સૂત્રોથી જૂદી છે? ૩. ભગવતીજીમાં આવેલી પ્રશ્નોત્તર પદ્ધતિ તે માત્ર સંકલનારૂપ છે કે તેવા પ્રશ્નો તે તે પુરૂષોએ શ્રી મહાવીરને પૂછેલા? ૪. ભગવતીજી જેવી ગુંથણી બીજા ગ્રંથમાં છે કે નહીં? ૫. ભગવતીજીના મૂળ પ્રણેતા અને ઉદ્ધારક તથા ટીકાકારો સંબંધી ઇતિહાસ. ૬. ભગવતીજી અને તેના ઉપાંગનો પરસ્પર કેવી જાતનો સંબંધ છે? ૭. ભગવતીજી જેવા વિચારો બીજા કોઇ જૈન સૂત્રમાં છે કે નહી? ૮. જે જે ગ્રંથોની સાક્ષી ભગવતીજીના મૂળ પાઠમાં આવે છે તે તે ગ્રંથોનો રચવાનો કાળ અને તેનું રહસ્ય. ૯. જે સમયે ગણધર મુનિઓએ આ બાર અંગો રચ્યાં તે સમયે પણ શ્રીભગવતીજી અંગ આવું જ હતું? ૧૦. સર્વ તીર્થંકરોના કાળે ભગવતીજીનો શબ્દાકાર કે અર્થાકાર આવો જ રહે છે? ૧૧. શાસ્ત્રમાં કહેલ ભગવતીજીની શ્લોકસંખ્યા અને હાલે ઉપલબ્ધ થતી શ્લોકસંખ્યામાં કેટલું અંતર છે? ૧૨. ભગવતીજીમાં આવેલાં સ્થાનો સંબંધે પ્રાપ્ય થતો ઇતિહાસ. ૧૩. ભગવતીજીમાં આવતા સાધુ સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, રાજા તથા બ્રાહ્મણ વિદ્વાનોનાં નામો અને તેનો ઇતિહાસ. ૧૪. ભગવતીજીમાં આવતાં મતાંતરો અને તે સંબંધે બીજા ગ્રંથોમા લખાએલ હેવાલ. ૧૫. ભગવતીમાં આવતાં પાઠો ભગવતીના પ્રાચીન સમયે હતાં કે નહીં? ૧૬. ભગવતીજીની ભાષા

કઇ છે?—માગધી છે? અર્ધમાગધી છે? કે પ્રાકૃત છે? ૧૭. ભગવતીજીની ભાષા સાથે પાલિભાષાનો કાંઇ સંબંધ છે કે નહીં? ૧૮. ભગવતીજીની જેવી ભાષા ઇતર કોઇ જૈનગ્રંથમાં છે કે નહીં? ૧૯. ભગવતીજીના મૂળ પ્રણેતાએ કોઇ જાતનો ઉપોદ્ઘાત આપ્યો છે કે નહીં? ૨૦. ભગવતીજીમાં દર્શાવેલા વિચારો શૃંખલાબદ્ધ છે કે આડાઅવળા છે? ૨૧ ભગવતીજી ઉપર જૈનાચાર્યોનું સાહિત્ય અને ટીકાકારોની ટીકા કરવાની શૈલી ૨૨. ભગવતીજી અને વૈદિક વિચારો ૨૩. ભગવતીજી અને ઉપનિષદો તથા બ્રાહ્મણ ગ્રંથોના વિચારો. ૨૪. ભગવતીજી અને બૌદ્ધોનું ત્રિપિટક. ૨૫. ભગવતીજી અને પુરાણો. ૨૬. ભગવતીજી અને ઇતર સાહિત્ય. ૨૭. ભગવતીરહસ્ય અને તેના વિષયો સંબંધે વિવેચન.

### ૩. શ્રી યશોવિજયજીના અપ્રસિદ્ધ ગ્રંથો

શ્રી યશોવિજયજીએ ઉપયોગી ને મનનીય — પૂર્ણ ગવેષણાપૂર્વક ગ્રંથો અનેક રચ્યા છે તે પૈકી ઘણા પ્રગટ થયા છે પણ જે અપ્રગટ અને અલભ્ય રહ્યા છે તેની મહત્તા ઓછી નથી. એવા અપ્રગટ ને અલભ્ય ગ્રંથો પૈકી થોડા અપૂર્ણ ગ્રંથોની ભાળ લાગી છે એ સંબંધની વાત પૂજ્ય મુનિ મહારાજશ્રી અમરવિજયજીએ અમને પૂરી પાડી છે; તે વાચકોને જણાવવા જેવી હોવાથી તે સંબંધમાં તેમના શિષ્ય મુનિશ્રી ચતુરવિજયજીના પત્રમાંથી ઉલ્લેખ કરીએ છીએઃ—

"કચ્છ કોડાયના હેમરાજે ઉપાધ્યાયજી હસ્તલિખિત પ્રતોની ખોળ કરતાં વેરાવલ પાટણ ગએલા તેણે ત્યાંનો ભંડાર જોવા કહ્યું પણ કાર્યવાહકોએ તે ખોલ્યો નહિ તેથી પધરાવી દેવા માટે કચરો (રદીપો) કાઢી પોટલો વાળેલો તે છોડાવી જોતાં તેમાંથી ઉપાધ્યાયજીના હસ્તાક્ષરોના હજાર પાંચસો જેટલાં પાનાં ગત્યાં (શોધી કાઢ્યાં) તે લઇ જવા કહ્યું પણ તેની પણ મનાઇ થઈ તેથી જામીન આપી લઇ ગયા. તેના બદલામાં સ્તવનાદિનાં તેટલાં જ પત્રો પાછાં મોકલી જામીન છોડાવી લીધું. તે પત્રોની સંકલના કરતાં ૧ ज्ञानार्णव २ तिङन्वयोक्ति ३ तत्त्वविवेक ४ निशाभक्तविचार એ ચાર પુસ્તકો ત્રુટક મળ્યાં. તે પૂર્ણ કરવા માટે તેમણે પાટણમાં (મુનિમહારાજ) ભ્રાતૃચંદ્રજીને પત્ર લખી તે ગ્રન્થોની આદ્યન્ત ગાથા અને ત્રુટક ભાગ સાંધવા માટે બીજી પ્રતિઓની તપાસ કરેલી. (તે) મહારાજે શું ઉત્તર આપ્યો તે અમને ખબર નથી, પરન્તુ અમારા ગુરૂ મહારાજ (શ્રી અમરવિજયજી મહારાજ) લગભગ ૧૯૫૨ની સાલમાં પાટણ પધારેલા ત્યાં તાડા વગેરેની પડિલેહણ કરતાં તે હેમરાજ(જી)નો લખેલો પત્ર જોવામાં આવ્યો; તે પછી તે પ્રતો માટે ઘણી ઘણી તપાસ કરાવતાં તે પ્રતો મળી શકી નહિ. આખરે પૂનામાં કચ્છ કોડાયનો શ્રાવક આવેલો તેના વગે વગે ખાસ ઉપાધ્યાયજીના હસ્તાક્ષરની પ્રતો ત્રુટક મળી શકી તેના ઉપરથી ઉતારો કરાવેલી પ્રતો હમારી પાસે છે. હાલ તે ગ્રન્થો પ્રવર્તકજી શ્રી કાન્તિવિજયજી મહારાજ પાસે છે. આચાર્ય વિજય મોહનસૂરિએ પણ હમણાં ઉતરાવી છે. ડભોઇ યશો૦ મહોપાધ્યાયના વખતનો ભંડાર છે નહિ, ચૂલો છે. મૂળ પ્રતો — અસલ ઉપાધ્યાયજીના હસ્તાક્ષરની હાલ કચ્છ કોડાયમાં મોજુદ છે."

આ ઉપરથી જણાશે કે કચરા — રદ્દી બનેલા હસ્તલિખિત પાનાંઓમાંથી કેવી કેવી અદ્ભુત અને મહાન પ્રસાદી મળી આવે છે; પણ તે તેને જ મળે છે કે જે તેનો જાણકાર હોય. હાલના સમયમાં જૂના હસ્તલિખિત ગ્રન્થોની લિપિ બેસાડી બરાબર વાંચી સમજી શકે તેવા શ્રાવકોમાં ભાગ્યે જ જોવામાં આવે છે, તો જે મુનિ મહારાજોમાં તેના પ્રત્યેનો શોખ — તે પર મહેનત — તેની લિપિ બેસાડી સમજવાની બુદ્ધિ હોય તેઓ પાસેથી શ્રાવકોએ આ વાંચનાભ્યાસ કરી પ્રાચીન લેખનપદ્ધતિ શીખી લેવાની છે. અમોને આ બાબતમાં અતિ રસ, શોખ છે ને તે સંબંધીનો અભ્યાસ નિરંતર ચાલુ જ છે, તો કોઇ મુનિ મહારાજશ્રી પોતપોતાના વિહાર પર્યટનમાં એવાં રદ્દી પાનાંઓ વગેરે મળે તે અમારા પર મોકલાવી આપશે તો તેનો સદુપયોગ સુયોગ મળ્યે જરૂર થશે જ એની અમો ખાત્રી આપીએ

છીએ. ને તેમ થતાં સાહિત્યની વૃદ્ધિ, મહદ્પુરુષોનો પરિચય અને નવીન જ્ઞાનનો પ્રકાશ થયાં કરશે.

સાથે સાથે જણાવી દઇએ કે પાલણપુરથી રા. મણિલાલ ખુશાલચંદ જણાવે છે. કે "આપ યશોવિજયજીનો જંબુસ્વામિનો રાસ કુંવરજીભાઇની મારફત આવનાર પ્રેસકોપી ઉપરથી છપાવવાના છો તેની ભાષા તે વખતની જાળવી રાખવાના છો તે સારૂં છે. પણ મારા ખ્યાલ મુજબ લિપિ પણ તે જ (તેમના હસ્તાક્ષરની) જળવાઈ રહે - તો વધુ સારૂં. તેથી હમણાં વીરશાસન તરફથી જેમ તેઓશ્રીનાં હસ્તલિખિત બે પાનાં બહાર પડેલ તેવી જ રીતે આ રાસ બહાર પડે તો ઘણો ઉપયોગી અને નમુનેદાર તથા એક સંગ્રહ થવા લાયક બનશે, કારણ તેવી વસ્તુઓ અલભ્ય હોય છે. હાલમાં તેવી જ રીતનું ગાંધીજીનું હસ્તાક્ષરનું લખેલું હિંદસ્વરાજ્ય બહાર પડયું તે આદરણીય થઇ પડયું છે માટે યોગ્ય લાગે તો લિપિ પણ તેમના હસ્તાક્ષરની રાખશો" — યશોવિજયજી એટલા બધા મહાન્ પુરૂષ થઇ ગયા છે કે તેમના હસ્તાક્ષરને બધા અભિનન્દે અને ઇચ્છે, પણ આખો રાસ તેમના હસ્તાક્ષરમાં છપાવવો એ તો અતિ વધારે ખર્ચાળ થઇ પડે. તે માટે તો સૌથી સારો માર્ગ અમને એ લાગે છે કે તેવા — લેખકના હસ્તાક્ષરોવાળા ગ્રંથોનો સંગ્રહ એક સારા પુસ્તકાલય નીચે તેના સંગ્રહાલયમાં રાખવો અને એ જ્યાં સુધી ન બને ત્યાં સુધીમાં પુસ્તકોનાં પ્રદર્શનો, સાહિત્યપરિષદ આદિ સંસ્થાના આશ્રય નીચે થાય તે વખતે સંભાળ અને સાવધાની રાખી તેમાં પ્રદર્શિત કરવા. પુસ્તક છપાવવામાં બહુ તો એટલું બની શકે કે એકાદ બે પૃષ્ઠનો ફોટો લેવરાવી તેનો બ્લોક કરાવી તેમાં તે મૂકાવી શકાય. કુંવરજીભાઇ હવે સત્વર પ્રેસકોપી ઉપાધ્યાયજીએ જે ઢબમાં લખેલ છે તે જ રીતે કરાવી લે, અને તેઓશ્રીના હસ્તાક્ષરનો ફોટો લેવરાવી બ્લોક કરાવી લે ને પછી તે પર પ્રસ્તાવના ટિપ્પણાદિ લખાવરાવી સુંદર રીતે બહાર પાડે તો જૈન ધર્મપ્રસારક સભા એક સુંદર કૃતિના પ્રકાશનનો યશ મેળવશે.

**૪. આઠમી ગૂજરાતી સાહિત્યપરિષદ** — ની બેઠક ઇ. સ.ના આવતા વર્ષના એપ્રિલ માસમાં મુંબઇમાં ભરવા માટે ભારે પ્રયત્ન થઈ રહ્યા છે ને તે માટે જૂદાં જૂદાં મંડળો તા. ૮મી અને ૧૦મી અકટોબરને રોજ શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પ્રમુખપદ નીચે મળેલી સભામાં નીમવામાં આવ્યા છે. "રા. કૃષ્ણલાલભાઇ એક વિદ્વાન સાક્ષર મુંબઇમાં સૌને જાણીતા છે અને સાહિત્યવિષયક પ્રવૃત્તિઓમાં તેઓ ઘણો રસ લે છે" તેઓ કારોબારી મંડળના પ્રમુખ નીમાયા છે. દશ મંત્રીઓમાં જૈન તરીકે રા. મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ ને સૌ. લીલાવતી શેઠ આપણું ધ્યાન ખેંચે છે. રા. મોતીચંદ જૈન વિદ્વાનો પાસેથી નિબંધો મેળવવા અને જૈનસાહિત્યને તેના યથાર્થ સ્વરૂપમાં જે જે સાધનો દ્વારા મૂકી શકાય તે તે સર્વ સાધનો એકત્રિત કરી કરાવી પરિષદ્ સમક્ષ મૂકશે એવી આપણે આશા રાખીશું. પરિષદ્ને અંગે પ્રાચીન પુસ્તકો તથા વસ્તુઓનું તેમજ લલિતકળાનું પ્રદર્શન ભરવાની પણ યોજના કરવાનો વિચાર ચાલે છે. પરિષદ્ યશસ્વી નીવડે તે માટે નાણાંની જરૂર છે. સત્કારમંડળનું લવાજમ રૂ. દશ રાખવામાં આવ્યું છે. અમો આશા રાખીએ છીએ કે સાહિત્યપરિષદ્ આખી ગુજરાતી બોલતી સર્વ પ્રજાનું કેંદ્ર, અને રાજકીય, સામાજિક અને ધાર્મિક ભેદ વિના આખા ગુજરાતને એકતા અનુભવવાનું સ્થાન કાયમ તરીકે બને.

જૈન વિદ્વાનોને અમારી નમ્ર વિનતિ છે કે આ પરિષદ્માં પોતે પોતાની હાજરીથી તેમજ પોતે પોતાના નિબંધો તેમજ જૈન સાહિત્યને અંગે જે જે ઉપયુક્ત સાધનો હોય તે પૂરાં પાડીને સક્રિય ભાગ લે.

અમે આ આઠમી સાહિત્યપરિષદ્નો વિજય ઇચ્છીએ છીએ; અને તે કેંદ્ર નવું જ, કાર્યકારી અને આ યુગને સાચા ઉપયોગિતાવાળું કાર્ય કરી બતાવશે એવી આશા રાખીએ છીએ.

# આપણાં પ્રાભૃતો

લેખકઃ—મુનિ શ્રી કલ્યાણવિજય

(ગતાંકથી સંપૂર્ણ)

પ્રશ્નવ્યાકરણના નામથી ઓળખાતા બે ગ્રન્થો છે—એક દશમું અંગ અને બીજો પ્રસ્તુત ગ્રન્થ, પરંતુ વર્તમાન દશમા અંગના વિષયની તરફ નજર કરતાં આ હુંડી દશમા અંગની હોય તેમ માની શકાય નહિ, કારણ કે વર્તમાન પ્રશ્નવ્યાકરણ-દશમા અંગનો વિષય સંવર અને આશ્રવદ્વારોમાંજ સમાપ્ત થાય છે, જ્યારે પૂર્વોક્ત સૂચી પ્રશ્નવ્યાકરણનો વિષય પ્રશ્નવિદ્યા હોવાનું જણાવે છે. બીજી તરફ પ્રકૃત પ્રશ્નવ્યાકરણનો વિષય પ્રશ્નવિદ્યા તો છે પણ તે પૂર્વોક્ત સૂચીમાં જણાવ્યા પ્રમાણે નથી. સૂચી પ્રમાણે અંગુષ્ઠપ્રશ્ન બાહુ પ્રશ્નાદિ એકસો ને આઠ પ્રશ્નોનું વ્યાકરણ પ્રશ્નવ્યાકરણમાં હોવું જોઇયે. પણ પરતુતગ્રંથમાં અંગુષ્ઠાદિ પ્રશ્નો નથી, માત્ર લાભાલાભાદિ વિષયક સામાન્ય પ્રશ્નો છે અને તેમાં સંખ્યાનો પણ નિયમ નથી. આ ઉપરથી નન્દીમાં જણાવેલી વિષયસૂચી પ્રકૃત પ્રશ્નવ્યાકરણની છે એમ કહેવું પણ સંશયયુક્ત છે. ગમે તેમ હો, પણ નન્દીમાં જેની વિષયસૂચી આપેલી છે તે પ્રશ્નવ્યાકરણ વર્તમાન દશમું અંગ તો નથી જ. કદાચ પૂર્વે દશમા અંગમાં નન્દીની સૂચીપ્રમાણેનો પ્રશ્નવિષય પણ હોય અને કાલાન્તરે તે પ્રશ્ન-રહસ્ય હરકોઇના હાથમાં જવાના ભયથી દશમા અંગથી જુદું પાડી નાખ્યું હોય તો અસંભવિત નથી. પ્રશ્નવ્યાકરણ અંગનું ઉપાંગ જે પુષ્પચૂલિકા તેના વિષય ઉપરથી પણ પ્રશ્નવ્યાકરણનો વિષય આજે છે તેવો સંવર આસ્રવ જ ન હોવો જોઇયે પણ તેનો વિષય કોઇ વિદ્યારહસ્ય હશે એમ સહેજે જણાઇ આવે છે, કારણ કે શ્રી, હ્રી, ધૃતિ, કીર્તિ, બુદ્ધિ, લક્ષ્મી, ઇલાદેવી, સુરાદેવી, રસદેવી, ગંધદેવી આ પ્રમાણે દશ દેવિયોના વૃત્તાન્તથી ભરેલું પુષ્પચૂલિકા સૂત્ર આસ્રવ સંવર પ્રતિપાદક વર્તમાન દશમા અંગનું ઉપાંગ માનવામાં કંઇ જ યુક્તિ નથી બલ્કે તેમ માનવું તદ્દન સંબન્ધવગરનું લાગે છે, પ્રશ્નવ્યાકરણનો વિષય પુષ્પચૂલિકાને મલતો હોય તો જ તે પ્રશ્નવ્યાકરણનું ઉપાંગ માની શકાય આ એક સાદી સમજની વાત છે. અસ્તુ.

પ્રસ્તુત પ્રશ્નવ્યાકરણમાં સ્વવિષય ઉપરાંત બીજી પણ કેટલીક ઉપયોગી બાબતો મળી આવે છે, આ ગ્રન્થના રચનાકાલમાં અથવા તો જેના આધારે આ ગ્રન્થનું નિર્માણ થયું છે તે ગ્રન્થના રચનાકાલમાં બ્રાહ્મીલિપિની વર્ણમાલાનું કેવું સ્વરૂપ હતું તેનું વર્ણન આ ગ્રન્થમાં ઘણી જ સ્પષ્ટતાથી કર્યું છે, નમૂના તરીકે નીચે આપેલી બે ચારેક ગાથાઓ વાંચો—

"पढमो ( बीओ–पाठान्तरं ) तइयो य सरो
सत्तम नवमो य तिरियमत्ताउ ।
मूलसर उड्ढमत्ता
पंचम छट्ठा य अहोमत्ता ॥ १६ ॥

× × × ×

दीहा वट्टा तंसा चउरंसा आयया य संठाणा ।
कलमादिणो उवग्गा विस्सा विस्सेसु णायव्वा ॥ १४९॥
दोवट्टा दोदीहा दो तंसा दो य होंति चउरंसा ।
दोन्निय होंति तिकोणा दो वंकखरत्ति णायव्वा ॥ १५०॥
अइ वट्टा आई दीहा उए तंसा ऊ ए चउरंसा ।
ओ अं तिकोणा औ अः वंकखरत्ति णायव्वा ॥१५१॥

( અર્થ—'અ (પાઠાન્તરમાં આ) ઇ એ ઓ' આ ચાર સ્વરો તિર્યક્ માત્રિક છે, 'ઈ ઐ ઔ' આ ત્રણ સ્વરો ઊર્ધ્વ માત્રિક છે, અને 'ઉ ઊ' આ બે સ્વરો અધોમાત્રિક છે. ૧૬.

'ક ચ ટ ત પ ય શ' આ સાત અક્ષરો લાંબા આકારના છે. 'ખ છ ઠ થ ફ ર ષ' આ સાત વર્ણો ગોળ આકારના છે. 'ગ જ ડ દ બ લ સ' આ સાત વર્ણો ત્ર્યસ્ર (તિરછા) આકારના છે. 'ઘ ઝ ઢ ધ ભં વ હ' આ સાત અક્ષરો ચતુરસ્ર (ચાર ખુણાવાળા) છે અને 'ઙ ઞ ણ ન મ' આ પાંચ અનુનાસિકોનો આકાર લાંબો ચતુરસ્ર છે. ૧૪૯

બે સ્વર ગોળ, બે લાંબા, બે ચતુરસ્ર, બે ત્રિકોણ અને બે વાંકા આકારના છે. ૧૫૦.

'અ ઇ' આ બે ગોળ, 'આ ઈ' આ દીર્ઘ, 'ઉ એ' આ ત્ર્યસ્ર, 'ઊ ઐ' આ ચતુરસ્ર, 'ઓ અં' આ ત્રિકોણ અને 'ઔ અઃ' આ બે વક્ર જાણવા. ૧૫૧

ઉપર જણાવેલા અક્ષરોના આકારો આજની વર્ણમાલાને બિલકુલ લાગુ પડતા નથી, પરંતુ આજથી બે હજાર વર્ષ પહેલાંની વર્ણમાલા જુઓ અને પછી આ અક્ષર સ્વરૂપ વાંચો, લગભગ સંપૂર્ણ રીતે મળતું આવશે. લિપિના આ સ્વરૂપ વર્ણન ઉપરથી આ વાત પણ સહેજે સિદ્ધ થાય છે કે આ પ્રશ્ન વ્યાકરણની પ્રક્રિયા ઓછામાં ઓછી પણ બે હજાર વર્ષ પૂર્વની બનેલી હોવી જોઇએ. પ્રોફેસર પ્રિન્સેપ જેવાને જો આવા પ્રાચીન-લિપિપ્રતિપાદક ગ્રંથની મદદ મળી હોત તો તેમને અશોકના વખતની લિપિ વાંચવાને જે ચાલીશ વર્ષ જેટલા લાંબા સમયનો ભોગ આપવો પડ્યો હતો તે કદાપિ આપવો પડત નહિ.

આ પ્રસંગે 'ચૂડામણિ' નામક નિમિત્ત ગ્રંથનું સ્મરણ થઇ આવે છે કે જે ગ્રંથ આજથી લગભગ હજારેક વર્ષ ઉપર ભારતવર્ષના તત્કાલીન નિમિત્ત ગ્રંથોમાં પહેલે નંબરે મૂકાતો હતો. નિમિત્તવિષયક ગ્રંથોમાં તેની એટલી બધી ખ્યાતિ હતી કે નિમિત્ત અથવા નિમિત્તગ્રંથ તરીકે લોકો તેને જ ઓળખતા. બૃહત્કલ્પના ટીકાકારને 'નિમિત્ત' શબ્દનો અર્થ 'ચૂડામણિ' લખવો પડ્યો છેઃ

"त्रिविधं भवति निमित्तं तद्यथा-अतीतं प्रत्यु-त्पन्नमनागतं च । कालत्रयवर्ति लाभालाभादि परिज्ञान हेतुश्चूडामणि प्रभृतिः शास्त्रविशेष इत्यर्थः ।"

કથાવલીના કર્તા ભદ્રેશ્વરસૂરિ કહે છે કે પાદલિપ્તસૂરિજીએ ચૂડામણિ, જાતક વિગેરેના અવલોકનથી પોતાના ભાવિમૃત્યુને જાણી લઇને અનશન કર્યું હતું.

"पालित्तयसूरि चूडामणि जाइगाइ निहंकणेणाणागय-मेत्ता वेइयनियमच्चुसमयभाविमवभावो कालं काउंगओ देवलोगं ।"

મહાકવિ ધનપાલના પ્રબન્ધ લેખકો લખે છે જેનો પોતે સર્વજ્ઞપુત્ર હોવાનો દાવો કરે સંબંધમાં રાજા ભોજે વાધો લઈ ધનપાલને પ્રશ્ન કર્યો કે શું આ કથન સત્ય છે? મહાકવિએ કહ્યું, આ વિષયની આપ પરીક્ષા કરીને ખાત્રી કરી શકો છો. આ ઉપરથી ભોજે ધનપાલને પૂછ્યું કે હું આ કચેરીમાંથી ક્યાં થઇને બહાર નીકળીશ? ધનપાલે અર્હચ્ચૂડામણિને અનુસારે આ પ્રશ્નનો ઉત્તર લખીને કવરમાં બંધ કરીને રાજાને આપ્યો. રાજાએ વિચાર્યું કે કચેરીના ત્રણ દરવાજા પૈકી કોઇ પણ એક દરવાજાથી નિકલવાનું લખ્યું હશે. ઘુણાક્ષર ન્યાયે પણ કવિની ભવિષ્યવાણી સાચી ન ઠરે એમ ધારી રાજાએ ત્રણે દ્વારોનો ત્યાગ કરીને એક નવો જ રસ્તો કાઢ્યો — કચેરીના અગાશીમાં થઇને બહાર નિકળ્યો. ત્યાર પછી ધનપાલની ચીઠી ખોલીને જોઇ તો તેમાં નીચે પ્રમાણે લખેલું નીકળ્યું કે 'આપ અગાશીમાં થઇને બહાર નીકળશો.'

સુપાસનાહ ચરિયમાંના ચંપકમાલાના આખ્યાનમાં ગ્રન્થકારે ચૂડામણિનો કેટલો મહિમા જણાવ્યો છે તે એના વાંચકો જાણતા જ હશે.

એ તો માત્ર બે ચાર દાખલા ટાંક્યા છે. બાકી ચૂડામણિના ઉલ્લેખો તો મધ્યમકાલીન અનેક ગ્રન્થોમાં મળી આવે છે, એટલુંજ નહિં પણ આના ઉપર બનેલા કેટલાક ગ્રન્થો પણ મળી આવે છે.

ચૂડામણિસાર નામનો એક સાડા સાતસો શ્લોક પ્રમાણનો ગ્રન્થ પાટણના એક પુસ્તક ભંડારમાં લખેલો અતિ દુર્લભ સ્થિતિમાં મળી આવે છે. આ ગ્રન્થના બનાવનાર ભદ્રબાહુ ચૂડામણિના સંબન્ધમાં તેમજ તેના જ્ઞાનની શ્રેષ્ઠતાની બાબતમાં નીચે પ્રમાણે ઉલ્લેખ કરે છેઃ—

" પુરાપ્રોક્તમિદં જ્ઞાનં અનેન વ્યક્તમૂર્તિના ।
चूडामणिस्तु नामेदं सद्यः प्रत्ययकारकम् ॥ २ ॥
तस्यार्थे सुखबोधार्थं संक्षेपात्सारमुध्धृतम्
नाम्ना चूडामणेः सारं भट्टलक्षणनिर्मितम् ॥ ३ ॥
बहुभिर्ग्रन्थभेदैश्च ज्योतिर्ज्ञानस्वरोदयैः ।
शारीरैः शाकुनैर्ध्यानैः प्रोक्तं ज्ञानमनेकधा ॥ ४ ॥
सर्वेषामेव ज्ञानानामुत्तमं सर्वमूर्धनि ।
स्थितं चूडामणेः सारं नृपादीनां सुखप्रदम् ॥ ५ ॥ "

( અર્થ-આ ચૂડામણિનામક તત્કાલ પ્રતીતિ કરાવનારૂં જ્ઞાન વ્યક્ત મૂર્તિધારી ઇશ્વરે કહેલું છે. ॥ ૨ ॥ તેના અર્થનો સુખપૂર્વક બોધ થવા માટે ભટ્ટલક્ષણે સંક્ષેપમાં તેના સારનો ઉદ્ધાર કરીને 'ચૂડામણિસાર' નામક ગ્રન્થ રચ્યો છે ॥ ૩ ॥ જ્યોતિષ, સ્વરોદય, શરીર, શકુનાદિ વિષયક અનેક પ્રકારના ગ્રન્થોવડે અનેક પ્રકારનું જ્ઞાન કહ્યું છે ॥ ૪ ॥ પણ તે સર્વ જ્ઞાનોમાં શિરોમણિ સમાન રાજાદિને સુખ આપનાર 'ચૂડામણિસાર' સંબંધી જ્ઞાન સર્વ જ્ઞાનોમાં ઉત્તમ જ્ઞાન છે. ॥ ૫ ॥ )

આવી જ પદ્ધતિનો ચૂડામણિ ઉપર બનેલો બીજો ગ્રન્થ 'ચન્દ્રોન્મીલન' છે. આ ગ્રન્થ ચૂડામણિ સારથી મ્હોટો છે. આના કર્તાનું નામ જણાયું નથી છતાં કર્તા કોઇ જૈનાચાર્ય છે એમ તેના મંગલાચરણ વિગેરે ઉપરથી જણાય છે. ગ્રંથની શરૂઆત નીચે પ્રમાણે થાય છે.

" चन्द्रप्रभं नमस्कृत्य चन्द्राभं चान्द्रलाच्छनम् ।
चन्द्रोन्मीलनकं शास्त्रं वये लाभार्थ भासकम् ॥ १ ॥
आदि चूडामणीसारं स्वयं जैनेन्द्र भाषितम् ।
समुद्रे तु यथा-रत्नं शतपत्रे यथा मधु ॥ २ ॥
पाषाणाग्निः सृताः सव हिरण्याद्याः यथाक्रमम् ।
तथैव सर्वशास्त्राणां सारभूतं मयोद्धृतम् ॥ ३ ॥
दृष्ट्वा चक्राण्यनेकानि कोटिभेद शतानिच ।
तेन दृष्टेन मार्गेण चन्द्रोन्मीलनकं कृतम् ॥ ४ ॥ "

(અર્થ — ચન્દ્રમાના લાંછનવાળા ચન્દ્રકલ્પકાન્તિવાળા ભગવાન્ ચન્દ્રપ્રભ જિનને નમસ્કાર કરીને લાભાર્થનો પ્રકાશ કરનાર 'ચન્દ્રોન્મીલન' નામક શાસ્ત્રને કહીશ ॥ ૧ ॥

સમુદ્રમાં જેમ રત્ન સારભૂત છે, શતપત્રકમલમાં જેમ મકરન્દ સાર છે, પાષાણની ખાણોમાંથી નીકળેલ જેમ સુવર્ણાદિ ધાતુઓ સાર છે તેમ સર્વ શાસ્ત્રોમાં સારભૂત સ્વયં જિનેશ્વરે કહેલ આદિચૂડામણિનો સાર આ ચન્દ્રોન્મીલન મેં ઉદ્ધર્યું છે ॥ ૨-૩ ॥

અનેક ચક્રો અને સેંકડો કોટિના ભેદો (?) જોઇને તે પ્રમાણે 'ચન્દ્રોન્મીલન' શાસ્ત્ર રચ્યું છે. ॥ ૪ ॥ )

એ સિવાય ચૂડામણિ ઉપર 'હસ્તકાણ્ડ' નામનો એક ગ્રંથ લગભગ બારમી સદીમાં પાર્શ્વચન્દ્ર[1] નામક જૈનાચાર્યે રચેલો પાટણના ભંડારોમાં મલી આવે છે.

શ્રીદેવેન્દ્રના શિષ્ય ધર્મપ્રભસૂરિએ પોતાના 'ત્રૈલોક્યપ્રકાશ' નામક જ્યોતિષ ગ્રંથમાં 'ચૂડામણિસારોદ્ધાર'ને અનુસારે અર્ઘકાણ્ડ લખ્યો છે, ( अतः परं चूडामणिसारोद्धारेणार्घकाण्डमुच्यते ) આ ઉપરથી ચૂડામણિસારોદ્ધાર નામનો ગ્રંથ પણ 'ચૂડામણિ' ઉપર બનેલો હશે એમ સિદ્ધ થાય છે. આ બધા ગ્રન્થો અને અનેક ગ્રન્થોમાં આવતા ઉલ્લેખોથી સ્પષ્ટ થાય છે કે ચૂડામણિ ગ્રન્થ એક સમયે ઘણો પ્રસિદ્ધ નિમિત્તગ્રંથ મનાતો અને તેના વર્તારા ઉપર લોકોનો સંપૂર્ણ વિશ્વાસ હતો. આ ગ્રંથ જૈનાચાર્યકૃત હોવા છતાં જૈનેતર વિદ્વાનોમાં પણ તેની ઘણી કદર થતી. એટલું જ નહિ પણ કેટલાક વિદ્વાનો તો તેને પોતાનો કરી લેવા પણ મથતા અને તેનો સાર લઇને ગ્રંથો પણ લખતા હતા. આ વિષયમાં ઉપર જણાવેલ લક્ષણભટ્ટ અને તેનો ચૂડામણિસાર વિદ્યમાન પૂરાવા છે.

આ માનનીય ગ્રંથ કોણે અને ક્યારે બનાવ્યો તેનો નિર્ણય થવો મુશ્કેલ છે, પણ ઇસવી સનની

---

૧. 'પાર્શ્વદેવગણિ—કે જેમણે 'ઉપસર્ગહર સ્તવવૃત્તિ' અને 'પદ્માવત્યષ્ટક વૃત્તિ' નામના મંત્રવિધાનના ગ્રંથો બનાવ્યા છે — તે અને આ 'હસ્તકાણ્ડ'ના કર્તા પાર્શ્વચંદ્ર એક જ હોવાનું મારૂં અનુમાન છે. પાર્શ્વદેવગણિનો નિશ્ચિત સમય બારમી સદીનો ઉત્તરાર્ધ છે. સંવત ૧૨૦૩ના વૈશાખ સુદિ ૫ દિને તેમણે પદ્માવત્યષ્ટક વૃત્તિ સમાપ્ત કરી હતી એમ તે પોતે એ ગ્રન્થમાં લખે છે.

પાંચમી સદી પહેલાં આ ગ્રંથનું નિર્માણ થઇ ગયું હોય તેમ લાગે છે.

દ્રવિડ દેશના દુર્વિનીત નામક જૈનરાજાએ પાંચમી સદીમાં ૯૬૦૦૦ શ્લોક પ્રમાણ ચૂડામણિ ગ્રંથ ગદ્યમાં લખ્યાનું જણાવવામાં આવે છે. જો આ હકીકત સાચી હોય તો ચૂડામણિ ગ્રંથ પાંચમી સદીની પૂર્વે પ્રસિદ્ધિ પામી ચૂક્યો હતો એમ કહેવું જોઇએ.

આ દિવ્ય જ્ઞાનનો ખજાનો ચૂડામણિ ગ્રંથ આજે ક્યાંએ પણ ઉપલબ્ધ થતો નથી અને ઘણું કરીને તે કાળના મુખમાં પહોંચી ગયો લાગે છે. છતાં પણ પૂર્વોક્ત તેના સારગ્રંથો તેના મહત્ત્વને ઘણા કાલ સુધી ટકવતું રાખશે.

નિમિત્ત વિષયના ગ્રન્થોના નિરૂપણ પ્રસંગે ભદ્રબાહુસંહિતા અને સામુદ્રિક શાસ્ત્રના સંબન્ધમાં પણ બે વચન લખવાં જરૂરી લાગે છે.

જ્ઞાનની બાબતમાં આ ગ્રન્થો ઘણા ઉપયોગી છે એમ તો કહેવું જ જોઇએ.

એ ઉપરાંત કર્તાના નામ વગરનું ન્હાનું સામુદ્રિક શાસ્ત્ર તેમજ નિમિત્તદ્વાર, સ્વપ્નદ્વાર, છિદ્રદ્વાર, શકુનદ્વારાદિ અનેક નૈમિત્તિક બાબતો વાળો એક નામ વગરનો ગ્રન્થ પાટણનાં ભંડારમાં અમારા જોવામાં આવ્યો હતો.

ઉપાધ્યાય મેઘવિજયજીનો 'હસ્તસંજીવન સામુદ્રિક' નામનો ગ્રન્થ પણ પ્રસ્તુત વિષયનો ઉત્તમ ગ્રંથ ગણી શકાય.

વરાહમિહિરના બૃહજ્જાતકમાં 'વંકાલક સંહિતા' નો ઉલ્લેખ છે, મ્હારા ધારવા પ્રમાણે આ નામ સાથે 'વં' એ અક્ષર ભૂલથી ઘુસેડી દેવામાં આવેલ જણાય છે. સંહિતાનું યથાર્થ નામ 'કાલક સંહિતા' એવું હોવું જોઇએ. એક જયપુરના જ્યોતિષીના મુખે અમોએ સાંભળેલ કે તેના પોતાના બૃહજ્જાતકના

( અર્થ-કાલકસૂરિજીએ પ્રથમાનુયોગ યાને ધર્મ-કથાનુયોગમાં જિન ચક્રવર્તી વાસુદેવ આદિનાં ચરિત્રો અને પૂર્વભવોનું વર્ણન કર્યું, અને લોકાનુયોગમાં નિમિત્તશાસ્ત્રની ઘણી રચના કરી. )

આ ઉપરથી ખુલ્લું જણાય છે કે કાલકાચાર્યે કોઈ પણ પ્રામાણિક નિમિત્ત ગ્રન્થની રચના કરી હતી.

સંસ્કૃત રમલશાસ્ત્રના કર્તા ભોજસાગરજી પોતાના ઉક્ત ગ્રન્થમાં લખે છે કે રમલવિદ્યાને હિન્દુસ્તાનમાં લાવનાર કાલકાચાર્ય છે, કારણ કે તેઓ પારસ દેશમાં ગયા ત્યારે ત્યાંથી આ વિદ્યા પણ શીખી લાવ્યા હતા.

ઉપરના પ્રાચીન તેમજ અર્વાચીન ગ્રન્થકારોના લખવા ઉપરથી એ વાત સિદ્ધ થાય છે કે ગર્દભિલ્લ રાજાને સજા કરનાર મહાન્ કાલકાચાર્ય જ્યોતિષ-નિમિત્તના પ્રખર વિદ્વાન્ હતા એટલું જ નહીં પણ આ વિષયનો સંપૂર્ણ ગ્રન્થ પણ તેમણે લખ્યો હતો. અને આ ગ્રન્થ તે બીજો કોઇ નહિં પણ બૃહજ્જાતક વાળી 'કાલકસંહિતા' જ હોવી જોઇયે એમ મ્હારૂં માનવું છે. જો આ વાત ખરી જ હોય તો 'કાલકસંહિતા' એ ઇસવીસન પૂર્વે ત્રીજી સદીમાં બનેલો નિમિત્ત વિષયનો પ્રામાણિક ગ્રન્થ હતો કે જેનો ઉલ્લેખ બૃહજ્જાતકકારે કર્યો છે, પણ આજે આ ગ્રન્થ ક્યાંઇ પણ અસ્તિત્વ ભોગવતો હોય એમ જણાતું નથી.

ઉપરના સર્વ વિવેચનથી નિમિત્તપ્રાભૃતની મહત્તા લોકોપયોગિતા અને લોકપ્રિયતા સુજ્ઞ વાંચકોના સમજવામાં આવી ગઇ હશે.

## ૪ વિદ્યાપ્રાભૃત

'વિદ્યા' શબ્દનો અર્થ જો ધાતુ ઉપરથી ઉપજાવીએ ત્યારે તો 'જ્ઞાન' અથવા 'જ્ઞાનનો હેતુ' એવો થાય; પણ આ સ્થળે 'જ્ઞાનાત્મક વિદ્યા' નહિ પણ 'મંત્રસ્વરૂપિણી અક્ષરાત્મક વિદ્યા' સમજવાની છે, જેના વડે વિદ્વાન્ કહેવાય તે વિદ્યા નહિ પણ જેના વડે 'વિદ્યાધર' અથવા વિદ્યાસિદ્ધ કહેવાય તે વિદ્યાનું પ્રતિપાદન કરનાર પૂર્વશ્રુતાંતર્ગત અર્થાધિકાર વિશેષ તે 'વિદ્યાપ્રાભૃત'. આ વિદ્યાપ્રાભૃત આજે વિચ્છેદ થયેલ છે છતાં એના વિષયનો મહિમા હજી સુધી ઘણો તાજો છે; તમે કોઇ પણ આસ્તિક હિન્દનિવાસીની આગળ 'વિદ્યા' અથવા એનો જ બીજો પ્રકાર ગણાતા 'મંત્ર'ની વાત કરો તે ઘણી જ શ્રદ્ધાથી સાંભળશે. ભારતવર્ષની પ્રજાને આ વિષય ઉપર લાંબા કાળની અચળ શ્રદ્ધા છે. અજ્ઞાન બાળકોમાંથી આવાં થોડાં જ નિકળશે કે જેઓ વિદ્યામંત્રના ચમત્કારોની વાતોથી તદ્દન અજાણ્યાં હોય. ભારતવર્ષનાં ધર્મશાસ્ત્રો, પુરાણો, કથાગ્રંથો અને મહાપુરૂષોનાં ચરિત્રો પૈકી કોઈ પણ વિષયનું પુસ્તક જુઓ. વિદ્યામંત્ર અથવા તેના પ્રભાવના સંબંધમાં કંઇ ને કંઇ લખેલું તેમાંથી મળશે જ.

આ ઉપરથી વાચકગણ જોઇ શકશે કે પૂર્વે હિન્દુસ્તાનમાં આ વિદ્યામંત્રનો પ્રચાર ઘણો અસાધારણ હતો. પાંચમીથી દશમી સદી સુધીનાં પાંચસો વર્ષના ગાળામાં આ વિષયના નાના મોટા બેથી અઢી હજાર જેટલા ગ્રંથો તો એકલા બૌદ્ધ સાધુઓએ જ બનાવી કાઢ્યા હતા! આ ઉપરથી હિન્દુસ્તાનમાં મંત્રવિદ્યાનો ફેલાવો કેટલો હોવો જોઇએ તેનું વાચકો અનુમાન કરી શકશે.

આતો વિદ્યામંત્રના પ્રચારની એક સાધારણ વાત થઇ પણ જૈન સમાજનો આ વિષયમાં કેટલો આદર હતો તે બતાવવાની ખાસ જરૂર છે. જેમ બૌદ્ધ લોકોએ આ વિષયને ધાર્મિક રૂપ આપી અવશ્ય કર્તવ્ય તરીકે સ્વીકાર્યો હતો તેટલી હદે જૈનાચાર્યો બિલકુલ ગયા નહોતા. તેઓ મંત્રશાસ્ત્રનો અભ્યાસ કરતા એટલું જ નહિં પણ કોઇ કોઇ પ્રસંગે પતત સાધુ અથવા ગૃહસ્થોની ખુશામદ કરીને પણ આ જ્ઞાનની પ્રાપ્તિ કરતા,[૭] છતાં પણ એનો ઉપયોગ લાભાલાભ જોઇને કારણપરત્વે જ કરતા. વજ્રસ્વામી, પ્રિયગ્રન્થસૂરિ, આર્ય ખપટ, પાદલિપ્તસૂરિ, આચાર્ય હરિભદ્રસૂરિ, હેમચન્દ્રસૂરિ, વિગેરે અનેક પ્રાચીન

૭ "विज्जट्ठा उभयं सेवे त्ति । उभयं णाम पासत्थ गिहत्था ते विज्जमंत जोगादिणिमित्तं सेवे इत्यर्थः ॥" ( नि० चूर्णि, १, ७०

તેમજ અર્વાચીન આચાર્યો આ વિષયના અનુભવી મંત્રવાદિઓ હતા અને પોતાની વિદ્યાનો ઉપયોગ પણ કરતા પરંતુ તે કારણ પ્રસંગે જ, કારણ વિના નહિ. સ્થૂલભદ્ર જેવા સ્થવિરો પણ કારણ વિના આ શક્તિનો ઉપયોગ કરવાથી શિક્ષાને પાત્ર થયા હતા, અને આવા સખ્ત પ્રતિબન્ધના કારણથી જ બૌદ્ધોની માફક જૈનોમાં આ મંત્રવાદથી આચાર માર્ગમાં વિકૃતિ થવા પામી નથી. બીજું એ પણ કારણ છે કે જેમ બીજા લોકો ઐહિક ફળની આશાથી જ મંત્ર અને વિદ્યાઓ જપતા ત્યારે જૈનાચાર્યોનો આમાં પણ મુખ્ય ઉદ્દેશ કર્મનિર્જરાનો હતો. સૂરિમંત્રનું અનુષ્ઠાન જે લગભગ પ્રત્યેક જૈનાચાર્યને કરવું પડતું તેનો પણ ફલાદેશ કર્મનિર્જરાને લગતો જ હતો. બૌદ્ધ અને ખાસ કરીને શાક્ત લોકોના મંત્રવાદથી જૈનોના મંત્ર અને વિદ્યાઓ તદ્દન પવિત્ર અને નિર્દોષ વિધિસાધ્ય હોવાથી પણ મંત્રવાદ જૈન આચાર્યોમાં કોઇ જાતની ખરાબ વિકૃતિ ઉત્પન્ન કરી શક્યો નથી.

વિદ્યામંત્રની સત્યતાની બાબતમાં આ પ્રસંગે ઘણું લખી શકાય તેમ છે પણ લેખના વિસ્તારભયથી તેમ કરી શકતા નથી. અત્ર એટલું જ કહેવું બસ થશે કે હિપ્નોટીઝમના નિયમો પર શ્રદ્ધા રાખનાર વાંચકો આ વિષયમાં ભાગ્યે જ અશ્રદ્ધાળુ થશે, કારણ કે અમુક ક્રમથી ગોઠવેલા અક્ષરોના માનસિક અથવા વાચિક અભ્યાસનો દ્વારા સ્વાત્મશક્તિની અન્યાત્મા ઉપર અસર ઉત્પન્ન કરવી તે જ વિદ્યામંત્રનો વિષય છે, અને મેસ્મેરિઝમ અથવા હિપ્નોટીઝમનો વિષય આનાથી ભાગ્યે જ જુદો પડે છે. અસ્તુ.

સ્ત્રીદેવતાધિષ્ઠિત તે વિદ્યા અને પુરુષદેવતાધિષ્ઠિત તે મંત્ર, અથવા પાઠ કરવા માત્રથી જ કાર્યસાધક થાય તે મંત્ર, અને જપહોમાદિ વિધિસાધ્ય તે વિદ્યા; એમ બે પ્રકારે મંત્ર અને વિદ્યાનો ભેદ જૈન ગ્રન્થકારોએ બતાવ્યો છે. જૈનોની માન્યતા પ્રમાણે હજારો વિદ્યાઓ છે જેમાં નીચે લખેલી સોળ વિદ્યાઓ મુખ્ય છેઃ—

૧ રોહિણી ૨ પ્રજ્ઞપ્તિ ૩ વજ્રશૃંખલા ૪ વજ્રાંકુશી ૫ અપ્રતિચક્રા ૬ નરદત્તા ૭ કાલી ૮ મહાકાલી ૯ ગૌરી ૧૦ ગાંધારી ૧૧ મહાજ્વાલા ૧૨ માનવી ૧૩ વૈરુટ્યા ૧૪ અચ્છુપ્તા ૧૫ માનસી ૧૬ મહામાનસી. આ સોળ વિદ્યાઓ અને એ જ નામની આની અધિષ્ઠાયક સોળ દેવિયો પણ માનેલી છે.

જૈનોમાં આજે જેટલા મંત્રો અને વિદ્યાઓ મોજુદ છે તે સર્વમાં સૂરિમંત્ર અને વર્ધમાનવિદ્યા એ બે અધિક પ્રાચીન છે.

મહાનિશીથસૂત્રને છેડે વર્ણવિક્ષેપ કરીને લખેલી વર્ધમાનવિદ્યા મળે છે તે સિવાય કોઇ પણ પ્રાચીન સૂત્રોમાં મંત્ર કે વિદ્યા જોવામાં આવતી નથી. નન્દી સૂત્રમાં આપેલી સૂચી પ્રમાણે પૂર્વે પ્રશ્નવ્યાકરણમાં ચમત્કારક વિદ્યાઓ હતી પણ આજે તેમાં તેનું નામનિશાન પણ નથી. છતાં પણ આ વિષયના અનેક ન્હાના મ્હોટા ગ્રન્થો આજે જૈન ભંડારોમાં મળી આવે છે જેની સંક્ષિપ્ત સૂચી નીચે આપીયે છીયે.

| | |
|---|---|
| ૧ સૂરિમંત્રકલ્પ | ૧૩ ઋષિમંડલકલ્પ |
| ૨ સૂરિમંત્ર સારોદ્ધાર | ૧૪ ચિન્તામણિપાર્શ્વકલ્પ |
| ૩ સૂરિમંત્રપ્રદેશ વિવરણ | ૧૫ જ્વાલામાલિનીસાધન |
| ૪ વર્ધમાનવિદ્યાકલ્પ | ૧૬ પ્રસંગિરાઃ કલ્પસારોદ્ધાર |
| ૫ મયૂરવાહિનીસાધન | |
| ૬ મંત્રશાસ્ત્ર | ૧૭ ઘંટાકર્ણકલ્પ |
| ૭ વિદ્યાનુશાસન (શ્લોક ૫૦૦૦) | ૧૮ પંચાંગુલીકલ્પ |
| | ૧૯ ઉદ્યોતકરસ્તવ કલ્પ |
| ૮ પદ્માવતીકલ્પ | ૨૦ શક્રસ્તવકલ્પ |
| ૯ સરસ્વતીકલ્પ | ૨૧ પરમેષ્ઠિ મંત્રકલ્પ |
| ૧૦ અર્હન્મહેન્દ્રકલ્પ | ૨૨ ઉપસર્ગહરકલ્પ |
| ૧૧ હ્રીંકારકલ્પ | ૨૩ તિજયપહુત્તસ્તોત્રકલ્પ |
| ૧૨ મંત્રાધિરાજકલ્પ | ૨૪ નમિઊણ સ્તવકલ્પ |
| | ૨૫ ભક્તામર સ્તોત્રકલ્પ |

એ સિવાય પણ અનેક ન્હાના મ્હોટા માંત્રિક પ્રયોગો અને તેવા પ્રયોગવાળાં સ્તોત્રો વિગેરે જૈનોમાં પ્રચલિત છે.

વસુધારા અને જાંગુલી વિદ્યા પણ જૈનસંપ્રદાયમાં પ્રસિદ્ધ છે પણ એ બન્ને વિદ્યાઓ બૌદ્ધોની હોવાથી

ઉપરના લિસ્ટમાં નોંધી નથી. ઉપરની ગ્રન્થનામાવલીથી જાણી શકાશે કે વિદ્યાપ્રાભૃત મહાસાગરના બિન્દુ રૂપે રહેલા જૈન માંત્રિક ગ્રન્થો હજી પણ સારી સંખ્યામાં વિદ્યમાન છે, અને આ ઉપરથી જ જૈનોમાં મંત્રવાદનો પ્રચાર કેટલો થયો હશે તેનું પણ કાચું અનુમાન બાંધી શકાશે.

'આપણાં પ્રાભૃતો' એ કઇ જાતનું સાહિત્ય હતું, તેની કેટલી ઉપયોગિતા અને લોકપ્રિયતા હતી, જૈનસાહિત્યમાં પ્રાભૃતો કયું સ્થાન ભોગવતાં હતાં? ઇત્યાદિ વાતોનો ખુલાસો ઉપરના વિવેચનથી થઇ ગયો હશે. જે સાહિત્યની પૂર્વગત શ્રુત તરીકે ગણના થતી હતી તે જ સાહિત્યનું આજે નામ પણ સંસારમાંથી ભૂંસાઇ જવા બેઠું છે એ કેટલી શોચનીય દશા છે? આશા છે કે આ ઉપરથી સાહિત્યસેવકો કંઇક ધડો લેશે, અને શેષ રહેલ સાહિત્યનું સંરક્ષણ કરવામાં તત્પર રહેશે! તથાસ્તુ.

# વિમલસૂરિનું પઉમ ચરિયમ્

[વિદ્વાન મુનિમહારાજશ્રી અમરવિજયજી તરફથી અમારી ખાનગી જાણ માટે યુગના ગતાંકમાં વાંચી નીચેનું જણાવ્યું છે, તે અતિ ઉપયોગી ધારી અમો અત્ર રજુ કરવા તેમની રજા લઇએ છીએ.]

"વિમલસૂરિકૃત **પઉમચરિય** વાંચતાં નીચે પ્રમાણે બીના મળે છે, તે ઉપરથી આ ગ્રંથ દિગંબરોનું છે કે શ્વેતાંબરોનું છે તેની સહજ ઝાંખી થશે.

પૃષ્ઠ ૫–आकंपिउ य जेणं मेरू अंगुट्ठएण लीलाए ।
तेणेइ महावीरो नामंसि कयं सुरिंदेहिं ॥ २६ ॥

ભાવાર્થ–પ્રભુએ અંગુઠથી લીલા માત્ર વડે મેરૂ પર્વત કંપાવ્યો તેથી સુરેંદ્રે **મહાવીર** એવું નામ આપ્યું. (૨૬) આ માન્યતા માત્ર શ્વેતાંબરોની જ છે.

પૃષ્ઠ ૧૩–सिद्धाण नमुक्कारं काऊण य पंचमुट्ठियं लोयं ।
चउहिं सहस्सेहिं समं पत्तो य जिणो परमदिक्खं १३६

ભાવાર્થ–સિધ્ધોને નમસ્કાર અને પંચમુષ્ટિ લોચ કરી ચાર હજાર જણની સાથે ઋષભદેવજીએ દીક્ષા ગ્રહણ કરી. (૧૩૬)

શ્વેતાંબરો–ચારમુષ્ટિ લોચ કર્યો અને એક મુષ્ટિ ઇંદ્રની વિનંતિથી રહેવા દીધાનું કહે છે–જૂઓ કલ્પ સૂત્રનો પાઠ "चउमुट्ठियं लोयं करेइ"

પૃ. ૧૫–जं जं उवणेइ जणो तं तं नेच्छइ जिणो विगयमोहो ।
लंबंतजडाभारो नरवइभवणं समणुपत्तो ॥ ८ ॥

ભાવાર્થ–લોકો (વહોરાવવાને) જે જે વસ્તુ પ્રભુ પાસે લાવતા તેને ઇચ્છતા નહીં. લબાયમાન જટાવાળા અને મોહરહિત પ્રભુ રાજભવન પાસે પહોંચ્યા.

આમાં કહેલ જટાનું વિશેષણ ઉપરોક્ત કથનને વિરોધ દર્શાવે છે કારણ પ્રભુને દીક્ષા લીધા પછી રોમરાજીની વૃદ્ધિ થતી નથી.

પૃષ્ઠ ૧૫–संमज्जिउवलित्ते वद्देसे तस्स परमसद्धाए ।
सेयंसनरवरिंदो इक्खुरसं देइ परितुट्ठो ॥ १२ ॥

ભાવાર્થ–વાળેલી અને લીંપેલી જગાએ અત્યંત શ્રદ્ધાપૂર્વક આનંદિત હૃદયે શ્રેયાંસકુમારે ઋષભદેવ પ્રભુને ઇક્ષુરસ વહોરાવ્યું. ૧૨

અહિં વાળેલી અને લીંપેલી જગ્યાનું શ્વેતાંબરો ખાસ કારણ માનતા નથી. શુદ્ધ અને અશુચિરહિત હરકોઇ જગ્યાએ વહોરાવી શકાય.

પૃષ્ઠ ૧૦૪–गयवसह सीह अभिसेयदामससिदिणयरं ज्झयं कुंभं
पउमसरसागरविमाणभवणरयणुच्चसिहिं च ॥ १३ ॥

આ ચૌદ સ્વપ્નની ગાથા શ્વેતાંબરોના માન્ય કલ્પસૂત્રને મળે છે.

પૃ. ૧૫૮–पक्खालिऊण रामो निज्झरसलिलेण साहुचलणजुए
लक्खण समप्पिएहिं अच्चेइ य वल्लिकुसुमेहिं ॥ १९ ॥

ભાવાર્થ–નિર્ઝરણાના પાણીથી સાધુના ચરણ-યુગલ પ્રક્ષાલન કરી લક્ષ્મણે આપેલા વલ્લિકુસુમોથી રામચંદ્રે અર્ચન કર્યું. ૧૯

આ માન્યતા પ્રથમ શ્વેતાંબરોમાં પ્રચલિત હોય અથવા દિગંબરોની હોય તો કંઇ કહી શકાય નહી. ખાસ કારણું તો કંઇ છે નહી.

પૃ૫૬ ૨૩૮–सोहम्मीसाणसणं कुमारमाहिंदबंभलोगो य ।
लंतय कप्पो य तहा छठो विय होई नायव्वो ॥३५॥
एत्तोय महासुक्को सहसारो आणउ तहय चेव ।
तह पाणउ य आरण अच्चुयकप्पो य बारसमो ॥३६॥

એજ હકિકત પૃ. ૩૦૦માં ફરીથી વિસ્તારથી આપવામાં આવી છે.

આ માન્યતા ખાસ શ્વેતાંબરોની જ છે. દિગંબરોના મત પ્રમાણે સૌધર્મ ૧, ઇશાન ૨, સનત્કુમાર ૩, માહેંદ્ર ૪, બ્રહ્મલોક ૫, બ્રહ્મોત્તર ૬, લાંતક ૭, કાપિષ્ઠ ૮, શુક્ર ૯, મહાશુક્ર ૧૦, સતાર ૧૧ સહસ્રાર ૧૨, આનત ૧૩, પ્રાણત ૧૪, આરણ ૧૫, અચ્યુત ૧૬,—આ ૧૬ દેવલોક હોવા જોઇએ

આ મુખ્ય ભેદનો ચર્ચાસ્પદ વિષય છે.

પૃ. ૨૫૮–नारीण सएहिं तिहिं पासे अज्जाइ पुहविसच्चाए ।
पव्वइया दढभावा सिद्धिपयं उत्तमं पत्ता ॥ १२ ॥

ભાવાર્થ–કેકઇરાણીએ ત્રણસો સ્ત્રીઓની સાથે પૃથ્વીસત્યા નામની સાધ્વી પાસે દીક્ષા લીધી અને દૃઢભાવવાળી ઉત્તમ સિદ્ધિપદ (મોક્ષ)ને પ્રાપ્ત થઇ "૧૨

આ માન્યતા કેવલ શ્વેતાંબરોની છે. દિગંબરો સ્ત્રીને મુક્તિ નિષેધે છે.

પૃ. ૨૭૮–सुयसोगसमावन्ना पव्वज्जं केगई विघेत्तूणं ।
सम्माराहियचरिया तियसविमाणुत्तमं पत्ता ॥ २६ ॥

પુત્ર (ભરત)ના શોકને પ્રાપ્ત થએલી કૈકઇ દીક્ષા લઇને સારી પેઠે ચારિત્ર પાળીને દેવવિમાણમાં ઉત્પન્ન થઇ.

આ કથન ઉપરની ગાથા સાથે વિસંવાદ જણાવે છે.

પૃ. ૩૦૬–बंभविमाणे देवी जाया अइललियरूवा सा ॥१०३॥
सा गुणवई कमेण, सिरिभूइपुरोहियस्स वेदवई ।
दुहिया बंभविमाणे देवी इह पढए सीया ॥ १२० ॥

ભાવાર્થ—શ્રીભૂતિપુરોહિત અને વેગવતીની પુત્રી ગુણમતી બ્રહ્મ દેવલોકમાં દેવી થઇ છે.

આ કથન કયા માન્યતાનું છે તેની કંઇ સમજણ પડતી નથી. શ્વેતામ્બરમત પ્રમાણે (સંગ્રહણીના કથનથી)
[illegible]
[illegible] ॥ २५० ॥

ભાવાર્થ—ભવનપતિથી લઇને ઇશાન (બીજા) દેવલોક સુધી દેવીઓની ઉત્પત્તિ છે. ઉપરના દેવલોકમાં ઉપજતી નથી. આઠમા સુધી અપરિગૃહીતા ઉપભોગ માટે જઇ શકે. બારમા દેવલોકથી ઉપર દેવતાનું પણ આવવું જવું નથી.

પૃ. ૩૦૮–रामेण तउ सीया दिट्ठा अज्जाण मज्झयारत्था
सेयंबरपरिहाणा तारा सहिय ससिलेहा ॥ १६५ ॥

ભાવાર્થ—ત્યારે રામચંદ્રે શ્વેતવસ્ત્ર પહેરેલી અને આર્યા (સાધ્વીઓ) ની વચ્ચે બેઠેલી સીતાને તારા સહિત ચંદ્રલેખા (ચાંદણી) ની પેઠે જોઇ. ૧૬૫

આથી પણ શ્વેતાંબરના મતને ટેકો મળે છે. આ પ્રમાણે બન્ને તરફની માન્યતા જણાવી છે તેમાં દિગંબરો સંબંધી દાખલા લુલા છે અને શ્વેતાંબરની માન્યતા સંબંધી પુરાવા મજબુત છે (મેરૂ હલાવ્યાની માન્યતા, ૧૨ દેવલોક. સ્ત્રી દીક્ષાના પુરાવા. માટે યોગ્ય વિચાર કરવો ઘટે છે. ઉપર જણાવેલા ૯ મુદ્દા પૈકીના ૧-૪-૬-૯ આ ચાર (૪) મુદ્દાઓ ખાસ શ્વેતાંબરની માન્યતા માટે મજબુત પુરાવા છે. ૨-૭ બીજો અને સાતમો વિસંવાદ (પરસ્પરભિન્નતા) જણાવે છે. અને ૩-૫-૮ એ ત્રણ મુદ્દા કોઇ પણ મત માન્યતાને ચોક્કસ પુરવાર કરતા નથી: દિગંબરમતની માન્યતા હોય તો પણ સંભવે અને કદાચ શ્વેતાંબર સંપ્રદાયમાં પણ પહેલાં આ પ્રમાણે પ્રવૃત્તિ થતી હોય તો પણ કંઇ કહી શકાય નહીં.

આ પ્રમાણે આખા પઉમચરિયમાંથી મળેલા મુદ્દાઓ કોઇ પણ મતનો પક્ષ રાખ્યા સિવાય મધ્યસ્થ બુદ્ધિએ લખી આપના આગળ રજુ કરવા આવ્યા છે.

જો દિગંબરભાઇઓએ સંપૂર્ણ પઉમચરિય વાંચેલું હોય તો તેઓ પોતાના પક્ષના કયા સબળ પુરાવા આપે છે? તે પુછી ખુલાસો કરવા જરૂર છે.

પઉમ ચરિયનું નામ બૃહત્ ટિપ્પનિકામાં ઘણા વખતથી જુનું નોંધેલ છે એ પણ પુરાવો છે.

આખંડલભૂતિ અને નાગિલગચ્છ માટે પં. લાલચંદ ભગવાનદાસભાઇ જણાવે છે તે યોગ્ય છે. કલ્પસૂત્રમાં નાઇલ (નાગિલ) શાખા વજ્રસ્વામીથી

નિકળ્યાનું જણાવે છે. ગુર્વાવલીમાં નાગેન્દ્રાદિ ચાર શાખા નિકળ્યાનું લખેલું છે. તેથી બન્ને નામ એક જ જણાય છે પણ સેન-પ્રશ્નમાં પણ આ વાત ચર્ચાઇ છે. તેના ઉત્તરમાં ચાર નાગિલાદિ શાખા અને ચાર ચંદ્રાદિશાખા, એ સર્વે વજ્રસેનસૂરિથી નિકળ્યાનું જણાવે છે, વાચના ભેદથી કોઇ આચાર્ય કોઇ શાખાનું તો કોઇ અન્યનું વર્ણન કર્યાનું કારણ બતાવે છે.

કર્તાની પરંપરા માટે હજુ ઘણી તપાસની જરૂર છે. રચના સંવત્—પૃ. ૩૭૫

पंचेव य वाससया दुसमाए तीसवरिससंजुत्ता ।
वीरे सिद्धिमुवगए तओ निबद्ध इमं चरियं ॥१०३॥

અર્થ—વીર ભગવાન્ મોક્ષે ગયા પછી દુષમકાલના પાંચસે ત્રીસ (૫૩૦) વર્ષ વ્યતીત થએ આ ચરિત્ર રચાયું. ૧૦૩

આ ગાથાથી કર્તા પોતે વીર પ્રભુથી (૫૩૦) રચના કાળ જણાવે છે ત્યારે પુરાતત્ત્વના આચાર્ય શ્રી જિનવિજયજી મહારાજ વિમલસૂરિને રવિષેણાચાર્ય-થી પ્રથમના જણાવે છે તે પણ કંઇ અયોગ્ય નથી.

હજુ મધ્યસ્થ દૃષ્ટિએ વિશેષ ચર્ચાશે તો ઘણું સારું અજવાળુ પડશે એવી આશા છે."

૨

## વિશેષ ખુલાસો

પૃ. ૫-ગાથા ૨૨માં દેવાનંદાના ગર્ભમાં આવવાનું અને ગાથા ૨૯માં વિવાહ સંબંધી વર્ણન કરેલું નથી તેથી એ વિષેની વાત કર્તાને માન્ય નથી એમ કહી શકાય નહી.

પ્રભુના ૨૭ ભવ, માતાને ૧૪ સ્વપ્ન વિગેરે બાબતોની પેઠે એ સંબંધી કંઇ ઉલ્લેખ ન કરે તો કર્તાની મરજીની વાત છે.

પ્રાસંગિક અને સંક્ષિપ્ત વર્ણનમાં અમુક વિષય લેવો યા ન લેવો તે વિવક્ષાધીન હોય છે. પ્રશ્ન-શંકા ઉપજવાનું સ્થાન જ નથી. જો સંપૂર્ણ ચરિત્ર લખવાનો ઉદ્દેશ (આશય) હોય ને તેમાં કંઇ બાબત રહી જાય તો વિચારવાનું થાય ખરૂં.

પૃ. ૯૮ના ગાથા ૫૭-૫૮ કુંવારા દીક્ષા લીધી એ વાતને ટેકા આપવાનું લખ્યું, પરન્તુ ગાથાનું લખાણ યુક્તિ યુક્ત છે. માત્ર અર્થ કરતાં સમજભેદ થાય છે, તે નીચે મુજબ

ગાથા—मल्ली अरिट्ठनेमी पासो वीरो य वसुपुज्जो ५७
एए कुमार सीहा गेहाओ निग्गया जिणवरिंदा ।
सेसा वि हु रायाणो पुहइं भोत्तूण निक्खन्ता ॥५८॥

અર્થ—૧૯મા મલ્લીનાથ, ૨૨ મા અરિષ્ટનેમિ (નેમનાથ), ૨૩મા પાર્શ્વનાથ, ૨૪મા મહાવીરસ્વામી અને ૧૨મા વાસુપૂજ્ય એ ૫ કુમાર (રાજ્ય ભોગવ્યા વગર) ઘરથી નિકળી જિનવરેંદ્ર થયા, બાકીના ૧૯ જિને રાજા થઇ-પૃથ્વી ભોગવીને દીક્ષા ગ્રહણ કરી. ૫૮મી આ ગાથામાં કુમારશબ્દનો અર્થ રાજ્ય ભોગવ્યા વગર યુવરાજ કુમાર આ પ્રમાણે થાય છે, પણ કુમાર એટલે કુમારાવસ્થામાં (અપરિણિત) એ અર્થ યોગ્ય નથી. જુઓ વિશેષ આવશ્યક ભાષાંતર. પૃ. ૫૫૮

वीरं अरिट्ठनेमिं पासं मल्लिं च वासुपुज्जं च ।
ए ए मुत्तूण जिणे अवसेसा आसि रायाणो २२१
रायकुलेसुऽवि जाया विसुद्धवंसेसु खत्तियकुलेसु ।
न य इच्छिअभिसेया कुमारवासंमि पव्वइया. २२२
संती कुंथू अ अरो अरिहंता चेव चक्कवट्टी य ।
अवसेसा तित्थयरा मंडलिया आसि रायाणो २२३

અર્થ—મહાવીરસ્વામી, અરિષ્ટનેમિ, પાર્શ્વનાથ, મલ્લીનાથ અને વાસુપૂજ્ય સ્વામી એ સિવાયના અવશેષ તીર્થંકરો રાજાઓ હતા. વિશુદ્ધ વંશવાળા ક્ષત્રિયજાતિના રાજકુળમાં જન્મ્યા છતાં પણ રાજ્યા-ભિષેકની ઇચ્છા વગર કૌમાર અવસ્થામાંજ દીક્ષા લીધી હતી. શાંતિનાથ, કુંથુનાથ અને અરનાથ તીર્થંકર રાજા તથા ચક્રવર્તિની બન્ને પદવી પામ્યા હતા. બાકીના તીર્થંકરો માંડલિક રાજાઓ હતા.

હારિભદ્રીય આવશ્યક પ્રથમ ભાગ-પૃ. ૧૩૬માં પણ એજ ગાથાઓ છે. માત્ર नयइच्छियाभिसेया ને ઠેકાણે नय इच्छियाभिसेया પાઠ લેખક દોષથી લખાએલ છે. અને નીચે ટિપ્પણ કરનારે પણ ગોથું ખાધું છે એ ધ્યાનમાં લેવા જેવું છે. પૃષ્ઠ-૧૩૬

પ્રથમ ભાગ. તથા સપ્તતિશત સ્થાન પ્રકરણમાં (આત્માનંદ જૈન સભા તરફથી છપાયેલ પ્રત)માં નીચે પ્રમાણે ગાથા છે– પૃષ્ટ ૩૪.

मल्लि-नेमिं मुत्तुं वेसि विवाहो य भोगफला ॥३४॥

टीका–मल्लिजिनं नेमिजिनं च मुक्त्वा तेषां द्वाविंशति-जिनानामुक्तव्यतिरिक्तानां विवाहश्च जातो भोग्य-फलाद् भोग्यफलकर्मोदयादिति.

અર્થ–મલ્લીનાથ અને નેમનાથને છોડીને બાકીના ૨૨ ભગવાનને ભોગફલ કર્મનો ઉદય હોવાથી વિવાહ (લગ્ન) થયાં હતાં.

कुमरत्ते पढमवए वसुपुज्जो मल्लि नेमि पासो य ।
वीरो वि य पव्वइया सेसा पच्छिम वयंमि निवा ॥४८॥

टीका–कुमारत्वे राज्यावस्थामभुक्त्वैव प्रथमवयसि प्रव्रजि-ताः के ते ? इत्यत आह–वासुपूज्यजिनो १ मल्लिजिनो २ नेमिजिनः ३ पार्श्वजिनः ४ श्रीवीरोऽपि च, शेषाः १९ जिनाः पश्चिमवयसि प्रव्रजिता नृपाश्च बभूवुरिति गाथार्थः ४८

અર્થ–કુમારપણામાં (રાજ્ય અવસ્થા ભોગવ્યા સિવાય) પ્રથમ વયમાં દીક્ષા લીધી. કોણે ? તે કહે છે–૧ વાસુપૂજ્યજિન. ૨ મલ્લિનાથ. ૩ નેમિજિન. ૪ પાર્શ્વનાથ અને ૫ મહાવીર સ્વામી. બાકીના ૧૯ પાછલા વયમાં દીક્ષા લીધી. રાજ્ય પણ ભોગવ્યું હતું. તથા સિદ્ધસેન વિરચિત એકવિંશતિસ્થાન પ્રકરણ (અમારી બનાવેલી ટીકાયુક્ત) માં પણ આ પ્રમાણે જ કહ્યું છે—જુઓ પૃષ્ટ ૨૪.

वसुपुज्ज मल्लि नेमी पासो वीरो-कुमारपव्वइया ।
रज्जं काउं सेसा मल्ली नेमी अपरिणीया ॥ ३४ ॥

ટી.–પંચવિમાનગો મલ્લિસ્વામી, નેમિજિનઃ પાર્શ્વો વીર गुणवई कमेण, गिरिभृगुपुरोद्दिपइत वेदवई । ...
इगा वंभविमाणे देवा दद पइए दीया ॥ १२० ॥

ભાવાર્થ—શ્રીનૃતિપુરોદિત અને વેગવતીની ... શુભમતી બ્રહ્મ દેવલોકમાં દેવી થઇ છે.

આ કથન કંઇ માન્યતાનું છે તેની કંઇ સમજણ પડતી નથી. શ્વેતામ્બરમત પ્રમાણે (ચંદ્રપ્રભુના વચનથી)
इदवाउ,देवीनं वन्दु अं या इदग दी
[illegible] नगी अग्गुव पए गुगानं पि ॥ २५० ॥

૧૯ એ રાજ્યપાલન કરી વ્રત લીધું. તથા મલ્લિનાથ અને નેમિનાથ એ બેએ અપરિણિત–પાણિગ્રહણ કર્યા સિવાય પ્રવ્રજ્યા લીધી. અને ૨૨ જિને લગ્ન કર્યા પછી દીક્ષા લીધી હતી. ૩૪

તથા પ્રદ્યુમ્નસૂરિકૃત વિચારસારપ્રકરણમાં પણ એ જ ગાથા છે —

જુઓ પૃ૯ ૪૧— कुमाररज्जानुत्ति—

वसुपुज्ज मल्लिनेमी पासो वीरो कुमारपव्वइया ।
रज्जं काउ सेसा मल्लिनेमी अपरिणीया ॥ १५ ॥

અર્થ ઉપર પ્રમાણે જ છે. માટે પુનરૂક્તિ કરતો નથી. ઇત્યાદિપાઠોથી કુમાર શબ્દનો અર્થ રાજ્ય ગાદી બેઠા પહેલાં એવો જ અર્થ થાય છે, નહી કે લગ્ન કર્યા વગર.

તથા પઉમચરિયં પૃ. ૯૮ ની ગાથા ૫૮ ના ઉત્તરાર્દ્ધમાં સેસાવિહુ આવો પાઠ છે. એ પૂર્વે ગએલા (ઉપરોક્ત) કથનની અપેક્ષા રાખે છે. કારણ–પ્રથમ જણાવેલી વ્યક્તિઓમાંથી જુદા ટાળવાના સંબંધે જ બાકીના એવો શબ્દ વપરાય છે એ શબ્દ ઉપર ખાસ લક્ષ્ય આપવા જેવું છે.

વળી—મારા સાંભળવા પ્રમાણે દિગંબરસંપ્રદાયમાં ૧૯ મા તીર્થંકરના સંબંધે મલ્લી શબ્દનો પ્રયોગ થતો નથી તેઓ મલ્લનાથ એવું નામનિર્દેશ કરે છે. એ વિચારવા યોગ્ય છે.

હજુ વધારે ઊહાપોહ થશે તો ઘણુ અજવાળું પડશે.

પ્રાસંગિક અને સંક્ષિપ્ત વર્ણનમાં અમુક વિષય નહી આવ્યો હોય તો તેથી તે ગ્રંથ તે સંપ્રદાયના કર્તાનો નથી એમ શી રીતે કહી શકાય? તે સંપ્રદાયથી વિરૂદ્ધ ઉલ્લેખ થયે । જણાતો હોય તો તેના હોય ર વિચાર ચલાવી શકાય.

આપે છે શ્વેતાંબરોમાં હમેશાં બોલાતી સ્તુતિ આ પ્રમાણેઃ–

પંસ વીર વાસુપૂજ્યજી નેમ મલ્લિકુમારી,
રાજ્યતણુ વિહુણા એ થયા આપે વ્રતધારી.
શાંતિનાથ પ્રમુખા સવિ લહી રાજ્ય નિવારી,
લાખસ્ત્રી નેમ પરણ્યા નહી બીજા ઘરબારી. ૨

કાયઃ —શ્રી જ્ઞાનવિમલકૃત દીવાલીસ્તુતિ

૩

૧ દિગંબરો હરિવંશના યુગલને અહિં લાવી તેનાથી હરિવંશની ઉત્પત્તિ થયાનું માનતા નથી.

પઉમચરિયંમાં પૃ. ૧૦૪ પર બરાબર વર્ણન છે.

૨ દિગંબરો ભગવાન ઉપદેશ આપે છે એમ માનતા નથી. જુઓ આદિપુરાણ પૃ. ૪માં લખ્યું છે કે —

"भगवान् हे वीतराग असल्या मुळें बोलण्या ची इच्छा करीत नसूनही त्यांच्या मुखापासून दिव्यवाणीचा प्रसार झाला"

પઉમચરિયં પૃષ્ટ ૬ માં નીચે લખ્યા મુજબ—

तो अद्धमागहीए भासाए सव्वजीवहियजणणं ।
जलहरगंभीररवो कहेइ धम्मं जिणवरिंदो ॥ ५१ ॥

અર્થ — તે વારે મેઘ સમાન ગંભીર સ્વરથી અર્ધમાગધી ભાષામાં સર્વ જીવને હિતજનક ધર્મ જિનેશ્વર ભગવાન કથન કરવા લાગ્યા અહિં કર્તૃપ્રયોગ 'કહેમિ' લખ્યું છે. તે ઉપદેશ આપવાનું સ્પષ્ટ રીતે સિદ્ધ કરે છે. તે વ્યાકરણ જાણનાર સહેજ સમજી શકે.

૩ ભગવાન અર્ધમાગધી નહોતા બોલતા. કેવળ માગધી બોલવાનું જણાવે છે, તેનું પણ એ ગાથાથી સમાધાન થાય છે. તેમજ પઉમચરિયંમાં પૃ. ૧૫માં ફરીથી આ પ્રમાણે લખ્યું છે —

अह साहिउं पवत्तो जलहरगंभीरमहुरनिग्घोसो ।
सुरमणुयमज्झयारे दुविहं धम्मं जिणवरिंदो २२

અર્થ — ત્યાર પછી દેવમનુષ્યની સભામાં મેઘ સમાન ગંભીર અને મધુર સ્વરથી બે પ્રકારનો (સાધુનો અને શ્રાવકનો) ધર્મ કથન કરવા જિનેશ્વર ભગવાન પ્રવૃત થયા.

૪ પ્રભુ સ્વર્ણ કમલો પર ચાલવાનું દિગંબરો માનતા નથી. જુઓ યશોવિજય ઉપાધ્યાયકૃત દિગંબર ૮૪ બોલ. ગા. ૧૩૫. પઉમચરિયંમાં નીચે મુજબ છે. પૃ. ૫

जत्तो ठवेइ चलणे तत्तो जायंति सहस्सपत्ताइं ।

જ્યાં પ્રભુ ચરણ મુકે ત્યાં કમલો થતાં. આ પ્રમાણે ૪ મુદ્દા ફરીથી મલ્યા છે તે અત્ર ઉમેર્યા છે.

# શ્રી મહાવીર જૈન વિદ્યાલય

[ તા. ૩-૧૦-૨૫ને દિને સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણીને હાથે આ વિદ્યાલયના બંધાયેલા ભવ્ય મકાનને જાહેર રીતે ખુલ્લું કરવાના થયેલા આનંદ પ્રસંગના મેળાવડામાં આપેલું ભાષણ ]

**મહાનુભાવ પ્રમુખ સાહેબ, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો!**

આ વિદ્યાલયને સ્થપાયે દશ વર્ષ વીતી ગયાં. તેની કાર્યવાહીનો ટુંક ખ્યાલ મંત્રીવર્ય શ્રી મોતીચંદભાઇએ આપને આપ્યો છે. હું માત્ર તે સંસ્થાના પ્રધાન તત્ત્વોનો જ સ્પર્શ કરવા માગું છું.

આ દશ વર્ષોમાં અનેક વાતો બની ગઇ. મહાભારતના યુદ્ધ કરતાં અતિ મહાભારતનું યુદ્ધ થઇ ગયું ને યુરોપીય પ્રજાઓ છિન્નભિન્ન થઇ તે ત્યાં પણ અહિંસાની વાતો થવા લાગી. હિંદના પર અનેક વીતકો થયાં. છતાં આ વિદ્યાલયને પ્રભુની કૃપાથી, ગુરુ મુનિની પ્રેરણા અને આશીષથી અને શ્રી સંઘની ઉદારતાથી આંચ ન આવતાં ઉત્તરોત્તર તેની પ્રગતિ થતી ગઇ.

૧૯૭૦ના સંવતમાં સમાજની સ્થિતિનો ઊહાપોહ તેના હિતચિંતકો કરવા લાગ્યા. 'અતિ પ્રમાદે નિરુત્સાહ-જડભાવથી, શ્વાસ લેતો અતિ બલ કરીને મથી, તે સમાજે ભરી છે નિરાશા બધી, ક્યાંથી ટકશે જીવન-પૂર ચિરકાળથી' એવી સમાજની સ્થિતિ હતી — સમાજની સંખ્યા દિન પ્રતિ દિન અનેક કારણોથી ઘટતી જાય છે, ધર્મભાવના ઓછી થતી જાય છે, તે ધ્યાનમાં લઇ મુનિશ્રી વલ્લભવિજયજીની પ્રેરણા અને આશિષથી શ્રીમહાવીર પ્રભુના નામથી આ વિદ્યાલયની સ્થાપના થઈ. તે સ્થાપનાદિન ખરેખર વીરશાસને ધન્યદિન ગણી શકાય.

શ્રીમહાવીર પ્રભુના બોધેલો આદર્શ જીવનમાં ઉતારવા માટે આ પ્રયત્ન છે. તેમનાં સર્વવ્યાપક સૂત્રો નામે 'પઢમં નાણં તઓ દયા'— પહેલાં જ્ઞાન

પછી દયા, 'ધમ્મો મંગલ મુક્કિટ્ઠં અહિંસા સંજમો તવો'—અહિંસા, સંયમ અને તપ એ ઉત્તમ મંગલ રૂપ ધર્મ છે, એ લક્ષમાં લીધું છે. તેમની ભાવના 'સવી જીવ કરૂં શાસનરસી, ઇસી ભાવદયા મન ઉલ્લસી' એ હૃદયમાં ધારી સમાજના યુવકોમાં શાસનરસ રેડવા અને ઉતારવા પ્રત્યે દૃષ્ટિબિંદુ રખાયું છે અને તેમના નામની કૃપાથી અને શ્રીમંત, મધ્યમ, સામાન્ય જૈનોની ઉદારતાથી આ વિદ્યાલય આટલી સંતોષકારક સ્થિતિ પર આવ્યું છે.

હાલના પાશ્ચાત્ય પદ્ધતિ પર અપાતા શિક્ષણની મોટામાં મોટી ખામી ધાર્મિક શિક્ષણનો અભાવ એ છે. આત્મા ને જગત્ સાથેનો સંબંધ, જગત્ અને પરમાત્મા સાથેનો સંબંધ, અને આત્મા અને પરમાત્મા સાથેનો સંબંધ ધર્મ શિખાડે છે. ધર્મના શિક્ષણના અભાવને લીધે ધર્મભાવના જાગતી નથી તેથી જડવાદનો પેસારો દિવસે દિવસે વધતો ગયો.

પાશ્ચાત્ય કેળવણીએ બુદ્ધિનો અતિ વિકાસ કરાવ્યો અને સાથે સાયન્સ એટલે વિજ્ઞાનને જોડી તુલના અને પ્રશ્નોત્તરની પદ્ધતિથી why and wherefor — શા માટે અને શા કારણે એવો વાદ દાખલ થયો. આ વાદથી ધર્મના વિધિવાદ ને ક્રિયાકાંડ ઉપર અશ્રદ્ધા આવી ને ધર્મભાવના પર આઘાત થયો. વિધિઓમાં પણ રહસ્ય-તત્ત્વ છે, મનને સંયમમાં રાખવાની યોજના છે અને તેવો સંયમ આવતાં શુદ્ધધર્મ એટલે સર્વ વિશ્વને 'આત્મવત્ સર્વ ભૂતેષુ'— એ પ્રમાણે માનવું ને વર્ત્તવું એ પમાય છે. તેવા વર્ત્તન ને ઉપદેશ માટે આત્મભોગ આપનાર ધર્મવીરોનાં ચરિત્રોથી ધાર્મિક અસ્મિતા જાગ્રત કરી ધર્મભાવના ચુસ્ત અને સતેજ રાખવાની આવશ્યકતા છે.

જડવાદને દૂર કરવા, ધર્મભાવના જાગ્રત કરવા અને વ્યાવહારિક સ્થિતિ સુધારવા સદ્ધર્મીઓ પ્રત્યેના જૈનોમાં સહજ રહેલા વાત્સલ્યભાવ — 'સ્વામીના સગપણ સમું અવર ન સગપણ કોઇ' એ ભાવ પર આધાર રાખી શ્રી વલ્લભવિજયજીએ શ્રીમંત, વિદ્વાન્ અને ભાવિક સજ્જનોને એકઠા કરી શ્રી મહાવીર વિદ્યાલયની સ્થાપના કરી-કરાવી.

જૈનોનું સાહિત્ય અતિ વિશાળ છે. તેના દરેક અંગ અને ઉપાંગ પર જૈન મહાચાર્યોએ અસંખ્ય ગ્રંથો રચ્યા છે અને તે ભંડાર આદિમાં પડયા પડયા ઉધાઇને વશ થતા જાય છે ને તેથી અમૂલ્ય ગ્રંથોનો લોપ થવા સંભવ છે; જૈનોએ શિલ્પકળા અને વાસ્તુવિદ્યામાં જબરો ફાળો આપ્યો છે અને તેના સંબંધમાં ગ્રંથો રચ્યા છે તે ઉપરાંત ભવ્ય અને કલાના આદર્શરૂપ આબુ, રાણકપુર, શેત્રુંજય, ગિરનાર આદિ અનેક તીર્થસ્થળોએ તેમજ શહેરો ગામડાંમાં ઉભા કરેલાં મંદિરો હાલ જોવાય છે અને અસંખ્ય તો બેદરકારી તેમજ બીજાં અનેક કારણે કાળે કાળે નાબૂદ થયાં છે. ગૂજરાતના ઇતિહાસનાં સાધનો જૈનો પાસે પ્રબંધો આદિમાં મોજૂદ છે. અને ગૂજરાતનો પ્રાચીન ઇતિહાસ તે જૈનોનો ઇતિહાસ લગભગ છે. આ સર્વનો ઉદ્ધાર કરવા માટે કાર્યકરનારાઓની જૈનોમાં મોટી ખોટ પૂરી પાડવા માટે આ વિદ્યાલયનો હેતુ છે.

જૈન સમાજ અન્ય કોમોની સરખામણીમાં કંઇક શ્રીમંત ગણાતી, તે દિવસે દિવસે દરિદ્ર થતી જાય છે, તેના હાથમાંના ધંધાઓ બીજાના હાથમાં ચાલ્યા જાય છે, કુરિવાજો વધુ ને વધુ ખરાબી કરતા રહ્યા છે, ધર્માદા નાણાંનો ઉપયોગ ભોજન, વરઘોડા આદિમાં અનુત્પાદક રીતે થતો જાય છે અને ખરા નાયકો ઓછા થતા જાય છે અને નવા નાયકો થતા યા મળતા નથી. ઉંચી કેળવણી મોંઘી થતી જાય છે. આ સ્થિતિ દૂર કરવા ને માટે આ વિદ્યાલયની સ્થાપના છે.

પ્રોફેસર આનંદશંકર બાપુભાઈએ એક સ્થળે કહ્યું છે તેમ આપણા દેશનો ધાર્મિક ઉદ્ધાર કરવાનું ભાગ્ય તો ખરેખરૂં ત્યારે જ આવશે કે જ્યારે આપણા ગ્રેજ્યુએટો આપણા પ્રાચીન ગ્રંથોનો અભ્યાસ કરશે, તે ઉપર અન્તરનાં તેજ અને ઉત્સાહથી ભરેલાં વ્યાખ્યાનો આપશે, શુદ્ધ શ્રદ્ધા તથા ભક્તિ વડે શ્રી મહાવીરના નામને પોતાના જીવનનો મંત્ર કરી જપશે તથા જપાવશે, સારૂં જીવન ગાળશે અને પ્રતિદિન પોતાનો ધાર્મિક અનુભવ વધારે કરશે.

ગંભીર અને વિશાળ કરતા જશે. ગ્રેજ્યુએટ વર્ગથી જ આપણા સનાતન ધર્મનો ખરેખર ઉદ્ધાર થઇ શકશે. જગતનાં વર્તમાન જીવન તેઓ જ જાણે છે; અને સનાતન ધર્મને અજ્ઞાનના કૂપમાંથી કાઢી ક્યાં મૂકવો એનું ખરૂં સ્થાન તેઓ સમજે છે.

આ વિદ્યાલયના સંચાલકો ઇચ્છે છે કે સેના ગ્રેજ્યુએટો પોતાનું આ કર્તવ્ય ઝટ સમજી લે અને પોતે ધર્મનો મર્મ પામી આપણા ધાર્મિક ઉદ્ધાર માટે આત્મવીર્યની સ્ફુરણા કરે અને સૌજન્ય, ઉદારદૃષ્ટિ, અખૂટ ઉત્સાહ તથા અડગ નિશ્ચયના બળથી પૂર્ણ પ્રેમે સ્વાર્પણ કરવામાં પોતાનું શૌર્ય દાખવે.

વર્તમાન વિદ્યાર્થીઓ એજ ભવિષ્યના ખરા ગુરૂઓ બનશે, અને તેટલા માટે અમોને તેમના પર ભારે જબરી જબરી આશાઓ છે. બધા સર્વાંશે સ્વાર્પણ ન જ કરી શકે પણ દરેક અમુક અંશે તો જરૂર આત્મભોગ આપી શકે, અને પોતપોતાનું પ્રિય ક્ષેત્ર લઇ તેમાં પોતાનો ફાળો અર્પી શકે. કોઈ અણખેડાયેલું અને અપ્રકટ સાહિત્યને ખેડી પ્રકટ કરે-કરાવે, કોઇ સમાજના પ્રશ્નો હાથ ધરી તેમાં સુધારો કરાવે, અને કોઇ પોતાના જ્ઞાનનો લાભ અજ્ઞાનીને આપી શકે.

તે વિદ્યાર્થીભાઇઓને આપણા ભારતના મહર્ષિ દાદાભાઈ નવરોજીએ જે કહેલું છે તે સંપૂર્ણ રીતે લક્ષમાં રાખવા હું વિનવીશ. તેઓશ્રી એક સ્થલે જણાવે છે કે:—

'As education advanced, thought gradually developed itself in different directions. I realised that I had been educated at the expense of the poor to whom I myself belonged. The thought developed itself in my mind that as my education and all the benefits arising therefrom came from the people, I must return to them the best in me. I must devote myself to the service of the people.'

—'જેમ જેમ કેળવણી વધી તેમ તેમ જુદી જુદી દિશામાં વિચારનો વિકાસ થતો ગયો. મને તો એવી પ્રતીતિ થઇ કે હું કે જે ગરીબ વર્ગનો હતો તે ગરીબોના પૈસે જ કેળવણી પામ્યો હતો. મારા મનમાં એવો વિચાર વિકસાયમાન થયો કે મારી કેળવણી અને તેમાંથી મળતા સર્વ લાભો લોકોમાંથી જ મળેલા છે તેથી મારામાં જે કંઇ ઉંચામાં ઉંચાં તત્ત્વો હોય તે મા લોકોને બદલામાં આપવાં જોઇએ. મારી જાતને તે લોકોની સેવામાં જ અર્પવી ઘટે.'

આ મકાન વિદ્યાર્થીઓ માટે એક પીંજરૂં કે કેદખાનું નથી, પણ તેમનું પોતાનું જ ગૃહ છે—તેમનો આશ્રમ છે—તેમાં પણ પોતાનું નાનું સ્વરાજ સ્થાપી શકે છે. તેમાં તેઓ વ્યાવહારિક અને સાથે સાથે ધાર્મિક શિક્ષણ પોતાના પગ પર જ નીભી સ્વાવલંબનથી લે છે. કારણ કે તેમને આ મદદ મફત ધર્માદા નહિ પણ એક જવાબદારીવાળી લોન તરીકે છે.

આ સંસ્થાની કાર્યવાહીનાં પરિણામોથી આપ સૌને સંતોષ થયો હશે. તેનાં ગયાં દશ વર્ષો અનેક બનાવોથી ભરેલાં છે અને હજુ બીજાં વર્ષો આ કરતાં પણ વધુ મહત્ત્વનાં અમારી નજરે આવે છે. અત્યાર સુધીનું કાર્ય ટેનિસન કવિના શબ્દોમાં કહીએ તો 'A fair beginning of a time'. કાળની એક ઠીક-સારી શરૂઆત છે. હવે પછીનું કાર્ય ભવિષ્યમાં જણાશે, પણ એટલી તો અમારી સંપૂર્ણ શ્રદ્ધા છે કે જ્ઞાન એ પ્રકાશ છે અને પ્રકાશ પ્રત્યે કૂચ કરનાર માટે નિષ્ફળતા નથી. There is no failure for those who march towards the light of Knowledge.

આ સંસ્થા એમ અમુક સંપ્રદાયની—જૈનની છે, તેથી દેશહિતને બાધારૂપ નથી. અમારી કોમ અલ્પસંખ્ય અને ઓછી વિસ્તૃત છે તેથી તેમાં વ્યવસ્થા વધારે સારી અને વધારે સહેલાઇથી લાવી શકાય. જેમ આ મકાનના દરેક ઇંટ અને પથ્થરને સ્થાન અને મહત્તા છે, તેમ આ સંસ્થાને દેશના ઉદયરૂપી મહેલમાં એક નાની ઇંટ-સમજજો.

# શ્રી મહાવીર જૈન વિદ્યાલય વિષે કાંઈક

શ્રી મહાવીર જૈનવિદ્યાલયનું નવું મકાન પાશ્ચાત્ય રીતિએ ગઇ આસો વદિ ૧ ના દિવસે સર પ્રભાશંકર પટ્ટણીના હાથે ખુલ્લું મૂકવામાં આવ્યું. એ જ મકાન પૌર્વાત્ય રીતે લગભગ બે મહિના પહેલાં ખુલ્લું મૂકવામાં આવેલું એ સૌ કોઇ જાણે છે. એક જ પ્રસંગનું આવી રીતે પુનરાવર્તન કરવાની ખાસ જરૂર નહોતી. એ પ્રથા સ્વીકારીએ તો લગ્ન પણ બે પદ્ધતિએ કરવા પડશે, અને દીક્ષા પણ બે રીતે દેવી પડશે. એ બન્ને પદ્ધતિનો એક જ પ્રસંગમાં સુયોગ થઇ શકત અને તે વધારે સુંદર લાગત.

× × ×

એ બે માસની અંદર શ્રી મહાવીર જૈનવિદ્યાલય ભારે વાવાઝોડામાંથી પસાર થયું. બે પક્ષોએ ઠીક વાગ્યુદ્ધ કરી બતાવ્યું. એક પક્ષ કહે કે 'મહાવીર વિદ્યાલય તે ધર્મની સંસ્થા છે કે કસાઇની?' બીજા પક્ષના લેખકોમાંથી કોઇ કોઇએ વિદ્યાલય અને તેના અંગે ઉપસ્થિત થયેલા પ્રશ્નને બાજુએ મૂકી અંગત આક્ષેપોનો વરસાદ વરસાવ્યો. મૂળ ચર્ચા એ હતી કે 'જૈનોથી ડાક્તર થવાય કે નહિ?' સમસ્ત દુનિયા હસે એવી આ ચર્ચા અને તેમાં રહેલો પ્રશ્ન છે, છતાં જૈનસમાજનું શરીર એવું છિન્નભિન્ન છે કે નાનીસરખી પણ બહારની પવનલહરિ તેને ખળભળાવી શકે છે. થોડા વર્ષ પહેલાં કેસરની ચર્ચામાં પણ બીજું શું હતું? એ જ મુર્ખાઇ અને એ જ ડહાપણનો આડંબર! કોઇ કાંઇ ન જાણેલું ન સાંભળેલું અને ન ગમતું બોલે કે મોટા ધરતીકંપ!!! સાથે મારા જેવો ઉત્કર્ષપ્રાર્થી કાંઇક લખે તે અસ્થાને નહિ ગણાય. શ્રી મહાવીર જૈન વિદ્યાલય એ મુનિ શ્રી વલ્લભવિજયજી મહારાજ અને તેમના સહકારીઓનાં પ્રયાસનું ફળ છે. વિદ્યાલયનો આદર્શ ઘણો ઉંચો છે અને પ્રદેશ ઘણો વિસ્તીર્ણ છે. તે ધોરણે અત્યારનું પરિણામ અતિ અલ્પ છે. પણ વસ્તુનું માપ આદર્શથી જ નથી થતું; વસ્તુનું માપ વર્તમાન કાળના સંયોગોને લક્ષીને પણ કરી શકાય છે અને તે રીતે વર્તમાન વિદ્યાલય, કાર્યકર્તાઓના શ્રમનું યશસ્વી પરિણામ છે.

× × ×

જેમ આર્યસમાજીઓએ હરદ્વારમાં ગુરૂકુળ રોપ્યું છે, જેમ મુસલમાનોએ અલીગઢમાં કૉલેજ સ્થાપી અને જે અત્યારે યુનીવર્સીટીમાં પરિણમી છે, જેમ હિંદુઓએ બનારસમાં હિંદુ યુનીવર્સીટીને વિસ્તારી છે, જેમ થીઑસૉફિસ્ટોએ અડિયારમાં મોટું થાણું જમાવ્યું છે તેમ જૈનોનું કેમ કાંઇ નહિ? પંજાબમાં આર્યસમાજીઓની પ્રવૃત્તિઓના પ્રત્યક્ષ સાક્ષી મુનિ શ્રી વલ્લભવિજયજી મહારાજના મનને આ પ્રશ્ન હંમેશા પીડતો અને તે પીડાનો ચેપ મુંબઇના કેટલાક વિદ્વાન્ તેમજ ધનિક આગેવાનોને લાગ્યો અને તેના પરિણામે ભવિષ્યની મોટી આશાઓ આપતી શ્રીમહાવીર જૈનવિદ્યાલયની સંસ્થાના પાયા રોપાયા.

\+ + +

આવનાર વિદ્યાર્થીઓને કેટલાક ધાર્મિક નિયમો પાળવાના હોય છે; હમેશાં દેવપૂજા કરવાની છે અને ધાર્મિક શિક્ષક પાસે હમેશાં એક કલાક શિખવાનું છે. આ ધાર્મિક શિક્ષણની ઘણી કિંમત આંકવામાં આવે છે. અલબત્ત, એથી એક લાભ તો જરૂર થાય છે અને તે એ કે, ધર્મ વિષયમાં તદ્દન અજ્ઞ વિદ્યાર્થીઓ ધર્મવિષયના થોડા ઘણા જાણકાર બને છે. પણ આ ધાર્મિક શિક્ષણથી વિદ્યાર્થીઓ ઉંડા ધર્મ સંસ્કારવાળા થાય છે અને પુરા ધર્મશીલ બને છે એ માન્યતા યથાર્થ નથી. પણ આમાં વિદ્યાલયનો કશો દોષ નથી. અત્યારે વિદ્યાલયને માત્ર કૉલેજના વિદ્યાર્થીઓ સાથે જ કામ લેવાનું હોય છે. મેટ્રીક સુધીનું ભણતર તો ગમે ત્યાં મળેલું હોય છે. ધર્મ સંસ્કાર સજ્જડ બંધાવાની વય વ્યતીત થવા બાદ વિદ્યાલયમાં વિદ્યાર્થી ભણવા આવે છે. કૉલેજનું ચાર વર્ષનું જીવન વિદ્યાર્થીજીવનમાં કેવો માનસવિપ્લવ કરે છે તે તો જેણે અનુભવ્યું હોય તે જાણે. જ્યાં બુદ્ધિ પ્રભુત્વ મેળવી સર્વ પ્રશ્નોનો નિકાલ કરવા બેઠી હોય, જ્યાં વિજ્ઞાનવાદનું પરિશીલન અંદરના સારા નરસા સર્વ ગ્રાહોનું ઉન્મૂલન કરી રહેલ હોય, જ્યાં મનોરાજ્યમાં અનેક આદર્શો બંધાતા હોય અને ક્ષણે ક્ષણે ભંગાતા હોય ત્યાં એક કલાકના દૈનિક ધાર્મિક શિક્ષણની બહુ મોટી અસર થવી સંભવિત જ નથી. જ્યાં દરિયો તોફાને ચઢ્યો હોય ત્યાં તેલના બસો પાંચસો દીપાં શું કરી શકે? એમ છતાં તેની ઉપયોગિતા તો વિના સંશય અબાધિત છે. ધર્મવિષયમાં જડતા તો હાનિકારક છે. ધર્મજ્ઞાન કોઇ પણ કાલે ઉદ્ધારક છે.

× × ×

અત્યારે વિદ્યાલય જે સેવા બજાવે છે તે તો જરૂર બજાવે. તેનું સેવાક્ષેત્ર અત્યારના કઠણ આર્થિક સંયોગોમાં આથી મોટા પ્રમાણમાં વિસ્તરી શકે તેમ નથી. માત્ર વિદ્યાલયને પ્રગતિની એક દિશા સૂચવી શકાય. જે વિદ્યાર્થીઓ કુશળ બુદ્ધિના અને ધર્માનુકૂળ વૃત્તિના લાગે તેઓને ખાસ સગવડો અને ભવિષ્યનો ટેકો આપીને ધર્મસાહિત્યના સંશોધનમાં, ભિન્ન ભિન્ન ધર્મોના પરીક્ષણ કાર્યમાં, ધાર્મિક ઇતિહાસના અન્વેષણમાં અને ધાર્મિક માન્યતાઓ અને અત્યારના વિજ્ઞાનના સિદ્ધાન્તોની સરખામણી અને સત્યાસત્યની તુલનાના કાર્યમાં નિયોજવાની જરૂર છે. વિદ્યાલય પ્રતિષ્ઠિત ડાકટરો, બાહોશ ઇજનેરો, કુશળ ધારાશાસ્ત્રીઓ, કે સાહસિક વ્યાપારીઓ નિપજાવે તેમાં અવશ્ય વિદ્યાલયની શોભા અને પ્રતિષ્ઠા છે પણ વિદ્યાલયના ધ્યેયની પરિપૂર્તિ તેથી નથી; તે તો જ્યારે ધર્મસંશોધક અને ધર્મોદ્ધારક વિદ્વાનો પેદા કરે ત્યારે જ થાય.

× × ×

વિદ્યાલયનું જે મકાન બાંધવામાં આવ્યું છે. તેનાં બહુ વખાણ કરવામાં આવે છે. મકાન બાંધવા બંધાવવામાં ભાગીદાર કાર્યકર્તાઓનો શ્રમ અતિ સ્તુત્ય છે. મકાન ઘણું જ વિશાળ અને મજબુત છે અને અસાધારણ કરકસરથી બાંધવામાં આવ્યું છે. તે મકાનનો મોટો હૉલ ભવિષ્યમાં જૈન ટાઉનહૉલ બનવાની ઉમેદ ધરાવે છે. બાજુએ નાજુક જિન મંદિર બંધાઇ રહ્યું છે. આ વિદ્યાલયમાં વિદ્યાર્થીઓને સારી સંખ્યામાં રાખી શકાશે અને ઠીક સગવડ આપી શકાશે. પણ કોઇ પણ જાહેર સંસ્થાના મકાન માટે આટલી વાત બસ નથી. આ વિષય ઉપર આપણા લોકોનું લક્ષ્યજ હોતું નથી તેથી તેનો અહિં કાંઇક ઉલ્લેખ કરવો જરૂરનો છે. પહેલાં તો કોઇ પણ મકાનનું બાહ્ય દર્શન તે મકાન શેને લગતું છે તે સૂચવવાને સમર્થ બનવું જોઇએ. જેમ કે દેવમંદિર. તેનો ઘાટ આપણા ઘર જેવો કેમ કરવામાં આવતો નથી? દૂરથી પણ દેવમંદિર કોઈ ઓળખી શકે તે માટે. તેવી જ રીતે વિદ્યાલય જેવી સંસ્થા સરસ્વતીમંદિર નહિ તો બીજું શું છે? તો આ સરસ્વતીમંદિર છે એમ ઉક્ત મકાનના બાહ્ય દર્શનથી કોઈ કહી શકે તેમ છે ખરૂં? ગોવાલીયા ટેંક રોડના બીજા મકાનોના ઘાટ અને ભવ્યતામાં હરિફાઈ કરતું આ મકાન માત્ર મોટા અક્ષરના બોર્ડથી કળી શકાય છે કે અહિં મહાવીર જૈન વિદ્યાલય છે. તદુપરાન્ત આવાં મકાનોના ઘાટ

# ઈડરનો સંક્ષિપ્ત ઈતિહાસ

ગૂર્જર સ્ત્રીઓ 'ઇડરીઓગઢ જીત્યા હો માણુ-જ' વળી 'અમે ઇડરીઓગઢ જીત્યારે આનંદ ભ્યા' એ ગીતો ગાઇ બતાવે છે કે ઇડરનો ગઢ ઇક દુર્ભેદ્ય હશે. ઇડરનું સંસ્કૃત નામ ઇલાદુર્ગ છે, એક પ્રાચીન શહેર છે. તે સંબંધી ઉલ્લેખ અર્વા ચીન ગ્રંથોમાં છે તે શોધ કરીએ તો મળી શકે મ છે. હાલમાં જેટલી શોધ બની શકી તેટલી પત્ર નિવેદન કરી છે:—

અનેક પટ્ટાવલિમાંની એક જૈન શ્વેતાંબર કોન્ફરન્સ હેરલ્ડના સને ૧૯૧૫માં કાઢેલા ખાસ ઐતિહાસિક અંકમાં ગૂર્જર ભાષામાં જેવી મળી છે તેવી રીતે પ્રસિદ્ધ કરેલી છે. તેમાં એવો ઉલ્લેખ છે કે:—

"સંપ્રતિ રાજાએ × × પુનઃ ઇડરગઢે શ્રીશાંતિનાથનો પ્રાસાદ બિંબ નિપજાવ્યો."

પૃ. ૩૩૫-૩૩૬.

આ સંપ્રતિ રાજા શ્રીવીરાત્ ૨૮૫ (બસેં પંચ્યાસી) વર્ષે થયો એવો ઉલ્લેખ તે પટ્ટાવલિમાં પૃ. ૩૩૩ મે છે. એટલે બે હજાર વર્ષો કરતાં પણ જૂનું આ ઇડરગઢ છે તેમ આટલાપરથી જણાય છે. છતાં આ સિવાય આ શહેરની આટલી બધી પ્રાચીનતાનું પ્રમાણ મળી શકતું નથી. જે કંઈ મળી શકે છે તે હમણાં છેલ્લાં શતકોમાં લખાયેલ ગ્રંથમાંથી છે.

ખરતરગચ્છીય શ્રીજિનપતિસૂરિએ (જેઓ વિ. સં. ૧૨૧૦ થી ૧૨૭૭ ની વચમાં થયા છે) પોતાની બનાવેલી તીર્થમાળામાં નીચે પ્રમાણે લખ્યું છે:—

"ईडरगिरौ निविष्टं चौलुक्याधिपकारितं जिनं प्रथम"

આથી એપણ જણાય છે કે તેરમા સૈકામાં પણ આ શહેરને ઇડર કહેતા. વળી એમ પણ સિદ્ધ થાય છે કે કુમારપાળ રાજાએ પ્રથમ જિનેશ્વરની સ્થાપના કરી હતી. હવે વિચારવાનું એ છે કે તપાગચ્છની પટ્ટાવલિમાં કહેવા પ્રમાણે જો અહીં શાંતિનાથનું મંદિર સંપ્રતિ રાજાએ બનાવ્યું હત તો જિનપતિસૂરિ (જેઓ ખાસ કુમારપાળના સમકાલીન છે) જરૂર તે સંબંધી કંઇક ઉલ્લેખ કરત. છેવટ એટલું તો અવશ્ય જણાવત કે કુમારપાળ રાજાએ, સંપ્રતિ રાજાએ બનાવેલા મંદિરનો ઉધ્ધાર કરાવ્યો માટે અહીં સંપ્રતિ રાજાએ શાંતિનાથનું મંદિર કરાવ્યું હતું, એવું કોઇ સબળ પ્રમાણ ન મળે ત્યાંસુધી ઉક્ત પટ્ટાવલી ઉપર આધાર રાખી શકાય નહીં. તેમજ—શ્રીમુનિસુંદરસૂરિએ ઇડરના શ્રીઋષભદેવનું સ્તોત્ર બનાવેલું છે તેમાં પણ કુમારપાલેજ મંદિર બનાવેલાનું ચોખ્ખું લખ્યું છે અને ઉદ્ધાર કર્તા તરીકે ગોવીંદનું નામ લખ્યું છે. એ માટે જુઓ યશોવિજયજી ગ્રન્થમાળામાં પ્રસિદ્ધ થયેલ જૈનસ્તોત્ર સંગ્રહ ભાગ ૨ જો.

ઇડરનું નાનું રાજ્ય હર્ષવર્ધ્ધનના સમયમાં (જન્મ ૫૯૦ ઇ. સ. રાજ્યારોહણ. ૬૦૬, મરણ ૬૪૮ આસપાસ) મેવાડની દક્ષિણ-પશ્ચિમે વિદ્યમાન હતું. તેની સ્થાપના ઇ. સ. છઠ્ઠા શતકની મધ્યમાં વલ્લભી ક્ષત્રીયવંશના ગુહાદિત્યના પુત્રે કરી હતી. ગુહાદિત્યના વંશજો ગેહલોટ કહેવાયા; અને તેમણે પાછળથી શીશોદીઆ કે જે નામ મેવાડના રજપૂતો હાલસુધી ધારેલ કહેલ છે, એ નામ ધારણ કર્યું. ઇડરના રાજાએ એ મેવાડના રાજ્યનો પાયો આઠમા સૈકામાં નાંખ્યો છે, કે જે મેવાડના રાજ્યનો સાંપ્રત ઇતિહાસ રજપૂતોના શૂરત્વ અને દ્દઢતાના ગુણોની જગજાહેર સાક્ષી પૂરે છે. હર્ષના સમયમાં એટલે સાતમા સૈકાના પહેલા અર્ધભાગમાં આ વંશનો

રાજા નાગાદિત્ય શીલાદિત્ય નામનો હતો કે જેનો ઉલ્લેખ ઇ. સ. ૬૪૬ના એક શિલાલેખમાં કર્યો છે. (જુઓ રજપુતાના ગેઝેટીઅર મેવાડ એજન્સી. વૉલ્યુમ બીજું) આ વંશમાં બપ્પા રાવળનો જન્મ થયો છે, કે જે બપ્પા રાવળે આઠમા સૈકાના પ્રારંભમાં ચીતોડ લઇ મેવાડના રજપૂત વંશનો પાયો નાંખ્યો. આ રીતે મેવાડના રાજાઓના વંશની ઉત્પત્તિનો પત્તો વલ્લભીરાજ્યના વંશમાં લાગે છે અને તે દંતકથાથી પ્રસિદ્ધ છે.[1]

સોમસુંદરસૂરિ એક પ્રભાવિક જૈનાચાર્ય થઇ ગયા, તેમનો જન્મ સં. ૧૪૩૦ માઘ વદિ ૧૪ શુક્રવારે થયો હતો. દીક્ષા ૧૪૩૭માં લઇ વાચકપદ સં. ૧૪૫૦, અને સૂરિપદ સં. ૧૪૫૭માં લીધું હતું. સ્વર્ગગમન તેમનું સં. ૧૪૯૯માં થયું હતું. આ સૂરિએ સં. ૧૪૮૫માં ઉદેપુર પાસે આવેલા દેલવાડા નામના તે વખતના ભવ્ય નગરમાં સ્થાપિત કરેલ નંદીશ્વરપટ્ટમાં વીસલ નામના શેઠીનું નામ આપેલું છે કે જે **વીસલે** તે પટ્ટ કરાવવા ઉપરાંત મંદિર પ્રતિષ્ઠા કરાવી હતી—વચ્છાલરાજને વાચકપદ આપવાનો ઉત્સવ ઉજવ્યો હતો—ચિત્રકૂટ (ચિતોડ)માં શ્રેયાંસનાથનું ભવ્ય મંદિર બંધાવ્યું હતું અને તેમા પ્રતિષ્ઠા સોમસુંદરસૂરિના હાથે કરાવી હતી.

આ પ્રસિદ્ધ શેઠ **વીસલ** મૂળ ઇડરના રહીશ હતા અને તે વત્સરાજ શેઠના પુત્ર હતા. આ સંબંધી પીટર્સનના છઠ્ઠા રિપોર્ટના પૃ. ૧૭ ૧૮ પર નીચેના શ્લોકો જોવામાં આવે છે:—

श्रियः पदं गंवदुर्गनगाना महेभ्यशोभाकलितयुलक्ष्म ।
प्रोत्तुंगदुर्गं प्रथिराश्चनाग मियदर म.म पुरं गमस्ति ॥१॥

શ્લોકમાં તે સમયના ઇડરના રાજા રણમલ્લનું વર્ણન છે:—

संग्रामसत्रा जितनैकशाखी दानैः पर.भूतमुपर्वशाखी ।
तेत्रास्ति कंदर्पसमानरूपः शूरेषु रेखा रणमल्लभूपः ॥२॥

તે વખતે ઉકેશ વંશના (ઓસવાલ) સંઘનો આગેવાન સંપદમાં રાજા સમાન એવો શ્રીવત્સરાજ નામનો હતો કે જે કૂબેર સમાન લેખાતો હતો.

'ऊकेशाभिधवंशवारिधिविधुः संघाधिपः संपदा
राज्ये तस्य बभूव भूपतिसमः श्रीवत्सराजाह्वयः ।
यो नवोत्कटकूटसंकटतनुः श्रे मन्दरागोप्यहो
आश्चर्यं घनदः श्वसन भजते ख्याति कुबेर स्वतः ॥ ३ ॥

આ વત્સરાજને રાણી * નામની સુંદર કાન્તા હતી કે જેનાથી તેને ચાર પુત્રો થયાઃ—૧ ગોવિન્દ, ૨ (ઉપરોક્ત) વીસલ, ૩ અકૂરસિંહ અને ૪ હીરો. આમાંના ગોવિન્દે ઇડરમાં આદિનાથનો ઉંચો પ્રાસાદ કરાવ્યો. વીસલ ચિત્તોડના (મેદપાટ) રાજા લાખા (લક્ષ)નો માનીતો હતો. તે દેલવાડામાં વસી પ્રતિષ્ઠિત થયો હતો.

ઉપરોક્ત સોમસુંદરસૂરિનું ચરિત્ર સોમ-સૌભાગ્ય કાવ્યમાં આંકવામાં આવ્યું છે તેમાંથી ઇડર સંબંધી કેટલીક હકીકત મળી આવે છે તે અત્ર નોંધી છે. તેમાં ઉપર જણાવેલા ગોવિન્દ સંઘાધિપ સંબંધી ઉલ્લેખ કર્યો છે.

---

* राणीरिति मृदुवाणी कान्ता जाताऽस्यमेनुर्सिरिव
गर्मदना सुरमणी रमणीयाभं दकल्पलता ॥ ७ ॥
चतुःसंहदास्तयोःपुत्राः श्रीदामोदरमा गुणाः
सद्दानवागनानुषाः पुरुषोत्तमाः धनाः ॥ ८ ॥

કુમારપાલ રાજાએ કુમારપાલ વિહાર પ્રાસાદ ઇડરના પર્વતપર કરેલો હશે એવું સોમસૌભાગ્ય કાવ્ય[2]માં શ્રીવચ્છરાજના પુત્ર ગોવિંદ સાધુએ તેનો જીર્ણોદ્ધાર કર્યાની વાત જણાવી છે તેપરથી સ્પષ્ટ જણાય છે.[3] આ ગ્રંથમાં ઇડર (ઇલાદુર્ગ)નું વર્ણન સુંદર શબ્દોમાં સાતમા સર્ગની શરૂઆતમાં આપેલું છે તે અત્રે નોંધવા યોગ્ય છેઃ—

पृथ्वीतलप्रथितनामगुणाभिरामं विश्रामधाम कमला कम-
लायताक्ष्याः ।
इलस्तीलदुर्गनगरं नगरम्यशोभम् स्वस्ति प्रशस्तवनपल्लव-
नाब्दपाथः ॥

—પૃથ્વીની સપાટીપર જેનું નામ પ્રખ્યાત છે એવું ઇલદુર્ગ નામનું એક નગર છે, કે જે લક્ષ્મીરૂપી સ્ત્રીનું ગુણોથી સુંદર એવું વિશ્રામનું ધામ છે (એટલે કે ત્યાં શ્રીમંતો બહુ વસતા હતા,) જે પર્વતોની રમણીય શોભાવાળું છે (એટલે ચારે બાજુ પર્વતોની હાર જ્યાં રહેલી છે), અને જે કલ્યાણરૂપી શ્રેષ્ઠ વનને પલ્લવિત કરવામાં મેઘના જળ જેવું છે.

यस्मिन युगादिजिनमंदिरतुंगशृंग
दंडाग्रगाम्रदनिलोर्मिचलत्पताका ।
मद्वत्समास्ति कमला चपला बुधास्तत् ।
सा दीयतामिति समादिशतीव नृणाम् ॥

—જે નગરમાં યુગાદિ પ્રભુના જિનમંદિરના ઉંચા શિખરપર રહેલા ધ્વજદંડના અગ્રભાગે પવનની ઉર્મિઓથી ચલાયમાન થયેલી પતાકા એવો બોધ લોકોને કરતી હોય એમ લાગે છે કે 'હે વિદ્વાનો— ડાહ્યાઓ! મારી પેઠે લક્ષ્મી ચપળ છે માટે તેને દાન કરી આપી દ્યો'.

[આપરથી જણાય છે કે ત્યાં ઋષભજિનપ્રસાદ પ્રાચીનકાલથી અસ્તિત્વ ધરાવતો હતો].

राका शशांगतपंकमरीचिवीची-
प्रच्छालितासुललिता निशि सौधपंक्ति ।
यस्मिन रराज वरराजतशैलशुभ्रा
मूर्तेव धर्मनृप कीर्तिरनेकरूपा ॥

—જે નગરમાં રાત્રે પૂર્ણિમાના ચંદ્રની અંદર રહેલા ઉજ્વળ કીર્ણરૂપી તરંગોથી ધોવાયેલી સુંદર મહેલોની હાર ઉત્તર પર્વત—કૈલાસ—વૈતાઢ્ય પર્વત જેવી શુભ્ર—શ્વેત લાગે છે તેથી જાણે અનેક રૂપવાળી મૂર્તિમાન્ ધર્મરાજાની કીર્ત્તિ હોય તેવી તે હાર શોભે છે.

આજ નગરમાં સોમસુંદરસૂરિએ જયચંદ્ર વાચકને સૂરિનું પદ આપ્યું હતું અને તેનો મહાન ઉત્સવ ઉપરોક્ત ગોવિંદ સાધુએ[4] કર્યો હતો.

આ વખતે ઇડરમાં રાજા રણમલ્લના પુત્ર શ્રીપુંજ (પહેલાં પુંજા) રાજ કરતા હતા કે જેણે પાતશાહની સેનાને હરાવી 'વીરાધિવીર' નામનું બિરૂદ પ્રાપ્ત કર્યું હતું. જુઓ સોમસૌભાગ્ય કાવ્ય સર્ગ ૭ શ્લોક ૬ અને ૭.

तस्यांगजो हयगजोन्नति भूपरेन्द्र-
वृंदार्चितक्रमयुगो युगदीर्घबाहुः
राज्ञो शशांककिरणोज्वलकीर्तिपुंजः
श्रीपुंजनाम नृपति र्नृपतिर्गभानुः ॥ ६ ॥
यः पातसाहि वसुधेशचमूसमूह-
मुन्मूलयन्निजभुजप्रसूनौजसाजौ
वीराधिवीरबिरुदं विशदं हिमांशु-
बिंबेव्यलेखयदशेषनरेंद्रमौलिः ॥ ७ ॥

---

૨. સોમસૌભાગ્ય કાવ્ય-ગુ૦ ભા૦ સહિત પ્ર૦ જૈન જ્ઞાનપ્રસારક મંડળ વીરાત્ ૨૪૩૧ મૂલ્ય બાર આના. રચનાર સોમસુંદર સૂરિ શિષ્ય પ્રતિષ્ઠાસોમ સં. ૧૫૨૪.

૩. यः पर्वतोपरि गरिष्ट मतिः कुमारपालोर्वरेश्वर विहारमुदार चित्तः जीर्णं सकर्णमघवानघवासनावान् द्रव्य-व्ययेन बहुलेन समुद्दधार ॥ सर्ग ७ श्लो. १० ॥

જે મોટી બુદ્ધિવાળા, ઉદાર ચિત્તવાળા, વિદ્વાનોમાં ઇંદ્રરૂપ અને નિર્દોષ વાસનાથી યુક્ત એવા ગોવિંદ સાધુએ. ઘણું દ્રવ્ય ખર્ચી પર્વત ઉપર રહેલા કુમારપાલના જીર્ણ-વિહાર પ્રસાદનો સારી રીતે ઉદ્ધાર કર્યો પૃ. ૧૦૭.

૪. રાજમાન્ય ગોવિંદ સાધુની હકીકત માટે વાંચો સોમસૌભાગ્ય કાવ્ય સર્ગ ૭ મો. તેમણે શત્રુંજય, સોપારક આદિ તીર્થની જાત્રા કરી, તારણ (તારંગા) ગિરિપર અજિતબિંબની સોમસુંદરસૂરિ પાસે પ્રતિષ્ઠા કરાવી ઘણું દ્રવ્ય ખર્ચ્યું વગેરે વગેરે.

—તેનો (રણમલ્લ રાજાનો) પુત્ર શ્રી પુંજ નામે રાજા થયો. ઘોડા તથા હાથીઓની ઉન્નતિવાળા રાજાઓના વૃંદોએ જેના ચરણ યુગલને પૂજ્યા હતા, જેના બાહુ ધોંસરા જેવા દીર્ઘ હતા, જેની કીર્તિનો સમૂહ ચંદ્રના કિરણ જેવો ઉજ્વલ હતો અને જે રાજાઓમાં સૂર્ય સમાન હતા, તે શ્રી પુંજ રાજાએ રણભૂમિમાં પોતાની ભુજાના બળથી **બાદશાહી રાજસેનાના** સમૂહનો વિનાશ કર્યો હતો, અને સર્વ રાજાઓમાં મુગટરૂપ એવા તેણે ચંદ્રના મંડળમાં 'વીરધિવીર' એવું ઉજ્વળ બિરૂદ આલેખ્યું હતું.

આમાં જણાવેલી બાદશાહી રાજસેના કયા બાદશાહની હોવી જોઇએ તેનો પત્તો મેળવતાં જણાઇ આવે છે કે તે બાદશાહ ગૂજરાતની રાજધાની અમદાવાદ (સન ૧૪૧૧ માં) સ્થાપનાર અહમદશાહ હતો. અહમદશાહને ઇડરનો આ રાજા બહુ જ હેરાન કરતો હતો. ઘણી વખત તે રાજ્યપર લશ્કર લઇ ગયો પણ રાવ પુંજા હાથમાં ન આવતો અને પાસેના પર્વતોમાં સહિસલામત રહેતો. આથી તે રાજાને આંજી નાંખવા અને તેની હીલચાલને કાયમ બંધ રાખવા અહમદે ઇડરની દક્ષિણ-પશ્ચિમે અઢાર મૈલ દૂર હાથમતિ નદીના કાંઠે એક કિલ્લો બાંધી તેનું નામ અહમદનગર રાખ્યું. (સન ૧૪૨૭-૨૮). અહીં પોતાની ટંકશાળા સ્થાપી પોતાના સિક્કા પાડ્યા. અહમદશાહ સન ૧૪૪૪માં મરણ પામ્યો.[૫]

અહીં વિક્રમની પંદરમી સદીમાં એટલે વિ૦ સં. ૧૪૬૬ ઇ૦ સ. ૧૪૧૧ માં રાવ પુંજાજી (પહેલા) ના રાજ્યમાં **શ્રી ગુણરત્નસૂરિએ** ભાષા અને ધાતુઓના વિચારરૂપ **શ્રી ક્રિયારત્નસમુચ્ચય** નામ ગ્રન્થ રચ્યો છે, જેમાં સંસ્કૃત અને તે સમયની ચાલુ પ્રાકૃત (જેને હાલ ગૂજરાતી પણ કહીએ છીએ)ના રૂપો અને વિભક્તિઓનો સંગ્રહ છે. પોતે ગ્રન્થાંતે લખ્યુ છે કે—"काले षड्रसपूर्व (१४६६) वत्सरमिते श्रीविक्रमार्काद् गते, गुर्वादेशावशाद् विमृश्य च सदा स्वान्योपकारं परम्; ग्रन्थं श्रीगुणरत्नसूरिरतनोत् प्रज्ञाविहीनोऽप्यमुम्, निर्हेतुप्रकृतिप्रधानजननैः शोध्यस्त्वयं धीधनैः ॥" "वाडारांघपतेद—दयरर—विमोर्मानिस्य धन्यः सुतः, शश्वद्दानविधिर्विवेकजलधिश्चातुर्यलक्ष्मीनिधिः; अन्यस्त्रीविरतः सुधर्मनिरतो भक्तः श्रुतेऽलेखयत्, साधुर्वीसल—संज्ञितो दश वरा अस्य प्रतीरादिमाः ॥".

આ પુંજારાવના નારણદાસ. તેના રાવભાણ (કે જે નારણદાસ તથા રાવભાણનો ઉલ્લેખ ઇલાપ્રાકાર ચૈત્યપ્રવાડી—ગૂર્જર કવિતામાં કરેલી છે તેમાં કરવામાં આવ્યો છે.) તે રાવભાણના સુરજમલજી, તે પછી રાયમલજી તેના ભારતમલજી તેના રાવ પુંજોજી બીજા અને તેના નારણદાસ. (બીજા).[૬]

આ નારણદાસ અકબર બાદશાહના વખતમાં થયા. તે બાદશાહે ખાન અઝીઝકોકા નામના એક મુસલમાન ઉમરાવને ગૂજરાતનો સુબો કરાવીને મોકલ્યો હતો, તેના સામું બંડ ઉઠાવવાને નારણદાસે મદદ કરી હતી (ઇ૦ સ. ૧૫૭૩). આ વખતે જૈનોમાં હીરવિજયસૂરિ, શાંતિચંદ્ર ઉપાધ્યાય વગેરે અકબર પ્રતિબોધક અને અહિંસા તથા તીર્થાદિ સંબંધી ફરમાન મેળવનાર મહાપુરૂષો થયા. શાંતિચંદ્ર સાથે દિગંબર ભટ્ટારકનો વાદ ઇડર રાજસભામાં થયો હતો.

ઇશ્વીસન પંદરમા સૈકામાં, તપગચ્છની ૫૩મી પાટે થએલા **શ્રીલક્ષ્મીસાગરસૂરિના** શિષ્ય ૫૪મા પટ્ટધર **શ્રીસુમતિસાધુસૂરિને** અત્રે આચાર્યપદ આપવામાં આવ્યું હતું. જે વખતે અત્રના કોઠારી કુંવરપાલ

૫. The chief of Idar long proved a troublesome neighbour to Ahmad Shah, who on more than one occasion led an army against that state, only to find that its ruler had retired to the safe convert of its hills. To overawe the Rav Punja, and permanently check his movements Ahmed constructed eighteen miles south west of Idar, on the banks of the Hathi Mati River, a fort, and to the city that sprang-up round it. he gave the name of Ahmednagar. (J. B. A. S. Bom. No. LVIII. The coins of Gujrat saltanat by the Rev. G. P. Taylor.) વગેરે.

૬. જુઓ રાસમાળા પૃ. ૩૫૫-૫૬.

**શ્રીપાળ** કોઠારીએ પોતાના ભાઇ **સહજપાળ** અને શ્રી સુહવદે સહિત ઘણું દ્રવ્ય ખરચ્યું હતું. કોઠારી **શ્રીપાળ** અને **સહજપાળ** અત્રેના કોઠારિ મહિરાજને ઘેર **માણેકદેવી** માતાની કુક્ષે જન્મ્યા હતા. **શ્રીપાળ**કોઠારીને અત્રેના તે વખતના રાજા **રાવભાણરાજ** સાથે ગાઢી મિત્રતા હતી. આ **ભાણ**રાજ પહેલા પુંજોજીના પુત્ર અને પહેલા **નારણ**દાસના ભાઇ થતા હતા જેઓ પહેલા **નારણ**દાસજીના પછી ગાદી ઉપર બિરાજ્યા હતા.

અમારા જોવામાં આવેલી પટ્ટાવલિઓમાંથી **શ્રીસુમતિસાધુસૂરિને** ક્યારે આચાર્યપદ આપ્યું તે જણાયું નથી. પરંતુ રાવભાણરાજ નીચેની હકીકતો ઉપરથી ઇ૦ સન ૧૪૪૫ વિ૦ સં. ૧૫૦૧ માં ગાદી ઉપર હતા તે ઉપરથી આ સમયનો કાલ ઇ૦ સ૦નો પંદરમો સૈકો આંકયો છે; તેમજ **શ્રીલક્ષ્મીસાગરસૂરિનો** જન્મ વિ૦ સં. ૧૪૬૪ (ઇ૦ સ. ૧૪૦૮), અને સૂરિપદ વિ૦ સં. ૧૫૦૮ ઇ૦ સ. ૧૪૫૨ હોવાથી તે ઉપરથી પણ તેજ અનુમાન પર આવી શકાય.

**રાવભાણરાજે** ઇ૦ સ. ૧૪૪૫માં **તરસંગમાના** મેઘજી ઉપર ચઢાઈ કરીને **તરસંગમો** જીત્યો હતો. આ ભાણરાજને મુસલમાન ઇતિહાસકોએ **"બીર"** અથવા **"વીર"** રાજા તરીકે લેખ્યો છે. એ ઉપરથી પણ ઇસ્વીસન ૧૫ મો અને વિક્રમનો ૧૬ મો સૈકો નિર્ણીત થાય છે.

શ્રીતપગચ્છના ૫૫ મા પટ્ટધર **હેમવિમલસૂરિની** પાટે થયેલા ૫૬ મા પટ્ટધર **આનંદવિમલસૂરિ** પણ અત્રેના જ રહીશ હતા. તેઓનો જન્મ અત્રે વિ૦ સં. ૧૫૪૭ માં થયો હતો. દીક્ષા સં૦ ૧૫૫૨, સૂરિપદ ૧૫૭૦ અને સ્વર્ગગમન અમદાવાદમાં સં૦ ૧૫૯૬ ના ચૈત્ર સુદિ ૭ મે થયું હતું.

તેઓને માટે એક પ્રાચીન સઝાયમાંથી આ પ્રમાણે મળે છે.

"ઇડરીનયરિ હુઓ અવતાર,
માતા માણકદે કુખિમલ્હાર;
"સા **મેઘા** કુલિ કમલદિણંદ,
**શ્રીઆણંદ** વિમલસૂરિંદ. ૩"
શ્રીવિનયભાવ કૃત.

તથા

"ઈડરનયર સોહામણુંરે, તિહાં હુઉ અવતાર;
"સાહ મેઘા કુલમંડણુંજી માણિકદે કુખિમલ્હાર. ૨"
"ઉસવંશકુલ દીપતુંજી દેખી ગુણહ ભંડાર. ૫"
શ્રીસોમવિમલ કૃત

તપગચ્છની ૫૫ મા પટ્ટધર હેમવિમલસૂરિની પાટે સં. ૧૫૮૨ માં શ્રી સૌભાગ્યહર્ષને શ્રીઆણંદવિમલસૂરિએ સ્થાપ્યા. આ સૌભાગ્યહર્ષે લઘુશાલા નામે એક શાખા ચલાવીને પોતાની પાટે સોમવિમલને સ્થાપિત કર્યો. આ સોમવિમલસૂરિને ઇડરમાં આચાર્યપદવી આપવામાં આવી હતી. ક્યારે આપવામાં આવી તેની ચોકસ સાલ મલી શકી નથી: પરંતુ તેઓએ લખેલા ચંપક શ્રેષ્ઠી રાસ, ક્ષુલ્લક કુમાર રાસ, એ બેની અંદર અનુક્રમે સંવત ૧૬૨૨ અને સં. ૧૬૩૩ ના વર્ષો આપવામાં આવ્યા છે.

દિગંબર સંપ્રદાયમાં સાધુઓ તદ્દન નગ્ન રહે છે. આજના જમાનામાં નગ્નપણે વિચરવું મહાકઠિન હોઈ તેવા સાધુઓ ક્વચિતજ જોવામાં આવે છે; નગ્ન સાધુઓ–ક્ષપણકો દિનેદિને ઉગ્ર વિહાર અને ક્રિયાની વિકટતાથી અવિદ્યમાન થતા ગયા, પણ તેને બદલે શિથિલાચારી ભટ્ટારકો થયા. તેને 'રક્તાંબરો' વેશને લઇને અગાઉ કહેવામાં આવતા. તે ભટ્ટારકોએ પોતાની ગાદીઓ જમાવી અને તેવી એક ઇડરમાં હતી અને તે હજુપણ વિદ્યમાન છે. આ ભટ્ટારકોમાંના એક દિગંબર ભટ્ટારક વાદીભૂષણ શ્રીહીરવિજયસૂરિના વખતમાં અને ઇડરમાં નારાયણ નામના રાજાના રાજ્યમાં વિદ્યમાન હતા. તેના સંબંધમાં એવો ઉલ્લેખ છે કે[7]:—

---

7 કૃપારસકોશ–સંપાદક મુનિ જિનવિજય–જુઓ પ્રસ્તાવના પૃ. ૨૦–૨૧. આના પ્રમાણમાં મૂળ હકીકત ઉક્ત મુનિશ્રીએ અમોને પૂરી પાડી છે. તેઓ જણાવે છે કે:—

शब्दरूप वाक्य નામના પુસ્તકની અંતે–શાંતિચંદ્રોપાધ્યાયની પ્રશસ્તિ છે તેમાં અંતે આ પ્રમાણે છે–

ईडर पुराधिप महाराय श्रीनारायण समा समक्ष वादिभूषणक्षपणकजिराकारिणूनां, वागडदेशे घाटशिल

—તેનો (રણમલ્લ રાજાનો) પુત્ર શ્રી પુંજ નામે રાજા થયો. ઘોડા તથા હાથીઓની ઉન્નતિવાળા રાજાઓના વૃંદોએ જેના ચરણ યુગલને પૂજ્યા હતા, જેના બાહુ ધોંસરા જેવા દીર્ઘ હતા, જેની કીર્તિનો સમૂહ ચંદ્રના કિરણ જેવો ઉજ્વલ હતો અને જે રાજાઓમાં સૂર્ય સમાન હતા, તે શ્રી પુંજ રાજાએ રણભૂમિમાં પોતાની ભુજાના બળથી **બાદશાહી રાજસેનાના** સમૂહનો વિનાશ કર્યો હતો, અને સર્વ રાજાઓમાં મુગટરૂપ એવા તેણે ચંદ્રના મંડળમાં 'ગીરધિવીર' એવું ઉજ્વળ બિરૂદ આલેખ્યું હતું.

આમાં જણાવેલી બાદશાહી રાજસેના કયા બાદશાહની હોવી જોઇએ તેનો પત્તો મેળવતાં જણાઇ આવે છે કે તે બાદશાહ ગૂજરાતની રાજધાની અમદાવાદ (સન ૧૪૧૧ માં) સ્થાપનાર અહમદશાહ હતો. અહમદશાહને ઇડરનો આ રાજા બહુ જ હેરાન કરતો હતો. ઘણી વખત તે રાજ્યપર લશ્કર લઇ ગયો પણ રાવ પુન્જ હાથમાં ન આવતો અને પાસેના પર્વતોમાં સહિસલામત રહેતો. આથી તે રાજાને અંકુશે નાંખવા અને તેની હીલચાલને કાયમ બંધ રાખવા અહમદે ઇડરની દક્ષિણ-પશ્ચિમે અઢાર મૈલ દૂર હાથમતિ નદીના કાંઠે એક કિલ્લો બાંધી તેનું નામ અહમદનગર રાખ્યું. (સન ૧૪૨૭-૨૮). અહીં પોતાની ટંકશાળા સ્થાપી પોતાના સિક્કા પાડ્યા. અહમદશાહ સન ૧૪૪૪માં મરણ પામ્યો.[૫]

અહીં વિક્રમની પંદરમી સદીમાં એટલે વિ૦ સં. ૧૪૬૬ ઇ૦ સ. ૧૪૧૧ માં રાવ પુંજાજી (પહેલા) ના રાજ્યમાં **શ્રી ગુણરત્નસૂરિએ** ભાષા અને ધાતુઓના વિચારરૂપ **શ્રી ક્રિયારત્નસમુચ્ચય** નામ ગ્રન્થ રચ્યો છે, જેમાં સંસ્કૃત અને તે સમયની ચાલુ પ્રાકૃત (જેને હાલ ગૂજરાતી પણ કહીએ છીએ)ના રૂપો અને વિભક્તિઓનો સંગ્રહ છે. પોતે ગ્રન્થાંતે લખ્યું છે કે—"काले षड्रसपूर्व (૧૪૬૬) वत्सरमिते श्रीविक्रमार्काद् गते, गुर्वादेशावशाद् विमृश्य च सदा स्वान्योपकारं परम्; ग्रन्थं श्रीगुणरत्नसूरिरतनोत् प्रज्ञाविहीनोऽप्यमुम्, निर्हेतुप्रकृतिप्रधानजननं, शोध्यस्त्वयं-धीधनैः ॥" "वाडासंघपवेद—इयरर—विमोर्मानस्य धन्यः सुतः, शश्वद्दानविधिर्विवेकजलधिश्चातुर्यलक्ष्मीनिधिः; अन्यस्त्रीविरतः सुधर्मनिरतो भक्तः श्रुतेऽलेखयत्, साधुर्वीसल—संज्ञितो दश वरा अस्य प्रतीरादिमाः ॥"

આ પુંજારાવના નારણદાસ. તેના રાવભાણુ (જે નારણદાસ તથા રાવભાણનો ઉલ્લેખ ઇલાપ્રાકાર ચૈત્યપ્રવાડી—ગૂર્જર કવિતામાં કરેલી છે તેમાં કરવામાં આવ્યો છે.) તે રાવભાણના સુરજમલજી, તે પછી રાયમલજી તેના ભારતમલજી તેના રાવ પુંજોજી બીજા અને તેના નારણદાસ. (બીજા).[૬]

આ નારણદાસ અકબર બાદશાહના વખતમાં થયા. તે બાદશાહે ખાન અઝીઝકોકા નામના એક મુસલમાન ઉમરાવને ગૂજરાતનો સુબો કરાવી મોકલ્યો હતો, તેના સામું બંડ ઉઠાવવાને નારણદાસે મદદ કરી હતી (ઇ૦ સ. ૧૫૭૩). આ વખતે જૈનોમાં હીરવિજયસૂરિ, શાંતિચંદ્ર ઉપાધ્યાય વગેરે અકબર પ્રતિબોધક અને અહિંસા તથા તીર્થો સંબંધી ફરમાન મેળવનાર મહાપુરૂષો થયા. શાંતિચંદ્ર સાથે દિગંબર ભટ્ટારકનો વાદ ઇડર રાજસભામાં થયો હતો.

ઇસ્વીસન પંદરમા સૈકામાં, તપગચ્છની ૫૪મે પાટે થયેલા **શ્રીલક્ષ્મીસાગરસૂરિના** શિષ્ય ૫૪મ પટ્ટધર **શ્રીસુમતિસાધુસૂરિને** અત્રે આચાર્યપદ આપવામાં આવ્યું હતું. જે વખતે અત્રના કોઠારી કુટુંબ

૫. The chief of Idar long proved a troublesome neighbour to Ahmad Shah, who on more than one occasion led an army against that state, only to find that its ruler had retired to the safe convert of its hills. To overawe the Rav Punja, and permanently check his movements Ahmed constructed eighteen miles south west of Idar, on the banks of the Hathi Mati River, a fort, and to the city that sprang-up round it, he gave the name of Ahmednagar. (J. B. A. S. Bom. No. LVIII. The coins of Gujrat saltanat by the Rev. G. P. Taylor.) વગેરે.

૬. જુઓ રાસમાળા પૃ. ૧૪૫-૪૬.

ઇડરમાં એટલે-પોતાના જન્મભૂમિના શહેરમાં વિજયદેવસૂરિએ ત્રણ પ્રતિષ્ઠા કરી છેઃ—

इयदराह्वय नगरे स्वावतारेण सुन्दरे ।
प्रतिष्ठा त्रितयं चक्रे येन सूरिषु चक्रिणा ।।
जीर्णे श्रीमद्युगादीशे यवनैर्व्यंगिते सति ।
तत्पदे स्थापितो येन नूतनः प्रथमप्रभुः ।।

વિજય પ્રશસ્તિની છેલી પ્રશસ્તિ શ્લોક ૧૪-૧૫.

આ પરથી જણાય છે કે ઋષભદેવના જીર્ણ-પ્રાસાદ તથા મૂર્તિને યવનોએ બાધા આપેલી, તેથી વિજયદેવસૂરિએ નવા ઋષભપ્રભુની સ્થાપના કરી. આજસૂરિએ સં ૧૬૮૧ના વૈશાખ માસની છઠને સોમવારે ઇડરમાં કનકવિજય વાચકને સૂરિપદ આપી તેમનું નામ વિજયસિંહસૂરિ આપી પોતાના પટ્ટ પર સ્થાપિત કર્યા.[૧૦]

(આ વખતે ઇડરમાં **શ્રીકલ્યાણમલ્લ** રાજા રાજ્ય કરતા હતા અને પદવીદાન સમયે બે વાચકો અને આઠ પંડિતો બનાવવામાં આવ્યા હતા. તથા અત્રેના **સહજૂશાએ** મ્હોટો ઉત્સવ કર્યો હતો.)

ઉક્ત વિજયપ્રશસ્તિની ટીકા-વૃત્તિ કમલવિજય ગણિના શિષ્ય વિદ્યાવિજય ગણિના શિષ્ય ગુણવિજયે વિજયપ્રદીપિકા નામની સં. ૧૬૮૮માં સંપૂર્ણ કરી, પણ તેનો આરંભ ઇલાદુર્ગમાંજ કર્યો હતો.[૧૧]

વાચક ગુણવિજયે ગુર્વાવલિના પરિશિષ્ટરૂપે એક પ્રબંધ લખ્યો છે તેમાં વિજયદેવસૂરિના વૃત્તાંતમાં લખ્યું છે કે,

"વિજયદેવસૂરિના ઉપદેશથી ઇડરના રાજા કલ્યાણમલ્લે, ઇડરગઢના રણમલ્લ ચોકી નામના શિખર ઉપર એક ભવ્ય જિનમંદિર બનાવ્યું હતું. તે અદ્યાપિ વિદ્યમાન છે." *

એજ ગુણવિજયના પ્રબંધમાં જણાવ્યું છે કે—"જ્યારે વિજયદેવસૂરિએ પોતાની જન્મભૂમિ (ઇડર) માં પ્રથમ ચાતુર્માસ કર્યું તે વખતે ત્યાંના શ્રીસંઘે અનેક પ્રકારના મહોત્સવો વિગેરે કરી શાસનની અત્યંત શોભા વધારી હતી. આના મહિમાથી ત્યાંનો રાજા કલ્યાણમલ્લ અત્યંત હર્ષિત થયો. એક વખતે તેણે પોતાના આશ્રિત ભટ્ટો (વિદ્વાનો)ની સાથે આચાર્યશ્રીનો તર્કવાદ કરાવ્યો. તે સમયે સૂરિના પુણ્યોદયથી તેમની સાથે પ્રખર તર્કશાસ્ત્રવેત્તા પંડિત

---

૧૦ विक्रमार्के महीभर्तुर्विधु सिद्धिकलामिते । वर्षे हर्षेण सर्वेर्षि सुरर्षभ समश्रिया । येन श्रीमदिलादुर्गे प्रहर्या मासि च माधवे, पवित्रे पुण्यनक्षत्रे दिने कुमुदिनीपतेः ॥ कनकविजयाभिधानः श्रीवाचकमुख्य मंडलीसिंहः । संस्थापितो निजपदे सूरिर्नाम्ना विजयसिंहः ॥

વિજયપ્રશસ્તિની પ્રશસ્તિ શ્લો. ૨૩-૨૪-૨૫

૧૧ प्रारब्धेलादुर्गे वर्षा विदधे च योधपुरदुर्गे श्रीमाल्लेऽपि च कियती श्रीरोहिण्यां च पूर्णेयम् ॥ ६४ ॥

* આ મંદિર આજે પણ ઊભું છે પરંતુ થોડાક વર્ષ થયાં તેમાંની મૂર્તિઓ ઉપાડી લેવામાં આવી છે અને તેથી તે દિવસે દિવસે ખંડિત થતું જાય છે. આ મંદિર આકારમાં જોકે ન્હાનું છે તોપણ દેખાવમાં ભવ્ય લાગે છે. એ મંદિર ઉપરથી નજર કરતાં બહુ દૂર દૂર રમ્ય દશ્યો દૃષ્ટિગોચર થાય છે, અને આખું ઇડર શહેર-તેના મહોલ્લાઓ, રસ્તાઓ અને ઘરો વિગેરે હસ્તામલક જેવા જણાય છે. પશ્ચિમમાં આઘે નજર નાંખતાં, સાબરમતી નદી અને તેનો મંદ રીતે વહેતો રૂપેરી પ્રવાહ દર્શકના મનને આલ્હાદ આપે છે. આ એક આદર્શ અને ઐતિહાસિક સ્થળ ધ્વસ્ત થાય તે ઠીક નથી માટે, ઇડરના સંઘે તેનો પુનરુદ્ધાર કરવો જોઇએ.

Revised Lists of Antiquarian Remains in the Bombay Presidency, Revised by Henry Cousens, 1897 માં પાને ૨૩૬ માં VI.— Mahi Kantha ની અંદર ઇડરની વિગતમાં લખ્યું છે કે—(5) in the gad to the north of the town the Radmalni choki appears to be an unfinished Jaina temple, built of white sandstone. It measures 375x34 feet and 16 feet high, in the Jaina style. તથા —(7) In the gad, the temple of Santinatha of white sandstone, sculptured, and brick plastered is upwards of 400 years old and entire, measuring 160x125 and 56 feet high.

[આ ફુટનોટ અને ગુણવિજયના પ્રબંધમાંની લેખમાં મૂકેલી હકીકત પૂરી પાડવા માટે મુનિમહારાજ શ્રી જિનવિજયજીનો ઋણી છું. તંત્રી.]

શ્રી પદ્મસાગરગણિ હતા. તેમણે પોતાની ઉત્કટ તર્કશક્તિથી ભટ્ટ-પંડિતોનો ખૂબ પરાજય કર્યો તેથી તેઓ બધા લજ્જિત થયા. 'અહો 'સૂરિમહારાજની અપૂર્વ મહત્તા છે!' એમ સ્તુતિ કરતા થકા, રાજાની સાથે ૭ સૂરિજીના ચરણકમલમાં મસ્તકો નમાવ્યા." શ્રીવિજયદેવસૂરિએ સં૦ ૧૭૦૫માં ઈડરની અંદર ૨૪ સાધુઓને પંડિત બનાવ્યા હતા અર્થાત્ પંડિતપદ આપ્યું હતું.

વિનયવિજય મહોપાધ્યાયે (સ્વ. સં. ૧૭૩૮) ઇલાદુર્ગનો ઉલ્લેખ પોતાના ઇન્દુદૂતરૂપી આચાર્યપર લેખપત્રરૂપે સ્લેષક કાવ્યમાં કરેલો છે.[૧૨]

ઈડરગઢ ઉપર શત્રુંજય અને ગિરનાર પર્વતોની સ્થાપના હતી. આવી જ સ્થાપનાઓ વર્તમાન સમયમાં મારવાડમાં આવેલા નાડલાઈ ગામે છે, તેના પ્રમાણમાં શ્રીશીલવિજયજીએ સં. ૧૭૪૬ માં બનાવેલી તીર્થમાલામાં લખ્યું છે કે–

'અહનગર નિ વિજાપુરિ, શાબલિઇ નિ વલિ ઇડરિં;
'તિહા થાપ્યા સેત્રુજ ગિરનારિ, તે વંદું હું અતિ
સુપકારિ." ૩૦

વિ૦ સંવતના ઓગણીસમા સૈકામાં એટલે લગભગ આજથી એકસોત્રીશેક વર્ષ ઉપર શિવસિંહજીના સમયમાં રાજકુંવર ભવાનીસિંહ અને મોતા ગામના સુરતસિંહજીને આસની બોલતમાં કંઈ તકરાર ઉત્પન્ન થઇ તેથી મોતાના સુરતસિંહે બારવટું ખેડવા માંડયું. આ વાત મહારાજા શિવસિંહજીને રૂચી નહિ તોપણ કુમાર ભવાનિસિંહની બીકને લીધે કાંઇ બોલ્યા નહિ. સુરતસિંહજીએ બારવટું કરવા માંડયું તેવામાં તેઓએ મુડેટાવાડા અને બ્રહ્મખેડ ઉપર નાના નાના હલ્લા કરવા માંડયા. એક વખતે ઇડરના કેટલાક જૈનવાણિયાઓ આદરીખીજમાં ઋષભદેવની યાત્રા માટે નીકળ્યા

ત્યારે તે લોકોએ ધાણા ગામમાં ડાળો-મુકામ કર્યો ત્યારે સુરતસિંહજીએ ઘણા લોકોએ રાખવાનું કારણ પૂછવાથી સંઘે કહ્યું કે "આપ બારવટે છો તેથી અમારા રક્ષણ માટે". આથી સુરતસિંહજીએ કહ્યું કે "ઇડર તો મારે મા સમાન છે, તેનું વસ્ત્ર હું ખેંચીશ નહિ, તમારે મારો ડર રાખવો નહિ." એ પ્રમાણે કહી પોતે સંઘની સાથે ગયા અને શ્રીઋષભદેવની યાત્રા કરાવીને સંઘને પાછો ઇડર પહોંચાડયો. સુરતસિંહજીએ ઇડરના સંઘનું રખવાળું કર્યું તેથી યુક્તિથી મહારાજા શિવસિંહે તેમનો ત્રાસ ઓછો અપાવ્યો, પરંતુ ત્યાર પછી ૭ મહિને સં. ૧૮૪૧ માં સુરતસિંહજી મરણ પામ્યા.

રાસમાળા ઉપરથી આ વાત અમે જાણી છે. તે માટે ચોક્કસ વર્ષ મળી શકયું નથી પરંતુ સં. ૧૮૪૧માં સુરતસિંહજીએ કાળ કર્યો અને ઇડર પાસેની એક જૈનની છત્રી ઉપર લખ્યું છે કે— "સંવત્ ૧૮૪૦ (ઇ૦ સ૦ ૧૭૮૪), શ્રી મહારાજાધિરાજ મહારાજ શ્રીશિવસિંહજી" ઇત્યાદી, તેમજ ઇડરગઢમાં વજ્રમાતાની વાવ ઉપર લખેલું છે કે—"સંવત્ ૧૮૪૭ (ઇ૦ સ૦ ૧૭૯૧)મા ફાલ્ગુન શુદિ ૫ ને બુધવારે શ્રી શ્રી શ્રી ૧૦૮ શ્રી મહારાજાધિરાજ શ્રી શ્રી શ્રી શિવસિંહજી, શ્રીમહારાજકુંવર શ્રીભવાનીસિંહજીયે આ વાવ બંધાવી છે" ઇત્યાદિ.

આમાં જણાવેલી સંવત ૧૮૪૧-૪૦ અને ૪૭ ઉપરથી આ સંઘ તે પૂર્વે-વર્ષ બે વર્ષ પૂર્વે યાત્રા કરવા ગયાનું નિર્ણીત થાય છે. પરંતુ સંઘનો મુખ્ય આગેવાન શ્રાવક કોણ તે જાણી શકાતું નથી. તેમજ આદરીખીજમાં યાત્રા કરવા ગયા તે કયા ઋષભદેવજીની યાત્રા તેપણ જાણી શકાતું નથી. કદાચ નાની મારવાડમાંનું રાણકપુરજી પાસેનું આદરી ગામ હોય તો હોય!

આ રીતે ઇડર સંબંધમાં થોડુંઘણું મળ્યું તેટલું જણાવીને કહીશું કે ત્યાં જૈનોએ અનેક મંદિરો કરાવી પોતાના ધનાઢયતા, કીર્તિ અને સત્તા સ્તીનું

---

૧૨ દક્ષીણ પુષ્પદન્તમનુ નિલાદુર્ગમપ નગોડ્દ્યં પ્રાગાવ નોપરિ તિષ્ઠ લક્ષ્મિતરાંદિ લાલનૈય્યમ્ । બીજાના- નો સદુદરસત્તા મ્રાવને રમ્યંમત્તં સ્રાંતીવ સંવદ્ધિ મુનરોઉદ્દેગમાપિમ્પરોતિ ।। ૧૨૭ ।।
ઇન્દુદૂત વિજ્ઞપ્તિ ત્રિવેણી પ્ર. પૃ. ૧૭

માન કરાવ્યું છે. ઇડરનાં ચૈત્ય સંબંધમાં તપગચ્છીય હેમવિમલસૂરિના શિષ્ય અનંતહંસે જે સ્તવન કર્યું છે તેમાં જેટલાં ચૈત્યો તે શહેરમાં હતાં તે સર્વનાં દર્શન કરી—ચત્યપ્રવાડી—ચૈત્યપરિપાટી કરીને તેનું વર્ણન આપ્યું છે તેટલામાટે તેમજ તેનાથી જૂની ગૂર્જર ભાષાનો એક નમુનો પણ પૂરો પડશે એ હેતુથી જે પ્રમાણે પ્રત લખાઇ છે તે પ્રમાણે કંઇપણ ફેરફાર કર્યા વગર તેને જૈન કૉન્ફરન્સ હેરલ્ડમાં પ્રસિદ્ધ કરવામાં આવી છે.

હાલમાં ઇડર મહીકાંઠા એજન્સીના ૭ તાલુકાઓમાંથી તાલુકે નાની મારવાડનું મુખ્ય શહેર છે. મહીકાંઠા રાજ્યધાનીનું પણ મુખ્ય શહેર છે.

આ મારવાડ તાલુકામાં ૪૪ ગામ શ્રાવકની વસ્તીવાળાં છે અને આખા તાલુકામાં ૫૦ મંદિર ૨૩ ઉપાશ્રય અને ૨૧ ધર્મશાલાઓ આવેલી છે. ૪૪ ગામપૈકી ટીંટોઇ અને એકલારામાં સાધારણ પુસ્તકભંડાર છે. ઇડરમાં તે બે કરતાં થોડો સારો ભંડાર અને પોસીનાના મંદિરમાં પ્રાચીન શિલાલેખો છે. તારંગા અને કુંભારીઆ એ બે મોટાં તીર્થો છે. ઇડરમાં ૫ ધર્મશાળા, પાંજરાપોળ, પાઠશાળા, સભા તથા નીચે ગામમાં પાંચ દેરાસરો વિગેરે છે. હાલના બાવન જિનાલયના જીર્ણોદ્ધારમાં અહમદનગર (હિમ્મતનગર)ની ખારા પથ્થરની ખાણના પથ્થરો વાપર્યા છે જે પૂર્વે પણ વપરાતા હતા.

---

# જૈન કૉલેજ—એક પ્રશ્ન

ચાલુ પરિસ્થિતિને અંગે એક વિચારણીય પ્રશ્ન હું રજુ કરવાની ઇચ્છા રાખું છું. મારો અત્યાર સુધી એવો અભિપ્રાય હતો કે આપણે ઠામ ઠામ બોરડીંગો અથવા હોસ્ટેલો કરવી અને તે રીતે જમાનાને અનુસરતી કેળવણી પ્રાપ્ત કરવાનાં સાધનો ઉપસ્થિત કરવાં. આપણે એ સંબંધમાં લગભગ પચાસ વર્ષ પછવાડે રહ્યા છીએ. જે વખતે અનેક કોમો આપણા કરતાં ઘણી આગળ વધી ગઇ હોય, જ્યારે કેળવણીનાં દરેક ક્ષેત્ર ઉભરાઇ જતાં હોય, જ્યારે દેશમાં કેળવણી ઉપરાંત કળાકૌશલ્ય કે વ્યાપારની કેળવણીની યોજનાઓ ચાલુ થઇ રહી હોય તે વખતે આપણે ગામેગામ બોર્ડિંગોની શરૂઆત કરવાની વાતો કરીએ છીએ. તે બતાવે છે કે અન્ય આગળ પડતી કોમોની હરોળમાં ઉભા રહેતાં આપણને વર્ષો જોઇશે અને આગળ વધવા માટે તેથી પણ વધારે વખત જોઇશે.

બોર્ડિંગનો સવાલ પ્રથમ ઉપસ્થિત કરવાનું કારણ એમ થયું લાગે છે કે શરૂઆતમાં આપણે લોકોને અંગ્રેજી ભણાવવા કે નહિ એ સંબંધમાં એક મત નહોતો. આપણે બત્રીસાનો લાભ લેવા તૈયાર હતા પણ આપણા જૈન ભાઇઓ એનો લાભ લે તે સમાજ દૃષ્ટિએ ઉચિત કે અનુચિત છે તેનો નિર્ણય નહોતા કરી શક્યા. મુંબઇશહેરમાં બીજી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સનું અધિવેશન થયું ત્યારે કેળવણીના પ્રશ્નને અચકાતાં લીધો હતો પણ તેને જોઇએ તેટલું પ્રાધાન્ય મળી શક્યું નહોતું. સદર અધિવેશનનો રિપોર્ટ અને તત્રત્ય પ્રમુખશ્રીના ભાષણ પર વિચાર કરવાથી એ વાત સ્પષ્ટ થાય છે.

ત્યારપછી જમાના સાથે આગળ વધ્યા. ધીમે ધીમે કૉન્ફરન્સે એ સવાલને એનું યોગ્ય સ્થાન આપ્યું. લાંબા સમયની ચર્ચા અને ચીવટથી એ સવાલ આખરે એટલા સુંદર રૂપમાં કૉન્ફરન્સ લાવી શકી કે ધીમે ધીમે એવો નિર્ણય થતો ગયો કે ચાલુ જમાનાના અનુરૂપ પ્રગતિ કરવી હોય તો માત્ર કેળવણીના પ્રશ્નને જ હાથ ધરવાથી બીજાં સર્વ કાર્યો થઇ શકશે. એક વખત આપણી સમાજમાં જવાબદારીનો ખ્યાલ કરાવો, લોકોને પોતાની ફરજ અને આખા ભારત સમાજમાં સ્થાન લેવાનું શીખવો, એટલે પછી આપણા બીજા સવાલોને હાથ ધરવાનું કાર્ય સમજદાર બંધુઓ ઉપાડી લેશે. આપણા ગુજરાતી સાહિત્યનો ફેલાવો, આપણા સંસ્કૃત સાહિત્યનો પ્રચાર, આપણા અહિંસાના સિદ્ધાન્તના સંદેશાઓ, આપણી પ્રાકૃત

માગધી ભાષાનો અભ્યાસ, આપણા વિસરાઇ જતા સાહિત્યનો અભ્યાસ અને પ્રચાર, આપણા જીર્ણ મંદિરોનો ઉદ્ધાર, આપણા નિરાશ્રિત બંધુઓનો ઉદ્યમ માર્ગે પ્રવાસ, આપણાં અવ્યવસ્થિત સખાવત ખાતાઓનો યોગ્ય માર્ગે વિકાસ, આપણી અઢળક ધર્મસંપત્તિનો યોગ્ય રસ્તે વિકાસ વિગેરે વિગેરે અનેક બાબતોનો નિર્ણય અને પ્રસાર કેળવણીના સવાલના નિર્ણયમાં થઇ શકશે એવું વાતાવરણ ત્યાર પછી ઉત્પન્ન થયું—એ પણ ત્યારપછીના અધિવેશનોના રિપોર્ટો ઉપરથી અને ખાસ કરીને દરેક પ્રમુખનાં ભાષણોથી જણાઇ આવે છે. આ લેખને તેવાં ભાષણોમાંના ફકરાથી લખાવી શકાય, પણ એમ જણાય છે કે કેળવણીની જરૂરીઆત તો હવે લગભગ આખી કોમ વગરસંકોચે સ્વીકારી ચૂકી છે તેથી તેની જરૂર નથી. આવું વાતાવરણ ફેલાવવાનું કાર્ય કોન્ફરન્સ કરી શકી, એ એના અસ્તિત્વને વ્યાજબી બનાવે છે.

કેળવણી આપવી તેરો લગભગ એક મતે નિર્ણય થતાં જ આપણે અટક્યા નહિ પણ ધીમે ધીમે એવા વિચારો ચોક્કસ થયા કે આપણે બીજા સવાલોને ગૌણ ગણી હાલ તો આખું કેળવણીનું કાર્ય જ ઉપાડી લેવું,—કેળવણીના પ્રશ્નને એવી જૂદી જૂદી દિશાએથી ચર્ચવો અને એને અમલમાં મૂકવાનું વાતાવરણ લોકમત કેળવીને કરવું.

આ સર્વ બાબતોને પરિણામે આપણે કેળવણીના સવાલને હાથ ધર્યો અને તે પર અનેક ચર્ચા કરી, અનેક ભાષણો થયાં, અનેક વિચારવિનિમય થયા અને અનેક યોજનાઓ અમલમાં મૂકાઇ. આપણને ગર્યા દરમ્યાન એમ ઘણીવાર લાગ્યું કે આપણે ઘણા મોટા ભગ્યા છીએ છતાં નગ્મા ત્યાંથી સવાર ગણી આપણે એ સવાલને ઉપાડ્યો અને અમલમાં મૂકવાને અંગે કટિબદ્ધ થયા

શરૂઆતમાં આપણી વ્યવહારકુશળ બુદ્ધિને ગમ્ય-તરીને અંગે એમ લાગ્યું કે અત્યારે જે હાઇસ્કૂલો અને કોલેજો ચાલે છે તેનો પૂરતો લાભ આપણા વિદ્યાર્થીઓને અપાવવાનાં સાધનો યોજી આપવાં અને તે માટે આપણે કોઇ જગ્યાએ બોર્ડિંગ, કોઇ જગ્યાએ હાઇસ્કુલ, કોઇ જગ્યાએ હૉસ્ટેલ, કોઇ જગ્યાએ ફી અને પુસ્તકની મદદ, કોઇ જગ્યાએ સ્કોલરશિપ, કોઇ જગ્યાએ ઇનામો, કોઇ જગ્યાએ મેળાવડાઓ, કોઇ જગ્યાએ પસાર થનારને માનપત્રો વિગેરે અનેક રીતે સહાય ઉત્તેજન આપવાના કામને હાર પાડવા પ્રયત્નો આદર્યા. એનાં પરિણામો આજે સંખ્યામાં અલ્પ છતાં પ્રમાણમાં સારી સંખ્યામાં છાત્રાલયો અને ઉત્તેજનનાં સ્થાનો આદર્યાં.

આપણે કોઇ કોઇ સ્થાને સ્કૂલો પણ કરી, પરંતુ કોલેજનો ખર્ચ જોતાં આપણે સારી કોલેજ કરવાના કાર્યથી પાછા હટ્યા. આપણને એમ વિચાર થયો કે જો આપણા વિદ્યાર્થીઓ ચાલુ કોલેજમાં જાય તો આપણે તેને ફી, પુસ્તક, ખાવાનું અને કેળવણીની જરૂરીઆતની બીજી ચીજો પૂરી પાડવાનું રહે અને એ દ્વારા હજારોનો ખર્ચ બચાવી આપણે ઉપલબ્ધ સાધનોનો પૂરતો લાભ લઇ શકીએ. એક આર્ટ લાઇનની કોલેજ સાધારણ ધોરણ પર કરીએ તો પણ તેમાં આપણને વાર્ષિક એક લાખનો ખર્ચ થાય અને તેમાં આપણા ૨૦૦ વિદ્યાર્થી રહે તો દરેકનો ખર્ચ રૂ. ૫૦૦) આવે અને તે ઉપરાંત બોર્ડિંગ વિગેરેનો ખર્ચ દરેકને માટે રૂ. ૪૦૦)નો આવે તથા મુકામ વિગેરે બંધાવવાનો મોટો ખર્ચ થાય. વળી આપણે ડાક્ટરી, ઇજનેરી, ખેતીવાડી, વ્યાપારી વિગેરેની કોલેજ તો કરી શકીએ નહિ તેથી મળી આવતાં સાધનોનો લાભ લેવાનો જ રહ્યો.

આની સાથે આપણા વિદ્યાર્થીઓને ધાર્મિક સંસ્કાર દૃઢ રહે, તેઓ ભવિષ્યમાં જ્ઞાનના પાયા ઉપર સ્થાપેલી શ્રદ્ધાવાળા સંસ્કારી જૈનો બને તેટલા માટે આપણે લગભગ દરેક છાત્રાલયમાં ધાર્મિક કેળવણીની રૂઢિ દાખલ કરી અને ત્યાં ધર્મભાવના સ્થિર રહેવાનાં સાધનો સંયોગ અનુસાર યોજી આપ્યાં અને તે ધોરણે હાલ ઘણા સ્થળે જુદા જુદા પ્રકારે કેળવણીનો પ્રચાર થાય છે.

જે થયું છે તે ઠીક થયું છે, કૉન્ફરન્સના અધિ- અને પ્રચાર કાર્યનું એ જીવતું પરિણામ છે— ી પ્રસ્તાવના કર્યા પછી હવે એક નવા પ્રશ્ન તરફ ણુ વર્ગનું ધ્યાન ખેંચવા મન થાય છે. આ ધમાં મારા વિચારો માત્ર વિચારના પાયા ાંક) તરીકે રજુ કરૂં છું. તેના પર વિચાર કરી ય કરવાનું તો આગળ ઉપર જ રહી શકશે. આ લ જેટલો વિચાર કરવા જેવો તેટલો જ ચર્ચા ા યોગ્ય છે.

અત્યારની દેશની પરિસ્થિતિ જોતાં મને એમ ા છે કે આપણે શરૂઆતમાં એક જૈન આર્ટ્સ કૉલેજની સ્થાપના કરવી જરૂરી છે. બીજી લાઇનોનો ા વિચાર કરવાની જરૂર નથી. અનુકૂળતા પ્રમાણે પ્રયાસને લંબાવી શકાશે અને તે કેવી રીતે લાવવો અને શા માટે લંબાવવો તેનો ઉલ્લેખ રા હવે પછીના 'જૈન યુનિવર્સિટિ'ના શિર્ષક વેના લેખમાં કરીશ. જૈન કૉલેજ કરવાનાં હેતુ તે કારણો સંબંધમાં મારો જે મત થયો છે તે ગતવાર અત્ર આપું છું.

અત્યારે કૉલેજોમાં જે કેળવણી અપાય છે તેમાં ર્મભાવના રહી શકતી નથી. હિંદુસ્તાનમાં ધર્મો નેક હોવાથી અને દર્શન તથા મતોમાં નાના ાટા ભેદો અને પેટા ભેદો મોટી સંખ્યામાં હોવાથી ાલેજમાં ધાર્મિક કેળવણી આપવાનું બની શકતું થી. ધર્મમાં વચ્ચે ન આવવાનો સરકારનો ઢંઢેરો મે તે કારણે રજુ થયો હોય પણ આ સંબંધમાં ા તેને અક્ષરક્ષઃ અનુસરવામાં આવે છે. માત્ર આધુનિક કેળવણી લેનારો માણુસ મગજમાં સારો વેકાસ પામેલો પણ હૃદયમાં ઘણીવાર તદ્દન શૂન્ય ખાઇ આવે છે એ એનું અનિવાર્ય પરિણામ છે.

માત્ર ધાર્મિક કેળવણી વિજ્ઞાન વગર અધુરી રહે છે, તેમ માત્ર માનસિક કેળવણી ધર્મ સંસ્કાર વગર અધુરી રહે છે. વિજ્ઞાનના જ્ઞાનને અભાવે વીજળી, મોટર, એરોપ્લેન, ગ્રામોફોનના સંબંધમાં અભિપ્રાય આપનાર પંડિતો જેવી ગફલતી કરે છે તેવી જ હૃદયશૂન્યતા આધુનિક શિક્ષિતમાં ક્વચિત્ જોવામાં આવે છે તે ધાર્મિક કેળવણીની ગેરહાજરીને લઇને છે. આ હેતુથી બોર્ડિંગોમાં થોડો વખત ધર્મસંસ્કારનાં બીજો વાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે અને કેળવણીના પ્રેરક વિભાગ તરીકે તે ઠીક છે અને પ્રથમ દર્શને તેથી આપણે અત્યારે મોટા શહેરમાં જે પ્રયત્નો કરી રહ્યા છીએ તે યુક્ત છે.

હજુ કોઇ જગ્યાએથી નવીન કેળવણીની વિરૂદ્ધ વિચારો પ્રગટ કરવામાં આવે છે તેનો હેતુ આજ છે. કેટલીક વાર ભણેલા માણસોમાં ધર્મસંસ્કાર ન હોવાથી ધર્મ સંબંધમાં અસ્તવ્યસ્ત વિચારો જોવામાં આવે, ક્રિયાકાંડ તરફ અરૂચિ જોવામાં આવે અને કોઇ વાર તો આત્મા કે પરભવનું અસ્તિત્વ પણ ન સ્વીકારાય ત્યારે ખેદ થાય એમાં નવાઇ નથી, પણ એમાં ખેદ કરીને બેસી રહેવા જેવું નથી. કેળવણી વગર આપણો છૂટકો નથી, નવીન પ્રજાને ભણાવવાની ખાસ જરૂર છે, આપણે રીતસર પ્રયત્ન નહિ કરીએ તો પણ આપણો બાળવર્ગ કેળવણી લીધા વગર રહેશે એ માનવું ખોટું છે. તો આપણે એવો પ્રયાસ કરવો જોઇએ કે જેથી કેળવણી સાથે ધર્મસંસ્કાર મજબૂત થાય અને ભણેલા ખરા ધાર્મિક પંડિત થાય.

અને તેનો ઉપાય તે અત્યારનું વાતાવરણ જોતાં જૈન કૉલેજની સ્થાપના કરવી એમાં રહેલો છે. એથી આખી સંસ્થામાં એક પ્રકારનું જૈન વાતાવરણ ઉત્પન્ન થાય છે. સર સૈયદ મહમદે જે બીજ સને ૧૮૮૦માં વાવ્યું તેનું ફળ અત્યારે મુસલમાનભાઇઓને મળે છે. એ કેળવણીમાં તદ્દન પછાત વર્ગ અત્યારે કઇ સ્થિતિએ પહોંચતો જાય છે તે વિચારવા યોગ્ય છે એની સાથે આવી કૉલેજમાં આપણે જુની શોધ ખોળની વાતો રાખીએ, એક કલાક જૈન તત્ત્વજ્ઞાનનો અભ્યાસ ફરજીઆત રાખીએ, ડીબેટીંગ સોસાયટીઓ રાખીએ, ત્યાં ધર્મભાવના જાગૃત થાય તેવા લેખો, ચિત્રો, ઓઇલપેન્ટો, વિગેરેની યોજના કરીએ, વારંવાર જૈન ધર્મની વિશિષ્ટતા બતાવવાના પ્રસંગો ઉપસ્થિત કરીએ, સાથે હોસ્ટેલ હોય, તેમાં સુપ્રીન્ટેન્ડેન્ટ શ્રદ્ધાળુ જ્ઞાની વિદ્વાન હોય, જૈન પ્રોફેસર સાથે રહેતા હોય વિગેરે વિગેરે અનેક ઘટનાઓ કરી એક જૈનાનવત

અહુલાં સરસ્યૈં ઉપનાં હરખ્યાં જગતનાં જન,
સુભિક્ષ કિસ્યો હુવાં પ્રભૂ વિના મોંધાં ઉક ને અન્ન. ૪૧
જિમ જિમ વરસે રે મેહલો તિમ તિમ મયણનાં બાણ
પાપી પ્રેમ હરે મતિ ખાંચે અંતર પ્રાણ,
યૌવન દિન જોગ દોહિલો સોહિલો નહી રે વિચાર
વાદલા વિહુણી વિરહણી ધિગ ધિગ તસ અવતાર. ૪૨
પ્રીઉં વિના કિસ્યાં ભોજન પ્રીઉ વિના કિસ્યાં હેજ
પ્રીઉં વિના કિસ્યાં બોલડાં, પ્રીઉ વિના કિસી સેજ
પ્રીઉ વિના કિસ્યાં ભૂષણ પ્રીઉવિના સિ વાત
પ્રીઉ વિના સ્યાં મંદિરપ્રઉ વિના સી રાતિ. ૪૩

દુહા

પ્રીઉ તણા વિયોગથી મયણ વ્યાપે, ખિણ ખિણ દેહડી તેહ તાપે,
વિરહિણી વિરહનાં બાણ લાગાં, આવતાં આંસોઇ દૂખ
બાગાંમાં ૪૪

આસોઇ આસ હુંતી ઘણી, મન તણી આવસ્યે નેમ,
નવનવ ભૂષણ લેઇ દેઇ ધરસે રે પ્રેમ,
મેં જાણ્યુ પ્રભુ સાંભલો આમલો ઘાલસ્યે ઘેર,
પૂરવ કરમને પોગઉ બાંધ્યું મોહું રે વેર. ૪૫
મોહન એહ દીવાલીયે બાલી મનમથેં કાય,
કાય તણી પરિ દોહિલો કિમ તે મુખિ કહિવાય,
ભૂષણ દૂષણ પરિ ગમે નવિ ગમેં સહીયર સાથ
વિરહ દાવાનલ દાઝતાં વાલિભ કીજે સનાથ. ૪૬
સાસરે જીવે રે સુંદરી, હરખે પ્રીતમ હેજ
પરણી મહિયલિ પદમિની, નિત્ય રમે નિજ સેજિ,
અતરને ચંદન અરગ જે પરમલ મહકે રે તન્ન,
સુંધે સું ભરિ બહુ સુંદર દેખતાં કિમ રહે મન્ન. ૪૭
ધીરજ જીવ ધરે નહી દેખી પરાયારે લાડ,
સારણ સખી સયાજ()ડી ઉગ્યાં દુખનાં રે ઝાડ,
કેહને દાખૂ સાહેલડી મનનાં અંતર ગુજ્ઝિ,
મંદિર સુને ભમતી રહું કલ ન પડે કાંઈ સુઝ. ૪૮

દુહા

નાહલે નાવતે આસ ભાંગી, વિરહ દાવાનલે દેહ જાગી,
વાસં મન્મથ યૌવન જીવેં, નેન નકવેસર મૃગ કીર દીપે. ૪૯
કોતી માતી રે કામિનિ દામિનીની અનુહારિ
મદમાતી પ્રીઉ સંગથી રાતી અંગ ઉદાર,
અંગના અનંગ ખેલાવતી ભેલતી અંગો અંગ,
રેમણ કરે રમણી મહી કાં તું તજે રસ ચંગ. ૫૦
શશિવયણી મૃગ નયણી રે સોવનવાન શરીર
સાકર માંણી દેહડી જિમ મૃગ વાગે રે તીર
જિમ પંખી જન જલ વિના તપે સુકે રે કંઠ,
તિમ મુઝ વાલિમ તુમ વિના, મયણ સંતાપે ઉકંઠ. ૫૧
કામણગારી રે કામિની જો હોવે પ્રીતમ સંગ
માચે મનની મોહસું ખેલે અંગ અનંગ
શરીર સુનું સખી સુંદર મંદિર નહી જ્વ નાથ,
દોરિલાં દિન હું નીગમું મોહન નહી મુઝ હાથિ. ૫૨
માસ ૧૨.

એમ ન કીજે રે નાહલા વાહલાસ્યું કેહો વાદ,
કામ રસેં રસે ચાખો રે રાખો દૂરિ વિષાદ,
આવયો શિવને રે મંદિર સુંદર મિલસ્યું રે દાય,
એહવો સદેસડો નેમનો રાજુલે સુણિયો રે સોય. ૫૩

દુહા

વેદના વિરહની સર્વ ટાલી
પ્રીતડી અવિચલ તેણ પાલી
પર્યાં સંજોગને વિયોગ ભાગ્યાં
પ્રસર તિહાં પુન્યને પ્રહણ લાગાં. ૫૪
દીખ દીધી શીખ લીધી રે પામી તે કેવલ જ્ઞાન
પીઉ પહેલી શિવ મંદિર પોહતી નિરમલ ધ્યાન,
રાજીમતીને નેમજી પામ્યાં જે અવિચલ વાસ,
જનમમરણ ભય ટાલિયાં પાલીયાં બોલ ઉલ્લાસ. ૫૫
જ્ઞાન દિવાયર સાયર નેમી ને રાજુલ દોય,
અંતર જામીનાં નિસિદિન જાપ જપે સુખ હોય,
બાલ બ્રહ્મચારી સદા નેમ તેમ વલી રાજુલ નારિ
કામિત પૂરે મન તણા નેમ જિન્યજયકાર. ૫૬
નેમ રાજુલ મેરેં ગાઇયાં પાઈયાં આનંદ અપા()ર
પરમેસર પદ ધ્યાયતાં જાઈ જે વિરૂઆં પાપ,
તપગછ વિબુધ શિરોમણિ તિલકવિજય ગુરૂ જસ,
દીવબંદિર માંહિ વિરચીઆ નેમીના રે બારે માસ. ૫૭

દુહા

વેદ પાંડવોને મન્ત આણો, નવ ચંદ સંવત એ વખાણો
ઉદ્યોત અષ્ટમિ માસ માહ, માર્તંડવારે પૂરણ ઉમાહ. ૫૮

...ઇતિ શ્રી રાજીમતી ( ) કૃત નેમીશ્વરદ્વાદશ માસ સંવત ૧૮૦૬ના ચઇત્ર સુદ ૧૦ દીને પં. પ્રમોદ કુશલ લપીતંગ મંગલપૂર મધ્યે ઉભે કુશલ વંસી બાઇ સોના અમુલક તલસીની થી. પઠનારથે શ્રી. રસતુ,
—એક ચોપડી પૃ. ૩૭ . . પંક્તિ ૧૮ ના. બં.

# મહાવીર જૈન વિદ્યાલય

[ તા. ૩-૧૦-૨૫ ને રોજ થયેલી મેળાવડાનો એક આગંતુક પ્રેક્ષકે પોતાના વિચાર અને ટીકા સાથે અહેવાલ લખી મોકલ્યો તે ઉપયોગી ધારી અત્રે પ્રકટ કરીએ છીએ. ]

જૈનોથી ડૉક્ટર થવાય ? ! આ ઉપસ્થિત થયેલી ચર્ચાથી જેના જાણવામાં નહિ આવેલી, તેઓને પણ પોતાનું અસ્તિત્વ જણાવનાર આ સંસ્થાનો તા. ૩-૧૦-૨૫ના રોજ પોતાનું નવું ભવ્ય મકાન ખુલ્લું મુકવાનો મેળાવડો થયો.

આત્માને જ્યારે મનુષ્યદેહ પ્રાપ્ત થાય છે, ત્યારે તેની આત્મશક્તિઓ વધારે બલવત્તર અને જ્વલંત થાય છે. આસપાસની વસ્તુસ્થિતિનો તેને ખ્યાલ આવે છે. અને તે ઉપર ચિંતવન કરી તેનું રહસ્ય ખોલે છે. એ પ્રમાણે જે રહસ્ય હાથ આવે છે તેનો તે તે પ્રમાણે ઉપયોગ કરવા પ્રેરાય છે. આથી મનુષ્યની દરેક કૃતિમાં વિચારને સ્થાન છે. વિચારથી આદરેલાં દરેક કામો સુંદર, સુઘટિત અને હિતાવહ હોય છે. આ ઉપરથી મનુષ્ય જાતની ખાસીયતને અનિવાર્ય જે જે ક્રિયાઓ છે તે સર્વે વિચારે નીર્મી આપેલા સ્વરૂપ પ્રમાણે થવી જોઇએ એ નિર્વિવાદ છે.

હવે આપણે એટલું જ પુછીશું કે—આટલી વાત નિર્વિવાદ છતાં દરેક મનુષ્ય એ પ્રમાણે કૃતિ કરે છે? ઉત્તર સખેદ આપણે 'ના'માં જ આપવો પડશે. કારણ એ છે કે ખાસીયતો કેટલી માનવી અને કોને માનવી ? આ, મનુષ્યના સ્વભાવવિચિત્રપણાને લઇને તકરારનો મોટો વિષય છે. શરીર છે એટલે ખાવું પડે છે. ટાઢ તડકાથી તેને રક્ષણ આપવા માટે કપડાં ઘર અને બીજી અનેક ચીજોની તેને જરૂર પડે છે. આ સિવાય મનની સ્વસ્થતા સાચવવા માટે બીજી અનેક પ્રકારની જરૂરીયાતો ઉભી થાય છે. મનની સ્વસ્થતા ઉપર આત્માના હિતાહિતનો આધાર અવલંબેલો છે અને એને છોડીને આત્મા એકલાથી ડગલું પણ ભરી શકાય એમ નથી એ સર્વને અનુભવસિદ્ધ વાત છે;* વળી આત્માની બાબતમાં પણ જોઇએ તો તેને પણ પોતાને પોતાનાપણું પ્રાપ્ત કરવા માટે અન્યની અપેક્ષા રહે છે.†

આમ ખાસિયતપરંપરા ઉભી થાય છે અને આત્મા તેમ મનની જેટલી વિશુદ્ધિ તેટલી ખાસીયતોની અપેક્ષા ઘટે છે. અહીંયાંથી મનુષ્યનો પ્રવાહ બે ભાગમાં વહેંચાઇ જાય છે. એક પોતાની ખાસીયતો સ્વલ્પ પ્રમાણમાં કરી તેના મમત્વમાંથી છુટી જીવનનિર્વાહ કરતો અને બીજો યથારૂચિ ખાસીયતોને વધારતો અને મમત્વ રાખતો. જેઓએ પોતાની ખાસીયતો ઘટાડી છે અને તેમાં મમત્વ રાખ્યું નથી તેને તે મેળવવા માટે ખાસ પ્રયત્ન કરવાની જરૂર હોતી નથી અને તેથી તે તેના ઉત્પાદકકાર્યથી વિરમેલો હોય છે. જ્યારે બીજાની એથી ઉલટી જ પરિસ્થિતિ છે. એને જેટલી જરૂરીયાતો આવશ્યક છે, તેટલી તેને જાતે ઉત્પન્ન કરવી જોઇએ, આથી વહેવારે સમાજવ્યવસ્થા, રાજ્યવ્યવસ્થા વિગેરે ઘટનાઓ ઉપસ્થિત થાય છે. આટલા વિવેચન પછી એટલું તો ચોકસ માનવાની જરૂર પડે છે કે ઉપરોક્ત ઘટનામાંની એકપણ ઘટના સાથેનો સંબંધ મનુષ્યના અમુક ચોક્કસ વર્ગને તોડવો પાલવે તેમ નથી. જેઓએ એમાંથી પોતાની વૃત્તિ વારી લીધી છે તેઓ પણ પરંપરાએ તેની અસરથી મુક્ત રહી શકે એમ નથી.

હવે આપણે આપણા મુખ્ય મુદ્દા ઉપર આવીશું. પ્રાણીમાત્રનું ખરૂં કલ્યાણ ધર્માચરણ ઉપર આધાર રાખે છે અને એ ધર્માચરણ મનની સ્વસ્થતા વગર બનતું નથી. એ સ્વસ્થતા પ્રાપ્ત કરવાના માર્ગો દરેકને માટે એકસરખા હોતા નથી, માટે જો ઘણા માણસોને કલ્યાણનો માર્ગ સરળ કરી આપવો હોય તો મનને સ્વસ્થતા જેનાથી પ્રાપ્ત થતી હોય તે દરેકનો સ્વીકાર

* આ સિદ્ધાંત છદ્મસ્થ જીવોને માટે છે.

† કોઇ આત્માને જરૂર નહિ હોય પણ અહીંયાં તો આપણે વિશ્વના સર્વ જીવોને લેઇ વાત કરીએ છીએ.

વિવેકપૂર્વક આવશ્યક મનાવો જોઇએ. જૈન પ્રજાને પોતાનું પારલૌકિક કલ્યાણ કરવાનું છે. પણ તે વિશ્વના નિયમથી કાંઈ બહાર નથી. વિશ્વના નિયમને ઓળખવામાં જેટલું અજ્ઞાન વપરાશે, તેના તરફ જેટલી બેદરકારી બતાવાશે, તેટલું પ્રાણીઓના કલ્યાણમાં અંતરાયને સ્થાન મળશે.

જૈન પ્રજા એ માણસ કોટીમાંની જ છે અને જૈનત્વનો સંપૂર્ણ આવિર્ભાવ એ માણસ જાતિમાંથી જ સંભવિત છે. જો માણસ જાતિને જૈનત્વના એક અંશથી માંડીને સંપૂર્ણ જૈનત્વ સુધી પહોંચવાને અવકાશ હોય — અગર તે પ્રમાણે બનવું જોઇએ એવી જેની ઇચ્છા હોય તેમને, એ જૈનત્વનો આશ્રય જેને શોધ્યો છે અને હવે પછી બીજાઓને એ આશ્રયાભિમુખ કરવા છે તે દરેકના મનમાં સ્વાસ્થ્યની અનુકૂળતા કરી આપવી પડશે. આ અનુકૂળતાનું ક્ષેત્ર જેમ ટુંકું, તેમ જૈનત્વના વિસ્તાર અને વિકાસનું ક્ષેત્ર પણ ટુંકું:

અહીંઆં આ જાતની ચર્ચા કરવાનું કર્તવ્ય એટલા માટે જ પ્રાપ્ત થયેલું છે કે — સાંસારિક વિદ્યા અને કાર્યો એ જૈનત્વનો ધ્વંશ કરે છે, એમ જે મનાય છે તેનું તાત્વિક સ્વરૂપ શું છે? જૈન ધર્મ એ એમ કાંઇ કહેતો નથી કે તમે વહેપાર ખેડો, ઉદ્યોગ હુન્નર વધારો, પ્રજોત્પત્તિ વધારો, રાજ્યસત્તા જમાવો પણ એટલું સ્વીકારે છે કે આ સ્થિતિ પ્રાણીને તેમાં મુખ્યત્વે મનુષ્ય માત્રને સ્વાભાવિક છે. આ જાતની ક્રિયાઓથી જ એનું જીવન ઓતપ્રોત થયેલું છે. જ્યારે એ કૃતિઓ કરે જ છે ત્યારે એ કૃતિ સંસ્કારી અને સુઘટતાવાળી થાય અને તે દ્વારા તેની સ્વસ્થતા સચવાય અગર જેઓના સ્વાસ્થ્યનો આધાર એમના ઉપર અવલંબેલો છે તેઓનો એ કારણભૂત થાય એવાં નિમિત્તોને આવકાર મળવો જોઇએ.

મહાવીર વિદ્યાલય આજ દૃષ્ટિબિન્દુથી કાર્ય કરે છે કે જેઓ અનેકવિધ ખાસીયતોની સત્તામાં આવેલા છે તેની સાથે તે એક રસ થવાને ઇંતેજારી રાખે છે. તેને તેની તે ઇંતેજારી સંતોષાય અને મનને સ્વાસ્થ્ય મળે કે જેથી કલ્યાણનો માર્ગ નિરાબાધ થાય હવે આ વિચારોને ગંભીર સ્વરૂપના જ રહેવા દઇએ છીએ. પ્રસંગે એનું આંતર તત્ત્વ ખોલીશું.

× × × ×

રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઇના અનુગ્રહથી મેળાવડામાં ભાગ લેવાનું સદ્દભાગ્ય પ્રાપ્ત થયું. જેવો મંગળ પ્રસંગ હતો તેવો જ મંગળ સ્વાંગ પહેરી મંદિર દેવી ઉભી હતી. મંદિર ખુલ્લું મુકવાની ક્રિયા કરવા ભાવનગરથી નામદાર સર પટ્ટણી આવવાના હતા અને તે વખતસર (દિવસના ત્રણ વાગે) કેટલાક માનનીય ગૃહસ્થો સાથે આવ્યા. સભાજનોએ ઉભા થઇ માન આપ્યું અને હર્ષની લાગણી પ્રદર્શિત કરી.

સંગિત થયું અને તેમાં રા. રા. દેશાઇની કૃતિનું મંગળ ગીત ગવાયુ. ઑ. સેક્રેટરી રા. રા. મોતીચંદભાઈ કાપડીઆએ નિમંત્રણ પત્રિકા વાંચી. હાજર રહેવા અશક્ત એવા પ્રતિષ્ઠિત ગૃહસ્થોએ સહાનુભૂતિના તારો અને કાગળ મોકલેલા તેમાંથી મુદ્દાના માણસોના સંદેશા મુદ્દાસર કહી બતાવ્યા.

પ્રમુખ માટેની દરખાસ્ત કરતાં રા. રા. શેઠ છોટાલાલ પ્રેમજીએ નામદાર પટ્ટણીના ગુણો વર્ણવી બતાવ્યા. જૈન કોમ ઉપર અનેકવિધ ઉપકારો કરેલા અને સહાનુભૂતિ બતાવેલી તેનું સ્મરણ તાજું કરાવ્યુ અને તેમને પ્રમુખની ખુરસીએ બિરાજવા વિનંતી કરી. રા. રા. શેઠ લલ્લુભાઇ દીપચંદે અને રા. રા. શેઠ મોહનલાલ હેમચંદે તેને વિશેષ અનુમોદન આપ્યુ અને તેઓની આગેવાની નીચે આજનું કામ ફતેહમંદ રીતે પાર પડશે અને સંસ્થાનું ભવિષ્ય ઉજળું નિવડશે એમ શ્રદ્ધાના અને આશાનાં વચનો કહ્યાં. આમ વક્તવ્ય પુરૂં થયું કે — નામદાર પટ્ટણીએ તાળીઓના ગડગડાટ વચ્ચે પ્રમુખાસન સ્વીકાર્યું.

માનદ મંત્રી મોતીચંદભાઇએ તે પ્રસંગ માટે તૈયાર કરેલો રિપોર્ટ કે જે સભામાં વ્હેંચવામાં આવ્યો હતો, તેમાંથી કેટલીક મહત્વની હકીકત વાંચી સંભળાવી. એમની વાંચવાની પદ્ધતિ ખાસ આકર્ષક અને ઝડપવાળી હતી. એમના વક્તવ્યમાં સંસ્થાનો ઇતિહાસ, મકાનનો આવિર્ભાવ અને તેની બાંધણીનું વિશાળપણું ને સસ્તાપણું; અભ્યાસ, ધારા ધોરણો,

મેળવેલાં નાણાં અને કરેલો ખર્ચ, ફળપ્રાપ્તિ હાલ શું છે અને કેટકેટલું કરવા ઉમેદ છે, વિગેરે વિષયો સમાયલા હતા. આકાંક્ષાઓ એમણે નિચે પ્રમાણે જણાવી.

(૧) સંસ્થાને બોર્ડિંગોનું કેંદ્ર બનાવવી.

(૨) સ્થળે સ્થળે બોર્ડિંગો બંધાવવાની પ્રેરણા કરવી સહાય કરવી, અને સર્વત્ર બોર્ડિંગો ઉત્પન્ન થાય તેવી ગોઠવણ કરવી.

(૩) આધિપત્ય કે કબજો મેળવવાનો મોહ ન રાખવો પણ સૂચન કાર્ય અને અન્ય સહાય જરૂર કરવી.

(૪) સાહિત્ય યુનિવર્સિટિને યોગ્ય તૈયાર કરાવવું.

(૫) તત્ત્વાર્થાધિગમ પર સરળ અને વિદ્વતા ભરેલી નોટ તૈયાર કરાવવી.

(૬) માગધી સાહિત્યનો અભ્યાસ કરાવવો.

(૭) બી. એ. થયેલા ને શોધખોળ ખાતામાં રોકવા.

(૮) છેવટે એક જૈન યુનિવર્સિટી બનાવવા માટે પ્રયત્ન કરવા.

(૯) જૈન વિદ્યાર્થી વર્ગમાં પરિચય વધે તેવા પ્રસંગો ઉપસ્થિત કરવા.

(૧૦) ધર્મ, શ્રદ્ધા, જ્ઞાનના વિશાળ પાયા ઉપર રચાય તેવી ગોઠવણ કરવી.

(૧૧) ગુજરાતી સાહિત્યને વિકસાવવું, પ્રસિદ્ધ કરવું કરાવવું.

કેવી સુંદર સહેચ્છા પણ આમ એકલી મનોરથોની સૃષ્ટિ ઉત્પન્ન કરવાથી શું ? આ યાદી જરા વ્યવહારૂ રૂપે ધર અને બીજી અનેક [illegible] પડે છે. આ સિવાય મનની સ્વસ્થતા સાચવવા માટે બીજી અનેક પ્રકારની જરૂરીયાતો ઉભી થાય છે. મનની સ્વસ્થતા ઉપર આત્માના હિતાહિતનો આધાર અવલંબેલો છે અને એને છોડીને આત્મા એકલાથી ડગલું પણ ભરી શકાય એમ નથી એ સર્વને અનુભવસિદ્ધ વાત છે;* વળી આત્માની બાબતમાં એમની જ સહાય કારણભુત થશે. આના સમર્થનમાં એમણે પ્રિન્સિપાલ શ્રી આનંદશંકર ધ્રુવનો એક ફકરો ટાંકી બતાવ્યો અને સંસ્થાના આશ્રયથી આગળ વધેલા વિદ્યાર્થીઓને, તેઓ પોતાનું ઋણ અદા કરવાના કર્તવ્યમાંથી ચ્યુત ન થાય તે માટે દેશભક્ત મહર્ષિ દાદાભાઇ નવરોજજીએ પોતાના વિશે જે ઉદ્‌ગારો કાઢેલા તે જ ઉદ્‌ગારો તેમણે વાંચી સંભળાવ્યા. સંસ્થાની ઉપયોગીતા કેટલી છે, તેની સમજુતી આપી. અંગ્રેજી વિદ્યા અને સંસ્કૃતિ ધર્મશ્રદ્ધાના પાયા ઢીલા કરે છે તે દોષનું ઉન્મૂલન આપી સંસ્થાથી શક્ય છે તે સાચા ધર્મી પુરૂષો ઉત્પન્ન કરશે અને જરૂર પડે ધર્મસંરક્ષણનો ઝંડો પકડી રાખી ફરકાવશે. છતાં પણ તે રાષ્ટ્રહિતને નડતરરૂપ ન થતાં રાષ્ટ્ર મહાલયના ચડતરમાં ઇંટનું સ્થાન લેશે—(અમો ઇચ્છીએ છીએ કે જૈન કોમ ઉન્નત સંસ્કાર મેળવી રાષ્ટ્ર મહાલયના ગુંબજ રૂપ બને) — આમ છેલ્લો ઉદારચિત્ત ઉદ્‌ગાર નિકળ્યો કે શ્રોતાવર્ગમાંથી ભારે તાળીઓનો ગડગડાટ થયો.

હવે શેઠ કુંવરજી આણંદજીએ બોલવાની શરૂઆત કરી. એમના શરીર ઉપર વૃદ્ધત્વનાં ભારે ચિહ્નો દૃષ્ટિગોચર થાય છે. અવાજનું મોટાપણું કૃત્રિમ રૂપે વધારી નામદાર પટ્ટણીના વખાણમાં જ ઘણો વખત ગાળ્યો. તેમના અને પોતાની વચ્ચેના અંગત બનાવો વર્ણવ્યા — પણ આમ કરવામાં કાઠિયાવાડી સંસ્થાનની પ્રજાની રીત અખત્યાર ન કરતાં કાંઇક સભાનું અને પોતાનું ગૌરવ સાચવ્યું હોત તો ઠીક થાત — આમ અપ્રસ્તુતતામાંથી છુટી સર્વ વિરતિ, દેશવિરતિ, સમ્યગ્ દૃષ્ટિ અને સંવેગ-રા[illegible]ક્ષી અર્થાત્ માર્ગાનુંસારી આમ ધર્મી જનોના બનતુ[illegible]ગ પાડી અત્યારે જે કોલાહલ ઉત્પન્ન થયો માટે [illegible]ી સામો પ્રતિવાદ કર્યો અને પોતે પોતાની કલ્યાણ[illegible] શાસ્ત્રાર્થથી સિદ્ધ કરી આપવા તૈયાર છે સ્વસ્થતા[illegible]નું આવ્હાહન કર્યું. અંગ્રેજી ભણેલાઓના [illegible] એમની કુટુંબ પરંપરાઓની ધાર્મિકતા આપણે જઇ, કંદમૂળ રાત્રી ભોજન વિગેરે પ્રવેશી છે, અને હવે ધાર્મિક સંસ્કાર જાગ્રત કરવા . આવી સંસ્થા વિના છુટકો નથી, એમ પુરાણ

* આ સિદ્ધાંત છદ્મસ્થ જીવોને માટે છે.

રૂઢ પુરૂષોને ઉદ્દેશીને કહ્યું પણ જમાનો નહિ ઓળખો તો ખાસડાં ખાવાં પડશે આવો હલકો વાગ્વ્યાપાર ના પ્રવર્તાવ્યો હોત તો ઠીક હતું. મકાનનું સસ્તાપણું અને એવી બીજી બાબતો ઉપર બાકીનું બોલી પોતાનું કથન પૂરૂં કર્યું.

આ પછી અંગ્રેજી પોશાકમાં રા. રા. ગુલાબચંદ દેવચંદ ઝવેરી બોલવા ઉભા થયા. ધીમા અને શાંત અવાજે શરૂઆત કરતાં આપણી કોમમાં આવી જાતની જે જે સંસ્થાઓ અત્યાર આગમગ અસ્તિત્વ ધરાવે છે તેની હકીકત કહી અને કેળવણી વધારનાર હજુ પણ વધારે સંસ્થાની જરૂર છે એમ ભારપૂર્વક કહ્યું. એમના ધીમા અવાજને લઇને એમનું કથન પૂરેપૂરૂં સાંભળવામાં અમને અડચણ ઉભી થઇ પણ એટલું માનવાને કારણ મળે છે કે એઓ મુદ્દાસર અને ઉત્તમ શબ્દોમા બોલ્યા હશે. આ પછી

રા. રા. મકનજીભાઇ જુઠાભાઇ બેરીસ્ટર પણ સંસ્થાની તરફેણમાં બોલ્યા. આટલા ગૃહસ્થો બોલી રહ્યા પછી

જુના વિદ્યાર્થી રા. ઓધવજી ધનજીએ ભાષણ કર્યું અને મોહક શૈલીથી શ્રોતાજનોનાં દિલ એમણે હરી લીધાં. ક્ષણભર એમ થયું કે આવા જો થોડાક વક્તાઓ કોમમાં પાકે તો કોમને ગૌરવરૂપ નિવડે. એમણે પોતે આ સંસ્થામાં રહી કેળવણી લીધી છે અને તેથી મારા ઉપર અને મારા જ સ્થિતિના બીજા જનો ઉપર આ સંસ્થાનું મોટું ઋણ છે. વળી જ્યારે સંસ્થાને અમારી સેવાની જરૂર પડશે અગર તેના જીવનને હાનિ પહોંચશે તેવે પ્રસંગે અમારી સર્વ શક્તિઓને કામે લગાડવામાં જરા પણ પાછી પાની કરીશું નહિ એમ અંતરના જુસ્સાથી જાહેર કર્યું. આમ કૃતજ્ઞતા દર્શાવી આપણા પ્રજાજીવનને બલવત્તર કરવામાં કારણભૂત રાજકીય વિષમમાં પ્રવિણતા મેળવવાનું એકપણ સાધન નથી એ બાબત તરફ સર્વેનું ધ્યાન ખેંચ્યું. રાજકિય લાગવગથી ધર્મને જોર મળે છે, એમ ઇતિહાસ તરફ દૃષ્ટિ કરી જણાવ્યું અને તે બાબતના શ્રી હેમચંદ્રસૂરિએ કુમારપાલરાજા અને શ્રી હીરવિજયસૂરિએ અકબર પાદશાહ ઉપર પ્રભાવ પાડી જે ધાર્મિક અભ્યુદય વધાર્યો હતો તેના દાખલા આપ્યા. ખરેખર ! જો આપણે આપણો પ્રાચીન ઇતિહાસ અવલોકીશું તો આને સમર્થન આપનારા ઘણા દાખલાઓ તેમાં પેરાયલા છે. આશા છે કે આ યુવાન જે કાંઇ બોલ્યા હશે તે પોતાના અંતઃકરણને પ્રમાણિક રાખીને બોલ્યા હશે.

નવા વિદ્યાર્થી રા. બાબુ પ્રસન્નમુખે પણ પોતાના તરફથી બે વચનો કહ્યાં. તે શું બોલ્યા તે કાંઇ સમજાયું નહિ કારણ કે મારી બેઠક જરા દુર હતી અને એમનો અવાજ અલ્પવિસ્તારી હતો. પણ એઓ બોલવામાં સારા હતા.

આ પ્રમાણે જુદા જુદા વક્તાઓ બોલી રહ્યા પછી પ્રમુખે ભાષણ કર્યું.

આરંભ કરતા—પોતાનાં યોગ્યતા બહાર વખાણ કર્યા છે અને તે કેવાં સ્વરૂપનાં છે તે, કચ્છના રાજાના એક દૃષ્ટાંત સાથે તુલના કરી પોતે તેમાં મુઝાશે નહિ એમ સ્પષ્ટતા કરી. હવે બોલવાના વિષય ઉપર આવી, પુરૂષો માટે કેળવણીની સવડનો વિચાર થાય પણ સ્ત્રીઓ માટે ઉપેક્ષા રાખવામાં આવે તે ઘણું અણઘટતું થાય છે એમ લાગણીપૂર્વક દર્શાવ્યું અને એ પછી એમણે ઘણું વિસ્તારી વિવેચન કર્યું. શાંત અને મોહક શૈલીથી લગભગ અડધો કલાક એ ભાષણ ચાલ્યું હશે. એમનું પણ ભાષણ પુરેપુરૂ સંભળાયું નહિ પણ જેટલું સંભળાયું તેમાં ઉત્તમ બોધ તરતો હતો. એમનું બોલવું પુરૂ થયું કે રા. રા. શેઠ દેવકરણ મુલજીએ નામદાર પ્રમુખને મકાન ખુલ્લું મુકવા વિનંતિ કરી. એ વિનંતિ પ્રમાણે મકાન ખુલ્લું પોતે મુક્યું અને સર્વત્ર હર્ષ છવાઇ રહ્યો.

બાકીની ક્રિયા શિષ્ટાચાર પ્રમાણે થઈ. પરસ્પર આભારનાં વચનો કહેવાયાં.

મીઠાઇ, ફળો અને ચાહની ગોઠવણ ક્ષુધા મટાડવા માટે રાખી હતી અને રાત્રી ભોજનનું કારણ મટાડ્યું હતું.

શાસન દેવતાને પ્રાર્થીશું કે આ સંસ્થાનો વિજય કરો.

ગોરધનભાઇ વીરચંદ શાહ

૯૩ આયંગર [ એમ. એસ. રામસ્વામી ] studies in South Indian Jainism and Rao (B. Sheshagiri)
૯૪ ઝવેરી (H. L.) Frsi Prinbiples of the Jain Pustakalay
૯૫ ગાંધી (V. R.) યોગ ફીલોસોફી
૯૬ ,, કર્મ ફીલોસોફી
૯૭ ,, જૈન ફીલોસોફી
૯૮ વિદ્યાવિજયજી સતી સુલસા (હીંદી)
૯૯ રામમિશ્ર સુજનસંમેલન (હીંદી ભાષણ)
૧૦૦ વિજયધર્મસુરી જૈનતત્ત્વ દિગ્દર્શન (હીંદીમાં નિબંધ)
૧૦૧ ,, જૈનશિક્ષા દિગ્દર્શન ,,
૧૦૨ ,, ,, (ગુજરાતી ,,)
૧૦૩ વિદ્યાવિજય વિજયપ્રશસ્તિસાર (હીંદી)
૧૦૪ જૈનશાસન દીવાળીનો ખાસ અંક વીર સંવત્ ૨૪૩૮
૧૦૫ વિદ્યાવિજયજી પ્રાચીન શ્વેતાંબર અર્વાચીન દીગંબર (ગુજરાતી)
૧૦૬ વિજય ધર્મસૂરી અહિંસા દિગ્દર્શન (હીંદી)
૧૦૭ હેમચંદ્રજી શ્રી. હૈમશબ્દાનુશાસનમ્ (બૃહદ્વૃત્તિ લઘુ ન્યાસ સહીતમ)
૧૦૮ યશોવિજયગણી મહાવીર સ્તવન પ્રકરણમ્
૧૦૯ અષ્ટક પ્રકરણમ્ હરિભદ્રસુરીકૃત
૧૧૦ ઉપદેશરહસ્ય પ્રકરણમ્ યશોવિજય ઉપાધ્યાયકૃત
૧૧૧ પ્રમાલક્ષણમ્
૧૧૨ પ્રમાણમીમાંસા હેમચંદ્રકૃત
૧૧૩ યશોવિજયગણી ભાષારહસ્ય
૧૧૪ હરિભદ્રસુરિ અને કાંતજયપતાકા
૧૧૫ પ્રાકૃત શબ્દ રૂપાવલિ

મદ્રાસ કલકત્તા વિગેરે યુનિવર્સીટીઓ કે જેના લીસ્ટ અમને મળ્યાં છે અને મળશે તે આવતા અંકમાં છાપીશું.

## ૨ યુનિવર્સીટી અભ્યાસક્રમ અને જૈન પુસ્તકો

મુંબઇ યુનિવર્સીટીના પ્રથમ તથા દ્વિતીય (F. Y. A & Intermediate Arts) વર્ષમાં તેમજ બી. એ અને એમ. એ ના અભ્યાસના વર્ષો માટે વિદ્યાર્થીઓ માટે જે અર્ધમાગધી અને જૈન સાહિત્યનો અભ્યાસક્રમ નક્કી કરવામાં આવ્યો છે તેની યાદી ગતાંક પાને ૧૫૭ મે આપવામાં આવી છે. તેમાં દર્શાવેલ પુસ્તકોની અમુક પ્રતો આ સંસ્થાની ઑફીસમાં રાખવામાં આવશે અને તે અભ્યાસક્રમ સ્વીકારનાર વિદ્યાર્થીઓ પૈકી કોઇને જરૂરીઆત હશે તેઓને લોન તરીકે ઉક્ત પુસ્તકો વાપરવા આપવા ગોઠવણ કરવામાં આવી છે. તે મુજબ જેને તેવી જરૂરીઆત હશે તેને આપવામાં આવશે. આ પુસ્તકો પૈકી જે પાઠ્ય પુસ્તકોના વિવેચન તથા ટીકા છપાવવાની જરૂર હશે તેવાં પુસ્તકોના વિવેચન તથા ટીકા (annotations) છપાવવા આ સંસ્થા પ્રયાસ કરશે.

## ૩ જૈન સંસ્થાઓ અને તેમાં વસનારા વિદ્યાર્થીઓ

તા. ૧૨ ૧૧-૨૫ ની મળેલી આ કૉન્ફરન્સની સ્થાનિક સ્ટેન્ડીંગ કમિટીના ઠરાવ અન્વયે દરેક જૈન બૉર્ડીંગ યા વિદ્યાલયના કાર્યવાહકોને પત્રો લખવામાં આવ્યા છે અને આગ્રહપૂર્વક ભલામણ કરવામાં આવી છે કે તેમની સંસ્થામાં રહેનાર બી. એ. તથા એમ. એ. ના દરેક જૈન વિદ્યાર્થીએ જૈન સાહિત્ય લેવું. આશા છે કે આવી જૈન સંસ્થાના કાર્યવાહકો આ કાર્યમાં યોગ્ય કરશે જ.

## ૪ સુકૃત ભંડાર ફંડ

આ યોજના સંબંધે જૈન સમાજ ઘણી રીતે વાકેફગાર હોય જ અને તેથી એ સંબંધે વિશેષ નોંધ લેવી આવશ્યક ન ગણાય. આ એકલું જ એવું ખાતું છે કે જે વડે સમાજના ઉત્કર્ષ માટે અનેક કાર્યો હાથ ધરી શકાય. જ્યાં સુધી જૈન સમાજ આ યોજના પરત્વે ઉદાસીનતા દાખવે ત્યાં સુધી આ સંસ્થા જીવ જેવું કંઇ પણ કાર્ય હાથ ધરી શકે નહિ. એ સહજ સમજી શકાય તેવી બાબત છે. વર્ષ દીવસે **માત્ર ચાર આના** વ્યક્તિ દીઠ એ વધારે ગણાય નહિં. એવા ચાર આના વર્ષમાં દરેક માણસ ઘણી જગ્યાએ ફોગટ ખર્ચી નાખે. આ ચાર આના માટે કોઇ જગાએ પોતાના બજેટમાં કાપ મૂકવા પણ જરૂર પડે તેવું લાગતું નથી અને સહેલથી આપી શકાય તેવું છે. આવી રીતે ઉત્પન્ન થતી રકમ ખર્ચ જતાં બાકી આ સંસ્થાના નિભાવ માટે

તથા અર્ધી કેળવણી આદિ કાર્યોમાં વપરાય છે એટલે તેની ઉપયોગિતા કેટલી છે તે સૌ સમજી શકે તેવું છે. દર અઠવાડીએ માત્ર સહીક એક જ પાઇ આપવાની છે. તે કાંઇ ભારે ગણાય કે ?

આ ફંડમાં કન્વેન્શન વખતે જે ભાઇઓએ સારી રકમ યથાશક્તિ ભરી આપી છે તેઓ પૈકી જેમના તરફથી ફક્ત રકમો વસુલ આવી છે તેની પહોંચ આવતા અંકમાં સ્વીકારવામાં આવશે. જે ભાઇઓ તરફથી તે રકમો હજુ સુધી મોકલવામાં આવી નથી તેમને પોતે ભરેલ તે રકમ તુરત ચેક અગર હુંડીથી મોકલી આપવા વિનંતિ કરવામાં આવે છે.

**શ્રી જૈન શ્વેતાંબર એજ્યુકેશન બોર્ડ —**

આ સંસ્થા તરફથી દર વર્ષે લેવામાં આવતી ધાર્મિક પરીક્ષા ચાલુ સાલમાં તા. ૨૭-૧૨-૨૫ પોષ શુદી ૧૩ ને રવિવારના રોજ લેવામાં આવનાર છે. આ વર્ષે સેન્ટરો વધારવા માટે લગભગ જુદા જુદા સ્થળે મળી ૭૫ પત્રો લખવામાં આવ્યા હતા તેમાંથી નીચેના સેંટરો વધારવામાં આવ્યાં છે.

બીકાનેર (મારવાડ) બારામતી (દક્ષિણ) પાલણપુર, રાધનપુર, ઉંઝા, સમી, માણસા, મહુવા. આ નવાં સેન્ટરો સહિત કુલે ૨૫ સેન્ટરોમાં આ પરીક્ષા લેવામાં આવનાર છે. અને આશરે ૫૦૦) પાંચસે વિદ્યાર્થીઓ તેમાં બેસનાર છે.

અને ૧૯૮૧ની સાલ આખરીએ આ સંસ્થા તરફથી શ્રી. જૈ. શ્વે. એજ્યુકેશન બોર્ડને રૂ. ૪૪૬૩-૧૦-૮ આપવામાં આવ્યાં છે.

**૬ ઉપદેશકો અને પ્રચાર કાર્ય**

આ સંસ્થાના ઉપદેશકો નીચે દર્શાવેલ સ્થળોએ ગયા હતા અને પ્રચાર કાર્ય કર્યું હતું. અને તે તે ગામોએથી જે ફંડ રકમો સુકૃતભંડાર ફંડમાં વસુલ આવી હતી તે નીચે મુજબ —

ઉપદેશક વાડીલાલ સાંકલચંદ—દક્ષિણમાં પાબલ ૯-૦-૦, વાડા ૧૬-૦-૦, પુના ૪૭-૮-૦, ચાસ ૯-૪-૦, ખેડ ૬-૮-૦, ચાકન ૪-૪-૦, દેહુ ૪-૦-૦

ઉપદેશક પુંજાલાલ પ્રેમચંદ—ચાણસ્મા ૩૮-૮-૦, વીરોડા ૧૮-૮-૦, પીલુસા ૨૯-૪-૦, ડાલવાણા ૧૧-૪-૦, થલવાડા ૪-૪-૦, મોટા કોટાસણા ૧૩-૧૨-૦, બાલુસણા ૧૪-૪-૦, નાદોત્રા ૯-૦-૦, પેશા ૭-૪-૦, રૂપાળ ૧૦-૮-૦ નાવીસણા ૫-૦-૦, ઓદરાણા ૩-૦-૦.

ઉપદેશક ગુલાબચંદ શામજી—સેજકપુર ૦-૧૨-૦, લોઘસડા ૦-૪-૦ આંકોલાલી ૧-૦-૦ સતપર ૦-૧૨-૦ જામગુવાવ ૦-૧૨-૦ મહુડા ૨-૪-૦ ખુદાણા ૨-૮-૦ ટંડોલા ૦-૧૨-૦ મોટી વાવડી ૨-૪-૦ પરવડી ૧-૮-૦ ગારીયાધર ૫-૧૨-૦ વીરડી ૨-૧૨-૦

---

# પ્રવૃત્તિનાં સન્માર્ગ

જૈન કૉલેજની ઉપયોગિતા સંબંધે રા. રા. મોતીચંદભાઇના વિચારો મને સર્વથા આવકારદાયક છે. હવે માત્ર તેની સાર્થકતાને અંગે કેવા પ્રકારનાં સાધનો ઉપસ્થિત કરવાં એ વિચારવાનું રહે છે. પરંતુ તેના અંગભૂત 'જૈન યુનિવર્સિટી' સંબંધે તેઓ વિશેષ લખવાના હોઇ ચર્ચા રૂપે કંઇ પણ લખવા હાલ હું મૌન ધારણ કરૂં છું. અને જૈન કોમની પ્રગતિરૂપ પ્રવૃત્તિના અન્ય સન્માર્ગો તરફ જૈન સમાજનું ખાસ ધ્યાન ખેંચું છું.

જૈન કોમની અધોગતિના પ્રશ્નોને સંપૂર્ણ રીતે ઉકેલતા પ્રત્યેક અગ્રગણ્ય વ્યક્તિઓને ફરજનો ખ્યાલ, ધર્મનું જ્ઞાન, પરભવની ભાવના અને શુદ્ધ આદર્શો હોતા નથી એમ કહેવું એ તો એક પાતક કરવા જેવું છે. પરંતુ એ નિર્વિવાદ રીતે સિદ્ધ થયું છે કે આવા મહાનુભાવોના વિચારોનું વહન અન્ય કોમની સરખામણીએ ચોક્કસ દિશાએ સંગીન રીતે થયું નથી. એ ઉપરાંત વિપુલ સાધનસામગ્રીનો ઉપયોગ પણ અમુક ચોક્કસ સ્થળોએ જ થયેલ જોવામાં આવે છે. આનું પરિણામ એ આવ્યું છે કે જૈન કોમ અનેક સાધનસંપત્તિ છતાં છેવટ સુધી ગરીબ રહી જવા પામી છે.

અમારી એ ખાસ માન્યતા છે કે જૈન કોમ પાસે જે સાધનસંપત્તિ છે અને જે રીતે તે પરોપકારના માર્ગમાં આગળ પડતી ગણાય છે તેનું આધિપત્ય હાલ છે તેના કરતાં કંઇ વિશિષ્ટ રીતે જૈન કૉન્ફરન્સને અર્પવું અને તે કેન્દ્ર સ્થળ દ્વારા ખાસ જવાબદારી લેતા જૂદા જૂદા પ્રતિનિધિઓ દ્વારા દરેક નાનાં મોટાં શહેરો અને ગામોના ઉન્નતિના માર્ગે રફતે રફતે હસ્તગત કરવા. આમ થવાની અનિવાર્ય અગત્ય છે; કારણ કે એ નજરે જોવાયું છે કે અપવાદ સિવાય જૈન કોમના દરેક સ્થળનાં ખાતાં ઘણી જ કઢંગી હાલતમાં છે. મોટાં મોટાં સ્થળોએ જગત્ અંજાઇ જાય એવા બહારનાં સાધનોથી જૈન ધર્મની જાહોજલાલી ગણવાની નથી; એટલે કે ધર્મને નામે અંગત ઝગડાઓને કોઇ પણ જોખમે શમાવી દેવામાં ન આવે ત્યાં સુધી જૈન કોમ આગળ વધતી હોય એવું અમો માનતા નથી.

વળી, જૈન કૉલેજને નામે કેળવણીની આપણી બીજી હીલચાલો કેન્દ્રસ્થ થતાં વર્ષો જાય તેના પહેલાં સારી અને સાધનસંપન્ન વસ્તીવાળાં ગામોમાં જ્યાં સંપ અને સમજણ વગર અસ્તવ્યસ્ત ખાતાંઓ ચલાવવામાં આવે છે ત્યાં સત્વર સુધારો કરવાની જરૂર છે. દરેક નાના મોટા શહેરમાં વસ્તીના પ્રમાણમાં કેળવણીને ઉપયોગી પ્રાઇમરી કે સેકન્ડરી સ્કુલ, આદર્શ ધાર્મિક પાઠશાળા અને સમૃદ્ધ લાયબ્રેરી જ્યાં સુધી નહિ ખોલવામાં આવે ત્યાં સુધી આપણી કોમની ઉન્નતિ આકાશકુસુમવત સમજવી. સમાજને ઉપયોગી દરેક ખાતું, આદર્શ નહિ સમજાવાવાળા અને અંકુશ વગરના જે હસ્તોમાં ચાલે છે ત્યાં આધિપત્ય ભોગવતી કૉન્ફરન્સ દ્વારા રીતસર અંકુશ મૂકાવો જોઇએ અને વહીવટની તમામ લગામ આબાદ કરવાની રીત પોતાના હસ્તક રહેવી જોઇએ.

ધર્મને નામે ફરજનો ખ્યાલ આવિર્ભાવ થાય એટલે ગરીબોના નિભાવ માટે બીજાં હુન્નર ઉદ્યોગના ખાતાંઓ સ્વતઃ ખુલી જશે એમ અમો માનીએ છીએ. આ ઉપરાંત દેશની પરિસ્થિતિ પ્રમાણે દરેક મોટું શહેર પોતે જ નીભાવી શકે એ રીતે ગરીબોની સેવાને ખાસ ઉપયોગી બાહોશ વકીલ, મુત્સદીવર્ગ અને ડાક્તરો ઉત્પન્ન કરે તો વધારે ખુશી થવા જેવું છે.

બાળલગ્ન, વૃદ્ધલગ્ન કે બીજી ન. ઇચ્છવા યોગ્ય રૂઢિઓના અમલ નહિ થવામાં પણ પૈસાપાત્ર અને સત્તાધારી વર્ગ આડે આવે છે, એ ઓછા દુઃખની વાત નથી. પરંતુ મનુષ્યોને પેટની ફિકર ન રહે અને તેમની ધર્મ પ્રત્યેની સાચી ભાવના ઉદય થાય તો આ કાંઇ એટલું બધું મુશ્કેલ નથી.

ઉપર પ્રમાણે પ્રવૃત્તિના સન્માર્ગો તરફ જૈન-સમાજનું જેટલા અંશે ધ્યાન ખેંચાશે તેટલા અંશે આ લેખની સાર્થકતા માનીશ.

તા. ૧૪-૧૧-૨૫
રણછોડ લાઇન,
કરાંચી
ચતુર્ભુજ ખીમચંદ કોઠારી

# શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ

પાયધુની–મુંબઈ નં. ૩

## શ્રી સુકૃત ભંડાર ફંડ

શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સની ઉપરોક્ત યોજના તેના આશયો અને પરિણામજન્ય અમલી કાર્યની જૈન સમાજ સમક્ષ ટુંકી પણ રૂપરેખા જાહેર ખબરદ્વારા અગર હેંડબીલદ્વારા રજુ કરવી એ તદન બિન જરૂરીઆતવાળું ગણી શકાય. સબબ આ યોજના જૈન ભાઇઓમાં સર્વમાન્ય અને જગજાહેર જ છે. આ યોજના એ સંસ્થાનું અને સમાજનું જીવન છે. જૈન જનતાના ભવિષ્યની રેખા દોરવા હિંમત ધરનાર જો કોઇપણ યોજના હોય તો તે સુકૃત ભંડાર ફંડ એક જ છે કે જ્યાં ગરીબ અને તવંગર વચ્ચે કોઇ જાતનો અંતર રહેતો નથી અને સમાનતા, બંધુત્વ વિગેરે ભાવનાઓ ખીલવી સમાજને સુશિક્ષિત બનાવી હિતકર કાર્યો કરવા આ સંસ્થાને જોશ અને જીવન અર્પે છે. આ ફંડમાં ભરાતાં નાણાંમાંથી ખર્ચ બાદ બાદ કરી બાકીનો અડધો ભાગ કેલવણીના કાર્યમાં વપરાય છે, અને બાકીના અડધા સંસ્થાના નિભાવફંડમાં લઇ જવામાં આવે છે કે જે વડે સમસ્ત સમાજને શ્રેયસ્કર કાર્યો કરી શકાય. આપણા સમાજમાં અનેક સ્ત્રી પુરૂષો ઉચ્ચ કેળવણીથી વંચિત રહે છે તે બનવા ન પામે અને તેમને કેળવણી લેવામાં અનેક રીતે મદદરૂપ થવા આ સંસ્થા પોતાના પ્રયાસો કરી રહી છે અને તે આ ફંડની વિશાળતા ઉપર જ આધાર રાખે છે. તેથી પ્રત્યેક જૈન બંધુ વરસ દહાડામાં માત્ર ચાર આનાથી સ્વશક્તિ અનુસાર મદદ અર્પી પોતાના અજ્ઞાત બંધુઓનું જીવન કેળવણીદ્વારા સુધારી અગણિત પુણ્ય ઉપાર્જન કરી શકે છે. માટે સર્વે જૈન બંધુઓને, આ ફંડમા સારી રકમ આપવાની વિનંતિ કરવામાં આવે છે. ચાર આનો પ્રત્યેક વ્યક્તિએ દરવર્ષે આપવા એ મોટી વાત નથી. અઠવાડીયે એક પાઇ માત્ર આવે છે, પણ જો આખી સમાજ જાગૃત થાય તો તેમાથી મોટી સંસ્થાઓ નભાવી શકાય એવી સુંદર યોજના છે. "ટીપે ટીપે સરોવર ભરાય" એ ન્યાયે ફંડને જરૂર આપ અપાવશો અને આપની તરફના પ્રત્યેક નાના મોટા ભાઇઓ, બહેનો એનો લાભ લે, એમાં લાભ આપે એવો પ્રયત્ન કરશો. બીજી કોમો આવી રીતે નાની રકમોમાંથી મોટી સંસ્થાઓ ચલાવે છે તે આપ જાણો છો. તો આપ જરૂર પ્રયત્ન કરશો. આખી કોમની નજરે આપને કૉન્ફરન્સની જરૂરીઆત લાગતી હોય તો આ ખાતાને ફંડથી ભરપૂર કરી દેશો. સુજ્ઞને વિશેષ કહેવાની જરૂર ન જ હોય.

સેવકો,

મકનજી જુઠાભાઈ મહેતા

મોતીચંદ ગીરધરલાલ કાપડીઆ

ઓ. રે. જ. સેક્રેટરીઓ, શ્રી. જૈ. શ્વે. કૉન્ફરન્સ.

Reg. No. B. 1996



માટે શ્રી નવજીવન મુદ્રણાલય, સારંગપુર, અમદાવાદમાં રા. હરિલાલ
શ્વેતાંબર કોન્ફરન્સ ઓફીસ, ૫૬૬ મુંબઈમાંથી પ્રગટ કર્યું

卐 ॥ नमो तित्थस्स ॥ 卐

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]


પુસ્તક ૧
અંક ૬



માઘ
૧૯૮૨



માનદ તંત્રી

મોહનલાલ દલીચંદ દેશાઈ

બી. એ. એલએલ. બી.

વકીલ હાઈકોર્ટ, મુંબઇ

# વિષયાનુક્રમ



## જૈનયુગ

—જૈનધર્મ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, ઇતિહાસ, જીવનચરિત્ર ને સમાજપ્રગતિને લગતા વિષયો ચર્ચતું ઉત્તમ જૈન માસિક.

—વિદ્વાન્ મુનિ મહારાજશ્રી તથા અન્ય લેખકોની કસાયેલી કલમથી લખાયેલા ગદ્યપદ્ય લેખો તેમાં આવશે.

—શ્રીમતી જૈન શ્વે. કૉન્ફરન્સ (પરિષદ્) સંબંધીના વર્તમાન-કાર્યવાહીનો અહેવાલ સાથેસાથે અપાશે.

તો દરેક સુજ્ઞ આ પત્રના ગ્રાહક બની પોતાના મિત્રોને પણ ગ્રાહકો બનાવશે અને સંઘસેવાના પરિષદ્‌ના કાર્યમાં પુષ્ટિ આપશે.

વાર્ષિક લવાજમ ટપાલખર્ચ સહિત માત્ર રૂ. બે.


લખો- જૈન શ્વે૦ કૉન્ફરન્સ ઑફીસ
૨૦ પાયધુની મુંબઇ નં. ૩.




## લેખકો વગેરેને સૂચનાઓ.

૧. આ પત્રમાં પ્રકટ થતા લેખો માટે તે તે લેખના લેખકો જ સર્વ રીતે જોખમદાર રહેશે.

૨. અભ્યાસ, મનન અને શોધખોળના પરિણામે લખાયેલા સર્વ લેખો, વાર્તાઓ ને નિબંધોને પ્રથમ સ્થાન મળશે.

૩. લેખકોએ તેમજ અવલોકન માટે પુસ્તકો મોકલવા ઇચ્છતા સજ્જનોએ તંત્રી સાથે પરબારો પત્રવ્યવહાર કરવો.

૪. કોઈ પણ લેખ પૂર્વે જાતે કે બીજાએ અન્ય સ્થળે પ્રસિદ્ધ કર્યો હોય તો તે કૃપા કરી ન મોકલવો.

૪. દરેક લેખ તેમજ મોકલેલ ગ્રંથની સમાલોચના સમય સ્થળ વિચારીને જેમ બને તેમ ત્વરાએ પ્રકટ કરવાની કાળજી લેવાશે.


તવાબિલ્ડિંગ, ત્રીજે માળે લોહારચાલ, મુંબાઇ — મોહનલાલ દલીચંદ દેશાઇ B. A. LL. B. વકીલ હાઇકોર્ટ, માનદ તંત્રી


ગ્રાહકોને સૂચના—જેઓએ પોતાનાં નામ ગ્રાહક તરીકે હજુ ન લખાવ્યાં હોય તેમને તે પૂરા ઠેકાણા સહિત લખી મોકલવા અને સાથે સાથે વાર્ષિક લવાજમના બે રૂપીઆ મનીઓર્ડરથી મોકલી આપવા વિનંતિ છે, કે જેથી વી. પી. કરવામાં અનેક મુશ્કેલીઓ અને નાહકનું ખર્ચ થાય તેમાંથી કૉન્ફરન્સ ઑફિસને બચાવશે.

# જૈન યુગ



પણ આમ માત્ર ભૂતકાળની મહત્તા ઉપર જ જીવવું એ તો મૃત્યુને નોતરવા જેવું, દુનિયાની સપાટી ઉપરથી સાફ થઇ જવા જેવું છે. આપણો ભૂતકાળનો વારસો, માત્ર પૂર્વજોના ગુણગાનથી નહીં, પણ તેમની સિદ્ધિ અને તેમના વિજયો કરતાં યે મોટી સિદ્ધિ અને મોટા વિજયો સાધીને આપણે શોભાવી શકીએ. આપણા પિતામહોને માટે સર્વજ્ઞતા અને સર્વ શકિતમાનપણાનો દાવો કરવામાં તેમની સાચી સ્તુતિ નથી; પણ જ્ઞાનની શોધમાં જીન્દગીભર અથાક પરિશ્રમ સેવનારા તે જ્ઞાનના પરિવ્રાજકો હતા એમ કહેવામાં અને એમ કહી એ પગલે ચાલવામાં તેમની સાચી સ્તુતિ છે. કેટલા સહસ્ત્ર સંવત્સરોના અવિરત પરિશ્રમને પરિણામે તે આપણે માટે આટલો કીમતી જ્ઞાનનો વારસો મૂકતા ગયા એ કલ્પનારી સમર્થ કલ્પના પણ આજે આપણામાં ક્યાં રહી છે? આજે આપણમાં નથી એ શક્તિ કે નથી એ પ્રતિભા, નથી એ કલ્પના કે નથી એ ઉદ્યમ. એ હિસાબે આપણે અત્યારે સાવ કંગાલ, ચીંથરેહાલ બની ગયા છીએ. આજે આપણને પ્રમાદ અને નિરાશાએ ઘેર્યા છે. પણ મૃત્યુના પુરોગામી જેવાં એ પ્રમાદ અને નિરાશાનાં પંજામાંથી છુટી આપણે ફરીવાર જીવન અનુભવવું જ જોઇશે; અને એ નવજીવન, એ પુનરુજ્જીવન ક્યાંય બહારથી નહિ, પણ ભીતરમાંથી જ પ્રગટશે. આજે ચોમેર પ્રસરતી જતી રાષ્ટ્રીય અસ્મિતા એ આ આવતા નવજીવનનાં શુભ સંકેતચિન્હો છે.

—જગદીશચંદ્ર બોઝ.

પુસ્તક ૧ વીરાત્ સં૦ ૨૪૫૨ વિ૦ સં૦ ૧૯૮૨ માઘ અંક ૬

## તંત્રીની નોંધ

### ૧. અહિંસા ઉપર લાલા લજપતરાય

'અહિંસા પરમો ધર્મઃ' એ હિન્દુ સિદ્ધાન્ત છે અને લાલા લજપતરાયે પોતાના 'પીપલ' નામના પત્રમાં તેની સ્પષ્ટ ચર્ચા કરી છે. તે જણાવે છે કે:—

The doctrine of Non-Violence (Ahinsa) is an integral part of Hindu Culture. In my judgment it is the highest evolution of ethics that can be conceived by man. Non-Violence at any cost and under any circumstances is a doctrine that ennobles individuals and raises them to the status of angels, but to communities and nations as such it has proved demoralising. It is a feature of Hinduism which raises it above every other religion in the world.

—અહિંસાનો સિદ્ધાંત હિંદુ સંસ્કૃતિમાં એક પ્રાધાન્ય ભાગ લે છે. મારા નિર્ણયમાં મનુષ્ય કલ્પી શકે તેટલો ઉચામાં ઉચાં ઉત્ક્રાંતિ નીતિશાસ્ત્રમાં થઇને તે સિદ્ધાન્ત થયો છે. કોઇ પણ ભોગે અને કોઇ પણ સંજોગોમાં અહિંસા રાખવી એ સિદ્ધાંત વ્યક્તિઓને ઉદાત્ત બનાવે છે અને દેવદૂતની કક્ષામાં તેઓને લઇ જાય છે. પણ કોમોને અને પ્રજાઓને માટે જે રીતે કોમો અને પ્રજાઓ છે તે રીતે તે સિદ્ધાંત હતવીર્ય — નિસ્તેજ બનાવે છે, એમ સિદ્ધ થયું છે."

હિંદુધર્મનું એક એવું લક્ષણ છે કે તેણે તે સિદ્ધાંતને જગતના અન્ય દરેક ધર્મ કરતાં વધુ મહત્ત્વ આપ્યું છે. પોતાની શું માન્યતા છે તે નીચે પ્રમાણે ઉપસંહાર કરી બતાવે છે:—

While non-violence generally is a beautiful doctrine and almost the highest form of morality in the case of individuals, it is subject to certain obvious limitations which ordinary people usually disregard in applying it in the affairs of corporate and national life. They make it synonymous with the shirking of duty, with taking no risks, in brief, with cowardice. While professing and pretending to be non-violent, they commit all kinds of violence in thought, word and deed, short of taking such risks as are involved in taking or sacrificing life even when the latter is required in the defence of one's honour, the honour of one's females and the honour and safety of one's motherland. This mentality grows so strong, that it makes people callous to all sentiments of honour. It makes them prefer slavery and dependence to freedom and independence. It may turn them into hair-splitting logicians and philosophers, but it destroys completely their manhood and their sense of honour.

"—જ્યારે વ્યક્તિઓને અંગે અહિંસા સામાન્ય રીતે એક સુંદર સિદ્ધાંત છે અને પ્રાયઃ તે નીતિનું ઉંચામાં ઉંચું સ્વરૂપ છે, ત્યારે સામુદાયિક અને પ્રજાકીય જીવનના કાર્યોમાં તે સિદ્ધાંતને કેટલીક દેખીતી મર્યાદાઓ છે તેની ઊપેક્ષા સામાન્ય લોકો તે સિદ્ધાંતને લાગુ કરતાં કરે છે. તેઓ તેનો એવો જ ભાવાર્થ કરે છે કે ફરજથી અળગા રહેવું, કોઈ પણ જોખમ-સાહસ ન ખેડવું—ટુંકામાં તેનો અર્થ કાયરતા કરે છે. તેઓ બહારથી અહિંસક હોવાનો દેખાવ કરે છે યા દંભ કરે છે તેની સાથે તેઓ વિચાર, શબ્દ અને કૃતિમાં બધી જાતની હિંસા કરે છે અને તેમાં એટલો બાધ રાખે છે કે જ્યારે પોતાની પ્રતિષ્ઠાના બચાવમાં, પોતાની સ્ત્રીઓની આબરૂના બચાવમાં અને પોતાની સ્વદેશભૂમિની સહીસલામતીના રક્ષણાર્થે કોઇનો જીવ લેવામાં યા પોતાનું જીવન અર્પવામાં જે જોખમો હોય છે તે ખેડતા નથી. આ મનોદશા એટલી બધી ક્રમે ક્રમે પ્રખર બને છે કે તે લોકોને પ્રતિષ્ઠાની સર્વ ભાવનાઓ પ્રત્યે લક્ષરહિત બનાવે છે. તે તેમની પાસે મુક્તિ કે સ્વતંત્રતા કરતાં ગુલામગીરી અને પરતંત્રતા પસંદ કરાવે છે. તે તેમને સૂક્ષ્મતમ ચર્ચા કરનાર નૈયાયિકો અને તત્ત્વજ્ઞાનીઓ બનાવે છે પરંતુ તે તેઓના મનુષ્યત્વ અને પ્રતિષ્ઠાના ભાવોનો નાશ કરે છે."

આ રીતે લાલા લજપતરાય પોતે જ નૈયાયિક બની અહિંસાનો સિદ્ધાંત વ્યક્તિગત અને સમષ્ટિગત એમ ભેદ પાડી તેનાં જૂદાં જૂદાં પરિણામ સમજાવે છે. આનો અંતર્ગત આશય તો મહાત્મા ગાંધીજીના અહિંસાના ઉચ્ચ સિદ્ધાંત પર આક્ષેપ હોય તેમ અમને લાગે છે, પણ તે તેમણે સ્પષ્ટ જણાવ્યું નથી. મહાત્માજીના અહિંસાના સિદ્ધાંત એક ઘેલછા છે એવું તો તેમણે ઉઘાડી રીતે સને ૧૯૧૬માં જણાવ્યું હતું, પણ ત્યાર પછી મહાત્માજીએ પોતાના આત્મબળથી તે સિદ્ધાંતને રાજકીય વિષયમાં સંપૂર્ણ રીતે કાર્યગત સ્વરૂપમાં મૂકી આખા દેશને પોતાની સાથે લઇ લીધો, તેથી લાલા લજપતરાય ઉઘાડી રીતે તેમના પર સ્પષ્ટ રીતે આક્ષેપ કરવા કરતાં સામાન્ય રીતે ટીકા યથાપ્રસંગે કર્યા જાય છે; તેમજ તેમણે જૈનોના સંબંધે—તેમના સિદ્ધાંતો સંબંધે પોતાના હિંદીમાં લખેલા 'ભારતવર્ષકા ઇતિહાસ'માં કેટલુંક અજ્ઞાન-ભ્રમજનિત લખી નાંખ્યું છે કે જેનો રદીઓ મુંબઇની જૈન એસોસીએશન ઑફ ઇંડિયા તરફથી નીમાએલી કમિટીએ અંગ્રેજીમાં 'Historical Facts About Jainism' એ નામથી તૈયાર કરેલો હાલ છપાઇ ગયો છે.

લાલાજીના પહેલાના અહિંસાના વિચારમાં અને ઉપર જણાવેલા છેલ્લા વિચારમાં ઘણો ફેર

પડેલો જણાય છે. આ છેલ્લા વિચારમાં અહિંસાના સિદ્ધાંતને ઘેલછા કે એવી રીતે કહી ઉતારી પાડવામાં આવ્યો નથી. વ્યક્તિઓને માટે તો નીતિને ઉચ્ચામાં ઉંચી કોટિએ લઇ જતાં જે સિદ્ધાંત પ્રતિફલિત થાય તે અહિંસાનો છે એવું તેમણે યથાર્થપણે સ્વીકાર્યું છે પણ સમુદાય કે પ્રજા માટે તો તે કાયરતામાં પરિણમે એવું અત્યાર સુધી સામાન્ય રીતે માનવામાં આવે છે તેનો જ પડઘો તે પાડે છે. અહિંસાનો સિદ્ધાંત પૂરી રીતે ન સમજવાથી, કાર્યશૂન્યતા, કાયરતા, નિસ્તેજતા જન્મે છે એ સ્વીકારી શકાય, પણ તે સિદ્ધાંતને સંપૂર્ણપણે જાળવવાથી કોઇ પણ પ્રજા પોતાનું પરાક્રમ, આત્મબળ જબરા પ્રમાણમાં દાખવી પ્રતિપક્ષી ગમે તેવો સમર્થ હોય તેને પણ હાર આપી શકે છે. કાયરતા, નિશ્ચેતનતા, નિસ્તેજતાનો ત્યાગ દરેક અહિંસાવાદીએ — જૈનો તેમજ હિંદુઓએ કરવો જોઇએ.

## ૨. જૈન શિલ્પ

આ વિષય અંગે ધર્મબન્ધુ જામનગરના સ્ટેટ એન્જીનીયર રા. ડાહ્યાભાઇ બાલાભાઇ કોરા એલ. સી. ઇ. તા. ૧૮-૧૨-૨૫ના પત્રમાં જણાવે છે કેઃ

'જૈનયુગમાં છેલ્લા (૪થા) અંકમાં શ્રી મહાવીર જૈન વિદ્યાલયની નોંધને અંતે જૈનના શિલ્પ સંબંધે લેખક યોગ્ય જ સૂચના કરી છે. મારા પોતાના તે સંબંધે અમુક વિચારો ઘણા વખતના છે. પ્રસંગોપાત લાગતા વળગતાને મેં ખાનગી કહ્યા પણ છે. પ્રસંગ લઇ આપને ટુંકામાં લખવા માગું છું.

જૈનોના શિલ્પ સંબંધે ઉચ્ચતા, કારીગરી, ભવ્યતા, સંગીનતા સંબંધે આ દેશ કે વિદેશના કળા વિજ્ઞાનથી જાણીતા કોઈ પણ માણસને બે મત છે જ નહિ. હરકોઇ મુક્તકંઠે વખાણ કરે છે. જૈન મંદિરો જેવાં સ્વચ્છ જળવાયેલાં રહે છે તેવાં બીજાં કોઇ પણ ધર્મનાં મંદિરો રહેતાં નથી એમ પણ સારા સારા અન્યદર્શની માણસોના મુખે મેં સાંભળેલું છે.

હવે તે મળેલા વારસાનું થાય છે શું? ૧ તેમની ભવ્યતા, પવિત્રતાને હરકત પહોંચે તેમ મરામત, સુધારા વધારા કે આજુબાજુ નવાં બાંધકામો થાય છે. ૨ નવાં બાંધકામો — જૈનોનાં જાહેર બાંધકામો આ જમાનાનાં શિલ્પ અગર જુનાં નજીકનાં જૈન બાંધકામથી તદ્દન બીજી જ રીતે, આપણા શિલ્પને નામોશી લગાડે કે આપણી બેદરકારી બતાવે તેવાં થાય છે.

તેમ થવાનું કારણ યોગ્ય સારા સલાહકારની ખામી, લોકોની બેદરકારી, કાર્યવાહકોનું અજ્ઞાનપણું.

સુધારો વધારો કરનારા, મરામત કરનારા, કામ કરનાર બંધુઓ તેમજ સખી ગૃહસ્થો દાન-પૈસા પુરાં પાડવાનું, પૂર્ણ શ્રદ્ધાથી નિઃસ્વાર્થપણે પોતાની યથામતિ શક્તિ બીચારા કરે છે પણ શું કરે છે, કેવું દેખાશે, શું અથર (અસર) થશે તેનું તેમને પુરૂં ભાન હોતું નથી. ઘણી વાર તેઓ કારીગર મીસ્ત્રીની આવડત, બુદ્ધિના ભોગ થઇ પડે છે. પરિણામે જૈન શિલ્પ અને કોમને સહન કરવું પડશે. ધર્મને હાલની સ્થિતિએ પણ ટકાવી રાખવામાં આપણું ઉંચી કોટિનું શિલ્પ ઘણો મોટો ભાગ બજાવે છે એમ મારૂં માનવું છે.

જૈન શિલ્પ પ્રમાણે બાંધવું હમેશાં મોંઘું છે તેમ નથી. મુખ્ય નિયમો, મોટી 'આઉટલાઈન' જૈન શિલ્પ કળાની કાયમ રાખી વધારે પડતું sculpture-ornament મૂકી દઇ વ્યાજબી હદમાં કામ થઈ શકે.

મારા જામનગર દાખલ થયા પછી શહેરમાં ચાલતી પાડતોડ — Improvement ને અંગે અત્રેનાં જૈન દહેરાસરોની આજુબાજુ પડતી જગ્યાઓ પછી જૈનોનાં Improvement ની લાઇન પ્રમાણે કરવાના બાંધકામમાં યોગ્ય સમજુતીથી કામ લેવાથી હું પોતે ખાત્રીથી જોઇ શક્યો છું કે જૈન દહેરાસરની આસપાસનું બાંધકામ સાદી રીતે પણ તેમાં ભળે તેવું કરવામાં તે નિઃસ્વાર્થ યોગ્ય સલાહ આપવામાં આવે તો લોકો ખુશીથી તે પ્રમાણે કરે છે — સમજે છે ને તેમ કરવામાં સ્ટેટ તથા લોકો ઉભયનો સંતોષ મેળવવા હું ભાગ્યશાળી થયો છું એટલું જ નહિ પણ આ જમાનામાં દહેરાની આજુબાજુ સુધારા વધારા કેવા કેવી રીતે થવા જોઇએ, જૈનોનાં બાંધકામ કેમ થવાં જોઇએ, તેનો નમુનો પુરો પાડવાની મને ઉમદા તક મળી છે. જે જે જૈન આગેવાનોને તે દરમિયાન જામનગર આવવા જોવા તક મળી છે તેમની ખાત્રી થઇ છે. (જુઓ ટાઇમ્સ ઑફ ઇંડિયા ઇલસ્ટ્રેટેડ વીકલી ૨૨-૧૧૨૫નો અંક)

બીજી રીતે થયેલાં કામો સંબંધે લખવું અસ્થાને કે અયોગ્ય ગણાય, પણ એક સાધારણ દાખલા તરીકે હું લખીશ આપ પણ જોતા હશો કે પવિત્ર શેત્રુંજય પર પણ ઘણે ઠેકાણે 'ટાઇલ્સ' ચોડાય છે. અમદાવાદ, મુંબઇથી સખી ગૃહસ્થો તે થોકબંધ મોકલતા હશે, ને

ત્યાં કંઇ પણ મેળ, રંગ, ભાતની સરખામણી વિના અમુક જાતે ચોડતાં થોડાં ઘટે તો કારીગર પોતા પાસે બીજી જે શીલક જાત હશે તે ગમે તેમ વચમાં કે ઘટે ત્યાં લગાડી દે છે. ઘટતાં તે જ જાતનાં મંગાવવાની કે મેળવવાની તસ્દી કોણ લે ? વળી આગળ એક મંડપ હાલ કરેલો છે. ક્યાં જુનું મંદિરોનું જૈન શિલ્પ ને ક્યાં લોખંડનો 'રોમન થિયેટર' જેવો મંડપ. દોષદૃષ્ટિથી નહિ પણ દાખલા તરીકે જ લખું છું.

મોટાં સાર્વજનિક નવાં જૈન બાંધકામ માટે કે જૂનાં શિલ્પના જગમશહુર જૈન મંદિરોની સંભાળ જાળવણી ખાસ કરી કળાની દૃષ્ટિએ (વહીવટ નહિ) તે માટે સલાહકાર તેમાં રસ લેતા ગૃહસ્થોનું મંડળ જોઇએ તેમ હું માનું છું. ફરજ નહિ પણ યોગ્ય સલાહસમજુતીથી પણ ઘણો ફેર પડી ભવિષ્યમાં તેનું થોડું થશે."

આ પત્ર લાંબો છતાં ઘણો વિચારવા યોગ્ય હોવાથી આખો અત્ર આપ્યો છે. જૈન શિલ્પ સંબંધી આથી પણ વિશેષ હકીકતવાળો ને તે સંબંધીની માહિતીવાળો લખી મોકલવાની રા. કોરા સાહેબને વિનંતિ કરીએ છીએ; સાથે શ્રી આણંદજી કલ્યાણજીની પેઢી અનેક તીર્થોના વહીવટો કરે છે તેઓ અને નવાં મંદિરો હવે પછી બાંધવામાં દ્રવ્ય ખર્ચનાર જૈન શ્રીમંતો આ વાત ધ્યાનમાં લેશે. પાશ્ચાત્ય પદ્ધતિનું અંધ અનુકરણ આખી શિલ્પકૃતિને બગાડી દે છે, નવાં મરામત કામોમાં રહેતી બેદરકારીએ જૂના શિલ્પ સાથે જૂના શિલાલેખોનો પણ નાશ કર્યો છે અને તેથી પ્રાચીન કલાનું ખૂન કરવા ઉપરાંત ઐતિહાસિક પ્રમાણોનો ધ્વંસ કરવામાં આવ્યો છે તેથી પારાવાર ખેદ થાય છે. હવે એ સ્થિતિ અટકશે ? તે સ્થિતિ અટકાવવા માટે આણંદજી કલ્યાણજીની પેઢી એક કુશળ જૈનશિલ્પના જ્ઞાનવાળા ને પ્રાચીન શિલ્પકલા પ્રત્યે પ્રેમ ધરાવનારા એન્જીનીયર રાખી શકે, ઉપર જણાવેલ એવું સલાહકારોનું મંડળ કરી શકે; અમે આવી વાત પર ઘણા વર્ષો પહેલાં 'હેરલ્ડ' પત્રદ્વારા ધ્યાન ખેંચ્યું હતું, પણ 'કોણ સાંભળે છે!' એવો જ ધ્વનિ સંભળાયાં કરે છે ને હૃદયને ચીરે છે. છતાંય આ ફરીથી અવાજ કરીએ છીએ અને એ શબ્દબ્રહ્મ તેની ધારેલી અસર કરે એટલું ઇચ્છીએ છીએ. શ્રીમતી કૉન્ફરન્સ આ સંબંધમાં યોગ્ય ઠરાવ કરી તેનો અમલ વ્યવહારૂપણે કરાવવામાં પ્રયત્નશીલ રહેશે એવું સૂચન કરીએ છીએ.

## ૩. શ્રી આણંદજી કલ્યાણજીની પેઢી ને શ્રી શત્રુંજયાદિ તીર્થો

શ્રી શત્રુંજય તીર્થ સંબંધી અમે ગયા અંકમાં લખી ગયા છીએ. તેમાં જણાવેલી આણંદજી કલ્યાણજીની પેઢીની સભા તારીખ બીજી ત્રીજી ને ચોથી જાન્યુઆરીએ મળી ગઇ અને તેમાં કેટલાક ઠરાવો પસાર થઇ ગયા તે સર્વ ઠરાવોનો સાર તે પેઢીની સ્થિતિ મજબૂત કરવા પ્રત્યે હતો. તે ઠરાવોની કેટલીક હકીકત વર્તમાનપત્રોમાં આવી ગઈ. તેમાં 'જોડ તોડ કે સમાધાન'ની વાત સ્પષ્ટપણે જોવામાં આવતી નથી. કરવા ધારેલા ઠરાવોને તેમાં થોડા સુધારા ને ઘટાડા કરી સર્વ સભ્યો તેમજ આમંત્રિત આગેવાનોએ ટેકો આપ્યો છે અને પોતાના હાથને જે જોર જોઇતું હતું તે આપ્યું છે. કોઇપણને પેઢીની સ્થિતિ તીર્થોના મહાન્ પ્રશ્નનું નિરાકરણ કરવાના પ્રયત્નમાં ઢીલી પોચી કરવાનું સ્વપ્નમાં પણ આ વખતે હોય એવું જણાયું નથી, તેમ તેવું ધારી લેવાનું અનુમાન પણ ખોટું જ હોય એવું સર્વને જણાયું છે.

મુંબઇના આગેવાનોએ ઘણા મોટા પ્રમાણમાં આમંત્રણને માન આપી હાજરી આપી હતી, અને સભાના કાર્યવ્યવહારમાં પોતાના ખુલ્લા વિચાર જાહેર કરવા ઉપરાંત દરેક જાતની સવળતા સુગમતા આપી હતી. તે સભામાં જુદે જુદે સ્થળેથી આવેલી સૂચનાઓનો સમગ્ર સાર મૂકવામાં નહોતો આવ્યો. પહેલાં તો કાર્યશ્રેણીનું ખોખું મૂકવામાં નહોતું આવ્યું પણ ચર્ચા — ઊહાપોહ થતાં અનેક જાતની સૂચનાઓ હાજર થયેલા પૈકી કેટલાકે મૂકતાં તે મારેના વિચારોની આપલે કરતાં વાતાવરણ ધીમે ધીમે આર્દ્ર, સ્પષ્ટ અને નિરાવેશી થતું ગયું અને પછી ગોઠવેલા પ્રસ્તાવો પ્રત્યે ગમન થયું.

અમે ઠરેલી સૂચનાઓ — મુચિત ઉપાયો પૈકી અહિંસામય અસહકારની મૌખિક ચર્ચા જોસબંધ

થઇ, પણ તે માટેનો રીતસરનો સ્પષ્ટ ઠરાવ થયો નથી. ડેપ્યુટેશન માટેની વાત તીર્થો માટે જબરી લાગણીના દબાણથી પ્રેરાઇ સ્પષ્ટપણે સ્વીકારવામાં નથી આવી. બીજી એક મુદ્દાની વાતનો અમે સ્પષ્ટ ઇસારો કર્યો હતો કે 'આવી સભામાં એક નાની વગદાર આગેવાનોની કમિટી નીમવી કે બીજા ઉપાયો યોજવા — ચળવળ ગામેગામ અમુક પ્રકારની કરવી વગેરે સંબંધી નિર્ણય થઇ શકે તેમ છે'— આનો સ્વીકાર આખરે પણ એક ખેલાડીની ભાવનાથી (sportsman's spirit થી) થયો છે એ આનંદદાયક બિના છે.

આ સભાનું સમસ્ત કામ સમસ્તપણે બહાર ન પાડવાની દરખાસ્ત મંજૂર થઇ હતી તેથી તેમાં સમસ્તપણે ઉતરી શકીએ નહિ, પણ જે ઠરાવો 'ઓફીશ્યલી' બહાર પડેલ ગણીએ છીએ તે પર તેમજ અમે પોતે આ સભામાં હાજરી આપી તેની કાર્યવાહીમાં શાંતિથી, સૂચક તરીકે તેમજ અવિરોધક બંધુભાવે ભાગ લીધો છે તેથી તેવા એક ભાગ લેનાર તરીકે અને એક પત્રકાર તરીકે ત્યાંની સભાના વાતાવરણ પર સમુચ્ચયપણે ટુંકમાં ખ્યાલ આપવો આવશ્યક અને યોગ્ય છે તેથી જ લખવા પ્રેરાયા છીએ 'કમિટી' નીમવાની વાત મુખ્યપણે આવશ્યક ઘણાએ માની હતી અને તેનું પગરણ કરી તે વાત અગ્રસ્થાને મૂકવાની વિનંતિ અમુક ભાઇઓએ કરી હતી, પણ તેનો સંપૂર્ણપણે સ્વીકાર કરવામાં વહિવટદાર પ્રતિનિધિઓ પૈકી કેટલાંકને બંધારણનો સવાલ આડો આવે છે, યા તેનો અર્થ તેમનામાં અવિશ્વાસ છે એમ પણ લેવાય — એવા એવા ખ્યાલથી પ્રેરાઇ કામટી નીમવાના પ્રસ્તાવ માટે ભારે જુંબેસ થઇ હતી. બંધારણનો સવાલ ઉપસ્થિત થતાં સન ૧૯૧૨ માં ઘડાયેલા બંધારણનો ૧૬ મો ઠરાવ બતાવી તે પ્રમાણે કરવામાં કંઇપણ વાંધો રહેતો નથી, તેમજ 'એક કરતાં બે ભલા', તેમજ કમિટીમાં જેના નામો સૂચવાયાં તેઓ અતિ પ્રતિષ્ઠિત, ઉંચા દરજ્જાવાળા, લાગણીવાળા અને બાહોશ કુશળ આગેવાનો છે તેમની સલાહ અને સહાય અતિ ઉપયોગી નિવડશે એજ આશય આ કમિટી નીમાવાનો છે અને તેમાં અવિશ્વાસ જેવું નથી એ પણ સ્પષ્ટ કરવામાં આવ્યું. બંધારણની ૧૬મી કલમ પ્રમાણે આ સભા સ્થાનિક પ્રતિનિધિઓ ઉપરાંત આમંત્રિત આગેવાનોની હોવાથી આ સભા તે કમિટીનો પ્રસ્તાવ ભલામણરૂપે કરી શકે અને પછી તે ઠરાવ સ્થાનિક પ્રતિનિધિઓની પાસે વહીવટદાર કરનાર પ્રતિનિધિઓ મૂકે અને તેઓ પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે તેના સંબંધી કરી શકે એમ ચર્ચા થઇ. ઉપર જણાવેલ બંધારણનો ૧૬ મો ઠરાવ નીચે પ્રમાણે છેઃ—

'વહીવટ કરનાર પ્રતિનિધિઓને ઉપરના ઠરાવો પ્રમાણે વહીવટ કરવાના દરમ્યાન કાંઇ અડચણ પડે તો અગર જરૂર જણાય તો તે હકીકત સ્થાનિક પ્રતિનિધિઓને જાહેર કરી તેમની મીટીંગના બહુ મત પ્રમાણે જે ઠરાવ થાય તે પ્રમાણે વર્તવું અને તે ઠરાવ આખો હિન્દુસ્થાનના સકળ સંઘે કરેલો છે એમ ગણાશે.'

આ પરથી સકળ સંઘની મીટીંગ બોલાવી તેમની સંમતિ લેવાની જરૂર નથી. અત્યારે emergency પડી છે — જરૂર છે માટે કમિટીનો ઠરાવ કરવામાં વાંધો નથી...આમ અનેક ચર્ચા થતાં પહેલાં આગેવાનો મિશ્રિત આ સભાએ ભલામણરૂપે ઠરાવ કર્યો કે જેનો સાર નીચે મુજબ છેઃ—

"આ સંઘની મળેલી મીટીંગ સ્થાનિક પ્રતિનિધિની મીટીંગને ભલામણ કરે છે કે શ્રી શેત્રુંજય તીર્થને અંગે ઉપસ્થિત થયેલા જ્યુરિસ્ડિકશન તથા રખોપાના પ્રશ્નને અંગે કેવાં પગલાંઓ ભરવાં તેનો નિર્ણય કરી તે મુજબ અમલ કરવા માટે નીચેના સાત ગૃહસ્થોની કમિટિ કુલ સત્તા સાથે—બંધારણની કલમ ૧૬ની રૂએ—નીમવી ૧ શેઠ અંબાલાલ સારાભાઇ, અમદાવાદ, ૨ શેઠ ફકીરભાઇ પ્રેમચંદ મુંબઇ ૩ શેઠ શાંતિદાસ આશકરણ-મુંબઇ."

આ ઠરાવ રા. મોતીચંદ ગિરધર કાપડીઆ સોલીસીટર મુંબઇવાળા (કૉન્ફરન્સના હાલના એક જનરલ સેક્રેટરી) એ મૂકયો અને રા. સુરચંદ પી. બદામી બી. એ. એલ એલ. બી. એ તેને ટેકો આપ્યો. પછી તે ઠરાવ પર રીતસરનો ઠરાવ કરવા

માટે સ્થાનિક પ્રતિનિધિઓની સભા બોલાવાઇ, અને તે વખતે ઘણી ચર્ચા થયા પછી અને વહીવટદાર પ્રતિનિધિ સાહેબો તરફથી પોતાની મુશ્કેલીઓ મૂકાયા પછી વિચારને અંતે નીચે મુજબનો ઠરાવ થયો કે જે તેના સમસ્ત શબ્દોમાં ક્યાંય બહાર પડેલ અમને જાણવામાં આવ્યો નથી તેથી અમને તેની નકલ પ્રાપ્ત થઇ છે તે પ્રમાણે સહાબરો જણાવીએ છીએઃ—

"સુરતવાળા શેઠ ગુલાબચંદ દેવચંદે નીચે પ્રમાણે ઠરાવ રજુ કર્યો કે શેઠ આણંદજી કલ્યાણજીના વહીવટ કરનાર પ્રતિનિધિઓને એમ જણાય છે કે શ્રી પવિત્ર શત્રુંજય તીર્થના સંબંધમાં હાલ જે જે સવાલો ઉપસ્થિત થયેલા છે તેમાં રખોપા તથા જ્યુરિસ્ડિકશન (હકુમત)ના સવાલોના સંબંધમાં કોમના પ્રતિષ્ઠિત ગૃહસ્થોની સલાહ અને શક્તિનો લાભ લેવાથી આપણી કોમને વધુ ફાયદો થશે તે પ્રમાણે તેમણે જાહેર કરવાથી આજની મળેલી સ્થાનિક પ્રતિનિધિની મીટીંગ ઠરાવ કરે છે કે નીચેના ત્રણ ગૃહસ્થો એટલે કે શેઠ કીકાભાઇ પ્રેમચંદ, શેઠ અંબાલાલ સારાભાઈ તથા શેઠ શાંતિદાસ આસકરણને વહીવટદાર પ્રતિનિધિઓમાંથી જે ચાર પ્રતિનિધિ સાહેબોને વહીવટદાર પ્રતિનિધિઓની કમિટી ચુંટી કાઢે તેમની સાથે મળીને ઉપરના બન્ને સવાલોનું નિરાકરણ કરાવવા માટે જે જે ઉપાયો લેવા યોગ્ય જણાય તે લેવા સંપૂર્ણ સત્તા સાથે નીમવામાં આવે છે.

"ઉપરની કમિટી હાલમાં જ્યુરિસ્ડિકશન અને રખોપાના સવાલો ભેગા થવાથી અસાધારણ પ્રસંગને લીધે નીમવામાં આવેલ છે. કદાપિ રખોપાના સવાલનો નિર્ણય પહેલાં થઇ જાય અને પછી આ કમિટીની વધારે જરૂરીઆત જો વહીવટદાર પ્રતિનિધિઓને ન લાગે તો ત્યારે આ કમિટી બંધ થશે.

'આ ઠરાવ અસાધારણ સંજોગમાં કરવામાં આવ્યો છે ને તે ભવિષ્યમાં દાખલારૂપે ગણવામાં આવશે નહિ."

આ આખો ઠરાવ અખંડ સ્વરૂપે પસાર થયો, અને તે સરલતાથી સમજાય તેથી અમે તેના એક પારાને ત્રણ પારામાં વહેંચીને મૂક્યો છે. આ ઠરાવની રૂએ હવે કાર્ય ઘણું ઉત્તમ, ઝડપથી અને સંતોષકારક રીતે થશે એમાં અમને વિશ્વાસ છે અને તેથી વહીવટદાર પ્રતિનિધિઓ તુરત જ પોતાના તરફથી આ કમિટીમાં કામ કરવા માટેના ચાર પ્રતિનિધિઓ અત્યાર સુધીમાં નીમેલા ન હોય તો તુરત નીમી લેશે, અને તેમની સાથે મળી ઉક્ત ત્રણ મહાજનો પોતાની સર્વ શક્તિઓ ખર્ચી ઉત્સાહથી અને પ્રેમથી કાર્ય કરી સમસ્ત જૈનસંઘને સંતોષ આપશે. સંઘે તે કમિટીને સર્વ પ્રકારની સત્તા આપી છે. તેથી હવે સંઘ તેના પ્રત્યે એક મીટ માંડી તે જરૂર આ મહાતીર્થના પ્રશ્નનો નિવેડો સંતોષકારક સત્વર લાવશે એવી ખાત્રી રાખી જોયાં કરશે. જે કંઇ કાર્ય કરવામાં આવે તેમાં મુંબઇ વગેરેના જૈન ધારાશાસ્ત્રીઓની સલાહ અને મહેનતનો ઉપયોગ સવિશેષપણે કરી શકાય તો વધારે યોગ્ય થશે.

વિશેષમાં સ્થાનિક પ્રતિનિધિઓ તથા તેમાં એકઠા થયેલ આગેવાનોએ પોતાના ગામોમાં જઇ જે અરજી વગેરે કરવા માટે ઠરાવ કર્યો છે તે પ્રમાણે હમણાંથી જ તુરત જ વગર વિલંબે કરવા કટિબદ્ધ થશે.

એકંદરે સભાનું કાર્ય, નિર્વિઘ્ને અને લાગણીનાં પુર છતાં શાંતિથી થયું હતું તે માટે તેના સંચાલકો તેમજ પ્રમુખ સાહેબ શ્રીમાન્ કસ્તુરભાઇ લાલભાઇને ધન્યવાદ ઘટે છે. પ્રમુખ સાહેબે સભાનું કાર્ય પાર ઉતારવા માટે અનેક જનોએ — સ્થાનિક પ્રતિનિધિઓ તરફથી શેઠ કુંવરજી આણંદજીએ અને નિમંત્રિત ગૃહસ્થો તરફથી અમોએ તેમજ રા. લલ્લુભાઇ દલાલે ઉપકાર માન્યો હતો. તેમ કરતાં અમોએ ટુંકમાં જણાવ્યું હતું કેઃ—

'દરેક ક્રિયા તદ્દન ભૂલ વગરની જ હોય એમ હોતું નથી. કાર્ય થયે જાય તેમાં ભૂલો પણ થાય, પણ તે ભૂલોને સુધારવી અને હવે પછી ભૂલો ન થાય એમ કરવું એજ આપણી ફરજ છે. આ મહાકાર્ય સુદૃઢપણે અસરકારક રીતે કઇ રીતે પાર પડે તેનો વ્યવહારૂ વિચાર કરવા મળેલી આ સભાનું કાર્ય એક તોફાની સમુદ્રમાં નૌકાના કુશળ નાવિક સફળતાથી કાર્ય કરે તે પ્રમાણે પ્રમુખ સાહેબે પાર પાડ્યું છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. દરિયો તોફાની હતો એવી માન્યતા કોઇએ રાખી હોય તો તે ભ્રમણા હતી એ આ સભાએ પુરવાર કરી આપ્યું છે. પ્રમુખ સાહેબ (જે આપણી જૈન કૉન્ફરન્સના

પ્રમુખ હતા) કે જેમના પિતાથી તેમજ પૂર્વજોએ આપણી સમાજનાં અનેક શુભ કાર્યોમાં પ્રત્યે તન મન અને ધન આપી શાસનહિતમાં જબરો ફાળો આપ્યો છે તે તેમના પગલે ચાલી ફાળો આપતા રહે છે અને આપશે. એમણે આ સભાનું કાર્ય એકંદરે પ્રેમ નિષ્પક્ષપાત અને કાર્યદક્ષતાથી નિર્વિઘ્ને અને શાંતિથી પાર પાડ્યું છે તે માટે હું નિમંત્રિત ગૃહસ્થો તરફથી તેમજ મારા તરફથી ઉપકાર માનું છું તેમાં બધા સહમત થશે જ. હવે આપણે જે કાર્ય કરવાનું છે તે તે પ્રમુખ સાહેબને આપણો બને તેટલો સહકાર, સહાય-સલાહ વગેરેથી આપી તેમનું કાર્ય વિશેષ યશસ્વી, જાજ્વલ્યમાન અને ચમકતું થાય એ પ્રમાણે કરવાનું છે."

શ્રી આણંદજી કલ્યાણજીની પેઢી એક વહીવટદાર પ્રતિનિધિ શેઠ લાલભાઇ ત્રિકમલાલનું હમણાં અવસાન થયું છે તેથી તેમની પડેલી ખાલી જગ્યા તેમજ બીજી ખાલી જગ્યાઓ પૂરવાનું કાર્ય તુરત જ હાથમાં લેશે અને કમિટી મારફત શ્રી શત્રુંજય તીર્થ સંબંધી રખોપાની પુરી થતી મુદત તા. ૩૧ માર્ચ ૧૯૨૬ સુધીમાં સારૂં કાર્ય કરી બતાવશે એમ અમો આશા રાખીએ છીએ. તે પેઢી લોકોને તથા લોકોના આગેવાનોને વિશેષ વિશ્વાસમાં લે, પૂછાતા સવાલોના પૂરા અને સંતોષકારક જવાબ આપે, જોઇતી માહિતી પૂરી પાડે તો તેનો વિજય અને પ્રભાવ સમસ્ત સંઘમાં ફેલાશે. જે અન્ય તીર્થોના ઝઘડા ચાલે છે તેમાં મદદ કરવા સાથે તેની સર્વ માહિતી પોતાના કબજામાં લેવી જ ઘટે અને એજ શરતે મદદ આપવાનું અને ખાસ કરી પૈસાની મદદ આપવાનું પેઢી સ્વીકારશે.

સમેતશિખર અપિલ અર્થે ઇંગ્લંડ મોકલેલા વકીલ રા. કેશવલાલ પ્રેમચંદ મોદી બી. એ. એલ. એલ. બી. યુરોપમાં પણ જઇ જૈન સાહિત્યમાં રસ લેતા હર્મન જેકોબી આદિ અનેક વિદ્વાનોને મળી આવી ગત ૮ મી જાન્યુઆરીએ અત્ર પાછા ફર્યા છે. તેમના ત્યાગ અને પ્રેમ માટે અમે તેમને ધન્યવાદ આપીએ છીએ. તેમને વહીવટદાર પ્રતિનિધિ નીમવામાં આવે તો ઘણું યોગ્ય થશે. તેઓ યુરોપના પ્રવાસની જાણવાયોગ્ય હકીકત પૂરી પાડશે—જાહેરમાં લાવશે એમ અમે ઇચ્છીશું.

## ૪. આઠમી ગૂજરાતી સાહિત્ય પરિષદ્

આ સંબંધે ગત માર્ગશીર્ષના અંકમાં અમે કહી ગયા છીએ. મુંબઇમાં પરિષદ્ અંગે પ્રદર્શન ભરવું કે નહિ તે સંબંધી નીમાયેલી પેટા સમિતિએ રીપોર્ટ મોકલી આપ્યો છે ને તે અનુસાર પ્રદર્શન ભરવાનું નક્કી થયું છે. સત્કારમંડળ નીમાઇ ગયું છે અને તેના ઉપપ્રમુખો લગભગ ૧૭ ની સંખ્યા પૈકી જૈન સદ્‌ગૃહસ્થો ત્રણ નામે શેઠ ગુલાબચંદ દેવચંદ, રા. મકનજી જે. મહેતા બૅરિસ્ટર અને શેઠ માણેકલાલ પ્રેમચંદ રાયચંદ નીમાયા છે. ભાવનગરની સાતમી પરિષદ્‌માં જે વિભાગો પાડવામાં આવ્યા હતા તે પૈકી એક જૈનવિભાગ હતો, પણ આ પરિષદ્‌માં વિભાગો ન પાડવાનું નક્કી થયું છે. પરિષદ્ ભરવા માટેના દિવસો ઇસ્ટરના તહેવારોમાં તારીખ ૨-૩ અને ૪ એપ્રિલ ૧૯૨૬ શુક્ર, શનિ અને રવિ એમ નક્કી થઇ ગયા છે. હવે જૈનોએ આ પરિષદ્ સંબંધે શું કરવાનું છે તે જણાવીશું:

૧. જૈન વિદ્વાનો અને લેખકોએ જૈન શિલ્પ, કળા, ભાષા, સાહિત્ય આદિ સંબંધે નિબંધો-લેખો પૂરાં પાડવાં ઘટે છે.

૨. જે જે ગૂજરાતી ભાષાના હસ્તલિખિત ગ્રંથો કેટલાયે ભંડારમાં મોજૂદ છે તે તે પ્રદર્શનમાં મૂકાવા યોગ્ય છે. રાસા, ચોપાઇ, પ્રબંધ, સ્તવન, સ્વાધ્યાય, પૂજા, પદો આદિ વિવિધ પ્રકારનું ગૂજરાતી જૈન સાહિત્ય છે અને તેમાં લોકકથા સાહિત્ય પણ છે — એ સર્વ પ્રદર્શનમાં મૂકાવાની ખાસ જરૂર છે કે જેથી જૈનેતર વર્ગની ખાત્રી કરાવી શકાય કે જૈનોએ બહુ જબરો ફાળો ગૂજરાતી સાહિત્યમાં આપ્યો છે.

૩. કેટલાય ગ્રંથોમાં ચિત્રો છે તે પણ આ પ્રદર્શનમાં મૂકવાથી જૈનોની ચિત્રકળા — દેશની ચિત્રકળાનો ખ્યાલ આપી શકાશે.

આપણા ગ્રંથોના ભંડાર ઘણે સ્થળે—જેસલમેર, અમદાવાદ, પાટણ, ખંભાત, લીંબડી, કચ્છ-કોડાય, ભાવનગર, વઢવાણ, પાલી, બીકાનેર, આદિ સ્થળે

મોટા છે, તેમજ સ્થળે સ્થળે તેવા નાના ભંડારો પટારા આદિમાં ઉપાશ્રયોમાં મોજુદ છે, તો તે દરેક સ્થળના ભંડારોના રખેવાળ ધર્મભાઇઓ ગૂજરાતી તેમજ ચિત્રિત કૃતિઓ ચુંટી પ્રદર્શનમાં મોકલાવી શકશે; વળી આપણા પૂજ્ય મુનિમહારાજશ્રી પાસેના પણ અતિ અમૂલ્ય ભંડારો છે — ગ્રંથોનો મોટો નિધિ છે દાખલા તરીકે શ્રી વિજયનેમિસૂરિના અમદાવાદ ખંભાતના શ્રી સાગરાનંદસૂરિના છાણી આદિ સ્થળોના શ્રી કાંતિવિજયજી અને હંસવિજયજી નો વડોદરામાંના, શ્રી મોહનલાલજી મહારાજનો તેમજ બીજા સુરતમાંના, શ્રી વિજયધર્મસૂરિના આગ્રામાંનો, મુનિ શ્રી અમરવિજયજી પાસેનો સીનોરનો વગેરે અનેક છે. આ સર્વે પોતાના ગ્રંથો વગેરે દર્શનીય ચીજો પ્રદર્શનમાં મોકલી આપે તો તેથી જૈન સાહિત્યના તેમજ શાસનના પ્રભાવમાં એક આગળ પડતું કાર્ય કર્યું ગણાશે અને ધન્યવાદના પાત્ર બનશે.

આ સર્વ ગ્રંથો, ચીજોની સહિસલામતી માટે અમે જણાવીએ છીએ કે તે માટે જૈનશ્વેતાંબર કૉન્ફરન્સ ઑફિસ, ૨૦ પાયધુનિ મુંબઇ ઉપર યા જૈનયુગના તંત્રી તરીકે અમારા દ્વારા મોકલવા વધુ યોગ્ય થશે અને તે માટે કૉન્ફરન્સ ઑફિસ યા અમો પ્રદર્શનને સોંપતી વખતે બરાબર પહોંચ લઇશું, અને તે પાછા મેળવી જ્યાં જ્યાંથી આવ્યા હોય ત્યાં ત્યાં મોકલી આપવાનો પ્રબંધ કરીશું. પરિષદ્‌માં આપણી કૉન્ફરન્સના બન્ને જનરલ સેક્રેટરીઓ હોદ્દા પર છે — એક સત્કારમંડળમાં ઉપપ્રમુખ છે અને એક મંત્રી છે. અમો કારોબારી સભાના તેમજ સત્કારમંડળના તેમજ તે અંગે નીમાયેલી એક સમિતિ નામે નિબંધ પરીક્ષક સમિતિના એક સભ્ય છીએ એટલે પ્રદર્શનના અંગે મોકલાતી ચીજો-ગ્રંથોની સહિસલામતી — તેને આબાદ સ્થિતિમાં પાછાં વાળવાની ખાત્રી અમો પૈકી કોઇ પણ આપી શકીએ તેમ છીએ. વળી જે જે ગૃહસ્થ જે જે નામથી મોકલશે તે તે નામે જ તે પ્રદર્શનમાં રજુ થશે; અને તે દર્શકો માટે જાહેર પદકો આપવાનું થશે ને અપાશે તે પદકો — સુવર્ણ રૌપ્ય પદકો જે જેને અપાશે તે તેને મોકલી આપવામાં આવશે.

આ સંબંધમાં ભાવનગરથી ડોસાભાઇ અભેચંદ સંઘનાં ભંડારનાં પુસ્તકો તેમજ પોતપોતાની સભામાં રહેલા હસ્તલિખિત ગ્રંથો શેઠ કુંવરજી આણંદજી તેમજ રા. વલ્લભદાસ ત્રિભુવનદાસ ગાંધી, અમદાવાદથી ડહેલાના અપાસરામાંથી શેઠ મંગળભાઇ અને વિમલ આદિના—લોહારપોળના અપાસરામાંથી રા. કેશવલાલ પ્રેમચંદ વકીલ, જૈન એસોસીએશન ઑફ ઇંડિયા ને મોહનલાલજી સેન્ટ્રલ લાયબ્રેરીમાંથી તેના મંત્રીઓ, તેમજ શેઠ જીવણચંદ સાકરચંદ ઝવેરી વગેરે મોકલવાનો પ્રબંધ કરશે એમ અમે ખાત્રી રાખીશું.

જૈન વિદ્વાનો ને લેખકો અમારા પર પોતાના નિબંધો મોકલાવશે, તો તે નિબંધ પરીક્ષક સમિતિમાં રજુ કરી પાસ થયે અને તો તેને છપાવી પરિષદ્‌માં વહેંચવાનો પણ પ્રબંધ કરી શકાશે. વિશેષમાં તેમને વિનંતિ છે કે પરિષદ્‌માં જરૂર ભાગ લ્યે, અને તે જ સમયમાં એટલે તા. ૩-૪ અને ૫મી એપ્રિલ શનિ, રવિ અને સોમના દિનોમાં આપણી જૈન કૉન્ફરન્સ ભરવાનું નક્કી થયું છે તેથી તેમાં ભાગ જરૂર લેવાનો છે એટલે સાહિત્ય પરિષદ્‌માં પણ ભાગ એક દિવસ અગાઉ આવીને પણ લઇ શકાશે.

સાહિત્યપરિષદ્ તેમજ જૈન કૉન્ફરન્સ બંનેના સંચાલકોને અમારી વિનંતિ છે કે બંને મળી પોતપોતાનો ત્રીજી અને ચોથી એપ્રિલ — એ બે બંનેને સામાન્ય દિનોમાં સમય એવો તે જૂદો જૂદો રાખે કે જેથી બંનેમાં જૈનો ભાગ લઇ શકે.

સત્કારમંડળના પ્રમુખ સાહેબ તરીકે પ્રસિદ્ધ વિદ્વાન્ રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ. એ. એલએલ. બી. ની નિમણુંક સર્વાનુમતે થઇ છે. તેઓશ્રી જૈન સાહિત્યમાં પણ સારો રસ લે છે અને તે પ્રત્યે સહાનુભાવ અને લાગણી હમેશાં બતાવે છે. તેઓ સાહિત્યપરિષદ્‌નું કાર્ય સફળ અને વિજયપૂર્વક કરવામાં સર્વ કાંઇ કરશે એમ અમારી ખાત્રી છે, અને પોતાના ભાષણમાં જૈનો અને જૈનસાહિત્યને નહિ ભૂલી જાય એમ તેમને વિનંતિ છે.

(અનુસંધાન પૃષ્ઠ ૨૪૦)

# ગૂજરાતના શ્વેતામ્બરોનું સાહિત્ય

( જોહન્સ હર્ટલના એક અંગ્રેજી લેખનો અનુવાદ )

યુરોપીય પ્રજાના સુશિક્ષિત વર્ગમાં કોઇપણ સ્ત્રી કે પુરૂષને પ્રશ્ન કરો કે 'બુદ્ધ કોણ હતો અને બૌદ્ધ ધર્મ શું છે?' તો તેણી અગર તે તુરત જ તમારા તે પ્રશ્નનો ઉત્તર આપશે કે બુદ્ધ તે એક મહાન ધર્મનો સ્થાપક હતો કે જે ધર્મનો મુખ્ય સિદ્ધાંત ખાસ કરી આપણા જગતના સર્વ પ્રાણીઓ પ્રત્યે દયા આચારમાં મૂકીને નિર્વાણની પ્રાપ્તિ કરવાની છે તે છે અને તે ધર્મે બુદ્ધના મરણ પછી હિંદને જીતી લીધું એટલું જ નહિ, પણ તે બે એક શત વર્ષોમાં તો પૂર્વ એશિયાના ભાગમાં કે જેમાં જાપાનનો સમાવેશ થાય છે, ઇન્ડો-ચાયનામાં અને પાસિફિક સમુદ્રના ટાપુઓમાં પ્રસરી ગયો. બુદ્ધ અને બૌદ્ધ ધર્મને લગતું સાહિત્ય યુરોપમાં અને ખાસ કરી જર્મનીમાં વિશાળ પ્રમાણમાં છે.

તે જ સ્ત્રી કે પુરુષને એવો પ્રશ્ન કરો કે 'જિન કોણ હતો અને જૈન ધર્મ શું છે?' તો તેણી અગર તે જાણે કંઈ જવાબ આપી ન શકે તેવા દીન થઇ ગુંચવાડામાં પડી તમારા સામું તાકીને જોઇ રહેશે. વળી યુરોપીઅન પંડિતોમાં પણ જૈન ધર્મની પૂર્ણ ઉપયોગિતા, અને જે જબરો પ્રભાવ તેણે પૂર્વે હિંદની સંસ્કૃતિ પર અને ખાસ કરી હિંદના ધર્મ અને નીતિ, કળા અને વિદ્યાઓ, સાહિત્ય અને ભાષાઓ પર પાડેલો હતો અને હજુ પાડતો જાય છે, તે સર્વ પીછાણનારા ઘણા થોડા છે, (જ્યારે અન્ય ધર્મ સંબંધી જાણનારા ઘણા છે).

એક વેળા બૌદ્ધ ધર્મના પ્રભાવનો વખત હતો, અને હિંદના સાહિત્ય અને વિદ્યાના પ્રદેશમાં તે પ્રભાવ અલ્પ હતો. એક બીજી પ્રજાના જાવડાર-વાળા (આંતર્પ્રજાકીય) વાર્તાસાહિત્યમાં જે એક કથાગ્રંથ બૌદ્ધોના બીજા ધાર્મિક પુસ્તકોમાં ખાસ મહત્તા ધરાવે છે તે પણ એક મૂળ ગ્રંથ હોય નહિ તેમ, તેની હદથી બહાર કિંમત આંકવામાં આવે છે, અને સાહિત્યની દૃષ્ટિથી તે સ્પષ્ટ રીતે વિવાદગ્રસ્ત છે — ટીકાને પાત્ર છે. હવે વધારે ને વધારે સ્પષ્ટ થતું જાય છે કે બૌદ્ધસાહિત્યનું મૂળપણું (originality) તેના ધાર્મિક સિદ્ધાંતોમાં અલ્પ છે અને તેના સાહિત્યની કૃતિઓમાં તો તેથી પણ વધુ અલ્પ છે, અને કપાલીએ જે એક કથન णमो बुद्ध अ — બુદ્ધને નમસ્કાર એવો જપ કરનાર બૌદ્ધસાધુને સંબોધી કહ્યું છે તેમાં કંઇ યથાર્થતા છે. તે કથન એ છે કે: नमः खरपटायेति वक्तव्यं येन चौरशास्त्रं प्रणीतम् । अथवा खरपटादप्यस्मिन्नधिकारे बुद्ध एवाधिकः । कुतः ।

वेदान्तेभ्यो गृहीत्वार्थान् यो महाभारतादपि ।
विप्राणां मिषतामेव कृतवान् कोशसञ्चयम् ॥

— અર્થાત્ એવું (તારે) કહેવું જોઇએ કે જેણે ચોરનું શાસ્ત્ર રચ્યું છે એવા ખરપટને નમસ્કાર હો; અથવા (હું ભૂલ્યો) ખરપટ કરતાં તો આ અધિકારમાં — સંબંધમાં બુદ્ધ જ ચડી જાય છે. શા માટે?

વેદાન્તમાંથી-ઉપનિષદ્માંથી અને મહાભારતમાંથી પણ અર્થ ગ્રહણ કરીને વિપ્રો સૂતા હતા ત્યારે પોતાનો કોશ ભરી લીધો. (જુઓ ત્રિવેન્દ્રમ સંસ્કૃત સીરીઝ નં. ૪૫, પૃ. ૧૫ નામે મત્તવિલાસ પ્રહસન. આ કટાક્ષમય નાટકનો કર્તા મહેન્દ્ર વિક્રમવર્મન્ છે કે જે ઇ. સ. ૭ મા સૈકાના પ્રથમના ભાગમાં થયો.)

આશરે ઇ. સ. ના આઠમા સૈકાથી હિન્દભૂમિમાંથી બૌદ્ધધર્મ સંપૂર્ણપણે અદૃષ્ટ થયો, જ્યારે જૈનધર્મ ત્યાં અસ્તિત્વ ધરાવતો રહ્યો એટલુંજ નહિ પણ તેણે હિન્દની સંસ્કૃતિની દરેક શાખાના વિકાસમાં અતિશય ચંચલતાથી ભાગ લેવા માટે પોતાનું અસ્તિત્વ ચાલુ રાખ્યું. જૈનધર્મના અનુયાયીઓ બે મહાવર્ગ — સંપ્રદાય નામે દિગંબર અને શ્વેતામ્બરમાં વહેંચાયેલા છે. તે પૈકી શ્વેતામ્બર સંબંધી અને ખાસ કરી ગૂજરાતના શ્વેતામ્બરો વિષયે નીચે પ્રમાણે થોડા શબ્દોમાં કહેવા માટે વાચકોની હું રજા લઉં છું.

જૈન સિદ્ધાન્ત પ્રમાણે દરેક પ્રાણી દરેક ભવમાં સારાં અને નરતાં કર્મોનો અમુક જથ્થો એકઠો કરે છે અને પૂર્વ કર્મોનો આ જથ્થો 'કર્મ' એ નામથી ઓળખવામાં આવેલ છે. આ કર્મ કંઇક ભૌતિક (પૌદ્‌ગલિક છે) એમ જણાવવામાં આવે છે અને આત્મા ભવભ્રમણ–સંસારમાંથી છૂટી 'નિર્વાણ'— 'મોક્ષ' ત્યારે મેળવી શકે કે જ્યારે તે કર્મને સંપૂર્ણ રીતે અવશ્ય ભસ્મીભૂત–નષ્ટ કરવામાં આવે. એક જીવ પછીના ભવોમાં એક જાનવરનો, કે મનુષ્યનો કે દેવનો કે રાક્ષસનો દેહ ધારણ કરે કે આ પૃથ્વી પર કે સાત દેવલોક યા નરકભૂમિ પર ધરે તેનો આધાર જેવાં તેણે કર્મ કર્યાં હોય તેના પર છે. દરેક જીવ કેટલું સુખ કે દુઃખ ભોગવનાર છે, કઇ જાતિમાં પોતાનો જન્મ લેનાર છે, અને તેના બુદ્ધિ તથા નીતિના સદ્‌ગુણો કેટલા પ્રમાણમાં ધરાવશે તેનો આધાર તેનાં કર્મ પર છે. દરેક નવા ભવમાં જીવ નવાં કર્મ એકઠાં કરે યા તો જૂનાં કર્મને ખપાવે. ઓછામાં ઓછું શુભ કાર્ય પણ શુભ ફલને આપે છે અને ઓછામાં ઓછું ખરાબ કાર્ય (કર્મ) ખરાબ ફળ આપે છે. જીવનાં પોતાનાં કર્મોથી જન્મેલ ભાગ્ય સિવાય, બીજા અન્ય ભાગ્યનો પ્રભાવ પડે છે એવું કંઈ નથી, તેમ મનુષ્ય અથવા મનુષ્યેતર જીવોના ભાગ્યને વ્યવસ્થામાં રાખનાર— ઘડનાર એવો કોઇ ઇશ્વર નથી. 'પુરૂષકાર' એટલે કે મનુષ્યનાં પોતાનાં કર્મો તેમનું સારૂં તેમજ તેમનું ખરાબ નસીબ, નિશ્ચિત રીતે ઘડે છે અને તે કર્મો, જીવનના તડકા છાંયા, સંસારમાં એક યોનિમાંથી બીજી યોનિમાં અનંતકાલ સુધી પરિભ્રમણ, યા સંસારથી નિતાંત મુક્તિ એનો નિર્ણય કરે છે. અલબત્ત, જૈન ધર્મમાં શક્ય રીતે એવો સિદ્ધાંત આવી ન શકે કે જે પાપની માફીના અને જનાવરનો ભવ લઇને કે ખુદ 'તારણહાર'નું પ્રાયશ્ચિત કરનારૂં મરણ પામીને આત્મોદ્ધારના સિદ્ધાંતો (કે જે બીજા ધર્મમાં – ખ્રિસ્તીમાં જોવામાં આવે છે) ને મળતો આવતો હોય.

કર્મના સિદ્ધાંતે જૈન ધર્મના અનુયાયીઓમાં પોતાના માત્ર સ્વધર્મી પ્રત્યે જ નહિ, પણ સર્વ સહજીવી જીવો પ્રત્યે પોતાનું જે વર્તન જોવામાં આવે છે તે પરથી તેમના પર કર્મના સિદ્ધાંતે કલ્યાણકારી અસર કરી છે તેની કોઈ પણ ના નહિ પાડી શકે. દરેક પ્રાણીનો જીવ એ જૈનને મન મનુષ્યના જીવ જેવો પવિત્ર છે,

જૈનોની નીતિનું વિવરણ કરવાનો અહીં મારો ઉદ્દેશ નથી. તે નીતિનું ઘણું ઉંચું સ્થાન છે, અને તે નીતિમાં સત્ય રીતે ગૌરવ ભર્યું સ્વરૂપ રહેલું છે એટલું કહીને તેમજ સાથે સાથે, ગુજરાત અને બીજા દેશોમાં જ્યાં જ્યાં જૈનોની અસર પડી ગઇ છે, ત્યાં જૈન સિદ્ધાંતે બીજા ધર્મોના અનુયાયીઓ ઉપર પણ પોતાની ઘણી ઉદારતાભરી અસર પાડી છે એટલું ઉમેરીને મારે સંતોષ (અહીં) પકડવો જોઇએ. જૈનોએ અંતઃકરણપૂર્વક અને દૃઢતાથી તિરસ્કાર કરવા યોગ્ય પ્રાણીવધથી થતા યજ્ઞો સામે અને શિવની પૂજા કરવામાં આવતી દુષ્ટ – ભયંકર વિધિ ક્રિયાઓ સામે યુદ્ધ કર્યું છે, અને રાજાઓ તેમજ પ્રજાજનો મધ્યે ને ગ્રામવાસીઓ મધ્યે જે સદા સફળ અને નિઃસ્વાર્થ સેવાકાર્ય બતાવી આપ્યું છે તે તેમનાથી અને તેમના કાર્યથી પરિચિત એવા દરેક મનુષ્યની ઉંચામાં ઉંચી માનબુદ્ધિ જરૂર મેળવશે.

જૈનોનું આ ઉદાર–કલ્યાણકારી કાર્ય માત્ર ધર્મ-પ્રદેશમાં જ સંકુચિત રાખવામાં આવ્યું નથી;

ગૂજરાતમાં શ્રાવકોમાં અગત્ય ધરાવતો ભાગ વેપારીઓનો છે; તેમની અને રાજાઓની અપ્રતીમ ઉદારતાને લઈને ગૂજરાત એ હિંદની શિલ્પકળા તેમજ હિન્દની સ્થાપત્યકળામાં ખાસ શિષ્ટ (classical) દેશ બંન્યો છે. મન્દિરો, મઠો અને શાળાઓ બાંધવા માટે લાખોના લાખો — કરોડો રૂપીઆના ખર્ચનો હિસાબ ન ગણતાં તે વેપારીઓ દેશને ઉંચમાં ઉંચી કીંમતી ચીજોથી ભવ્ય મકાનોથી ભૂષિત કરી ગયા છે અને હજુ પણ કરી રહ્યા છે. ડલ્લમાન્ન કરીને એક વિદ્વાન્ થયો છે કે જે રોમન કેથોલિક નામના ખ્રિસ્તી પંથનો એક સાધુ હતો અને તેથી તેને હિન્દના ધર્મો પ્રત્યે ખોટા અભિનિવેશ વગરનો ચુકાદો આપનાર તરીકે ન ગણી શકાય; તેણે જે ઉત્સાહમાં આવી વર્ણન આપ્યાં છે તે વાંચશો, તો જૈન ધર્મે હિન્દની શિલ્પકળા તથા તેને લગતી કળાઓમાં શું ફાળો આપ્યો છે તેનો ખ્યાલ આવી શકશે.

૧૮૦૭ જેટલા પહેલાના કાળમાં હિન્દ તત્ત્વશોધક પ્રસિદ્ધ કોલ્બ્રુકે પોતાના 'એશીઆઇ શોધખોળ — 'Asiatick Researches' નામના પુસ્તકમાં પોતે મેજર મેકૅન્ઝી સાથે અગાઉ કરેલા પત્રવ્યવહાર ઉપરાંત જૈનો સંબંધી એક નિબન્ધ પ્રકટ કર્યો. અને ત્યાર પછી ઘણા નિબંધો અને પુસ્તકો બીજા પંડિતોએ બહાર પાડયાં અને તેથી આપણને જૈનો અને તેઓની ચળવળનો કંઇક વિશેષ પરિચય થતો આવ્યો. આ પંડિતોએ જૈનોનાં શાસ્ત્રો અર્થાત્ સિદ્ધાંતમાં સમાવેલાં વિધાનો તપાસ્યાં; તેઓએ તે શાસ્ત્રો જે ભાષામાં રચાયાં છે તે ભાષા — પ્રાકૃતનો અને પછીના જૈન સાહિત્યનો મોટો ભાગ કે જે બીજી પ્રાકૃતમાં લખાયેલ છે તે ભાષાનો અભ્યાસ કર્યો. હેમચંદ્રાચાર્ય (કે જે ઇ. સ. ૧૦૮૮ માં જન્મ્યો અને જે ૧૧૭૮ ઇ. સ. પછી પણ વિદ્યમાન હતો) તે એક પ્રસિદ્ધ સકલવિદ્યાનિપુણ થઇ ગયો કે જેણે સાહિત્ય વિષયક નિપુણતાનું એટલું બધું જ્વલંત વિદ્વાન્ અને મહા પ્રતિભાવાન્ અતક થાના હતા કે જે એક ચુસ્ત અને સતત્ અવિરત કાર્ય કરનાર અને વિજયવંતા જૈન સાધુ હોવા ઉપરાંત એક શ્રેષ્ઠ કવિ પણ હતા તેના જીવન અને કાર્યનું આબેહુબ ચિત્ર દોર્યું છે. પરંતુ જૈન સાહિત્યનો બાકીનો ભાગ હજુ હમણાં જ યુરોપીય હિન્દ પુરાતત્ત્વજ્ઞોનું ધ્યાન ખેંચવા લાગ્યો છે.

આ સાહિત્ય અતિશય વિસ્તીર્ણ અને રસથી પૂર્ણ છે. હિન્દના અને યૂરોપીય પુસ્તકાલયો, જે જૈન હસ્તલેખિત પુસ્તકો અત્યાર સુધી ઉપયોગમાં લેવામાં આવ્યાં નથી તેનો એક મોટો જથ્થો ધરાવે છે. ૧૯૦૯ માં જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સે સંસ્કૃત તેમજ પ્રાકૃત ભાષામા રચાયેલાં જૈન ગ્રંથોનું એક કેટેલોગ બહાર પાડયું છે કે જેના કર્તાઓ પ્રાયઃ સાધુઓ જ માત્ર છે. તે કેટેલોગ (યાદી) માં લગભગ ૩૨૦૦ જૂદા જૂદા ગ્રંથોનાં નામો તથા ૭૨૩ જૂદા જૂદા ગ્રંથકર્તાઓનાં નામ છે, કે જે ગ્રંથકર્તાઓમાં ઘણાએ ઘણા મોટા પ્રમાણમાં ગ્રંથો રચ્યા છે. બીજી બાજુએ તે કેટેલોગમાં દર્શાવેલા પુસ્તકોનો મોટો જથ્થો ગ્રંથ કર્તાના નામ વગરનો છે; પણ તે કેટેલોગ સંપૂર્ણ નથી, કારણ કે બીજાં હસ્તલેખિત પુસ્તકો વિદ્વાન સાધુઓ પોતાના એક સ્થાનથી બીજા સ્થાને વિહાર કરતાં છૂપા રહેલ પુસ્તકભંડારોની આતુરતાથી શોધ કરતા રહે છે તેથી જડતા જાય છે, અને અત્યાર સુધી અજ્ઞાત ગ્રંથોના ઘણાખરા કર્તાઓ વખત જતાં પ્રકાશમાં આવી શકશે અને આપણા ધ્યાનમાં અત્યાર સુધી અજ્ઞાત રહેલાં એવાં ઘણાં પુસ્તકો આવતાં જાય છે અને આવતાં રહેશે. છેલ્લાં વર્ષોમાં સંસ્કૃત તેમજ પ્રાકૃતમાં લખાયેલાં, અને દેશી ભાષાઓના પ્રાચીન સ્વરૂપની ભાષામાં લખાયેલાં ઘણાં પુસ્તકો હિન્દમાં છપાઇ ગયાં છે અને આ પ્રદેશમાં પ્રસિદ્ધ શ્વેતામ્બર પંડિત શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિ અને તેમના વિદ્વાન શિષ્યો કે જેમણે

આ સાહિત્યના ખજાનારૂપી ગ્રંથોનું સંશોધન કર્યું છે અને જૈન વ્યાપારીઓ કે જે અતિશય દીર્ઘદૃષ્ટિથી તેમને પ્રકટ કરવા માટેનાં સાધનો પૂરાં પાડે છે, તેઓ કરતાં બીજા કોઈએ વધુ કર્યું નથી.

જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સે પ્રકટ કરેલ કેટલોગ (જૈન ગ્રંથાવલિ)માં સમાવેલા જૈન ગ્રંથો પૈકી લગભગ ૩૬૦ સંબંધી નિશ્ચિત-પ્રમાણભૂત ઉલ્લેખ-તેમના દરેકના રચનારનાં નામ તથા તેઓના પૂર્વ ગુરૂ-પ્રગુરૂ વગેરેનાં નામ સંબંધીના ઉલ્લેખો રચ્યાની સાલ તથા સ્થળ સહિત કરવામાં આવેલ છે. આ વાતનું મહત્ત્વ, બ્રાહ્મણ અને બૌદ્ધોના સાહિત્ય સંબંધી આ હકીકતને લગતી જે સ્થિતિ વર્તે છે તેથી જેઓ પરિચિત છે તેઓ, ઓછું આંકશે નહિ.

આ કેટલોગ જોકે અતિ ઉપકારક છે છતાં તેમાં દેશી ભાષામાં રચાયેલ જૈન ગ્રંથોનો મોટો સમૂહ છે તેનો સમાવેશ કરવામાં આવ્યો નથી; પણ આ પ્રદેશમાં પણ વિજયધર્મ અને તેના વિદ્વાન્ શિષ્યોએ તેના સંબંધમાં જે અંધકાર પ્રસર્યો હતો તે દૂર કરવા માટે શરૂઆત કરી છે; અને તે એ રીતે કે તેમણે ઘણાં કિંમતી પુસ્તકોનું સંશોધન કર્યું છે ને કરતા જાય છે. આ પુસ્તકો જાતે કિંમતી છે એટલું જ નહિ પરન્તુ રાજકીય અને ધામક ઇતિહાસની દૃષ્ટિથી તેમજ હિન્દના સાહિત્યના અને હિન્દની ભાષાના ઇતિહાસની દૃષ્ટિથી કિંમતી છે.

આ વિસ્તીર્ણ શ્વેતામ્બર સાહિત્યમાં જે વિષયો છે તે વિધવિધ પ્રકારના છે. સૌથી પહેલાં તો સિદ્ધાંતો આવે છે કે જે પર ટીકા-ભાષ્યનું અતિ વિશાલ સાહિત્ય છે; તે ઉપરાંત અતિ સમૃદ્ધ એવું વિદ્યાવિષયક સાહિત્ય છે. જૈનોએ વિધિશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનની ખાસ વિશિષ્ટ પદ્ધતિઓ ઉત્પન્ન કરી છે; બીજી બાજુએ બ્રાહ્મણની સર્વ વિદ્યાઓનો વિકાસ ઘણી ફત્તેહમંદીથી કર્યો છે. સંસ્કૃત તેમજ પ્રાકૃતનાં વ્યાકરણો અને કોશો ઘણી સંખ્યામાં તેઓએ રચ્યાં છે. ગૂજરાતીનાં કેટલાંક વ્યાકરણો અને કોશો પણ છે અને પર્શીઅન ભાષાનો એક કોશ છે. અલંકારશાસ્ત્ર, પિંગલ, નીતિની બે શાખા નામે રાજનીતિ (રાજ્યખટપટ) અને સામાન્ય નીતિ કે જેમાં જીંદગીની ખબરદારીથી વ્યવહાર કરવાના નિયમોનો સમાવેશ થાય છે, તેના પર જૈન ગ્રંથો અસંખ્ય છે. રાજપુત્રોની કેળવણી અર્થે જૈન ગ્રંથકર્તાઓએ હાથીઓ, અશ્વો, યુદ્ધ, રથ, ધનુષ્યબાણની વિદ્યાઓ અને શૃંગાર પર પુસ્તિકાઓ લખેલ છે, અને બાકીના પ્રજાજનના ઉપયોગાર્થે તેઓએ જાદુગરી, ભવિષ્યવિદ્યા, શકુનવિદ્યા અને oneiro-criticsપર કૃતિઓ રચી છે કે જે વિદ્યાએ હિંદીના જીવનમાં મહત્વનો ભાગ ભજવ્યો છે. તેઓએ વળી શિલ્પવિદ્યા, સંગીતવિદ્યા પર અને સુવર્ણ અને રત્નો પર પણ ગ્રંથો લખ્યા છે.

વીરરસ કાવ્યો અને નાટકો, તેમજ વીણાકાવ્યો અને ઔપદેશિક કાવ્યો સંસ્કૃતમાં રચીને અને અલંકારના કડકમાં કડક નિયમોને વળગી રહીને કવિઓ તરીકે શ્વેતાંબર સાધુઓએ બ્રાહ્મણ રાજ-કવિઓ સાથે હરીફાઇ કરેલી છે. અને આ કાવ્યના સંબંધમાં તેમજ જૂદી વિદ્યાઓને લગતા સાહિત્ય સંબંધે ટીકાઓનો મોટો સમૂહ રચવામાં આવ્યો છે. જૈન વિદ્વાનોએ તે છતાં જૈન કવિઓએ રચેલાં આલંકારીક — કવિતા વિષયક તેમજ અન્ય વિદ્યા-વિષયક પુસ્તકો પર ટીકા લખી છે એટલું જ નહિ પણ બ્રાહ્મણ ગ્રંથકારોનાં પુસ્તકો પર પણ ટીકા લખી છે.

જૈન કવિઓએ હિંદુ તેમજ મુસલમાન રાજાઓની સભાઓમાં ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે; પણ તેની સાથે તેઓએ પ્રજાજનની વસ્તી સાથે અને ખાસ કરી વેપારી વર્ગ સાથેનો સંબંધ -વ્યવહાર કદિ પણ છોડયો નથી. જ્યારે બ્રાહ્મણ ગ્રંથકારોએ પોતાનાં પુસ્તકો માત્ર વિદ્વાન રાજાઓ અને રાજપુરુષો માટે જ લગભગ લખ્યાં છે, ત્યારે જૈન કવિઓએ પોતાના દેશજનોની સાહિત્યવિષયક જરૂરીઆતો તે જ સમયમાં પૂરી પાડી. તેથી તેઓએ માત્ર સાદી સંસ્કૃતમાં જ નહિ, પરંતુ પ્રાકૃત, અપભ્રંશ, હિંદી, ગૂજરાતી અને તેવી જ રાજસ્તાની

ભાષાઓમાં પણ કવિતાનું ઘણું વિશેષ સાહિત્ય ઉત્પન્ન કર્યું. **તેઓ ઘણા વિશાળ લોકપ્રિય સાહિત્યના સૃષ્ટા છે.**

ઉપર જણાવેલ જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સના કૅટેલૉગ (સૂચિપત્ર ગ્રંથ નામે જૈનગ્રંથાવલિ)માં ઉપદેશને લગતા સાહિત્યથી (જૈન ઔપદેશિક એ મથાળા નીચે) તે આખા ગ્રંથના પૃષ્ઠ ૩૯૭ માં ૧૩૦ પૃષ્ઠ એટલે ઘણો મોટો ભાગ ભરાઇ ગયો છે. આમાં જણાવેલા ગ્રંથોમાં સિદ્ધાંતને તેમજ તે પરની ટીકાને લગતા ગ્રંથો સિવાયના કાવ્ય સાહિત્યના છે, અને તેઓ જૈન ગૃહસ્થવર્ગ–શ્રાવકોને બોધ આપવા તથા નીતિમાન્ બનાવવા માટે નિર્મિત કરવામાં આવ્યા છે. આ પુસ્તકો તેમજ સિદ્ધાંતો પરની ટીકાઓમાં જૈનોને અત્યંત કિંમતી એવું આખ્યાનાત્મક સાહિત્ય પ્રાપ્ત થએલું છે કે જેમાં દરેક જાતની વાર્તાઓ — અદ્ભુત રસવાળી ઉપન્યાસો, નવલકથાઓ, ધર્મવિષયોમાં ઘટાવેલી રૂપક કથાઓ (parables), પશુઓની કલ્પિત વાતો, દંતકથાઓ, પરીની વાર્તાઓ, અને દરેક જાતની રમુજી વાતોનો સમાવેશ થાય છે. શ્વેતાંબર સાધુઓ પોતાના દેશનાઓમાં સ્વધર્મના સિદ્ધાંતોને ફેલાવવા માટે આવી વાર્તાઓનો અતિ અસરકારક સાધન તરીકે ઉપયોગ કરતા અને તેથી ઉપર જણાવેલી સર્વ ભાષાઓમાં ગદ્ય અને પદ્યમાં કાવ્યમય, તેમજ હમેશની ઘરગતુ સાદામાં સાદી શૈલીમાં આખ્યાનો કરવાની કળાનો વિકાસ કરી શક્યા. એકવડી કથાઓ ઉપરાંત તેઓએ એવી રચનાઓ કરી હતી કે તેમાં પંચતંત્રમાં છે તે પ્રમાણે તેમજ ગ્રિમ બંધુએ ગૃહોપયોગી કથાઓનો સંગ્રહ કર્યો છે તે પ્રમાણે ઘણી વાર્તાઓ તેમજ સંગ્રહો એક બીજા સાથે એક ચોકઠામાં ગુંથતા હતા.

જૈન સાધુ ધર્મોપદેશક તરીકે પોતાનો ઉપદેશ આપતાં શરૂઆતમાં હમેશાં (પોતાના ઉપદેશ — ધર્મદેશનાના વિષયને થોડા ગદ્યમાં શબ્દોથી યા શ્લોકોમાં સમજાવે છે) અને પછી એક રસિક વાર્તા થોડા ઘણા વિશાળ પ્રમાણની, કહેવાનું આગળ ચલાવે છે કે જેમાં ઘણા અદ્ભુત બનાવો લાવીને મૂકવામાં આવે છે અને મોટે ભાગે તો ઘણી એક બીજા સાથે સંબંધ ધરાવતી વાર્તાઓ જોડવામાં આવે છે. પોતાની વાર્તાનો અંત આવે ત્યારે તે કેવલી (એટલે કે સર્વજ્ઞતા પામેલ જૈન સાધુ) નો એવો પરિચય કરાવે છે કે તેઓ જે શહેરમાં પોતાની વાર્તાનાં પાત્રો રહેતાં હોય છે ત્યાંના ઉદ્યાનમાં આવી સમોસરે છે—ઉતરે છે. આ સર્વજ્ઞ સાધુનો ઉપદેશ સાંભળી આ પાત્રો તેમને પ્રશ્ન પૂછે કે આ બધાં વીતકો પોતાના જીવનના સામનો કરતાં વેઠવા પડયાં તેનું શું કારણ? એટલે કેવલી તે બધા સુખમય તેમજ દુઃખમય પ્રસંગોનું કારણ તેમના પૂર્વ ભવોની વાતથી કહી સમજાવે છે.

આ જૈન ધર્મોપદેશોનું સ્વરૂપ સાહિત્ય દૃષ્ટિએ જોતાં બૌદ્ધની જાતક કથાને મળતું આવે છે, પણ તે તેના કરતાં ઘણું ઉચ્ચ રીતે ચઢીઆતું છે. જાતક કથાનો પ્રારંભ એવી કથાથી થાય છે કે જે ઘણી બાબતોમાં તદ્દન અર્થ વગરની હોય છે. અમુક અમુક સાધુને અમુક અમુક બન્યું. બુદ્ધ પધાર્યા. બીજા સાધુઓએ તેમને તે સંબંધી પ્રશ્ન કર્યો અને બુદ્ધે તે સાધુના પૂર્વ ભવને વર્ણવી તે સંબંધી ખુલાસો કર્યો. આવી પૂર્વ ભવની કથા એ જાતકમાં મુખ્ય કથા સ્વરૂપ છે (જ્યારે જૈન ઉપદેશોમાં તે માત્ર અંતિમ સ્વરૂપે પરિણમે છે); બોધિસત્ત્વ યા તો ભવિષ્યત્ બુદ્ધ પોતે તેમાં અમુક પાઠ ભજવે છે, અને આ પાઠ અલબત તેમને અનુરૂપ જ આવવો ઘટે; આખી વાર્તા, વિશેષમાં ઉદાત્ત હોવી ઘટે. આ જાતકો રસિક છે પરંતુ બૌદ્ધોની સ્વકૃતિ નથી; તેઓ સમગ્ર ભારતમાં પ્રસરાઇ ગયેલી વાર્તાઓના વિશાલ ભંડારમાંથી ઉદ્ધૃત કરેલ છે. આ લોકપ્રિય કથાઓનો બહોળો ભાગ તર્કપ્રધાન, અથવા તો રમુજી યા કેટલીક બીજી રીતે રસિક છે, પણ તે કથાઓ ઉદાત્ત બનાવે તેવી નથી. તેથી બૌદ્ધસાધુઓ કે જેના જાતકો ઉદાત્ત હોવાં ઘટે અને તેનાં જાતકોમાં બોધિસત્ત્વને અનુરૂપ પાઠ જ આવવા ઘટે, તેઓને પોતાનાં કાર્ય માટે લોકપ્રિય થઇ ગયેલી વાર્તાઓને

ફેરવી નાંખવાની ફરજ પડે છે અને તેથી ખેદજનક પરિણામ સામાન્ય રીતે એવું આવે છે કે, આવું જાતક કંઇ નહિં તો નિરસ કથા થઇ જાય છે કે જે કથામાંથી મૂળનો હાસ્યરસ અદષ્ટ થાય છે; અને તેનો વિકાસ ઘણી વખત સર્વ જીવનમય સંભવિતતાથી વિરોધી બને છે. બૌદ્ધો પોતાના સિદ્ધાન્તો **સીધી રીતે એ પ્રકારે દાખવે છે કે જેમાં બોધિસત્તનું દૃષ્ટાંત આપી કોઇ પણ જીવે નીતિના બૌદ્ધસંમત ખ્યાલો પ્રમાણે કેમ વર્તવું જોઇએ તે બતાવેલું હોય છે;** અને જે લોકપ્રિય કથાને જાતકમાં ફેરવી નાંખવા માટે પસંદ કરેલી હોય છે તેમાં જો આવું નીતિમય પરિણમન ન હોય તો આ કથનને તેવી રીતે બદલાવી નાંખ્યા વગર છૂટકો જ નહિ. બૌદ્ધને અર્થશાસ્ત્રનો અભ્યાસ એક પાપ સમાન છે. હમણાં તો ઉત્તમ એવી ભારતીય કથાઓમાંનો ઘણો ભાગ આ અર્થશાસ્ત્રમાં વિકસિત કરવામાં આવ્યો છે. બૌદ્ધ સાધુઓ પોતાના કથાસંગ્રહોમાં આવી નીતિ-કથાઓના અતિ મોટા ભાગને અંતર્ગત કરે છે; પણ તેઓના સિદ્ધાન્તને અનુસરી તેઓને મુખ્ય મુદ્દાના ભાગને ફેરવી નાંખવાની જરૂર પડે છે, અને તેથી આ વાર્તાઓનાં અતિ મહત્ત્વનાં લક્ષણો બદલાવવાં પડે છે અને તેમ કરવાથી તેઓ અચૂક તે કથાઓને સત્ત્વહીન કરે છે.[1] પંચતંત્રની અસંખ્ય પ્રતોમાં એક પણ પ્રત બૌદ્ધની નથી, જ્યારે જૈનોની પ્રતો નામે પંચાખ્યાન યા તો પંચાખ્યાન કે આ પ્રાચીન નીતિ-ગ્રંથને ઇન્ડો-ચાઇના અને ઇન્ડોનેસિયા સહિત સમગ્ર હિન્દમાં પ્રસિદ્ધ કર્યો — એ માત્ર આકસ્મિક ઘટના છે એમ નથી. આ સર્વ દેશોમાં પંચાખ્યાન સંસ્કૃત અને બીજી જૂદી જૂદી લોકભાષાઓમાં એટલી બધી પ્રસિદ્ધી પામ્યો કે તેનું જૈન કર્તૃત્વ સમૂળગું વીસરાઇ ગયું અને તે એટલે સુધી કે જૈનો પણ તે ભૂલી ગયા.

બૌદ્ધ કથાકારોએ, તે છતાં, લોકોમાં અદ્ભુત, વિલક્ષણ, ઘાતકી તત્ત્વો પ્રત્યે તિરસ્કાર હોય છે એ હકીકતનો બહુ સફળતાથી ઉપયોગ કર્યો છે; એક જ વાર્તામાં એક જ જાતના ઉદ્દેશોનું તેઓ વારંવાર પુનર્કથન કર્યા કરે છે, અને જીવનને અનુરૂપ ઉદ્દેશો કે પરિણામોનો તેઓને ખ્યાલ નથી. **તેમની કથાઓ લાક્ષણિક બૌદ્ધ હોય છે, પરન્તુ કોઇ પણ રીતે લાક્ષણિક ભારતીય કથાઓ હોતી નથી.**

**ભારતીય કથાનકની કળાની લાક્ષણિક કથાઓ તો જૈનોની છે.** તેમાં ભારતીય પ્રજાનાં જીવન અને રીતભાતો તેના સર્વ જૂદા જૂદા પ્રકારમાં અને તે પણ વાસ્તવિકતા— યથાર્થતાને સંપૂર્ણ સંગત રહીને વર્ણવેલી હોય છે. તેથી જૈન કથાનકસાહિત્ય, ભારતીય સાહિત્યના વિશાલસમૂહમાં લોકકથાને તેના અત્યંત વિસ્તૃત અર્થમાં લેતાં—લોકકથાનું જ માત્ર નહિ, પરંતુ સાથે સાથે ભારતીય સંસ્કૃતિના ઇતિહાસનું પણ સૌથી કિંમતિ ઉત્પત્તિસ્થાન છે.

**જૈનોની કથા કહેવાની રીતિ બૌદ્ધોની રીતિ કરતાં કેટલાક ઘણા અગત્યના મુદ્દામાં ભિન્ન પડે છે. જૈનોની મુખ્ય કથા ભૂતકાળ સંબંધેની નહિ પરંતુ વર્તમાનકાળગત હોય છે; તેઓ પોતાના સિદ્ધાન્તો સીધેસીધા— પ્રત્યક્ષ રીતે નહિ, પણ આડકતરી રીતે— ધ્વનિથી ઉપદેશે છે; અને પોતાની કથાઓમાં એવો ભવિષ્યમાં થનારો જિન આવીને પાઠ ભજવતો નથી.**

આ સંજોગોપરથી સ્પષ્ટ છે કે જૈન કથાકારો તદ્દન સ્વતંત્રતામાં વિહરે છે. તેઓને બિલકુલ એવો આશય નથી હોતો કે પોતાની કથાનાં પાત્રોને નીતિપ્રમાણે વર્તતાં બનાવવાં, તેથી તેઓ જે રૂપમાં આ કથાઓ સાહિત્યની નજરેથી યા લોકસમૂહમાં કર્ણોપકર્ણ યા મુખોપમુખ ચાલી આવી હોય તે જ રૂપમાં કહી બતાવવા તેઓ સ્વતંત્ર હોય છે. પોતાની વાર્તામાંનાં પાત્રોનાં કાર્યો નીતિમય કે અનીતિમય

---

[1] આ લેખકના બીજા લેખો બર્લિનના પત્રો વગેરેમાં પ્રસિદ્ધ થયેલા જુઓ.

હોય, આ પાત્રો સુખી થાય કે દુઃખી બને, તે આ કથાકાર જોતો નથી. કારણ કે તે વાર્તાથી નીકળતો નીતિનો સાર ખુદ પ્રસંગોમાં ભરાતો નથી. પણ જે ખુલાસો આ વાર્તાના અંતભાગમાં કેવલી આવીને કરે છે તેમાં સમાય છે. આ કેવલી દાખવે છે કે આ કથામાં પાઠ ભજવતાં પાત્રોએ જે દુઃખો સહન કર્યાં તે તેમના પૂર્વભવોમાં કરેલાં નઠારાં કર્મોથી ઉદ્દભવ્યાં છે અને જે સુખ માણ્યાં છે તે પૂર્વનાં સારાં કર્મોથી મળ્યાં છે. આ સ્પષ્ટ છે કે નીતિનો ઉપદેશ આ રીતે આપવાની શૈલી કોઇ પણ કથા લ્યો તેમાં મળી આવશે, કારણ કે દરેક રસિક કથામાં જે જીવોનાં સાહસો વર્ણવેલાં હોય તે જીવોએ જૂદી જૂદી જાતના ચડતીપડતીના પ્રસંગો અનુભવેલા હોય જ. આ હકીકતનું પરિણામ એ આવ્યું કે કોઇપણ કથાકાર જૈન સાધુને પરંપરાથી ચાલી આવેલી કથાને બદલી નાંખવાની જરૂર પડી નહિ અને આ કારણે જૈન કથાઓ બૌદ્ધ ગ્રંથોમાં પરંપરાગત ચાલી આવેલી કથાઓ કરતાં લોકકથા-સાહિત્યનાં વધારે વિશ્વાસપાત્ર ઉત્પત્તિ-સ્થાનો છે.

તેમ છતાં, જૈન સાધુઓ માત્ર કહેલું કથનારા નહોતા, તેઓ કથાઓના સ્વયં નિર્માતા હતા. તેઓએ પોતાના ઉપદેશોને અર્થે, અને પોતાના ધર્મપ્રચારના ગ્રંથો અર્થે નવી વાર્તાઓ અને નવલ-કથાઓ સ્વયં ઉત્પન્ન કરી અને સાહિત્યદૃષ્ટિથી કથાનક કહેવાનું પોતાની શાળાઓમાં શીખવાતું. આ વાત ચારૂચન્દ્રના ઉત્તમકુમાર ચરિત્રની ૫૦૨ થી પંક્તિમાંથી સ્પષ્ટ થાય છે. તે આ પ્રમાણે છે.

> श्री भक्तिलाभशिष्येण चारुचन्द्रेण गुंफिता ।
> चारित्रसारगणिना बोधितेयं कथा मुदा ॥
> बालत्वेऽपि कथा चेयमभ्यासार्थं कृतामया ।
> बालावस्था कृतं सर्वं महतां प्रीतये भवेत् ॥

પરંપરાથી કથાસાહિત્ય જે આપણને મળી આવ્યું છે તેમાં એ જણાય છે કે બૌદ્ધ અને જૈનોના કથાસાહિત્ય કરતાં વધુ પ્રાચીન બ્રાહ્મણોનું કથા સાહિત્ય છે.

—અપૂર્ણ

---

## રાજુલ રહનેમિ સંઝાય

છેડો નાંખ, નાંખ નાંખ નાંખ, છેડો નાંખ

દેવરિયા મુનિવર, છેડો નાંખ, સંયમવ્રત ભાંગે, છેડો નાંખ,
યાદવ કુલને ખંપણ લાગે, છેડો નાંખ૦ ૧

અગનિ કુંડમાં જે તનુ હોમે, ખિણ વમ્યું વિષ નવી લેવે,
તેહ અગંધન કુલના ભોગી, તે કિમ ફિરી વિષ સેવે. છેડો૦ ૨

લોક હસે વલી ગુણ સવિ નિકસે, વિકસે દુર્ગતિ બારી,
ઇમ જાણીને કહો કુણ સેવે, પાપ પંક પરનારી. છેડો૦ ૩

વલી વિશેષે સંયતિની સંગે, બોધબીજ બળી જાવે,
સાહિબ બંધવના અધવારે, તો કિમ લાજ ન આવે. છેડો૦ ૪

મૂરખ કોઇ કહો કરી ચંદન, છાર કોઇલો લેવે,
વિષ હલાહલ પાન નિકંદન, ચિરંજીવીને સેવે. છેડો૦ ૫

રાજુલ બોલો વચન રસાલાં, જિમ અંકુશ શિર ઢાલા,
ઇમ થિર કરી રહનેમિ પ્રગટ્યો, જ્ઞાનવિમલ ગુણમાલા. છેડો૦ ૬

— જ્ઞાનવિમલસૂરિ (૧૮મું વિ. શતક

# સિદ્ધાર્થ રાજન્ અને યશોધરા દેવી

**સંવાદ**

સિ૦—અરે ! આ ચીસ ક્યાંથી ? ? દેવી યશોધરા, આ શું ? ? આટલી બધી આકુળ વ્યાકુળ કેમ ? ? અશ્રુનો અખંડ પ્રવાહ ખાળ્યો ખળતો નથી. તારા કોમળ દિલને કોણે દુભવ્યું છે ? બોલ તો ખરી ? (એમ કહી યશોધરાને બાહુ-પાશમાં લઇ હૃદયસાથ દાબે છે અને આશ્વાસન દઈ ભયમુક્ત કરે છે.)

ય૦—સિદ્ધાર્થ રાજન્, કંઇ નહીં, અમસ્તુ, સ્હેજ.

સિ૦—યશોધરા, 'કંઇ નહીં, અમસ્તુ, સ્હેજ,' એ વચનો વદવામાં તારો ધ્વનિ ન હોય પણ તેનો પ્રતિધ્વનિ તો છે જ. મારા જેવા રાજ-રિદ્ધિવાળા રાજકુમારની રાણી હોવા છતાં, તું શા માટે શોચ ધરે અને કાલ્પનિક દુઃખ ભોગવે, એ સમજાતું નથી. મને દુઃખ થાય એવા આશયથી તું વાત છુપાવતી હોય એ સ્વાભાવિક છે; પરંતુ એમ કર્યે મારૂં દુઃખ વિશેષ વધતું જાય અને તારૂં દુઃખ કિંચિત્ પણ ઓછું ન થાય, એ મહત્વનો વિચાર તારે નથી કરવાનો એમ નથી પણ સાથે સાથે ભયમુક્ત બની હૃદય ખોલવું ને હળવું કરવું, એ વિચારવું પણ જરૂરનું છે. અંતરની કથની કથનાર એક અંતર છે અને સાંભળનાર અન્ય અંતર જ છે. દેહે જુદા છતાં એક જ દેહી છીએ.

ય૦—રાજન્, સૌભાગ્ય, અહોભાગ્ય મારાં કે જેના સ્વામીનાથ સિદ્ધાર્થ છે. આવા રાજવિભવમાં મને શા પ્રકારનું દુઃખ હોય ? એ સંભવે જ કેમ ? માત્ર કાલ્પનિક સ્વપ્ન એ દુઃખની ક્ષણિક કથા. ગાઢ નિદ્રામાં ભય ભર્યું, અનિષ્ટ અમંગળ સ્વપ્ન આવ્યું; પરિણામે ઝબકી, એકદમ જાગી ઉઠીને ચીસ પાડી.

સિ૦— સ્વપ્નાં તો મને ય આવે છે; પણ ઠીક, તારી વાત આગળ ચલાવ.

ય૦— પ્રીતમ દેવ, " આસો માસની શરદ્ પૂનમની રાત " એટલે શું ? ? ? સૌંદર્યદેવીનો સાક્ષાત્કાર. ઉલ્લાસવંતો ચંદ્રમા નગર, વન-ઉપવનની શોભાને પૂર્ણ ટોચે લાવવાને પોતાની સોળે કળાનો ઉપયોગ કરી રહ્યો છે; અને એ ચાંદલીઓ ચોકમાં ચમકીને સન્નારીઓના મધુર કંઠમાંથી નીકળી આવતા રાસડાઓને ખીલવી રહ્યો છે. આવે સમયે હું રાજમહેલની અગાસી પરની એક બેઠક પર બેઠી શીતળ શશીની શોભાને એકી ટશે જોઇ રહી હતી. અચાનક જંગલના ખુલ્લા પ્રદેશ પર નજર ખેંચાઇ. વિશેષે જોતાં જણાયું કે હિમ જેવો સફેદ અને તેજસ્વી અશ્વ પવન વેગે દોડ્યો જતો હતો. સ્વાર પણ સ્વાંગમાં દિવ્ય યુવક હતો. તેના ફેંટાનું ફુમકું પછાડી હવામાં ફરફર ફરકતું વિદ્યુત્ની માફક ઝબકારા મારતું હતું.

સિ૦—દેવી, યશુ ! આમાં ભય પામવા જેવું શું, અને રડવા જેવું શું ? પ્રતાપ અંશી રાજાની રાણીઓ 'સબળા' નામથી સંબોધાય છે. અત્યારે તું તો અબળા કે ?

ય૦—પરમ દેવ, કેસરીયાં કરી રણમાં લડનાર ને મરનાર શુરવીર રજપૂતની અંતિમ કાળની પ્રધાન-વાસના જે રહી જાય છે તે વાસનાને તૃપ્ત કરવાનું પછાડીનું કાર્ય-કર્તવ્ય રજપૂતાણીઓનું હોય છે. ઝગઝગ બળતી ચિતાઓ જ્યારે એ રમણીઓનું છેવટનું આરામ-સ્થાન —રામનું-સ્થાન— બને છે ત્યારે જ તેમને સબળા કહેવામાં આવે છે. ચારિત્ર્યનો મહાન્ પ્રશ્ન ત્યાં ઉપસ્થિત થતો અને તેનો તોડ પણ ત્યાં જ કઢાતો. આ સિવાય અન્ય તમામ બાબતોમાં અમોને શાશ્વત અબળાવાદ જ ગળથુથીમાં પાયો છે.

સિ૦—( સતી થવાની પ્રથાપર ચિંતન કરતાં વદન કરૂણ-મૂર્તિ બને છે. )

ય૦—આર્ય કુમાર, વાત અવળે પ્રવાહે વહી. એ પાતાળ-પ્રવેશી અશ્વ આપણી હયશાળાનો જ; અને અશ્વારૂઢ યુવક તે એ જ કે જેની સામે હું અત્યારે નિર્ભય બની વાત કરી રહી છું. જો કે આપનું મુખ જોયાનું યાદ નથી તો પણ અશ્વપરની બેસવાની છટા અન્યની ન દેખાઈ પણ આપની જ. રાજમહેલ તરફ પુનઃ આવવા ઘણી ઘણી અરજ કરી, બુમો પાડી, રોઇ, રડી, આક્રંદ અાહ્લદ કર્યું; પરંતુ બધું વ્યર્થ. ગયા તે ગયા જ. જંગલમાં પ્રવેશતી સમયે એક અણખીલ્યું ગુલાબનું પુષ્પ ફક્ત ફેંકતા ગયા. હૈયું હાથ ન રહ્યું ને અગાસી પરથી પડતું મૂક્યું. ચીસ પાડી જાગી ઉઠી ને અનિષ્ટ સ્વપ્નની સમાપ્તિ થઇ.

સિ૦—પણ દેવી, વાસ્તવિક રીતે સ્વપ્નમાં કહ્યું યે સત્ય હોતું નથી. ક્ષણ બે ક્ષણ રંક પણ રાજ-વિભવ ભોગવી લે છે અને રાજા ભીખારી બની જઇ ભાખરીના ટાઢા ટુકડાનો સ્વાદ અનુભવી લે છે. યશુ, શોચ મા કર, દુ:ખ ના ધર, ધૈર્ય ધર અને શાંત થા. વારંવાર એજની એ જ વાત પર વિચાર કરવાથી દિલની આગ ઓલવાતી નથી — બળતા અગ્નિમાં ઘીના હોમની જેમ — તારી પાસેથી હું તો એટલે સુધી યે આશા રાખી શકું કે કદાચ તારૂં સ્વપ્ન સત્ય નિવડે, તો યે તને કંઇ આઘાત ન થવો જોઇએ, નિર્મિતને અનિર્મિત કરનાર તું અગર હું કોણ માત્ર ? ?

ય૦—દિલના દેવ, કદી કોઇ કાળે નહિ પણ આ કાળે આપના વચનોને હૃદયમાં ઉતરતાં કેમ વાર લાગે છે ? ફક્ત બે દિવસમાં બનેલી કાલ્પનિક બીનાએ જ્યારે મારી આ દશા કરી ત્યારે આપ અચાનક મને અહીં એકલી મૂકીને ક્યાંક ચલ્યા જાઓ તો મારી અહીંની શી ગતિ થાય ! ! ક્ષણ-ભરનું સ્વપ્ન આટલું બધું અકળાવે છે ને રીબાવે છે તો પછી સ્વપ્નના સત્યે તો:— ( મૂર્છાવશ થઇ જઇ સિદ્ધાર્થના ખોળામાં ઢળી પડે છે. કુમાર આસનાવાસના કરી તેને જાગ્રત કરે છે ને દેવી નિસ્સાનું પાન કરાવે છે.)

સિ૦—યશુ, તારૂં શરીર સારૂં નથી. શરીર પરનો અધિકાર તેં ગુમાવ્યો છે, માટે હવે અન્ય પ્રસંગે આ વાત કરીશું.

ય૦—નહીં, નહીં નાથ, શરીર સારૂં હો યા ન હો, દેહ ટકે યા છેહ દે. કોણ જાણે, મારૂં માનસિક દુઃખ દૂર દૂર જતું દીસે છે. હૃદય કંઇક બળવાન બન્યું હોય એમ ભાસે છે. મારામાં મને મજા નથી. મારી સાચી મજા આપના વચનામૃતનું પાન કરવામાં ઓતપ્રોત થઇ ગઇ છે. આપ કહે જાઓ ને હું સાંભળ્યે જઇશ ને આનંદ લઇશ.

સિ૦—યશોધરા, તું કંઇક સંસ્કારી જીવ તો છે; છતાં યે તારી ભૂમિકા — ઉચ્ચ ભૂમિકા ન બંધાઇ. મારા સહવાસમાં તેં પૂરાં દશ વર્ષ ગાળ્યાં; પરંતુ મહત્ત્વના ફેરફાર ન થયા....અજ્ઞાન તિમિર દૂર ન થયું. પ્રભાતે ગગનાંગણમાં ઉગતા સૂર્યનું શીતળ મધુર તેજ પણ અંતરમાં ન ઉતર્યું. ટુંકમાં પ્રભુનો તનખો તારામાં ન પ્રગટ્યો. કસ્તુરીની પ્રાપ્તિ માટે હજારો ગાઉનો પ્રવાસ કસ્તુરીમૃગ માટે તો તદ્દન નકામો છે. કસ્તુરી તેના શરીરમાં છે ને વાસ-ફોરમ બહાર પ્રસરી રહી છે. પરમાત્માની ફોરમ અંદર ને બહાર બન્ને છુટી રહી છે. પરમાત્મા પોતે અંદર છે એટલે બહારથી એને શોધનારની ગમે તેવી પ્રવૃત્તિ-પ્રયાસ હોય તો તે પણ અફળ જાય છે જ. છેલ્લા લાંબા સમય થયાં તું જાણે છે કે મને રાજવિભવ ભોગવવાની જરાયે સ્પૃહા નથી. હું જે જે વાચતો, વિચારતો, અનુભવતો તે બધામાં તું મારૂં અનુકરણ કરતી અને તને લેશ પણ પ્રતિબંધ ન હતો. મારા શરીર પરનો મોહ એ તારી પ્રબળ વાસના છે, અને એને તો જ્ઞાનભઠ્ઠીમાં બાળીને ભસ્મીભૂત કર્યે જ છુટકો.

ય૦—સિદ્ધાર્થ સ્વામિન્ ! સત્ય વાત છે—આપની. આપનો અમૂલ્ય ઉપદેશ વિશેષ આકર્ષે છે. અત્યારે તો રાજ-રાણીનો મોહ તેમજ તેને અંગે ઉપસ્થિત થતા વૈભવનો મોહ સાવ ગળી ગયો છે. આપ ગમન-

વિહારી છો. આપની દિવ્ય ભવ્ય ભાવનાઓને યત્‌કિંચિત્ સમજવાને પણ મારામાં સામર્થ્ય નથી. અલ્પમતિ અનુસાર મારી સમજમાં જે આવે છે તે એ છે કે આપની તમામ પ્રવૃત્તિ એક યા અન્ય સ્વરૂપમાં નિવૃત્તિ જ છે અને અંતિમ હેતુ નિર્વાણ પદને પ્રાપ્ત કરવું એ છે. આ ધ્યેયબિંદુ લક્ષ્યમાં લઇ જંગલનિવાસ ઇચ્છતા હો એમ હું માનું છું. જંગલમાં ન જાઓ એમ કહેવા હિંમત થતી નથી. ઉમેદ માત્ર એટલી છે કે આપ મને સાથે લઇ જઇ સહચરી-સહચારિણી બનાવો. ગમે તેવા પ્રતિકુળ વાતાવરણમાં પણ આપને યોગ્ય અનુકુળ સંજોગો ઉત્પન્ન કરી શકીશ એ શ્રદ્ધા આ દિલમાંથી ખસતી નથી. જ્યાં મારા...મહારાજ ને તાજના તાજ ત્યાં આ શીર ને આ શરીર સદા સર્વદા ઝુકેલું જ રહેવાનું. કોઇ મહાન્ રાજાની સામાન્ય રાણી પટરાણીની પદવી પ્રાપ્ત કરે છે ત્યારે તે પોતે જેટલી ભાગ્યશાળી માને છે તેના કરતાં અનંતગણી સદ્‌ભાગ્યશાળી હું પોતાને ગણું છું. અહોભાગ્ય મારાં છે, સ્વામીનાથ!

સિ૦—(મનમાં કંઇક મુંઝવાય છે.) જંગલવાસ મારે એકલાને જ સ્વીકારવાનો આવશે. હજુ કશા નિર્ણય પર આવ્યો નથી. પ્રિયે, તારા કથનનો છેવટનો ભાગ અતિ ઉક્તિ ભર્યો જણાય છે.

ય૦—નાથ! નથી એમ એ. ગત અનંત ભવના સંયુક્ત પુણ્યબળના યોગે મારો સંબંધ-લગ્નસંબંધ, આપ સાથે સધાયો છે—બંધાયો છે. આપણા બન્નેનાં લગ્નમાં કંઇક વિવિધતા છે—કળાયુક્ત વિવિધતા ને વિશેષતા છે; બળાત્કાર, હરણ, ગાંધર્વ વિધિ અગર તો (રાજકુમારીઓના) સ્વયંવરથી આપણાં લગ્ન નથી થયાં. (પયુજી, માફ કરજો. કુહેતાં કહી દેવાય છે કે આપ એક રાજકુમારિકા બન્યાં ને આપે આપનો સ્વયંવર જાતે યોજ્યો ને મારા જેવા રાજકુમાર (?) પર કૃપયા વરસી. લગ્નની વિશેષતા એ છે કે આપણું જીવન આત્મવિકાસને પંથે સંચરી રહ્યું છે. વિશેષ તો હવે આપ સમજાવો, રાજન્.

સિ૦—સંસ્કારી યશોધરા, 'તું નથી સમજતી,' એમ કહીને પણ કંઇક સમજી છો અને વિશેષ સમજવા પ્રયત્ન કરી રહી છો. તારું હવે કલ્યાણ થશે એ ચોક્કસ છે; પરંતુ મને બરોબર જો. મારા ખાવામાં, પીવામાં, હરવા ફરવામાં, સુવામાં એમ તમામ પ્રવૃત્તિઓમાં ફક્ત એક જ ધ્વનિ ઘંટના ડંકાની માફક નિરંતર કર્ણ પર અથડાય છે. શો મધુર એ ધ્વનિ, "**ગૌતમ, જાગ્રત થા, ઉઠ, ઉભો થા, જંગલમાં જા અને ત્રણ જગતના તમામ જીવોના કલ્યાણનો-મોક્ષનો માર્ગ સ્થાપન કર.**" આ ધ્વનિ મારૂં ધ્યેય છે. તું સુખી થા ને ભવસાગર તરી જા એ મારા છેવટનાં આશીર્વાદ છે.

ય૦—કૃપા એ સિદ્ધાર્થ દેવ રાજનની! નાથ, આપ મારા નાથ છો, જગતના નાથ છો અને આપ અનાથના યે નાથ છો, પ્રાણેશની આજ્ઞા હોય તો એક સંગીત ગાઉં.

સિ૦—સુખેથી ગા ને બજાવ.

ય૦— યોગી તું,
અનંત કાળનો યોગી.
(એકજ દે ચીનગારી, વિશ્વાનલ, એકજ...એ લય)
યુગ અનંત તરનારો, યોગી તું,
યુગ અનંત તરનારો.
મન જીત્યું ને જગ જીતાર્યું;
જગ ત્રણ પણ જીતનારો,
કર્મ યોગ સિદ્ધાંત સ્વીકાર્યો;
યુગ-સિંધુ તરનારોઃ—યોગી તું.
કર્તવ્યો કંઈ કંઇ કીધાં તેં,
ઝળક્યો ઝગમગ તારો!
નીતિ ન્યાય પ્રભુનાં સ્થાપ્યાં
યુગ-રમતો રમનારોઃ—યોગી તું.
સમતા ભાવ સદા સુખ દુઃખમાં
મુખ સ્મિતમાં હસનારો
સ્મરણ નિરંતર ચિંતન ચેતન;
ગૌત્તમ પ્રીત્તમ પ્યારો.—યોગી તું

દેશાઇ મગનલાલ દલીચંદ.

કોઈલ કરઇ ટહૂકડાએ, વિહસિય સુહ વણરાય,
પરબઇ પરબઇ લહસિયએ, સીતલ વાયઈ વાય ૨૪
મરૂદેવા ગઇવર ચડિય, અચિરાનંદણ સંતિ,
દીપક વસહિય વંદિયઇએ, અદ્ભુદ સોવન કંતિ ૨૫
અનુપમ સરવર પેખિયઇએ, સરગા રોહિણિ ચંગ
વાધિણિ નિરખી બારણઇએ, રોમંચિય મહ અંગિ ૨૬

**વસ્તુ**

આદિ જીણવર આદિ જીણવર નમિય બહુ ભત્તિ,
દેવાસુર સંથુણિય કુમયમોહમહિમા વિહંડણ;
ખરતર વસહિય પઢમજીણ નેમિનાહ ગિરનાર મંડણ,
રાયણ તલિ હિવ પૂજીયઇ, સામિ આદિલ પાઇ;
નાગ મોર બે ધ્યાઇયઇ, જે હૂઆ સુરકાઇ ૨૭
ઇણિપરિ યાત્રા વિમલગિરે, કીધી મન ઉલ્હાસિ;
કેવડ જક્ષ સુપસાઉલઇએ, ટલઇ વિઘન દુહ રાસિ
પાટણ પહવંઇ વરનયર, જીહ વિમસેણ મલ્હાર;
અવર બિંબ બહુ વંદિયઇએ, તિહાં ન લાભઇ પાર ૨૯
સિરિ સંભવપહુ વાવિપુરે, લોદ્રાહઈ સિરિસંતિ:
જીવનયર સિરિ વીર જીણ, જસુ પસઈ સુહ સંતિ ૩૦
તેત્રીસ વરછર વિગયમચ્છર ઠામિ ઠામિ જીણેસરા,
નય ભાવસત્તિહિ વિવિહ ભત્તિઇ ભવિય કમલ દિણેસરા;
બહુ સંઘ સાથઇ દેવરાજઈ વરછરાજી નમંસિયા,
તે દેવ સુહભર બાવટૂયિર શ્રીસાધુચંદ્રિ પ્રસંસિયા. ૩૧
— ઇતિ તીર્થરાજ ચૈત્યપરિપાટી સ્તવનં.

## ચાલુ ગુજરાતી ભાષામાં

પ્રણમી ઋષભજીનેંદ્ર, પુંડરિક ગણધર સહિત
વિરચીસું ચૈત્યપરિપાટી સંઘની સાથે જિમ વિહિત (કરી) ૧

**ભાષ**

પહેલાં વિક્રમપુર નગર, જીહાં શ્રીનાભિમલ્હાર
બીજે જીનઘરે વંદિયે એ ત્રિશલાસુત સુવિચાર ૨
શ્રીઉકેશાહ મંડન એ, સ્વામી વીર જીતેંદ્ર
તિમરીપુરવરે સુખકરણ, પાર્શ્વનાથ જગતચંદ્ર ૩

**ભાષ**

જોધનગરે શ્રી કુંથુનાથ વિધિ ચૈત્યમંડણ
પાર્શ્વ શાંતિ બે વાંદયે એ દુઃખદાહ વિખંડણ ૪
ગૂઢા નગરે શ્રી કુંથુદેવ. ભવજલનિધિ તારણ
બીજે જીનઘરે પૂજીયેએ, શીતલ સુખકારણ. ૫

**વસ્તુ**

પાર્શ્વ જીનવર પાર્શ્વ જીનવર નગર જાલોરે
આદીશ્વર પ્રભુ ભેટીયે એ, સકલ સુખસંપત્તિકારણ.
અચિરાનંદન શાંતિજીન, ભવિકલોકદુઃખતાપચંદન
હરિકુલ અંબર સહસ્ર કર, સ્વામી નેમિકુમાર
વીર જીનેશ્વર ભુવન ગુરૂ, ત્રિભુવન તારણહાર ૬

**ભાષ**

શાણાપુરે શ્રી વર્ધમાન નિશ્ચયે ભયવારણં,
મુનિ સુમતપ્રભુ પૂજીએ એ. ગતિ નિર્જીત વારણ. ૭
નારદિ શ્રી વીરનાથ, ભવતિમિર દિનેશ્વર
ઓડાપુર મુખમંડણો એ શ્રી વીર જીનેશ્વર. ૮

**ઢાળ**

સીરોહી સુરપુર અવતાર ગઢ મઠ મંદિર પોળ પ્રાકાર
કનક કલશ ધ્વજદંડ વિશાલ, દીસે દેવકુલ નયનરસાલ ૯
ખરતર વસતીએ શાંતિ જીનેંદ્ર, ભવિકકમલ પ્રતિબોધ દિનેંદ્ર
ત્રણે ચૈત્યે શ્રી આદિ જીનેંદ્ર, અજીતનાથ હરિ (નિરખી)
પૂનેમચંદ્ર ૧૦
નાભિરાજ ઘરે શોભતો એ સ્વામી ઋષભ જીનેંદ્ર
મકોડે સ્થિર થઇ રહ્યો એ, ત્રિભુવન નયનાનંદ ૧૧
મંડવાડિએ પ્રભુ પાર્શ્વજીન, કાજલ કોમલ કાય
નાંતોડે શ્રી આદિપ્રભુ, સુરનર વંદિત પાદ ૧૨
ચોસીને શ્રી પ્રથમજીન. બે ચૈત્યે શ્રી શાંતિ
પાર્શ્વ વીર રંગે પૂજીએએ, ટાલીયે નિજ મન ભ્રાંતિ ૧૩
મોડે મહિમાનિલય એ, સૌભાગ્ય સુંદર પાર્શ્વ
મહાવીર પ્રભુ આગિધેએ, તોડે ભવદુઃખ પાશ. ૧૪
નગર વડાલીએ શાંતિ જીન, ત્રિભુવન પ્રણમિત સ્વામી,
ઈડર નગરે બે જીન, ઋષભ પાર્શ્વ શિવગામી. ૧૫
ચંદ્રપ્રભ પ્રભુ ભેટીયે એ, ઓડાનગર મધ્યે.
અષ્ટ કર્મ રિપુ નિર્જીત્યે (જીતીને) જે પહુંતો ભવપાર ૧૬

**વસ્તુ**

વડનગરે આદી પ્રભુ વીર, જીવિત સ્વામી લેપમય
કનકવર્ણ પદુકા રાયણ
વાલક બકુલ માલતી પ્રમુખ ફૂલ તે ડર (માળ) રચાવી
કુંકુમ ચંદન નવનવી, પૂજા રચાવું અંગે,
ભાવના ભાવું વિવિધ પરે જગદ્ગુરૂ આગળ રંગે ૧૭
વીસલનગરે આદિ વીર, મનવંછિત સુરતરૂ
મહિસાણે પ્રભુ પાર્શ્વ શાંતિ શ્રી આદિ સુમતિ વર. ૧૮
જોટાણે પ્રભુ પાર્શ્વનાથ, શ્રીસુમતિ જીનેશ્વર
સુઆલે શ્રીનેમિદેવ, ભવભયવનકુંજર ૧૯
વારમગામે સુમતિ શાંતિ, જાંબુ મુનિ સુવ્રત
ટોટર ગામે પાર્શ્વનાથ, બહુ લોકોને સમ્મત ૨૦
સોઇકે શ્રીઆદિનાથ, રંગપૂરે પ્રભુ પાર્શ્વ
ધંધુકે શ્રી પાંચ શાંતિ વાંદો વલી પાર્શ્વ ૨૧

ફાગુ

ઋષભજિનમેરે વલ્લભનયરે શ્રી શાંતિજિનરાજ
અમ્બારીપુરે શાંતિજિન, ભવિક લોક લોચન નિશાકર
પાલીતાણે માર્ગ પ્રભુ વિહિત સેવ સુરઅસુર કિન્નર
લલિત સરોવરે હર્ષભરી, સ્વામી વીર નમીશ
અંગ પખાલી વિમલ જલે, પાપ પંક ટાલીશ ૨૨
ગહુગહંતા હૃદયે ગિરી ચઢિને, પાંજે પરમાનંદ્દત
દશ દિશી પ્રસરિત વિવિધ પરે. સિંહદ્વાર મચકુંદત ૨૩
કોકિલ કરે ટહુકડાએ, વિકસિત શુભ વનરાજી ત
પર્વે પર્વે બેસીયે એ, શીતલ વાજે વાય ત ૨૪
મરૂદેવા ગજવર ચઢીને. અચિરાનંદન શાંતિ
છીપક વસતીયે વાંદયે એ, અદ્ભુત સૌવર્ણ કાંતિ ૨૫
અનુપમ સરોવર પેખીયે એ સ્વર્ગારાહણી ચંગ
વાઘણી નિરખા બારણે એ, રોમાંચિત મ્હારા અંગ ૨૬

વસ્તુ

આદિ જીનવર આદિ જીનવર નમી બહુ ભક્તે
દેવાસુર સંસ્તુત, કુમત મોહમહિમા નિખંડન
ખરતર વસતીએ પ્રથમ જીન, નેમિનાથ ગિરનારમંડન
રાયણ તળે હવે પૂજીએ, સ્વામી આદીશ્વર પાય
નાગમોર બે ધ્યાઇએ જે હુઆ સુરકાય ૨૭
ઇણિ પરે યાત્રા વિમલગિરીએ, કીધી મન ઉલ્લાસે
કપર્દિયક્ષ સુપસાયથી, ટલે વિઘ્ન દુઃખ રાશિ ૨૮
પાટણ પૃથ્વીએ વર નગર જીહાં વિશ્વસેન મલ્હાર
અપર બિંબ બહુ વંદિયેએ તિહાં ન લાભે પાર ૨૯
શ્રી સંભવપ્રભુ પાવિપુરે. લોદ્રાડે શ્રી શાંતિ
ફીચ નગરે શ્રીવીર જીન, જેના પ્રસાદે સુખ થાય. ૩૦
તેત્રીસ વરસર વિગત મત્સર સ્થાને સ્થાને જીનેશ્વરા
નિજ બાલશક્તિએ વિવિધ ભક્તિએ, ભવિક કમલ દિનેશ્વરા
બહુ સંઘ સાથે દેવરાજે વત્સરાજ નમ્યા,
તે દેવ સુખકર નંદૂ ચિર શ્રી સાધુચંદ્રે પ્રસંસ્યા. ૩૧
— ઇતિ શ્રી તીર્થરાજ ચૈત્યપરિપાટી સ્તવનમ્.

કર્તાનું નામ સાધુચંદ્ર જણાવેલું છે પરન્તુ ઘણી ઘણી તપાસ કર્યા છતાં એ મુનિ કયા ગચ્છમાં કોના શિષ્ય હતા તે સંબંધી કશો ઉલ્લેખ મળી શકતો નથી. સંઘપતિ દેવરાજ વચ્છરાજ માટે તપાસ કરતાં પુરાતત્વના આચાર્ય શ્રીજિનવિજયજી સંપાદિત પ્રાચીન જૈન લેખસંગ્રહ ભાગ બીજામાં લેખ નં. ૩૮૦ રાજગૃહ સંબંધી છે, તેના અનુવાદમાંથી નીચે પ્રમાણે હકીકત મળે છે. મંત્રી દલીયના વંશમાં સહજપાળ નામે એક પ્રખ્યાત પુરૂષ થયો તેનો પુત્ર તિહુણપાલ અને તિહુણપાલનો રાહા નામે પુત્ર હતો. આ રાહાનો પુત્ર ઠકુર મંડન થયો. તેને વિરાદેવી નામે સુશીલ ગૃહીણી હતી. આ મંડનને નીચે પ્રમાણે પાંચ પુત્રો થયા નામે સહદેવ, કામદેવ, મહરાજ, વચ્છરાજ અને દેવરાજ. આ પાંચ પૈકીના ઉક્ત દેવરાજ વચ્છરાજ સંઘપતિ થયા. આ બંનેનો વંશવિસ્તાર થયો છે. લેખની અંતે ગદ્યમાં જણાવવામાં આવ્યું છે કે:

"વિક્રમ સં. ૧૪૧૨ આષાઢ વદિ ૬ ના દિવસે ખરતર ગચ્છના આચાર્ય જિનલબ્ધિસૂરિના પટ્ટધર જિનચંદ્રસૂરિના ઉપદેશથી મંત્રી વંશના મંડનભૂત એવા ઠકુર મંડનના પુત્ર નામે ઠ. વચ્છરાજ અને દેવરાજ ઠ. કે જેમણે પં. હરિપ્રભગણિ, મોદમૂર્તિગણિ, હર્ષમૂર્તિગણિ અને પુણ્યપ્રધાનગણિ સાધુઓ સાથે ભુવનહિતોપાધ્યાયને પૂર્વ દેશમાં વિહાર કરાવી બધા તીર્થોની યાત્રા કરાવીને સંઘને આનંદિત કર્યો. તેમના કરાવેલા શ્રીપાર્શ્વનાથના મંદિરની આ પ્રશસ્તિ પૂર્ણ થઇ" આ લેખથી ચૈત્યપરિપાટીકાર ૧૫ માં સૈકામાં થયા જણાય છે. પ્રાયઃ ખરતર ગચ્છીય હોવાનો સંભવ છે.

૨ વિક્રમપુરનગર—રાજપુતાના મારવાડનું મુખ્ય શહેર બીકાનેર. અહિં આ ચૈત્યપરિપાટીકારની વખતે ઋષભદેવ અને મહાવીર સ્વામીના જ દેહરાસર હશે. સત્તરમી શતાબ્દીમાં થએલ કવિવર શ્રીસમયસુંદરજી પોતાની તીર્થમાળામાં—"બીકાનેરજ વંદીયે ચિરનંદીઆરે અરિહંત દેહરાં આઠ તીરથ તે નમું રે." આઠ દેહરાસર જણાવે છે; અત્યારે એથી પણ વિશેષ નજરે પડે છે.

૩ ઉકેશપુર—ઓશીયાજી. અહિં વીર સંવત્ ૨૦૦ લગભગમાં શ્રીરત્નપ્રભસૂરિએ કંઇ કારણ પામીને રૂની પૂણીનો સર્પ બનાવી ચમત્કાર દેખાડી રાજાને પ્રતિબોધ કરી આખા ગામને જૈન બનાવ્યું અને ઓશવાળ જ્ઞાતિની સ્થાપના કરી. એ સંબંધી વિશેષ હકીકત મેળવવા માટે જૈનસંપ્રદાયહિતશિક્ષા ગ્રંથ જોવો.

તિમરી — જોધપુર રાજ્યમાંનું એક ગામ. 'તિમરી પાસે વડલું ગામ' આ દેશી સમયસુંદરજી

વિગેરે કવિઓએ પોતાના રાસાઓમાં વાપરેલી જોવાય છે. અહિંના પાણીમાં તથા માટીમાં ગેરૂનો ભેલ હોવાથી ત્યાં વસનારનાં વસ્ત્રો પ્રાયઃ ગેરૂ જેવાં બની જાય છે — એ સંબંધી જોધપુર અને વીશલપુરના વણિકજનો વચ્ચે થયેલો વાર્તાલાપ 'આ પ્રમાણે જનપ્રસિદ્ધ છે —' વીશલપુરના વાણિયા, થેં માનેં કઇ હશો. વિના ગેરૂ ભગવા કરો તો તિમરી જાય વશો.'

૪ જોધનગર — જોધપુર, શ્રીવિજયહીરસૂરિના વખતના કમલવિજયગણિના શિષ્ય વિદ્યાવિજયગણિના શિષ્ય ગુણવિજયે વિજયદીપિકા નામની વિજયપ્રશસ્તિની ટીકાનો કેટલોક ભાગ અહિં લખ્યો હતો 'प्रारब्धेलादुर्गे बह्वी विदधे च योधपुरदुर्गे । श्रीमालेऽदधि च कियती श्रीरोहिण्यां च पूर्णेयम् ॥ ६४ ॥ વિજયપ્રશસ્તિ પ્રશસ્ત.

વિહિચેઇય-વિધિચૈત્ય, સુવિહિત અને ગીતાર્થે પ્રતિષ્ઠા કરાવેલું દેહરાસર.

૫ ગુઢાનયર—નાની મારવાડમાં આવેલ — એનલાશે ગુડો અથવા ગુઢાવાલોતાન હોવાનો સંભવ છે, પણ એકે ઠેકાણે હાલમાં કુંથુનાથનું તથા શીતલનાથનું દેહરાસર નથી. એનલાના ગુડામાં સં. ૧૮૭૨ માં પ્રતિષ્ઠિત ચિંતામણિ પાર્શ્વનાથનું ગામ વચ્ચે દેહરાસર છે.

૬ જાલઉર—જાલોર. આ શહેરમાં અત્યારે એકંદર ૧૪ દેહરાસરો છે. પરન્તુ કેટલાંક બંધાવ્યાની સાલો મળતી નથી. અને કેટલાક આધુનિક (-સો બસો વર્ષમાંના) છે.

૭ શાણાનયર—એરણપુર સ્ટેશનથી ૩૬ મૈલ ઉપર આવેલું શિમાણા ગામ. અહિં પરિપાટીકાર વર્દ્ધમાનસ્વામી અને મુનિસુવ્રતસ્વામીનાં દેહરાસરો જણાવે છે પરન્તુ હાલમાં સં. ૧૨૧૪ માં ગુર્જરેશ્વર કુમારપાલ રાજાએ બંધાવેલું શિખરબંધી દેહરાસર સરકારી કોટડી પાસે છે. એનો નામનિર્દેશ કેમ નહી હોવો જોઇએ? કદાચ કંઇ અન્યત્ર કુમારપાળ રાજાનો બંધાવેલ દેહરાસર ખંડિત થયો હોય અને તે પ્રતિમા પછીથી અહિં પધરાવી હોય તો બનવા જોગ છે.

૮ નારાદ—પિંડવાડા સ્ટેશન પાસે. અહિં બજાર વચ્ચે શિખરબંધી દેહરાસર છે, મૂલનાયકની ખબર નથી.

ઓડાપુરે—નાની મારવાડ શીરોહી જીલ્લામાં કિરવલી સ્ટેશનથી ૩ મૈલ ઉપર આવેલું ઓડ ગામ. અહિં વીરભગવાનનું ચૈત્ય જણાવે છે, પરન્તુ હાલમાં શીતલનાથનું છે.

૯ સીરોહી — નાની મારવાડનું રાજ્યસ્થાન હાલમાં અહીં એકેક લાઇનમાં શિખરબંધી ૧૧ દેહરાસરોનું જૂથ છે. પ્રતિમાઓ પણ ભવ્ય (મનોહર) છે.

૧૧ મકોડા—કડી જીલ્લાના વિશનગર તાલુકે મહેસાણા સ્ટેશનથી ૭ મૈલ દૂર મગરોડા ગામ છે. અહિં અત્યારે એકે દેહરાસર દૃષ્ટિગોચર થતું નથી.

૧૨ મંડવાડા—કડી જીલ્લાના સિદ્ધપુર તાલુકે સિદ્ધપુર સ્ટેશનથી ૭ મૈલ ઉપર આવેલું મુંડવાડ ગામ હોય એમ અનુમાન થાય છે. હાલમાં ત્યાં એકે દેહરાસર નથી.

૧૩ પોસીના — નાની મારવાડ મહીકાંઠા એજન્સીમાં આબુરોડ સ્ટેશનથી ૧૫ મૈલ છેટે આવેલું ગામ. અહિં પરિપાટીકારના કથન મુજબ પ્રાચીન પાંચ દેહરાસર મોજુદ છે. પાર્શ્વનાથનું તીર્થ છે. ધર્મશાળા છે. યાત્રાળુઓને સગવડ છે. દિગંબરીનાં ૧૦ ઘર છે.

૧૪ મટોડા—નાની મારવાડ મહીકાંઠા એજન્સીમાં ઇડરરોડથી ૧૫ મૈલ ઉપર આવેલું મુટોડી નામનું ગામ હોવાનો સંભવ છે. હાલ તો અહિં એકે દેહરાસર નથી.

આગીઆ—પાલણપુર એજન્સી, તાલુકે રાધનપુર. પાટણ સ્ટેશનથી ૪૦ મૈલ ઉપર આવેલા અગિઆણા ગામ હોવાનું અનુમાન થાય છે. હાલમાં અહિં એકે દેહરાસર નથી.

૧૫ વડાલી—ઇડરરોડ સ્ટેશનથી ૨૨ મૈલ ઉપર આવેલું નાની મારવાડ મહીકાંઠા એજન્સીના તાબાનું ગામ. અત્રે હાલ બે દેહરાસરો છે.

ઇડર—મહીકાંઠા એજન્સીનું પ્રસિદ્ધ અને પુરાતન રાજ્યસ્થાન શહેર અત્રે શ્રી લક્ષ્મીસાગરસૂરિ, આનંદ-

વિમલસૂરિ આદિ અનેક મહાપુરૂષો-નરરત્નો પાકયા હતા. અને તેમણે ઘણા શાસન પ્રભાવિક કાર્યો કર્યાના ઉલ્લેખો મળે છે. વાંચો-ઇડરનો સંક્ષિપ્ત ઇતિહાસ (જૈનયુગ માસિક વર્ષ ૧ અંક ૪)

૧૬ ઓડા—ઇડરરોડથી ૮ મૈલ છેટે ગામ. અહિં હાલ એકે દેહરાસર નથી.

**૧૭ વડનયર**—વડનગર. અહિં એકંદર ત્રણ દેહરાસરો છે. તેમાં એક સં. ૧૯૪૪ માં બંધાવેલું નવીન છે. બાકી બે પરિપાટીકારના કથન મુજબ પ્રાચીન જણાય છે.

*વીર તસ્વામી—મહાવીરસ્વામીની હયાતીમાં* એમના સગા મોટાભાઇ નંદીવર્ધને ભરાવેલા મહાવીર પ્રભુના બિંબનું નામ.

**૧૮ વીસલનયર**—વીસલદેવરાજાએ વસાવેલું વિસનગર શહેર. અહિં અત્યારે એકંદર ૧૦ દેહરાસરો છે, તેમાં એકે મહાવીરપ્રભુનું દેહરાસર જણાતું નથી.

**મહિસાણા**—મહેસાણા—

૧૯ જોટાણા—હાલ પણ અહિં પાર્શ્વનાથનું દેહરાસર છે પણ સં. ૧૮૯૬ માં બંધાવેલ છે.

૨૦ વિરમગામ—અહિં કુલ ૧૫ દેહરાસર છે પણ બહુ પ્રાચીન હાલ કોઇ નથી.

૨૧ રંગપુર—કાઠિયાવાડ મોરબીથી ૫ ગાઉ ઉપર આવેલું રંગપર ગામ હોવાનું અનુમાન થાય છે. પરન્તુ આના પછી ધંધુકાનું નામ જણાવ્યાથી કોઇ અન્ય હોવું જોઇએ.

ધંધુકા—અમદાવાદ જીલ્લે રાણપુર સ્ટેશનથી ૧૫ માઇલ ઉપર આવેલું પ્રાચીન ગામ. અત્યારે અહીં નવીન બંધાવેલ આદીશ્વર ભગવાનનું દેહરાસર છે. હેમચંદ્રાચાર્યની જન્મભૂમિ.

૨૨ વલહ્નનગર—વલ્લભીપુરનગર. હાલમાં કહેવાતું વળા ગામ. અહિં વીર સંવત્ ૯૮૦ અને વિક્રમ સંવત્ ૫૧૦ દેવર્દ્ધિગણિક્ષમાશ્રમણે જૈનાગમોને પુસ્તકારૂઢ કર્યાં હતાં. તે પછી સૂર્યવંશી શિલાદિત્ય રાજા બૌદ્ધાનુયાયી થયો, તેણે બૌદ્ધ અને જૈનો વચ્ચે વાદ કરાવી બૌદ્ધ લોકોનો કબજો કરાવ્યો, તેના જ ભાણેજ મલ્લવાદિએ લઘુવયમાં દીક્ષા લઇ ગીરનારમાં છ માસની તપસ્યાના અંતે સરસ્વતીદેવીનો વર મેળવી, ફરીથી બૌદ્ધો સાથે શાસ્ત્રાર્થ કરી જય મેળવ્યો હતો. એમને સૂરિપદ અહિં જ પ્રાપ્ત થયું હતું. વિક્રમ સંવત્ ૩૭૫ (ઇ. સ. ૩૧૯) માં કાકુ પતાકુના કારણે આ નગરનો વિનાશ થયો એમ જૈનગ્રંથકારો જણાવે છેઃ

'पणसयरी वाससयं, तिण्णि सयाइं अइक्कमेऊणं ।'
विक्कमकालाऊ तउ वलहीभंगो समुपन्नो ॥

પરન્તુ આધુનિક સમયના વિદ્વાનોમાં આ વિષય હજુ સુધી વિવાદાસ્પદ ગણાય છે.

**ચમારીપુર**—હાલમાં કહેવાતી પાલીતાણા નજીકની ચમારડી.

**પાલીતાણા**—જૈનોનું પ્રાચીન અને પવિત્ર તીર્થાધિરાજ શ્રી શત્રુંજય પર્વતની ઉપત્યકા (તળેટું ગામ)

**લલિય સરોવર**—શ્રી વસ્તુપાલ મંત્રીએ પાલિતાણામાં લલિતાદેવી પત્નીના નામથી કરાવેલું અતિ મનોહર મિષ્ટજલથી ભરેલું 'લલિતા સરોવર'.

श्रीपालिताख्ये नगरे गरीयस्तरंगलीलादलितार्कतापम् ।
तडागमागः क्षयहेतुरेतच्चकार मन्त्री ललिताभिधानम् ॥२१॥
हर्षोत्कर्षं न केषां मधुरयति सुधा साधुमाधुर्य गर्ज-
त्तोयः सोऽयं तडागः पथि मथितमिलत्पान्थ-
सन्तापवारः ।
साक्षादम्भोजदम्भोदित मुदित मुखं लोलरोलम्ब शब्दै-
रब्देव्यो दुग्धमुग्धां त्रिजगति जगदुर्यत्र मन्त्रीश-
कीर्तिम् ॥२२॥

— श्री विजयसेनसूरि शिष्य उदयप्रभसूरि
कृत धर्माभ्युदय काव्य. सर्ग १५

**રૈપ છીપક વસતિ**—શીવા સોમજીની ટુંક શત્રુંજય પર છે તે. તે બંને અમદાવાદના હતા ને ચીભડાનો વ્યાપાર કરતા હતા. પછી તેઓ સુભાગ્યે ધનવાન થયા ને શત્રુંજય પર 'મીરાતે અહમદી' ના લખવા પ્રમાણે પાંચ લાખ રૂપિયા ખર્ચી શત્રુંજય પર ચોમુખ મંદિર બંધાવ્યું, તે ટુંક છીપા વસહી પણ કહેવાય છે. અદ્દભુદ–અદ્દભુત.

૨૬ અનુપમાસરોવર—મંત્રીશ્વર તેજપાલે (મંત્રીશ્વર વસ્તુપાલના લઘુબંધુએ) પોતાની પત્ની અનુપમાદેવીસ્મારક તરીકે શત્રુંજયના પરિસરમાં બંધાવેલું પવિત્ર અને સ્વાદુ જલથી પૂર્ણ, કમલોથી વિભૂષિત, શિલાબદ્ધ, મનોહર અનુપમાસરોવર.

पुण्योल्लासविलासलालसधिया येनाऽत्र शत्रुञ्जये
श्रीनन्दीश्वरतीर्थमतिजगत्यां विरचयामास त्रिनम् ।
एतच्चाऽनुपमासरः परिसरोद्देशे 'लालसत्तय
च्यानद्धोद्धतवंद्धमुद्धरपयः कलं ल्लसत्कमम् ॥
स्फुरत्स्फटिकदर्पणप्रतिमतामिदं ।
गाहते सुधाकृतसुधाकरच्छविपवित्रनीरं सरः ॥
विकस्वरसरोरुहप्रकरलक्ष्यतो लक्ष्यते ।
यदत्र परिदृढनावदनविभ्रताडम्बरः ॥

ઉદયપ્રભસૂરિકૃત ધર્માભ્યુદય સર્ગ ૧૫, શ્લોક ૪૩ થી ૪૫

૨૭ खरतरवसति—શત્રુંજયની એક ટુંક

૨૮ कवडयक्ष—કપર્દિયક્ષ, એની કથા શત્રુંજય મહાત્મ્ય ભાષાંતર પૃષ્ઠ ૫૦૬ ઉપર છે.

૨૯ પાટણ—ગુર્જરેશ્વર કુમારપાલનું રાજ્યતખત.

૩૦ વાવિ—ડીસા સ્ટેશનથી ૪૫ મૈલ ઉપર આવેલું વાવ ગામ હાલ અહિં ૫ દેહરાસર છે.

આ ચૈત્ય પરિપાટીમાં જણાવેલાં ગામો બરોબર વ્યવસ્થિત-ક્રમવાર હોય એમ જણાતું નથી પરન્તુ છેટે છેટેના મુખ્ય મુખ્ય સ્થળોનો ઉલ્લેખ કર્યો હોવો જોઇએ. જેમ કે બીકાનેરથી ઉદયા ત્રીસ ચાલીસ કોશના અંતરમાં આવેલા ઓસિઆજી ત્યાંથી તિમરી-જોધપુર વિગેરે નાની મારવાડમાંના સીરોહીથી મંડેરા, મંડવાડીઆ અને નીતોડાથી એકદમ પોસીનો અને ધંધુકાથી લાગલાજ વળા. માટે કેટલાંક ગામો રસ્તેથી આગળ પાછળ પણ લખ્યાં હશે મારાથી બની તેટલી તપાસ કરી લક્ષ્ય રાખી જણાવ્યા છે છતાં ભૂલચૂક થઇ હોય ત્યાં વિદ્વાનો સુધારો કરી પોતાની સજ્જનતાનો પરિચય આપશે એવી આશા રાખી વિરમું છું.

તા. ૧-૧૨-૨૫ સીનોર

दक्षिणविहारि श्रीमद् अमरविजय मुनिवर्य
चरणकिङ्कर चतुरविजय मुनि.



## રાજુલ રહનેમિ સઝાય

રાજુલ ચાલી રંગસ્યું રે લાલ, યદુપતિ વંદન જાઇ, સુકુલીણી રે
મેહરયું ભીની મારગે રે લાલ, ઉભી ગુફા માંહે આઇ સુકુલીણી રે. રા૦ ૧
રાજુલ કહે રહનેમિને લાલ, મ કર માહરી આલ, સુ૦
આપ કયા કુલે ઉપન્યા રે લાલ, ચતુર તું ચરિત્ર પાલ, સુ૦ રા૦ ૨
અંગ ઉઘાડા દેખિને રે લાલ, ચુક્યો રહનેમિ ચિત્ત, સુ૦
આવ્ય આપે સુખ ભોગવા રે લાલ, પાલસાં પુરવ પ્રીત, સુ૦ રા૦ ૩
લૌકિક ન રહે લોકમાં રે લાલ, વિષય થકી મન વાલી, સુ૦
કામ રે ભોગ ભુંડાં કહ્યાં રે લાલ, નરકનાં દુઃખ નિહાલ, સુ૦ રા૦ ૪
દૂધ ઉફાણો દૂર કીયો રે લાલ, રાખ્યો રહનેમિ શીલ, સુ૦
સમયસુંદર સ્યાબાશ દે રે લાલ, લીધાં અવિચલ લીલ, સુ૦ રા૦ ૫

# સ્વીકાર અને સમાલોચના

**પ્રીતમદાસની વાણી—**

જાતે બારોટ સં. ૧૭૭૪ થી ૮૦ માં જન્મ પામેલા ને સં. ૧૮૫૪માં વિદેહ થયેલા પ્રીતમદાસની વાણીમાં રસિકતા, જોસ, પ્રેરણા અને કલ્પના છે તેથી તે બહુ મીઠી અને હૃદયસ્પર્શી છે. તેઓ ખરેખરા સંત હતા — સંતહૃદયમાંથી સરળ ઝરણાની માફક નિસરતી વાગ્ધારાને પિંગલના અક્ષર કે માત્રાના માપની જરૂર હોતી જ નથી. તે સ્વયંભૂ છે અને એવી ધારાને 'વાણી' એ અભિધાન લાક્ષણિક આપ્યું છે તે યોગ્ય જ આપ્યું છે.

પ્રીતમદાસ સંબંધી જે કંઈ આપણે જાણતા હતા તેનાથી ઘણી બાબતો તપાસ કરતાં જૂદી જ મળી આવી છે અને તે પણ તેમના શિષ્યમંડળમાંથી ખાસ તપાસ કરીને; આવી તપાસ કરવા માટે પ્રકાશક મંડળને ધન્યવાદ ઘટે છે. તેઓ ગૃહસ્થાશ્રમી હતા જ નહિ ને તેથી તેની સ્ત્રી કર્કશા હોવાનું કે તેને પુત્ર થવાનું રહેતું જ નથી. વળી તેઓ નાનપણથી અંધ હતા. એથી તેઓ જે પદો રચતા તેને લખી લેવા બીજા લહીઆઓ પોતે પાસે રાખતા. એ રીતે લખાયેલ સાહિત્ય જળવાયું ને તેમાંથી લગભગ સંપૂર્ણ વાણી પ્રીતમદાસની આપણને આ મંડળદ્વારા મળી. સંશોધન પણ સારી રીતે કરવામાં સંશોધકે કાળજી બતાવી છે.

તેમનામાં પ્રભુપ્રીતિ ભરપૂરી છે અને તે અંગે કૃષ્ણાદિ ઉપાસનાનાં સુંદર કાવ્યો તેમણે રચ્યાં છે તે ઉપરાંત વૈરાગ્યપદો પણ અંતરની ઉર્મિએ ઉછાળ્યાં છે. તે પૈકી ઘણાં તો સર્વ ધર્મના અનુયાયીઓ એકસરખી રીતે ગાઇ આનંદ લઇ શકે તેમ છે; જેમકે સંત કેવો હોય તે માટે પદ છે કેઃ—

સંત શિરોમણિ સર્વથી શીતળ શબ્દ રસાળ,
કરુણા સૌ પ્રાણી ઉપર, પૂરણ પરમદયાળ, — સંત૦
ભક્તિ જ્ઞાન વૈરાગ્યવંત, નિત્યા નિત્ય વિવેક
સમદૃષ્ટિ સૌને લેખવે, દેખે આતમા એક—
ચરણે આવે જે ચાહીને, તેને આપે અભયદાન,
આત્મતત્ત્વ ઉપદેશ દઇ, કરે આપ સમાન —
નિર્ગુણ નિર્મળ નિશ્ચળ સદા, જીવનમુક્ત જન જેહ,
વૃત્તિ અખંડ સમાધિમાં, વર્તતું રૂપ વિદેહ —
દર્શન દુર્લભ દેવને, વશે હરિહર આજ઼છે ? (તેને આજ)
પ્રીતમ પૂરણ પ્રીતસું, પરસે તનપદરાજ.

પૃ. ૨૧૦

મૂરખ કેને કહેવો તે માટે પદ નિસરે છે કેઃ—

મૂરખં સરખાં તે માણસાં, જેને સમજણ નહિ રેખ
ભાવ ભરોસો ભક્તિ નહિ, ન મળે જ્ઞાન વિવેક— મૂરખ
ભોજન મૈથુન ભય નિંદરા, તે સહુ પ્રાણીને હોય,
જેણે હરિને જાણ્યા નહિ, સેરો ભરીયા સહુ કોઈ—મૂ૦૨
ડાહ્યા દિસે વ્યવહારમાં, ગાયા નહિ રે ગોવિંદ,
કાયા સદા એ સુતકી, વાહ્યા માયા એ મંદ,—
જેવાં જંગલનાં રોઝડાં, પામર પશુ સમાન,
ભુંડ તણું સુખ ભોગવે, રૂદે નહિ હરિનું ધ્યાન—
શબ્દ માને નહિ સંતના, ન મૂકે દેહાભિમાન,
કહે પ્રીતમ તે પ્રાણીને, પડશું નરક નિદાન—

પૃ. ૨૧૧

એક વધારે પદ અત્ર ઉતારીએ તેમાં મનને વાણીઆનું રૂપક આપી સુંદર વર્ણન કર્યું છેઃ—

મન વાણીડા લટકે લાભ કમાજે અવસર જાણી
શું સુઈ રહ્યો, અચેત અંગે અતિશે આળસ આણી.
તન ત્રાજવાં દીલ કરજે ડાંડી, બેસી ચિત્ત ચોટે પેઢી ગાંડી,
રખે ધ્યાનદૃષ્ટિ કરતો ખાંડી — મન૦
તજ કુડાં કાટલાં અશુભ કર્મ, રાખ સત્યવચન વિશ્વાસ ધર્મ
તેણે રાજી રહેશે પૂરણબ્રહ્મ — મન૦
તું વોહોર વસાણું સો સારૂં, તેણે વણસે નહિ સોરજ તારૂં,
હૈયે હીંમત રાખ હવે નહિ હારૂં — મન૦
લે લેખણ લક્ષ્મીવર હાથે, સુધો રહે શામળીયા સાથે,
તારે દોષ નહિ આવે માથે —
કર નામું લેખું સૌ ચોખ્ખું, તારી કાયાનું દસ્તું પોખ્યું,
તું ઓછું અદકું શિદ લેખું—
ખોટ વાણિયાણી તારા ઘરમાં, કરે કુડાંકબાડાં બહુ કર્મો,
લઈ સોમલ ભેળે સાકરમાં —
કર પરૂગાર્થ કંઈ પાપ બાળે, તારે લખચોરાશીનું લગડું ટળે
કહે પ્રીતમ તારે સાચ ફળે — મન૦

પૃ. ૧૬૬

આજ રીતે શરીરને રેંટિયાનું રૂપક આપ્યું છે તે હાલનો રેંટિયાના યુગમાં જોવા જેવું છે. પૃ. ૧૬૭

"આપણામાં જ્ઞાનદ્રવ્ય, તથા દેવદ્રવ્યના સંબંધમાં બહુ દોષ બતાવવામાં આવ્યા છે. અને દ્રવ્યસત્તરી ગ્રંથમાં આને માટે બહુ વિવેચન કરવામાં આવેલ છે. કાયદામાં આનાં સંબંધમાં સખ્ત ફરમાન છે. ટ્રસ્ટીથી વહીવટ કરનાર તથા પોતાથી જ વહીવટ કરનારને પણ કાયદો ટ્રસ્ટીઓ જ ગણે છે એટલે ટ્રસ્ટી તરીકેની સર્વ જવાબદારીઓ તથા ફરજો તેવાઓને લાગુ પડે છે. વળી કાયદામાં તેવા વહીવટ કરનારાઓને 'ઇમ્પ્લાઇડ ટ્રસ્ટી'– ગર્ભિત ટ્રસ્ટીઓ – ગણવામાં આવ્યા છે. તેથી તેમની બેદરકારી કે ગફલતીથી થયેલા કામ માટે પણ તેઓ જવાબદાર ગણાય છે. ટ્રસ્ટીઓના સંબંધમાં મુદતનો કાયદો લાગુ થઇ શકતો નથી એટલે પચીશ કે પચાસ વરસના હિસાબ પણ ગમે ત્યારે ઉઘાડી શકાય છે.

"આપણે ગમે તેવા શુભ ઇરાદાથી સંઘનું કે જ્ઞાતિનું કાંઇ કાર્ય કરતા હોઇએ તો પણ લોકો તો તેના પરિણામ તરફ માત્ર જુએ છે તેથી તેઓએ આપેલા પૈસાનો તેમ જ આપણા હસ્તક રહેલા એવાં જાહેર કામોનો હિસાબ આપણે જ્યાં સુધી યોગ્ય રીતિ અનુસાર ન બતાવી શકીએ ત્યાં સુધી આપણા કાર્ય તરફ શકની નજરે જોવામાં આવતું હોય તો તેના માટે આપણે જ જવાબદાર ગણાવા જોઇએ. આ પ્રમાણે લાંબો વખત ચાલે તો પછી અવિશ્વાસની લાગણી વધુ ફેલાય અને પરિણામ માઠું આવે તે સ્વાભાવિક છે."

**સુંદર બાળવચનામૃત** — લેખક અને સંપાદક ભાઇચંદ સુંદરજી મહેતા. ઝીંઝુવાડા કિં. ચાર આના. પૃ. ૮૦. આમાં હિતવાક્યો તેના શરૂ થતા પહેલા અક્ષરથી એમ અ થી માંડી ક્ષના મથાળા નીચે આપ્યાં છે અને પછી જિનેશ્વરસૂરિના ઉપદેશ–રત્નકોષનું માલિની છંદમાં અવતરણ આપ્યું છે. ને પછી સિદ્ધચક્રની ઓળીની વિધિ ને થોડી સ્તુતિ તેમજ બાર ભાવનાની જયસોમકૃત સઝાય મૂકી છે, સુંદરજીના પુત્રે લખેલ માટે નામ સુંદર બાળ વચનામૃત આપ્યું જણાય છે. પ્રયાસ ઠીક છે. સ્તુતિ સઝાયો એક લીટી પર બીજી લીટી એ પ્રમાણે હાલની શૈલીમાં છપાવવાં ઘટે.

**સરળ ભગવદ્‌ગીતા** — લે. કાનજી કાલીદાસ જોશી. પ્ર૦ મણિલાલ કે. દેસાઇ બી. એ. એલ. એલ. બી. નં. ૧૦૦ ભુલેશ્વર મુંબઇ. મૂલ્ય આઠ આના.) આમાં મૂળ શ્લોક, તેનું સરળ ગુજરાતીમાં સમશ્લોકી ભાષાંતર આપેલું છે. તે ઉપરાંત સંસ્કૃત સ્તવનો ને ચર્પટ પંજરિકા સ્તોત્ર મૂળ પદ્ય ભાષાંતર સાથે આપેલ છે. ૧૬ ચિત્રો આપ્યાં છે. ખીસામાં રહી શકે તેવું કદ છે ને મૂલ્ય સ્વલ્પ છે. ગીતાનો સંદેશ સર્વ દેશના ધર્મજિજ્ઞાસુઓને ઉપયોગી છે અને તેનું વાંચન મનન કરવા યોગ્ય છે. અમને જણાવવામાં આવ્યું છે કે આની ચોથી આવૃત્તિ ૨૪ ચિત્ર સહિત તે જ કિંમતે બહાર પડી છે.

**જૈનયુવક** — કાર્તિક ૧૯૮૨. માસિક વાર્ષિક લવાજમ બે રૂપિયા. પ્ર૦ સુરત જીલ્લા જૈન યુવક મંડળ નવાપુરા સુરત.) માનદ તંત્રી તરીકે બે ગ્રેજ્યુએટો નામે અમીચંદ ગોવિંદજી શાહ અને હરિલાલ શીવલાલ શાહ છે. તેથી લેખો આવ્યા છે તે કરતાં [ ] વિચારશીલ, સમાજોપયોગી અને સેવાધર્મના મૂલ્યવાન પાઠો શિખવનારા આવશે એવી આશા રાખીએ છીએ. સમાજને ઉન્નત પંથે દોરી ક્લેશને નિવારી તેના સંગઠન માટે પ્રયાસ કરવા આવાં પત્રોની જરૂર છે. શહેરે શહેરમાં જૈન સ્વયંસેવકોનું મંડળ ઉત્પન્ન થાય, તે સર્વે મંડળોની એક પરિષદ્ થાય, તે માટેના ધારાધોરણ થઇ, તાલીમ દેવાની ગોઠવણ થાય તો સમાજ કંઇ પગભેર થાય. યુવકો પર જ આશા લટકે છે. આ જમાનો યુવકોની સેવા — યથાર્થ સમજણવાળી સેવા — મૌન સેવા માગે છે. આ ધ્યેય રાખી મંડળને તેનું આ મુખપત્ર કાર્ય કર્યા કરશે એ જ હાલ ઇચ્છીશું.

**સુમન** — દીપોત્સવી અંક સં. ૧૯૮૧ તંત્રી પ્રાગજી જ. ડોસા. આ હસ્તલિખિત માસિક છે તેમાં કાવ્યો, સંવાદ, ટૂંકા લેખો અને હસ્તચિત્રો વગેરેનો સંભાર સુવર્ણબંધુઓએ સારી રીતે આપ્યો છે. લખનારાએ જોડણી પ્રતે ધ્યાન આપવું ઘટે છે. મંગાવવાનું ઠેકાણું સુમન કાર્યાલય નં. ૧૩ ચોપાટી મુંબઇ.

[બીજા પુસ્તકો આદિનું અવલોકન અવકાશાભાવે તેમજ સ્થાનાભાવે અત્ર આપી શકાયું નથી.— તંત્રી]

# વિવિધ નોંધ

[રા. મકનજી જે. મહેતા બાર. એટ. લૉ. જનરલ સેક્રેટરી.]

**૧ કૉન્ફરન્સના કેટલાક અગત્યના ઠરાવો**

આપણી કૉન્ફરન્સ આજે કેટલો સમય થયાં દશાવિપર્યય અને કર કાળના અવનવા વિપ્લવોમાંથી પસાર થતી યથાતથા સ્થિતિએ આજકાલ આળસ મરડી ફુરતી થઇ છે, ત્યારે તેના યથાસ્થિત અસ્તિત્વને દીપાવવાનો પ્રશ્ન આપણી સમક્ષ આવી ખડો થાય છે. શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સે કરેલા ઠરાવો એટલે શું ? આ પ્રશ્ન પૂછવાપણું પણ આ યુગમાં હોઇ શકે નહિ. કેમકે આવી સંસ્થાની જરૂરીઆત અને તેનું જ્વલંત અસ્તિત્વ સ્વીકારીને જે જૈન સમાજે અન્ય કોમોને પાઠ શીખવ્યો છે તેજ જૈન સમાજ સંજોગોને વશ થઇને પણ પોતાનો શીખવેલો પાઠ ભુલી જવા જેટલો વિસ્મરણશીલ થાય એમ માનવું ઘટે નહિ.

આ સંસ્થા સંબંધે વધારે વિવેચન અને ઉહાપોહ હવે કર્તવ્ય નથી રહેતો. આદિથી અત્યાર સુધીમાં તેના હસ્તક થએલ પ્રવૃત્તિઓ અને કાર્યોથી સા કોઇ વાકેફ છે. તેથી આ અગર આવી સંસ્થાઓ શું કરી શકે તે પ્રશ્નને પણ સ્થાન રહેતું નથી. આવી અનેકવિધ સંસ્થાઓ પ્રત્યે ઉડતી નજર કરીએ તો ઘણુંયે જાણવાનું મળે એમાં સંદેહ નથી. આપણી કૉન્ફરન્સે અત્યાર સુધીમાં જે જે ઠરાવો તેના અધિવેશનો વખતે કર્યા છે તે દરેક અતિ મનનીય અને વિચારવા લાયક છે. એટલું જ નહિ, પણ તે ઠરાવો અમલમાં મૂકવા એ સમાજના પ્રત્યેક અંગની ફરજ છે. કૉન્ફરન્સના ઠરાવો એટલે નહિ કે પોથાઓમાં બાંધી રાખવા લાયક વસ્તુ યા એમ પણ નહિ કે તેની અગત્ય અને ઉપયોગિતા માત્ર સ્વીકારી બેસી રહેવું અને આચરણ તેવા ઠરાવોથી અબાધિત રાખવું !

દરેક મહાસભાના નિર્ણયો આપણા જીવન સિદ્ધાન્ત હોઇ શકે. સિદ્ધાન્ત વિનાનું આચરણ એ મનુષ્યદેહનું કલંક છે. અને કલંકિત યા કલુષિત જીવન એ મનુષ્યજન્મની મોટામાં મોટી નિષ્ફળતા છે. ભવિતવ્યતા ઉપર આધાર રાખી બેસનાર વ્યક્તિ જીવન આ પ્રવૃત્તિશાલી જગતમાં કોઇ રીતે હિતાવ નથી; પુરૂષાર્થવાદી પ્રવૃત્તિઓ એજ ખરો માર્ગ હો શકે. 'મનુષ્ય પ્રયત્ન અને ઇશ્વરેચ્છા' એટલે ન દેહધારીએ પ્રયત્ન કરવો જ જોઇએ અને ફલ માટે રાહ ન જોતાં પોતાનું કાર્ય કરવા યથામ[તિ] મહાત્માઓએ અગર મહાસભાઓએ બતાવેલ માર્ગે પ્રયત્નના પંથે તો પડવું જ જોઇએ.

જ્યાં એક માણસની મતિ મુંઝાઇ જાય કે અગર માર્ગ ખોળી શકતી નથી ત્યાં આવા નિર્ણયોનો જ લાભ લેવો ઇષ્ટ છે. તેની પાછળ બહુમતિનું, ઘણી શક્તિનું, અનેકવિધ નિઃસીમ બળ રહેલું છે. એવા નિર્ણયો, એવા ઠરાવો સર્વમાન્ય હોવા જ જોઇએ. તેવા ઠરાવો કરી અને પોથાઓમાં બાંધી મૂકી રાખવા અને આચારમાં ન મૂકવા એ ઘણું જ હાસ્યાસ્પદ ગણાય.

સર્વ ભાઇઓ અને બહેનોએ પ્રથમ અધિવેશનથી અદ્યાપિ પર્યન્ત કરવામાં આવેલ પ્રત્યેક ઠરાવને માન આપી અમલમાં ઉતારવા પોતાની ફરજ સમજવી જોઇએ. આ ઠરાવો આપણને વ્યવહારના સમયાનુકૂળ ખરા માર્ગદર્શક છે અને તે તે સમયના ડાહ્યા પુરૂષોએ બહુ જ વિચારપૂર્વક ઘડેલા અને જૈન જનતાએ વધાવી લીધેલા નિર્ણયો છે. આ નિર્ણયો પ્રમાણે વર્તન થાય તો 'શું કરી શકીએ' એ પ્રશ્નને સ્થાન ન રહેતાં એવો જ પ્રશ્ન ઉદ્‌ભવવા પામે કે 'શું નહિ કરી શકીએ ?'

દરેક પ્રવૃત્તિ સહકાર વિના પોતાની સફલતા સિદ્ધ કરી શકતી નથી. સમાજનો સહકાર એ આવશ્યક સ્થિતિ છે. અને તે વિના કાર્યસિદ્ધિ બને નહિ. પ્રત્યેક ભાઇ અને બહેન દરેક ઠરાવને જ્યારે જ્યારે પ્રસંગ મળે ત્યારે ત્યારે પોતાના જીવનવ્યવહારમાં ઉતારવા પ્રયાસ કરશે ત્યારે જ સમાજની ખરી ઉન્નતિ થશે.

જૈન કૉન્ફરન્સના ઠરાવની અગત્ય સમજવી અને સમજાવવી અને જીવનમાં ઉતારી ઉતરાવવી એ પ્રત્યેક વ્યક્તિએ પોતાની અનેક ફરજો માંહેની એક મ્હોટી ફરજ સમજતાં થવું જોઇએ. આ ઠરાવો અને નિશ્ચયો જેને અંગ્રેજીમાં gospel truths કહે છે તેવાં ધર્મના સ્વતઃસિદ્ધ સિદ્ધાન્તો જેવા ગણતાં શીખવું જોઇએ, એટલું જ નહિ પણ તેટલી જ માનની દૃષ્ટિથી અમલમાં મૂકવા જોઇએ. અને જ્યારે તેમ બને ત્યારે જ આપણે ખરૂં સંગઠન કરી શકીએ, સમાજની ઉત્કૃષ્ટતા સાધી શકીએ.

આવા ઠરાવો આપણા અનેક અધિવેશનોમાં પસાર થયા છે અને એક કરતાં વધારે વખત પુષ્ટિ પામ્યા છે. તેઓ પૈકી કેટલાક નીચે ટાંકવામાં આવ્યા છે. જેની વાચકવર્ગ બરાબર નોંધ લઈ પોતાના જીવનમાં મૂકવા અને બીજાઓ પાસે અમલ કરાવવા પોતાથી બનતું કરશે.

### (૧) ધાર્મિક શિક્ષણ

"ધાર્મિક સંસ્કાર વગરની કોઇ પણ જાતની કેળવણી નકામી છે અને હાલ જડવાદનો નિરંકુશ પવન જોસભેર ફેલાય છે તેવા સમયમાં દરેક જૈને ધર્મનું તત્ત્વજ્ઞાન જાણવાની જરૂર છે તેમજ પોતાના કુટુંબમાં અને સમાજમાં ધાર્મિક શિક્ષણનો પ્રસાર કરવાની પણ જરૂર છે તે માટે—

(૧) દરેક સંઘે પોતાના ગામ યા શહેરમાં બાળકો અને બાળાઓ ધાર્મિક શિક્ષણ સહેલાઇથી અને સંગીન રીતે લે તે માટે સુવ્યવસ્થિત જૈન-શાળા-કન્યાશાળા સ્થાપવાની અને વિદ્યમાન શાળાઓને સંગીન પાયા પર મૂકવાની જરૂર છે.

(૨) આવી સર્વ જૈનશાળાઓમાં વ્યવસ્થિત શિક્ષણ માટે તેમાં ચલાવવાનાં પુસ્તકો (ટેક્સ્ટ બુકો) અને વાંચનમાળા સહેલી ભાષામાં સ્પષ્ટ અર્થ સાથે ઓછી મહેનતે શીખી શકાય તેવી હાલની શિક્ષણ પદ્ધતિએ રચી તૈયાર કરાવવાની અને તેમાં એક જાતનો (uniform) અભ્યાસક્રમ ઘડી તૈયાર કરાવવાની જરૂર છે તો તેવો પ્રબંધ કરવાની જૈન એજ્યુકેશન બોર્ડને ભલામણ કરવામાં આવે છે.

(૩) દરેક જૈનશાળામાં તથા વિદ્યાલયમાં બને ત્યાં સુધી સંસ્કૃત અને પ્રાકૃત ભાષાનું જ્ઞાન આપવાનું અને ધાર્મિક પુસ્તકાલય રાખવાનું આવશ્યક છે એ પર તેના કાર્યવાહકોનું લક્ષ ખેંચવામાં આવે છે.

(૪) ધાર્મિક શિક્ષક અને શિક્ષિકાઓ તૈયાર થાય તે માટે ઉચ્ચ સંસ્કૃત-પ્રાકૃત ભાષાનું તથા ધાર્મિક જ્ઞાન જૈનયુવકો અને સ્ત્રીઓને આપવાની જરૂર આ કૉન્ફરન્સ સ્વીકારે છે."

### (૨) સામાન્ય શિક્ષણ

"જૈન સમાજમાં એક પણ જૈન કેળવણીથી બેનસીબ રહે નહિ એવી સ્થિતિ લાવવાની ખાસ અગત્ય છે, તો તે માટે આ કૉન્ફરન્સ ભલામણ કરે છે કેઃ—

(૧) પ્રત્યેક જૈને પોતાની પુત્રી અને પુત્રોને વ્યાવહારિક શિક્ષણ અવશ્ય આપવું.

(૨) દરેક સ્થળના આગેવાન જૈનોએ પોતાના સ્થાનિક જૈન વિદ્યાર્થીઓને શિક્ષણ લેવા માટેનાં દરેક સાધનો જેવાં કે ચોપડીઓ વિગેરે પૂરાં પાડવા પ્રબંધ કરવો.

(૩) હિંદનાં મુખ્ય મુખ્ય શહેરો કે જ્યાં કેળવણી-લેવાનાં સારાં સાધનો હોય ત્યાં જૈન વિદ્યાર્થીઓને માટે જૈન શ્રીમંતો, નેતાઓએ બોર્ડીંગ સ્થાપવી.

(૪) ઉચ્ચ શિક્ષણ લેવા ઉત્સુક જૈન વિદ્યાર્થીઓને અને ખાસ કરીને ગ્રેજ્યુએટ થયા પછી દેશ પરદેશ અભ્યાસ આગળ કરવા ઇચ્છનાર વિદ્યાર્થીઓને મોટી સ્કૉલરશીપ જૈન શ્રીમંતો તથા જાહેર સંસ્થાઓએ આપવી."

### (૩) વેપારી કેળવણી

"હાલના જબરી હરીફાઇના જમાનામાં જૈન કોમનો અસલી દરજ્જો જાળવી રાખવા માટે નીચેના ઉપાયોની જરૂર છે, તો તે ઉપર આ કૉન્ફરન્સ સર્વ જૈનોનું લક્ષ ખેંચે છે—

(૧) જૈનોના હસ્તક હાલમાં જે જે રોજગાર છે તેને કાયમ રાખી આબાદ કરવા માટે તે તે ધંધાના અગ્રેસરોએ પ્રયત્ન કરવા.

(૨) જૈન વેપારીઓએ પોતાના વેપારમાં સ્વધર્મી સુશિક્ષિત યુવાનોને દાખલ કરી તેમાં કુશળ બનાવી સામેલ કરવા જરૂર છે.

(૩) પાશ્ચાત્ય વ્યાપારીઓ પોતાના વેપારને આબાદ અને વિસ્તારવાળો જે જે રીતે બનાવે છે તે તે રીતિઓ જાણી તેનું અનુકરણ હિંદના વેપારના સંજોગોને ધ્યાનમાં રાખી કરવું એ જૈન વેપારીઓનું કર્તવ્ય છે.

(૪) ઉંચા વેપારી શિક્ષણ પ્રત્યે જૈન વિદ્યાર્થીઓનું લક્ષ ખેંચવું અને વેપારી કૉલેજમાં તેઓ અભ્યાસ કરે તે માટે ખાસ સ્કૉલરશીપો સ્થાપવી.

(૫) ઉંચું શિક્ષણ ઘણું મોંઘું હોવાથી સામાન્ય સ્થિતિના જૈનો સામાન્ય શિક્ષણ લઇને પોતાની આજીવિકા આબરૂસર ચલાવી શકે તે માટે તેઓ સારૂ દેશીનામાના વર્ગો એટલે સ્વદેશી હિસાબ પદ્ધતિનું શિક્ષણ આપનાર કલાસ જૈન શ્રીમંતો અને જૈન જાહેર સંસ્થાઓએ ખોલવા."

## (૪) સ્ત્રી કેળવણી

"જૈનસમાજમાં સ્ત્રીશિક્ષણનો સર્વત્ર પ્રચાર કરવા માટે આ કૉન્ફરન્સ નીચેની જરૂરીઆતો સ્વીકારે છેઃ—

(૧) દરેક જૈને પોતાની પુત્રીને ઓછામાં ઓછું લખતાં અને વાંચતાં આવડે તેટલું તેમજ સામાન્ય ગણિતનું જ્ઞાન આપવાનો અવશ્ય પ્રબંધ કરવો.

(૨) જેનાથી બની શકે તે દરેક જૈને પોતાની પુત્રીને માધ્યમિક (secondary) અને ઉચ્ચ (Higher) શિક્ષણ આપવું અને તેવું શિક્ષણ પોતાની પુત્રી લઇ શકે તે માટે તેના લગ્ન નાની ઉમ્મરમાં નહિ કરવાં.

(૩) જે જે સ્થળે જૈનોની સારી સંખ્યા છે તે તે સ્થળે જો સાર્વજનિક કન્યાશાળા ન હોય તો ત્યાં પોતાની તરફથી કન્યાશાળા સ્થાનિક અગ્રેસરોએ ખોલાવવા ગોઠવણ કરવી, તેમજ

(૪) મોટી ઉંમરની શ્રાવિકાઓને બપોરના ફુરસદના વખતમાં વ્યવહારોપયોગી સામાન્ય જ્ઞાન આપવા માટે સ્થળે સ્થળે ખાસ વર્ગ ખોલવાની જરૂર છે કે જે ખાસ વર્ગોમાં આરોગ્ય વિ[illegible] મૂળ તત્વો, દરદીની સારવાર અને અકસ્માત[illegible] લેવા જોઇતા તાત્કાલિક ઇલાજ, ભરત, [illegible] ઇત્યાદિનું શિક્ષણ મળે તેમ કરવું.

(૫) જૈનકન્યાશાળા તેમજ શ્રાવિકાશાળા[illegible] સ્ત્રીશિક્ષકો મેળવવા અર્થે એ ખાસ જરૂરી [illegible] શ્રાવિકાઓ અને ખાસ કરી વિધવાઓએ [illegible] ટ્રેનીંગ કૉલેજમાં મોટા પ્રમાણમાં દાખલ થઇ અ[illegible] કરવો અને તેવી અભ્યાસ કરતી સ્ત્રીઓને [illegible] પ્રકારની સગવડો જોઇએ તે સ્કોલરશીપ વ[illegible] પૂરી પાડવી."

## (૫) યુનિવર્સિટી અને જૈન સાહિત્ય

"(૧) મુંબઇ, કલકત્તા તથા મદ્રાસ યુ[illegible]સિટીમાં જૈન સાહિત્ય દાખલ થયેલું છે તે [illegible] સમસ્ત જૈન કોમનું લક્ષ આ કૉન્ફરન્સ ખેં[illegible] અને તે તે યુનિવર્સિટીમાં અભ્યાસ કરનાર [illegible] વિદ્યાર્થીઓ જૈન સાહિત્ય લે તે માટે તે વિદ્યા[illegible]ઓને તથા તેમના વાલીઓને ભાર મૂકી આ[illegible] કરવામાં આવે છે.

(૨) ઉપલી યુનિવર્સિટીઓમાં જે જે [illegible] પુસ્તકો દાખલ કરવામાં આવ્યાં છે અને આવે[illegible] પુસ્તકો ટીકા તથા વિવેચન સહિત તૈયાર ક[illegible] જૈન વિદ્વાનોનું અને તેને છપાવી પ્રસિદ્ધ કરવા [illegible] સંસ્થાઓ તથા શ્રીમંતોનું લક્ષ ખેંચવામાં આવે [illegible]

(૩) મુંબઇ યુનિવર્સિટીમાં જૈન સાહિત્ય [illegible] ખાસ સ્કોલરશીપ સ્વ. શેઠ અમરચંદ તલક[illegible] તરફથી સ્થાપવામાં આવી છે તેવી રીતે બ[illegible] યુનિવર્સિટીમાં પણ સ્કોલરશીપો સ્થાપવા [illegible] શ્રીમંતોને ભલામણ કરવામાં આવે છે.

(૪) નવીન સ્થાપિત થયેલ હિંદુ યુનિવર્સિટી જૈન સાહિત્ય દાખલ થાય તે માટે ફંડ વિગેરે સગવડ કરી આપવાની અને સ્કોલરશીપો સ્થાપવા આપણી ફરજ છે એમ આ કૉન્ફરન્સ માને છે અ[illegible] તે પ્રમાણે ફંડ સ્કોલરશીપ વિગેરેનો પ્રબંધ કર[illegible] જૈન શ્રીમંતો તથા સંસ્થાઓને આગ્રહપૂર્વક વિનં[illegible] કરે છે.

વિધવાઓ અને બાલકોની સ્થિતિ સુધારી, તેમને નિર્વાહનાં સાધનો મેળવી આપવા તેમજ બાલાશ્રમ, અનાથાશ્રમ પુનામાં આવેલાં કર્વે વિધવાશ્રમના જેવું જૈનધર્મની શૈલીને અનુસરતું વિધવાશ્રમ વિગેરે સંસ્થાઓ સ્થાપવા અને તેમને દ્રવ્યની દરેક પ્રકારે મદદ આપવા દરેક શ્રીમંત જૈન બાંધવોને આ કૉન્ફરન્સ ખાસ વિનંતિ કરે છે અને દરેક સ્થળે તે માટે વ્યવહાર પ્રગલાં ભરવા માટે ખાસ આગ્રહ કરે છે."

### (૧૧) ઐક્ય

"આપણી સામાજીક, ધાર્મિક તેમજ ઔદ્યોગિક અવનતિનું મુખ્ય કારણ આપણો પરસ્પરનો કુસંપ છે, માટે પોતપોતામાં સંપની વૃદ્ધિ થાય તેવો પ્રયત્ન કરવા આ કૉન્ફરન્સ આગ્રહપૂર્વક ભલામણ કરે છે અને અરસપરસના ટંટાઓનો નીવેડો લવાદ મારફતે કરવા આ કૉન્ફરન્સ એક લવાદ કમિટી નીમવાની જરૂર ધારી મોટા શહેરોના અગ્રેસરો અને જુદા જુદા પ્રોવીન્સીયલ સેક્રેટરીઓ મારફત એવી લવાદ કમિટીઓ જરૂરી પ્રસંગે નીમવા ભલામણ કરે છે."

### (૧૨) હાનિકારક રિવાજો

"કન્યાવિક્રય, બાળલગ્ન, કજોડાં, વૃદ્ધવિવાહ, એક પત્નીની હૈયાતીમાં બીજી કરવી, મૃત્યુ વખતે રડવું કુટવું, મૃત્યુ પાછળ જમણવાર, જૈનધર્મ વિરૂદ્ધ પર્વોનું પાલન કરવું વિગેરે આપણામાં ઘર કરી બેઠેલા કેટલાક દુષ્ટ રીતરીવાજો તથા અનાચારો છે તે સત્વર દૂર કરવા માટે આ કૉન્ફરન્સ દરેક બંધુનું ખાસ ધ્યાન ખેંચે છે. અને તે પ્રમાણે વર્તનારા તરફ બહુ જ ધિક્કારની લાગણીથી જુવે છે અને જેઓ તે બંધ કરે છે તેમને ખરા અંતઃકરણથી ધન્યવાદ આપે છે."

### (૧૩) સોળ સંસ્કારો

"આપણામાં લગ્નાદિ સોળ સંસ્કારો હોવા છતાં આપણા પવિત્ર ધર્મ વિરૂદ્ધ જે જે સંસ્કારો આપણે આદરીએ છીએ, અને આપણી ધાર્મિક વૃત્તિને દૂષિત કરી રહ્યા છીએ, તેમજ લગ્ન જેવા પતિપત્નીની પવિત્ર ગાંઠ બાંધતી વખતે પણ તે (સોળ) સંસ્કારોને વીસારી મુકીએ છીએ તેને માટે આ કૉન્ફરન્સ પોતાનો અત્યંત ખેદ જાહેર કરે છે અને દરેક કુટુંબમાં આપણા સંસ્કારો પ્રચલિત કરવા માટે ખાસ આગ્રહ કરે છે."

જે જે બંધુઓ પોતાના સંસ્કારો ધાર્મિક રીતિ મુજબ કરીને પોતાનો વ્યવહાર ચલાવી રહ્યા છે અને ચલાવવા પ્રયત્ન કરી રહ્યા છે તેને આ કૉન્ફરન્સ અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપે છે. આ કામમાં જેઓ નડતર કરે છે તેની તરફ આ કૉન્ફરન્સ ખેદની નજરથી જુએ છે."

### (૧૪) તીર્થ સંરક્ષણ

"હાલ આપણાં મોટાં પવિત્ર તીર્થો જેવાં કે સમેતશિખરજી અંતરીક્ષજીના સંબંધમાં જે ખેદજનક બનાવો બન્યા છે અને અડચણો થઇ છે, તેમજ તે અગાઉ આપણાં બીજાં તીર્થો જેવાં કે શત્રુંજય, મક્ષીજી વિગેરે માટે પણ આપણે ખર્ચોમાં ઉતરવું પડ્યું હતું તે દરેક બીના ધ્યાનમાં લેતાં આ કૉન્ફરન્સ એક સમસ્ત ભારત વર્ષીય તીર્થસંરક્ષણ કમિટી સત્વર નીમવાની આવશ્યકતા ધારે છે... ... ...કે જેઓ (કમિટીના સદ્‌ગૃહસ્થો) આપણાં સઘળાં તીર્થો, મંદિરો, પુસ્તક ભંડારો, જુના શિલાલેખો વિગેરેના સ્થળો જે આપણાં છે, તેમનું બરાબર સંરક્ષણ કરવા માટે તથા જરૂર પડે ત્યારે નામદાર બ્રીટીશ સરકાર, રાજા રજવાડાઓ તથા આપણા નીમેલા વહીવટદારો વિગેરે સાથે પત્રવ્યવહાર કરે અને સ્થાનિક શ્રીસંઘની તેમજ જરૂર પડે તે વખતે સમસ્ત ભારતવર્ષીય જૈન સમુદાયની સભાઓ પણ મેળવે એટલે કે તીર્થસંરક્ષણ માટે દરેક પ્રકારનાં પગલાં ભરે."

### (૧૫) ધાર્મિક ખાતાના હિસાબોની ચોખવટ

"દરેક ધાર્મિક ખાતાના હિસાબો ચોખ્ખા રહે અને તેમાં વહીવટ સંબંધી ગેરસમજુતી થવાનો સંભવ દૂર થઇ વિશ્વાસ બેસે, અને તેથી આવક પણ વૃદ્ધિ પામે તે માટે હિસાબ તૈયાર રાખવાની, સરવૈયાં કાઢવાની, તે જોવા માગે ત્યારે બતાવવાની, અને દર વર્ષે છપાવી પ્રગટ કરવાની આ કૉન્ફરન્સ જરૂર ધારે છે તેમજ આ ખાતા તરફથી નીમાએલા

હિસાબ તપાસવા આવનારાઓને તે બતાવવાને આ કૉન્ફરન્સ ખાસ આગ્રહ કરે છે અને તે કામમાં બનતી મદદ આપવા માટે દરેક બંધુનું ધ્યાન ખેંચે છે તેમજ આ ઠરાવનો સર્વત્ર ત્વરિત અમલ થઇ ધર્માદા દ્રવ્યને પૂર્ણ રક્ષણ મળે અને ધારેલા ઉદ્દેશ પાર પડે તે માટે સૌથી પહેલો દાખલો બેસાડવા શ્રી સંઘોને નામે વહીવટ કરતી આપણી ધાર્મિક જાહેર સંસ્થાઓના હિસાબો જેમ બને તેમ છપાવી પ્રગટ કરવા આ કૉન્ફરન્સ તેવી સંસ્થાઓના વહીવટકર્તાઓ પ્રત્યે આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

જે જે ખાતાઓએ રાજીખુશીથી તુરત પોતાના હિસાબો તપાસાવ્યા છે તથા પ્રગટ કર્યા છે તેઓને આ કૉન્ફરન્સ ધન્યવાદ આપે છે."

### (૧૬) જૈન બેંક

"આપણી વ્યાપારિક ઉન્નતિ અર્થે અને જૈન ધર્માદા ફંડો તેમજ વિધવાઓ વિગેરેના નિર્વાહની રકમો યોગ્ય સંરક્ષણમાં રહી તે રકમ યોગ્ય રીતે વૃદ્ધિ પામે તે માટે જૈન આગેવાનો તથા બાહોશ નરોની સંપૂર્ણ દેખરેખ નીચે ચાલતી એક જૈન બેંક સ્થાપન કરવાને આ કૉન્ફરન્સ આગ્રહ કરે છે અને તેને સત્વર વ્યવહારૂ રૂપમાં મૂકવા માટે મોટા શહેરોના ધનાઢ્યોનું આ કૉન્ફરન્સ ધ્યાન ખેંચે છે."

### (૧૭) સ્વદેશી ( સ્વદેશી અને સ્વકોમની ઉન્નતિ તથા આબાદી સંબંધી)

" આપણો સમસ્ત હિંદ દેશ બીજા દેશો કરતાં લાંબો વખત થયાં ઉદ્યોગ હુન્નરાદિ સાહસ તેમજ કળાકૌશલ્યમાં પછાત પડતો જાય છે અને તેમ થવાથી કંગાલ સ્થિતિને પામતો જાય છે. એટલું જ નહિ પણ આપણી કોમનો મોટો ભાગ પણ ધંધા વગર ગરીબાઇમાં આવી પડયો છે તેથી ફરી આપણા દેશની તેમજ આપણી પોતાની ગએલી જાહોજલાલી ફરીથી પ્રાપ્ત કરવા માટે—

૧. જે જે વ્યાપારો અને ઉદ્યોગ હુન્નરાદિ પ્રાચીન સમયમાં આપણા દેશમાં ચાલતા હતા તેનો પુનરુદ્ધાર કરવા,

૨. જે બીજા દેશો વ્યાપાર હુન્નરાદિમાં સ્પર્ધામાં ઉતરી આપણાથી આગળ વધ્યા છે તેનું મૂળ શોધી કાઢી તેમના કરતાં ઉત્તમ વસ્તુઓ આપણા દેશમાં બનાવવા,

૩. આપણા દેશમાં હયાત રહેલા ઉદ્યોગ હુન્નરો હોય તેને પુરતું ઉત્તેજન આપવા,

૪. ખાસ કરી આપણા દેશમાં ઉત્પન્ન થતી ચીજો વાપરવા અને તેનો વધુ ખપ કેમ થાય તે માટે બનતો પ્રયાસ કરવા,

૫. હમેશની આપણી ઉપયોગી ચીજો જેવી કે ખાંડ, કેશર, મીણબત્તી વગેરે જે વાપરવામાં આપણો ધર્મ ભ્રષ્ટ થાય છે તેવા પદાર્થો એકદમ બંધ કરવા વિગેરે—

આ બાબતો માટે કાળજીપૂર્વક અવશ્ય ધ્યાન આપવા તેમજ તે મુજબ વર્તવા માટે આ કૉન્ફરન્સ દરેક બંધુને ખાસ આગ્રહ કરે છે."

### (૧૮) જીવદયા

" (૧) સર્વ જીવોની રક્ષા કરવા તેમજ તેમની હિંસા થતી હોય તે અટકાવવા માટે યોગ્ય પ્રયાસ કરવા, તથા

(૨) પાંજરાપોળમાં જાતિ દેખરેખની ખામીથી પાંજરાપોળમાં રાખવામાં આવતા કમનસીબ મૂંગાં પ્રાણીઓને જે દુઃખ સહન કરવું પડે છે તે ઓછું કરવાનો બંદોબસ્ત કરવા, તથા

(૩) મનુષ્યના ખોરાક, તેમજ ધર્મ, શિકાર, ફેશન વિગેરે માટે, જુદી જુદી રીતે જાનવરો ઉપર ત્રાસદાયક ઘાતકીપણું ગુજરે છે તેમાંથી તેઓને બચાવી લેવા પ્રયત્ન કરવા, તથા

(૪) જાનવરોના શરીરના અવયવોમાંથી બનતી વસ્તુઓ જેવી કે હાથીદાંત, કચકડા વગેરેનો બહિષ્કાર કરી તેને બદલે નિર્દોષ વસ્તુઓ ઉપયોગમાં લેવા,

માટેનું જાહેર પ્રજામાં જ્ઞાન આપવા માટે પ્રયાસ કરવાની જરૂર છે અને તેવા પ્રયાસ અત્યાર સુધી જે જે તરફથી થાય છે તેનો આભાર માનવામાં આવે છે અને તેમને તે દિશા તરફ નિરંતર વધુ પ્રયત્ન ચાલુ રાખવા આગ્રહપૂર્વક ભલામણ કરે છે."

૪૮૦-૧૩-૯ ધી કૃષ્ણ પેપર માર્ટ ખાતે ઉધાર

૧૬૭૧-૧૦-૬

૮૫૬૩૦-૫-૯ાા

The above Balance Sheet is drawn up, according to the requirements Law, & to my understanding repre-sents the true & correct state of the onference as on Ashvin Vad Amas, 1981 A. V. I have compared the ash Book & the Ledger & I have also seen the securities mentioned ove 10-12-1925.

Sd. Narottam Bhagwandas Shah
Hony. Auditor

## સંવત ૧૯૮૧ ની સાલનો આવક જાવકનો હિસાબ

ઉ

| | |
|---|---|
| ૧૧-૮ાા શ્રી કૉન્ફરન્સ નિભાવ ફંડ ખાતે જમા. | ૧૫૦૯—૦-૬ કૉન્ફરન્સ નિભાવ ફંડ ખાતે ઉધાર |
| ૪૦૪૦-૦-૧૦ ગઇ સાલ આખર બાકી દેવા | ૯૨૫-૧૧-૯ શ્રી પગાર ખર્ચ ખાતે ઉધાર |
| ૩૫-૧૨-૬ વ્યાજના આવ્યા | ૨૫-૧૦-૬ ટપાલ ખર્ચના |
| ૪૪૬૩-૧૦-૭ાા સંવત ૧૯૮૧ ના આસો વદી ૦)) સુધીના સુકૃત ભંડાર ફંડમાંથી વધારાના અર્ધા ભાગના | ૯-૧૧-૬ ટ્રામ ગાડીભાડાના |
| ૨૪—૩—૯ વ્યાજના એજ્યુકેશન બોર્ડ પાસેથી | ૧૦૮—૦-૦ સંવત ૧૯૮૧ ના ચૈત્ર સુદી ૨ સુધીના રીપોર્ટની છપાઇ |
| | ૧૦૯—૬-૯ સ્ટેશનરી પ્રીન્ટીંગ વિગેરે |
| | ૫૮-૧૫-૦ પેપર લવાજમના |
| | ૧૮૪—૮-૦ મકાનભાડા ખાતે ઉધાર |
| | ૮૭—૧-૦ પરચુરણ ખર્ચ ખાતે ઉધાર |
| ૮૫૬૩-૧૧-૮ાા | ૧૫૦૯-૦-૬ |
| ૧૧—૦ શ્રી સુકૃત ભંડાર ફંડ ખાતે જમા | ૯૯૩૪-૧૧-૦ શ્રી સુકૃત ભંડાર ફંડ ખાતે ઉધાર |
| ૧૩૧૨—૯-૦ ઉપદેશકો મારફતે વસુલ આવ્યા | ૩૨૬—૬-૦ શ્રી સુકૃત ભંડાર ફંડની |

૨૭૬—૦-૦ શ્રી સ્વયંસેવક મંડળ મારફતે આવ્યા તે
૧૫૨—૪-૦ પર્યુષણ ઑફીસમાં આવ્યા તે
૨૮-૧૦-૦ બેંકમાંથી વ્યાજના આવ્યા તે

૯૯૩૪-૧૧-૦

૧૬૭૬૨-૧૩-૮ શ્રી જૈન શ્વેતાંબર એજ્યુકેશન બોર્ડના ખાતે જમા
૧૨૧૮૦—૩-૬ બાકી દેવા
૧૧૮-૧૫-૬ વ્યાજના આવ્યા
૪૪૬૩-૧૦-૮ શ્રી સુકૃત ભંડાર ફંડના સં. ૧૯૮૧ ના વધારાના અર્ધા ભાગના

૧૬૭૬૨-૧૩-૮

૧૩૫—૯-૬ શ્રી જૈનયુગ ખાતે જમા
૧૩૫—૯-૬ છુટક વેચાણ તથા લવાજમના મળીને આવ્યા

૮૧૩૯—૩-૧ શ્રી પુસ્તકોદ્ધાર ફંડ ખાતે જમા
૮૦૨૦—૩-૭ બાકી દેવા
૧૧૮-૧૫-૬ વ્યાજના

૮૧૩૯-૩-૧

૩૪૦૯—૦-૩ શેઠ ફકીરચંદ પ્રેમચંદ સ્કોલરશીપ ખાતે જમા
૩૩૬૮—૪-૩ બાકી દેવા
—૪૦-૧૨-૦ વ્યાજના

૩૪૦૯-૦-૩

૧૧૮૨૨-૧૪-૭ શ્રી મુંબઇની બીજી રીસેપ્શન કમીટી ખાતે જમા
૧૧૬૪૧-૧૦-૭ બાકી દેવા

૨૬—૮-૦ ટપાલ મનીઓરડર કમીશન વિગેરેના—
૪૮-૧૨-૦ સ્ટેશનરી પ્રીન્ટીંગના
૪૧૫—૯-૭ ઉપદેશકોના પગાર ખર્ચના
૪૪૬૩-૧૦-૮ શ્રી એજ્યુકેશનલ બોર્ડને ખાતે ઉધાર
૪૪૬૩-૧૦-૭॥ શ્રી કૉન્ફરન્સ નિભાવ ફંડ ખાતે ઉધાર

૯૯૩૪-૧૧-૦

૧૮૨૪—૩-૯ શ્રી જૈન શ્વેતાંબર એજ્યુકેશન બોર્ડના ખાતે ઉધાર
૧૮૦૦—૦-૦ રોકડા આપ્યા
૨૪-૩-૯ વ્યાજના

૧૮૨૪-૩-૯

૪૧૬—૬-૩ જૈનયુગ ખાતે ઉધાર
૫૫—૪-૬ સ્ટેશનરી પ્રીન્ટીંગ બીલબુક તથા રસીદબુકોના
૮૮-૧૨-૩ ટપાલ ખર્ચના
૫૬-૧૦-૦ જાહેરખબર ખર્ચના
૧૯—૮-૬ પર્યુષણ, ટ્રામ, મજુરી ડેકલેરેશન વિગેરેના—
૧૯૬—૩-૦ અમદાવાદ કાગળ મોકલ્યા તેના

૪૧૬-૬-૩

૧૮૨૫—૦-૩ શ્રી મુંબઇની બીજી રીસેપ્શન કમિટી ખાતે ઉધાર
૧૬૫૮-૭-૩ શ્રી કન્વેન્શનના ખર્ચ માટે આપ્યા
૧૬૬-૮-૦ શ્રી કન્વેન્શન રીપોર્ટની છપાઇ
૦-૧-૦ ડીવીડંડ વારંટ ઉપર સ્ટાંપના

૧૮૨૫-૦-૩

## તંત્રીની નોંધ

( અનુસંધાન પૃષ્ઠ ૨૦૮ થી )

### ૫. યતિઓનું સંગઠન

જૈન જાતિમાં યતિઓનું સ્થાન અવસ્ય છે અને તેનો સમાજમાં આદર ઓછો થતો ગયો તેથી તેમનું પતન વિશેષ વિશેષ થતું ગયું. તે એક ઉપયોગી સંસ્થા છે, તેને હતકારી કે ધૂતકારી નાંખવાથી સમાજને તેની ઉપયોગીતાનો પૂરો લાભ મળતો નથી. તેઓએ અનેક હસ્તલિખિત ગ્રંથો સાચવી રાખ્યા હતા, તેઓ વૈદક અને જ્યોતિષમાં એક્કા ગણાતા, વિધિવિધાનમાં સાધનાવાળા હતા, સંઘની મુશ્કેલી પ્રસંગે માર્ગ કાઢી આપતા વગેરે અનેક બાબતો તેમનો ઇતિહાસ તપાસતાં મળી આવે તેમ છે. જ્યાં સાધુઓનો અભાવ છે ત્યાં જૈન ધર્મની દીપજ્યોત તેઓ જ બળતી રાખે છે. સમાજે તેના પ્રત્યે દુર્લક્ષ આપવું જોઇતું નથી. શત્રુંજયતીર્થ માટે તેઓની સહાય લઇ શકીએ. તેઓ સત્યાગ્રહ માટે કટિબદ્ધ થઈ શકે અને તે માટે સંઘે તેમની પીઠ પાછળ ઉભા રહેવું જોઇએ. હાલ આટલો ઇસારો કરી સમાજનાં કર્ત્તવ્ય વિષયમાં હવે પછી સમજાવીશું.

બીજી બાજુ યતિઓએ પોતે પોતાના ઉદ્ધાર માટે કટિબદ્ધ થવું ઘટે. તેમણે પોતાનું સંગઠન કરવું જોઇએ. અગાઉ ત્રણ પરિષદ્ ભરી હતી તેને ઘણાં વર્ષો થઇ ગયાં. યતિબાળકોને તાલીમ આપી સુસંસ્કાર પાડી કેળવવાનું જારી રાખ્યું હત તો આજે તેનાં સુમિષ્ટ ફળો મેળવી શકાયાં હત. 'જાગ્યા ત્યાંથી સવાર' એમ ગણીને હાલ શત્રુંજય તીર્થ પર કંઇ કામ કરી બતાવવાનો મોકો છે તે વખતે પોતાનું સંમેલન મુંબઇ જેવી નગરીમાં તેઓ ભરે, યોગ્ય સુધારા આદરે અને તીર્થ માટે સત્યાગ્રહ જેવું કંઇ કરી બતાવે તો સમાજ તેમને અપનાવે એને આદર આપે તેમ છે. ખાનગામવાળા યતિશ્રી બાલચંદ્રજી આ સંમેલનની હીલચાલ ઉપાડી લે એમ અમે તેમને વિનવીએ છીએ. સમાજ જરૂર તેમને ટેકો આપશે.

આપણી કૉન્ફરન્સે પણ તેમને માટે કંઇક કરવું જોઇએ. તેમને કૉન્ફરન્સમાં બોલાવવા ઘટે, તેમને ડેલીગેટ (પ્રતિનિધિ)નો હક આપવો ઘટે, તેઓમાંના સારા સારા વક્તા અને ઉપદેશકોને કૉન્ફરન્સના સભાપીઠ પર ભાષણ આપવાની તક આપવી ઘટે અને તેઓમાં કેમ સુધારો થાય — તેઓ કેમ આગળ વધે અને સમાજ તેમજ કૉન્ફરન્સને ઉપયોગી થઇ શકે તે માટે સર્વ પ્રયત્નો કરવા ઘટે. સુકૃત ભંડાર ફંડને અંગે તેઓ આપણા ઑનરરી ઉપદેશકો બની શકે, અને તેમ થાય તો જે કાર્ય આપણા પગારદાર ઉપદેશકો છ માસમાં ન કરી શકે તે તેઓ થોડા વખતમાં કરી શકે એટલું જ નહિ પરંતુ યોગ્ય અને વ્યવસ્થિત રીતે તે ફંડમાં સારો ફાળો મેળવી આપી શકે. હવે યતિઓએ જાગ્રત થવાની જરૂર છે, અને આપણે તેમને જાગ્રત કરવાની જરૂર છે. જેટલા તેઓ વહેલા જાગશે તેટલું તેઓને અને સમાજને માટે વધુ હિતાવહ છે. તેમનો ઇતિહાસ પણ મેળવી પ્રગટ કરવાની જરૂર છે.

### વૈરાગ્ય સંવાદચાય

ચઉપઇ

તો સુખ જો મતિ આવૈ સંતોસ, તો સુખ જો મન નાવૈ રોસ,
તો સુખ જો મમતા હુઈ દૂર, હંસ રમે સમતા ભરપૂર. ૧
ટુક ઇક ટલી કલહ વારીયે, ટુક ઇક રોસ મને મારીયે,
ટુક ઇક નમાયે દુર્જન લોક, સંપદ વિપદ હરષ ન શોક. ૨
જબ લગ જરા દૂર દેહથી, જબ લગિ રોગ સોગ ભય નથી,
જબ લગિ ઇંદ્રી તણી નહિ હાંણી, તૂં તપ કરસ્યો મ કરિસ કાંણુ. ૩
ગહિલા ! ગર્બ ન કીજે, કિમે, ગાંઠે ગરથ હુઇ જિણ સમે,
વિસમે માગે તેહજ ભીખ, હરિચંદ રાજા દેખી શીખ. ૪
ડાહો નર ન કરે અન્યાય, ડાહો મરમ ન બોલે ઘાય,
ડાહો ન દીએ કહને કલંક, ડાહો માણસ હોએ નિકલંક. ૫
હૃદય પગાયો નવિ સાંસહે, ફિરિ ફિરિ આધી પાછી કહે,
જનમ લગે પિશુન પાપીયો, નિશ્ચે ઉજાડે તેહનો હીયો. ૬
નવિ કીજે નિંદા પારકી, નિંદક હોએ નિશ્ચે નારકી,
જેહને હોઇ નિંદાનો ઢાલ, તે કહીયે ચોથો ચંડાલ. ૭
વિદ્યા વિનય કરી માગીયે, વઇરી વાસ વસતાં જાગીઇ,
મદ આઠે જે નર પરિહરે, તેહનો મહિમા જગ વિસ્તરે. ૮
લાવણ્ય સમે કર જોડી કહે, સાચા વચન પ્રાંણી સદ્દહે,
જિનવર-ભગતિ ભલી પરિ કરે, મુગતિવધુ તે નિશ્ચે વરે. ૯

— લાવણ્યસમય ( વિ. ૧૬મું શતક )

# શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ

પાયધુની-મુંબઇ નં. ૩

---

## શ્રી સુકૃત ભંડાર ફંડ

શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સની ઉપરોક્ત યોજના તેના આશયો અને પરિણામજન્ય અમલી કાર્યની જૈન સમાજ સમક્ષ ટુંકી પણ રૂપરેખા જાહેર ખબરદ્વારા અગર હેંડબીલદ્વારા રજુ કરવી એ તદન બિન જરૂરીઆતવાળું ગણી શકાય. સબબ આ યોજના જૈન ભાઈઓમાં સર્વમાન્ય અને જગજાહેર જ છે. આ યોજના એ સંસ્થાનું અને સમાજનું જીવન છે. જૈન જનતાના ભવિષ્યની રેખા દોરવા હિંમત ધરનાર જો કોઈપણ યોજના હોય તો તે સુકૃત ભંડાર ફંડ એક જ છે કે જ્યાં ગરીબ અને તવંગર વચ્ચે કોઈ જાતનો અંતર રહેતો નથી અને સમાનતા, બંધુત્વ વિગેરે ભાવનાઓ ખીલવી સમાજને સુશિક્ષિત બનાવી હિતકર કાર્યો કરવા આ સંસ્થાને જોશ અને જીવન અર્પે છે. આ ફંડમાં ભરાતાં નાણાંમાંથી ખર્ચ બાદ કરી બાકીનો અડધો ભાગ કેલવણીના કાર્યમાં વપરાય છે, અને બાકીના અડધા સંસ્થાના નિભાવફંડમાં લઇ જવામાં આવે છે કે જે વડે સમસ્ત સમાજને શ્રેયસ્કર કાર્યો કરી શકાય. આપણા સમાજમાં અનેક સ્ત્રી પુરૂષો ઉચ્ચ કેળવણીથી વંચિત રહે છે તે બનવા ન પામે અને તેમને કેળવણી લેવામાં અનેક રીતે મદદરૂપ થવા આ સંસ્થા પોતાના પ્રયાસો કરી રહી છે અને તે આ ફંડની વિશાળતા ઉપર જ આધાર રાખે છે. તેથી પ્રત્યેક જૈન બંધુ વરસ દહાડામાં માત્ર ચર આનાથી સ્વશક્તિ અનુસાર મદદ અર્પી પોતાના અજ્ઞાન બંધુઓનું જીવન કેળવણીદ્વારા સુધારી અગણિત પુણ્ય ઉપાર્જન કરી શકે છે. માટે સર્વે જૈન બંધુઓને આ ફંડમાં સારી રકમ આપવાની વનંતિ કરવામાં આવે છે. ચાર આના પ્રત્યેક વ્યક્તિએ દરવર્ષે આપવા એ મોટી વાત નથી. અઠવાડીયે એક પાઈ માત્ર આવે છે, પણ જો આખી સમાજ જાગૃત થાય તો તેમાંથી મોટી સંસ્થાઓ નભાવી શકાય એવી સુંદર યોજના છે. " ટીપે ટીપે સરોવર ભરાય " એ ન્યાયે ફંડને જરૂર આપ અપાવશો અને આપની તરફના પ્રત્યેક નાના મોટા ભાઇઓ, બહેનો એનો લાભ લે, એમાં લાભ આપે એવો પ્રયત્ન કરશો. બીજી કોમો આવી રીતે નાની રકમોમાંથી મોટી સંસ્થાઓ ચલાવે છે તે આપ જાણો છો. તો આપ જરૂર પ્રયત્ન કરશો. આખી કોમની નજરે આપને કૉન્ફરન્સની જરૂરીઆત લાગતી હોય તો આ ખાતાને ફંડથી ભરપૂર કરી દેશો. સુજ્ઞને વિશેષ કહેવાની જરૂર ન જ હોય.

સેવકો,

મકનજી જુઠાભાઈ મહેતા

મોતીચંદ ગીરધરલાલ કાપડીઆ

ઓ. રે. જ. સેક્રેટરીઓ, શ્રી. જૈ. શ્વે. કૉન્ફરન્સ.

રૂપીઆ પાંચનો ગ્રંથ રૂપીઆ અઢીમાં.

# શ્રી યશોવિજયજી જૈન ગુરૂકુળ તરફથી મહાન લાભ લઈ શકો તો લ્યો અને આપી શકો તો આપો.

# વિવિધ પૂજાસંગ્રહ.

## જૈન પત્રનો અભિપ્રાય.

તા. ૫-૯-૨૪.

સચિત્ર કિં. રૂ. અઢી. જૈન બુકસેલર મેઘજી હીરજી તરફથી વિવિધ પૂજાસંગ્રહના સાત ભાગનો દળદાર ગ્રંથ વિધિ તથા ચિત્રો સાથે રૂ. પાંચની કિંમતમાં અપાય છે તેજ ગ્રંથ પાલીતાણાના શ્રી યશોવિજયજી જૈન ગુરૂકુળે સ્વર્ગસ્થ આચાર્ય શ્રી વીરવિજયજી મહારાજના સ્મરણાર્થે અર્ધી કીંમતે આપવાને ગોઠવણ કરેલી લાગે છે આ ગ્રંથમાં પંડીત શ્રી વીરવિજયજી, રૂપવિજયજી, પદ્મવિજયજી, યશોવિજયજી, આત્મારામજી, બુદ્ધિસાગરજી, ગંભિરવિજયજી, વલ્લભવિજયજી, હંસવિજયજી વગેરે પ્રખર પંડીતોની રચેલી પ્રસિદ્ધ વિવિધ પૂજાઓનો સંગ્રહ છે; તેમજ અઢીસે અભિષેક મંગળાચાર જીનપૂજાના દુહા, અમદાવાદ, પાટણના દેરાસરો તથા ઉપાશ્રયોની ટીપ વગેરેનો બહોળો સંગ્રહ કરવા ઉપરાંત પૂજાની જુદી જુદી ઢાળોના અર્થનો આદર્શ ખ્યાલ આવે તેવા ઉપજતાં ચિત્રો દોરાવીને તેના ફોટાઓ તથા અષ્ટાપદજી, સમેતશીખર, પાવાપુરી, કેસરીયાજી આદિ તિર્થોની પૂજામાં તે તિર્થના દાર્શનીક ફોટા સમવસરણ રચના, ચક્રેશ્વરી-પદ્માવતી આદિ દેવીઓ-પ્રભુ મહાવીર-ગૌતમ સ્વામી વગેરે શાસનસ્થંભ પુરૂષો ચોવીશી નવપદજી આદિ ઘણાં ચિત્રો મુકીને આ ગ્રંથને આકર્ષક તેમજ દાર્શનિક બનાવ્યો છે. તો દરેક નાના મોટા ગામોના દેરાસરોમાં અને બની શકે તેમને ઘરની લાયબ્રેરીમાં રાખવા ભલામણ છે. આવા ઉપકારક ગ્રંથનો અર્ધી કીંમતે પ્રચાર કરાવવા માટે શ્રી પાલીતાણાના યશોવિજયજી ગુરૂકુળના સંચાલકોએ કરેલી ગોઠવણ સાહિત્ય પ્રચાર માટે પ્રશંસનીય છે. અઢી રૂપીયામાં મેળવવા ઇચ્છનારે " શ્રી યશોવિજયજી જૈન ગુરૂકુળ ઓફીસ, ઠે. પાયધુની-ગોડીજીની ચાલમાં શેઠ કેશરીચંદ ભાણાભાઇની પેઢી ઉપર. મુ. મુંબઇ" આ સિરનામે લખવાથી મળી શકશે.

રૂપીઆ પાંચનો ગ્રંથ રૂપીઆ અઢીમાં.

# શ્રી યશોવિજયજી જૈન ગુરૂકુળ તરફથી મહાન લાભ લઈ શકો તો લ્યો અને આપી શકો તો આપો.

# વિવિધ પૂજાસંગ્રહ.

જૈન પત્રનો અભિપ્રાય.

તા. ૫-૯-૨૪.

સચિત્ર કિં. રૂ. અઢી. જૈન બુકસેલર મેઘજી હીરજી તરફથી વિવિધ પૂજાસંગ્રહના સાત ભાગનો દળદાર ગ્રંથ વિધિ તથા ચિત્રો સાથે રૂ. પાંચની કિમતમાં અપાય છે તેજ ગ્રંથ પાલીતાણાના શ્રી યશોવિજયજી જૈન ગુરૂકુળે સ્વર્ગસ્થ આચાર્ય શ્રી વીરવિજયજી મહારાજના સ્મરણાર્થે અર્ધી કીંમતે આપવાને ગોઠવણ કરેલી લાગે છે આ ગ્રંથમાં પંડીત શ્રી વીરવિજયજી, રૂપવિજયજી, પદ્મવિજયજી, યશોવિજયજી, આત્મારામજી, બુદ્ધિસાગરજી, ગંભિરવિજયજી, વલ્લભવિજયજી, હંસવિજયજી વગેરે પ્રખર પંડીતોની રચેલી પ્રસિદ્ધ વિવિધ પૂજાઓનો સંગ્રહ છે; તેમજ અઢીસેં અભિષેક મંગળાચાર જીનપૂજાના દુહા, અમદાવાદ, પાટણના દેરાસરો તથા ઉપાશ્રયોની ટીપ વગેરેનો બહોળો સંગ્રહ કરવા ઉપરાંત પૂજાની જુદી જુદી ઢાળોના અર્થનો આદર્શ ખ્યાલ આવે તેવા ઉપજતાં ચિત્રો દોરાવીને તેના ફોટાઓ તથા અષ્ટાપદજી, સમેતશીખર, પાવાપુરી, કેસરીયાજી આદિ તિર્થોની પૂજામાં તે તિર્થના દાર્શનીક ફોટા સમવસરણ રચના, ચક્રેશ્વરી-પદ્માવતી આદિ દેવીઓ-પ્રભુ મહાવીર-ગૌતમ સ્વામી વગેરે શાસનસ્થંભ પુરૂષો ચોવીશી નવપદજી આદિ ઘણાં ચિત્રો મુકીને આ ગ્રંથને આકર્ષક

# વિષયાનુક્રમ.



## જૈનયુગ

—જૈનધર્મ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, ઇતિહાસ, જીવનચરિત્ર ને સમાજપ્રગતિને લગતા વિષયો ચર્ચતું ઉત્તમ જૈન માસિક.

—વિદ્વાન્ મુનિ મહારાજશ્રી તથા અન્ય લેખકોની કસાયેલી કલમથી સંજાયેલા ગદ્યપદ્ય લેખો તેમાં આવશે.

—શ્રીમતી જૈન શ્વે. કોન્ફરન્સ ( પરિષદ્ ) સંબંધીના વર્તમાન-કાર્યવાહીનો અહેવાલ સાથેસાથે અપાશે.

તો દરેક સુજ્ઞ આ પત્રના ગ્રાહક બની પોતાના મિત્રોને પણ ગ્રાહકો બનાવશે અને સંઘસેવાના પરિષદ્‍ના કાર્યમાં પુષ્ટિ આપશે.

વાર્ષિક લવાજમ ટપાલખર્ચ સહિત માત્ર ૩. બે.

લખો-**જૈન શ્વે૦ કોન્ફરન્સ ઑફીસ**

૨૦ પાયધુની મુંબઇ નં. ૩.

---

આ માસિક બહોળા પ્રમાણમાં ફેલાવો પામવાની ખાત્રી રાખે છે તો **જાહેરખબર આપનારાઓને** માટે તે ઉપયોગી પત્ર છે; તો તેઓને ઉપરને સરનામે લખવા કે મળવા ભલામણ છે.

## લેખકો વગેરેને સૂચનાઓ.

૧. આ પત્રમાં પ્રકટ થતા લેખો માટે તે તે લેખના લેખકો જ સર્વ રીતે જોખમદાર રહેશે.

૨. અભ્યાસ, મનન અને શોધખોળના પરિણામે લખાયેલા સર્વ લેખો, વાર્તાઓ ને નિબંધોને પ્રથમ સ્થાન મળશે.

૩. લેખકોએ તેમજ અવલોકન માટે પુસ્તકો મોકલવા ઇચ્છતા સજ્જનોએ તંત્રી સાથે પરબારો પત્રવ્યવહાર કરવો.

૪. કોઇ પણ લેખ પૂર્વે જાતે કે બીજાએ અન્ય સ્થળે પ્રસિદ્ધ કર્યો હોય તો તે કૃપા કરી ન-મોકલવો.

૫. દરેક લેખ તેમજ મોકલેલ ગ્રંથની સમાલોચના સમય સ્થળ વિચારીને જેમ બને તેમ ત્વરાએ પ્રકટ કરવાની કાળજી લેવાશે.


તવાબિલ્ડિંગ, ત્રીજે માળે લોહારચાલ, મુંબાઇ.

**મોહનલાલ દલીચંદ દેશાઇ**
B. A. LL. B. વકીલ હાઇકોર્ટ,
માનદ તંત્રી.


**ગ્રાહકોને સૂચના**—જેઓએ પોતાનાં નામ ગ્રાહક તરીકે હજુ ન લખાવ્યાં હોય તેમને તે પૂરા ઠેકાણા સહિત લખી મોકલવા અને સાથે સાથે વાર્ષિક લવાજમના બે રૂપીઆ મનીઑર્ડર થી મોકલી આપવા વિનંતિ છે, કે જેથી વી. પી. કરવામાં અનેક મુશ્કેલીઓ અને નાહકનું ખર્ચ થાય તેમાંથી કોન્ફરન્સ ઑફિસને બચાવશે.

# જૈન યુગ.



धर्मं धर्मेति जल्पन्ति तत्त्वशून्या कुदृष्टयः ।
वस्तुतत्त्वे न बुध्यन्ते तत्परीक्षाऽक्षमा यतः ॥

—તત્ત્વથી શૂન્ય એટલે અનભિજ્ઞ કુદૃષ્ટિ-મિથ્યાદૃષ્ટિ ધર્મધર્મ એમ બકયા કરે છે. (પરન્તુ) વસ્તુતત્ત્વને જાણતા નથી, તેથી વસ્તુતત્ત્વની પરીક્ષા કરવામાં તેઓ અસમર્થ હોય છે.

અમે તો અત્યાર સુધી એ સમજી લીધું છે કે જીવ માત્ર સાથે મિત્રભાવ રાખવો, ગુણીને જોઈ પ્રસન્ન થવું, દુઃખી જીવો પર દયા કરવી અને જે વિપરીત વૃત્તિવાળાં છે-અર્થાત જેના વિચાર અમારાથી વિરૂધ્ધ છે-જે કુમાર્ગગામી છે અને અમારા માર્ગને ઠીક સમજતા નથી, તેમના પ્રત્યે મધ્યસ્થ ભાવ રાખવો, યા ઉદાસીન રહેવું એ જૈન ધર્મનો સર્વ શ્રેષ્ઠ અને લોકપૂજ્ય ઉપદેશ છે. તે પોતાનો ધર્મ યા પોતાનો વિચાર કોઈપર જબરદસ્તીથી લાદવાનું કહેતો નથી. તેના અનુયાયી વધુમાં વધુ એ કરી શકે છે કે વિપરીત વૃત્તિવાળાને પ્રેમપૂર્વક સમજાવે, અને કલ્યાણ માર્ગ સૂઝાડે, જ્યારે ધર્મપર સંકટ આવે છે, ત્યારે સાચો જૈન તે સંકટ લાવનારના લોહીનો તરસ્યો થતો નથી, બલ્કે જરૂર પડયે તેના માટે પોતાનાજ લોહીને વહેરાવે છે અને આ ઉપાયથી તે ધર્મની સાચી રક્ષા કરે છે. એ કહેવું તો તદ્દન જુઠું છે કે ભારતે અત્યાર સુધી ધર્મરક્ષા માટે રક્તની નદીઓ વહેવરાવી છે. ભારતના, વિશેષે કરી જૈનધર્મના ઇતિહાસમાં આ પ્રકારની લોહી વહેવડાવનારી એક પણ ઘટના મળી શક્તી નથી.

જૈનજગત, ૧૬-૨-૨૬.

પુસ્તક ૧ | વીરાત્ સં. ૨૪૫૨ વિ. સં. ૧૯૮૨ | ફાગણ અંક ૭

## તંત્રીની નોંધ

### ૧. જૈન સ્વયંસેવક સંમેલન.

મુંબઇ, અમદાવાદ, સુરત વગેરે સ્થલોમાં જૈન સ્વયંસેવક મંડલો ઉપસ્થિત થયાં છે એ ખુશી થવા જેવું છે. જૈન સમાજના અનેક અંગો યુવકવર્ગની સેવાનાં ક્ષેત્રો છે અને તે દરેક અંગને યુવકોની સેવા મળી રહે તો સમાજ શરીર વધુ દૃઢ, શક્તિવાન્ અને કાર્યકર થાય. આવાં મંડલો જૂદીજુદી દિશાએ કાર્ય કરી રહ્યાં છે, અને તેઓ સર્વે મળી એક બીજાની મુશ્કેલીઓ જણાતી તે ઉકેલવાના માર્ગો કાઢે, સેવાના નવિન માર્ગો શોધી કાઢે અને તેને વ્યવહારમાં મૂકવાની તાલીમ લે એ જરૂરનું છે.

હમણાં શ્રી ભારતીય જૈન સેવક પરિષદ્ એ મથાળા નીચે મુંબઈની સ્વયંસેવક સંસ્થા તરફથી પ્રશ્નાવલી કાઢવામાં આવી છે તેમાં સોળ પ્રશ્નોના ઉત્તર માંગવામાં આવ્યા છે. કેટલાક જરૂરી અને કેટલાક બીજા પ્રશ્નોમાં અંતર્ગત થનારા પ્રશ્નો છે; કેટલાક સામાન્ય અને કેટલાક ઝીણી વિગતમાં ઉતરનારા છે. અમે તે દરેક લઇ તેને તેના ઉત્તરમાંજ ટુંકમાં મૂકીએ છીએ.

૧. આ પરિષદ્ સ્થાપન કરવાની તથા તેનું અધિવેશન ભરવાની આવશ્યકતા સ્વીકારીએ છીએ,

૨. તેનું કેંદ્ર (મુખ્ય ઑફીસ) મુંબઇ સૌથી યોગ્ય લાગે છે અને સાથેસાથે તેની શાખાઓ જુદા જુદા

મુખ્ય શહેરમાં હોઇ શકે, ૩. જ્યારે જુદાંજુદાં મંડળોનો સહકાર અને સહવૃત્તિ જોવામાં આવે અને કંઇક દેખાય તેવું કાર્ય થઇ શકે ત્યારે અધિવેશન ભરવું અને પહેલી પરિષદ્ મુંબઇમાં ભરવી યોગ્ય જણાશે. ૪. આવી પરિષદ્‌થી સ્વયંસેવક મંડળોનું 'સંગઠન બળ' વધશે તેમ અમે માનીએ છીએ અને આવું 'બળ' વધારવાની જરૂરીઆત અમે સ્વીકારીએ છીએ. ૫. સ્વયંસેવક મંડળોની જરૂરીઆત અવશ્ય છે. તેના ઉદ્દેશો કાર્ય પ્રમાણે દોરી શકાય, પણ મુખ્યત્વે જૈન સમાજને ઉન્નત પંથે દોરનાર, ક્લેશ નિવારક, શાંતિમય પ્રયત્નો કરવા—તે માટે સમાજની સેવા દરેક પ્રકારે કરવી, અને તે સેવા સમજણવાળી, અને મૌન છતાં પુરૂષાર્થવાળી હોવી જોઇએ. બંધારણ તો આવાં મંડળોનાં જોઇ ગમે ત્યારે બાંધી શકાશે. કરવાનાં કામોનો તૂટો નથી-તેમાં નીચેનાં ગણાવી શકાયઃ—

(૧) સમગ્ર જૈનોની મહાસંસ્થા રૂપ જૈન કૉન્ફરન્સની સર્વ હિલચાલોને ટેકો આપવો—તેના ઠરાવો જેમજેમ વધારે જાણીતા થાય—તેનો અમલ થાય તે પ્રમાણે કરવું (૨) સુકૃત ભંડારફંડ દર વર્ષે સંગ્રહિત કરી આપવું (૩) વ્યાયામ તથા વ્યવસ્થાની તાલીમ લેવી (૪) રાષ્ટ્રીય હિલચાલ તેમજ કોમી હિલચાલોના સાર્વજનીક મેળાવડામાં—શ્રી મહાવીર જયંતી આદિના મેળાવડામાં—વ્યવસ્થા આદિ કરવામાં ભાગ લેવો (૫) પોતપોતાનાં ગામ શહેરની ફર્યાદોનો અભ્યાસ કરી તે ફર્યાદો કૉન્ફરન્સ કે બીજી યોગ્ય સંસ્થા દ્વારા દૂર થઇ શકે તે માટે પ્રયત્નો કરવા, તેમજ આરોગ્ય અને જનસુખાકારી માટે પ્રયત્નો કરવા—જેમ ડાકટર હરિપ્રસાદજીએ અમદાવાદમાં કર્યું તેમ. (૬) દેહરાસરો—ઉપાશ્રયો આદિ ધર્મસ્થાનોમાંની અસ્વચ્છતાઓ દૂર કરવી (૭) ગામમાંના ક્લેશો દૂર કરાવવા અને ક્લેશકારક પ્રવૃત્તિઓ સામે ઝુંબેશ ઉઠાવવી (૮) શ્રી મહાવીર જયંતી ઉજવવી યા ગામમાં ઉજવાય તેમાં સહાય આપવી (૯) ધર્માદા ખાતાંઓનાં હિસાબ ચોખા રહે અને તે ખાતાંઓનો વહીવટ સુયોગ્યપણે ચાલે તેવા પ્રયત્ન કરવા, વગેરે અનેક કાર્યો છે.

૬ આવાં મંડળોથી કોમહિત, સંઘહિત, દેશહિત થશે એમ અમે માનીએ છીએ. ૭ જમણવારો, વરઘોડાઓ, સભાઓ, અધિવેશનો, મેળાઓ વગેરેમાં હાલ જે સેવા આ મંડળો કરે છે તે ફાયદાકારક અમને લાગે છે. તેમાંની ત્રુટીઓ સુધારવાના માટે જણાવવાનું કે જમણવારોમાં ખાસ કરી જૈન જાતિમાં જે અવ્યવસ્થા, અસ્વચ્છતા ચાલે છે તેને દૂર કરવા માટે ભારે જહેમત હજુ ઉઠાવવાની રહે છે; તે દૂર ન થાય ત્યાં સુધી સંતોષ લઇ શકાશે નહિ. એક પંગતમાં એક સરખી રીતે સર્વે બેસી શકે, બેસવા માટેની રીતસરની પાટલા વગેરેની ગોઠવણ કરી શકાય, ઉતરેલાં લૂગડાં માટે ખાંતી વગેરે તેમજ તેમની સલામતી માટે નિર્ભયતા ઉપજાવી શકાય, બધાને એક સરખી રીતે પીરસી શકાય, વાસણો બરાબર મળે અને એક પંગત એક સાથે જમીને ઉઠે કે પછી બીજી પંગત બેસે—અને સાથે એક પંગત જમી ઉઠે કે એઠવાડો કે અસ્વચ્છતા ન રહે અને સાફ ભૂમિ થઇ જાય એ વગેરે સર્વનો બંદોબસ્ત આવાં મંડળદ્વારા કરાવી શકાય. જ્યાં સુધી તેવું નથી બન્યું ત્યાં સુધી તેટલી ત્રુટી જ છે. તે ત્રુટી સુધારવાના રસ્તા સ્વયંસેવકોના પુરૂષાર્થ, વિનયી વૃત્તિ, સેવા-પ્રેમ ઉપરજ અવલંબે છે. વિશેષ માટે વાંચો રા. પરમાનંદના સ્વામી વાત્સલ્ય પરના જૈનધર્મ પ્રકાશમાં હમણાં આવતા લેખો. ૮. સર્વન્ટ ઑફ ઇંડિયા સોસાઇટી, હિન્દ સેવાદળ, ખિલાફત વૉલન્ટીયર કોર વગેરેનો અનુભવ તે તેના રીપોર્ટ પરથી તેમજ તેમનો અંગત જાતીય અનુભવ લેવાથીજ આવી શકે. બાકી અમારા અનુભવ વિગતવાર લખવાથી શું ફાયદો ? હિંદ સેવાદળ તો કોન્ગ્રેસ વખતે જે વ્યવસ્થા અને તાલીમ બતાવે છે તેની તો અમે નજરે જોઇ પ્રશંસાજ કરીએ છીએ. ૯. આ કાર્યમાં આપણા વડીલો, આગેવાનો તથા દરેક સંસ્થાઓ તથા સામાન્ય વર્ગ મદદ આપશે એમ અમે માનીએ છીએ. ૧૦ નાણાં ને સહકાર મળશે કે નહિ એના જવાબમાં જણાવીશું કે અન્ય તરફથી

નાણાં ને સહકાર મળે તો કાર્ય કરવાનો ખ્યાલ છોડી દેવો ઘટે અને કાર્ય કરી બતાવીશું તો નાણાં ને સહકાર અન્ય તરફથી સ્વતઃ મળીજ રહેશે; એવી શ્રદ્ધા રાખીને જ આપણે કાર્યો હાથમાં લઇ એક પછી એક પાર પાડતે જઇશું, તો તે નાણાં ને સહકાર સદૈવ મળી રહેશે. પહેલાં નાણાંની જરૂર ન રહે એવાં સેવા કાર્યો ઉપાડી કરી બતાવવાં ઘટે અને પછી જેમજેમ નાણાં મળતાં જાય તેમતેમ જે કાર્યમાં નાણાંની જરૂર પડે તેવાં કાર્ય હાથ ધરતા જવાશે. નાણાં ને સહકાર મેળવવાનો સર્વોત્તમ ઉપાય સુવ્યવસ્થિત કાર્ય કરી બતાવવાનો છે. બીજા ઉપાયો મેળાવડાઓ, નાટકની ટીકીટો, લવાજમ, ફાળાઓ આદિ સામાન્યપણે લેવાતા જોવાય છે.

૧૧. તાલીમ આપવી એ પહેલી વાત છે, પછી તે અખાડાથી; ડ્રિલથી અને છેવટે સ્કાઉટના ધોરણે —ગમે તે રીતે મેળવવી ઘટે. દરેક ગામમાં 'વ્યાયામ શાળા' જોઇએ. લાઠી—લાકડીનો સરસ ઉપયોગ સ્વરક્ષા અર્થે અને બંદોબસ્ત જાળવવા અર્થે કરવાનું શીખી લેવું ઘટે. દેશી રમતો ઓછી ખર્ચાળ ને વધુ કસરત આપે છે તેનો પુનરૂદ્ધાર કરવો ઘટે. ૧૨. આવાં મંડળો દરેક ગામ અને શહેરમાં ઉભાં કરવાની જરૂરીઆત છે અને તેમ બને તો તેના જેવું એકે નથી, પણ તેમ કરવા સાથે બધાં મંડળો સાથેનો સંબંધ-પત્ર વ્યવહાર-સૂચનાઓ આપવાનું રહી શકે તેમ કરવું યોગ્ય છે. એક બીજા એક બીજાના અનુભવો—કડવા મીઠા કહી શકે ને તેથી કાર્ય પ્રણાલિકા મજબૂત અને યોગ્ય કરી શકે. ૧૩ દુષ્કાળ, પ્લેગ, જળપ્રલય, હુલ્લડ વગેરે વખતે મંડળો ઘણી સેવા તાલીમ લરી આપી શકે. દાખલા તરીકે દુકાળ વખતે ઢોર તથા અનાથની ડીરેક્ટરી કરવી, તેને ઘાસ—ખોરાક મળે તે માટે જ્યાં જ્યાંથી મેળવી શકાય ત્યાંથી મેળવી આપવાં, કૂવા, જળાશયો જ્યાં ન હોય ત્યાં તેની વ્યવસ્થા કરી શકાય, પ્લેગમાં નિર્ભયતા પોતાને રહેવી જોઇએ; ડાક્ટર; દવા વગેરેની સગવડતા કરી આપવી, ગામ બહાર સફી અને તડકાવાળી જગ્યામાં ઝૂંપડાં બંધાવી આપવાં, લોકોના માલની સલામતી માટે પ્રબંધ કરવો—પહેરો ભરવો પડે તો ભરવો હુલ્લડ વખતે લોકોની સેવા તેવાજ માર્ગે થઈ શકે. આ સર્વ પ્રસંગોમાં આખી ટુકડીઓજ કામ સત્વર અને સારૂં કરી શકે. મંડળના સભાસદો ગામના બીજા ભાઇઓના સહકાર, સલાહ અને સહાય લઇ શકે.

૧૪ અધિવેશન માટે વિશેષ નાણાંની જરૂર ન પડે. જે થોડાં નાણાંની જરૂર પડે તે કોઈ શ્રીમંત આપી શકે યા શ્રીમંતો પાસેથી ફાળો કરી મેળવી શકાય. અધિવેશન પહેલું મુંબઈ ભરવું અને કૉન્ફરન્સના અધિવેશન સિવાયના વખતે જો આ સંમેલન ભરી નજ શકાય તોજ કૉન્ફરન્સના અધિવેશન પ્રસંગે આ સંમેલન ભરવું એ બીજો સારો માર્ગ છે. કૉન્ફરન્સમાં ભાગ લેનારને વિશેષ વખત નથી રહેતો, તેથી આ સંમેલનમાં બહુ ઓછો ભાગ તે લઇ શકે; પણ વિશેષ લાભ તે વખતે ભરવાથી એ છે કે જૂદાજૂદા ગામમાંથી આવેલ કૉન્ફરન્સના પ્રતિનિધિઓને તેમના કર્ણદ્વારા સેવકમંડળની ઉપયોગિતા સોંસરી પહોંચાડી શકાશે અને તે જેવો તેવો લાભ નથી. ૧૫-પરિષદ્‌ના ઉદ્દેશો, બંધારણ, ધારા ધોરણની રૂપરેખા દોરી આપવાનો પ્રશ્ન પૂછયો છે તે અતિ સૂક્ષ્મ વિગતોમાં ઉતારનારો, લાંબા જવાબની અપેક્ષા રાખનારો છે. સામાન્ય રીતે તેની રૂપરેખા બીજી પરિષદો આદિપરથી નક્કી કરી શકાશે, અને તે માટે પહેલું એ કરવું યોગ્ય છે કે પોતે વિચાર કરી પોતાને યોગ્ય લાગે તેવી રૂપરેખાનો ખરડો આ અધિવેશનના સંચાલકોએ દોરવો, અને પછી તે વિચારશીલ આગેવાનોને મોકલી અભિપ્રાયો માંગી તે પરથી તે છેવટે અધિવેશનમાંજ નક્કી કરવો યોગ્ય છે. ૧૬ મો ને છેલ્લો પ્રશ્ન એ છે કે મુસલમાન, પારસી, હિન્દુ, શીખ વગેરે ધર્મવાળાઓ પોતાનું 'સંગઠન બળ' વધારે છે, તાલીમ લીધેલા સ્વયંસેવકો તૈયાર કરે છે તેવીજ રીતે આપણામાં થાય તેની જરૂરીઆત આપ સ્વીકારો છો?—આનો જવાબ અમે એ આપીએ છીએ કે હા; પણ તે આપણા સમાજની સ્થિતિ અને જરૂરીઆતો ધ્યાનમાં રાખી તેને બંધ બેસતી રીતે આપણું સંગઠન બળ વધારવું. આપણા સમાજની જે ખાસ સ્થિતિ અને

ખાસ જરૂરીઆતો લાક્ષણિક જૂદી હોય તેનો અભ્યાસ કરી તેને પહેલાં પહોંચી વળવું જોઇએ, કારણ કે આપણો આધાર આપણી સમાજના પર પહેલો છે; અને વળી જે બીજાં મંડળો દેશહિતાદિ કાર્યો કર્યે જાય છે તેમાં આપણી સહાનુભૂતિ પણ હોવી ઘટે. વિરોધ ન થવો ઘટે.

## ૨ સદ્ગત નરોત્તમદાસ ભાણજી.

આ મૂળ ભાવનગરવાસી મુંબઇમાં એક જબ્બર વેપારીએ પોતાની કાર્ય કુશલતાથી અનેક વેપારીઓના ઝઘડાઓનું સમાધાન કરી વેપારી આલમમાં ભારે નામ કાઢ્યું હતું. તેઓ ૫૦ વર્ષની વયે સારી તંદુરસ્તી ભોગવતા હતા ત્યાં થોડા દિવસની બિમારીમાં આ ફાની દુનિયાનો ત્યાગ કરી ગયા તેથી તેમના કુટુંબ પર, મિત્રો ઉપર અને જૈન સમાજને કારી ઘા વાગ્યો છે એમાં શક નથી. જૈન સમાજે હમણાં ત્રણ નેતાઓ—સ્વ૦ શેઠ મોતીલાલ મૂળજી, સ્વ૦. શેઠ હીરાલાલ બકોરદાસ અને આ સદ્ગત નરોત્તમદાસ ખોયા છે, તેથી તેના સંગઠનમાં, તેના બળમાં, અને એકતામાં જે ખામી આવી છે તેનો સંપૂર્ણ ખ્યાલ હાલના ચાલતા ક્ષુદ્ર કલહો અને તે અંગે ભવિષ્યમાં આગાહી આપતાં ભયંકર પરિણામો જ કાલાનુક્રમે આપશે.

શેઠ નરોત્તમદાસ એક ભડ, સાહસિક, બહાદુર અને વ્યવહારદક્ષ વણિક હતા. પોતાની સમજાવટની પદ્ધતિથી ગમે તેવો વિકટ પ્રસંગ સહીસલામતીથી ઉકેલી શકતા. રાજા રજવાડામાં લાગવગ ધરાવતા અને તેમની પાસેથી શાંતિથી ધાર્યું કામ લઈ શકતા ને આપી શકતા. વેપારી કુનેહ પુષ્કળ હતી અને વેપાર ખીલવવા માટે વિલાયત જઇ ત્યાંનો અનુભવ પણ કર્યો હતો. વિલાયત અભ્યાસ અર્થે જતા જૈન યુવકોને જરૂર પડયે નાણાંની સારી જોગવાઇ કરી આપતા અને તેને પરિણામે સીવીલીઅન, ઇંડિઅન મેડિકલ સર્વીસ વગેરે ઉંચી પરીક્ષામાં પાસ થનારા જૈનયુવકો આપણને સાંપડયા છે. કેળવણી પ્રત્યે તેમનો અતિ પ્રેમ અને સત્કાર હતો. શિક્ષણ સંસ્થાઓ—જેવી કે પાલીતાણાનાં સિદ્ધક્ષેત્ર બાળાશ્રમ, મહાવીર જૈન વિદ્યાલય, વગેરેને હમેશાં દ્રવ્યની સહાય તેમજ સલાહ આપ્યે જતા. બાલાશ્રમના તો તેઓ એક ઉત્પાદક અને પોષકજ હતા. તેમના ગૃહમાં આતિથ્ય સત્કાર તો સર્વથી ચડી જતો.

શ્રીમતી કોન્ફરન્સ માટેની તેમની સેવા ઓછી નથી. ભાવનગરની પરિષદ્માં સ્વયંસેવકના અગ્રણી હતા; મુંબઇમાં છેલ્લી પરિષદ્ થઇ ત્યારે પણ તેમણે તેજ પદ સ્વીકાર્યું હતું. તે પરિષદ્માં આવેલા વંટોળિયાને દૂર કરવામાં, અને સને ૧૯૨૫ના એપ્રિલમાં ભરાયેલ કન્વેન્શનમાં શાંતિ સમાધાની લાવવાના કાર્યમાં તેમણે જબરો ભાગ લીધો હતો, અને નૌકાને સહીસલામત તીરે લાવી શકયા હતા. ગયા જાન્યુઆરી માસમાં આણંદજી કલ્યાણજીની પેઢીની મળેલી સભામાં જે ખાસ અને મહત્વનો ઠરાવ સાતની કમિટીદ્વારા શત્રુંજય તીર્થના ઝઘડાનું કાર્ય લેવાનો થયો, તેમાં પણ તેમનો હાથ ઓછો ન હતો. આવા મહાપ્રસંગોએ પણ તેમની કાર્ય કરવાની પદ્ધતિ ઉઘાડી મોટા દેખાવવાળી અને આંજી નાંખનારી નહિ, પણ અંતરંગના એક અંગ તરીકે અપ્રકટપણે પણ સંગીનતાથી, નવીન અને પ્રાચીન વિચારોનો સમન્વય કરીને કાર્યની ગંભીરતા વિકટતા બતાવી ભવિષ્યપર નજર ચલાવરાવી પ્રેમ અને આવેશમય સમજૂતિથી બંને પક્ષને આપ અને લેના ધોરણથી મધ્યમ માર્ગ કાઢી એકતાપર લાવનારી હતી. આવા સફળ વટી ચલાવનારા નેતાઓ મળવા દુર્લભ છે. તેમના જવાથી પડેલી ખોટ ભવિષ્યમાં ક્યારે પૂરાશે એ કહી શકાતું નથી. અમે તે સદ્ગતના આત્માને શાંતિ અને સદ્ગતિ ઇચ્છીએ છીએ, ને અમે તેમના કુટુંબપર પડેલ શોકમાં ભાગ લઈએ છીએ છેવટે અમે ઇચ્છીશું કે તેમના કુટુંબીઓ તે સ્વર્ગસ્થના પગલે ચાલી તેઓ જે જે સંસ્થાના સ્થંભરૂપ હતા, તે તે સંસ્થાઓને વિશેષ પગભર કરી અને સમાજની વિશેષ સેવા કરશે. આપણે સૌ તેમના જીવનના સદ્ગુણો સ્મરી અંતરમાં ઉતારી આ દેહની નશ્વરતા ચિંતવી ધર્મપરાયણ રહી 'મરણ પગલાં છે હેઠ' એવું સમજી શ્રીમંતો દ્રવ્યદાન સુમાર્ગે આપી, અને વિદ્વાનો તથા બીજા પોતાની પાસે જે

હોય-તન, મન, આદિની સેવાઓ આપી કાર્ય કર્યે જઈશું તો સમાજ વિશેષ ઉન્નત અને પ્રગતિશીલ બનશે.

૩ જેસલમેર પુસ્તકોદ્ધાર—સં. ૧૪૯૭ માં ખરતર ગચ્છના શ્રી જિનભદ્રસૂરિએ જૈન આગમો તથા અપૂર્વ પુસ્તકોના ભંડાર તાડપત્ર વગેરેપર લખાવી જેસલમેર અને અન્ય સ્થળોએ સ્થાપિત કર્યા હતા, બીજા ભંડારો પાટણઆદિનાં પુસ્તકો મુસલમાની જેસલમેરમા આક્રમણને લઇને લાવવામાં આવ્યાં હતાં કે જેથી તે સુરક્ષિત રહે. ત્યાર પછી દેખરેખ ઓછી હોવાથી જેસલમેરના ભંડારની ઉપેક્ષાને કારણે અનેક પુસ્તકો જીર્ણ-વિશીર્ણ થયાં. ત્યાં સાધુઓનો વિહાર નહિવત્ થવાથી સંઘની વ્યવસ્થા બગડી ગઈ. તેમજ વિહાર કઠિન, પાણી વગેરેનું દુઃખ તેથી સાધુઓ ખાસ કરી તપગચ્છીય સાધુનો વિહાર નહોતો. ખરતર ગચ્છના સાધુઓનો વિહાર કંઇ કંઇ હતો. તપગચ્છમાં સં. ૧૩૩૨માં સૂરિપદ ધરાવનાર સોમપ્રભસૂરિ થયા. તપગચ્છના આનંદ વિમલસૂરિના સબંધમાં પટ્ટાવલિમાં જણાવવામાં આવ્યું છે કે 'પુનઃજેસલમેર દેશે જલ દુર્લભ જાણિ શ્રી સોમપ્રભસૂરિએ વિહાર નિષેધ્યો હતો પણ લુંકામત વ્યાપતો જાણી ઉ૦ શ્રી વિદ્યાસાગરને વિહારની આજ્ઞા દીધી' અને તેથી આનંદવિમલ સૂરિ (ગચ્છનાયકપદ સં. ૧૫૮૦) ના સમયમાં તપગચ્છીય સાધુઓનો ત્યાં વિહાર થયો. સં. ૧૬૧૬ અને ૧૬૧૭માં ખરતરગચ્છના કુશલ લાભ ઉપાધ્યાયે ત્યાંના રાજા માલદેવના પાટવી કુંવર હરરાજને માટે માધવાનળ તેમજ ઢોલામારણી ચોપાઈ રચ્યાં હતાં. આમ અનેક હકીકત જેસલમેર અને જૈનોના સંબંધની ઇતિહાસમાં ઉતરતાં મળી આવે તેમ છે.

જેસલમેરમાં ઘણા જૂના ગ્રંથોનો સંગ્રહ છે ત્યાં ડા. બુહલર અને ડા જેકોબી જેવા જર્મન વિદ્વાનો જઇ આવી તે સંગ્રહ થોડો ઘણો જોઇ આવ્યા છે. આ ગ્રંથોની ટીપ કરવા લગભગ સં. ૧૯૬૧ માં આપણી જૈન કૉન્ફરન્સ તરફથી શ્રાવક હીરાલાલ હંસરાજને મોકલાવ્યા હતા. તેણે કિલાના ભંડારની ટીપ કરી હતી અને તેમાંથી મળતા ગ્રંથોનો ઉલ્લેખ જૈન ગ્રંથાવલીમાં કરવામાં આવ્યો છે. આ પંડિત હીરાલાલની કરેલી ટીપ વડોદરા સેંટ્રલ લાયબ્રેરીમાં કાર્યકર્તા સદ્‌ગત સાક્ષર શ્રી ચીમનલાલ ડાહ્યાભાઈ દલાલે મંગાવતાં કૉન્ફરન્સ ઑફીસે મોકલી આપી હતી અને તે હાલ વડોદરા સેંટ્રલ લાયબ્રેરીમાં છે.

ઉક્ત દલાલજીએ વડોદરા સરકાર તરફથી જઇ ત્યાં જેસલમેર કેટલોક વખત રહી સંઘ વગેરેનાં મન મેળવી રાજ્યની મદદ લઇ (લગભગ સં. ૧૯૭૬માં) ભંડાર તથા શિલાલેખોની ટીપ તથા ઉતારાવાળી સૂચિ ઘણી મહેનત લઇ કરી હતી અને તે પ્રસિદ્ધ થાય તે પહેલાં તેમનું શોકજનક અવસાન થયું હતું. આ પ્રસિદ્ધ કરવાનું કામ ઘણું અટપટું અને વિષમ હોવા છતાં વડોદરા સેંટ્રલ લાયબ્રેરીવાળા જૈન પંડિત લાલચંદ ભગવાનદાસ ગાંધીએ ઘણી નોટ્સ અને હકીકતો પોતાના તરફથી પ્રસ્તાવનામાં પૂરી પાડી સંશોધન કરી. તે સૂચી ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝમાં નં. ૨૧ માં છપાઇ ગઈ છે. તેમાં લીધેલી અવિરત અને ઉત્સાહપૂર્ણ મહેનત માટે તે પંડિતજીને ધન્યવાદ ઘટે છે.

આથી આ ભંડારમાં શું જબરો અમૂલ્ય વારસો ભરેલો છે તે જણાયું છે. હવે તેનો પુનરૂદ્ધાર કરવાની જરૂર છે. અમને આનંદજનક ખબર મળી છે કે ખરતર ગચ્છના શ્રી જિનકૃપાચંદ્ર સૂરિના ઉપદેશથી ભંડારના જીર્ણોદ્ધાર યાને તાડપત્રનાં પુસ્તકો વગેરે જીર્ણ થઇ જવાથી પુનઃ તે પુસ્તકોના જીર્ણોદ્ધારની જરૂર સમજી તેના પરથી બીજી પ્રતો લખાવવાનું, અધૂરી પ્રતને પૂરી કરવાનું કરવા માટે જેસલમેર 'આગમ ઉદ્ધાર કમિટી' સ્થાપિત કરવામાં આવી છે અને તેમાં સારા વિદ્વાન લહીઆ-લેખકોની જરૂર પડશે, તેથી નિવેદન કરવામાં આવે કે જે કોઇ યતિજી યા કોઈ શ્રાવક વર્ગ યા બ્રાહ્મણ વગેરે ગ્રંથ લખનારા હોય તેમને જેસલમેરમાં જવું અને તે કાર્યમાં જોડાવું અને તે માટે યોગ્ય બદલો મળશે. આ માટે પહેલાં પત્રવ્યવહાર કરી ભાવ નક્કી કર્યા પછી, આવવાનું ખર્ચ કમિટી

આપશે. પત્ર વ્યવહાર-પ્રાચીન જૈન આગમ ઉદ્ધાર કમિટી-જેસલમેર-એ સાથે કરવો.

## ૪ કેટલાક અનુપલબ્ધ-ઉપલબ્ધ ગ્રંથો.

ગૂજરાત પુરાતત્ત્વમંદિર તરફથી શ્રીમદ્ સિદ્ધસેન દિવાકરનો સંમતિતર્ક નામનો સુપ્રસિદ્ધ ન્યાયનો ગ્રંથ તેની ટીકા સાથે સંપાદિત થાય છે અને તેનો પહેલો ભાગ બહાર પડી ગયો છે. આ સંપાદન કાર્ય સંપૂર્ણ થતાં તેમાં ઘણા હજારો રૂપિયાનો ખર્ચ થશે-તે કાર્ય એટલું બધું સુંદર અને પ્રામાણિક થાય છે કે તેની પ્રશંસા અનેક વિદેશી વિદ્વાન્ ગ્રંથકારોએ કરી છે. આ પરથી જણાય છે કે દેશી વિદ્વાનો પણ કુશલ સંપાદકો થઇ શકે છે-માત્ર તેમની પાસેથી કાર્ય લેતાં આવડવું જોઇએ, તેમ તેમને સર્વ સાધનો-પુસ્તકો વગેર પૂરાં પાડવાં જોઇએ. આના સંપાદકો પંડિત સુખલાલજી અને પંડિત બહેચરદાસજી છે. આ બહેચરદાસજીએ, માર્ગશીર્ષના અંકમાં આગમોનો ઇતિહાસ એ સંબંધી લખતાં જે મુદ્દાઓ ભગવતીજી સંબંધે અમે મૂકયાં હતા તે અમોને પૂરા પાડયા હતા. સુખલાલજી સાથે અમદા-
-વાદમાં આણંદજી કલ્યાણજીની પેઢીની સભામાં ભાગ
અંગે ભવિષ્યમા ...નું થતાં તેમણે અનેક વાત કરી
મો જ કાલાનુક્રમે આપ..ધ ગ્રંથો સંબંધની વાત ટુંકમાં

શેઠ નરોત્તમદાસ એક જ
અને વ્યવહારદક્ષ વણિક હતા. મો..માં ઉંડા ઉતરતાં
પદ્ધતિથી ગમે તેવો વિકટ પ્રસંગ સ...જ દિગંબરી
ઉકેલી શકતા. રાજા રજવાડામાં લાગવગ ધરા... પ્રગટ થયેલ છે.
અને તેમની પાસેથી શાંતિથી ધાર્યું કામ લઈ શકતા
ને આપી શકતા. વેપારી કુનેહ પુષ્કળ હતી અને
વેપાર ખીલવવા માટે વિલાયત જઇ ત્યાંનો અનુભવ
પણ કર્યો હતો. વિલાયત અભ્યાસ અર્થે જતા જૈન
યુવકોને જરૂર પડયે નાણાંની સારી જોગવાઇ કરી
આપતા અને તેને પરિણામે સીવીલીઅન, ઇંડિઅન
મેડિકલ સર્વીસ વગેરે ઉંચી પરીક્ષામાં પાસ થનારા
જૈનયુવકો આપણને સાંપડયા છે. કેળવણી પ્રત્યે તેમનો
અતિ પ્રેમ અને સદ્કાર હતો. શિક્ષણ સંસ્થાઓ-
જેવી કે પાલીતાણાનાં સિદ્ધક્ષેત્ર બાળાશ્રમ, મહા-

મહત્ત્વ એ છે કે જીતકલ્પ ચૂર્ણિ વિગેરે શ્વેતાંબર ગ્રંથોમાં પણ આ ગ્રંથને સંમતિતર્ક જેવો પ્રભાવક અને માન્ય ગ્રંથ ગણ્યો છે. શ્વેતાંબર દિગંબર ગ્રંથને માન્ય ગણે અને શ્વેતાંબર ગ્રંથ નામે સંમતિ તર્ક પર દિગંબરીય ટીકા થાય એ પરથી જણાય છે કે શ્વેતામ્બર દિગંબર એ ભેદ દર્શનના ગ્રંથે સંબંધે પહેલાં રાખવામાં ન્હોતા આવતા. દિગંબરમાં અકલંક આચાર્યની જબરી મહત્તા છે. તેઓ એક પ્રખર ન્યાય શાસ્ત્રી થઇ ગયા છે. તેમના ન્યાયના ત્રણ ગ્રંથો છે તે પૈકીનો આ એક ગ્રંથ છે. આ ત્રણેનો ક્રમ એવો છે કે (૧) લઘીયસ્ત્રયી મૂલ માણેકચંદ પાનાચંદ ગ્રંથમાલામાં છપાયેલ છે અને તેની ટીકા નામે ન્યાયકુમુદચંદ્રોદય, પ્રભાચંદ્રસૂરિ (પ્રમેય કમલ માર્ત્તંડના રચનાર ) એ કરી છે પણ તે હજુ સુધી છપાયેલ નથી. તે ન્યાયકુમુદ ચંદ્રોદયનો ક્રમજ શ્રી દેવસૂરિ કૃત સ્યાદ્વાદ રત્નાકર અને રત્નપ્રભ કૃત રત્નાવતારિકામાં લીધેલો છે એટલે તે તેનું પ્રતિબિંબ-પલ્લવ છે. (૨) ઉક્ત સિદ્ધિવિનિશ્ચય. (૩) ન્યાયવિનિશ્ચય મૂલ. તેના પર વાદિરાજે અઢારથી વીસ હજાર પ્રમાણ શ્લોકની ટીકા રચી છે. આ અકલંકના ત્રણે ગ્રંથો પરની ટીકાઓનું પ્રમાણ અઢારથી વીસ હજાર શ્લોક છે અને તે ત્રણે ગ્રંથો સુખલાલજીને સંમતિને ઉપયોગી સાહિત્યની શોધ કરતાં મળ્યા છે. સંમિતિના ટીકાકારે આ ત્રણેનો ઉપયોગ કર્યો હોય એવી કંઇક કલ્પના પ્રથમ દર્શને થાય છે. સિદ્ધિવિનિશ્ચય ટીકા કોડાયના ભંડારમાંથી મળેલ છે.

શાંતિ અને ...રાંત પાટણના ભંડારમાંથી તાડપત્રપર
તેમના કુટુંબપર ... ઉપયોગી પુસ્તકો મળ્યાં છે તેનાં
છેવટે અમે ઇચ્છીશુ ... તત્ત્વોપપ્લવ.
સ્થના પગલે ચાલી તે કર્તા બૌદ્ધ ધર્મકીર્તિ છે કે,
૨૫ હતા, તે તે સંસ્થા ...રિએ પોતાના અનેકાંતજય-
અને સમાજની વિશેષ ... પદે પદે ન્યાયવાદિના નામથી
તેમના જીવનના સદ્ગુણો ... તેજ ધર્મકીર્તિ. (આ પરથી
દેહની નશ્વરતા ચિંતવી ... નિર્ણય પુરાતત્ત્વ મંદિરના
પગલાં છે હેઠ' એવું સમજ... એ કર્યો છે એજ વધારે સં-
આપી, અને વિદ્વાનો તથ... ...ભદ્રસૂરિના શાસ્ત્રવાર્તા સમુચ્ચ-

પની રચના, અને આ હેતુબિંદુની રચના કુમારિલ ભટ્ટના શ્લોકવાર્તિકની પદ્ધતિપરજ છે. એ વખતમાં કારિકાના ક્રમે ગ્રંથ રચવાની પદ્ધતિ હતી. આવીજ પદ્ધતિ પર બૌદ્ધ શાંતિરક્ષિતનો તત્ત્વ સંગ્રહ છે (કે જેનો સમગ્રઉપયોગ ટીકાકાર અભયદેવે કરેલો છે.) વિદ્યાનંદીનો શ્લોકવાર્તિક તે તત્ત્વાર્થ પર ટીકા છે ને તે આવીજ શૈલીપર છે.

તત્ત્વોપપ્લવ એ ગ્રંથમાં દરેક દર્શનનાં તત્ત્વોનો ઉપપ્લવ એટલે ખંડન છે. એ ગ્રંથ તાડપત્ર પર છે, અને એનો ઉલ્લેખ દિગંબરાચાર્ય વિદ્યાનંદીની અષ્ટ સહસ્રી (કે જે પર પ્રસિદ્ધ શ્વેતામ્બર ઉપાધ્યાય યશોવિજયે ટિપ્પણ કરેલ છે) માં છે એટલુંજ નહિ પણ અકલંકની અષ્ટશતી કે જેના પર ઉક્ત અષ્ટ સહસ્રી એ ટીકા છે, તેમાં પણ તત્ત્વોપપ્લવનો ઉલ્લેખ છે. અષ્ટ સહસ્રીમાં તો ઉલ્લેખ ઉપરાંત તત્ત્વોપપ્લવ માંથી આખા પાઠો વગેરેનાં અવતરણો છે.

કોઇ પણ દિગંબર ભંડારમાં સિદ્ધિવિનિશ્ચય ની કોઇ પ્રતિ હોય તો સૂચના આપશે યા તેની પ્રત લખાવવી હોય તો સુખલાલજી પંડિત તેનો પ્રબંધ કરાવી શકશે. આમ એક બીજા એક બીજાની પ્રતોનો સંગ્રહ બંનેનાં એટલે શ્વેતામ્બર દિગમ્બરોમાં થતો તે પરથી બંનેના આચાર્યોની વિદ્યાશીલતા અને ઉદારતા હતી. સિદ્ધાંતમાં અમુક મતભેદ હોવા છતાં એક બીજાનું લેતા અને સંગ્રહતા. આજે મતભેદ કલહનાં કારણ રૂપ થયેલ છે ને આજની કૂપ મંડુકતા બંનેમાં દેખાય છે. વળી બીજી વાત એ જણાય છે કે ન્યાયનું સાહિત્ય દશમા શતક પહેલાં દિગંબરોનું શ્વેતામ્બર કરતાં વધી જાય છે અને દશમા સૈકા પછી શ્વેતામ્બરનું દિગંબર કરતાં વધી જાય છે. ત્રીજી વાત એ છે કે બંનેમાં જે વાદમહાર્ણવ ગ્રંથનો ઉલ્લેખ થાય છે તે ગ્રંથ સંમતિ તર્કપરની ટીકા છે.

**૫. શ્રી મહાવીર જયંતી અંક.**

હવે, બે ચૈત્ર માસ આવે છે તો બીજા ચૈત્ર શુદ ૧૩ દિને શ્રી મહાવીર પ્રભુનો જન્મ દિવસ છે તે પ્રસંગે આ પત્રનો ખાસ અંક કાઢવાનો અમારો મનોરથ ગત માગશરના અંકમાં અમે જાહેર કર્યો હતો અને તેઓશ્રીના ચરિત્ર અંગે જૂદા જૂદા વિષયો સૂચવી તે પૈકી એકાદ પર પોતાની રૂચિ પ્રમાણેનો વિચારશીલ લેખ મોકલવા લેખક મહાશયોને વિનતિ કરી હતી; હવે તે પ્રસંગ અતિ નિકટ આવતો જાય છે, છતાં હજુ સુધી તે વિનતિનો સ્વીકાર વિશેષપણે થયો નથી, તેટલા માટે જૂદાં વિનંતિ પત્રો લેખકોને મોકલ્યાં છે ને મોકલીશું, છતાં કોઇને ન પહોંચે તો તેમને અમારી આથી વિનતિ છે કે તેઓ લેખ સત્વર મોકલાવી આભારી કરશે. સમય ટુંકો છે એ યાદ લાવીએ છીએ.

**૬ ઇડરનો સંક્ષિપ્ત ઇતિહાસ**—અમે માગશર માસમાં પ્રકટ કર્યો હતે તો તેના સંબંધમાં અસહિષ્ણુ, અવિચારી, અવિવેકી અને અઘટિત હુમલા બેદિગંબરી ભાઇઓએ સુરતના 'દિગંબર જૈન'ના માઘ અને ફાગણના અંકમાં 'ભટ્ટારક વાદિભૂષણપર અસત્ય આક્રમણ,'–'મિથ્યા આક્ષેપ' એ લેખોના મથાળા નીચે કર્યા છે તેનો ટૂંકમાં પણ ઠીક ઉત્તર હવે પછી જરૂર આપીશું.

**૭. પ્રેસમાં ફેરફાર.**

અત્યાર સુધી આ પત્ર 'નવજીવન મુદ્રણાલય' અમદાવાદમાં છપાતું હતું અને આ અંકથી 'ડાયમંડ જ્યુબિલિ પ્રિ. પ્રેસ' અમદાવાદમાં છપાવવાનું થયું છે, આ ફેરફારને અંગે આ અંક મોડો બહાર પડે છે તે માટે વાચકવર્ગ ક્ષમા કરી નિભાવી લેશે એમ અમો ઇચ્છીએ છીએ.

આ પત્રની છાપવા છપાવવાની, મોકલવાની, લવાજમ લેવા વગેરેની સર્વ વ્યવસ્થા જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ ઑફિસ, ૨૦ પાયધુની મુંબાઈ કરે છે તે સાથે તંત્રીને કોઇ જાતનો સંબંધ નથી, છતાં તે બાબતનો પત્ર વ્યવહાર કેટલાક ભાઇઓ તંત્રીની સાથે કરે છે તે યોગ્ય નથી; તો સર્વ ભાઇઓ આ હકીકત લક્ષમાં રાખશે.

## જૈનજાતિનું અવસર્પણ.

(ઓધવજી સંદેશો કહેજો મારા શ્યામને-એ દેશીમાં)

જૈન કોમ તું જાહોજલાલીથી પડી !
ધન, વૈભવ કયાં જૂનો હાલ જણાય જો !
વ્યાપારે વાખા ને ધંધો ધૂળનો,
જ્યાં ત્યાં એવાં વચનો બહુ સંભળાય જો;
અંતર કમ્પે દેખી કહો કોમનાં ! ૧
ગૌરવવંતી પ્રતિભા તારી તે ગઈ,
જેણે જગવ્યાં જ્યાં ત્યાં જબરાં ગાન જો;
મંત્રીપદથી શોભ્યા સર્વે મોખરે,
એ બુધ્ધિ વૈભવથી હાલ અજાણ જો,—અંતર૦ ૨
ગરીબ બિચારી વિધવા બ્હેનો ટળવળે !
મર્યાદાથી ગોંધી ખૂબ રીબાય જો !
બાળલગ્ન ને વૃધ્ધલગ્નની કાઠડી,
તોપણ ઠામોઠામ બધે બંધાય જો !—અંતર૦ ૩
ચીંતાના સાગરમાં ડુબી રડવડે,
શોક ઘસારે ક્ષયથી ખૂબ ઘસાય જો;
આડંબરના તોયે ઉધમાતો હરે,
એ તો દીપક ઓલાતો ભભુકાય જો;—અંતર૦ ૪
સરખે સરખું જોડાયું સૌ વાતમાં,
સૌ સ્વાર્થોના પંથે વહેતું જાય જો;
નેતાઓ નચવે નાચે અજ્ઞાનીઓ,
કોમી હિતનો દીર્ઘ વિચાર ન થાય જો—અંતર૦ ૫
શિક્ષણ દેવા સગવડ ઘરમાં ના મળે,
શાનો હોયે જાતીયતાનો ખ્યાલ જો;
મોસામાં ભરવાનું મધ્યમ વર્ગને !
વટ વ્યવહારે શા થાતા બેહાલ જો,—અંતર૦ ૬
બૈરી જાણે ડાબા પગનું જૂતિયું,
એ ભાવોએ ઘરઘર રોમોકાણજો;
સ્ત્રીનો આદર હાય ! મનાયે ઘેલછા,
ગૃહચાપોચી દગ્ધ કુટુંબ મશાણ જો,—અંતર ૭
જ્ઞાતિ સંઘ ને સ્વજનોમાં ના એકતા,
ક્લેશ કજીઆ ઘરઘર જોયાં જાય જો;
ભક્તિ વિનય મર્યાદા જાણે કયાં ગયાં,
આછાં ઓછાં લાડ વિરૂપ લડાય જો,—અંતર૦ ૮
ઘોર અંધાર ને દુઃખમાં ડુબી હા ગઈ,
નીચ જનોનો આદરી રહી આચાર જો;
પાકે કોઈ નિઃસ્પૃહ સજ્જન વીરલો,
જેહ નિડર થૈ ઉધરે ઉર કૃપાળજો.
અંતર કમ્પે દેખી કહો કોમનાં ! ૯

અમદાવાદ, રતનપોળ. સિદ્ધિમુનિ.

---

## જિનવાણી.

રાગ કાફી.

જિનવાંણી વિના કૌ જગ તારે, જિન૦
કુમત કુસંગી બહુ મત જંગી,
એસે હઠીલે કો પાર ઉતારે. ૧ જિ૦
કિરિયાવાદી અસ્તિવિવાદી,
અકિરિયાવાદિ નાસ્તિ પુકારે. ૨ જિ૦
અજ્ઞાની કહે જ્ઞાન હૈ નિષ્ફલ,
વિનયવાદી વિનય ગુણ ધારે. ૩ જિ૦
તીનો સૈં ત્રસઠે સબમિલે,
અપની અપની વડાઈ વધારે. ૪ જિ૦
યા મુનિ વિકલ ભએ જગવાસી
તત્ત્વકી વાત કછુ ન નિહારે. ૫ જિ૦
જિન વચનામૃત પાના કએથે,
વિકલતા સબ દૂર નિવારે. ૬ જિ૦
એસી જિનબાંની સુન એતેં,
ભાનુચંદ નિજ કાજ સુધારે. ૭ જિ૦

## જિનવાણી.

રાગ મલ્હાર.

અગીયરસ વરસે આંની, જિન ઘન શિવ સુખદાની,
નવરસે મિલાની નિતુ અગલાનિ,
સબ સમુજનની બહોત સુહાની પેતીસ વચના તિસથેં
મહાનંદ નીશાની. અ૦ ૧
હુએ નય પ્રવાહાં ચલે બહુ શાઢ નદીયાં અથાહાં
મિલિ સયરાહ,
સ્યાદ્વાદ મહાસાગર સમાંની. અ૦ ૨
હર્ષે સહુ દોરાં ભવિજન મોરા, કરત જિંગોરાં નાચત જોરાં,
સુની સુની કૂંની કૂંની ગરજિત મધુરાંની. અ૦ ૩
સુરજ નવગપતિ નિરમલ કાંતિ, દિવિ વિલસંતી કેલકરંતિ,
સમવરસન પરેકોર પરેકોર સુમદાંની. અ૦ ૪
નવ પહુવ ધરતી હિરદે કરની, ભાઇ મનહરની ફલભર
ભરની,
ભાનુચંદ કો સબદિન આબાદાની. અ૦ ૫

# શ્રી પૂજ્યશ્રી વિજયલક્ષ્મીસૂરિ

વિક્રમનો ૧૯મો સૈકો જે ઘણુંજ ગીતાર્થીના જ્ઞાન-તેજથી દેદીપ્યમાન છે, તેમાંના શ્રી વિજયલક્ષ્મીસૂરિ એક છે. ઉપદેશ પ્રાસાદ, જ્ઞાનપંચમી, દેવવંદન, વીશ સ્થાનક પદ પૂજા, એ અને બીજી એમની સંસ્કૃત અને ગુજરાતી, ગદ્ય અને પદ્ય કૃતિઓ જેઓ જૈન સાહિત્ય સાથે પરિચય ધરાવે છે અથવા પૌષધ અને પૂજા મહોત્સવમાં પ્રત્યક્ષ ભાગ લે છે, તેઓ તે દ્વારા તેમના નામને જાણે છે.

જગદ્‌ગુરૂ હીરવિજયસૂરિના વખતમાં તપ ગચ્છ અને ખરતર ગચ્છને પરસ્પર જબરૂં ઘર્ષણ થયું; એ ઘર્ષણમાં ધર્મસાગર ઉપાધ્યાયે અગ્રેસર ભાગ લીધેલો અને તે પ્રસંગને અનુસરીને પ્રતિપક્ષી ગચ્છો સાથે કડક ભાષામાં ગ્રંથાલેખન કર્યું. આવા વખતે શ્રી હીરવિજયજી જેવા મહાપુરૂષ ન હોત તો આ ઉત્પન્ન થયેલો કલહ અગ્નિ કેવું ભયંકર સ્વરૂપ પકડત તે કલ્પવું મુશ્કેલ નથી. હીરવિજયસૂરિએ 'કુમતિ કુદ્દાલ' નામનો ધર્મસાગરજીએ લખેલો ગ્રંથ જળ-શરણ કરાવ્યો. અને પોતાના પક્ષને અંકુશમાં રાખ્યો પણ આ તાત્કાલિન ઉપર ઉપરથી શાંતજેવા લાગતા કલહનો અગ્નિ અંદરથી ધૂંધવાયાં કરતો હતો. હીરવિજયસૂરિ અને તે પછી એમની પાટ ઉપર આવનાર વિજયસેનસૂરિનો દેહ વિલય થયો; અને પાછો એ અગ્નિએ પોતાની જ્વાલાઓ પ્રકાશ-માન કરવા માંડી. એનું એક અનિષ્ટ પરિણામ એ આવ્યું કે પોતાના ગચ્છમાં જ ફાટફુટ થઇ.

વિજયસેનસૂરિ વિ. સં. ૧૬૭૧ જેઠ વદી ૧૧ રવિવારે ખંભાતમાં દેવલોક પામ્યા, તેમની પાટ ઉપર વિજ્યતિલકસૂરિ આવ્યા. એમનો જન્મ ૧૬૩૫માં વિશલનગરમાં પોરવાડ જ્ઞાતિય પિતા દેવજી અને માતા જયવંતીને ઘેર થયો હતો. ૧૬૪૪ માં વિજયસેનસૂરિ પાસે દીક્ષા લીધી તે વખતે તેમનું રામવિજય નામ રાખેલું. અમદાવાદમાં સંઘે વૃદ્ધ પોસાલી વાગદીયા વિજયસુંદરસૂરિ પાસે એમને આચાર્ય પદવી અપાવી; આ વખતે એમનું વિજયતિલકસૂરિ એવું નામ રાખવામાં આવ્યું. આ જ પાટ ઉપર એક બીજા આચાર્યની પણ સ્થાપના થઇ—જેમનું નામ વિજયદેવસૂરિ. વિજયતિલકસૂરિ સં. ૧૬૭૬ પોસ સુદ ૧૪ શુક્રવારે સિરોહીમાં કાલધર્મ પામ્યા. સિરોહીમાં એ ચોમાસું રહેલા તે દરમ્યાન એમને પોતાનું જીવન પૂરૂં થવા આવ્યું છે એમ જાણેલું, અને હવે પોતાના પાછળના આચાર્યની ગોઠવણ કરવી જોઇએ એમ વિચાર થતાં કમલવિજય ગણિને અમદાવાદથી તેડાવ્યા અને તે આવ્યા એટલે તેમને પ્રથમ ઉપાધ્યાય પદવી આપી અને પછી આચાર્ય પદથી વિભૂષિત કરી પોતાના પટ્ટધર બનાવ્યા. અને નામ પણ બદલી વિજયઆણુંદસૂરિ એમ રાખ્યું.

અત્યાર સુધી તપ ગચ્છ જે અવિચ્છિન્ન ધારાએ ચાલ્યો આવતો હતો તેના ધર્મસાગરજી ઉપાધ્યાયની ચળવળના પરિણામે બે ભાગ થયા; દેવસુર અને આણુંદસુર. વિજયદેવસૂરિની આજ્ઞા સ્વીકારનાર દેવસુર કહેવાતા અને વિજયઆણુંદસૂરિની આજ્ઞા હેઠળ રહેનાર આણુંદસૂર (આણસુર) કહેવાતા.

વિજયલક્ષ્મીસૂરિ આણુંદસૂર શાખાની ૬૭ મી પાટના પટ્ટધર છે. એમના પૂર્વ આચાર્યો પોતાના કોઇ કાર્યથી બહુ જાણીતા નથી તોપણ એમનો ઇતિહાસ જાણવાની ઉત્કંઠા થઇ આવે છે. આ ઉત્કંઠાને આધીન થઇ એમનો જે ઇતિહાસ મળી આવે છે તે અત્રે નોંધીશું.

+વિજયઆણુંદસૂરિ તપ ગચ્છની ૬૧ મી પાટ

---

+ આ-વિજયઆણુંદસૂરિની હકીકત રા. રા. તંત્રીએ પોતાના જૈન ઐતિહાસિક રાસમાળા નામના ગ્રંથમાં આપી છે. જે ભાવવિજયજીની સજ્ઝાયનો આધાર એમણે લીધો છે, તે સજ્ઝાય અને બીજી પટ્ટાવલીઓની હસ્તલિખિત પ્રતો સિનોરનો ભંડાર તપાસતાં મળી આવી, તેના આ-ધારે અમે ઉપરની હકીકત આપી છે. રા. તંત્રોના પુસ્ત-કની હકીકત તે પછી અમારા લેવામાં આવી.

# ભગવાન મહાવીર અને જમાલિના મતભેદનું રહસ્ય.

## તુલના.

[ લેખક—પંડિત સુખલાલજી. ]

જેમ બુદ્ધ ભગવાનના અનેક હરીફોમાં એક હરીફ તેમનો શિષ્ય દેવદત્ત હતો તેમ ભગવાન મહાવીરના પણ અનેક હરીફોમાં એક હરીફ તેમનો શિષ્ય જમાલિ હતો. આ દેવદત્ત અને જમાલિ વચ્ચે કેટલુંક સામ્ય હતું. આ સામ્ય જાણવાથી ભગવાન મહાવીર અને જમાલિ વચ્ચેના મતભેદના આંતરિક કે બાહ્યકારણો ઉપર કેટલોક પ્રકાશ પડવાનો સંભવ છે. તેથી પ્હેલાંજ તે જણાવી દઇએ. દેવદત્ત ક્ષત્રિય અને જમાલિ પણ ક્ષત્રિયજ. દેવદત્ત ભિક્ષુક સ્થિતિમાં બુદ્ધ ભગવાનનો શિષ્ય હતો અને સાંસારિક સ્થિતિમાં પણ તેઓનો સગોજ હતો. જમાલિ પણ ભગવાન મહાવીરનો શિષ્ય અને સગો હતો. ફેર એટલો કે દેવદત્ત બુદ્ધનો સાળોજ હતો. અને જમાલિ મહાવીરનો ભાણેજ તથા જમાઇ હતો. સગો અને શિષ્ય છતાં દેવદત્તને બુદ્ધ ભગવાનના શિષ્ય વર્ગમાં પ્રધાનપદ મળ્યું હતું. જમાલિના સંબંધમાં પણ તેમજ હતું. સગપણને લીધે મહત્તા પારખવાની સામાન્ય ઉણપ, જન્મસિદ્ધ ક્ષત્રિય સ્વભાવની ઉગ્રતા અને પોતાના ગુરૂ સમક્ષ પોતા સિવાય બીજાઓનું પ્રધાનપણું—આ ત્રણે કારણો જેનાથી સામાન્ય રીતે મતભેદનો વધારે સંભવ છે તે દેવદત્ત અને જમાલિમાં સમાન હતાં. તે બન્નેને લગતી જે હકીકત મળે છે તે ઉપરથી એ વાત જાણી શકાય તેવી છે. જેવી રીતે દેવદત્તે અનેક પ્રપંચો રચી બુદ્ધને મારવા કોશિષ કરી હતી તેવું જમાલિએ કાંઇ પણ કર્યું હોય તે માટે એક પણ પ્રમાણ નથી છતાં એટલું ખરૂં કે દેવદત્તે અને જમાલિએ પોતપોતાના ગુરૂ વિરૂદ્ધ પોતપોતાનો ખાસ અનુયાયિ વર્ગ સ્થાપ્યો હતો. દેવદત્ત અને જમાલિ પછી તેઓનો અનુયાયિવર્ગ કે તેઓના પંથનું સાહિત્ય કાંઇ પણ રહ્યું હશે તેમ માનવાને પ્રમાણ નથી. દેવદત્તનો ઉલ્લેખ જૈન કે વૈદિક સાહિત્યમાં ક્યાંય નથી. માત્ર બૌદ્ધ સાહિત્યમાં છે. જમાલિનો ઉલ્લેખ પણ માત્ર જૈન સાહિત્યમાં છે. બૌદ્ધ સાહિત્યમાં દેવદત્તને સૌથી પ્હેલો સંઘભેદક કહ્યો છે. *જૈન સાહિત્યમાં પણ જમાલિને પ્રથમ 'નિહ્નવ' કહ્યો* છે. સંઘભેદક અને નિહ્નવ બન્ને શબ્દનું તાત્પર્ય એકજ છે. દેવદત્ત અને જમાલિ એ બન્ને પોતપોતાના ગુરૂની હયાતીમાંજ કાળધર્મ પામ્યા હતા.

વૈદિક અને બૌદ્ધ સાહિત્યમાં તો જમાલિનો ઉલ્લેખ નથીજ પણ જૈન સાહિત્યમાં સુદ્ધાં તેનો ઉલ્લેખ એકપાક્ષિકજ છે. દિગંબરીય સાહિત્યમાં જમાલિનું મહાવીરના જામાતારૂપે વર્ણન ન હોય તે સ્વાભાવિક છે, કારણકે દિગંબરો મહાવીરને અવિવાહિતજ માને છે. પણ મહાવીરના ભાણેજ તથા શિષ્યરૂપે પણ જમાલિનું વર્ણન દિગંબરીય સાહિત્યમાં નથી એ વાત શ્વેતાંબર અને દિગંબર સાહિત્યના મૌલિક અભ્યાસી માટે ખાસ અર્થસૂચક છે.

### જીવન સંબંધી સાહિત્ય.

શ્વેતામ્બર સાહિત્યમાં અંગ અને ઉપાંગ એ બન્ને પ્રકારનાં શાસ્ત્રો પ્રાચીન ગણાય છે. તે બન્નેમાં જમાલિનો ઉલ્લેખ છે. સ્થાનાંગ નામના ત્રીજા અંગમાં–સાતમા સ્થાનકમાં (પૃ. ૪૧૧ સૂ૦ ૫૮૭) નિન્હવો (એટલે મહાવીરની આજ્ઞાના ઉત્થાપકો)ના ઉલ્લેખમાં જમાલિનું પ્રથમજ નામ આવે છે. ઔપપાતિક નામના ઉપાંગમાં પણ જમાલિનો નિન્હવ તરીકે ઉલ્લેખ છે. આવશ્યક નિર્યુક્તિ, વિશેષાવશ્યક ભાષ્ય વિગેરે પાછળના ગ્રંથોમાં તેનું વર્ણન નિન્હવ તરીકેજ આવે છે, પણ વધારે વિસ્તૃત અને વધારે,

માહિતી આપનારૂં વર્ણન તો [1]ભગવતી નામના પાંચમા અંગના નવમા શતકમાં ને ત્રીશમા ઉદ્દેશકમાં છે. તે સમગ્ર વર્ણન આપવાનું આ સ્થળ નથી. માત્ર પ્રસ્તુત લેખના મૂળ વિષયમાં ઉપયોગિ થાય તેવી દૃષ્ટિથી અને તે વખતની સામાજિક મર્યાદા, ધાર્મિક જીવન અને તત્વજ્ઞાનની માન્યતા જાણવામાં ઉપયોગી થાય તે દૃષ્ટિથી જમાલિના જીવનવૃત્તનો કેટલોક ભાગ અહિં આપવો આવશ્યક છે.

### જીવનવૃત્ત.

ક્ષત્રિયકુમાર જમાલિ એ, મહાવીરના જન્મ-સ્થાન ક્ષત્રિયકુળનો નિવાસી હતો. તે મહાવીરની બ્હેન પ્રિયદર્શનાનો પુત્ર અને મહાવીરની પુત્રી સુદર્શનાનો પતિ હોઈ મહાવીરનો ભેત્રડો સગો હતો. એ મ્હોટો રાજા ન હતો. છતાં વૈભવશાળી તો હતોજ એક વખતે શ્રમણ ભગવાન મહાવીર ક્ષત્રિયકુંડની બહાર ચૈત્યમાં (ઉદ્યાનમાં) પધાર્યા. તેઓને વંદન કરવા અનેક લોકોની જેમ મોટા ઠાઠમાઠ સાથે તે ઉદ્યાનમાં આવ્યો. ભગવાન પાસે ધર્મોપદેશ સાંભળ્યો અને તેથી આકર્ષાયો. પ્હેલાં તો તેણે ભગવાનને કહ્યું કે હું નિર્ગ્રંથપ્રવચન એટલે આપનું શાસન સ્વીકારૂં છું કારણકે તે મને રૂચે છે; પછી તેણે ભિક્ષુ થવાની ઇચ્છા પણ પ્રકટ કરી. શ્રમણ ભગવાને તે માટે જરાએ ઢીલ ન કરવા કહ્યું કે તુરતજ ભિક્ષુપદ માટે અનુમતિ મેળવવા જમાલિ ઘેર આવ્યો અને માતાપિતાને તે માટે બહુ વિનવ્યા. પુત્રના તીવ્ર વૈરાગ્યની ખાત્રી છતાં છેવટે માતાપિતાએ ભિક્ષુપદ માટે પોતાની ન છુટકે અનુમતિ આપી. મ્હોટી ધામધુમ પૂર્વક જમાલિએ બીજા પાંચસો પુરૂષો સાથે શ્રમણ ભગવાન પાસે દીક્ષા લીધી અને અધ્યયન શરૂ કર્યું. ટુંક વખતમાં સામાયિકાદિ અગ્યાર અંગો શીખી ગયો અને પછી અનેક પ્રકારે ઉપવાસોના તીવ્ર તપોવ્રતથી આત્માને ઉન્નત કરતો વિચરવા લાગ્યો. ક્યારેક જુદા વિચરવાની ઇચ્છાથી જમાલિએ શ્રમણભગવાન પાસે આવીને વંદનપૂર્વક કહ્યું કે ભગવન્! હું પાંચસો ભિક્ષુકો સાથે આપની અનુજ્ઞા પૂર્વક જુદો વિચરવા ઇચ્છું છું. શ્રમણ ભગવાને મૌન સ્વીકાર્યું ને તેથી માગણીનો સ્વીકાર ન કર્યો. ત્રણવાર પુછ્યાં છતાં પણ જ્યારે શ્રમણ ભગવાને મૌન ન તોડ્યું ત્યારે છેવટે જમાલિ પોતાના પાંચસો સહચારી ભિક્ષુકો સાથે છુટો પડી સ્વતંત્ર વિચરવા લાગ્યો. અને વિચરતાં વિચરતાં શ્રાવસ્તીમાં આવી પહોંચ્યો

નીરસ, રૂક્ષ, તુચ્છ અને અનિયમિત ખાનપાનથી તેને જ્વર આવ્યો. પિત્તજ્વરથી બહુ વેદના થતાં તેણે આરામ માટે સહચારી ભિક્ષુકોને શય્યા પાથરવા કહ્યું. ભિક્ષુકોએ વિનય પૂર્વક તેની આજ્ઞા સ્વીકારી. જ્વરની તીવ્ર વેદનાથી વ્યાકૂળ થયેલ તેણે તુરતજ ફરીથી ભિક્ષુકોને પુછ્યું કે શું શય્યા કરી કે કરો છો ? ભિક્ષુકોએ ઉત્તર આપ્યો શય્યા હજી થઈ નથી પણ થાય છે. આ ઉત્તર સાંભળી જમાલિને વિચાર થયો કે શ્રમણભગવાન એમ કહે છે કે 'જે કર્મ ચલિત થતું હોય, ક્ષીણ થતું હોય, અથવા આત્માથી છુટું પડતું હોય તે ચલિત થયું, ક્ષીણ થયું, આત્માથી મુક્ત થયું કહી શકાય'-એ કથન મિથ્યા છે કારણ કે એ કથન અનુભવથી વિરૂદ્ધ છે. આવો વિચાર આવતાં જ તુરતજ તેણે સહચારી ભિક્ષુકોને બોલાવ્યા અને કહ્યું કે ' જુઓ શ્રમણ ભગવાન કહે છે કે જે કર્મ ચલિત થવા, ક્ષીણ થવા અને વિપાક આપી આત્માથી છુટું રાખો તેને ચલિત થયું, ક્ષીણ થયું, છુટું થયું એમ કહી શકાય. આ કથન કેટલું અનુભવ વિરૂદ્ધ છે ? તમો સંથારો કરો છો ત્યારે તેને કર્યો એમ નથી કહેતા પણ કરીએ છિએ એમ કહો છો અર્થાત્ ચાલુ ક્રિયાને ચાલુજ માનો છો, પૂર્ણ નથી માનતા અને શ્રમણ ભગવાન તો ચાલુ ક્રિયાને પણ પૂર્ણ કહે છે. આ કથન ખરેખર અનુભવ વિરૂદ્ધ છે."

આ વિચાર જમાલિ પાસેથી સાંભળતાંજ તે કેટલાક ભિક્ષુકોને પસંદ આવ્યો પણ કેટલાકને પસંદ ન આવ્યો. જેઓને પસંદ આવ્યો તેઓ જમાલિ સાથે રહ્યા અને બીજા તેનાથી છુટા પડી શ્રમણભગવાનને જઈ મળ્યા.

1 આ માટે જૂઓ પં૦ બેચરદાસના અનુવાદવાળું ભગવતી સૂત્ર પૃ૦ ૪૧.

આ વખતે શ્રમણભગવાન ચંપાનગરીમાં હતા. જ્વર-મુક્ત થઈ શકિત મેળવ્યા પછી જમાલિ પણ શ્રમણ-ભગવાન પાસે આવ્યો અને વંદન નમસ્કાર કર્યા સિવાય એમજ ઉભો રહી કહેવા લાગ્યો કે જેમ તમારા અન્ય શિષ્યો અપૂર્ણ અવસ્થામાં તમારાથી છૂટયા પડયા અને પાછા અપૂર્ણ સ્થિતિમાંજ તમારી પાસે આવ્યા છે તેમ હું નથી આવ્યો. હું તો અર્હત્, જિન, સર્વજ્ઞ, અને પૂર્ણ થઇ અહિં આવ્યો છું. આ સાંભળી શ્રમણ ભગવાનને પાસે બેઠેલ તેઓના પ્રધાન શિષ્ય ગૌતમે જમાલિને કહ્યું કે, જો તું સર્વજ્ઞ હોય તો 'લોક શાશ્વત છે કે અશાશ્વત ?'' તેમજ 'જીવ શાશ્વત છે કે અશાશ્વત?' એ બે પ્રશ્નોનો ઉત્તર આપ. જમાલિ વિચારમાં પડી ગયો અને ઉત્તર ન આપી શક્યો એ જોઇ શ્રમણ ભગવાને કહ્યું કે 'જમાલિ, મારા ઘણાં છદ્મસ્થ (અસર્વજ્ઞ) શિષ્યો છે જેઓ આ પ્રશ્નોનો ઉત્તર મારી પેઠે આપી શકે છે. છતાં તેઓ તારી પેઠે પોતાને સર્વજ્ઞ નથી કહેતા એમ કહી શ્રમણભગવાને તે પ્રશ્નોનો ઉત્તર આ પ્રમાણે આવ્યો. લોક અને જીવ શાશ્વત પણ છે કારણકે તે ઉત્પન્ન કે નષ્ટ થતા નથી તેમજ અશાશ્વત પણ છે કારણકે તે બન્ને અનેક પરિવર્તનો પણ અનુભવે છે. શ્રમણ ભગવાનનો આ ઉત્તર જમાલિએ ન માન્યો અને ત્યાંથી ચાલ્યો ગયો. છુટા પડી તેણે અનેક વર્ષ સુધી ભિક્ષુપદ પર કાયમ રહી શ્રમણ ભગવાન વિરૂદ્ધ હીલચાલ કરી. અને પોતાને તથા બીજા અનેકને આડે રસ્તે દોર્યા. છેવટે પંદર દિવસની સંલેખના (અનશન) કરી મરી નીચ દેવરૂપે પેદા થયો.

### મતભેદની બાબત.

જમાલિ ને શ્રમણ ભગવાન વચ્ચે બીજી કોઇ પણ બાબતમાં મતભેદ હતો કે નહી તેનું વર્ણન મળતું નથી. માત્ર એક બાબત વિષેના મતભેદનું વર્ણન મળે છે. અને તે આ—જમાલિનું કહેવું હતું કે ધારેલું ફળ ન આવે ત્યાં સુધી તે માટે ચાલતા પ્રયત્નને સફળ નજ કહી શકાય. શ્રી મહાવીરનું કહેવું હતું કે ધારેલું છેવટનું ફળ મળ્યા પ્હેલાં પણ તે માટેના ચાલુ પ્રયત્ન ને સફળ પણ કહી શકાય. આ મતભેદ જે શબ્દોમાં અહીં મુકવામાં આવે છે, તેવા શબ્દો જો કે શાસ્ત્રોમાં નથી છતાં શાસ્ત્રોમાં વર્ણન કરેલ મતભેદનું સ્વરૂપ વ્યાવહારિક ભાષામાં આ રીતે મુકવું સરલ ને યોગ્ય કોઇને જણાયા વિના ન રહે.

મંખલિપુત્ર ગોશાલક મહાવીરની સાધક અવસ્થામાંજ તેઓ સાથે રહેલો અને છુટો પડેલો એવું વર્ણન જૈન ગ્રંથોમાં છે. પણ મહાવીરના ઉપદેશક જીવનમાં તેઓની આજ્ઞા અવગણી તેઓથી છુટો પડનાર અને જુદો સંપ્રદાય ચલાવનાર તેઓના શિષ્યમાં આ જમાલિજ પ્રથમ ગણાય છે. તેથી જેમ બૌદ્ધશાસ્ત્રોમાં દેવદત્ત પ્રથમ સંઘભેદક તરીકે વર્ણવાએલ છે તેમ જૈન શાસ્ત્રોમાં જમાલિ પ્રથમ નિન્હવ મનાએલ છે.

અહીં વિચારક વાચકને સ્હેજે પ્રશ્ન થશે કે અહિંસામાં ને ક્ષમામાં જગતગુરૂ ગણવા યોગ્ય દીર્ઘ તપસ્વી મહાવીરે પોતાના ભાણેજ, જમાઇ અને શિષ્યનાં નજીવા મતભેદની ઉપેક્ષા ન કરતાં વિરોધ કર્યો અને પરિણામે સંઘમાં પ્રથમ જ ફાંટો પડ્યો, એ કરતાં જો તેઓએ આટલા ન્હાના મતભેદને ખમી ખાધો હોત તો શું વધારે ગંભીર ન ગણાત ? અથવા શું તેટલા માત્ર મતભેદ ઉપરાંત સિધી રીતે વિરોધનાં કારણો હશે ? ઉપરના મતભેદ ઉપરાંત સિધી રીતે વિરોધનાં અન્યકારણો હોય તેમ માની લેવાને અત્યારે કાંઇ સાધન નથી. એટલે મહાવીરના વ્યક્તિત્વના વિચારની દૃષ્ટિએ પણ એ વિચારવું પ્રાપ્ત થાય છે કે એ મતભેદનો વિરોધ કરવામાં મહાવીરનું તાત્પર્ય શું હશે ? જો ઘણા કારણુસર આપણે એમ માની લઇએ કે મહાવીર એ ખરેજ મહાવીર, દીર્ઘ તપસ્વી, સહિષ્ણુ અને ક્ષમા તથા અહિંસાની પ્રત્યક્ષ મૂર્તિ હતા તો એ પણ સ્વીકારવું જોઇએ કે જમાલિના મતભેદની ઉપેક્ષા કરવામાં તેઓએ પરિણામે સંઘનું કાંઇ વધારે અહિત ધાર્યું હશે. એ અહિત તે શું ? એ અત્યારે આપણે આપણીજ દૃષ્ટિએ વિચારી શકીએ. તે વિચાર કરવો એજ પ્રસ્તુત લેખનું ધ્યેય હોવાથી નીચે તેનો વિચાર કરીએ.

### વાંધો લેવાનું રહસ્ય.

ભગવાન મહાવીરનો સિદ્ધાંત અનેકાંત હતો. અનેકાંત એટલે કોઇ પણ એક વસ્તુને પ્રામાણિકપણે અનેક દૃષ્ટિએ તપાસવી. અનેકાંત એ માત્ર વિચારનોજ વિષય નથી. પણ આચરણ સુદ્ધામાં તેનું સ્થાન છે. જો કે અનેકાંત પ્રામાણિક અનેક દૃષ્ટિઓનો (અપેક્ષાઓનો) સમુચ્ચય છતાં સંક્ષેપમાં તે બધી દૃષ્ટિઓને બે ભાગમાં વ્હેંચી નાખવામાં આવી છે. પ્હેલી વ્યવહાર દૃષ્ટિ અને બીજી નિશ્ચય દૃષ્ટિ—પારમાર્થિક દૃષ્ટિ.

વ્યવહાર દૃષ્ટિ એટલે સ્થૂલ અનુભવ ઉપર ઘડાએલી માન્યતા અને નિશ્ચય દૃષ્ટિ એટલે સૂક્ષ્મ અનુભવ ઉપર ઘડાએલી માન્યતા. પ્હેલી દૃષ્ટિમાં સ્થૂલતાને લીધે અનુભવોની વિવિધતા હોય છે. જ્યારે બીજીમાં સૂક્ષ્મતાને લીધે અનુભવોની એકતા હોય છે. પ્હેલીમાં છલકપણું અને બીજીમાં ઉંડાણ હોય છે. તેથીજ પ્હેલીમાં સાધ્ય ને સાધનનો ભેદ અને બીજીમાં સાધ્ય સાધનનો અભેદ મનાય છે. પ્હેલી દૃષ્ટિના અધિકારી સાધારણ અને ઘણા લોકો હોય છે, બીજીના અધિકારી બહુ થોડા હોય છે.

મહાવીરનું કથન હતું કે વ્યવહાર અને નિશ્ચય બે બન્ને દૃષ્ટિને આધારેજ કોઈ પણ માન્યતા સ્થિર કરવામાં આવે અગર પ્રવૃત્તિ કરવામાં આવે તોજ સર્વત્ર સમાધાન અને વ્યવસ્થા રહી શકે. જો નિશ્ચય વિનાની કેવલ વ્યવહાર દૃષ્ટિનું અનુસરણ કરવામાં આવે તો ભેદ તથા વિરોધબુદ્ધિ વધારે કેળવાય અને ટુંકી દૃષ્ટિને લીધે ધૈર્ય જલ્દી ખુટી જવાથી લક્ષ્ય સુધી નજ પહોંચી શકાય. તેવી રીતે વ્યવહારવિનાની કેવળ નિશ્ચય દૃષ્ટિને ખરા અર્થમાં અનુસરવામાં આવે તો જો કે કાંઇ નુકસાન નજ થાય પણ તેવી નિશ્ચય દૃષ્ટિને અનુસરનાર મળે કોણ? એકાદ વ્યક્તિ ભલે તેવી હોય પણ તેથી સામુદાયિક હિતની સંભાવના ઘણીજ ઓછી રહે છે. મ્હોટે ભાગે તેવી દૃષ્ટિના નામ નીચે દંભજ ચાલવા માંડે છે. તેથી નિશ્ચય દૃષ્ટિને ધ્યાનમાં રાખી વ્યવહાર દૃષ્ટિને અનુસરવામાં જ ક્રમિક વિકાસનો વધારે સંભવ છે.

મહાવીરના અનેકાંતવાદનું ઉપર્યુક્ત ધ્યેય સમજી લીધા પછી જમાલિના મતનો તેઓએ શા સારૂ વિરોધ કર્યો એ વાત ધ્યાનમાં આવી શકશે.

ભગવાને અનુભવથી જોયું કે સાધારણ જનસ્વભાવ ધીરજ વિનાનો અગર ઓછી ધીરજવાળો હોય છે. તેથી દરેક માણસ કોઇ પણ પ્રયત્ન શરૂ કરી તેનું ફળ તરત ઇચ્છે છે, તે માટે આપવો જોઇતો ભોગ આપવા તે તૈયાર નથી હોતો. ઘણીવાર તો ફળપ્રાપ્તિ નજીક આવ્યા છતાં અધીરજને લીધે એકાદ નાની મોટી મુશ્કેલી આવતાં તે મોટે ભાગે સિદ્ધ થએલ પ્રયત્નને પણ નિરાશ થઈ છોડી દે છે. અને નિષ્ફળતા મળતાં પોતાની ધીરજની ઉણપને ન જોતાં તે બહારની મુશ્કેલીઓને તરછોડે છે, તેના ઉપર કંટાળો લાવે છે. કેટલાંક લોકોને પોતાના પ્રયત્નોમાં વિક્ષેપ નાંખનાર ગણી તેની સાથે દુશ્મનાવટ બાંધે છે અને આ રીતે માનસિક ભૂમિકા મલિન કરી મૂકે છે. જેમ દુન્યવી કામોમાં તેમ પારમાર્થિક માર્ગમાં પણ અધીરજથી ઘણાએ પાછા હઠે છે. કોઇ સાધક અમુક વખત સાધના કર્યા બાદ ઇષ્ટ પ્રમાણમાં ફળ ન મળતાં નિરાશ થઇ તરતજ તે સાધના છોડી બેસે છે, અને નિરાશ થઇ આડે રસ્તે દોરાય છે. ઘણા ભિક્ષુઓ ઘણાં તપસ્વીઓ એજ કારણથી અડધે માર્ગે જઇ નીચે પડયાના દાખલા આપણે ક્યાં નથી જાણતા? સામાજિક અને રાજકીય પ્રયત્નો પણ ઘણીવાર અધુરા રહી જાય છે તેનું એજ કારણ છે. એ વાત લક્ષ્યમાં રાખી ભગવાને કહ્યું કે કામ ચાલુ હોય, જેનો પ્રયત્ન હજી ચાલતોજ હોય તે કામ પણ કરાયું એમ કહી શકાય. ભગવાનના આ કથનનો સાર એ છે કે દરેક માણસ આરંભેલ પ્રયત્નને વચ્ચેથી ન છોડે, કારણ કે દેખી શકાય તેવું ધારેલ સ્થૂલ ફળ તો લાંબા પ્રયત્નને અન્તેજ પ્રાપ્ત થાય છે, પણ પ્રયત્ન ચાલતો હોય ત્યારેય જેટલે જેટલે અંશે પ્રયત્ન સિદ્ધ થયો હોય તેટલે તેટલે અંશે ફળની પ્રાપ્તિ પણ થએલી હોય છે. આ માત્ર આશાવાદ નથી પણ ઉંડું ખરૂં સત્ય છે. આ સત્ય

ધ્યાનમાં ન હોય તો પરમાર્થ કે વ્યવહારમાં ક્યાંએ પ્રયત્ન સ્થિર ચાલી ન શકે. તેથી ભગવાને નિશ્ચય અને વ્યવહાર બન્ને દૃષ્ટિએ ધ્યાનમાં રાખવાનો અનેકાંત ઉપદેશ આપ્યો અને જમાલિના મતનો વિરોધ કર્યો.

**દૃષ્ટાંત અને તે દ્વારા સિદ્ધાંતનું સ્પષ્ટીકરણ,**

ભગવાનનો સિદ્ધાંત 'कडेमाणे कडे'નો છે. જે કામ કરવામાં આવતું હોય, જે હજી ચાલુ હોય જેનું છેવટનું ફળ ન આવ્યું હોય, અર્થાત્ જે પૂર્ણ ન થયું હોય, તેને પણ થયું કહી શકાય. તેને પણ સફળ લેખી શકાય. આ 'कडेमाणे कडे'–નો ભાવ છે. એ સિદ્ધાંત પ્રયત્ન અને ફળ વચ્ચે ભેદ નથી સ્વીકારતો. તેથી એ સિધ્ધાંત પ્રમાણે કોઇ પણ પ્રયત્નના આરંભના પ્રથમ ક્ષણથી તે પ્રયત્નની સમાપ્તિના છેલા ક્ષણ સુધીની અખિલ પ્રયત્નધારા એજ ફળ છે, અને નહિ કે પ્રયત્નને અંતે તેનાથી નિષ્પન્ન થતું માત્ર જુદુંજ ફળ.

પણ જમાલિનો વાદ એથી જુદો હતો. તે કહેતો કે कडेमाणे कडे નહિ પણ कडे कडे એટલે કે જે કામ ચાલુ હોય તેને કરાયું કે સફળ નજ કહી શકાય પણ જ્યારે તે કામ સમાપ્ત થાય, તેનું છેવટનું ફળ આવે ત્યારેજ અને તોજ તે કામ કરાયું અર્થાત્ સફળ કહી શકાય. આ વાદ પ્રયત્ન અને ફળનો ભેદ સ્વીકારે છે. તેથી એ મુજબજ કોઇ પણ કામના પ્રારંભથી તેની સમાપ્તિ સુધીનો પ્રયત્ન એ સાધન છે. અને તેને અંતે નિષ્પન્ન થનારૂં તેનું છેવટનું ફળ એ તે સાધનથી તદ્દન જુદું છે.

ભગવાનને જમાલિનો વાદ કબુલ છે. પણ તે એકજ દૃષ્ટિએ. તે દૃષ્ટિ એટલે વ્યવહાર; જ્યારે જમાલિને માત્ર વ્યવહાર દૃષ્ટિ કબુલ છે અને ભગવાનની બીજી નિશ્ચય દૃષ્ટિ કબુલ નથી. એટલે બન્ને વચ્ચે એકાંત અનેકાંતનું અંતર છે. આ અંતર જીવનમાં ઉતરે તો પરિણામ શું આવે તે એક દૃષ્ટાંતથી તપાસીએ.

કોઈ બે જણે ફળ પેદા કરવાની ઇચ્છાથી જુદાં જુદાં આંબાનાં વૃક્ષ રોપ્યાં. બન્નેએ સરખી રીતે ઉછેર આરંભ્યો. ઘણો વખત વિત્યો. મૂળો બાઝયાં, થડો જામ્યાં, ડાળો ફુટી, પલ્લવ અને પત્રો વિસ્તર્યાં. અચાનક એકથી વધારે વાર આંધી અને બીજાં પ્રાકૃતિક તોફાનો આવ્યાં કે બન્ને વૃક્ષો ઉપર મોર આવવાની ક્રિયા ધાર્યા કરતાં વધારે વખત માટે લંબાઇ. નિરાશતાનો અને આશાનો પ્રસંગ બન્ને જણ માટે એકજ સરખો ઉપસ્થિત થયો જ્યારે એક જણ અત્યાર સુધીનાં પોતાનાં દીર્ઘ પ્રયાસને સર્વથા નિષ્ફળ માની કંટાળો અને અધીરજથી વૃક્ષના પોષણનું અને સંવર્ધનનું કાર્ય છોડી દે છે, ત્યારે બીજો જણ પોતાના તેટલાજ દીર્ઘ પ્રયાસને સફળ સમજી ધૈર્યબળથી વૃક્ષના સંવર્ધનનું કાર્ય વિધિવત્ ચાલુ રાખે છે. પરિણામે પહેલો જણ આંબાનું ફળ પેદા નથી કરી શકતો, અને બીજો કરી શકે છે.

અહીં આમ્રવૃક્ષ રોપનાર બે જણ ભલે કાલ્પનિક પાત્રો હોય પણ વિશ્વના મનુષ્ય સમાજની બે માનસિક પ્રકૃતિઓ એ કાલ્પનિક પાત્રોમાં આબેહુબ ચિત્રિત થાય છે તેની ભાગ્યેજ ના પાઠી શકાશે. આ બે પ્રકૃતિઓ માનુષિક માનસમાં છે, અને તે ઉંડી કે છીંછરી સમજ ઉપર રચાયલી છે. પ્રથમ પ્રકૃતિનો (છીંછરી સમજવાળો) માણસ મૂળને બાઝેલું, થડને લાગેલું, ડાળોને ફુટેલી, અને પલ્લવ પત્રોને વિસ્તરેલાં જુએ પણ તેની નજરે હજી આમ્રનું મધુર અને પકવફળ નથી ચડયું. તેતો એવા ફળને પૂર્વના મૂળ, સ્કંધ યાવત્ મંજરી (મોર) સુધીના બધા પૂર્વવર્તિ પરિણામોને અને તે માટેના પ્રયત્નને પકવ એને મધુર ફળથી તદ્દન જુદાજ માની બેઠો છે, તેથી તે પદેપદે ને ક્ષણે ક્ષણે પૂર્વવર્તિ અવશ્યંભાવિ પરિણામો જોવા છતાં જ્યાં સુધી આમ્રફળને નથી જોતો ત્યાં સુધી પોતાના પ્રયત્નને નિષ્ફળજ માનતો જાય છે, અને તેથી ભયાનક આફત આવતાં તે સામે તે જણ ટકી શકતો નથી. વચ્ચેજ નિરાશ થઈ યત્ન છોડી બેસે છે.

ત્યારે બીજી પ્રકૃતિનો (ઉંડી સમજવાળો) માણસ મૂળમાં, સ્કંધમાં, ડાળોમાં, પત્રોમાં, અને મંજરી

આદિમાં આમ્રફળનાં ક્રમિક અંશો જુએ છે. એવી સૂક્ષ્મદૃષ્ટિમાં આમ્રફળ એ બીજું કાંઇજ નહિં પણ પૂર્વવર્તિ સમગ્ર પરિણામોનો સરવાળો. એમાંના જે પરિણામ આણવા સુધી પ્રયત્ન થયો હોય તેટલું આમ્રફળ તેની દૃષ્ટિએ થએલુંજ છે. આ કારણથી તેની સૂક્ષ્મ દૃષ્ટિ તેને ભયાનક આફતો સામે ઉભો રાખે છે, અને તેને કોઈ કારણસર વચ્ચેથી વૃક્ષસંવર્ધનનું કામ છોડવું પડે તોએ મારો પ્રયત્ન નિષ્ફળ ગયો—એવી ઉલટી સમજથી તેને તે દૃષ્ટિ—બચાવી લે છે. તે માણસ તેવી સૂક્ષ્મ દૃષ્ટિને લીધે એમ દૃઢપણે માનતો હોય છે કે યથાવિધિ પ્રયત્ન એજ ફળ છે; અને જેટલા પ્રમાણમાં પ્રયત્ન સેવ્યો તેટલા પ્રમાણમાં ફળ આવેલુંજ છે. પકવ અને મધુરરસયુક્ત ફળનો સરવાળો પૂર્ણ કરવા જેટલા અંકો બાકી રહ્યા છે તેટલુંજ તે ફળ બાકી છે. બીજું સિદ્ધ થઇ ગયું છે. આ માન્યતાને લીધે તે માણસ ફરી પ્રયત્નની તક શોધે છે, અને પરિણામે તક મળે છે; તેમજ ભાવના પ્રમાણે સંપૂર્ણ ફળનો અધિકારી તે થાય છે.

આવો અધિકારીજ ભગવાનના સિદ્ધાંતનું તત્ત્વ જીવનમાં ઉતારનાર હોય છે, કહેમાણે કડેના સિદ્ધાંતમાં જે વસ્તુ સચવાઇ છે, તેજ વસ્તુ બીજા રૂપમાં અને બીજા શબ્દોમાં 'ગીતા'માં ગવાઈ છે. એનો બીજો અધ્યાય વાંચો તેમાં કહ્યું છે કે કર્મયોગમાં પ્રારંભેલ પ્રયત્નનો નાશ નથી, તેમાં પ્રત્યવાય (અંતરાય) પણ નથી, કર્મયોગ ધર્મનું થોડું પણ આચરણ તેના આચરનારને મહાન્ ભયથી બચાવી લે છે.

કર્મપરજ (પ્રયત્નપરજ) તારો અધિકાર છે, ફળ ઉપર કદિએ નથી, માટે પ્રયત્નજન્ય ફળની તૃષ્ણાનું તું નિમિત્ત ન થા. તેમજ અકર્મ (કર્મત્યાગ) પણ ન સેવ.

नेहाभिक्रम नाशोस्ति प्रत्यवायो न विद्यते।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो
भयात् ॥ ४० ॥

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोस्त्व कर्मणि॥४७॥

ગીતાના—કેટલાક સૂક્ષ્મ ભાવોનું જૈન દૃષ્ટિ સાથે સમીકરણ અથવા જૈન દૃષ્ટિએ ઉદ્ઘાટન કરવું એ માર્ગ અત્યારના એક દેશીય સાંપ્રદાયિક અભ્યાસીઓને નવો ન લાગે તે માટે ઉપાધ્યાય યશોવિજયજીની સાંપ્રદાયિક છતાં ગીતા આદિના સમન્વય વાળી અધ્યાત્મસાર, જ્ઞાનસાર આદિ કૃતિઓ તરફ વાંચકોનું લક્ષ્ય ખેંચી વિરમીશ.

## વીર વિનતી.

મુજરો લેયો અરજ સુણેયો
થેં રાજો છો મોહલઉપરિં
ખબર અરદાસરી લેયો.

આઠ પહર ઉભા સેવાંછાં, સાહિબ સુનજરિં દેજ્યો,
બાંહ ગ્રહ્યારી લાજ વહેયો, પૂરણ પ્રીતિ ધરેયો—

દરસણરી અભિલાષ મ્હેં છાં, દરસણ મત વારેયો,
કરમ વિવર વિણ ઓર પોલિયા, વિઘન કરત પાલેયો—
જબ મ્હેં થારો દરસણ પાવાં, સુખીયા તબ જાણેયો,
જબ મ્હે તુમ્હ દરિસણથી દૂરિં, દુખીયા તબ માનેયો—
સાહિબ માંન્હઇ દરસન થારૂં, સુરમણિ સાચ ગણેયો,
નિજસેવકમાંહિ લેખવયો, વિરહ વ્યથા ટાલેયો—
વર્દ્ધમાન જિન ઇણિપરઇ વીનવ્યો, સુજસવિલાસ કરેજ્યો,
શ્રી નયનવિજય વિબુધ સેવકને, ભવભયથી ઉધરેયો—

(મારવાડી ભાષાં)—યશોવિજયજી.

# શ્રી મહાવીર પ્રભુની ખાસ વિશેષતાઓ.

વર્તમાન કાળમાં શ્રી મહાવીર પ્રભુનું શાસન ચાલે છે, એટલે શ્રી મહાવીર પ્રભુની વિશેષતાઓ કહીએ કે તેમણે જૈન ધર્મને છેવટનું રૂપ આપ્યું, તે જૈન ધર્મની વિશેષતાઓ કહીએ તો તેમાં મને તો ભેદ લાગતો નથી.

દરેક ધર્મ, જે ધર્મના નામને પાત્ર છે તેની અમુક ખાસ વિશેષતાઓ હોય છે જ. દાખલા તરીકે પારસી ધર્મનું ખાસ લક્ષણ મનની, વચનની, અને શરીરની પવિત્રતા છે. મહોમેદન ધર્મનું ખાસ લક્ષણ ઇસ્લામ–એટલે પ્રભુની ઇચ્છાને આધીન થવું એ છે. ખ્રીસ્તી ધર્મની વિશેષતા વ્યક્તિત્વની ખીલવણી અને વ્યક્તિત્વનો પરમાર્થે ભોગ. હિંદુધર્મનું મુખ્ય લક્ષણ ધર્મ છે, એટલે પોતાના વિકાસની અપેક્ષાએ પોતાને વાસ્તે જે આગલું પગથિયું લેવું તે તેનો ધર્મ-કર્તવ્ય છે.

આજે આપણે આ લેખમાં શ્રી મહાવીર પ્રભુની –જૈનધર્મની ખાસ વિશેષતાઓ સંબંધમાં વિચાર કરીશું. તેમાં પ્રથમ વિશેષતા એ જૈનોનો સ્યાદ્વાદ અથવા એકાંતવાદનો સિદ્ધાંત છે, સ્યાદ્વાદ એટલે જેટલી જેટલી અપેક્ષાઓ જેટલા જેટલા દષ્ટિબિન્દુઓ હોય, તે બધી અપેક્ષાઓ અથવા દષ્ટિબિન્દુથી કોઇ પણ વસ્તુ અથવા સિદ્ધાંતને તપાસી તેના સંબંધમાં નિર્ણય બાંધવાની પદ્ધતિ. બને તેટલા દષ્ટિબિન્દુઓની વસ્તુને તપાસવાથી આપણે સત્યની વધારે સમીપમાં આવીએ છીએ. સત્ય એટલું વિશાળ, એટલું મહાન્, એટલી બધી અપેક્ષાવાળું છે કે તે આમજ છે, અને આમ નથી, એમ કહેવામાં આપણે તે સત્યને અન્યાય આપીએ છીએ, અને આપણને અર્ધસત્યથી સંતોષ માનવો પડે છે.

સ્યાદ્વાદના સિદ્ધાંતને ઘણા થોડા પુરૂષો સમજે છે, અને તેથી ઘણીવાર સ્યાદ્વાદને અનિશ્ચિતવાદનું નામ અજ્ઞાનતાથી આપવામાં આવે છે. વિવિધ ધર્મો અથવા વિવિધ ગુણો એકજ વસ્તુમાં શી રીતે રહી શકે એ ઘણા વિદ્વાનોના પણ સમજવામાં આવતું નથી, અને તેથી જૈનો પાસે પણ નિશ્ચિત–ચોક્કસ કથન નથી, એવો આક્ષેપ મૂકવામાં આવે છે.

જો સ્યાદ્વાદનો સિદ્ધાંત બરાબર સમજવામાં–સમજાવવામાં આવે તો આવા આક્ષેપોને સ્થાન મળી શકે નહિ.

દાખલા તરીકે જૈનો કહે છે કે રેત ભારે છે, તેમજ રેત હલકી પણ છે. આ સાંભળી કોઇને લાગે કે જૈનો રેતને ભારે તથા હલકી એક સાથે કહેવામાં ભૂલ કરે છે. એક હાથમાં આરો લઇ બીજા હાથમાં રેત લઇ પૂછવામાં આવે કે રેત ભારે કે હલકી, તો તરતજ જવાબ મળશે કે રેત ભારે છે. પણ એક હાથમાં રેત અને બીજા હાથમાં સીસાનો ભૂકો લઇ તેજ પ્રશ્ન પૂછવામાં આવે તો એવો જવાબ મળશે કે રેત હલકી છે, એટલે જૈનો રેતને ભારે અમુક અપેક્ષાએ કહે છે, અને હલકી અમુક અપેક્ષાએ કહે છે. તે દષ્ટિબિન્દુ સમજવાની જરૂર છે.

કોઇ મનુષ્યને ૧૦૫ ડીગ્રી તાવ આવ્યો હોય, હવે તે ઉતરીને ૧૦૨ ડીગ્રી થાય; તે વખતે કોઈ પૂછે કે તાવ કેવો છે તો કહે ઓછો છે. ૧૦૫ ડીગ્રીની અપેક્ષાએ ૧૦૨ ડીગ્રી તાવ ઓછો ગણાય, પણ ૯૯ા ડીગ્રીની અપેક્ષાએ ૧૦૨ ડીગ્રી તાવ વધારે ગણાય તો તેમાં ખોટું શું ? એટલે ૧૦૨ ડીગ્રી તાવ ઓછો પણ કહેવાય અને ભારે પણ કહેવાય. પણ તે અમુક અપેક્ષાએ.

આવા ઘણાં દૃષ્ટાંતો વિચાર કરવાને જડી આવશે ચંદુલાલ વાડીલાલનો પુત્ર, પણ કાલિદાસનો બાપ થાય છે. હવે ચંદુલાલ પુત્ર તેમજ પિતા છે એમ કહેવું તે ગાંડા મનુષ્યના પ્રલાપ જેવું નથી. ચંદુલાલ પિતા છે, પુત્ર છે, એટલુંજ નહિ પણ કાકો છે, મામો છે. ભાઇ છે, ભત્રીજો છે. ફુઓ છે, વગેરે. કઇ અપેક્ષાએ અમુક પ્રશ્ન પૂછવામાં આવે છે, તેના પર તેના જવાબનો આધાર છે. જૈન ધર્મ તેથી એમ જણાવે છે કે ચંદુલાલ સ્યાત્-અમુક અપેક્ષાએ પુત્ર છે-પણ પુત્રજ છે, અને બીજો કોઇ નથી એમ નથી. આ દૃષ્ટિબિન્દુથી શ્રીમદ્ આનંદઘનજીએ લખ્યું છે કેઃ—

વચન નિરપેક્ષ વ્યવહાર જુઠો કહ્યો,
વચન સાપેક્ષ વ્યવહાર સાચો.

સાપેક્ષ—અપેક્ષાવાળું વચન સત્ય છે, અને નિરપેક્ષ-અપેક્ષા વગરનું વચન અસત્ય છે.

ધર્મમાં, કોમમાં, વ્યક્તિઓમાં જે જે ઝઘડા, કલહો અને કંકાસો ઉભા થયા છે, તેનું મોટું કારણ એ છે કે સામાનું દૃષ્ટિબિન્દુ શું છે, તે સમજ જવાને દરકાર રાખવામાં આવતી નથી. જે મનુષ્ય અમુક વિચાર શ્રેણિને વળગીને બેસી રહે, અને તેને જ સત્ય માને અને તે સિવાય બીજું કાંઈ સત્ય હોઇ શકે નહિ, તેવું જણાવે, તેમનુષ્યે હજી વાદવિવાદની પદ્ધતિ પરાજય મેળવ્યો નથી, અને કલહ કર્યા વિના રહી શકે નહિ.

ખરો સ્યાદ્વાદ સર્વથા વિશાળ હૃદયનો અને ઉદારભાવના વાળો બને છે. તે અમુક બાબતમાં સત્યનો નિર્ણય કરવામાં પોતાના દૃષ્ટિબિન્દુ ઉપરાંત બીજાઓના દૃષ્ટિબિન્દુ જોવાને ઉત્સુક હોય છે; અને જ્યારે તે કોઇ નવીન અપેક્ષા અથવા દૃષ્ટિ બિન્દુ જોઇ શકે છે, ત્યારે ખિન્ન થવાને બદલે કે તેની સાથે તકરાર કરવાને બદલે, વિશેષ આનંદી બને છે કે મારૂં સત્ય એટલું વિશાળ બન્યું.

આ વિશ્વમાં ઘણાં અર્ધ સત્યો છે. લોકો તેને સત્ય તરીકે માને છે, મનાવવા પ્રયત્ન કરે છે, તેથી જ તે સત્યની બીજી બાજુને માનનાઓ જોડે તકરારમાં ઉતરે છે. દાખલા તરીકે હાલના અમેરિકન માનસશાસ્ત્રીઓ એવું પ્રતિપાદન કરે છે કે બધા રોગો મનથી. વિચારથી ઉત્પન્ન થાય છે, અને તે રોગની દવા પણ શુદ્ધ વિચારો છે, આ તેમનું કથન અમુક અપેક્ષાએ સત્ય છે, પણ સર્વથા સત્ય નથી. કોઇ મનુષ્ય સારા વિચારો ધરાવતો હોય, છતાં જો હદ ઉપરાંત ખાસ તો તેને અજીર્ણ થાય. એમાં આશ્ચર્ય શું? ચિંતા, ઇર્ષ્યા, લોભ, વગેરે માનસિક અશાંતિના વિચારો શરીર પર અસર કરી રોગ, પ્રકટાવે છે. પણ માનસિક કારણો સાથે શારીરિક કારણો પણ રોગ લાવવામાં કારણભુત હોય છે, એ તે લોકો ભૂલી જાય છે.

કોઇ પણ કાર્યની સિદ્ધિ વાસ્તે પાંચ કારણો જૈનો જણાવે છે. ઉદ્યમ, કર્મ, સ્વભાવ, કાળ અને નિયમિ હવે પુરૂષાર્થવાદી એમ કહે કે બધું પુરૂષાર્થથીજ થાય છે. ત્યારે જૈન એમ કહેશે કે "અને ઉદ્યમને. પુરૂષાર્થને કાર્ય સિદ્ધિના એક કારણભુત ગણીએ છીએ, પણ તે એકલું જ કારણ નથી. બીજાં કારણો જેવાં કે ભૂતકાળનાં કર્મો વસ્તુનો સ્વભાવ, અમુક યોગ્ય કાળ, નિયતિ, ભવિતવ્યતા આ પણ કાર્ય સિદ્ધિના કારણો છે."

સ્યાદ્વાદી કોઇને તેનું દૃષ્ટિબિન્દુ તજવાને કહેતો નથી. તેનું પણ વિશ્વમાં સ્થાન છે, તેમ સમજાવે છે, પણ સાથે એમ પણ જણાવે છે કે બીજાં પણ દૃષ્ટિબિન્દુઓ છે, અને પોતાના દૃષ્ટિબિન્દુ સાથે બીજાં દૃષ્ટિબિન્દુઓ મેળવવાથી મનુષ્ય પૂર્ણ સત્યની સમીપ આવતો જાય છે.

આ સ્યાદ્વાદનો સિદ્ધાંત બીજા ધર્મ વાળાઓ સમજતા નથી. એટલુંજ નહિ પણ જૈનો પણ બહુ જ થોડા સમજે છે, અને તેથીજ સ્યાદ્વાદી કહેવાના જૈનો પણ સામાનું દૃષ્ટિબિન્દુ નહિ સમજીને માંહોમાંહે લડી મરે છે.

શ્વેતાંબરો અને દિગંબરો વચ્ચે જે મતભેદનાં થોડા ઘણા પ્રશ્નો છે, તેમાં એક પ્રશ્ન સ્ત્રીઓના મોક્ષગમન સંબંધી છે. શ્વેતાંબરો માને છે કે સ્ત્રીઓ મોક્ષે જાય, ત્યારે દિગંબરો એમ માને છે કે સ્ત્રીઓ મોક્ષે જઇ શકે નહિ. હવે સ્ત્રી એટલે

કોણ? જેનામાં પ્રકૃતિ કરતાં આત્મા, જડ કરતાં ચેતન–વધારે પ્રબળ હોય તે પુરૂષ, અને જેનામાં આત્મા કરતાં પ્રકૃતિ જબરી હોય, અને આત્માને દબાવતી હોય તે સ્ત્રી. આ દૃષ્ટિએ આપણે વિચારીએ તો પુરૂષ શરીર હોય કે સ્ત્રી શરીર હોય, પણ જ્યાં આત્મા પ્રકૃતિપર જય મેળવે ત્યાં તે આત્મા જરૂર મોક્ષ મેળવે. પણ જ્યાં આત્માને પ્રકૃતિ દાબી દેતી હોય ત્યાં પછી પુરૂષ શરીર હોય કે સ્ત્રી શરીર હોય, પણ મુક્તિ મળતી નથી. માટે મુક્તિનો આધાર પુરૂષ શરીર સ્ત્રી શરીર પર રહેલો નથી, પણ આત્માની સ્થિતિપર રહેલો છે. આવી દૃષ્ટિથી જો શ્વેતાંબરો કે દિગંબરો જુએ તો વૈરવિરોધનું અને મતભેદનું કારણ રહે નહિ, અને બન્ને પંથો એક બીજાની સાથે વધારે પ્રેમથી રહી શકે, અને જૈન શાસનને વધારે ઉજ્વલ બનાવે.

### તપોવૃત્તિ જ્ઞાન અને ક્રિયાનો સમન્વય.

કેટલાક એમ જણાવે છે કે જ્ઞાનથીજ મોક્ષ મળે છે, ત્યારે કેટલાક એમ નિવેદન કરે છે કે મોક્ષનું કારણ ક્રિયા છે. પણ જૈન શાસ્ત્ર એમ જણાવે છે કે **ज्ञानक्रियाभ्यां मोक्षः॥** ભણીને બેસી રહેવાનું નથી, પણ જ્ઞાન પ્રમાણે ક્રિયા કરવાની છે, જ્ઞાનને વર્તનમાં મૂકવાનું છે. કોઇ પણ ક્રિયા કરવામાં આવે તે પૂર્વે જ્ઞાનની જરૂર છે, તે માટે જ કહેવામાં આવ્યું છે કે **पढमं नाणं तओ दया.** " પ્રથમ જ્ઞાન અને પછી અહિંસા. " જો મનુષ્યને જ્ઞાન ન હોત તો અહિંસા–દયા કરવા જતાં હિંસા કરી બેસે. માટે દરેક ક્રિયા પાછળ જ્ઞાનની જરૂર છે, અને દરેક ક્રિયાનો હેતુ ચિત્તશુદ્ધિ છે. ક્રિયા ક્રિયાને માટે નથી, પણ ક્રિયા કરવાનો મુખ્ય હેતુ ચિત્તને શુદ્ધ કરવાનો છે. જ્યાં ક્રિયા કરવાનો આ હેતુ ભૂલી જવામાં આવે છે, ત્યાં ક્રિયા નિરર્થક થાય છે, અને જીવન વગરની ક્રિયા ઘણીવાર ખાલી ખોખાં અથવા વ્હેમ રૂપ થાય છે. પ્રતિક્રમણ, પૂજા, સામાયિક, દેવદર્શન આ અને બીજી અનેક ક્રિયાઓનો હેતુ ચિત્તને પવિત્ર કરવાનો છે.

વળી ઉમાસ્વાતી સ્વામીએ પ્રશમરતિમાં લખ્યું છે કે **ज्ञानस्य फलं विरतिः** એટલે જ્ઞાન–સદ્ અસદ્ વસ્તુનો વિવેક–જડ અને ચેતન વચ્ચેના ભેદનું જ્ઞાન–પ્રાપ્ત થતાં વૈરાગ્ય આવવોજ જોઇએ. જો જ્ઞાન દઢ થાય, જો તે જ્ઞાન ખરૂંજ છે એવું દર્શન થાય–એવી શ્રદ્ધા થાય તો તે પ્રમાણે આચરણ થવુંજ જોઇએ. ઘણીવાર જ્ઞાનની વાતો કરનારા તે આચરણમાં મૂકી શકતા નથી. કારણ બુદ્ધિએ તે કબુલ કર્યું હોય પણ હૃદયમાં તેની પ્રતીતિ થયેલી હોતી નથી, માટે તે ક્રિયારૂપે–કાર્યરૂપે પરિણમાવવાનો સમય આવે છે, ત્યારે મનુષ્યો સુસ્ત બની જાય છે, મંદ પડી જાય છે. માટે જ્ઞાનને આચરણમાં મૂકવા માટે ક્રિયાની જરૂર છે. જ્ઞાન વગરની ક્રિયા આંધળી છે, અને ક્રિયા વગરનું જ્ઞાન લુલું છે. પણ પ્રશ્ન એટલો જ છે કે ક્રિયાઓનો હેતુ ચિત્તશુદ્ધિ છે. માટે તે જ્ઞાનપૂર્વક થવી જોઇએ. પણ જે મનુષ્યને ભૂતકાળનાં શુભ કાર્યોના પરિણામે ચિત્તશુદ્ધિ થઇ હોય તેણે ધાર્મિક ક્રિયાઓ કરવી કે કેમ? તેને વાસ્તે ક્રિયાઓ જરૂરની નથી, પણ તે છતાં બીજાઓના હિત વાસ્તે જ્ઞાનીઓ ક્રિયા કરે છે. જે જે મોટા પુરૂષો કરે છે, તે તે પ્રમાણે સામાન્ય મનુષ્યો આચરે છે, તેથી સામાન્ય જીવોના હિત વાસ્તે જ્ઞાનીઓ, પોતાને અમુક ક્રિયાઓની જરૂર ન હોય, છતાં આચરે છે. અમુક ધાર્મિક ક્રિયાઓજ ધર્મમય થવી જોઇએ, એટલુંજ નહિ પણ વ્યાવહારિક કાર્યો પણ ધર્મમય થવાં જોઇએ. શ્રીમદ્ યશોવિજયજી લખે છે કેઃ—

નિશ્ચય દૃષ્ટિ હૃદય ધરીજી, પાલે શુદ્ધ વ્યવહાર;
પુણ્યવંત તે પામશેજી, ભવસમુદ્રનો પાર,

આપણાં વ્યાવહારિક કાર્યો પણ ધર્મથી રંગાવા જોઇએ. સત્ય, ન્યાય, નીતિ, દયા, વગેરે તત્ત્વો પ્રમાણે કરાવાં જોઇએ. તોજ આપણો વિકાસ થઈ શકે. તેથીજ દશ વૈકાલિકમાં લખ્યું છે કે દરેક કાર્ય યતનાપૂર્વક કરવું. બેસવામાં, ઉઠવામાં ખાવામાં, પીવામાં, દરેક કાર્યમાં યતના રાખવી. યતના–ઉપયોગ પૂર્વક સાધ્યબિન્દુને હૃદયમાં રાખી કરેલી

ક્રિયા જરૂર આત્મવિકાસને મદદગાર નીવડે છે. મનુષ્યો ધર્મની ક્રિયાઓ સારી રીતે કરે પણ વ્યવહારમાં-બીજાઓ સાથેના વર્તનમાં ધર્મના નિયમોનું ઉલ્લંઘન કરે, તો લોકોમાં ધર્મની છાપ પડતી નથી. વ્યવહાર એ ધર્મનું બાહ્ય સ્વરૂપ છે. જે દિવસથી વ્યવહાર અને ધર્મને જુદા પાડતાં શીખ્યા, ત્યારથી ધાર્મિક ક્રિયાઓ અને વ્યાવહારિક ક્રિયાઓ એવા ભેદ પડયા. અને વ્યાવહારિક કાર્યોમાં તો અન્યાય-સાચજુઠ-બધુંએ ચાલે એવી લોકોની માન્યતા થઇ, અને ત્યારથી ધર્મ પ્રત્યેનું લોકોનું સન્માન ઘટવા લાગ્યું. માટેજ દશ વૈકાલિકનાં વચનોની જરૂર છે કે દરેક ક્રિયા યતનાપૂર્વક-જ્ઞાનપૂર્વક-ઉપયોગપૂર્વક-સમજીને-ધર્મના નિયમો પ્રમાણે થવી જોઇએ. વળી દશવૈકાલિકમાં લખ્યું છે કે—

धम्मो मंगलमुक्किट्ठं अहिंसा संयमो तवो ॥

ધર્મ એ ઉત્કૃષ્ટ મંગળ છે, અને તે અહિંસા સંયમ અને તપમાં સમાઇ જાય છે. સંયમ અને તપ એ બેનો પ્રદેશ ઘણીવાર એક બીજામાં આવી જાય છે, છતાં તેમાં આટલો ભેદ તો લાગે છે કે ઇન્દ્રિયો, શરીર, લાગણીઓ, મન વગેરેને કાબુમાં લાવવાને જે બાહ્યથી ક્રિયાપદ્ધતિ સ્વીકારવામાં આવે તેનું નામ અને તપ, તેજ ઉદ્દેશ સિદ્ધ કરવાને અંદરથી આત્માની શક્તિનો ઉપયોગ કરવામાં આવે તે સંયમ, છતાં આ લેખમાં એવા ભેદ નહિ પાડતા જે વડે ઇન્દ્રિયો, મન, લાગણીઓ કાબુમાં રહે તેને સંયમ અથવા તપના નામથી ઓળખીશું, તપશ્ચર્યા આત્માના સંકલ્પ બળને ખીલવવામાં પરમ કારણભૂત બને છે. મનુષ્યે અમુક નિશ્ચય કર્યો કે આજે હું એકાશન કરીશ, અથવા ઉપવાસ કરીશ, અને પ્રલોભનો આવવા છતાં પોતાના નિશ્ચય પ્રમાણે વર્તે, તેથી તેનું મનોબળ ઘણું ખીલે છે, તેથી તે ઉત્તમ ચારિત્રશીલ મનુષ્ય બને છે. આ સાથે એ વાત ઉપર વાચકોનું ખાસ ધ્યાન ખેંચવા માગું છું કે તપશ્ચર્યાનો હેતુ શરીરને મારી નાખવાનો નહિ પણ કાબુમાં રાખવાનો છે. ઉપદેશતરંગિણીમાં લખ્યું છે કે:—

सोय तवो कायव्वो जेण मणो मंगुलं न चिंतेइ
जेण इंदिअहाणी जेण य जोगा न हायन्ति.

તપ એવું કરવું કે જેથી મન અશુભ ચિંતવે નહિ, ઇન્દ્રિયોને હાનિ ન પહોંચે, અને મન, વચન અને કાયાના જે ત્રણ યોગ તે મ્લાન ન થાય.

પણ તપશ્ચર્યા કરવામાં આ બધી બાબતો ભૂલી જવામાં આવે છે. અત્યારે ઘણીવાર શરીરની શક્તિ ઉપરાંત એવી તપશ્ચર્યા કરવામાં આવે છે કે તે કરનારાઓના મનમાં શાંતિ રહેતી નથી, શરીરે અશક્તિ આવી જાય છે, ધર્મધ્યાન ચાલ્યું જાય છે, શાસ્ત્ર શ્રવણમાં ચિત્ત રહેતું નથી, અને કોઇક વારતો મરણ પણ નીપજે છે. ત્યારે અહીં પ્રશ્ન થાય કે શ્રી મહાવીર પ્રભુએ આટલી બધી તપશ્ચર્યા કેમ કરી? જ્યારે ખરેખરા મહાન્ પુરૂષો કોઇ એક જ વસ્તુના ચિંતનમાં પડયા હોય છે, ત્યારે કેટલા કલાક, કેટલા દિવસો અન્નજળ વિના ચાલ્યા જાય તે તરફ તેમનું લક્ષ રહેતું નથી. ફોનોગ્રાફ વગેરે અનેક યંત્રોનો શોધનાર પ્રસિદ્ધ વિજ્ઞાનશાસ્ત્રી મી. એડીસન જ્યારે કોઇ શોધની પાછળ એકાગ્રચિત્ત થયેલો હોય છે, ત્યારે ૪૮ કલાક-બે દિવસ સુધી ખોરાક પાણી વિના તેની પોતાની ખુરશીમાં પડી રહે છે. તે એક જાતનો છઠ્ઠ-બે દિવસનો ઉપવાસ કરે છે. (આપણે તેની તે ક્રિયાને છઠ્ઠનું નામ ભલે ન આપીએ.) તેવીજ રીતે શ્રી મહાવીર પ્રભુ પોતાના વિચારોમાં તલ્લીન થઇ જતા ત્યારે કોઈ વાર બે દિવસ સુધી, કોઇવાર ત્રણ દિવસ સુધી; કોઇવાર પંદર દિવસ સુધી, કોઈવાર મહિના સુધી, અને કોઇ વાર ૭ માસ સુધી અન્ન પાણી વિના ચલાવતા હતા. એટલે આત્મવિકાસમાં આગળ વધેલા મનુષ્યોનો શરીર પર એટલો કાબુ આવે છે અને તેઓનું સંકલ્પબળ એટલું ખીલેલું હોય છે કે તેઓ કેટલાક દિવસ સુધી-કેટલાક મહિના સુધી પણ અન્ન જળ વિના રહી શકે છે; પણ તપશ્ચર્યાથીજ આત્મવિકાસ થાય છે, એમ ફલિત થતું નથી. તપશ્ચર્યા એ આત્મવિકાસનું એક સાધન છે. કારણ કે તેથી શરીર તથા ઇન્દ્રિયો કાબુમાં આવે છે. તેથી સંકલ્પ-

બળની વૃદ્ધિ થાય છે, અને આત્મા સાથે બંધાયેલાં કર્મોને છૂટાં કરવાને કર્મની નિર્જરા કરવાને તપશ્ચર્યા ઘણી મદદગાર થાય છે. જે સત્તામાં રહેલાં કર્મો, તેની ઉદીરણા કરી તેને બાળી નાખવામાં તપશ્ચર્યા મોટો ભાગ ભજવે છે. આ હેતુથીજ શ્રી મહાવીર પ્રભુ અનાર્ય ગણાતા પ્રદેશોમાં વિચર્યા હતા. ત્યાં તેમને ઘણા પ્રતિકૂળ પ્રસંગોમાં આવવું પડ્યું હતું. છતાં તેમણે તે કષ્ટો વીરતાથી સહન કર્યાં હતાં, અને તે ઉચ્ચ પ્રકારની તપશ્ચર્યા હતી.

सहनं सर्वदुःखानामप्रतिकारपूर्वकम्
चिंताविलापरहितं तत्तप उच्यते बुधैः॥

—વેર લેવાની વૃત્તિ વગર, ચિંતા કે વિલાપ કર્યા વિના સર્વ દુઃખોને સહન કરવા તેને જ્ઞાનીઓ તપશ્ચર્યા કહે છે.

**शरीरमाद्यं खलु धर्मसाधनम्**—શરીર એ ધર્મનું પ્રથમ સાધન છે, એ વાત ભૂલી જઇ શરીરને કેવળ કષ્ટ આપવું તે દેહદમન અથવા અજ્ઞાન કષ્ટ છે, અને તેતો કોઇ પણ રીતે ઇષ્ટ નથી. તેથી તો શરીરને દુઃખ પડે છે. એટલું જ નહિ પણ શરીરમાં રહેલો આત્મા પણ દુઃખી થાય છે. માટે તપશ્ચર્યા પણ જ્ઞાનપૂર્વક અને અમુક હેતુ સિદ્ધ કરવાને થવી જોઇએ.

જૈનધર્મમાં પ્રાતઃકાળમાં કેટલાક જૈનબંધુઓ તથા બ્હેનો ચૌદ નિયમ ધારે છે, તે પણ એક જાતની તપશ્ચર્યા છે. તેમાં નિયમો ઘણા નાના હોય છે પણ તેથી ઇચ્છાશક્તિ ખીલે છે, અને મનુષ્ય લાલચોની વચમાં પોતાના નિશ્ચયો પ્રમાણે વર્તવાને દોરાય છે. આથી મનુષ્ય ઉપયોગપૂર્વકનું–સાવધ જીવન ગાળવાને દોરાય છે, અને તે બોલતાં પહેલાં–કાર્ય કરતાં પહેલાં વિચાર કરતો થાય છે.

તપશ્ચર્યાના બે ભેદ પાડવામાં આવ્યા છે–બાહ્ય અને આભ્યંતર. બાહ્ય તપ શરીરને વશ રાખવા માટે છે, અને આભ્યંતર તપ મનને સંયમમાં રાખવા માટે છે. બન્ને પ્રકારનાં તપ પરસ્પર ઉપકારી છે.

કેટલાક હિંદુ સંન્યાસીઓ તપ નિમિત્તે શરીરને ઘણુંજ કષ્ટ આપતા હતા. એક હાથ ઉંચો કરી રાખતા હતા, કડવાં પાંદડાં ચાવતા હતા. કેટલાક જીભ કાપી નાખતા હતા, કેટલાક આંખો ફોડી નાખતા હતા ત્યારે કેટલાક પોતાની ગુહ્ય ઇન્દ્રિયને પણ કાપતા હતા. આવી રીતે અનેક પ્રકારે દેહને દમી રહ્યા હતા. વાસનાઓ દેહની નથી. પણ દેહતો વાસનાઓને પ્રકટ થવાનું સાધન છે, એ બાબત તેઓ ભૂલી જતા. અને પખાળીના વાંકે પાડાને ડામ! તેમ વાસનાઓની ભૂલને ખાતર શરીરને પીડા કરતા હતા. બુદ્ધ ભગવાને પણ તેજ માર્ગ શરૂઆતમાં અંગીકાર કર્યો, ઘણી કઠોર તપશ્ચર્યા કરી, એક દાણાને પાણીમાં રાખી તે પાણીથી ચલાવ્યું. છેવટે શરીર જર્જરિત થયું. અને નિરંજના નદીના કિનારે થાકીને પડયા.

તે પછી તેમણે ધ્યાનનો માર્ગ સ્વીકાર્યો; સુજાતાના હાથની ખીરનું ભોજન કર્યા પછી તેમના શરીરમાં શક્તિ આવી અને બોધિવૃક્ષ નીચે પ્રકાશ મેળવવા માટે ધ્યાન કરવા લાગ્યા. ચાર પહોરના ધ્યાનના અંતે સંપૂર્ણ પ્રકાશ તેમણે મેળવ્યો અને તેમણે જે માર્ગનો ઉપદેશ આપ્યો તે મધ્યમ માર્ગ છે. એક તરફ દેહને અજ્ઞાન કષ્ટ આપવું તે ખોટું છે, તેમ બીજી બાજુ શરીરને લાલનપાલન કરી ઇન્દ્રિયોના સુખોમાં આસક્ત રહેવું તે પણ તેટલું જ ખોટું છે. મધ્યમ માર્ગ ઉત્તમ છે, ઇન્દ્રિયોને તેમજ શરીરને મારી નાખવાનાં નથી, તેમજ બ્હેકાવવાંનાં નથી પણ તેમને કાબુમાં રાખવાનાં છે.

શ્રી મહાવીર પ્રભુએ મોક્ષના સાધન તરીકે તપશ્ચર્યાને બૌદ્ધ ધર્મ કરતાં વિશેષ પદ આપ્યું છે, એમ પ્રથમ દૃષ્ટિએ જોનારને લાગે. પણ તપશ્ચર્યાના વિભાગો જોઇએ તો આપણને જણાશે કે બુદ્ધ ભગવાને ધ્યાનને જે અગત્ય આપી છે, તે ધ્યાનને શ્રી મહાવીર પ્રભુએ આભ્યંતર તપના એક ભાગ રૂપે વર્ણવ્યું છે. એટલે શ્રી મહાવીર પ્રભુએ બતાવેલી તપશ્ચર્યા કેવળ શરીરને નિગ્રહમાં લાવવા માટે જ નથી. પણ તેમાં કેટલાક અંગો એવા છે કે જે માનસિક સંયમ તથા વિકાસને, અને છેવટે આત્મ વિકાસને મદદગાર થાય તેવા છે. દાખલા તરીકે આભ્યંતર તપના બે વિભાગ ધ્યાન અને સ્વાધ્યા-

થનો વિચાર કરીએ. આર્ત અને રૌદ્ર ધ્યાનના ચાર ચાર વિભાગોનો વિચાર નહિ કરતાં ધર્મ ધ્યાન અને શુકલ ધ્યાનના ચાર ચાર ભેદોનું ચિંતન કરવામાં આવેતો તેમાં સ્વર્ગ અને મોક્ષ અપાવવાનું સામર્થ્ય રહેલું છે. વળી સ્વાધ્યાયનો અત્યારે સંકુચિત અર્થ એવો થઈ ગયો છે કે અમુક ગ્રંથનું અથવા અમુક સ્તોત્રોનું પઠન પાઠન; પણ વિશાળ અર્થમાં વિચારીએ તો સ્વાધ્યાય એટલે સ્વનો-આત્માનો અધ્યાય-ચિંતન. મનુષ્યે વિચાર કરવો જોઇએ હું કોણ છું? મારૂં શું કર્તવ્ય છે? મારૂં સ્વરૂપ શું છે? હું કયાંથી આવ્યો? હું કયાં જવાનો? મારે કોની કોની સાથે વલ્ગના છે? તે રાખવા જેવી છે કે ત્યાગ કરવા જેવી છે? આ બધા વિચારો એ સ્વાધ્યાય છે, અને તે પણ ઉપર જણાવ્યા પ્રમાણે આભ્યંતર તપનો એક વિભાગ છે. વળી શરીરને નિગ્રહમાં રાખવા માટે પણ બાહ્ય તપનાં છ સાધનો બતાવવામાં આવ્યાં છે, તેમાંથી આપણે ઉણોદરી વ્રત અને વૃત્તિ સંક્ષેપણનો વિચાર કરીશું.

ડોકટરોનો એવો અભિપ્રાય છે કે ઓછું ખાવાથી દુકાળના વખતમાં મનુષ્યો મરે છે, પણ સુકાળના વખતમાં પણ વિશેષ ખાવાથી-હદ ઉપરાંત ભોજન કરવાથી ઘણા લોકો મૃત્યુને શરણ થાય છે. ઘણા રોગોનું મૂળજ અજીર્ણ છે. આ અજીર્ણ શાથી થાય છે? શરીરમાં ખોરાક પચાવવા જેટલી શક્તિ હોય, તેના કરતાં વધારે ખાવાથી અજીર્ણ થાય છે. માટે તે અજીર્ણ જ ન થવા પામે, તે માટે મહાવૈદ્ય મહાવીર પ્રભુ કહે છે કે ઉણોદરી વ્રત લ્યો. એટલે ઉદરને જેટલો ખોરાક સમાવવાની-પચાવવાની શક્તિ હોય તેના કરતાં કાંઇક ઓછો લો. એક અમેરિકન ડોકટર આ સંબંધમાં લખે છે કેઃ—

Eat less, drink more, take exercise and your disease will starve.

થોડું ખાઓ, વધારે પાણી પીઓ, કસરત કરો, અને તમારો રોગ ભૂખે મરી જશે.

માટે રોગની ઉત્પત્તિને અટકાવવાને રામબાણ દવા ઉણોદરી વ્રત છે, તે છતાં કોઇ વખત લાલચને વશ થઇ વધારે ખાવામાં આવે, અને અજીર્ણ થાય તો તેને વાસ્તે એકાશન, ઉપવાસ વગેરે સાધનો બતાવવામાં આવ્યા છે. એકાશન કે ઉપવાસને દિવસે જઠરાગ્નિને ઓછું કામ કરવાનું હોવાથી પ્રથમનો નહિ જીર્ણ થયેલો ખોરાક પચાવવામાં બાકીની શક્તિનો ઉપયોગ થાય છે.

આ રીતે તપશ્ચર્યા શરીરને નીરોગી રાખવામાં કારણભૂત બને છે પણ ઇન્દ્રિયોને કાબુમાં રાખવાને શું કરવું? તો કહે છે કે વૃત્તિનું સંક્ષેપણ કરો. અર્થાત્ ખાવાપીવાની બાબતોમાં તમારા મનના વળણને કાબુમાં રાખો. દાખલા તરીકે આજે પાંચ કે સાત વસ્તુઓજ ખાઇશ. એવો નિયમ લો. અને તે પ્રમાણે વર્તો. ખાવાની વસ્તુઓ થાળીમાં પડેલી હોય તે વખતે જીભ ના પાડશે. જીભ તમને તે ખાવાને લલચાવશે, પણ તે વખતે જીભને તમે કહો કે "હું તારો સ્વામી છું, અને તને આજ્ઞા કરૂં છું કે તું તે વસ્તુને ખાઇશ નહિ" જીભ થોડી વારમાં કાબુમાં આવશે. આવી રીતે પાંચે ઇન્દ્રિયોના સંબંધમાં આપણે જ્ઞાનપૂર્વક પ્રયત્ન કરી તેમને વશ કરી શકીએ. આનું નામ જ ખરી તપશ્ચર્યા. તપશ્ચર્યાથી શરીર, તથા ઇન્દ્રિયો કાબુમાં આવે છે. અને ઉપર જણાવ્યા પ્રમાણે આભ્યંતર તપ મનને કેળવવામાં અને સંયમમાં લાવવામાં મોટો ભાગ ભજવે છે.

આવી બાબતમાં તપનો હેતુ અને તપનાં સાધનોનો વિવેક કરવાનો છે. શ્રી મહાવીર પ્રભુએ કદાપિ શરીરને મારી નાખવાની આજ્ઞા કરી નથી. તેમના ઉપદેશનો આશય એજ છે કે શરીરને મજબૂત બનાવો, પણ શરીર તમારા સંયમમાં રહે, અને તમારૂં સ્વામી ન બની જાય તેની કાળજી રાખો.

શ્રી મહાવીર પ્રભુએ ઉત્તરાધ્યયન સૂત્રમાં મોક્ષના ચાર સાધનોમાં જ્ઞાન, દર્શન (શ્રદ્ધા), ચારિત્ર સાથે તપને પણ મહત્ત્વનું પદ આપ્યું છે ૨૮ અધ્યાયમ છેવટના બે શ્લોકોમાં તેમણે કહ્યું છે કેઃ

'જ્ઞાનથી મનુષ્ય વસ્તુને જાણે છે, દર્શનથી તેમ શ્રદ્ધા રાખે છે, ચારિત્રથી મનુષ્ય કર્મથી મુક્ત થાય છે, અને તપથી પવિત્રતા મેળવે છે. તપ અ

સંયમ વડે કર્મોનો નાશ કરી દુઃખમાં મુક્ત થવાની ઇચ્છાવાળા જ્ઞાનીઓ સિદ્ધિને પામે છે. જેમ કોઇ શત્રુને મારવો હોય તો અંદરથી તેના પર દબાણ લાવવું અને બહારથી તેને ખોરાક ન મળે તેવા ઉપાયો યોજવા. તેવીજ રીતે તપશ્ચર્યાનો પુર્ણ અર્થ વિચારીએ તો તે અંદરથી આત્માની શક્તિ ફેરવી મનને, તથા ઇન્દ્રિયોને કાબુમાં લાવવા પ્રયત્ન કરે છે, અને બહારથી ઇન્દ્રિયોને તથા મનના વિકારોને જેથી પોષણ મળે તેવા પદાર્થોથી દૂર રહેવા ફરમાવે છે. આ રીતે જો તપશ્ચર્યાનો વાસ્તવિક અર્થ સમજવામાં આવે તો તપશ્ચર્યા કરનાર પોતાની ઇન્દ્રિયો શરીર, તથા લાગણીઓને કાબુમાં રાખનાર પ્રબળ જીતેંદ્રિય બની શકે; અને તપશ્ચર્યાની સાથે સમ્યગ્ જ્ઞાન, સમ્યગ્ દર્શન, અને સમ્યક્ ચારિત્ર હોય તો તેવો મનુષ્ય પૂર્ણતા પ્રાપ્ત કરે એમાં આશ્ચર્ય શું?

શ્રી મહાવીર પ્રભુએ જગત ઉપર જગતની બાહ્ય વસ્તુઓ અને સંયોગો પર જય મેળવવા માટે એ આજ્ઞા આપી કે પ્રથમ તમે તમારી અંદર રહેલા કષાયોના જેતા બનો.

The earth's bravest truest heroes
Fight with an inward foe
And win a victory grander
Than you or I can know.

(જગતના ખરા વીર પુરૂષો-મહાવીરો આંતર શત્રુઓ સાથે યુદ્ધ કરે છે, અને તમે કે હું જાણી શકીએ તેના કરતાં મોટો જય મેળવે છે.)

જેણે પોતાના આંતર શત્રુઓ પર જય મેળવ્યો છે, તે ત્રણ ભુવનને જીતનાર વીર કરતાં મહાન્ છે, તેજ મહાવીર છે. જેને આંતર શત્રુઓ પર જય મેળવ્યો છે, તેને ત્રણ જગત્ નમે છે. તેના પગમાં ત્રણ જીવનની સમૃદ્ધિ આવી આલોટે છે. તેવા

**नमो जिणाणं जिअभयाणं**

ભયને જીતનાર જિનેશ્વરોને નમસ્કાર હો.

રતનપોળ અમદાવાદ. } **મણિલાલ નથુભાઇ દોશી.**
તા. ૨૪-૩-૨૧ } **B. A.**

# મેરૂ ઉપર જન્મોત્સવ

( પ્રિયે! રે! રે તે કયમ વિસરાય—એ પ્રો. મણિલાલની પ્રસિદ્ધ લાવણીની ચાલ. )

[1]પતો [2]સુ! ઘોષા ઘંટા ઘોર !
દેવગણું કરતા શોર બકોર.
આજ છે આજ્ઞા શી દેવેન્દ્ર ?
જાણવા તલસે એનું કેન્દ્ર !
કમલ નયણી નયન દીપ્તિથી વેરતી તેજનું નુર
ઉર દેશથી ઉછળી જોતું ! મૂખે હાસ્યનું પુર !

ગતિ અતિ વેગવતિ સોહાય !
ચપળતા અંગે અંગ ભરાય !

ઘેલી તું દેવી કેમ છું આમ ?
ઉલ્લસિત આટલી થઈ શા કામ ?
દબાઈ હર્ષે આમ અતુલ !
આજ શું ? કારણ એવું અમૂલ.
પ્રાણ વલ્લભ ! કહું શું ! ત્હમને ! જાંણી ન ! ત્હમે એ વાત ?
દેવ ભૂવન સહુ હર્ષે ગાજે ત્હમે કેમ ? અજ્ઞાત !

સુણો :—તો કથા કહું છું એહ—
રખે જો ! કરતા મમ સમ દેહ !

જંબુનું ભારતક્ષેત્ર છે જેહ
આવીઓ મગધ દેશ ગુણગેહ
સોહતું ક્ષત્રિયકુંડ જ્યાં ગ્રામ
ભૂપતિ સિદ્ધાર્થ જેનું નામ.
તીર્થપતિ જન્મ્યા ત્યાં આજે વર્ધમાન ભગવાન !
જન્મોત્સવ મેરૂ પર થાશે ! થાઓ સજ્જ તમામ

વદ્યા પ્રભુ ઇંદ્ર શ્રી મૂખે વાણ
બજાવી ઘંટા કરવા જાણ.
જાંણી એ ઇંદ્ર તણો આદેશ
આવી હું સજવા નૌતમ વેશ !
અમર સહુ થઈ ગયા તૈયાર
પિયુ! ત્હમે કરો નહિ હવે વાર !
કહી આવી છું સખીવૃંદને આવું પ્રિયતમ સાથ;
ઉતાવળ કરવા એ કારણ જુઓ ! જુએ સહુ વાટ !

પરસ્પર કરતા પ્રેમકલ્લોલ !
સદન સુર થયાં રંગ તરબોળ
વહે સહુ દેવ દેવીનો વૃંદ
આવી શોભે જ્યાં મેરૂશૃંગ
મંડ્યા તૈયારી કરવા કાજ
લાવતા દિશ દિશ ઉત્સવ સાજ
[3]પ્રભાસ, માધવ ક્ષીર તીર્થનાં ભર્યાં મનોહર ! નીર !
રત્નજડિત કળશા રચ્યા શોભે ! ખરે ! સુંદરિ ! પીન !

સુગંધી વસ્તુ વિધવિધ જાત
મેળવ્યો પાંડુક વન એ ઠાઠ
[4]કર્યાં છે રૂપ પંચ નિજ અંગ
ભક્તિ સહ લેવા પ્રભુને સંગ
આવીઆ હરિ લેઇ ઉદ્યાન[5]
સિંહાસન શોભે જ્યાં એ સ્થાન !

---

( ટીપ—જન્મોત્સવનો પ્રસંગ; જૈન ધાર્મિક ક્રિયામાં મંગલિક ક્રિયા તરિકેનું સ્થાન ભોગવતો હોઇ 'વિધિ લક્ષણ'નું સ્વરૂપ પામ્યો છે. 'સ્નાત્ર ભણાવવું' એ રૂઢ શબ્દથી તેની પ્રસિદ્ધિ છે અને તેનો પ્રચાર સર્વ સાધારણ છે )

૧ દેવ લોકમાં જ્યારે ઇંદ્ર મહારાજને આજ્ઞા કરવાની હોય છે, ત્યારે સુઘોષા નામની ઘંટા તેઓ વગડાવે છે. ૨ વચમાં (1) ઉદ્ગાર ચિનહ મુકી શ્લેષ બતાવ્યો છે. સુ = સારી ઘંટા – ઘંટ સુઘોષા : એ નામનો ઘંટ.

૩ અભિષેક માટે જુદા જુદા તીર્થનાં જળ મર્ત્યલોકની ભૂમિમાંથી લાવવામાં આવે છે ( મર્ત્ય લોકની સમજ માટે જુઓ જૈન ગ્રંથોમાં વર્ણવેલું ભૂગોળ સ્વરૂપ ).

૪ ઇંદ્ર મહારાજ તરત જન્મેલા તીર્થંકરને લેઈ જન્માભિષેક માટે મેરૂ ઉપર જાય છે. તેને માટે તેઓ વૈક્રિય શક્તિના બળે પાંચ રૂપ કરે છે. એક રૂપે પ્રભુને લે છે બે રૂપે ચામર ઢાળે છે એક રૂપે છત્ર ઉપર ધરે છે અને એક રૂપે આગળ વજ્ર લેઇ ચાલે છે. આ કામ સૌધર્મેંદ્ર નામના પહેલા દેવલોકના ઇંદ્ર કરે છે. અર્થાત્ તેમનો એ આચાર છે.

૫ ઉદ્યાનઃ—મેરૂ ઉપરનું પાંડુકવનઃ જ્યાં શિલા ઉપર અભિષેકમાં વાપરવા માટે સિંહાસન ગોઠવેલું હોય છે.

અહીં અંક સુરપતિ બિરાજ્યા અનન્ય જેની સેવ !
અદ્દભૂત્ રૂપ પ્રભા જિન કેરી ! ઝાંખા જુઓ સહુ દેવ

દેવીઓ ચકિત નયન નિરખંત !
ભાગ્ય ક્યાં? સાંપડે આવો કંથ !

વધાંયું અભિષેકને કાજ
[૬]ઋષભનું રૂપ ઇંદ્ર મહારાજ
નમ્યાં શૃંગો વહી ઉજ્વલ ધાર
ઘોષણા ઉઠી જય ! જય ! કાર !

કલશ નમાવા જિનપતિ દેહે હેગ્રે અતિ ઉલ્લસંત !
થશે આજ્ઞા સુરપતિની ક્યારે? જુએ નયન વિકસંત!

થયા તત્પર ! કરવા અભિષેક !
ઇંદ્રનો થાય નહિ આદેશ !

થાય છે વિલંબ કેમ તે આમ?
સ્તંભિયા અમરો કેમ? તમામ?
જોઈ પ્રભુ કારણ જાણે એહ
ટાળે; [૭]પ્રજ્ઞા અવધિ સંદેહ !

અહો ! શક ! ચિંતાએ પડિયા લઘુ પ્રભુનો દેહ !
કોડો ભર કળશા જળ ભરિયા જોજન ભર છે જેહ

ખમે કયમ ? અભિષેકની ધાર !
સુઝે ના ! કરતાં કોઇ વિચાર !

હતા જે ત્રેવીશ જિનવર દેવ
[૮]કાળ બળ હતા જેહ મહાદેહ

તીર્થંપતિ ચોવીસમા જિન ચંદ
નાની શી ! જેણે દેહ ધરંત !

સૌધર્મ પતિ મુંઝાઇશ મા તું ! જો ! મુજ બળ તું દેખ !
[૯]અનંતવીર્યવંતા જિન જન્મે ! સૂત્ર સનાતન પેખ.

હોય ભલે ! શિશુ સિંહનું જેહ !
વિદારે મસ્તક હસ્તિ તેહ !

પધરો ! અંગૂઠો ચાંપત !
ધ્રુજીઓ ! મેરૂનો ત્યાં શૃંગ !
ખળભળ્યાં ! સમુદ્રનાં સહુ નીર !
વિશ્વ સહુ થઇ ગયું ભયભિત.

થયાં રક્ત લોચન આ દેખી સુરપતિ કોપ ન માય !
કોણ દુષ્ટ આ મંગળ સમયે કરે આમ અંતરાય—

જીવિત નો ખપ નહિ હોય જરાય?
મતિ મન ઊંધી તેથી ભરાય.

[૧૦]અવધિથી જાણ્યો સર્વ સંબંધ
અહો ! પ્રભુ બળ છે કેવું ! પ્રચંડ?
રંક છું ! હું તો આપની પાસ
ખમાવું ! થયો અનાદર આપ.

પ્રફુલ્લ વદન થઇ હરી, આપે અભિષેક આદેશ
જળ વર્ષણ થઇ રહ્યું અહો ! શું ! હશે કયો આ મેઘ ?

પ્રભા ! જયમ ચંદ્ર થકી વેરાય !
વિશ્વ એ તેજ થકી પુરાય !

---

૬ સૌધર્મેન્દ્ર અભિષેક માટે ઋષભનું રૂપ નવું વધારે છે અને એ રૂપે શિંગડાં નમાવી દુધ સરખા ઉજ્વલ નીરની ધારા એ શિંગડાંમાંથી ઝરાવી અભિષેક કરે છે.

૭ દરેક જિનેશ્વરો અવધિજ્ઞાન સહિત જન્મે છે. એ અવધિજ્ઞાન તેઓ જે ભવમાંથી જે સ્થળેથી આવ્યા હોય ત્યાં તેઓ જેટલું ધરાવતા હોય તેનું તે, તે-સ્થાન અને ભવ છોડવા છતાં-કાયમ રહે છે. એવો સનાતન નિયમ છે. (અવધિજ્ઞાન બાબત જેને વિશેષ જાણવા ઇચ્છા હોય તેને નંદીસૂત્ર, ભગવતીસૂત્ર, અને ખાસ કરી વિશેષ આવશ્યકસૂત્ર જોવું. સિવાય ઘણા જૈન તત્ત્વ ગ્રંથોમાં એની વ્યાખ્યા છે–' જ્ઞાન પંચમીના દેવ વંદન 'નો ગ્રંથ જે શ્રી વિજયલક્ષ્મીસૂરિએ રચ્યો છે તેમાં પણ આ વિશે ઉપયોગી ઉલ્લેખ છે.

૮ પ્રથમ તીર્થંકરની પાંચસો ધનુષ્ય દેહથી માંડી ૨૩ મા પાર્શ્વનાથની દેહ નવ હાથ હતી. વર્ધમાન ભગવાન સાત હાથની દેહવાળા થયા (પુરેપુરી દેહની ઉંચાઇ).

૯ તીર્થંકરનું શરીર બળ અનંત હોય છે, બળના પ્રમાણવાળી તુલના-નું વર્ણન કલ્પસૂત્રમાં છે, તેમ બીજા ગ્રંથોમાં પણ છે. આ પ્રમાણવાળી ગાથાઓએ ધુરંધર આચાર્ય હરિભદ્રસૂરિ (યાકિનિ મહત્તરા સુત)ના જીવનનું અદ્દભુત પરાવર્તન કર્યું હતું. બ્રાહ્મણ ધર્મ તજી નિર્ગ્રંથ દીક્ષા લેવડાવનાર એ ગાથા બની હતી.

૧૦ દેવ અને નારક જીવોને જન્મથી અવધિજ્ઞાન હોય છે. એ જ્ઞાન ભવ પ્રત્યયી છે. જેઓને સમ્યક્ત્વ હોય છે; તેનું તે જ્ઞાન અવધિજ્ઞાન કહેવાય છે. પણ જેને તેમ નથી, તેને તેનું જ્ઞાન વિભંગ કહેવાય છે. દેવલોકના ચઢતા ક્રમ પ્રમાણે એ જ્ઞાન પણ ઉત્તરોત્તર ચઢતી પાયરીનું હોય છે.

ધવલ તેમ પ્રભુ દેહ સોહંત !
તેજ નીર ! દિશ દિશમાં વેરંત
સ્વર્ગપતિ [૧૧]ચાસઠ નિજ પરિવાર
ભક્તિ દર્શાવે વિવિધ પ્રકાર !
ચામર છત્ર ઢળ્યા કંઇ અગણિત ! કુસુમવૃષ્ટિ અનિમેષ !
દિવ્ય દુંદુભિ ગગન ગર્જતી વાગે વાદ્ય વિશેષ
[૧૨]કિન્નરિ ! ગાન સુરસ મૂખ ગાય
ગોહનિ અજબ ! બધે પથરાય !

પ્રગટે એમ હૃદય હૃદય ઉચ્છરંગ !
ધન્યતા ! પામ્યો હરી ઉત્સંગ !
બાળ રવિ સમ સોહે ભગવાન !
કોણ જગ ? એ સમ લે સન્માન !
[૧૩]પ્રક્ષાલન પુરૂં થઇ જતાં લીધા ઇંદ્રે પ્રભુ હાથ
જઇ ત્રિશલા માતાને સોંપ્યા પ્રભુ વીર [૧૪]સાક્ષાત્
વદન થયું માતનું અતિ પ્રસન્ન !
ભાગ્ય વર ! પામી પુત્ર [૧૫]રતન !

તાણખલા-વિંધ્યાટવી
૧૩ – ૧ – ૨૬

ગોરધનભાઇ વીરચંદ શાહ
સિનોરવાળા.

---

૧૧ જૈનોની મુખ્ય બે શાખાઃ—શ્વેતાંબર અને દીગંબરઃ શ્વેતાંબર ગ્રંથો દેવલોક ૧૬ હોવાનું જણાવે છે ત્યારે દીગંબર ગ્રંથો ૧૪ હોવાનું કહે છે. તે સિવાય બીજા દેવલોકો છે. દેવલોકના મૂખ્ય બે ભાગ છે. એક કલ્પ અને કલ્પાતીતઃ જેઓ કલ્પ વિભાગમાંના છે તેઓ ઇંદ્રની આજ્ઞાને આધિન છે, તેના ઇંદ્ર ચોસઠ છે. કલ્પ એટલે આચાર. આચારને આધિન જે દેવો છે તે કલ્પ અને સ્વઇચ્છિતપણે વર્તનારા તે કલ્પાતીત. ચોસઠ ઇંદ્ર અને તેના પરિવારનો જન્માભિષેક અને બીજી ક્રિયા કરવાનો કલ્પ છે. અને તેથી તે ફરજ તરિકે ગણી કરે છે. ધર્મ બુદ્ધિવાળા ( સમ્યગ્દૃષ્ટિ ) દેવો તેમાં ભક્તિ–ધર્મવૃતિ ભેળવે છે.

૧૨ સ્વર્ગભૂમિમાં (દેવલોક) ગાયન કરનારી જાતઃ ૧૩ પ્રક્ષાલનઃ પખાળવું, ધોવું, સાફ કરવું, અભિષેક કરવો તે.

૧૪ ઇંદ્ર, તીર્થંકરના શરીરને, અભિષેક માટે મેરૂ ઉપર લેઇ જાય છે, તે પ્રભુનું મૂળ રૂપ લેઇ જાય છે અને માતા પાસે બીજું કૃત્રિમ રૂપ મૂકે છે. ઉત્સવ પુરો થયા પછી ઇંદ્ર તે મૂળરૂપ પાછું મૂકી જાય છે અને કૃત્રિમ રૂપ અપહરિ લે છે.

૧૫ જેટલા જિનેશ્વરો જન્મે છે તેઓ દરેકનો જન્માભિષેક–મહોત્સવ ઇંદ્રો કરે છે. એ મહોત્સવ કેવી રીતે કરવામાં આવે છે તેનું વર્ણન કલ્પસૂત્રમાં છે. એ કલ્પસૂત્ર અને તે ઉપરની ઉપાધ્યાય શ્રી વિનયવિજયજીની કરેલી સુખબોધિકા નામની ટીકાનું ગુજરાતી ભાષાંતર બુકસેલર મેઘજી હીરજીએ પ્રગટ કર્યું છે. સંસ્કૃત નહિ જાણનાર જિજ્ઞાસુઓએ તે જોવું.



# “બુદ્ધ અને મહાવીર”નું અવલોકન.

(મૂળ નિબંધ લેખકઃ અર્નેસ્ટ લાયેમેન).

લેખકના સૂચન મુજબ તેની શરૂઆત ચમકાવનારી છે; પણ તે સંભવનીય તો છે. તે કહે છે કે આર્યો યૂરપ અને એસીયા વચ્ચેના પ્રદેશમાં વસતા હતા, જ્યાંથી એક ટોળી પૂર્વમાં અને એક પશ્ચિમમાં ગઇ. અમુક મૂળ જગ્યાએથી આર્યો ભરતમાં આવ્યા તે સંભવિત તો લાગે છે કેમકે સામાન્યતઃ જોતાં જૈન તિર્થંકરો, રામ, કૃષ્ણ, બુદ્ધ આદિના જન્મ સ્થાન ઉત્તર હિંદના પ્રદેશમાંજ હતા. પ્રથમના તિર્થંકરો સંયુકત પ્રાન્તમાં જન્મ્યા હતા; એટલે તે કાળમાં પંજાબ અને સંયુકત પ્રાન્ત સુધી તેમનો ફેલાવો થયો હોય; પાછળથી મગધ, બિહાર અને બંગાલ સુધી આગળ ફેલાયા; અને ત્યાર બાદ ચારે બાજુએ હિંદમાં સારી રીતે ફેલાયા. આ પ્રમાણે આર્યો હિંદમાં આવ્યા તે પ્રશ્નનો ઉકેલ થાય છે; પણ તે કયા સમયે તે બરાબર ધ્યાનમાં આવી શકતો નથી. આ રીતે આર્યો હિંદમાં આવ્યા તે સંભવિત તો લાગે છે-જો કે તે શરૂઆત કયારે થઇ તે કાળ સંબંધમાં મતભેદ હોઈ શકે.

તે વખતના આર્યોનો ધર્મ પ્રકૃતિ હતી; અને તેથી તેઓ ઇંદ્ર, અગ્નિ, વરૂણ, સમુદ્ર, નદી આદિને દેવસ્વરૂપે ઓળખતા. આ પણ કાંઇક વધારે સંભવિત લાગે છે કેમકે પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ થયા ત્યાર પહેલાં યુગલીક જીવો કલ્પવૃક્ષ પર નિર્વાહ કરતા હતા, એટલે કે જીવન નિર્વાહ માટે કુદરત-પ્રકૃતિ ઉપર આધાર હતો અને તેથી તે વખતે પ્રકૃતિ ધર્મ પ્રચલીત હોય તે સંભવનીય તો છે.

વખત જતાં અને નવીન ભૂમિના સ્વાદ સાથે જાતિ ધર્મ અને બ્રાહ્મણોનું જોર, યજ્ઞયાગાદિની પ્રવૃત્તિ, તેમાં હિંસાની પ્રણાલિકા, કર્મ સિદ્ધાંતની માન્યતા, પૂર્વજન્મના વિચાર અને તે માન્યતા, વર્ણાશ્રમ ધર્મ, વાનપ્રસ્થાવસ્થા, મઠમાં વસવાટ; આદિ મન્તવ્યોના ફેરફારો થતા ગયા અને છેવટે શ્રમણ સંપ્રદાયનો પણ ઉદ્‌ભવ થયો. ઉપરોકત મન્તવ્યો ઉપરાંત યજ્ઞોમાં પ્રચલિત હિંસક પ્રવૃત્તિ, જાતિધર્મની પ્રબળતા, અને મઠમાં કાયમનો વસવાટ જનિત માનસિક અશાંતિ દૂર કરવા બે મહાન વિભૂતિ પ્રકટી અને તેમને શ્રમણ સંપ્રદાય સ્થાપ્યો. જો કે જૈન શ્રમણ સંપ્રદાય ચાલુ તો હતો, પણ તેની પુનઃ રચના થઇ; તે બે મહાન વિભૂતિ કયી? એક શ્રી મહાવીર સ્વામી, બીજી શ્રી બુદ્ધ.

લેખક કહે છે કે શ્રી વીર મહાન તપસ્વી હતા; કીર્તિ અને લૌકિક સુખ અર્થે તપ કરવાને બદલે તેઓ મોક્ષને માટેજ તે કરતા હતા. તે તપમાં તેઓ પાર ઉતર્યા અને તે ઉપર પોતાના ધર્મની પુનઃ રચના કરી. બાહ્ય અને અભ્યંતર તપની સમાલોચના કરતાં લેખક કહે છે કે તેમના નૈતિક અને ધાર્મિક પ્રયત્નો તપ ઉપર છે; તેમને શારીરિક બંધનો અને સંસારીક પ્રલોભનોમાંથી બળપૂર્વક મુકત થવું છે; અને તેથી તેઓ વિનય, સદાચાર આદિ નૈતિક અને માનવધર્મને પણ આત્મભોગ, આત્મસંયમ, આત્મ-શાસન અને આત્મ વિજયમાં લાવે છે.

વળી તે કહે છે કે શ્રી બુધ્ધે તપથી શરૂઆત કરવાં છતાં મધ્યમ માર્ગે ચાલ્યા અને તેમની ભાવના સમ્યક્ પર વળી-લેખક બુધ્ધને જ્ઞાની કહે છે. અહીં કાંઇક કહેવાનું પ્રાપ્ત થાય છે. જૈન સિધ્ધાંતમાં પણ સમ્યક્ પર ભાર મુકાએલો છે; તે સમ્યગ્ દર્શન, સમ્યગ્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્રને મોક્ષ માર્ગ કહ્યો છે તે પરથી સ્પષ્ટ છે. તપની જરૂરીઆત સૌને માટે

એક સરખી હોઇ શકતી નથી કેમકે શ્રી વીરને પોતાનાં અનેક કર્મો હતાં તેથી તે ચૂર્ણ થાય તે અર્થે તપની જરૂર હતી; જ્યારે તેમનાજ પહેલા શ્રી પાર્શ્વનાથનું તપ તેમના પ્રમાણમાં ન હતું, કેમકે તેમને તેવાં ભારે કર્મ ન હતાં કે જેથી મૂક્ત થવાનું હતું. એટલે કે શ્રી વીર આત્મસંયમ પર ધર્મ રચતા હોવા છતાં તે તપના અંતિમ છેડાને મુદલ માનતા નથી.

શ્રી. મહાવીર અને શ્રી બુધ્ધ તે બન્ને મહાન વ્યક્તિઓ હતી; બન્નેનું જ્ઞાન વિશાળ હતું અને બંનેએ હિંસા ત્યાગ માટે પ્રયત્ન કર્યો, મઠનો વસવાટ દૂર કરી શ્રમણપંથ ચાલુ રાખ્યો, છતાં પણ જ્ઞાનમાં શ્રી બુધ્ધ પરિમિત લાગે છે: (૧) બોધિસત્વ પામ્યા પછી શ્રી બુધ્ધે વિચાર કર્યો "મને જે ધર્મજ્ઞાન થયું છે તેનો બોધ સંસારી મનુષ્યને થવો શક્ય નથી; જો હું ઉપદેશ કરીશ અને જો લોકોને મારા ધર્મનું જ્ઞાન થશે તો મને વિના કારણ ત્રાસ થશે! તો હવે ધર્મોપદેશની ખટપટમાં ન પડતાં એકાંતમાં કાળક્રમણ કરવું તેજ સારૂં છે"—આ મનોવૃત્તિ જ્ઞાનનું પરિમિતપણું, સંકુચિતવૃત્તિ અને ત્રાસની બીક સ્પષ્ટ કરે છે. બ્રહ્મદેવ ગૈતમને ઉપદેશ આપવા વિનતિ કરે છે કે "અજ્ઞાન મળનાં પડ આછાં હોય તેવા આ જગતમાં પુષ્કળ જીવ છે...તેથી તારો ધર્મ સમજનારા ઘણા લોક તને મળ્યા વગર નહિ રહે" આ વસ્તુ સંપૂર્ણ જ્ઞાન હોત તો પોતે જોઈ શકત અને (૨) ઉપદેશ આપવાનો વિચાર કરી કોને ઉપદેશ આપવો તે માટે આળાર કાલામને પસંદ કર્યો અને તે પસંદગી કરતાં પહેલાં તે આ જગતમાંથી પરલોક ગયો હતો તે પછી ઉપયોગ મૂકતાંજ તે દેખી શક્યા. તેવીજ રીતે ઉદ્રક રામ પુત્ર બાબત પણ બન્યું અને છેવટે પોતાના સાધુ જીવનની શરૂઆતના પાંચ તપસ્વી સાથીઓને ઉપદેશ દેવા બનારસ ગયા. આમાં પણ જ્ઞાનના પરિમિતપણાનાં ચિન્હ સ્પષ્ટ છે. જ્ઞાન પરિમિત હોવા છતાં તે કાળના સંપ્રદાયોની ધુરિ વહન કરનાઓ પૈકી તેઓ એક ઉચ્ચ કોટીના હતા; જેમ શ્રી મહાવીર પણ હતા. શ્રીવીરના પ્રસંગમાં કૈવલ્યજ્ઞાન પ્રાપ્તિ પછી આવા પ્રસંગો નથી. કિંમત આપીને વસ્તુ મેળવનાર તે વસ્તુનો ઉપભોગ સારી રીતે કરી શકે તેમ તપ દ્વારા આત્મ વિજયથી કૈવલ્ય પ્રાપ્ત કરી તરતજ ધર્મોપદેશ દીધાનું શ્રીવીરની બાબતમાં પ્રમાણ છે; તેમજ આવા પ્રકારની વિચાર પરંપરા પણ શંકાશીલ દીલ બતાવે છે જે શ્રી વીરમાં નથી દેખાતું.

શ્રી બુદ્ધને લાગ્યું કે મનુષ્ય પોતા-માટે નથી પણ સમાજ માટે છે; પોતાનું આત્મબલિદાન સૌ માટે છે અને તેથી તેમનો ધર્મ લોકધર્મ થયો; પણ ઉપરની વસ્તુસ્થિતિપર વિચાર કરીશું તો આ વાત શ્રી બુદ્ધ કરતાં શ્રી વીરને વધારે લાગુ પડી શકશે. આ વસ્તુસ્થિતિ ખરી હોય છતાં રહેલો ધર્મ તરીકે બુદ્ધધર્મ લોકધર્મ બન્યો અને અન્ય ધર્મના પ્રબળ સંઘટ્ટમાં આવતાં તે જન્મભૂમિમાંથી દેશનિકાલ પામી બહાર સંઘર્ષોના અભાવમાં વિશાળ ક્ષેત્રમાં ફેલાયો અને ફાલ્યો ફુલ્યો.

ઓછા અભ્યાસને પરિણામે લેખક અણજાણ્યે એક બીજાને અન્યાય પણ કરે છે. શ્રી વીર સંકુચિત વૃત્તિના હતા કેમકે તેઓ ઉપદેશ સ્થાનમાંજ ઉપદેશ આપતા; પૂછનાર મનુષ્યની શક્તિ કે મંતવ્યો જાણ્યા વગર પોતાનો આકરા માર્ગનો ઉપદેશ દઇદેતા. સર્વજીવોનું કલ્યાણ કરવું તે બન્ને વિભૂતિની સ્વાભાવિક ઇચ્છા હતી; પણ બન્નેના માર્ગોમાં ફરક હતો. જ્યાં ત્યાં ઉપદેશ દેવો અને ઉપદેશ સ્થાનમાંજ ઉપદેશ દેવો તે તો નજીવી બાબત છે; પણ લેખક કહે છે તેમ શ્રી વીર બેદરકાર હતા તો તે વાત પણ ખોટી ઠરે તેમ છે. કડક આજ્ઞાઓ વાળો ધર્મ અને ઉપર સૂચવી તે પ્રમાણની બેદકારી જરૂર અનુયાયીમાં ન્યૂનતા રૂપજ હોય. છતાં તેમના નિર્વાણ વખતની અનુયાયીઓની સંખ્યા જોતાં તે ખોટું ઠરે છે.

શ્રી વીર ઉદાર હતા અને સંકુચિત ન હતા; કેમકે તેમને કેવળજ્ઞાન પ્રાપ્તિથીજ ભિક્ષુણી સંઘ સ્થાપ્યો હતો જ્યારે શ્રીબુદ્ધ પાસે મહાપ્રજાપતિ ગૌતમી પ્રવજ્યા લેવા આવી ત્યારે પોતે તે સંઘ સ્થાપવા ના પાડી; આનંદના સવાલના જવાબમાં તેમણે કહ્યું કે આ ભાંજગડમાં તું ન પડીશ. આનંદે પૂછ્યું શું સ્ત્રીઓ ધર્મ ન પામી શકે ? બુદ્ધે જવાબ આપ્યો પામી શકે.

ત્યારે આનંદે ફરી કહ્યું કે મહાપ્રજાપતિની વિનતિ માન્ય કરી સ્ત્રીઓથી પ્રવ્રજ્યા લેવાય તેવા નિયમ કરો; આમ ભિક્ષુણી સંઘની સ્થાપના બુદ્ધ સંપ્રદાયમાં થઈ. તે વખતે આ કારણથી પોતાનો ધર્મ ઓછો ચાલશે તેમ પણ તેમણે કહ્યું હતું. આ પ્રશ્ન પણ વિચારણીય છે.

અહિંસાની બાબતમાં બન્ને સરખી આજ્ઞાઓ કરે છે; પણ તેમની ભાવનાઓમાં ફેર છે. શ્રી મહાવીરની ભાવના જીવ રક્ષણની છે, તે કારણે "સૌ જીવ સરખા" એ રીતે સૃષ્ટ જગત સાથે પોતાનો સંબંધ જોડી પાંચ મહાવ્રતનો ઉપદેશ કરે છે. શ્રી બુદ્ધ આત્મભોગના આધાર રૂપ દયા અને સહાનુભૂતિની ભાવનાને જોડી દુઃખનો ઉપદેશ કરે છે. અહિંસામાં આમ શ્રી મહાવીર આગળ વધે છે; તે સમસ્ત પ્રકૃતિમાં જીવનું આરોપણ કરી તેના રક્ષણ માટે આજ્ઞા કરે છે; મનુષ્ય, પશુ આદિ ઉપરાંત તે પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને વનસ્પતિ તે એકેન્દ્રિય આદિ જીવોને રક્ષણ કરવા ઉપરાંત જીવવાળાં કે જીવ વગરના કોઈ પણ પદાર્થનો જરૂર પુરતોજ ઉપયોગ કરવાનો ઉપદેશ આપે છે; સૂક્ષ્મ જંતુ રક્ષણ માટે જમતાં વાસણનો ઉપયોગ, બોલતાં મુહપત્તિનો ઉપયોગ, તેમજ પ્રવાહી પદાર્થો ખુલ્લાં ન રાખવાં અને તે ગાળીને વાપરવાનો ઉપદેશ કરે છે. આ એક ભવ્ય સિદ્ધાંત છે. અશ્રુતપૂર્વ ઉપદેશ છે. ગરમ અને વનસ્પતિએ ફાલ્યા ફુલ્યા દેશમાં સૂક્ષ્મ જંતુથી સાવધ રહેવું જરૂરી છે; બગડેલ પાણી, બગડેલ ફ્લ, કોહવાએલી વનસ્પતિ, એંઠા કે વાસી ખોરાક આદિ ન વાપરવાનો ઉપદેશ તંદુરસ્તી જાળવવા કરતાં જીવ રક્ષણની ભાવનાથીજ પડેલા છે તેની તો ના નજ પાડી શકાય.

શ્રી બુધ્ધે દયા અને સહાનુભૂતિની ભાવનાને લઈ દુઃખ અને તે દુઃખથી મુક્ત થવાના ઉપાયો શોધવામાં પુરૂષાર્થ માન્યો અને તેથી તેને ચાર આર્ય સત્યોઃ (૧) દુઃખ, જન્મ, જરા, મરણ આદિ સંસારદુઃખ, (૨) દુઃખોત્પાદઃ અજ્ઞાન અને તૃષ્ણાદિ દુઃખના કારણો, (૩) દુઃખનિરોધ=દુઃખ રોકનાર સાધનો અને જ્ઞાનપ્રાપ્તિ; (૪) અને દુઃખનિરોધમાર્ગ= સંપૂર્ણ રીતે દુઃખથી મુક્ત થવાનો માર્ગ (આર્ય અષ્ટાંગિક માર્ગ) પ્રવર્તાવ્યાં. ક સમ્યગદૃષ્ટિ=સાચી શ્રધ્ધા, ખ સમ્યક સંકલ્પ=સાચો વિચાર, ગ સમ્યગ વાગ=સાચું વચન, ઘ સમ્યકકર્મ=સત્કર્મ, ચ સમ્યગ આજીવ=સાચી જીવનચર્યા, છ સમ્યક પ્રયત્ન=ખરો પ્રયત્ન, જ સમ્યક સ્મૃતિ=સાચી યાદ શક્તિ અને ઝ સમ્યક સમાધિ તે આઠનો અષ્ટાંગિક માર્ગ બન્યો છે. આ રહી શ્રી બુદ્ધની ભાવના અને તેનો વિસ્તાર.

વિશેષ સમજવા ખાતર સ્પષ્ટ કરવુંજ જોઈએ કે દુઃખનું અસ્તિત્વ સ્વીકારી તેથી મુક્ત થવાનોજ શ્રી વીર પણ ઉપદેશ દેતા હતા, અને તદઅનુસાર સંવર, નિર્જરા અને મોક્ષના માર્ગ પણ બતાવ્યા છે. સમ્યગ દૃષ્ટિ, મન ગુપ્તિ, વચન ગુપ્તિ અને કાયગુપ્તિ અને ચારિત્ર રૂપે તેમનો માર્ગ આલેખાએલ છે. શ્રી બુદ્ધની દુઃખની ભાવના અને શ્રી વીરની બાર ભાવના (૧) અનિત્ય, (૨) અશરણ (૩) સંસાર (૪) એકત્વ. (૫) અન્યત્વ (૬) અશુચિત્વ. (૭) આશ્રવ, (૮) સંવર (૯) નિર્જરા (૧૦) લોકસ્વરૂપ (૧૧) બોધિ દુર્લભ અને (૧૨) અનુચિંતન-સરખાવી શકાય.

લેખક શ્રી વીર પ્રતિ માનપૂર્વક લખે છે કે તેઓ અલૌકિક પુરૂષ હતા; તેમના વિચારની પ્રબળતા, તેમની તપશ્ચર્યા, સાધુ જીવનમાં (ઉપસર્ગે) દુઃખ સહન આદિ જોઈ આગળ વધતાં તેમને સંસારીક બંધનોથી બાંધનાર કર્મના સિદ્ધાંતના રચનાર તરીકે જોઈ શકીએ છીએ. તપસ્વીમાં તેઓ આદર્શ છે, વિચારકમાં મહાન છે, આત્મ વિકાસમાં અગ્રેસર દર્શનકાર છે અને તે સમયે પ્રચલીત સર્વ વિદ્યાઓમાં પારંગત પણ છે, તપના બળે તે વિદ્યાઓને રચનાત્મક સ્વરૂપ આપી તેમણે તે જનસમૂહ સમક્ષ મૂકી છે. (૧) પાંચ (ધર્માસ્તિકાયઃ Fulcrum of motion અધર્માસ્તિકાયઃ Fulcrum of stationariness આકાશઃ space પુદ્ગલઃ Matter અને જીવઃ Atman) દ્રવ્યો અને તેના સ્વરૂપરૂપ તત્વવિદ્યાઃ Ontology (૨) સાત નર્ક, પૃથ્વી અને નક્ષત્ર પ્રદેશ, બાર દેવલોક, નવ ગ્રૈવેયક, પાંચ અનુત્તર વિમાન આદિ તેવીજ બાજુના પ્રદેશ રૂપ વિશ્વ-

વિદ્યા: Kosmology (૩) દૃશ્ય અને અદૃશ્ય (નરક ભૂત, પ્રેત દેવ આદિ) જીવોના સ્વરૂપરૂપ જીવવિદ્યા: Biology (૪) ચૈતન્યરૂપ આત્માના આધ્યાત્મિક વિકાસના પગથીયાંના સ્વરૂપે માનશશાસ્ત્રી: Psychology આદિને તેમણે રચનાત્મક સ્વરૂપ આપ્યું અને જનસમૂહ પાસે મૂક્યું, આ ઉપરાંત તેમણે પરિધ અને વ્યાસ વચ્ચેના સંબંધના અંક પણ શોધી કાઢ્યો જે પરિધ=વ્યાસ× √ ૧૦ હતો જે અત્યારના ૩ ૢ બરાબર છે. આ શોધન બહુ ચિંતનનું પરિણામ છે જે તેમના જેવા વિચારકને શોભારૂપ છે. પ્રવર્તમાન સર્વ વિદ્યાને વિચાર કરી તેને વિચારમાળામાં ગોઠવી તે સમયના બનાવ વિષે, ગરમ પાણીના ઝરા વિષે તેમણે લખ્યું છે અને તપસ્વી જીવન અર્થે નિયમો અને પોતાનું દર્શનશાસ્ત્ર પણ રચ્યાં છે. આમ જોતાં શ્રી વીર માત્ર સાધુ નથી કે તપસ્વી નથી. પણ પ્રકૃતિના અભ્યાસક અને વિદ્વત્તા ભર્યાં નિર્ણય આપી સમસ્ત વસ્તુસ્થિતિનો વિચાર કરી પોતાની સાધુભાવના તે સાથે જોડે છે. અનેક કલ્પના ચલાવનાર પુરૂષોને પોતાની નિર્ણયાત્મક અને વ્યવસ્થિત વિચાર સરણી વડે તેમણે આશ્ચર્ય પમાડયા છે.

શ્રી વીર સાધુજીવનના ચરમ ઉદ્દેશ મુકિતને અચિંતનીય શૂન્યરૂપ આપે છે; તેને વિચારપૂર્વક ગોઠવી પોતાના દર્શન રૂપે વ્યવસ્થિત કરે છે અને પૂર્વે કથેલ તેત્રીશમાળના પ્રદેશની ટોચે મુક્ત જીવનો પ્રદેશ યોજે છે; તેવા જીવો સાંસારીક કાર્યોથી, પુરૂષાર્થથી, કર્મરૂપ ભારથી પરિપૂર્ણ મુક્ત થઇ ત્યાં ચડે છે; તે પ્રદેશ અત્યંત સફેદ અને હલકો છે, ત્યાં બધો કર્મભાર ઉતરી પડે છે અને આત્માને કર્મ બાંધનાર સૌ અશુદ્ધિ ત્યાં પહોંચતાં પહેલાંજ ધોવાઇ જાય છે. ત્યાં અપૂર્વ શાંતિ છે, આરામ છે, કલ્યાણમય ભારવિહીનતા અને શુદ્ધિ પણ છે.

આવાજ પ્રશ્નો શ્રી બુદ્ધને તેમના શિષ્યોએ કરેલા; જગત નિત્ય છે કે નહિં? તે સાન્ત છે કે અનન્ત છે? આત્મા શરીર સાથે જોડાએલ છે કે સ્વતંત્ર છે? જીવન શક્તિ શું છે? મુક્ત જીવની હૈયાતી છે કે નહિ? આવા પ્રશ્નો શ્રી બુદ્ધે જરૂર વિચાર્યાં તો હશેજ પણ તેમનું ધ્યાન દુઃખરૂપ સંસાર પરજ હતું; તેમને માત્ર ધાર્મિક આચરણ કે આદર્શ જીવનની દરકાર હતી અને તેથી આવા પ્રશ્નોના ઉત્તરોમાં તેમને જોખમ જોયું. (૧) આવા પ્રશ્નોની પાછળ પડતાં સાચી જીવનચર્યામાંથી લપસી જવાનો ભય અને (૨) જુદા જુદા દર્શનોના જુદા જુદા સ્વરૂપોની વિષમતા આ બે જોખમને જોઇ તેઓ આવા પ્રશ્નો પ્રસંગે મૂગા રહેતા. આ પ્રકારનું આવા પ્રશ્નોના ઉત્તરો બાબતનું મૌન હિતકર કે અહિતકર હતું તે આપણે કહી શકીએ તેમ નથી. કાં તો આ મૌન પૂર્ણતાનનું પરિણામ પણ હોય, કાં તો તે પરિમિત જ્ઞાનનું પરિણામ પણ હોય કે કાં તો તે સંકુચિત વૃત્તિનું પરિણામ હોય. લોકના અહિતની ચિંતાને લઇ મૌન રાખ્યું હોય તો તે હિત દૃષ્ટિ હતી અને પૂર્ણ જ્ઞાનની સાબિતી રૂપ હોઇ શકે; વળી તેમના જેવા વિચારકને સ્પષ્ટ લાગવુંજ જોઇએ કે જેમ દરેક વસ્તુને સારી અને ખરાબ બાજુ હોય છે તેમ આવા પ્રશ્નોનો ઉકેલ કરવાથી તેનો સદુપયોગ કે દુરૂપયોગ અધિકારી પર અવલંબે છે, માટે ગમે તેમ થવાનું હોય તે થાઓ પણ આ સત્ય પ્રશ્નોનો ઉકેલ આ છે. આ ઉપરાંત આવા પ્રશ્નોના ઉકેલ દ્વારા કેટલાક જીવો જેમ અકલ્યાણ કરી જાત તેમજ આત્મકલ્યાણ પણ કરી શકત. પોતે આત્મભોગ દ્વારા જે સત્ય મેળવ્યું તે જનસમાજ સમક્ષ મૂકવાની જરૂર હતી કે જેથી સર્વ જીવોને તે પ્રકારનું જ્ઞાન મળે; એટલે કે આ પ્રકારના મૌનથી દુનીયા તે પ્રશ્નોના શ્રી બુદ્ધના વિચારોથી અજ્ઞાતજ રહી.

લેખક મહાશય આ દેશના આચાર વિચાર, બન્ને દર્શનોના આચાર વિચાર, રહેણી કરણી આદિથી બીનવાકેફગાર છે; દરેક દર્શનોમાં ઘણો અભ્યાસ પણ પચાવવાનો હોય છે એટલે આછા અભ્યાસને લઇ અજાણતાં ગમે તે દર્શનપર કે બન્ને દર્શનપરના રચયિતાને આવા સરખામણીના પ્રસંગે અન્યાય થઇ જવા સંભવ રહે છે. એટલે આ લેખિનીનો ઉદ્દેશ લેખક પર ટીકા કરવાનો કે શ્રી બુદ્ધની પોલ શોધી કાઢવાનો હતો, તેમ છેજ નહિ પણ તે નિબંધમાં જે કાંઇ વસ્તુસ્થિતિ બનાવી છે તેમાં ક્યાં

ક્યાં કંઈક ઉમેરો કરવો જરૂરી છે તેજ દર્શાવ્યું છે. હું પણ સામાન્ય અભ્યાસી છું; સર્વ દર્શનના વિચારો જાણવા ઉત્કંઠાવાળો છું; અને ગમે તે દર્શનના રચયિતા હોય તે જોનાર પણ નથી, પણ અભ્યાસના પરિણામે જે કાંઇ સત્ય દેખાય તે રજુ કરવાની ફરજ સમજી આ વસ્તુ રજુ કરી છે. વાંચકવર્ગ આ બાબત વિચારી ઉહાપોહ કરશે.

ચીમનલાલ દ. શાહ.

---

# શ્રી મહાવીર સ્વામી અને સ્ત્રી વર્ગ.

"**નમો તિથ્થસ્સ**" એમ કહી સમવસરણમાં બીરાજમાન શ્રી મહાવીરપ્રભુજી દેશના દેતાં પહેલાં તીર્થને નમસ્કાર કરે છે. આ તીર્થમાં સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચારેનો સમાવેશ થાય છે અને એને આપણે ચતુર્વિધ સંઘ કહીએ છીએ. વળી શ્રી મહાવીર પ્રભુજીએ ચંદનબાળાને અને સુલસા શ્રાવિકાને સમોવસરણમાં બીરાજી ધર્મલાભ કહાવેલો છે અને સ્વમુખે સભાસન્મુખ તેમની મહત્તાનાં વખાણ કરેલાં છે.

આપણાં શાસ્ત્રોમાં સોળ સતીઓના પ્રભાવને વર્ણવેલો છે જેમના નામોને પવિત્ર ગણીને પ્રાતઃકાળમાં પુરૂષો અને સ્ત્રીઓ ભક્તિભાવથી સંભારીએ છીએ. વળી શ્રી મલ્લીકુમારી ઓગણીસમા તીર્થંકર થયાં છે તે શું સુચવે છે? મહાપુરૂષો અને સ્ત્રીઓને જન્મ આપનાર સ્ત્રીઓ એ રત્નપ્રસુતાઓ છે. સ્ત્રીઓનું ગૌરવ એજ સમાજનું અને ધર્મનું ગૌરવ છે. જે સમાજ કે દેશમાં સ્ત્રીઓમાં રહેલી મહત્તા જોવાતી નથી અને હલકી દ્રષ્ટિથી તેમને જુએ છે, અને સ્ત્રીઓ માટે હલકી ભાવનાઓ રાખે છે. તે સમાજ અને ધર્મની તથા દેશની પડતીની નીશાની છે. જેમના વડે મનુષ્ય જીવનને પ્રથમથી પોષણ મળે છે, જેમના વાત્સલ્ય પ્રેમવડે મનુષ્યો ઉછરી શકે છે, જેમની કુક્ષીથી મહાન સ્ત્રીપુરૂષોએ જન્મ લીધેલો છે એમને જેમના સંસ્કારવડે ઉત્તમ પ્રકારનું સંસ્કારબળ જન્મથીજ મળેલું છે અને જેઓ પોતાના જીવનના અતિ ભોગે માણસોને ઉછેરે છે, તેઓની મહત્તાને પગતળે છુંદી નાખવામાં આવે તો એ મહત્ પાપ છે અન્યાય છે—એમાંથી બચો અને બચાવો સમાજને, અને ધર્મને, તથા પોતાની જાતને.

સ્ત્રી જાતિના વખાણ તો શ્રી મહાવીર પ્રભુએ કરેલાં છે અને સ્ત્રીઓને યોગ્ય સ્થાન તેઓશ્રીએ આપેલું છે. જ્યાં પ્રભુ પોતેજ નમસ્કાર કરે છે એવા ચતુર્વિધ સંઘમાં બીજે સ્થાને સાધ્વીજી અને ચોથે સ્થાને શ્રાવિકાઓની સ્થાપના કરેલી છે, કેવી મહત્તા અને ગૌરવ સ્ત્રીઓની જણાવી ગયેલા છે?

કદાચ સ્ત્રીઓમાં બુદ્ધિબળ ઓછું જણાતું હોય પણ હૃદયબળ એ તો સ્ત્રીઓમાં જન્મથીજ પુરૂષો કરતાં વધુ ભાગે ચઢીયાતું વારસામાં મળેલું હોય છે, ઉત્તમ ચારિત્ર, ઉત્તમ પ્રકારનો સંયમ, ઉત્તમ ત્યાગ અને વૈરાગ્ય પાળવાને માટે અને ઉત્તમ જીવન ગાળવા માટે જ્ઞાનની નહિ પણ હૃદયબળની જરૂર છે અને તે મોટા ભાગે સ્ત્રીઓમાં ઉત્તમ પ્રકારે જોવામાં આવે છે, માટેજ શ્રી વીરપ્રભુએ સાધ્વી અને શ્રાવિકા વર્ગની સ્થાપના કરેલી છે અને સંઘ સ્થાપનામાં સ્થાન સ્ત્રીઓને આપેલું છે.

વર્તમાનમાં વિચાર કરી જોશો તો ગૃહસ્થ ધર્મમાં શ્રાવકો કરતાં શ્રાવિકાઓ, વ્રત, તપ, નિયમ, સંયમ, ત્યાગ, વૈરાગ, વૈયાવચ્ચ, અને દાન શીયલ ભાવના વિગેરે ધર્મકાર્યો વધારે પ્રેમથી કરતાં જોવામાં આવે છે, વળી દરેક તીર્થંકરની વખતમાં ચતુર્વિધ સંઘની સંખ્યામાં સાધુ અને શ્રાવકો કરતાં સાધ્વી અને શ્રાવિકાઓની સંખ્યા વધુ હોવાની શ્રી કલ્પસૂત્ર સાક્ષી પુરે છે. આ જોતાં સ્ત્રીઓનો દરજ્જો કોઇ પણ રીતે શ્રી મહાવીરના શાસનમાં ઉતરતો હોય એમ જણાતું નથી, વીર પુત્ર પુત્રીઓને જન્મ આપનાર માતાઓજ છે એજ સ્ત્રીઓની મહત્તા સુચવે છે.

સ્ત્રીઓ પ્રસેલિન કરનારી છે નરકની ખાણ છે

વિદ્યા: Kosmology (૩) દશ્ય અને અદશ્ય (નરક ભૂત, પ્રેત દેવ આદિ) જીવોના સ્વરૂપરૂપ જીવવિદ્યા: Biology (૪) ચૈતન્યરૂપ આત્માના આધ્યાત્મિક વિકાસના પગથીયાંના સ્વરૂપે માનસશાસ્ત્રી: Psychology આદિને તેમણે રચનાત્મક સ્વરૂપ આપ્યું અને જનસમૂહ પાસે મૂકયું, આ ઉપરાંત તેમણે પરિધ અને વ્યાસ વચ્ચેના સંબંધના અંક પણ શોધી કાઢયો જે પરિધ=વ્યાસx√૧૦ હતો જે અત્યારના ૩કુ બરાબર છે. આ શોધન બહુ ચિંતનનું પરિણામ છે જે તેમના જેવા વિચારકને શોભારૂપ છે. પ્રવર્તમાન સર્વ વિદ્યાને વિચાર કરી તેને વિચારમાળામાં ગોઠવી તે સમયના બનાવ વિષે, ગરમ પાણીના ઝરા વિષે તેમણે લખ્યું છે અને તપસ્વી જીવન અર્થે નિયમો અને પોતાનું દર્શનશાસ્ત્ર પણ રચ્યાં છે. આમ જોતાં શ્રી વીર માત્ર સાધુ નથી કે તપસ્વી નથી. પણ પ્રકૃતિના અભ્યાસક અને વિદ્વત્તા ભર્યો નિર્ણય આપી સમસ્ત વસ્તુસ્થિતિનો વિચાર કરી પોતાની સાધુભાવના તે સાથે જોડે છે. અનેક કલ્પના ચલાવનાર પુરુષોને પોતાની નિર્ણયાત્મક અને વ્યવસ્થિત વિચાર સરણી વડે તેમણે આશ્ચર્ય પમાડયા છે.

શ્રી વીર સાધુજીવનના ચરમ ઉદ્દેશ મુક્તિને અચિંતનીય શૂન્યરૂપ આપે છે; તેને વિચારપૂર્વક ગોઠવી પોતાના દર્શન રૂપે વ્યવસ્થિત કરે છે અને પૂર્વે કથેલ તેત્રીશમાળના પ્રદેશની ટોચે મુક્ત જીવનો પ્રદેશ યોજે છે; તેના જીવો સાંસારીક કાર્યોથી, પુરુષાર્થથી, કર્મરૂપ ભારથી પરિપૂર્ણ મુક્ત થઇ ત્યાં ચડે છે; તે પ્રદેશ અત્યંત સફેદ અને હલકો છે, ત્યાં બધો કર્મભાર ઉતરી પડે છે અને આત્માને કર્મ બાંધનાર સૌ અશુદ્ધિ ત્યાં પહોંચતાં પહેલાંજ ધોવાઇ જાય છે. ત્યાં અપૂર્વ શાંતિ છે, આરામ છે, કલ્યાણમય ભારવિહીનતા અને શુદ્ધિ પણ છે.

આવાજ પ્રશ્નો શ્રી બુદ્ધને તેમના શિષ્યોએ કરેલા; જગત નિત્ય છે કે નહિ? તે સાન્ત છે કે અનન્ત છે? આત્મા શરીર સાથે જોડાએલ છે કે સ્વતંત્ર છે? જીવન શક્તિ શું છે? મુક્ત જીવની હૈયાતી છે કે નહિ? આવા પ્રશ્નો શ્રી બુદ્ધે જરૂર વિચાર્યા તો હશેજ પણ તેમનું ધ્યાન દુઃખરૂપ સંસાર પરજ હતું; તેમને માત્ર ધાર્મિક આચરણ કે આદર્શ જીવનની દરકાર હતી અને તેથી આવા પ્રશ્નોના ઉત્તરોમાં તેમને જોખમ જોયું. (૧) આવા પ્રશ્નોની પાછળ પડતાં સાચી જીવનચર્યામાંથી લપસી જવાનો ભય અને (૨) જુદા જુદા દર્શનોના જુદા જુદા સ્વરૂપોની વિષમતા આ બે જોખમને જોઇ તેઓ આવા પ્રશ્નો પ્રસંગે મૂગા રહેતા. આ પ્રકારનું આવા પ્રશ્નોના ઉત્તરો બાબતનું મૌન હિતકર કે અહિતકર હતું તે આપણે કહી શકીએ તેમ નથી. કાં તો આ મૌન પૂર્ણજ્ઞાનનું પરિણામ પણ હોય, કાં તો તે પરિમિત જ્ઞાનનું પરિણામ પણ હોય કે કાં તો તે સંકુચિત વૃત્તિનું પરિણામ હોય. લોકના અહિતની ચિંતાને લઇ મૌન રાખ્યું હોય તો તે હિત દૃષ્ટિ હતી અને પૂર્ણ જ્ઞાનની સાબિતી રૂપ હોઇ શકે; વળી તેમનાં જેવા વિચારકને સ્પષ્ટ લાગવુંજ જોઇએ કે જેમ દરેક વસ્તુને સારી અને ખરાબ બાજુ હોય છે તેમ આવા પ્રશ્નોનો ઉકેલ કરવાથી તેનો સદુપયોગ કે દુરૂપયોગ અધિકારી પર અવલંબે છે, માટે ગમે તેમ થવાનું હોય તે થાઓ પણ આ સત્ય પ્રશ્નોનો ઉકેલ આ છે. આ ઉપરાંત આવા પ્રશ્નોના ઉકેલ દ્વારા કેટલાક જીવો જેમ અકલ્યાણ કરી જાત તેમજ આત્મકલ્યાણ પણ કરી શકત. પોતે આત્મભોગ દ્વારા જે સત્ય મેળવ્યું તે જનસમાજ સમક્ષ મૂકવાની જરૂર હતી કે જેથી સર્વ જીવોને તે પ્રકારનું જ્ઞાન મળે; એટલે કે આ પ્રકારના મૌનથી દુનીયા તે પ્રશ્નોના શ્રી બુદ્ધના વિચારોથી અજ્ઞાતજ રહી.

લેખક મહાશય આ દેશના આચાર વિચાર, બન્ને દર્શનોના આચાર વિચાર, રહેણી કરણી આદિથી બીનવાકેફગાર છે; દરેક દર્શનોમાં ઘણો અભ્યાસ પણ વધારવાનો હોય છે એટલે આછા અભ્યાસને લઇ અજાણતાં ગમે તે દર્શનપર કે બન્ને દર્શનપરના રચયિતાને આવા સરખામણીના પ્રસંગે અન્યાય થઇ જવા સંભવ રહે છે. એટલે આ લેખિનીનો ઉદ્દેશ લેખક પર ટીકા કરવાનો કે શ્રી બુદ્ધની ખોડ શોધી કાઢવાનો હતો, તેમ છેજ નહિ પણ તે નિબંધમાં જે કાંઇ વસ્તુસ્થિતિ બતાવી છે તેમાં ક્યાં

ક્યાં કંઈક ઉમેરો કરવો જરૂરી છે તેજ દર્શાવ્યું છે. હું પણ સામાન્ય અભ્યાસી છું; સર્વ દર્શનના વિચારો જાણવા ઉત્કંઠાવાળો છું; અને ગમે તે દર્શનના રચયિતા હોય તે જોનાર પણ નથી, પણ અભ્યાસના પરિણામે જે કાંઇ સત્ય દેખાય તે રજુ કરવાની ફરજ સમજી આ વસ્તુ રજુ કરી છે. વાંચકવર્ગ આ બાબત વિચારી ઉહાપોહ કરશે.

ચીમનલાલ દ. શાહ.

# શ્રી મહાવીર સ્વામી અને સ્રી વર્ગ.

"નમો તિથ્થસ્સ" એમ કહી સમવસરણમાં બીરાજમાન શ્રી મહાવીરપ્રભુજી દેશના દેતાં પહેલાં તીર્થને નમસ્કાર કરે છે. આ તીર્થમાં સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચારેનો સમાવેશ થાય છે અને એને આપણે ચતુર્વિધિ સંઘ કહીએ છીએ. વળી શ્રી મહાવીર પ્રભુજીએ ચંદનબાળાને અને સુલસા શ્રાવિકાને સમોવસરણમાં બીરાજી ધર્મલાભ કહાવેલો છે અને સ્વમુખે સભાસન્મુખ તેમની મહત્તાનાં વખાણ કરેલાં છે.

આપણાં શાસ્રોમાં સોળ સતીઓના પ્રભાવને વર્ણવેલો છે જેમના નામોને પવિત્ર ગણીને પ્રાતઃકાળમાં પુરૂષો અને સ્રીઓ ભક્તિભાવથી સંભાળીએ છીએ. વળી શ્રી મલ્લીકુમારી ઓગણીસમા તીર્થંકર થયાં છે તે શું સુચવે છે? મહાપુરૂષો અને સ્રીઓને જન્મ આપનાર સ્રીઓ એ રત્નપ્રસુતાઓ છે. સ્રીઓનું ગૌરવ એજ સમાજનું અને ધર્મનું ગૌરવ છે. જે સમાજ કે દેશમાં સ્રીઓમાં રહેલી મહત્તા જોવાતી નથી અને હલકી દ્રષ્ટિથી તેમને જુએ છે, અને સ્રીઓ માટે હલકી ભાવનાઓ રાખે છે. તે સમાજ અને ધર્મની તથા દેશની પાતીની નીશાની છે. જેમના વડે મનુષ્ય જીવનને પ્રથમથી પોષણ મળે છે, જેમના વાત્સલ્ય પ્રેમવડે મનુષ્યો ઉછરી શકે છે, જેમની કુક્ષીથી મહાન સ્રીપુરુષોએ જન્મ લીધેલો છે એમને જેમના સંસ્કારવડે ઉત્તમ પ્રકારનું સંસ્કારબળ જન્મથીજ મળેલું છે અને જેઓ પોતાના જીવનના અતિ ભોગે માણસોને ઉછેરે છે, તેઓની મહત્તાને પગનજે છુંદી નાખવામાં આવે તો એ મહત્ પાપ છે અન્યાય છે—એમાંથી બચો અને બચાવો સમાજને, અને ધર્મને, તથા પોતાની જાતને.

સ્રી જાતિના વખાણ તો શ્રી મહાવીર પ્રભુએ કરેલાં છે અને સ્રીઓને યોગ્ય સ્થાન તેઓશ્રીએ આપેલું છે. જ્યાં પ્રભુ પોતેજ નમસ્કાર કરે છે એવા ચતુર્વિધ સંઘમાં બીજે સ્થાને સાધ્વીજી અને ચોથે સ્થાને શ્રાવિકાઓની સ્થાપના કરેલી છે, કેવી મહત્તા અને ગૌરવ સ્રીઓની જણાવી ગયેલા છે?

કદાચ સ્રીઓમાં બુદ્ધિબળ ઓછું જણાતું હોય પણ હૃદયબળ એ તો સ્રીઓમાં જન્મથીજ પુરૂષો કરતાં વધુ ભાગે ચઢીયાતું વારસામાં મળેલું હોય છે, ઉત્તમ ચારિત્ર, ઉત્તમ પ્રકારનો સંયમ, ઉત્તમ ત્યાગ અને વૈરાગ્ય પાળવાને માટે અને ઉત્તમ જીવન ગાળવા માટે જ્ઞાનની નહિ પણ હૃદયબળની જરૂર છે અને તે મોટા ભાગે સ્રીઓમાં ઉત્તમ પ્રકારે જોવામાં આવે છે, માટેજ શ્રી વીરપ્રભુએ સાધ્વી અને શ્રાવિકા વર્ગની સ્થાપના કરેલી છે અને સંઘ સ્થાપનામાં સ્થાન સ્રીઓને આપેલું છે.

વર્તમાનમાં વિચાર કરી જોશો તો ગૃહસ્થ ધર્મમાં શ્રાવકો કરતાં શ્રાવિકાઓ, વ્રત, તપ, નિયમ, સંયમ; ત્યાગ, વૈરાગ, વૈયાવચ્ચ, અને દાન શીયલભાવના વિગેરે ધર્મકાર્યો વધારે પ્રેમથી કરતાં જોવામાં આવે છે, વળી દરેક તીર્થંકરની વખતમાં ચતુર્વિધ સંઘની સંખ્યામાં સાધુ અને શ્રાવકો કરતાં સાધ્વી અને શ્રાવિકાઓની સંખ્યા વધુ હોવાની શ્રી કલ્પસૂત્ર સાક્ષી પુરે છે. આ જોતાં સ્રીઓનો દરજ્જો કોઇ પણ રીતે શ્રી મહાવીરના શાસનમાં ઉતરતો હોય એમ જણાતું નથી, વીર પુત્ર પુત્રીઓને જન્મ આપનાર ગાનાઓજ છે એજ સ્રીઓની મહત્તા સુચવે છે.

સ્રીઓ પ્રલોભન કરનારી છે નરકની ખાણ છે

એવાં કેટલાંક અછાજતાં વચનો શાસ્ત્રોમાં જોવામાં આવે છે, તે કદાચ પુરુષોને વૈરાગ્યભાવ શીખવા માટે મુકવામાં આવ્યાં હશે. પણ એ દ્રષ્ટિએ તો પુરુષો ક્યાં સ્ત્રીઓને ઓછા પ્રલોભનમાં નાખનારા છે? સ્વદારાસંતોષ વ્રત પુરુષો માટે તેમ સ્ત્રીઓ માટે શાસ્ત્રોમાં જુદાં નથી, બ્રહ્મચર્ય પાળવું શ્રાવક શ્રાવિકા બન્નેને માટે છે. ધર્મના અને નીતિના નિયમો પુરુષો માટે જુદા અને સ્ત્રીઓ માટે જુદા બતાવવામાં આવ્યાં નથી, ને કર્મના નિયમો પણ બન્નેને સરખાજ લાગુ પડે છે. તેમ સ્ત્રીઓ શરીરથી સ્ત્રીઓ છે પણ આત્માથી નહિજ. આત્મ શક્તિ પુરુષ સ્ત્રીમાં સરખીજ છે. પણ પુરુષો કરતાં હૃદયબળની શક્તિ સ્ત્રીઓમાં વધારે જોવામાં અને અનુભવવામાં આવે છે. માટે શાસ્ત્રના કોઇ અપવાદરૂપ વાક્યને પકડી નહિ ગણકારતાં સ્ત્રીઓ એ મહાન આત્માઓની જનેતા તરીકે માનને પાત્ર છે એવી દ્રષ્ટિથી જુઓ અને સુખી થાઓ.

વળી વિચાર કરતાં જણાય છે કે હાલમાં પુરુષોએ દોષારોપ કરીને સ્ત્રીઓને હલકી ગણી, અને સ્ત્રીઓ અજ્ઞાનવશ શાસ્ત્રોમાં સાંભળીને પોતાને હલકી ગણવા લાગી, જેના પરિણામે સમાજમાં ધર્મવીર અને કર્મવીર સંતાનો ઓછાં જોવામાં આવે છે. શ્રીમહાવીર પ્રભુ ક્ષત્રીપુત્ર હતા, અને આપણે એમનાં સંતાનો છીએ. સંતાનોને વારસામાં શ્રી વીર પ્રભુનું બળ, બુદ્ધિ, શક્તિ, શાન્તિ, ક્ષમા, દયા પુરૂષાર્થ, સંયમ, ત્યાગ, વૈરાગ વગેરે ગુણો મળવા જોઇએ પણ ક્યાં છે એ સ્થિતિ? વળી શ્રી મહાવીર પ્રભુનો માતપ્રેમ કેવો આદર્શ છે. જ્યારે ગર્ભાવાસમાં હતા ત્યારથી માતાના વાત્સલ્ય પ્રેમથી, માતાપિતા છતાં ચારિત્ર ન લેવું એ પ્રતિજ્ઞા કરેલી છે. આ પ્રતિજ્ઞા શું સુચવે છે? તે એજ કે માતૃભક્તિની પરિસીમા બતાવી પોતાનો દાખલો જગતના જીવો માટે મુકી ગયા છે, અને આ રીતે માતાના પ્રેમની મહત્તા જણાવી ગયા છે. પણ સ્ત્રીઓ એટલે અબળાઓ, આ માન્યતાથીજ સમાજની નબળી સ્થિતિ થઇ છે. અબળાઓના પુત્રો અબલ-નિર્બળજ જન્મે છે. આવા વિચારો કરતાં જણાય છે કે પુરુષની આ જન્મદાતા બાલ્યાવસ્થાથી સંસ્કાર આપનાર માતાઓની અવગણના કરવામાં પાછળના આચાર્યોએ ભૂલ કરેલી જણાય છે. પુરુષો પોતાના વિકારોને કાબુમાં ન રાખે, અને તેને વાસ્તે સ્ત્રીઓને કારણભૂત ગણે એ તો પારકા ખેતરમાં આપણી ગાયો ચરવા જાય અને તેને માટે ખેતરના માલિકને દોષ આપવા જેવી ભૂલ છે. સ્ત્રીઓ પુરુષોના સમાન છે એટલુંજ નહિ પણ પુરુષો કરતાં એ ઉત્તમ છે કારણકે ભવિષ્યની પ્રજાને અને થઇ ગયેલા મહાન આત્માઓને જન્મ આપનાર ને સંસ્કાર આપનાર માતાઓ છે.

સ્ત્રીજાતિને હલકી ગણનાર અથવા કહેનાર, પોતાની માતા પુત્રીઓ અને બ્હેનોને હલકી ગણે છે તેમનું અપમાન કરે છે. જ્યારે કોઇ પણ માણસને એમ સમજાય છે કે અમોતો બીજાઓને દુર્ગતિમાં લઇ જનાર છીએ, અને અમો પણ દુર્ગતિમાં પડનાર છીએ, ત્યારે તે માણસોના જીવનમાં નીરાશા અને હતાશપણું આવી જાય છે. આવી માન્યતા જેમના મનમાં થઈ તેઓના જીવન રસહીણ બની જાય એ સ્વાભાવિક છે. જ્યારે સભાની અંદર કથાઓમાં સ્ત્રીઓનું વર્ણન આવે છે ત્યારે કેટલાક તો એ વાતને એટલી તો શણગારીને કરે છે કે ત્યાં સાંભળનાર બ્હેનનાં મુખ એટલી વાર તો તદ્દન નિસ્તેજ થઇ જાય છે અને એમના હૃદયને માઠી અસર થાય છે ને પરિણામ નબળાઇનાં આવે છે. માટે જે શાસ્ત્રોમાં સ્ત્રીઓની નિન્દા કરેલી હોય એવાં શાસ્ત્રોને ભંડારમાંજ રાખવાં જોઇએ અને આ સંકટમાંથી સ્ત્રી જાતિનો બચાવ કરવો જોઇએ.

॥ **યાદૃશી ભાવના તાદૃશી સિદ્ધિ** ॥ આ કહેવત પ્રમાણે સમાજની ભાવનાઓ ફેરવવા પ્રયત્ન કરો કે સ્ત્રીઓમાં નવું જીવન ને બળ આવે. મ્હારી બ્હેનો એવું સમજતાં થાય કે અમો આત્માઓ છીએ, અને અનંત શક્તિ અમારામાં રહેલી છે, અમો શક્તિરૂપ છીએ-આવી ભાવનાઓ સ્ત્રીઓમાં દૃઢ થાય તો તેઓ સંતાનોને નવુંજ જીવન આપી શકે અને પોતાના સંતાનોને ધર્મવીર અને પુરૂષાર્થિ

બનાવે અને માતૃપદને શોભાવનાર થાય, દરેક સમાજ શિક્ષણમાં અને સુધારાઓમાં વધતી જાય છે અને કુધારાઓના પ્રશ્નોનો તોડ કાઢતી થઇ છે, તેવી રીતે દ્રવ્ય ક્ષેત્ર, કાલ, ને ભાવ પ્રમાણે આપણી સમાજે શિક્ષણમાં અને રૂઢીઓમાં સુધારો વધારો કરવો જોઇએ. બાળલગ્ન, વૃદ્ધવિવાહ, કન્યાવિક્રય અને સાટાંઓના રીવાજો બંધ થવા જોઇએ અને સ્ત્રીઓને વ્યાવહારીક અને ધાર્મિક યોગ્ય સંસ્કારી શિક્ષણ આપવું જોઇએ, શ્રી. મહાવીર પ્રભુના શાસનમાં અમારૂં સ્થાન છે એવું દસાવી એગના હૃદયમાં પડઘો પાડવો જોઇએ, અને દરેક ભાઇઓએ પણ એમજ માનવું જોઇએ, ને સ્ત્રીઓમાં મહત્તા છે એ દ્રષ્ટિ કેળવવી જોઇએ. વર્તમાન જન્મમાં સ્ત્રી શરીર છે, પણ દરેક જન્મમાં સ્ત્રીઓ તે સ્ત્રીઓજ થવાની નથી, તેમ પુરુષો પુનર્જન્મમાં પુરુષોજ બનવાનું પ્રમાણ જણાતું નથી. માટે સ્ત્રી પુરુષ, બાળક અને વૃદ્ધ સર્વે સુખને ઇચ્છે છે અને શ્રી મહાવીર પ્રભુજીના શાસનમાં સર્વેને સર્વના સ્થાનમાં યોગ્ય સ્થાન મળેલું છે. એવી રીતે આપણે પણ સૌને પ્રેમ ભાવની દ્રષ્ટિથી જોવાં અને સર્વને માટે સારી ભાવના કરવી એજ મંગળમય છે.

બાઇ વહાલી વીરચંદ.
વનિતા વિશ્રામ–મુંબઇ.

---

# શ્રી મહાવીર જીવનની અદ્ભૂત ઘટનાઓ.

રા. ત્યાલચંદ લક્ષ્મીચંદ સોની બી. એ. એલ. એલ. બી. વકીલ સાદરા—મહીકાંઠા.

શ્રીમતે વીરનાથાય, સનાથાયાદ્ભુતશ્રિયા ।
મહાનંદ સરોરાજ—મરાલાયાર્હતે નમઃ ॥
કૃતાપરાધેઽપિજને, કૃપામંથરતારયોઃ ।
ઇષદ્બાષ્પાર્દ્રયોર્ભદ્રં, શ્રી વીરજિનનેત્રયોઃ ॥
જયતિ વિજિતાન્યતેજાઃ, સુરાસુરાધીશસેવિતઃ ।
શ્રીમાન્ વિમલસ્રાસ વિરહિતસ્ત્રિભુવનચુડામણિર્ભગવાન્ ॥
વીરઃ સર્વસુરાસુરેંદ્રમહિતો
  વીરં બુધાઃ સંશ્રિતાઃ
વીરેણાભિહતઃ સ્વકર્મનિચયો
  વીરાય નિત્યં નમઃ
વિરાત્તીર્થં મિદં પ્રવૃત્તમતુલં
  વીરસ્ય ઘોરં તપો
વીરે શ્રી ધૃતિકીર્ત્તિકાંતિનિચયઃ
  શ્રી વીર ! ભદ્રં દિશ
સર્વેષાં વેધસામાદ્ય માદિમં પરમેષ્ઠિનામ્ ।
દેવાધિદેવં સર્વજ્ઞં શ્રી વીરં પ્રણિદધ્મહે ॥

ઉપર જણાવેલા મહદ્ અર્થ–ગાંભીર્ય યુક્ત શ્લોકોથી તેમજ તેવા અનેકાનેક શ્લોકો—સ્તવનો ભજનો અને પદોથી, જેમની સ્તુતિ કરીને સુરેંદ્રો, નરેંદ્રો, ગણધર મહારાજો, આચાર્ય ભગવાનો અને ઋષિ–મુનિઓએ પોતાના આત્માને કૃતકૃત્ય કરેલ છે તેવા શ્રી વીર ભગવાનનું સંપૂર્ણ જીવનચરિત્ર લખવાનું કાર્ય મારી શક્તિ અને ગજા ઉપરાંતનું મને સમજાય છે તેમજ તે માટે હાલનો પ્રસંગ અને સ્થાન પણ અનુકુળ જણાતાં નથી અને તેથી જ આ "જૈનયુગ" ના માનદ તંત્રીના સ્નેહ ભર્યા–આગ્રહપૂર્વકના આમંત્રણને માન આપી, પરમ ઉપગારી શ્રી મહાવીર જીવનની અદ્ભુત ઘટનાઓ સંબંધમાં યથાશક્તિ કંઇક લખવા પ્રેરણા થાય છે.

ચરમ તીર્થંકર શ્રી વર્ધમાન સ્વામિનું જીવન, હવે આ ચાલુ જમાનામાં ફક્ત જૈન બંધુઓના જ અભ્યાસનો વિષય ગણી શકાય નહી પરંતુ આધુનિક પરમ જાગૃતિના યુગમાં—દુનીઆના એક છેડામાં બનતા બનાવોની માહિતી દુનીઆના બીજા છેડાના દૂરમાં દૂરના ભાગમાં વસતો જનસમુદાય ટુંક વખતમાં મેળવી શકે છે તેવા સમયમાં—પ્રતિદિન થતી જતી અવનવી વૈજ્ઞાનિક શોધખોળોથી જીવન કંઇક અંશે ધાર્મિક નજરે ક્લિષ્ટ થતું જાય છે તેવા વખતમાં—કેવળ આત્મિક ઉન્નતિની દૃષ્ટિએ આપણે આગળ વધતા જઇએ છીએ કે પાછળ પડતા જઇએ

છીએ તે એક વિચારવા યોગ્ય—સંશયગ્રસ્ત પ્રશ્ન થઇ પડેલ છે તેવા જમાનામાં—આપણા જૈનોના છેલ્લા –ચોવીશમા તીર્થંકર અને પરમ યોગીશ્વર શ્રી મહાવીર સ્વામિનું જીવન, આ પૃથ્વિની સપાટી ઉપર વસતા તમામ ધર્મશીલ—અભ્યાસી વિચારકોનું મુમુક્ષુ જનોનું, સારવસ્તુ માટે ખરી ખોજબુદ્ધિ ધરાવતા વિદ્વાનજનોનું, ઉચ્ચ ભૂમિકા ઉપર જવાની કોશેશ કરતા જૈન યા જૈનેતર સર્વ કોઇ મહાશયના પરમ અભ્યાસનો વિષય ગણાવો જોઇએ અને "સવી જીવ કરૂં શાસન રસી" એવી ઉચ્ચતમ ભાવના ધરાવતા જૈન ભાઇઓએ—વિદ્વાન્ મુનિ મહારાજાઓએ પોતાની અમોઘશક્તિને અયોગ્ય માર્ગે નહી ખર્ચી નાંખતાં, શ્રી મહાવીર સ્વામિના જીવનના ભાવો, સર્વ કોઇના જીવનમાં વધારે અને વધારે ઉંડા ઉતરે અને કેવળ સપાટી પરના ન રહેતાં હૃદયના દૂરના ખુણામાં સ્થાન મેળવી, તેમનું સદ્દવર્તન રચવામાં (Character building) કારગત થાય તે રીતે અસાધારણ પ્રયાસ કરવાની જરૂર છે.

આ વિષયના અભ્યાસી બંધુઓએ આકર્ષક શૈલીથી રસમય ભાષામાં–રચનાત્મક પદ્ધતિથી તેમજ સિદ્ધાંત-શાસ્ત્રને બાધા ન પહોંચે તે રીતે સ્વાતંત્ર્યમય વિવેચક દૃષ્ટિથી તથા તુલનાત્મક સમન્વય સાથે શ્રીમન્ મહાવીર પ્રભુના જીવનચરિત્રના જુદા જુદા અંશોને સંપૂર્ણ પ્રકાશ સાથે સમસ્ત પ્રજાગણ સન્મુખ રજુ કરવાની જરૂર છે અને તે નિમિત્તે જુદા જુદા પત્રકારો તરફથી જયંતી પ્રસંગે તેમજ નિર્વાણ તિથિ પ્રસંગે ખાસ અંકની યોજના કરી સમાજને જે લાભ આપવામાં આવે છે તે દરેક રીતે આવકારદાયક છે પરંતુ તેમાં સવિશેષ સુધારાના માટે હજુ ઘણો અવકાશ છે તે હકીકત ખ્યાલ બહાર જવી જોઇએ નહી.

ઉપર જણાવ્યા મુજબ ચાલુ યોજનાનો લાભ ફક્ત જૈન ભાઇઓને જ અને તે પણ ઉપલક રીતે જ મળે તેથી મહત્વાકાંક્ષી જૈનોને સંપૂર્ણ સંતોષ થાય નહી એ સ્વાભાવિક છે અને તેથીજ લખવાની જરૂર પડે છે કે આ યોજના સંબંધમાં સંપૂર્ણ વિચાર કરી તેને વધારે સારા અને મોટા પ્રમાણમાં સંગીન બનાવવાની જરૂર છે.

આ પ્રસંગે એક મહત્વની વાત ખાસ આપણું ધ્યાન ખેંચે છે અને તે એજ કે પરંપરાથી ચાલ્યા આવતા પ્રશસ્ત રીવાજને ખરાહૃદયથી માન આપી આપણે પ્રતિવર્ષ પર્યુષણ પર્વમાં શ્રી મહાવીર સ્વામિનું અત્યંત બોધદાયક જીવનચરિત્ર ઘણાજ રસથી અને એકાગ્ર ચિત્તથી સાંભળીયે છીએ અને આવા અપૂર્વ જીવનની પ્રત્યેક ઉપયોગી ઘટનાઓ આપણી નજર સન્મુખજ આપણને જણાય છે–પર્યુષણ પર્વના દિવસોમાં વ્યાખ્યાન પ્રસંગે-પ્રતિક્રમણ પ્રસંગે-સ્તવન–સ્વાધ્યાય તેમજ રાત્રિ જાગરણ પ્રસંગે એક યા બીજારૂપમાં આ પ્રત્યેક ઘટનાઓ આપણા દૃષ્ટિપથમાં-વિચારશ્રેણીમાં તેમજ ઉચ્ચારણમાં ઓતપ્રોત થતી જોવામાં આવે છે. ક્રિયાનિષ્ઠ ધર્મબંધુઓ તો આખા વરસ ભર આવો અપૂર્વ લાભ મેળવી શકે છે છતાં આપણે દીલગીરી સાથે કબુલ કરવું પડશે કે મહાત્માઓનાં જીવનચરિત્રોની કેવળ સ્તુતિમાત્ર કરવાથીજ–કેવળ શ્રુતિ-સ્મૃતિથીજ આપણે સર્વસ્વ મેળવી લીધું એમ કહી શકાય નહી. આપણું સાધ્ય તો તદન જુદુંજ છે અને તે કોઈ પણ રીતે લક્ષ્ય બ્હાર જવું જોઇએ નહિ–પ્રતિક્ષણ આપણે યાદ કરવાનું રહે છે કે મહાત્માઓના જીવનચરિત્રના અભ્યાસની સાર્થકતા આપણા–પોતાના વર્તનની સુધારણામાંજ–ચારિત્રની ઉચ્ચતર ભૂમિ પ્રાપ્ત કરવામાંજ–અનેક ઉમદા ગુણોની ખીલવણીમાંજ રહેલી છે. સાધ્યની સમિપ પ્હોંચવામાં આપણી જે કંઇ ઉણપ જણાય તે આપણી નબળાઇને જ આભારી છે. ઉપર જણાવેલ પ્રસંગોને બધાં અનુકુળ સાધનો ઉપલબ્ધ છતાં પણ આપણે જોઇએ તેટલો વિશેષ લાભ લેતા નથી–લઇ શકતા નથી તો તેનું શું કારણ? તે સંબંધમાં ખાસ વિચાર કરવાની–પુરતો ઉહાપોહ કરવાની અનિવાર્ય આવશ્યકતા જણાય છે.

બાહ્ય દેખાવ-આડંબર-ખાલી ધામધુમો આપણું ધ્યાન એટલું બધું રોકી લેતી જણાય છે કે મૂળવસ્તુ તદન લક્ષ્ય બ્હારજ ચાલી જાય છે. અંદરની મુળ વસ્તુ લક્ષ્ય બ્હાર જતાં–ઉપરના ખાલી ફોતરામાંજ આપણે ઘુંચવાઇ જઇએ છીએ અને તેનું પરીણામ છેવટ એવુંજ આવે છે કે શ્રી મહાવીર

સ્વામિ જેવા દેવાધિ દેવની જીવનકલાની ઉત્તમોત્તમ ઘટનાઓ પણ આપણે શુષ્ક ચિત્તથીજ સાંભળ્યે જઇએ છીએ અને તેની સાર વસ્તુ અને તેટલે અંશે આપણા જીવનમાં ઉતારવા માટે પુરતો પ્રયાસ કરવાને બદલે-બીજા સન્મુખ તે કહી જવા પુરતી-તેમજ આપણે તે જાણીએ છીએ તે બતાવવા પુરતીજ આપણે યાદ રાખતા હોઇએ એવો દેખાવ થાય છે. વરસોના વરસો સુધી આપણે જે પદ્ધતિથી-જે ધોરણે કામ લીધે જઇએ છીએ તેમાં કંઇ સુધારણાનો અવકાશ છે કે કેમ તે સંબંધમાં કંઇક શાંત ચિત્તે વિચાર કરવાની જરૂર છે એટલું પણ કહેવું અગર લખવું તે પણ સ્થિતિ-સુસ્ત મહાનુભાવોને કદાચ વિશેષ પડતું લાગવા સંભવ ખરો પરંતુ આપણે તો આપણા વર્તનની સુધારણામાં-ચારિત્રની ખીલવણીમાં સ્ખલના કયાંથી થાય છે-પ્રત્યવાયો કયા માર્ગેથી આવે છે અને તે કઇ રીતે અટકાવી શકાય વગેરે વગેરે બાબતોનો વિચાર કરવા જતાં હરેક સાધક બાધક કારણોનો અભ્યાસ કરવો જોઇએ અને તે ખાસ આવશ્યક છે.

હવે મુળ મુદ્દા તરફ આવતાં આપણે વિચારીશું. શ્રી મહાવીર જીવન સંબંધીના લેખો જૈનેતર બાંધવોમાં પણ વિશેષ પ્રચાર પામે તે રીતે આપણા વિદ્વાન્ મુનિ મહારાજાઓ અને સાક્ષર બંધુઓએ પ્રયાસ કરવાની જરૂર છે; એટલુંજ નહી પરંતુ તેથી કંઇક આગળ વધી, ઉદારતાથી જોઇએ તેટલું ખર્ચ કરી અન્ય સાક્ષરરત્નો પાસે જુદી જુદી અનેક ભાષાઓમાં શ્રી મહાવીર જીવનના પ્રસંગોને અવતરણ કરાવવાની આવશ્યકતા માટે સુશિક્ષિત જૈનોમાં મતભેદ હોઇ શકે નહી. જે જીવનની જુદી જુદી અનેક ઘટનાઓમાંથી આપણને પ્રત્યેક વિષયમાં અવનવો બોધ અને પ્રભાવશાળી પ્રેરણા મળતા રહે છે-જે પ્રભુની સેવા કરવા માટે ચક્રવર્તિઓ અને દેવેંદ્રો પણ સ્પર્ધા કરે છે-પંક્તિ જનો જેમનો આશ્રય હમેશાં શોધતા ફરે છે-પોતાના સઘળા કર્મના સમુહનો જેમણે સર્વથા નાશ કરેલ છે-જેમના ઉપદેશથી આ જૈન શાસન જયવંતુ વર્તે છે-તેમની ઘોર તપશ્ચર્યા, અપ્રતિમ ત્યાગ ભાવ-અપ્રતિબંદ્ધ વિહાર શક્તિ-ઉત્કૃષ્ટ જ્ઞાનવૈભવ-અતુલ સહન શક્તિ અને અસાધારણ ધૈર્ય, અથાગ હીમત, ઉદાર સેવાભાવ, અનુકરણીય વડીલ-ભક્તિ વગેરે અનેકાનેક ગુણો આપણને પરમ આદર્શરૂપ છે તેવા પ્રભુનું જીવન પરમ સરાભુત તત્વની ખોજ કરતા સર્વકોઇ ધર્મશીલ મહાત્માઓને પરમ આકર્ષકજ ગણાવું જોઇએ. અન્ય કોઈ મતમતાં તરોના ધર્મ સંસ્થાપકોમાં જો શું બલ્કે અન્ય તીર્થંકર મહારાજોના જીવનચરિત્રોમાં પણ શ્રી મહાવીર પ્રભુના જીવનચરિત્રમાંથી જેવી અદ્દભૂત ઘટનાઓ આપણને જે મોટા પ્રમાણમાં મળી આવેશે તેવી અદ્દભૂત ઘટનાઓ ઉપલબ્ધ થતી નથી અને તેથીજ ચરમ તીર્થંકર શ્રી મહાવીર પ્રભુના જીવનમાંથી આપણને અનુકરણ કરવા યોગ્ય-આદરવા યોગ્ય કઇકઇ વસ્તુ અનુપલબ્ધ છે તે કહેવુંજ મુશ્કેલ છે. આવા જીવનની અદ્દભૂત ઘટનાઓ પૈકી અમુક ઘટનાઓ સંબંધમાંજ આ પ્રસંગે ઉહાપોહ કરવાનું બની શકશે અને તેટલી ઉણપ માટે સ્થળ અને સમયના સંકોચ કરતાં મારી અલ્પશક્તિ કે અશક્તિજ વધારે જવાબદાર ગણાવી જોઇએ.

શ્રી મહાવીર સ્વામિનો જીવ દશમા દેવલોકમાંથી ચ્યવીને પ્રથમ જાલંધર કુળની દેવાનંદાની કુક્ષીમાં અવતર્યો હતો. આ દેવાનંદા, બ્રાહ્મણકુંડ નામના ગામમાં રહેતા કુડાલસ કુળમાં ઉત્પન થયેલ રૂષભદત્ત નામા બ્રાહ્મણની ધર્મપત્ની હતા. ઇક્ષ્વાકુ વગેરે ઉત્તમ ક્ષત્રીય કુળ મુકી ઉપર જણાવેલ નીચ કુળમાં પ્રભુનું અવતરણ થવાનું શક્રઇંદ્રના જાણવામાં આવતાં તેમને તે **અસંગત** લાગવાથી પ્રભુ દેવાનંદાના ગર્ભમાં આવ્યા બાદ બ્યાશી દિવસે, ઇક્ષ્વાકુ વંશમાં ઉત્પન થયેલ, ક્ષત્રીયકુંડ નગરના સિદ્ધાર્થ રાજાની મુખ્ય પટરાણી ત્રિશળા ક્ષત્રીયાણી તે વખતે દૈવયોગે ગર્ભવંતા હોવાથી કોઇને બાધા ન પ્હોંચે તે રીતે દૈવી શક્તિથી આ દેવાનંદા બ્રાહ્મણી અને ત્રિશળા ક્ષત્રીયાણીના ગર્ભને અદલ બદલ કરવામાં આવ્યાની ઘટના સૌ કોઇનું લક્ષ્ય ખેંચે તેવી છે.

ઉપર્યુક્ત ઘટના સંબંધમાં નાસ્તિકમતવાદીઓ, વિજ્ઞાનશાસ્ત્રના અભ્યાસીઓ અસુર તો માનસશાસ્ત્રના

પ્રોફેસરો ગમે તેવા તર્ક-વિતર્ક કરી, ગમેતે અનુમાન બાંધી ફાવેતેવો અભિપ્રાય પ્રગટ કરે પરંતુ દૈવી શકિતમાં જેમને શ્રદ્ધા છે તેમજ આ મનુષ્ય લોકથી અલગ-જુદો સ્વર્ગ લોક અને સ્વર્ગ ભુવન હોવાની જેઓ માન્યતા ધરાવે છે તેમને આવા બનાવો કોઇપણ સંયોગો વચ્ચે કલ્પિત-અઘટીત કે અસંભવીત ભાસવા સંભવ નથી-સબબ આવી આશ્ચર્યજનક ઘટનાથી આપણે શું સાર ગ્રહણ કરવાનો છે તેમજ આ બનાવથી શ્રી મહાવીર સ્વામિના સમય સંબંધમાં આપણને શું ભણવાનું કે શીખવાનું મળે છે તે પ્રશ્ન ખાસ વિચારણીય છે. કર્મના સિદ્ધાંતતમાં અડગ શ્રદ્ધા ધરાવનારાઓને એટલું તો સ્પષ્ટ થાય છે કે હરકોઇ બાબતમાં અભિમાન, કે મદને વશ થતાં મનુષ્યને તેજ જન્મમાં અગરતો ભાવી જન્મમાં તેનું માઠું ફળ ભોગવવા માટે તૈયારજ રહેવું પડે છે અને તેજ સિદ્ધાંત અનુસાર શ્રી મહાવીરસ્વામિના જીવે મરીચીના ભવમાં અપ્રશસ્ત કુળાભિમાન દાખવવાથીજ તેમને દેવાનંદાની કુક્ષીમાં ગર્ભપણે ઉત્પન્ન થવાનો પ્રસંગ પ્રાપ્ત થયેલ અને તે પ્રસંગે એવું તો મહાન્ સ્વરૂપ ધારણ કર્યું કે જૈન શાસ્ત્રની પરિભાષામાં લખતાં આ અવસર્પિણી કાળમાં જે દશ અછેરા (આશ્ચર્યકારી ઘટના) થયાનું કહેવામાં આવેલ તે દશ અછેરા પૈકીનું આ એક અછેરૂં ગણવામાં આવેલ છે. બીજીરીતે વિચાર કરતાં આ ઘટના, વર્ણાશ્રમ ધર્મના સિદ્ધાંતને જે મ્હોટું સ્વરૂપ આપવામાં આવે છે તેના સામે એક પ્રતિકાર તરીકે ધરી શકાય તેમ છે. આજથી પચીસ સો વરસ ઉપર પ્રાચીન કાળમાં શ્રી મહાવીર સ્વામીના સમયમાં આપણા ભારત વર્ષમાં-આર્યાવર્તમાં-વર્ણાશ્રમ ધર્મને અને યજ્ઞયાગાદિ ક્રિયાઓને જન સમુદાયમાં અસાધારણ અગત્ય આપવામાં આવતી હતી-મનુષ્ય વર્ગના બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય અને શુદ્ર એવા ચાર વિભાગ પાડી બ્રહ્મ વર્ગને પ્રથમ દરજ્જો આપવામાં આવેલ અને તે દરજ્જો ધરાવતા વર્ગને એટલા બધા અગ્ર હકો આપવામાં આવેલ કે સામાન્ય રીતે મનુષ્યના ગુણ કર્મ તરફ પુરતું લક્ષ્ય નહી અપાતાં-કેવળ જન્મના સુયોગથી તે જે જાતિમાં જન્મ્યો હોય તેજ જાતિના દરજ્જાના સર્વ હક તેને સ્વતઃ આવી મળવાના. બ્રાહ્મણ જાતિમાં જન્મેલ મનુષ્ય પ્રથમ દરજ્જાના ઉચ્ચ વર્ગને અને ક્ષુદ્ર જાતિમાં જન્મેલ મનુષ્ય છેલ્લા દરજ્જાના નીચ વર્ગનોજ ગણવો પછી તેના ગુણ કર્મ ભલેને ગમે તેવા ઉત્તમ અગર અધમ હોય. આ ખ્યાલ સામાન્ય રીતે જન સમુદાયમાં એટલો બધો રૂઢ થઈ ગયેલ કે તે સામે કંઇ વિચાર પ્રદર્શિત કરવો અગરતો તે સામે કોઇ પણ રીતે કંઇ અવાજ ઉઠાવવો તેને એક પાપ કર્મ ગણવામાં આવતું હતું. આ પ્રકારની પરંપરાથી 'ગુણાઃ પૂજાસ્થાનં ગુણિષુ ન ચ લિંગં ન ચ વયઃ' એવા પરમ માન્ય સિદ્ધાંતને અનેક રીતે બાધા પ્હોંચે એ સ્વાભાવિક થઇ પડ્યું. બ્રાહ્મણ વર્ગે પણ ગમે તેવા ઉચ્ચ આશયથી વર્ણાશ્રમ ધર્મના સિધ્ધાંતની યોજના તેના પ્રયોજકો તરફથી કરવામાં આવેલ હોય છતાં તેનો લાભ યોગ્ય યા અયોગ્ય રીતે એવી હદ સુધી લેવા માંડયો કે તે વખતના અગર તો તે વખતને આશ્રયીને લખાયેલાં પુસ્તકોમાં, નામ માત્રથી બ્રાહ્મણ કહેવાતા મનુષ્યને, બ્રાહ્મણ કુળમાં જન્મ મેળવવાના સદ્‌ભાગ્ય માત્રથીજ પરમાત્માના ઘેરથી અનેક હકોના પેટન્ટો-પરવાના આપવામાં આવ્યાની માનીનતાના અનેક દાખલા મળી આવે છે. ખુન જેવા ગુન્હા માટે પણ બ્રાહ્મણ વર્ગને જવાબદાર ગણી શકાય નહી અગરતો અન્ય વર્ણના પુરૂષના મુકાબલે તેને અલ્પ અગર નજીવીજ સજા થઇ શકે. દાતણ જેવી સામાન્ય વસ્તુના ઉપયોગમાં પણ બ્રાહ્મણ વર્ગ અમુક આંગળનું દાતણ કરી શકે અને અન્ય વર્ણના મનુષ્યો ઉત્તરોત્તર તેથી ઉતરતા માપનુંજ દાતણ કરી શકે એવા નિયમોને ધર્મના સિદ્ધાંત તરીકે ઠોકી બેસાડવામાં આવ્યા અને ધાર્મિક તેમજ વ્યાવહારીક પ્રસંગોમાં પણ તેવા નિયમોનું અનુશીલન એટલું બધું ફરજીયાત કરી દેવામાં આવ્યું કે તેના સાથે કોઇથી કંઇ અવાજ જ ઉઠાવી શકાય નહી. આવા ધર્મશાસ્ત્રના યોજકો અને પ્રવર્તકો પણ ઘણે ભાગે બ્રાહ્મણ વર્ગમાંથીજ બહાર આવ્યા અને તેને પરીણામે આવા હકોના પેટન્ટો તેમનાજ વર્ગમાં અવિચ્છિન્ન રીતે ઉત-

રોત્તર વંશપરંપરાં જળવાઇ રહે અને અન્ય વર્ગના મનુષ્યો પોત-પોતાના નિયત સ્થાનમાંજ ગોંધાઇ રહે અને પોતાનાથી નીચા ગણાતા વર્ગ ઉપર પોતાનું ઉચ્ચ સ્થાન જાળવવા પુરતી મીઠી લાલચને વશ થઇ પ્રથમ દરજ્જો ભોગવતા મનુષ્યોને અપ્રતિમ માન આપવા પ્રેરાય તેવી યોજના યુક્તિપૂર્વકની ગોઠવણથી કાયમ કરી લેવામાં આવી અને 'ગતાનુગતિકો લોકઃ' એ ન્યાયે આવી પુરાણ સ્થાપીત રૂઢીઓનાં બંધનો જન સમુદાય ઉપર વધારે અને વધારે મજબુત થતા ગયા. આવી રૂઢીઓના અંતરપટમાં કંઇ પણ સ્વાર્થનો અંશ હોવાનું કોઇને જણાયું નહીં.

રૂઢીનાં બંધનોથી તે વખતનો સમાજ એટલો બધો સ્થિતિચુસ્ત અને પરાધીન બનતો ગયો કે ગુણ કર્મના સિદ્ધાંતને પ્રધાનતા આપવાનું અશકય થઇ પડયું.

સામાન્ય રીતે ગુણ કર્મથી વિહીન તેમજ ધિક્કારવા ગોગ્ય દુર્ગુણોનું સેવન કરતો ઉચ્ચ દરજ્જાનો મનુષ્ય પોતાનાથી ઉતરતા દરજ્જાના મનુષ્ય ઉપર અઘટિત સરસાઇ ભોગવવા લાગ્યો.

આવા એક પ્રકારની અંધાધુધીના વખતમાં બનેલ ઉપર્યુકત ઘટનાએ તે સમયના સમાજ બંધન સામે એક પ્રકારનો બેંડો બળવો જગાવ્યાનું કહી શકાય. તે વખતે સર્વકોઇને પોતાની શક્તિથી આંજી નાંખતા ક્ષાત્રતેજ આગળ નમણું આપવાનું સદર ઘટના આપણને શીખવે છે.

સદ્વર્તનના બંધારણ માટે—ગુણ કર્મની ખીલવણી માટે, ઉચ કુળની ખાનદાની વગેરે ગુણોથી સંસ્કારી થયેલ આજુબાજુનું શુદ્ધ વાતાવરણ કંઇક અંશે મદદગાર થઇ પડે છે એવું કબુલ રાખવામાં આવે તો પણ આ ઘટનાથી વર્ણાશ્રમના રૂઢ બંધનને એક રીતે ફટકોજ પડેલ અને તે બંધન શ્રી મહાવીરના ઉપદેશથી વધારે વધારે ઢીલું પડતું ગયું. આ ઘટનાના મુંગા—ગર્ભિત ઉપદેશથી શ્રી મહાવીરના વધારે ઉદાર કાર્યક્ષેત્રના માટેની ભૂમિને યોગ્ય સિંચન મળતું રહ્યું.

અમુક વર્ણના મનુષ્યોજ અમુક ધાર્મિક ક્રિયા અને તેથી નીપજતા લાભો માટે અધિકારી ગણી શકાય એવો ખ્યાલ દિન પ્રતિદિન ઘસાતો ગયો અને છેવટે ચાલુ જમાનામાં ઉંચ નીચના ખ્યાલ સંબંધમાં જુદા જુદા અનેક પ્રકારના મત ભેદો અને જુદી જુદી ભૂમિકા ઉપરના અવનવા વાતાવરણ વચ્ચે આપણે ચારે તરફ નજર કરવાની રહે છે.

શ્રી મહાવીર જીવનની બીજી અદ્ભુત ઘટનાઓ સંબંધમાં ક્રમસર ઉલ્લેખ કરવા જતાં—આપણું ધ્યાન ઉપરની ઘટના પછીથી તરતજ પ્રભુ એ ગર્ભમાં રહ્યા રહ્યા "માતા પિતાના જીવતાં હું દીક્ષા લઇશ નહી" એવો જે અભિગ્રહ કરેલ તે તરફ જાય છે અને આપણે જોયું કે આ અભિગ્રહ નિશ્ચયપૂર્વક પાળવા ઉપરાંત—પોતાના જ્યેષ્ઠ બંધુ શ્રી નંદિવર્દ્ધનના આગ્રહથી માતા પિતાના વિયોગ પછી પણ શ્રી મહાવીર પ્રભુએ એક વરસ બાદ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કર્યો હતો.

આ ઘટના આપણને શ્રી મહાવીર પ્રભુના અપૂર્વ ત્યાગ ભાવ ઉપરાંત અપ્રતિમ વડીલ ભક્તિ-વડીલો તરફનો પૂજ્યભાવ વગેરે અનેક સદ્ભાવ સદ્બોધે છે. ગર્ભસ્થિતિમાં મારા ફરકવાથી-હલનચલનથી મારી માતાને વેદના ન થાઓ એવા ખ્યાલથી હિતબુદ્ધિથી પ્રભુએ ગર્ભાવાસમાં યોગીની માફક નિશ્ચલ નિષ્કમ્પ વૃત્તિ ધારણ કર્યાથી ત્રીશલા માતાને ચિંતા થઇ કે શું મારો ગર્ભ ગળી ગયો, યા શું કોઇએ હરી લીધો કે શું નાશ પામ્યો કે સ્થંભિત થયો? આવી રીતના આક્રંદથી-આર્ત્તધ્યાનથી ઘણોજ કલેશ કરવા લાગ્યા અને રૂદન કરવા લાગ્યા. આખા રાજ્ય કુટુંબમાં સૌ સ્વજનો પણ ખેદ પામ્યા. તે અવસરે ત્રણ જ્ઞાનના ધારક પ્રભુએ જ્ઞાનવડે પોતાના માતાપિતા વગેરે સ્વજનોની દુઃખદ સ્થિતિ જાણીને એક અંગુલી ચલાયમાન કરી એટલે પોતાનો ગર્ભ અક્ષત છે એમ જાણી ત્રીશલા દેવી હર્ષ પામ્યા અને રાજ્ય મહેલમાં સર્વત્ર આનંદ પસરી ગયો.

પ્રભુએ આ પ્રસંગે ચીંતવ્યું કે હજુ તો હું અદૃષ્ટ છું છતાં મારા માતા પિતાનો મારા ઉપર

આટલો બધો સ્નેહભાવ વર્તે છે. માટે જો હું તેઓના જીવતાં દીક્ષા લઇશ તો જરૂર તેઓ સ્નેહના મોહ બંધનથી આર્તધ્યાનવડે ઘણું અશુભ કર્મ ઉપાર્જન કરશે માટે તેમના જીવતાં હું દીક્ષા લઇશ નહીં. સંસારત્યાગ જેવા ઉત્તમ ધાર્મિક કાર્યમાટેના શ્રીમહાવીર પ્રભુના આવા દૃઢ નિશ્ચયથી–અભિગ્રહથી આપણને ઘણું ઘણું શીખવાનું અને સમજવાનું મળે છે. સ્નેહના મોહપાસનાં બંધનો વધારે મજબુત કરતા જવું: આ અસાર સંસારમાં કેવળ આનંદ માની રચ્યા પચ્યાજ રહેવું, ત્યાગ ભાવની ઝાંખી પણ ન થવા દેવી એવી ભાવના તરફ આપણને ઉપરની ઘટના પ્રેરતી નથી પરંતુ સદર ઘટના ગર્ભ સ્થાનમાંથી દીક્ષા લેવાના નિશ્ચયને વધારે અને વધારે દૃઢીભૂત કરી તેમાં ત્યાગભાવનો ઉત્તમ સિદ્ધાંત આપણી નજર સન્મુખ ખડો કરે છે અને તેમાંથી આપણે આપણા ક્ષયોપક્ષમ અનુસાર લઇ શકીએ તેટલો સદ્‌ભાવ–સાર લેવા પ્રેરણા કરે છે. આ અભિગ્રહથી પ્રભુએ દીક્ષા લેવા માટે કરેલ નિશ્ચયની સાથે તે માટેના વખતની અને આજુબાજુના સંયોગોની પણ કંઇક ઝાંખી કરાવી છે.

શ્રી વીરના શાસનમાં ઘણી નાની ઉમરે દીક્ષા લીધેલ વ્યક્તિઓ મ્હોટા ધુરંધર શાસનોન્નતિકારક આચાર્યો થયાના છુટાછવાયા દાખલા મળી આવે છે ખરા, પરંતુ તેનો કંઇક અંશે અપવાદ રૂપજ ગણાવા જોઇએ. પ્રાચીન સમયમાં ભવ્ય મુખાકૃતિ વિશાળ લલાટ ઉર્ધ્વ રેખા ચિત્રો વગેરે અનેક લક્ષણોથી ઉજ્વળ ભવિષ્યની આગાહીની ખાત્રી મેળવી પુત્રના લક્ષણ પારણામાંથી વર્તાય એ સૂત્રને સાર્થક કરતા આજુબાજુના સર્વ સંયોગોના અથંગ અભ્યાસી શાસનના નાયકોએ કેવળ પરમાર્થ બુદ્ધિથીજ શાસનને અથાગ લાભ થવાની ગણતરીએ કોઇ કોઈ પુરૂષોને બાળવયમાંજ દીક્ષા આપવાનું ઉચિત ધારેલ–તેવા દાખલાઓ આગળ કરી હાલમાં પણ કોઇ કોઈ સ્થળે બાળ દીક્ષાના પ્રસંગને અસાધારણ મહત્વ આપવામાં આવે છે તે એક વિવાદગ્રસ્ત પ્રશ્ન છે. બંને બાજુની દલીલ ઘણી રીતે વિચારવા યોગ્ય મનન કરવા યોગ્ય છે. એકજ પક્ષનો આગ્રહ ધરી કદાગ્રહ બુદ્ધિથી પોતાનોજ કક્કો ખરો માનવાની લાલસાથી એક બાજુ ન ઢળી જતાં દરેક પ્રસંગે આજુબાજુના સઘળા સંયોગો ધ્યાનમાં લેઇ શાસનની હીલનાના પ્રસંગ ઉપસ્થિત ન થાય તે ધોરણે પરમ વિવેક બુદ્ધિથી અને ઉદાર ભાવનાથી કામ લેવાની જરૂર છે. અત્યુત્કટ શિષ્ય લાલસાની વૃત્તિનેજ વશ વર્તી, કેવળ એકજ બાબતને અણછાજતું–અયોગ્ય મહત્વ આપી વગર કારણે ક્લેશકંકાશ વ્હોરી લેવામાં આવે, ન્યાયની કોર્ટોમાં ઘસડાવા પ્રસંગ આવે, કાવા દાવા અને પ્રતારણાના પ્રયોગોથી નાસભાગ કરાવવામાં આવે તે કોઇ પણ રીતે ઇચ્છવા યોગ્ય નથી. અંધશ્રદ્ધા અને સ્થિતિચુસ્તતા હવે લાંબાકાળ સુધી જેની તે સ્થિતિમાં ટકી રહે તેમ જણાતું નથી. ધર્મગુરૂઓના વિવેકહીન–અવિચારી સાહસોને સમાજ નભાવી લે તેમજ તેમના હરકોઇ કાર્ય તરફ સુશીક્ષીત વર્ગ કેવળ આંખ વીચામણાં કે આંખ આડા કાન કરે તેવી સ્થિતિ હવે રહી નથી.

દેશ કાળ અનુસાર સમાજ સ્થિતિનો યથાસ્થિત ખ્યાલ કરીનેજ આપણે આગળ વધવાની જરૂર છે. ધર્મભાવનાની વૃદ્ધિ થવાને બદલે ઉલટું તેને ક્ષતિ પહોંચે તેવા કાર્યમાં ઝંપલાવતાં પણ ઘણી ઘણી રીતે વિચાર કરવાની જરૂર છે. શાસનની ઉન્નતિ કે રક્ષણ એ એકહથુ સત્તાના ઇજારાનો વિષય બની શકે તેમ નથી. આ આગળ વધતા અગર કહો કે કોઇ કોઇ બાબતમાં પાછળ પડતા જમાનામાં સર્વ કોઇ આગેવાન મનુષ્યનું જાહેર જીવન હરેક રીતે જાહેરની ટીકાને પાત્ર છે તેવા સમયમાં સમુદાયના નાયકોએ કેવળ એકજ ધુનથી ધપ્યે જવું તે આપણા સ્યાદ્‌વાદ માર્ગને–અનેકાંતપ્રરૂપક સિદ્ધાંતોને કવચિત્ નુકશાનકારક થઇ પડે તેવો સંભવ છે. આ વિષયની ચર્ચામાં વધારે ઉંડા ઉતરવા જતાં વિષયાંતર થઇ જવાનો ભય રહેતો હોવાથી એટલુંજ પ્રતિપાદન કરવાનું આવશ્યક ધારવામાં આવે છે કે શ્રી વીર પ્રભુના ઉપર જણાવ્યા મુજબના અભિગ્રહની ઘટના સંબંધમાં આપણે શાંત ચિત્તે આપણા પોતાના આત્માને તેમજ સામુદાયિક રીતે શાસનને વિશેષ લાભ થાય તે રીતે વિચાર કરવાની જરૂર છે. સમુ-

દાયના લાભમાંજ આપણું પોતાનું હિત રહેલું છે. સમાજના લાભ સાથેજ વ્યક્તિગત હિત પણ અવિચ્છિન્ન રીતે સંકળાયેલું છે: આવા સામાન્ય સિદ્ધાંતોની પણ અનેક દષ્ટિથી વિચારણા કરવાની જરૂર છે. વડીલ–આપ્તજનો તરફનો ભક્તિભાવ–આપણા આજ્ઞાંકિતપણાના ગુણને સવિશેષ ખીલવી આપણું ચારિત્ર વધારે ઉજ્વળ બનતું રહે તે રીતે આપણે કામ લેવાની જરૂર છે,

ઉપલક દષ્ટિએ તદન સામાન્ય જણાતો એક લજ્જાગુણ પણ ઉચ્ચ ચારિત્રના બંધારણમાં તેટલો બધો લાભ કારક છે તે સંબંધમાં જૈન શાસ્ત્ર પ્રણીત ક્ષુલ્લક કુમારનું કથાનક ખાસ મનન કરવા યોગ્ય છે. યુવાન વર્ગને આ કથાનક ખાસ આદર્શ તરીકે પોતાની નજર સન્મુખ રાખવાની જરૂર છે. લજ્જાગુણને બીજા અનેક સદ્ગુણનો ઉત્પાદક અને પોષક તરીકે વર્ણવવામાં આવેલ છે.

શ્રીમહાવીર ચરિત્રની અનેક ઘટનાઓ પૈકીની આ એક ઘટના આપણને ન્યાય માર્ગની ઉત્કૃષ્ટતા તરફ લક્ષ રાખવાનું આપણને શીખવે છે તે ઉપરાંત વડીલ સ્વજનો તરફ સ્નેહયુક્ત પૂજ્યભાવ–રાખવાનું તેમજ તેમની શુભેચ્છાઓ તરફ માનની દષ્ટિથી જોવાનું સદબોધે છે અને આ સ્વાતંત્ર્યપોષક જમાનામાં સ્વાતંત્ર્યને ક્વચિત્ સ્વચ્છંદની હલકી કોટીમાં ઉતારી પાડના જમાનામાં ઉપર બતાવેલ ગુણોની ખીલવણી તરફ બહુજ સંભાળપૂર્વક લક્ષ આપવાની જરૂર છે. પરમ ઉપકારી શ્રી મહાવીરના જીવનની બીજી અનેક અદભુત ઘટનાઓ સંબંધમાં અનુકુળ પ્રસંગે આપણે હવે પછી વિચાર કરીશું. ચાલુ પ્રસંગે આવી ઉત્તમ તક આપવા માટે વિદ્વાન્ તંત્રીનો આભાર માની હાલ તુરત વિરમું છું. ૐ શાંતિ.

---

## અભિનંદન.*

પધારો પધારો નાથ ! ભગવાન્ જ્ઞાતનંદન !
તમોને છે તમોને છે ! અમારાં કોટિ વંદન.
ઓજસ આપના આજે પૃથ્વીતલને ઓપતાં
કૃતાર્થતા અવધિ પામી હૈયાં શાં ! અમ શોભતાં
નયનો આપને નિરખી તૃપ્તિ નો પામતાં હજી
જોઇ લેઉં ! જરા જોઉં ! વાંચ્છના વધતી જતી !
વસંતની નવી લક્ષ્મી વધામણી આપે અહીં
જગન્નાથનું આતિથ્ય અર્થે આતુર થૈ ઉભી !
વધાવા આપના પાદો સમારંભો થઈ રહ્યા;
મંગળ વાદ્યના નાદો દિગંતમાં વ્યાપી ગયા.
આજનો ઉત્સવ પામી ધન્ય જાત ગણે ધરા;
અલંકારો સજી રહી છે નાથ–ચરણો પામવા.
મર્ત્યલોક પુર દ્વારે થાય પ્રવેશ આપનો !
ત્રૈલોક્ય માંહેના જંતુ જપે છે જાપ આપનો.
રંગ્યાં છે પુરનાં ભુવનો રજત શ્વેત રંગથી;
ચંદ્રિકા ધન્ય થાયે છે ! ભક્તિ કરી સ્વ અંગથી.
સ્વસ્તિકો પુરાએ છે મૌક્તિકોના ગૃહે ગૃહે
પંચરંગા પુષ્પોથી પૂજાઓ છે સ્થળે સ્થળે !
અર્ચા પૂજા કરું શાથી રંકતા હસ્તને વરી !
કૃતપુણ્ય થઉં છું આ, કાવ્યમાળ ગળે ઠવી !
સ્વામીનાથ પધાર્યા છે, અહો કુંડગ્રામનંદન !
સ્વીકારોને સ્વીકારોને ! સ્નેહે આ અભિનંદન !

—ગોરધનભાઈ વીરચંદ શાહ

---

*ભગવાન્ વર્ધમાન–મહાવીર દેવ ચૈત્ર સુદ ૧૩ ની મધ્ય રાત્રીએ જન્મ્યા તે પ્રસંગનું અભિનંદન.

# શ્રી મહાવીર જયંતિ.

(બોરસદમાં શ્રી મહાવીર જયંતિ વીરાત્ ૨૪૫૧ ના ચૈત્ર માસમાં થઈ હતી તે વખતે શ્રીયુત કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાલાએ પ્રમુખ તરીકે જે ભાષણ આપ્યું હતું તે આ ખાસ અંકમાં ઉપયોગી ગણી અત્ર મૂક્યું છે. **તંત્રી.**)

શ્રી. ગોપાલદાસભાઈની ચિઠ્ઠી લઈને રાયચંદભાઈએ આવી જે આગ્રહ કર્યો, તેને ઠેલી ન શકવાથી હું આજે હાજર થયો છું. એમના આગ્રહની પાછળ જે મારે માટે પ્રેમ રહેલો છે, તેમને માટે હું તેમનો ઋણી છું. એ પ્રેમના બદલામાં હું કાંઇક સેવા કરી શકું તો સારૂં એમ ઇચ્છું છું. પણ આજના પ્રસંગે એવું કાંઇ થઇ શકે એમ મને ઝાઝું લાગતું નથી. આનાં કારણોમાં મુખ્ય એ કે હું જૈન ધર્મ વિષે બહુ ઓછું જાણું છું. અને જૈન સમાજ વિષે એથીયે ઓછું જાણું છું. હું આશ્રમમાં રહેવા આવ્યો તે પહેલાં જૈન ધર્મ વિષે જરાયે જાણતો નહોતો. જે જાણતો તે જૈન ધર્મ પ્રત્યે અણગમો ધરાવનારા મારફતે બંધાયેલી કેટલીક કલ્પનાઓજ, અને જૈન કુટુંબોના સહવાસમાં આવવાનું પણ મને કદી થયું નહોતું. આજે પણ મને જૈન સમાજનો બહુ ઓછો પરિચય છે. જૈન કુટુંબોના સમાગમમાં હાલમાં હું આવ્યો છું તે સામાન્ય જૈનોથી ઘણા આગળ વધેલા કહેવાય. તેમની તરફથી જૈન ધર્મનું તત્ત્વજ્ઞાન હું જાણી શકું છું, પણ જૈન વાતાવરણ અને જૈન સંસ્કારોનો મને પરિચય થયો નથી. તેથી આજના પ્રસંગે મારા જેવાથી આપની શી સેવા થાય એ વિષે મને શંકા છે.

મારી બીજી મુશ્કેલી પણ કહું. હું જાણતો તો હતો પણ હવે દિવસે દિવસે વધારે ચોખ્ખી રીતે જોઉં છું કે ગુજરાતના પ્રજાજીવનને પણ હું બહુ પિછાણતો નથી. મારૂં પૂર્વજીવન બધું શહેરમાં અને ગુજરાત બહારજ ગયેલું છે. એટલે બોરસદ જેવા ગામમાં હું આવું છું, ત્યારે ગૂજરાતી છતાં પરદેશીની માફક મને એક રીતે પારકાપણું લાગે છે. ગૂજરાતી પ્રજાજીવનમાં ભળી જતાં હજુ મને આવડ્યું નથી. આને લીધે એવું બને છે કે તમારે માટે બોલું કે લખું તેનો તમને તમારા જીવનમાં બહુ ઓછો ઉપયોગ થાય છે, અને મારૂં બોલેલું-લખેલું તમારા ઉપયોગાર્થે નહિ પણ મારા વિનોદાર્થે બની જાય છે. બીજાં કારણો પૈકી આ પણ એક કારણને લીધે મને બોલવા-લખવા પ્રત્યે અભાવ ઉત્પન્ન થતો જાય છે. અને આવા પ્રસંગો મને મૂંઝવનારા થઇ પડે છે. તમારી હું સેવા કરી શકું તે પહેલાં તમારા જીવનમાં હું સારી રીતે ભળું એ જરૂરનું છે.

આથી આજના પ્રસંગને શોભે એવી મારાથી કાંઇ સેવા ન થઈ શકે તો મને ક્ષમા કરશો. હું તમારી આગળ જૈન ધર્મના તત્ત્વજ્ઞાન વિષે, કે જૈન સંસ્કારો, રૂઢિઓ તથા પૂજા વિધિઓ વિષે પણ નહિ બોલી શકું, પણ કેટલીક સામાન્ય વાતો જ કરી શકીશ.

પ્રથમ તો આજના જેવી જયંતિઓ ઉજવવાની પાછળ રહેલો ઉદ્દેશ વિચારવા હું આપને વિનંતી કરૂં છું. આજે આપણે બધા બોલ-વા અને લખ—વા એટલે બોલવા અને લખવાના વાયુ-થી પીડાઇએ છીએ. બોલવાના અને લખવાના વિવિધ પ્રસંગો આપણે શોધ્યાજ કરીએ છીએ. જયંતિઓ ઉજવવાનો વા પણ એ વાયુનો જ એક પ્રકાર થઇ ગયો છે. ઘણી ખરી વાર આ પ્રવૃત્તિઓમાં મને કોઇપણ જાતની ગંભીર વૃત્તિનો અભાવ જણાયો છે. જે મહાપુરૂષની જયંતિ ઉજવીએ, તેમના પ્રત્યેના કોઇ હદયના ઉમળકાથી પ્રેરાઇને અથવા તેમના જેવા થવાની તીવ્ર ઇચ્છાથી પ્રેરાઇને આપણે આ પ્રવૃત્તિ માંડતા નથી, પણ વિનોદ-મનોરંજન કરવાની ઇચ્છા જ પ્રધાન હોય છે એવું મને જણાયું છે. આથી

સભાઓને નિમિત્તેજ મોટા વરઘોડાઓ, સારા સારા સંવાદો, સંગીતો અને વ્યાખ્યાનો સાંભળવા મળે, બે ઘડી આનંદમાં જાય, એટલુંજ ફળ મેળવવાની ઈચ્છાથી આવી પ્રવૃત્તિઓ યોજાય છે. આમાં એક છેતરામણ પણ થાય છે. સભા બોલાવનારાઓને અને સભામાં આવનારાઓને બંનેને એવો પણ ભાસ થાય છે કે આવી જયંતિ ઉજવવાથી આપણે એક મહત્વનું કામ કરીએ અને આરાધીએ છીએ અને તે મહાપુરુષની યોગ્ય કદર કરીએ છીએ.

હું બીજી રીતે ગંભીર માણસ નહિ હોઉં, પણ આવા પ્રસંગો વિષે મારી વૃત્તિ અતિશય ગંભીર છે. જીવનને હું એક અતિશય ગંભીર વસ્તુ સમજું છું. અને મહાવીર જેવા પુરુષો જીવનના સાથી હોવાથી એમની જયંતિની ગંભીર પ્રસંગોમાં ગણના કરૂં છું. મારી તુલના તમે કેટલે અંશે સમજી શકશો તે હું જાણતો નથી, પણ ગાંભીર્ય એટલે શું તે તમને દાખલાથી સમજાવવા પ્રયત્ન કરૂં છું. બોરસદના સત્યાગ્રહ વખતે તમે વિચાર કરવા બેઠા હશો, અથવા બાબરાની બાબતમાં વિચાર કરવા બેઠા હશો, અથવા તમારા ઘરમાં કોઇને મોટું ઓપરેશન કરાવવું હોય તેનો તમે વિચાર કરવા બેસો ત્યારે તમારા મનની વૃત્તિ કેવી ગંભીર હોય તેનો ખ્યાલ કરો. એ જેમ જીવનની સાથે જોડાયેલી વાતો છે, તેવાજ આ મહાપુરુષો તમારા જીવન સાથે જોડાયેલા તમને લાગવા જોઇએ. જેમ ઉપલા પ્રસંગોમાં તમને જાન માલની ચિંતા હોય, તેમ આ પ્રસંગમાં યે તમને તમારા જીવની ચિંતા લાગવી જોઇએ. ફરક માત્ર એટલો જ કે પેલા પ્રસંગોમાં કદાચ કાંઇક ગભરામણ અને ખેદ હોય તેને બદલે આ પ્રસંગમાં ઉત્સાહ અને હિંમત હોય. હું આ વૃત્તિને ગંભીર વૃત્તિ કહું છું.

જો તમે આવી ગંભીર વૃત્તિથી મહાવીર જયંતિ ઉજવો, તો તેમાંથી તમને ફાયદો થશે. પ્રત્યેક જયંતિએ તમે જીવન—વિકાસના માર્ગમાં એક એક પગલું આગળ માંડો છો એમ અનુભવ થશે. પણ એમ ન હોય તો આવી જયંતિઓ ઉજવવામાં હું કોઇ જાતનો લાભ જોતો નથી. જયંતિ ઉજવવાથી શ્રી મહાવીરની કોઇ જાતની કદર થાય છે એવો ખ્યાલ હોય તો તે ભૂલ ભરેલો છે. મહાવીરની કદર કરવાની કોઇ જાતની આવશ્યકતા જ નથી, કારણ કે મહાવીરના જીવનની કિંમત, તમે એની કદર ન કરો તેથી ઘટવાની નથી, અને કદર કરવાથી એમના જીવનને વધારે ઉન્નત થવાનું રહ્યું નથી. તમારી પોતાનીજ ઉન્નતિને માટે તમે મહાવીરના ઉપાસક છો અને તેટલાજ માટે તમારે એમની જયંતિ ઉજવવી જોઇએ. જો જીવનને ઉન્નત કરવાની તમને તીવ્ર ઉત્કંઠા ન હોય તો જયંતિ ઉજવવાથી કોઇ હેતુ સરવાનો નથી.

આથી મારી તમને વિનંતિ છે કે તમે જો આ જયંતિ ઉજવવા ઇચ્છતા હો, તો ગંભીર ભાવેજ ઉજવજો. મનોરંજનની, કે તમારા પંથની વાહ વાહ કહેવડાવવાની, કે સ્વર્ગનું કે આ લોકનું કોઇ સુખ મેળવવાની તમને કાંઇ આશા રહેતી હોય તો તેને છોડી દેજો અને તે આશાઓ ન છૂટે તો જયંતિ ઉજવવાનું છોડી દેજો. અને એ ચિત્તરંજન, વાહ વાહ કે પુણ્ય કોઈ બીજે માર્ગે મેળવજો.

જો આવા ગંભીર ભાવથી તમારે જયંતિ ઉજવવી હોય, તો તે કેમ ઉજવવી જોઇએ એ વિષેના મારા વિચાર કહું છું. પણ એ વિચારમાંથી ઘટે તેટલાજ તમારે લેવાના છે. એમાંથી જે વિચારો તમારા સંસ્કારોને માટે અનુકૂળ ન હોય તે છોડી દેજો.

આવી જયંતિઓ કેવળ ઉપાસકો, ભકતો કે જિજ્ઞાસુઓએજ ભેગા થઇ ઉજવવી જોઇએ. આમાં મોટો સમારંભ કરવાની, ખૂબ માણસો ભેગા કરવાની કે બધા માટે એકજ જાતનો કાર્યક્રમ રચવાની ખટપટ ન હોય.

દરેક પંથમાં પાંચ જાતના અનુયાયીઓ હોય છે. ઉપાસકો, ભકતો, જિજ્ઞાસુઓ, પંડિતો અને સામાન્ય વર્ગ. ઉપાસક એટલે જેમના હૃદયમાં મહાવીરના જેવું પોતાનું જીવન રચવાની, મહાવીરના મહાન ગુણો પોતાના જીવનમાં ઉતારવાની તીવ્ર ઇચ્છા હોય તે. ભકતો એટલે જેમને મહાવીર પ્રત્યે એવો પ્રેમ ઉપજતો હોય કે એમને માટે પોતાના

જાન-માલને કોઇને કોઇ રીતે વાપરી નાખવાની તીવ્ર ઇચ્છા રહેતી હોય તે. એ પોતે મહાવીરના જેવો થવાની અભિલાષા નથી કરતો પણ મહાવીરને પોતાના નાથ, મિત્ર, માતા, પિતા જેવા સમજી એને માટે શું ને શું કરી નાખું એવી ઇચ્છા રાખે છે. જિજ્ઞાસુ એટલે જેને જૈન સંપ્રદાયનું તત્ત્વજ્ઞાન અનુભવમાં ઉતારી લેવાની ઇચ્છા છે તે. પંડિત એટલે જૈન શાસ્ત્રોના અભ્યાસી; અને સામાન્ય વર્ગ એટલે જે જીવતાં સુખી રહી કુટુંબ, ધન, વેપાર, રોજગારને જીવનનાં મુખ્ય અંગો માને છે, પણ જેમને એવી એક શ્રદ્ધા રહેલી છે કે એ બધી વસ્તુઓ મહાવીરની દિવ્ય શક્તિનો આશરો લેવાથી કાયમ રહે છે, અને એમના પંથમાં દાન, પુણ્ય કરવાથી અહીં સુખી રહેવાય છે અને બીજો જન્મ સારો આવે છે તે.

મારા વિચાર પ્રમાણે કોઇ પણ પંથ જગતની દૃષ્ટિએ પંડિતો અને સામાન્ય વર્ગની સંખ્યાથી ઓછો વત્તો બળવાન જણાય છે. પણ પંથમાં જન્મ લઇ એનો સદુપયોગ કરી પોતાની ઉન્નતિ કરી લેનારા તો જે સાચે ભાવે ઉપાસક, ભક્ત, કે જિજ્ઞાસુ હોય તેઓ જ છે. એ પંથનો ઉત્કર્ષ કે પંથ બહારના સામાન્ય મનુષ્ય સમાજનો ઉત્કર્ષ આ ત્રણ વર્ગના અનુયાયીઓથીજ થાય છે. એવું પણ બને છે કે આગળ જતાં એ ઉપાસક, ભક્ત કે જિજ્ઞાસુ પોતાના ભાઇબંધોથી એટલો બધો જુદો પડી જાય છે, કે એને પોતાના પંથનો માનવાને પણ કોઈ તૈયાર નથી હોતું. છતાં એ પંથનો પૂરેપૂરો લાભ ઉઠાવી લેનારા એ ત્રણેનાજ હોય છે. પારસનાથના પંથમાં જન્મ લઈ જૈનોને અને આખા જૈન ધર્મને ઊંચે ચઢાવનાર મહાવીર સ્વામી આ વાતનુંજ એક દૃષ્ટાંત છે. કેટલેક અંશે રાજચંદ્રનું પણ આવુંજ દૃષ્ટાંત કહેવાય.

આ ત્રણ વર્ગના અનુયાયીઓ માટે જયંતિઓ બરાબર ઉજવાયતો વિશેષ લાભદાયી થઇ શકે. આવી જયંતિઓ ઉજવવાની રીત તો એજ કે સત્સમાગમનાં મંડળો રચી, પોતાના જેવાજ ઉપાસકો, ભક્તો અને જીજ્ઞાસુઓ સાથે એક બીજાની ઉન્નતિના માર્ગો વિચારવા. આમાં ઉપાસકો બેસી મહાવીરનાં ચરિત્રો અને ગુણોનો વિચાર કરી, તેનું અનુકરણ કરવાના માર્ગો શોધે; એવા ગુણોનો ઉદય થાય એવો કર્મ માર્ગ વિચારે. ભક્તો ભેગા મળી મહાવીરના ગુણાનુવાદ ગાય, એનો મહિમા વિચારે અને એની મૂર્તિને પ્રેમથી હૃદયમાં ધારે. જિજ્ઞાસુઓ જ્ઞાની સદ્ગુરૂની શોધ કરી એમનો સમાગમ કરે અને સાધના કરે, અથવા પરસ્પર અનુભવની દૃષ્ટિથી તત્વ ચર્ચા કરે.

આ ત્રણે વર્ગો એક બીજાથી તદ્દન જુદા હોય એમ માનવાનું નથી. બધામાં થોડા થોડા અંશો ત્રણે વૃત્તિઓના હોય; પણ પોતાના જીવનના અમુક કાળમાં દરેક માણસ વિશેષ કરીને ઉપાસક, ભક્ત કે જિજ્ઞાસુ હોય.

જયંતિ ઉજવવા માટે આવાં અનુયાયીઓનાં નાનાં નાનાં અનેક મંડળો રચાય તેમાં દોષ નથી પણ લાભ છે. બહુ મોટાં મંડળોમાં વૃત્તિઓ ડોળાઇ જાય છે અને બાહ્ય ઉપાધિઓ વધી પડે છે. આવાં મંડળો બહુ મોટાં નહિ તેમ બહુ નાનાં નહિ, એક બીજાની સાથે સુહાણુ થાય એવા સ્વભાવવાળા, લગભગ એક જ વૃત્તિનાં માણસોનાં હોય તો ઘણો લાભ થાય. હું તમને આ વસ્તુ વિચારવા મૂકું છું કે તમે આવા મોટા જલસા અને વરઘોડા કરવાને બદલે ઉપાસક, ભક્ત, અને જિજ્ઞાસુ બનો અને આવી જયંતિઓના પ્રસંગો નાનાં સત્સંગી મંડળો રચી તમારી શુભવૃત્તિઓનો ઉત્કર્ષ થાય એવી રીતે ઉજવો. તમે જો ગંભીરપણે મહાવીરના અનુયાયી હો તો મોટા જલસાઓથી દૂર રહેવામાં તમને લાભ છે. અને જો એ ગાંભીર્ય ન હોય તો મારી દૃષ્ટિએ આવી જયંતિઓની કશી કિંમત નથી, અને મારા જેવા માણસને બોલાવીને ઉલટો તમારો રસભંગ થવાનો સંભવ છે.

હવે જે મહાપુરૂષની જયંતિ તમે આજે ઉજવી રહ્યા છો તેમના જીવન વિષે બે-ચાર વિચાર રજુ કરૂં છું.

તમારૂં પહેલું ધ્યાન હું મહાવીરની માતૃભક્તિ પ્રત્યે ખેંચું છું. મહાવીર વીષે એમના જીવન ચરિત્ર લખનારે કહ્યું છે કે ગર્ભમાં ફરકવાથી માતાને વેદના

થશે એ વિચારથી તેઓ ફરકતા પણ નહોતા. આ વાતમાં કવિની અતિશયોક્તિ હશે. પણ એમના વિવાહ વગેરેના પ્રસંગો પરથી સાફ જણાય છે કે એમનું હૃદય નાનપણથીજ માતૃપ્રેમ અને કોમળ ભાવોથી તરબોળ હતું.

બીજાને માટે દુઃખી થયા વિના, અને તેનું દુઃખ નિવારણ કરવા માટે દોડી પહોંચ્યા વિના ચાલેજ નહિ એવો જેમનો સ્વભાવ પડી ગયો છે, એવા મહાવીર, બુદ્ધ, ગાંધી કે એન્ડ્રુઝ-કોઇપણ સંતપુરુષનું કૌટુંબિક જીવન તપાસીશું તો ઘણું ખરૂં માલુમ પડશે કે એમનું બાલ્ય જીવન એવા કુટુંબમાં વીત્યું હશે કે જ્યાં પરસ્પર અત્યંત સ્નેહ પસરેલો હોય, અને એનું મોટપણનું જીવન પણ એવી જ રીતે સ્નેહથી ભરેલું હશે. એણે કદી ભાગ-વિભાગના કજિયા નહિ કર્યા હોય; પોતાનાં અને ભાઈનાં બાળકોમાં ભેદ નહિ માન્યો હોય; એણે સંકુચિત વૃત્તિને પોતાના હૃદયમાં પોષણ નહિ આપ્યું હોય. એથી ઉલટું જ્યાં માતા-પિતાએ પોતાનાં બાળકોને પૌષ્ટિક અન્નો ખવાડવાની અને છૂટથી પૈસો ખરચી ઉછેરવાની વ્યવસ્થા કરી છે, છતાં હૃદયના ઉમળકોથી પોષ્યાં નથી, જ્યાં બાળકો માતા-પિતાથી ભયભીત રહીને જ ઉછર્યાં છે, જાણે માતા-પિતા પારકાં માણસો હોય તેમ જ્યાં બાળકોને મન ખોલીને પોતાના હૃદયની સર્વે વાતો કહેવાનું વાતાવરણ નથી, જ્યાં નાના ભાઇઓને મોટા ભાઇઓથી જાણે દુશ્મન હોય તેમ પોતાના બચાવ માટે પ્રયત્ન કર્યા કરવો પડે છે, જ્યાં સર્વે કુટુંબીઓ માત્ર સ્વાર્થનાજ સગાં છે એવો અનુભવ થાય છે, ત્યાં કોઇપણ જાતના ઊંચા ગુણો પોષાતાં નથી. તેવા કુટુંબમાંથી પરદુઃખભંજન માણસો નીકળવાં મુશ્કેલ છે. કારણ કે ત્યાં સમભાવનાની લાગણી ઘણું ખરૂં બુઠ્ઠી થઈ જાય છે.

આ કૌટુંબિક પ્રેમપર હું વધારે આગ્રહપૂર્વક આજના રાષ્ટ્રીય ભાવનાના યુગમાં બે ભાર મૂકું છું, કારણકે મારી દિવસેદિવસે વધારે ને વધારે ખાત્રી થતી જાય છે કે આપણા હિંદુ સમાજની નિર્બળતાનું-આપણી છિન્ન ભિન્ન સ્થિતિનું-મૂળ કારણ આપણા કુટુંબોમાંજ છે. માબાપ અને પુત્ર, ભાઇ-ભાઇ; ભાઇ-બ્હેન; પતિ-પત્ની, મિત્રો, શેઠ અને નોકર વચ્ચે રસબસ પ્રેમ એ હિંદુ કુટુંબની આજે સામાન્ય સ્થિતિ નથી. આપણે પોષેલી સર્વ વિચારસરણીજ એ પ્રેમની વૃદ્ધિને વિરોધી છે. આપણે પ્રેમ વૃત્તિને વૈરાગ્યની વિરોધી માની છે; અને વૈરાગ્ય વૃત્તિ ઉન્નતિકર હોવાથી, આપણે કુટુંબમાં રહેતાં છતાં પણ જાણે-અજાણે એક એવી વૃત્તિ પોષી છે કે જે વૈરાગ્ય વૃત્તિના જેવી દેખાય છે છતાં વૈરાગ્ય વૃત્તિ નથી, પણ પ્રેમ-પ્રતિબંધક વૃત્તિ છે. આને પરિણામે આપણે વિવિધ અનર્થકારી ભાવનાઓ પોષીએ છીએ. પરણીએ છીએ ખરા, અને તે પણ ઉપરા ઉપરી, છતાં પત્ની પર પ્રેમની લાગણી બતાવતાં શરમાઇએ છીએ, ન બતાવવા માટે પ્રયત્ન કરીએ છીએ, અને એને દાબી નાંખવાને પુરૂષાર્થ કરીએ છીએ. આપણને બે છોકરાં હોય છે, છતાં પાંચ વરસનો થયા બાદ આપણે એને પ્રેમથી સંબોધી શકતા નથી, વહાલથી રમાડી શકતા નથી, એના ઉપર મમતા દેખાડી શકતા નથી, એની વાતોમાં રસ લઇ શકતા નથી. કવચિત્ જ્યારે મોતનો પંજો એના ઉપર આવી પડે, ત્યારેજ આપણે પ્રેમવૃત્તિ પર ઢાંકેલી શિલાને કાંઇક ઊઠવા દઇએ છીએ, અને જે સમયે ધૈર્ય રાખવું જોઇએ ત્યારેજ ધૈર્યહીન પ્રેમનું દર્શન કરાવીએ છીએ. કોઇ પણ પ્રજા પોતાનાં બાળકોને પરણાવવાની ઇન્તેજારી રાખે તેના કરતાં આપણે બાળકોને ખૂબ વધારે ઇન્તેજારીથી પરણાવીએ છીએ, પણ ત્યાર પછી છોકરાંઓનું કૌટુંબિક સુખ કે દંપતીનું પ્રેમળ વર્તન અણગમા વિના નીરખી શકતા નથી. આ સર્વનું પરિણામ એ આવે છે કે કામ વાસનાની પાશવ વૃત્તિ કે સંસારનો મોહ ઓછાં થતાં નથી. પણ ભાવનાહીન કૌટુંબિક જંજાળ વધે છે,-જેમાં નથી ઐક્ય, નથી સુખ, નથી વિકાસ.

આપણે પણ ઊંચ-નીચના ભેદો, ન્યાત-જાત, ખેતીવાડી, દેશવતન બધુંયે રાખી રહ્યાં છીએ; એ બધાંનો ઉપયોગ કરી આપણું જીવન ચલાવીએ છીએ. એના વધવાથી આપણે પોતાને મોટા થયેલા માનીએ છીએ; આપણી ઉઘરાણીની પાછળ પાઈ

વસુલ કરવામાં, બજારની રૂખની કાળજી રાખવામાં, સટ્ટા ખેલવામાં, ન્યાતવરા કરી વાહવાહ કહેવડાવવામાં, ગાનતાનનો આનંદ લૂંટવામાં, સાધુ થયા હોઇએ તો લુગડાં-લત્તાં, પોથીઓ અને ભિક્ષા ભેગાં કરવામાં, આપણે કોઇ વ્રત, તપ કે દાન કર્યાં હોય તો તેને જગજાહેર કરવામાં, દુનિયાના કોઇપણ દેશની સંસારમાં રચેલી-પચેલી પ્રજાના જેટલાજ આપણે સાવધાન રહીએ છીએ; છતાં જ્યારે જે ગામમાં કે દેશમાં આપણે રહેતા હોઇએ તેને માટે ઘસાવાનો કે કાળજી કરવાનો પ્રસંગ આવે, ત્યારે "એ સંસારના કુટણાથી કાંઇ જીવનો ઉદ્ધાર થાય છે ?" "આપણી તો આધ્યાત્મિક સંસ્કૃતિ, એવી દુન્યવી વાતોની આપણને શી પરવા ?" એવું તત્ત્વજ્ઞાન માંડી બેસીએ છીએ. ભાઇઓ અને બ્હેનો, હું તમને ખાત્રીપૂર્વક અને આગ્રહપૂર્વક કહું છું કે આ કેવળ શુષ્કજ્ઞાન છે. આથી તમારો કોઇ કાળે પણ ઉદ્ધાર નહિ થઇ શકે.

ખરી રીતે તો કોઇપણ માણસને પરણવાની, છોકરાં હોવાની, છોકરાંને પરણાવવાની, ધન-મિલકત સંઘરવાની, કે ગામમાં કે શહેરમાં રહેવાની ફરજ નથી. પણ જો એણે એવા સંબંધો રચ્યા હોય, તો તે સંબંધોનો વિવેક અને પ્રેમથી નિર્વાહ કરવાની જરૂર ફરજ છે. પરણ્યા ત્યારેજ બંધન થઇ ગયું; ત્યારપછી તમારી સ્ત્રીને તમારા સુખ દુઃખની, ઉન્નતિ અને અધોગતિની ભાગીદાર કરી તમારો અને એનો બન્નેનો ઉદ્ધારનો માર્ગ સાથે રહીને કાપવાની ફરજ છે. એ સ્ત્રી મરી ગયા પછી જેમ ઢોર મરી જાય અને બીજું ઢોર લાવો તેમ બીજી સ્ત્રી ન લાવી શકો. એ રામના માર્ગથી, મહાવીરના માર્ગથી, સર્વ સાધુ પુરુષોના માર્ગથી ઉલટું છે. એ પશુતા છે. માણસાઇ નથી. એ સ્ત્રીને તમે તુચ્છકારી ન શકો, મારી ન શકો, એનો ત્યાગ ન કરી શકો.

વિષયોપભોગ કરવાની તમારા ઉપર ફરજ નથી; પણ તમે સંસાર માંડો અને છોકરાં થાય, કે તેનું બંધન તમારે સ્વીકાર્યેજ છુટકો. જેમ બકરાં કે મરઘાં પાળવાવાળા એનાં બચ્ચાંની કિંમતને માટેજ એની કિંમત સમજે છે, તેમ કેટલા પૈસા કમાઇ ને લાવશે એ ભાવનાથી તમે છોકરાંઓ તરફ દૃષ્ટિ ન માંડી શકો. એને માટે ખૂબ પૈસો ખર્ચો કે પૈસો મૂકી જાઇ એનું પોષણ કરવાની તમારી ફરજ નથી. પણ એનું પ્રેમથી પોષણ કરવું, એમની શુભ ભાવનાઓને વધારવી, જે સંસારમાં તમે લુબ્ધ થયા છો, તેમાં એ લુબ્ધ થવા ન ઇચ્છે, તેમાંથી એ આગળ વધવા ઇચ્છે, તો તે જોઇ રાચવું એ તમારી ફરજ છે.

છોકરાંને પરણાવવાની તમારી ઉપર કોઇ જવાબદારી નથી; પણ તમે પરણાવો તો વહુઆરને દીકરી જેવી ગણવાની, છોકરાંઓનો સુખી સંસાર જોઇને રાજી થવાની તમારી જરૂર ફરજ છે.

તમને ઘટે તો ગામ કે દેશને છોડી જાઓ; પણ ગામ કે દેશમાં રહીને તમારાથી તમારા જાન કે માલના જોખમે પણ એનું અહિત થાય એવું કાંઇ કામ ન થઇ શકે. જો તમારા ગામમાં પાણીનું દુઃખ હોય, અને તમારા કુવામાં પુષ્કળ પાણી હોય તો એ કુવો ગામને સોંપી દેવોજ જોઇએ; જો વિલાયતી કાપડના વેપારથી તમને પુષ્કળ નફો થતો હોય પણ એથી દેશનું નુકસાન થતું હોય તો તમારે એ વેપાર બંધ કરવોજ જોઇએ. જો તમારી શાળાઓ સરકારથી સ્વતંત્ર રાખવામાંજ દેશનું હિત હોય તો ગમે તેટલું નુકસાન વેઠીને પણ તમારે એમ કરવુંજ જોઇએ: જો લોક-કલ્યાણને માટે તમારે ખાદી પહેરવાની, રેંટિયો ફેરવવાની, મજુરી કરવાની, ગરીબ થવાની, કે પ્રાણ અર્પણ કરવાની ફરજ આવે તો તે તમારે કરવુંજ જોઇએ. ગામમાં-દેશમાં રહીને એના પ્રત્યેની ફરજથી વિમુખ રહો તો તમે પરમાર્થ સાધવાની કદી આશા રાખશો નહિ. જેને તમે પરમાર્થની સિદ્ધિ માનશો તે પરમાર્થ નહિ હોય પણ કલ્પના હશે.

વૈરાગ્ય અને પ્રેમ એ બે વિરોધી વૃત્તિઓ છે. એવો જો તમારો ખ્યાલ હોય તો તે ખ્યાલ તદન ખોટો છે, એમ હું તમને નિશ્ચયપૂર્વક કહું છું. એ ખ્યાલે આપણી પ્રજાને ઉન્નત કર્યા વિના શુષ્ક અને ભાવના વિનાની અને સત્યમાં મિથ્યાદૃષ્ટિ અને

કલ્પનામાં સત્યદૃષ્ટિ કરવાવાળી કરી મૂકી છે. એથી ઉલટું હું તમારી આગળ એ વિચાર મૂકું છું કે નિઃસ્વાર્થ અને શુદ્ધ પ્રેમ વિના કોઇ મનુષ્યની ઉન્નતિ થવીજ શક્ય નથી. જો તમારામાં વિવેક અને વૈરાગ્ય નહિ હોય, તો સંત સમાગમથી તે આવી શકશે; પણ જો તમારૂં હૃદય પ્રેમ વિનાનું હશે, તો તમારો ઉદ્ધાર ચોવીશે તીર્થંકરો મળીને પણ નહિ કરી શકે. પ્રેમ વિનાના હૃદયમાં ભગવાન પ્રત્યેની ભક્તિ પણ ઊંડાં મૂળ નહિ ઘાલે; અને ભગવાન પ્રત્યેની ભક્તિ નહિ હોય છતાં એક પણ જીવને શુદ્ધ અને સાચા પ્રેમથી ચાહવાની તમારામાં શક્તિ હશે, તો તમે ઉન્નતિને માર્ગે જઈ શકશો. મેં એક પણ મહાન સંતનું ચરિત્ર એવું નથી જોયું કે જેનામાં મા, બાપ, બંધુ, ગુરુ, મિત્ર, દેશજન ઇત્યાદિમાંનાં કોઇક પ્રત્યે પણ નિઃસ્વાર્થ પ્રેમની પરાકાષ્ઠા જણાતી ન હોય. મહાવીરને ઇશ્વરનું આલંબન નહોતું, પણ જીવ પ્રત્યે પ્રેમનો પ્રવાહ વહેતો હતો તો એ તીર્થંકરપદે જઇ શક્યા. અજામીલનેયે ઈશ્વરનું આલંબન ભાગ્યેજ હતું; પણ એ પુત્ર પર અપાર સ્નેહ રાખી શકતો હતો. એ જોઈ સંતોએ એના ઉદ્ધારની આશા રાખી. મહાવીર અને અજામીલની સરખામણી કરવાની નથી. અજામીલમાં મહાવીરની લાયકાત ન આવી શકે એ દેખીતું છે; પણ એનું કારણ બીજો પુરૂષાર્થ, તપશ્ચર્યા, અને પૂર્વ જીવનની શુદ્ધતા છે. પણ અજામીલ જેવોયે કેવળ નિઃસ્વાર્થ પ્રેમને બળે–સંત કૃપા અને ઇચ્છા હોયતો– મરણ પહેલાં શાંતિ અનુભવી શકે. દેવભક્તિનું, દેશાનુરાગનું, ભૂત દયાનું મૂળ બાળપણમાં કુટુંબમાં પોષાયેલી પ્રેમવૃત્તિમાં છે. એજ પ્રેમ વધારે શુદ્ધ થાય અને વિસ્તૃત ક્ષેત્રમાં ફેલાય તો દેવભક્તિ, દેશભક્તિ, ભૂતદયા, અહિંસામાં પરિણામ પામે.

ત્યારે વૈરાગ્ય એટલે શું? વૈરાગ્ય એટલે કર્તવ્યનો ત્યાગ કે બંધનોનો જબરદસ્તીથી ત્યાગ કે કંટાળો નહિ. પણ વૈરાગ્ય એટલે સ્વાર્થનો ત્યાગ, સુખ મેળવવાની ઇચ્છાનો ત્યાગ, ભોગ ભોગવવાની ઇચ્છાનો ત્યાગ.

મહાવીર સ્વામીના જીવનચરિત્રમાં જોશો તો તીવ્ર વૈરાગ્ય અને તીવ્ર પ્રેમ, બીજા પ્રત્યે જુઇ જેવી કોમળતા, અને પોતા પ્રત્યે વજ્ર જેવી કઠોરતા બંને સાથે રહેલાં જોશો. અને તેનું પોષણ કૌટુંબિક વાતાવરણથી થયેલું દેખાશે. જેવો એમના કુટુંબમાં મા દિકરા વચ્ચેનો પ્રેમ હતો, તેવોજ બંધુપ્રેમ પણ હતો. એમના મોટાભાઇ એમને ઘરમાં રાખવા માટેજ એમને રાજપાટ આપી દેવા તૈયાર જણાયા છે. ભાઇ પ્રત્યે કેવી સ્નેહવૃત્તિ છે! હું તમને અંતઃકરણથી કહું છું કે જો તમારે તમારૂં કે તમારાં બાળકોનું કે બીજાં કુટુંબી જનોનું કલ્યાણ સાધવું હોય, તો તમે તમારા કુટુંબનું વાતાવરણ પ્રેમયુક્ત કરો; સ્વાર્થ વૃત્તિ, ક્ષુદ્ર વૃત્તિથી કુટુંબનું વાતાવરણ અશુદ્ધ ન કરશો.

બાળપણથીજ મહાવીરમાં જણાતી એક બીજી વૃત્તિ તે એમનાં પરાક્રમ, પુરુષાર્થ અને દૃઢ નિશ્ચય છે. જૈન ધર્મમાં એવું મનાયું છે કે ક્ષત્રિયજ તીર્થંકર પદનો અધિકારી થઇ શકે; એનો અર્થ હું એમ સમજું છું કે તીર્થંકરપદને માર્ગે પુરુષાર્થી અને શૂર પુરુષજ ચાલી શકે. આ તદ્દન સાચી વાત છે. જ્યાં પુરૂષાર્થ નથી ત્યાં કોઇપણ મહાન વસ્તુની પ્રાપ્તિ નથી. ઐહિક માર્ગમાં કે પરમાર્થિક માર્ગમાં જો કોઇપણ મહાન વસ્તુ તમારે સિદ્ધ કરવી હોય. તો શૂરતા અને પુરુષાર્થ જોઇએજ. શૂરતાનો અર્થ એ વસ્તુની પાછળ બીજું બધું કુરબાની કરવાની તૈયારી; જીવવું તે પણ એનેજ માટે અને મરવું તેપણ એનેજ માટે, પુરુષાર્થ એટલે એ વસ્તુ સિદ્ધ કરવા માટે રાતદહાડો પ્રયત્ન. પરસહાયની અપેક્ષા ન કરવી, કાઉસગ કરીને રહેવું, દિગમ્બર દશા પર્યંત અપરિગ્રહી થવું, ઉપસર્ગો અને પરિષહોને સહન કરવાં, કોઈના ઉપર અવલંબન ન કરવું–આ બધા નિશ્ચયો મહાવીરમાં રહેલા અખૂટ પુરુષાર્થને સુચવનારા છે. જે ગુણો આ દુન્યવી જીવનમાં મોટા થવાને જોઇએ છે, તેજ ગુણો પરમાર્થ સિદ્ધ કરવા માટે જોઇએ છે. આ ગુણોવાળો દુન્યવી પુરુષ વીર કહેવાય છે. એજ ગુણોનો પરમાર્થમાં ઉપયોગ કરવાથી શ્રી વર્ધમાન મહાવીર કહેવાયા.

મોક્ષને માર્ગે ચાલવા ઇચ્છનારો પુરૂષ અત્યંત

દૃઢ નિશ્ચયી; શ્રદ્ધાવાળો, સાહસી, અને પુરૂષાર્થમાં શ્રદ્ધાવાળો હોવો જોઇએ એ વાતની સાક્ષી રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર ઇત્યાદિ દરેકનું જીવન પુરે છે. તેને બદલે આપણામાં આજે એવી માન્યતા પેસી ગઈ છે કે સાંસારિક કાર્યોમાં નાલાયક નીવડનારા મોક્ષના અધિકારી છે. પુરુષાતન ઓછું થઇ જાય, સ્ત્રી ખરાબ નીકળે, વ્યાપારમાં ખોટ આવે, છોકરો મરી જાય, લડાઇમાં હાર થાય, રાજકારણમાં ખોટ આવે, એટલે આપણા દેશમાં મોક્ષ મેળવવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે. પોતાનામાં ઉત્પન્ન થએલી નિરાશા અને ઓછા થએલા પુરુષાર્થને પોતે વૈરાગ્યની અને મુમુક્ષતાની નિશાની માને છે. કામ કરવાનો ઉત્સાહ ન રહે, કંટાળો ઉત્પન્ન થાય એટલે એમ માની લે છે કે હવે એને સંસારની વાસના રહી નથી. બંગાળાના મામલા પછી રાજકારણમાં જ્યારે ઓટ આવી હતી, ત્યારે અનેક રાજકારણી પુરૂષોએ હિમાલયનો આશ્રય લીધો હતો એવું મેં સાંભળ્યું છે. આજે પણ રાજકારણમાં ઓટ જણાતા કેટલાક યુવાનોને હિમાલયમાં જવાની ઇચ્છા કરતા જોયા છે. મારે વિનયપૂર્વક પણ સાચે સાચું જણાવવું જોઇએ કે ઇશ્વરનો માર્ગ લોઢાના ચણા ચાવવાનો છે. ઉત્સાહ ઓછો થઇ ગયેલા, પુરુષાતન ઘટી ગયેલા, જીવનથી કંટાળેલા માણસો મોક્ષ નહિ મેળવી શકે. કદાચ કોઇ બીજી વસ્તુને મોક્ષ સમજી લઈ સંતોષ માની લે એવો સંભવ છે, પણ ઉપશમનું પ્રત્યક્ષ સુખ એમને માટે છેટું છે.

ઉપર વૈરાગ્યનો એક અર્થ કહ્યો, બીજી રીતે સમજાવું તો વૈરાગ્ય એટલે સંસારના કારભાર ચલાવવાની અશક્તિ નહિ પણ શક્તિ છતાં એની નિઃસારતા જાણી એને માટેનો રસ ઉડી જવો અને કોઇ વિશેષ સાર રૂપ વસ્તુ ખોળવાની ઇચ્છા ઉત્પન્ન થવી તે. જેમ તમે ગાંધીની દુકાન ચલાવતાં ચલાવતાં મુંબાઇનો વેપાર ખેડવા માંડો અને ગાંધીની દુકાન છોડીદો તેનું કારણ ગાંધીની દુકાન ચલાવવાની શક્તિ નથી રહી એમ ના હોય, પણ ગાંધીની દુકાન કરતાં મુંબાઇના વેપારમાં વધારે માલ જણાયો એજ હોય; તેમ સંસારનો કારભાર સારી રીતે ચલાવતાં ચલાવતાં એમાં કેટલો માલ છે, એ જાણી લઇ આત્મસુખનો વેપાર ખેડવા માટે એ છોડી દો ત્યારે જે વૈરાગ્ય ઉત્પન્ન થાય તે ટકનારો અને તમારી તથા પ્રજાની ઉન્નતિ કરનારો થાય.

એવા એવા મહાવીરના કેટલાયે ગુણો ગણાવી શકાય. એ ગણાવા બેસું તો રાત ચાલી જાય. ટૂંકામાં એટલુંજ કહું કે ગીતાના સોળમા અધ્યાયમાં જે જે દૈવી સંપત્તિઓ ગણાવી છે, એ સંપત્તિને પ્રાપ્ત કર્યા વિના ધર્મને માર્ગે ચાલી નહિ શકાય.

પણ મહાવીરના સંબંધમાં બોલતાં હું અહિંસાનું નામ ન લઉં તો તમે મને ભૂલ્યો ગણશો. અહિંસા તો જૈન ધર્મનુંજ ખાસ અંગ મનાયું છે. અહિંસા પરમધર્મ છે એમ સિદ્ધાંત રૂપે વૈદિક અને બૌદ્ધોએ માન્યો છે, પણ એને આચરણમાં ઉતરાવનાર મહાવીરજ એમ માન્યતા છે. જીવનો ઘાત ન કરવો એ અર્થમાં જૈનોએ અહિંસા ધર્મ ખૂબ ઝીણવટમાં ઉતાર્યો છે એ વિષે ના નહિ. પણ છતાં આજની આપણી સ્થિતિ તપાસતાં 'અહિંસા' શબ્દ બોલતાંયે શરમ આવવા જેવું થાય છે.

આજે આપણા મનમાં અહિંસાનો અર્થ લોહી જેવા રંગની ચીતરી એના જેવો થઇ ગયો છે. લોહીને મળતું કાંઇ દેખાય કે આપણે તે જોઇ ન શકીએ. પછી એ કોઇ માણસ કે પ્રાણીનો ઘા હોય, મસુરની દાળ હોય, પાકા ટમાટાનું કે લાલ નોલગોલનું શાક હોય, કે તડબુચ હોય, કે ગાજરનો કંદ હોય. એ રંગ દેખાયા વિના જો આપણા વર્તનથી કોઇ માણસ રિબાઇ રિબાઇને મરી જાય, આપણે એનું સર્વસ્વ લુંટવી લઇને એનાં હાડકાં પાંસળાં ચૂસી લઇએ, તોપણ આપણે હિંસા કરીએ છીએ એવું ભાન ન થાય. પણ કોઇ ગાડી તળે ચગદાઇ જવાથી કે કોઇનું ગુમડું ફૂટવાથી કે ઉલટીમાં લોહી દેખાય તો આપણી હિંમત નથી કે આપણે ચીતરી ચઢયા વિના કે ઉબકો આવ્યા વિના પાસે ઉભા રહી શકીએ અને તેની સારવાર કરી શકીએ. પણ અહિંસા એટલે લોહી કે લોહીને મળતા રંગની ચીતરી નહિ. અહિંસા એટલે પ્રેમ,

દયા. હિંસા એટલે ક્રોધ, વેર, નિષ્ઠુરતા, નિર્દયતા. જીવનો ઘાત ન કરવો–કરાવવો એ અહિંસા ધર્મનો માત્ર એક ભાગજ. અહિંસાની પૂર્ણતા નહિ.

અહિંસા ધર્મને આપણે પ્રાપ્ત કરી શકીએ તે પહેલાં તો આપણે બીજા કેટલાએ ગુણો પ્રાપ્ત કરવા જોઇશે; અને તેમાંનો એક મુખ્ય ગુણ નિર્ભયતાનો છે. જ્યાં સુધી ભય છે, ત્યાં સુધી અહિંસા ધર્મની સિદ્ધિ થઇ શકેજ નહિ. સાપને આપણે મારવા ન દઇએ એ ઠીક છે; એ અહિંસાનો એક ભાગ છે. પણ આપણી અહિંસા પૂરી તો ત્યારેજ કહેવાય કે જ્યારે આપણે સાપનું નામ સાંભળતાંજ ચોંકીએ નહિ, અને સાપની હિંસા કર્યા વિના સાપથી આપણું રક્ષણ કરવાની આપણી શક્તિ હોય. દ્વેષ કરવાની શક્તિ છતાં જે પ્રેમ કરે છે તે અહિંસક છે. અહિંસા એટલે વેરનો ત્યાગ. ડરનારાની અહિંસા તે અહિંસા નથી. જ્યાં વેર રાખવાની શક્તિજ નથી. ત્યાં અપ્રતિકારનું જે વર્તન થાય તે અહિંસા નથી.

દ્વેષ કરવાની, વેર રાખવાની શક્તિ હોવી એ શબ્દોનો કોઇ અનર્થ ન કરશો. એનો અર્થ એ નથી કે આપણે બીજાઓ પ્રત્યે દ્વેષ કેળવવાનો પ્રયત્ન કરવો. આપણે બીજાથી ભયભીત રહીએ છીએ કે નિર્ભય એ આપણું મન સારી રીતે જાણે છે; અને એ ભયવૃત્તિ આપણે વિવેકથી, અને પ્રસંગ આવે વર્તનથી કાઢી શકીએ છીએ. કોઈ ગોરા સાહેબ આગળ, અમલદાર આગળ, પઠાણ આગળ, ચોર આગળ, સિપાઇ આગળ જતાં આપણું મન જાણે ખીડાઇ જતું હોય, આપણું શરીર જાણે સંકોચ પામતું હોય, આપણે જાણે પૃથ્વી પાસે માર્ગ માગવાની તૈયારીમાં હોઇએ એવું લાગતું હોય તો તે બધી ભયની નિશાનીઓ છે. એને–આપણે ઉપદ્રવ ન કરીએ, એને ખુશ કરીએ, એ પ્રેમ કે અહિંસા નથી. પણ એ આપણા જેવાજ માણસ છે એ વિચારથી આપણે નિઃસંકોચપણું કેળવીએ, એની શેહ આપણી મનોવૃત્તિ સુધી ન પહોંચવા દઇએ, એની જોડે આપણને સમાનતા લાગે તો આપણે એના પ્રત્યે અહિંસા વૃત્તિ કેળવી શકીએ, અને પ્રસંગ પડે ત્યારે દક્ષતા અને ધીરજ રાખી ઉપયોગ કરી શકીએ. એમાં કોઇવાર દ્વેષ—હિંસા થવાનોયે સંભવ આવી જાય. પણ ડરપોક વૃત્તિની અહિંસા કરતાં એ હિંસા સારી. સાંભળ્યું છે કે થોડા દહાડા ઉપર માંડળમાં થયેલાં રમખાણમાં આપણા વાણિયાઓ પોતાનાં સ્ત્રી અને બાળકોને નિરાધાર મૂકીને સંતાઈ ગયા. આ અહિંસકનું વર્તન ન હોય, એટલે અહિંસાનો ઉત્કર્ષ થાય તે પહેલાં આપણામાં નિર્ભયતા આવવીજ જોઇએ.

અહિંસા ધર્મને પરાકાષ્ઠાએ પહોંચાડનાર મહાવીર સ્વામીની અહિંસા આવા પ્રકારની હતી. એ ધારે તો સર્પને ફુલની માળાની માફક ઉંચકીને ફેંકી દેવાની, દુશ્મનને પછાડવાની શક્તિ ધરાવતા હતા. એમને ગરીબાઇનો ભય નહોતો, તાઢ, તડકાનો ભય નહોતો, વિકરાળ કે ઝેરી પ્રાણીઓનો ભય નહોતો, પણ એ સર્વને ભય પમાડવાની એમનામાં શક્તિ હતી. પણ એ સર્વને એમણે અભયદાન આપ્યું. અહિંસાનો બીજો અર્થ અભયદાન થઈ શકે. મારી પાસે ધન હોય તો હું ધનદાન કરી શકું; વસ્ત્ર હોયતો વસ્ત્રાદાન કરી શકું; બુદ્ધિ હોય તો બુદ્ધિદાન કરી શકું; વિદ્યા હોય તો વિદ્યાદાન કરી શકું; તેમ મારી પાસે અભય હોય તોજ હું અભયદાન આપી શકું.

બહારથી જોનારને જૈન સમાજની બે વાતો ધ્યાન ખેંચે છે–એકતો એમની તપપ્રિયતા અને બીજી વરઘોડા પ્રિયતા. આ બંને વિરોધી વસ્તુઓ છે. જેમ બ્રાહ્મણ ધર્મમાં કોઇપણ ધાર્મિક ક્રિયાની શરૂઆતમાં અને અંતમાં સ્નાન હોય છે, તેમ તમારામાં દરેક ક્રિયા સાથે વરઘોડો હોયજ એમ જણાય છે. આધ્યાત્મિક ઉન્નતિની દૃષ્ટિએ વરઘોડો–દરેક પ્રસિદ્ધિ માટે થતાં કર્મો–વિઘ્નરૂપ છે. એથી જેને માટે વરઘોડો થાય છે એની અવનતિ થાય છે, અને વરઘોડો કરનારાને કશો લાભ થતો નથી. જેમ કોઇ માણસે ખૂબ અન્નનાં ભંડાર ભર્યા હોય. અને તોફાની લોકો તે ભંડારને તોડી નાંખે અને દાણો લઇ પણ ન જાય પણ ધૂળમાં વેરી નાખે, તેમ કોઈ માણસ કઠણ તપ કરે, અને તેનો તમે વરઘોડો કાઢો, એટલે એના તપનો એને યે લાભ ન લેવા દો, તમે એ લાભ ન લો, અને એ તપને કેવળ

ધૂળમાં મેળવી નાંખો છો. મહાવીરના ચરિત્રમાં કોઇ ઠેકાણે પણ એમની ભારે તપશ્ચર્યાના માનમાં વરઘોડો નીકળ્યાનું મારા વાંચવામાં આવ્યું નથી. ઉલટું એ પ્રસિદ્ધિથી દૂરના દૂર નાસતા હોય એમ મારી ઉપર છાપ પડી છે. આ ઉપરથી વરઘોડામાં ભાગ લેવાના રાયચંદભાઇના નિમંત્રણને હું કેમ સ્વીકારી ન શક્યો તે પણ આપ જોઈ શકશો.

મહાવીરનું-સર્વે જ્ઞાની પુરૂષોનું-જીવન મને આવા વિચારો પ્રત્યે દોરે છે. આનો અર્થ એવો ન કરશો કે આવી કોઇ લાયકાત હું મેળવી શક્યો છું, પણ ગમે ત્યારે પણ આવી લાયકાત મેળવ્યા વિના છુટકો નથી, એવી મારી ખાત્રી થઈ છે, અને સંતોના અનુગ્રહથી એવી લાયકાત મેળવવા શક્તિમાન થઇશ, એવી શ્રદ્ધા છે, એટલે આટલું બોલવા હિંમત કરી છે. નહિતો આ વાક્યો અધિકાર વિનાનાજ ગણાય.

આમાંની એકે એક વસ્તુ એકે એકને ઉપયોગી હશે એમ માનવાનું નથી. મેં કહ્યું છે તે બધું સાચું જ છે એમ માની લેવાનું નથી, પણ તમને લાગુ પડે તેટલી વસ્તુનો એમાંથી વિચાર કરજો. અને તમારી વિવેકબુદ્ધિ જેટલું સાચું ઠરાવે તેટલાનો સ્વીકાર કરજો. આમાં જે જૈનોને ઉદ્દેશીને ટીકા જેવું કહ્યું છે તે જૈનોને લાગુ પડે છે અને બીજા હિંદુઓને લાગું નથી પડતું એમ માનશો નહિ. બ્રાહ્મણ ધર્મી કે જૈન ધર્મી બધા આપણે એકજ માટીનાં પુતળાં છીએ. બધામાં એકજ જાતના સારા નરસા ગુણો વસે છે. આજનો પ્રસંગ જૈનોનો હોવાથી જૈનોને નિમિત્ત કર્યા છે, એટલુંજ માનશો.

જે માર્ગે મહાપુરૂષો ગયા, તે માર્ગે જવાની આપણામાં શક્તિ આવો. ૐ શાન્તિઃ

---

## શ્રી વીરજયંતીની સાર્થકતા.

'પ્રભુ વીરની જયંતીની ખરી સાર્થકતા તો ત્યારે જ થઇ શકે કે જ્યારે આપણામાં રહેલા મોહ, મત્સર આદિ જંજાળોનાં ઓઢણાં ઓછાં થાય. પ્રભુનાં ગાન ગાઇ બેસી રહેવાથી આપણે કૃતાર્થ થતા નથી, પણ જીવનમાં હૃદયની કરૂણા, વીરતા, ત્યાગ અને આત્મોન્નતિની ભાવના જગાડતાં તેમણે પ્રસરાવેલો અહિંસાધર્મ આપણે હાથ ધરી તેને દુનિયાની દશે દિશાએ ફેલાવવા ચાલી નીકળીએ, અને તેમનાં વચનામૃતોનું મનન કરી તેને માટે અગર ધર્મને કાજે જે કંઈ બલિદાન આપવું ઘટે તે વિના સંકોચે આપવાને ન ચુકીએ. [ જૈન ચૈત્ર વદ ૮, ૧૯૭૯ ]

'આપણે પ્રભુની જયંતી ઉજવ્યાની સાર્થકતા ત્યારે જ કરી કહેવાય કે જ્યારે પ્રભુના (જીવનના) અનેક બોધપાઠોનું ચિંતવન કરતાં સ્વમાન, સ્વધર્મ અને સ્વદયાને પીછાણી શકીએ. શાસનના ઉદ્યોતને ઘુંદી રહેલી માયાવી સત્તાથી અંજાઇ ન જતાં પ્રભુની સરલતા, સમાનતા અને સત્યપ્રિયતાને જ્યારે આપણે પીછાણતા થશું, ત્યારે જ શાસનસેનામાં છુપાઇ રહેલ માન, અહંકાર તેમજ આડંબર ખસી જવાથી શાસન તથા સમાજનું ગૌરવ દીપી નિકળશે. [ જૈન ચૈત્ર શુદ ૮, ૧૯૭૯ ]

---

# શ્રી મહાવીરસ્તવન.

[ આમાં કવિ શ્રી મહાવીરના પત્નિ યશોદા પાસે પોતાની નણંદને સંબોધી પોતાના પ્રભુ દીક્ષા લે છે તે સમયે બોલાવે છે. આ સ્તવન જૂના પાનામાંથી અક્ષરશઃ ઉતારી મુનિ જ્ઞાનવિજયજીએ મોકલી આપ્યું છે.

સિધારથ સુત સુંદરૂં, ગુણનિધિ બહુ ગુણવન્ત. નંણદલ૦
ત્રિશલા કુખે ઉપનો, એહ અમીણો કંદ. નંણદલ૦ ૧
થાંકો વીરો ચારિત્ર લીઇ, તું કિમ લેવણ દેસ. નંણદલ૦
માહરો મનાવ્યો માને નહિં, કાંઇક ઉપાય કરેસ. નંણદલ થા૦ ૨
ભોગ ભલા નવિ ભોગવે, નવી ખાએ ફોફલ પાન. નંણદલ૦
બોલાવ્યો બોલે નહિ, નવી દીઇ કેહને માન. નંણદલ થા૦ ૩
સેહજ સુંહાલી નવિ સુએ, બોલે નહિં હેજે બોલ, નંણદલ૦
યોવન લાહો નવિ લીઇ, ન કરઇ છાકમ છોલ. નંણદલ થા૦ ૪
કેઇ કેઇ વાંના મે કર્યાં, કેંઇ કર્યાં ઉપાય, નંણદલ૦
પણ નવિ ભેદ્યા ભેદસું કરડુ મગ કહેવાય, નંણદલ થા૦ ૫
જાણ્યો હતો ખટ ખંડનો પાલસ્યે રાજકુઆર, નંણદલ૦
હય ગય રથ પાયક ઘણાં હોસ્યઇ વિવિધ પ્રકાર. નંણદલ થા૦ ૬
છયલ છબીલા રાજવી, સેવતા એહના પાય, નંણદલ૦
વૈરાગી જબ જાણીયો, તબ મનમેં પછતાય. નંણદલ થા૦ ૭
જનમ થયો જબ એહનો, ચોસઠ ઇન્દ્ર મલેસ. નંણદલ૦
મેરૂ શીખરે નવરાવીયો ભાવે ભગતિ કરેસ. નંણદલ થા૦ ૮
ગુંણ એહના કેતા કહું કમલ સરીખો સાસ, નંણદલ૦
સોવન વાંન તનુ જલકતું જોતાં ઉપજૈ ઉલ્લાસ. નંણદલ થા૦ ૯
વિરહ એહના મેં સહ્યાં ઘડી એક સહ્યો નવિ જાય, નંણદલ૦
માસ વરસ દિન એહવિના કહોને કેમ સેવાય. નંણદલ થા૦ ૧૦
કેહનો બોલ્યો નવિ ગમઇ, ચિત્તમાં કો ન સુહાય, નંણદલ૦
સવિ સિણગાર અંગારડાં, એહ દુખ કેહને કેવાય. નંણદલ થા૦ ૧૧
રાણી જસોદા ઇ કહ્યો, સુંદર સુંણી બાઇના બોલ, નંણદલ૦
બેંને ભાઇ સંમજાવીયો, પ્રભુજી વીર અમોલ. નંણદલ થા૦ ૧૨
ચોસઠ ઇન્દ્ર તિહાં મિલ્યા, સુરનર કોડા કોડિ, નંણદલ૦
પંચ મહાવ્રત ઉચર્યાં મદ મછર સવિ છોડિ. નંણદલ થા૦ ૧૩
બાર વરસ બહુ તપ તપ્યો; પામ્યો કેવલ નાણ, નંણદલ૦
ભવિક જીવ પડિબોહતા, સિદ્ધ થયા નિરવાંણ. નંણદલ થા૦ ૧૪
શ્રી મહાવીર જીણન્દનો નામ જપંતાં સુખ થાઇ. નંણદલ૦
હર્ષવિજય કવિરાજનો પ્રીતવિજય ગુણ ગાઇ. નંણદલ થા૦ ૧૫

# શ્રી વીરપ્રભુનો જન્મોત્સવ.

( જ્યાં લગી આત્મા તત્ત્વ ચિંત્યો નહીં......એ રાહ. )

ધન્ય દિન આજનો, ધન્ય આ સુભગ ઘડી,
શ્રી પ્રભુ વીર ભગવંત જન્મે.
સ્વર્ગથી દેવ દેવેંદ્ર આવે અહા !
ઉજવવા કાજ ઉત્સવ ઉમંગે. ધન્ય......

પમરતી વાસ સુવાસ સહુ સૃષ્ટિ પર,
શાંતિ સામ્રાજ્ય અદ્ભુત વ્યાપે
અજબ આશ્ચર્ય પ્રભુ જન્મનું આજ છે,
શીવ થવા પ્રેરણા જીવ પામે. ધન્ય......

અંગબળ દાખવ્યું બાળ-ક્રીડા કરી,
દંપતિ-જીવન દૈવી ગુજાર્યું.
તાત ને માતના દિલ ન દુભવ્યા જરી;
માસ પણ બાર બહુ દાન દીધું. ધન્ય......

આત્મબળ સંયમે ચંડકૌશિક બુઝવ્યો,
પૂર્વભવનો મહા ઉગ્ર તપસી.
શિષ્ય ગૌતમ પ્રભુના થયા પલકમાં,
જાણવી જહેમણે વીર વાણી. ધન્ય......

જેહના ચરણમાં ભવિકજન મુનિ મહા,
યોગી યોગેંદ્ર દેવેંદ્ર નમતા;
કેમ વિસરાય એવા પ્રભુ આપણા,
શાસનોદ્ધાર કરનાર પ્યારા ? ધન્ય......

સ્મરણ પ્રભુ ધ્યાનથી દિવ્ય આદિલનો,
નીતરે નયનમાં રસ-સમાધિ;
આત્મ ઉલ્લાસ આલ્હાદ જાગે અતિ,
ભસ્મ સર્વસ્વ મનની ઉપાધિ. ધન્ય......

ધન્ય એ ધીર, મહાવીર ત્રિ-ભુવનતણા
ધન્ય એ જન્મ દેનાર ત્રિશલા;
ભાવથી જાઇ પ્રભુ મંદિરે વંદવા,
ગાઇયે ગીત ગુણગાન મધુરાં. ધન્ય......

—દેશાઈ મગનલાલ દલીચંદ.

# ભગવાન મહાવીર અને ભગવાન બુદ્ધ.

## ( તુલનાત્મક સિંહાવલોકન. )

લખનાર—રા. હરગોવિન્દ કાનજી ભટ્ટ.

[ વીરાત્ ૨૪૫૦ માં ભાવનગરની શ્રી યશોવિજયજી જૈન ગ્રંથમાળા તરફથી ઈનામી નિબંધ ત્રણ વિષયો નામે શ્રી મહાવીર અને બુદ્ધ, મહાવીરની સાધક દશા અને મહાવીરનો સંદેશ–એ પર માંગ્યા હતા તેના પરિણામે પહેલું ઇનામ આ લેખકને આ લેખ માટે મળ્યું હતું. તે અપ્રકટ લેખ અત્ર પ્રસિદ્ધ કરવામાં આવે છે. ભગવાન મહાવીર અને બુદ્ધ સમકાલીન હતા. બંનેમાં સમાનતા અને ભિન્નતા અનેક પ્રકારે છે તેથી તેઓશ્રીનાં જીવન, ઉપદેશ, આચાર વગેરેમાં દીર્ઘ અભ્યાસથી ઉંડા ઉતરતાં ઘણું મળી આવે તેમ છે. બંને એકજ હતા એવી ભ્રમવાળી માન્યતા દૂર થઇ છે તે આનંદની વાત છે છતાંય અનેક બાબતોના ભ્રમ ચાલી રહ્યા છે ને ચાલુ થતા જાય છે તે દૂર કરવા માટે તુલનાત્મક અભ્યાસ જૈન વિદ્વાનોએ કરી પોતાના લેખો–નિબંધો–પુસ્તકો બહાર લાવવાની જરૂર છે. તેવા વિદ્વાનોને ઉત્પન્ન કરવા, ઉત્તેજિત કરવા માટે શ્રીમંતો અને સંસ્થાઓ બેસી નહિ રહે એટલી આશા રાખીશું. તંત્રી. ]

૨૫૦૦ વર્ષ પહેલાંના ઇતિહાસની એ ધન્ય ઘડી હતી. ભારતવર્ષના ધાર્મિક ઇતિહાસના પરિવર્તનનો એ અનેરો સમય હતો. પુણ્ય પળ હતી. કે જે "**અહિંસા**" અને "**સમાનતા**"ના તીર્થંકરો–ભગવાન્ મહાવીર અને ભગવાન્ બુદ્ધના પ્રાદુર્ભાવનો ચેતનવંતો–વીર પ્રભુત્વવાળો–સમય હતો.

ભૂલોની પરંપરાવાળી સીડીપર ચડવાની મનુષ્ય જાતને આદત પડી ગઈ છે, એટલે કેટલીયે જવાહીર જેવી વાતો માણસજાત ભૂલી જાય છે. છતાં કેટલીયે વાતો ભૂલાતી નથી, ભૂલી શકાતી નથી; અને કદાચ ભૂલી જવાય છે તો ઇતિહાસ સાક્ષીરૂપે સંસ્મરણો તાજાં કરાવે છે. મહાવીર અને બુદ્ધને થયાને ૨૫૦૦ વર્ષ જેટલો લાંબો સમય થઇ ગયો છે તો પણ એ પ્રાતઃસ્મરણીય પુણ્યવંતાં નામો હજી ભૂલાયાં નથી; અને ભૂલોની પરંપરાવાળો સમુદ્ર ગમે તેટલો મહાન હોય તો પણ ભૂલાશે નહિ. ભૂલોનો સમુદ્ર ઓળંગવા માટે માત્ર સ્મરણનો પુલ પુરતો છે. એ દિવ્યજ્યોતિ–જન્મયોગીઓના નામસ્મરણ વખતે પણ વંદન હો !

બંને મહાનકોટિના પુરૂષોનાં જીવન ચરિત્રો લખવાં હોય તો સંક્ષેપમાં લખી શકાય છે કે તેઓ જન્મ્યા, પરણ્યા, સાધુ થયા; અને નિર્વાણ પામ્યા. રાજપુત્રો છતાં બીજા પામર રાજપુત્રોની કથા પેઠે આમાં લખવાનું મળતું નથી કે "ખાધું પીધું અને રાજ્ય કર્યું." પરંતુ મહાવીર અને બુદ્ધના જીવનમાં સુજનકાર્ય અને ત્યાગ એ બંને પ્રસંગોમાં કંઇક અનોખી અને સંસારીઓને બોધપાઠ સમી વિશેષતા છે. "Leaders in the true sense of the word" ઘણા થોડાજ ઉત્પન્ન થાય છે. કે જેણે આશા અને ભય વિનાનું જીવતર જીવવા માટે જીવનની લાલસા અને મરણભયને ભસ્મ કરતાં શિખવ્યું હોય; અને આપબળથીજ સમ્યગ્ દર્શન અને સમ્યક્ ચારિત્ર્ય મેળવવા પોતાના ચારિત્ર્યથીજ પ્રજાને બોધપાઠો આપ્યા હોય. પૃથ્વિના પડપરથી એક પ્રજાની નાબુદી થવાના ભય ભરેલા પ્રસંગેજ મહાપુરૂષો ઉત્પન્ન થાય છે. અને તેથીજ મહાપુરૂષોનાં ચારિત્રો અનેક ચમત્કૃતિથી ભરપૂર હોય છે.

વર્ષાઋતુમાં ઘોર અંધારી રાત્રિએ ઘનઘોર ઘટા છવાઇ રહી સ્મશાન સમી શાન્તિ પ્રસરી રહી હોય ત્યારે એકાએક વીજળીનો ઝબકારો થાય અને આંખને આંજી નાંખે છતાંયે એકાદ આશાનું કિરણ પ્રકટાવે તે પ્રમાણે ભારતવર્ષની ધાર્મિક ઘનઘોર ઘટામાં અહિંસાના અરિહંતોનો અદ્દભુત ચળકતો પૂર્ણ આશામય ઝબકારો થયો. વિજ્ઞાનશાસ્ત્રીઓ કહે છે કે

જડમાંયે ચેતન કિરણોના વિદ્યુત તણખા ઉડે છે તે પ્રમાણે સમાજશાસ્ત્રના વિદ્વાનો કહે છે કે મહાન પુરૂષોનાં જીવનચરિત્રોમાંથી પણ એવા ચેતન કિરણોના વિદ્યુત તણખા ઉડે છે; પણ એ જોવા અને જાણવા માટે "દિવ્યચક્ષુ" વાળું સૂક્ષ્મદર્શક યંત્ર જોઇએ. મનુષ્ય પ્રાણીનું જીવન વસંતરૂતુનું સામ્રાજ્ય છતાં મોર વિનાના આંબા જેવું છે. અને કોઇ કોઈ પુણ્યશાળી જન્મયોગીઓનેજ દિવ્યચક્ષુ પ્રાપ્ત થવાને બદલે દરેકને પ્રાપ્ત થતાં હોય તો કેવું સારૂં! જીવતા જીવોને જીવતાં આવડે તો મહાપુરૂષોનાં જીવનચરિત્રો પારસમણિ સમાં, અરે! દિવ્યચક્ષુ સમાં છે, વાંચે તેનેયે દિવ્યચક્ષુ મળે છે તો પછી વિચારી સમજણ પૂર્વક આચરણ કરે તેને કૈવલ્યપદ પ્રાપ્ત થાય તેમાં શી નવાઇ!

દેવમંદિરનો ઘંટ વાગી રહે તોપણ તેનો રણકાર ચાલ્યાંજ કરે છે. શંખ ફુંકાતો બંધ થાય તોપણ થોડીક પળો સુધી તેના ધ્વનિનાં મોજાં અથડાયાંજ કરે છે. ચંદનનો ધુપ બળી રહે તો પણ તેની સુગંધી કેટલોક વખત સુધી વાયુ લહરીમાં રહી જાય છે. સમુદ્રની ભરતી ઉતરી જાય તો પણ મોજાં તો આવ્યાંજ કરે છે. તે પ્રમાણે મહાવીર અને બુદ્ધને અઢી હજાર વર્ષો થઇ ગયા છતાં તેના "અહિંસા" "સત્ય" અને "સમાનતા"નાં-શંખધ્વનિનાં-મોજાં હજીપણ અથડાયાં કરે છે.

એ મોજાં કેમ અને કેવી રીતે ઉત્પન્ન થયાં અને જગતને બોધપાઠરૂપે તેણે શા શા દિવ્ય સંદેશા આપ્યા તે બંનેના જીવનની તુલનાત્મક દૃષ્ટિએ આપણે સંક્ષેપમાં જોઇએ.

તે સમયે વેદોક્ત ધર્મનાં શાસ્ત્રના બહાના નીચે આપખુદી ચાલી હતી. વૈદિકક્રિયાકાંડમાં શાસ્ત્રોક્ત સીધી લીટીની મર્યાદા રહી નહોતી. પ્રતિદિન હજારો અવાક્ પશુઓનું વૈદિક હિંસાથી બલિદાન અપાતું એટલે લોહીની નદીઓ ચાલી રહેતી હતી. જાતિભેદ-ઉચ્ચનીચ-ની વિષમ ભાવનાથી લોકોનાં હૃદય તિરસ્કારપૂર્ણ હતાશ થઇ ગયાં હતાં; અને ધર્મનું સુકાન માત્ર એક બ્રાહ્મણ જાતિના હાથમાં હોવાથી મનુષ્યજાતિનો એક મોટો સમૂહ "શૂદ્ર" સંજ્ઞાથી ભિન્ન પડી ગયો હતો. એટલે એ વર્ગનું ધાર્મિક અને સામાજિક જીવન છેક પામર દશામાં મુકાઇ ગએલું હોવાથી આત્મકલ્યાણનો માર્ગ વિકટ થઈ પડયો હતો. આવી વિષમતા જડમૂળથી ઉખેડી નાખી મનુષ્યજાતિ માટે ધર્મની અહિંસક સમાનતાનો વિશ્વપ્રેમી દરવાજો ખુલ્લો કરી આપવાના મહાન્ કાર્ય માટે-"ધર્મસંસ્થાપનાર્થાય" કાજે જૈન ધર્મના છેલ્લા તીર્થંકર તરીકે ઋષભદેવ બ્રાહ્મણ અને દેવાનંદા બ્રાહ્મણીના[1] વીર્યથી શરીર બંધાઇ ત્રિશલા નામની [2]ક્ષત્રિયાણીના ઉદરથી મહાવીર સ્વામીનો જન્મ થયો (ઇ. સ. પૂર્વે ૫૯૯) અને એજ હેતુ પુરઃસર શુદ્ધોદન રાજાની પત્ની માયાદેવીના ઉદરથી સિદ્ધાર્થ બુદ્ધનો પણ લુંબીનીવનમાં શાલવૃક્ષ નીચે જન્મ થયો[3] (ઇ. સ. પૂર્વે......)

---

૧-૨ "आर्य" શબ્દનું મૂળ ઋર (હડવું) ધાતુ વધુ સંભવિત છે. અને આર્ય શબ્દ નૈતિક અને સામાજિક ભાવના સાચવવા માટે વપરાયો છે. જે ભાવનામાં સુવ્યવસ્થિત જીવન, સરળતા, સભ્યતા, મહત્તા, પ્રામાણિકતા, હિંમત, નમ્રતા, પવિત્રતા, દયા, અશક્તની રક્ષા, ઉદારતા, સામાજિક કર્તવ્યોનું પાલન, જ્ઞાનની પિપાસા, ડાહ્યા અને મોટા તરફ માનની લાગણી ઇત્યાદિ ગુણોનો સમાવેશ હોય. બીજા શબ્દોમાં કહીએ તો બ્રાહ્મણની ભાવના (Ideal) અને ક્ષત્રિયની ભાવના એ બંનેનો સરવાળો તે આર્યત્વ; અને પૂર્ણતા પામેલા-એવા સંપૂર્ણ આર્યત્વવાળો—સિદ્ધિપદને પામેલા—આર્ય તેનું નામ સિદ્ધ; અને દરેક વખતના ચક્રમાં અમુક અમુક સમયે થનારા ૨૪ માંથી એક તે "अर्हत" (શ્રી૦ અરવિંદ ઘોષના વિચારો ઉપરથી "જૈન હિતેચ્છુ"માં તંત્રીએ જણાવેલા વિચારોના આધારે) બાલ્યકાળમાં પવિત્ર સંસ્કારોવાળું શિક્ષણ લઇ શમ, દમ, તપ, શૌચ, શાન્તિ, આર્જવ, જ્ઞાન; અને વિજ્ઞાન એ નવ ગુણ પ્રાપ્ત કર્યા તે બ્રાહ્મણવિર્ય, અને પછી કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર વિગેરે શત્રુઓ સામે ધીરપણે થઇ વિજય મેળવ્યો તે ક્ષત્રિયપણું. આમ બ્રાહ્મણ અને ક્ષત્રિયના ગુણોનો સંયોગ થયો.

૩ ડૉ૦ હંટર બુદ્ધનો જન્મ ઈ. સ. પૂર્વે ૬૨૩ અને નિર્વાણ ઇ. સ. પૂર્વે ૫૪૩ લખે છે. જ્યારે બીજા જન્મ

માતાના ઉદરમાંથીજ મહાવીરે પડકાર કર્યો કે " सव्वे जीववि इच्छंति जीविउं न मरिज्जउं" દરેક જીવો જીવવાને ઇચ્છે છે મરવાને કોઇ ઇચ્છતું નથી. અને કહ્યું કે વૈદિક હિંસાના ઉપાસકો! "मा हिंस्यात् सर्व भूतानि" એ તમારી શ્રુતિ યાદ કરો. બુદ્ધે એ પડકારને વધાવી લઇ વધુ ગતિ આપી.

પુણ્યશાલિ આત્માના પુનિત પગલાંથી રાજ્ય તેમજ પ્રજાનાં સુખસમૃદ્ધિમાં વૃદ્ધિ થતી રહેવાથી 'વર્ધમાન' એવું નામ રાખ્યું, અને એક મહાન આત્મા-બોધિસત્વનો જન્મ થવાથી તેના દ્વારા પ્રાણીમાત્રનું રક્ષણ થઈ મોક્ષનું દ્વાર ઉઘડશે એમ અસતિ ઋષિના કહેવાથી તેનું નામ 'સિદ્ધાર્થ' પાડ્યું.

વર્ધમાન જન્મ સંસ્કારી હોવાથી રાજકુમાર છતાં ભોગવિલાસ અને લાલસા વિના માતાના[૪] ગર્ભમાંથીજ ચાર વેદ તથા શિક્ષા કલ્પ વ્યાકરણ વિગેરે છ અંગો ભણી બાલ્યકાળ વિતાવી યુવાનીને આંગણે આવી પહોંચ્યા. ત્યારે સિદ્ધાર્થનું મન શિક્ષણ અને ધનુષ્ય તરવાર ભાલો વિગેરે વાપરવાની યુદ્ધ-કળા શિખેલ છતાં ચિંતામગ્નજ રહેતું હતું. સિદ્ધાર્થનાં માતા પિતાને પુત્રની ઉદાસિનતાથી સાધુદીક્ષા લેશે એ ભય ઉત્પન્ન થયો હતો; જ્યારે વર્ધમાન સાધુદીક્ષા લેશે એ એમનાં માતાપિતાથી અજાણ્યું નહોતું. છતાં બંને મહાપુરુષોએ માતાપિતાને આનંદ આપવા માટે વાત્સલ્ય પ્રેમની કદિયે અવગણના કરી નહિ. "मातृदेवो भव" 'पितृदेवो भव" એ સૂત્રનું કાયિક વાચિક અને માનસિક સંપૂર્ણપણે પાલન કર્યું. માતાપિતા પાસે પ્રભુતા ન બતાવી, પરંતુ મહાવીરે મેરૂગિરિપરના અભિષેક મહોત્સવ પ્રસંગે ઇન્દ્રને ચમત્કારથી આત્મબળ બતાવી આપ્યું હતું.

બંને ઉમર લાયક થતાં લગ્નગ્રંથિથી જોડવા તેમનાં માતાપિતાની ઇચ્છા થઇ એટલે નિર્વિકારી સંસ્કારી આત્માઓ સ્નેહભીક્ષાની આડે ન આવ્યા. જન્મયોગી વર્ધમાનનું લગ્ન રાજપુત્રી યશોદા સાથે; અને સિદ્ધાર્થનું લગ્ન રાજપુત્રી યશોધરા સાથે થયું એટલે બંને સાધુતાનો શઢ ઓઢેલા પુણ્યશાલિ દેહ-ધારીઓ સંસારી બન્યા. મહાવીરે સંસારી તરીકે પ્રકૃતિને વિહરવા દીધી, અને સિદ્ધાર્થે પણ સંસારી વેશ ભજવ્યો. દુનિયાનાં સર્વ સુખ દુઃખથી જન્મ-સંસ્કારી મહાવીર જ્ઞાત હતા. એટલે જળકમળની પેઠે અલિપ્ત રહેતા હતા. જ્યારે સુખ દુઃખના વિષયમાં બુદ્ધની દશા ભારેલા અગ્નિ સમ હતી. લગ્નની ફલસિદ્ધિ રૂપે વર્ધમાનને એક કન્યારત્ન સાંપડ્યું, સિદ્ધાર્થને એક પુત્ર સાંપડ્યો.

જ્યારે સંસારી વર્ધમાનને આનંદ, ઉદાસિનતા, સુખ, દુઃખ, અમીરી, ફકીરી સઘળું સમાન હતું ત્યારે સિદ્ધાર્થને સઘળું સુખમય ભાસતું હતું. એક વેળા નગર અને નગરજનોને જોઇ બહાર ગએલ

ઇ. સ. પૂર્વે ૫૫૭ અને નિર્વાણ ૪૭૭ માં થયાનું કહે છે. ડૉ૦ કનિંગહામ નિર્વાણકાળ ઇ. સ. પૂર્વે ૪૬૮ કહે છે. પ્રો૦ મેક્સમૂલર બારીક ગણત્રીથી ઇ. સ. પૂર્વે ૫૫૩ બુદ્ધનો જન્મકાળ માને છે અને ડૉ૦ બુલ્હર અશોકના શિલાલેખો ઉપરથી તેજ સમય ઠરાવે છે. પ્રો૦ હ્રિસડેવિડ્સ અને ડૉ૦ કેર્ન તે કાળ કરતાં ૬૫ કે ૧૦૦ વર્ષ આ તરફ લાવવાનું કહે છે. ત્યારે પ્રો૦ ગાયગરે છેલ્લી શોધ પ્રમાણે ઈ. સ. પૂર્વે ૫૬૩ જન્મકાળ અને ઇ. સ. પૂર્વે ૪૮૩ મું વર્ષ બુદ્ધના નિર્વાણનો કાળ ઠરાવ્યો છે. લાલાલજપતરાય બુદ્ધનો જન્મકાળ ઈ. સ. પૂર્વે ૫૭૭ કહે છે. એક ઠેકાણે મેં એમ પણ વાંચ્યું છે કે મહાવીર સ્વામીના નિર્વાણ પછી બુદ્ધ ૧૬ વર્ષ પછી નિર્વાણ પામેલ છે. એ પ્રમાણે બુદ્ધનો નિર્વાણ કાળ ઇ. સ. પૂર્વે ૫૧૧ કહે છે. શ્રીમદ્ ભાગવતમાં ગયા પ્રદેશમાં જન્મ લેનાર બુદ્ધને "जिनसुत" કહેલ છે, અમરકોશમાં "बुद्ध અને जिन" બંને નામો એકજ જણતાં લખેલ છે પરંતુ ટીકાકારે તેને અવાંતર ભેદ કહેલો છે.

બુદ્ધ અને મહાવીરના સમયમાં વિશેષ તફાવત રહેતો નથી. કેટલાકો બુદ્ધને પ્રથમ માને છે ત્યારે કેટલાકો મહાવીરને પ્રથમ માને છે જ્યારે કેટલાકો બુદ્ધમાંથી જૈન ધર્મ પ્રગટ્યાનું માને છે. આ વિષય ઘણો ચર્ચાઇ ગયો છે અને સંશોધકોએ નક્કી કર્યું છે કે ઉભય ભિન્ન છે અને ઉભય ધર્મો પણ ભિન્ન છે. પરંતુ બંને મહા પુરૂષો સમકાલીન છે. અને જૈનધર્મ બુદ્ધની પહેલાંનો છે.

૪ જૈનશાસ્ત્રો એમ કહે છે. બ્રાહ્મણ વિદ્વાનો માને છે કે બ્રાહ્મણ પાસે શિક્ષણ લીધું હતું.

તે વખતે જીવનભારરૂપ થઇ પડેલ દુઃખી વૃદ્ધને જોયો, રોગપિડિત મનુષ્ય જોયું, આત્મા વિનાના શરીર-શવ-ને સ્મશાનભૂમિ તરફ લઇ જતાં જોયું અને તેની પાછળ થતી ત્રાસદાયક રોકકળ પણ જોઇ. આમ બધું દુઃખમય વાતાવરણ જોઇ તેને આશ્ચર્ય ઉત્પન્ન થયું. માની લીધેલ સુખમાત્રમાં તેમણે દુઃખ છૂપાયલું જોયું એટલે એની શાન્તિ અને આનંદ ઉડી ગયાં. જન્મ, જરા, અને મૃત્યુપર વિચાર કર્યો તો તેમનું હૃદય વધુ હલી ગયું. દુનિયાનાં દુઃખોથી સિદ્ધાર્થનું હૃદય ચીરાઇ ગયું; જ્યારે દુનિયા દુઃખમય છે એમ મહાવીર સ્વયં જાણતા હતા. તેમનું હૃદય ચીરાતું નહોતું એમ કંઇ નહોતું પરંતુ જગતને આત્મકલ્યાણનો માર્ગ બતાવવાના શુભ સમયની અવધિ હતી. સિદ્ધાર્થને એક દૈવી પુરૂષે આદેશ આપ્યો કે "સંસાર છોડ અને સાધુ થા" ત્યારેજ સિદ્ધાર્થે નિશ્ચય કર્યો કે "હું વૈભવ માત્રને તિલાંજલિ આપીશ, નિર્વાણનો માર્ગ શોધીશ; અને બુદ્ધ થઇ લોક હિતાર્થે વિચરીશ."—જ્યારે વર્ધમાનનો નિશ્ચય હતો કે "સંસાર છોડી સાધુ થઇશ અને મહાવીર બની નિર્વાણનો માર્ગ શોધીશ અને લોકોને મહાવીર બનાવવા લોકહિતાર્થે વિચરીશ."

તેજ રાત્રએ ૩૦ વર્ષની ઉમરે સિદ્ધાર્થે ગૃહત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. પ્રાણથી પણ અધિક પ્રિય પત્ની અને બાળ રાજપુત્રના છેલ્લાં દર્શન વખતે હૃદય વલોવાવા લાગ્યું પણ ચિત્તને સ્થિર કરી:—

"જન પશુ જગનાં કલ્યાણ યત્ન પર—
હોમું અંગ સઉ મારાં......"

એમ બોલી પ્રીતિ અને વિશ્વાસની મૂર્તિ-સ્ત્રી, પુત્ર; અને ધન ધામને ધરાવાળા રાજ્યસુખવાળા ગૃહનો ત્યાગ કર્યો, અને પ્રાતઃકાળે સાધુવેશ ધારણ કરી લીધો. તે વખતે અહિંસા અને સમાનતા રૂપી દેવીઓએ ઉલ્લાસિત હૃદયે મધુરું હાસ્ય કર્યું.

વર્ધમાનની ૨૮ વર્ષની ઉમરે માતાપિતા સ્વર્ગસ્થ થયાં તે સમયે માતાપિતા જીવતાં સંયમ નહિ લેવાનો અભિગ્રહ લીધેલો તે પૂર્ણ થવાથી મોટાભાઇની રજા માગી, પરંતુ બે વર્ષ લંબાવવાની મોટાભાઇની પ્રાર્થનાને માન આપ્યું. તો પણ કાયોત્સર્ગ, બ્રહ્મચર્યનું પરિશીલન, ધ્યાન વિ૦ નિયમોનું પાલનતો શરૂ રાખ્યું. હવે મોટાભાઇની રજાથી દીક્ષા પર્યાય શરૂ થયો અને રાજકુમારે વિરક્તને છાજતો વેશ ધારણ કરી લીધો. સંયમની કફની પહેરી લીધી (ઉમર વર્ષ ૩૦) પ્રિયપત્ની પુત્રી અને રાજ્યવૈભવવાળા ગૃહનો ત્યાગ કર્યો. ગૃહસ્થાશ્રમ વાસ મૂકી સાધુ થયા[૫] પંચ મહાવ્રતધારી થયા. મહાવીરનો દીક્ષામહોત્સવ મનુષ્યોએ અને દેવદેવીઓએ આનંદથી ઉજવ્યો. અને મહાવીરને ચોથું જ્ઞાન ઉત્પન્ન થયું.

ભગવાન્ મહાવીરનો ગૃહત્યાગ શ્રેષ્ઠ છે. ભગવાન્ બુદ્ધનો ગૃહત્યાગ અસાધારણ છે. કોનો ગૃહત્યાગ સર્વોત્કૃષ્ટ છે. એનો [illegible] માયાદેવી [illegible] ઉદરથી પુણ્યશાલિ [illegible] લુંબીનીવનમાં શાલવૃક્ષ નીચે બંનેના ગૃહત્યાગ (ઈ. સ. પૂર્વે......) [illegible]ટલી વાત સ્પષ્ટ અને નિર્વિવાદ—

"કુદરતની ગહન ક્રિયાઓ શાન્તિમાંજ થાય છે. પૃથ્વિના ઉદરમાં સોના ચાંદી અને હીરા પાકે છે ત્યારે બહારના પડળ ઉપર ઉત્પાત થતો નથી. મહાસાગરની ભીતરમાં અનેક મહાપ્રવાહો વહે છે તેથી તેની સપાટી ઉપર પાણી ઉછાળા મારતું નથી. જ્વાળામુખી ફાટવાની ભયંકર તૈયારીઓ તેના અંતરમાં ચાલતી હોય છે ત્યારે પણ તે તો શાંત જ દેખાય છે. વિચાર અને લાગણીના પરિવર્તન માટે તો શાન્તિ આથીયે વધારે આવશ્યક છે. અભ્યાસીઓ અને સાધુ સંતો નિરંતર અરણ્ય અને ગિરિશિખરની શાંતિ શોધે છે."

બંને મહાપુરૂષોને જનકલ્યાણ માટેની ચમકતી તલવારો રૂધીરપાન કરી લે ત્યાર પછીની સ્મશાનસમી મુડદાલ પશુબલોત્પાદક શાન્તિ નહોતી જોઇતી; પરંતુ તેમને તો શુદ્ધ મર્દાનગીવાળી વીરત્વયુક્ત આત્મબળની અજર અમર શાન્તિ જોઇતી.

૫-અહિંસા[૧], સત્ય[૨], અસ્તેય[૩], બ્રહ્મચર્ય[૪], અપરિગ્રહ[૫]. પ્રાચીન પ્રણાલિકામાં બ્રહ્મચર્ય ભિન્ન નહોતું. શ્રી મહાવીરે બ્રહ્મચર્યને ભિન્ન ગણી ચારને બદલે પાંચ મહાવ્રત ગણ્યાં.

હતી. એવી શાન્તિ મેળવવાનો માર્ગ લીધો: અને કેવળ પેટભરા વેડા કરવા માટે પાપના પોટલા બાંધી મલકાય છે એવી મનુષ્ય જાતિને ઉજ્વળ પંથ બતાવ્યો.

શ્રી મહાવીર અને શ્રીબુદ્ધનો ગૃહત્યાગ સુધીનું જીવન તુલનાત્મક દૃષ્ટિએ જોયા પછી હવે એમનું સાધુજીવન જોવાનું રહે છે, પરંતુ એ જોયા પહેલાં બે મુદ્દા ધ્યાનમાં રાખવાના છે. (૧) મહાવીરે[૬] નવો ધર્મ ચલાવ્યો નથી, ચલાવવાની ઇચ્છા પણ કરી નથી. જૈનધર્મનાં ચાલ્યા આવતાં તત્વો અને નિયમોને ચુસ્તપણે વળગી રહી કૈવલ્યજ્ઞાન પ્રાપ્ત કર્યું છે. (૨) બુદ્ધે નવા અખતરાઓ વડે [૭]નવો ધર્મ ચલાવ્યો છે અને કૈવલ્યજ્ઞાન મેળવ્યું છે. જૈનધર્મના સિદ્ધાંત પ્રમાણે મહાવીર તીર્થંકર થવાનાજ હતા કે જેને પૌરાણિક ભાષામાં "અવતાર" કહેવાય છે. મહાવીર સ્વામીનો જ્ઞાનવારસો વિશાલ હતો એ જેમ જૈન આગમોપરથી જણાય છે, તેમ બૌદ્ધગ્રંથો પણ શ્રીબુદ્ધને મહાસત્ય જ્ઞાની હોવાનું કહે છે. આમ છતાં કૈવલ્યપદ પ્રાપ્ત કર્યા પહેલાંના બંનેના જીવનક્રમમાં જે તફાવત છે તેનો ખરો નિર્ણય તો એ ઉત્તમકોટિના પુરૂષ સમો કોઇ વિરાટ પુરૂષજ કરી શકે.

[૮]" જ્યારે જ્યારે ધર્મની હાનિ થાય છે અને અધર્મની વૃદ્ધિ થાય છે ત્યારે ત્યારે-પ્રાણાંતે પણ[૯] સ્વધર્મનો ત્યાગ ન કરનારા-સત્પુરૂષોનું સારી રીતે રક્ષણ કરવા માટે તથા પાપીઓનો નાશ કરવા માટે ધર્મનું સંસ્થાપન કરવા માટે" ભગવાન્ અવતાર લે છે એ સનાતન ધર્મનો સિદ્ધાંત લઇએ કે " જ્યારે જ્યારે વહેમો અને ધર્માન્ધતા તથા જડવાદનું જોર વ્યાપીને અંધકાર છવાઇ રહે છે" ત્યારે ત્યારે તીર્થંકરનો પ્રાદુર્ભાવ થાય છે એ જૈન સિદ્ધાંત લઇએ, કે "વિશ્વપ્રેમી સમાનતા"ના પ્રચાર માટે બુદ્ધનું અવતરણ થાય છે એ બૌદ્ધનો સિદ્ધાંત લઇએ પરંતુ સરવાળે બધુંય સરખું છે. કેમકે એવો અવતારી વીર બુદ્ધ લાંબા વખત સુધી "સ્વાધ્યાય મનન, સત્સંશોધન રૂપી તપ કરીને ઉચ્ચતમ આદર્શ શોધી કાઢે છે, અને પછી એ આદર્શને સમાજની દૃષ્ટિ સમક્ષ મુકવાને એક ક્ષત્રીય જેટલી વીરતાથી પ્રયાસ કરે છે. પરિણામે નૂતન જાગ્રતિ તેમની હયાતિ દરમિયાનજ આવે છે. હજારો-લાખો મનુષ્યો દૈવી જીવન ગુજારતા થાય છે. અને પ્રાણી માત્રને સુખ ઉપજાવનારી" ભાવનાનો વ્યવસ્થિત અમલ થાય છે. આ એક કેવળ નિર્વિવાદ સિદ્ધાંત છે કે " Acts are born of Ideals. " એટલે એટલું તો નિઃસંશય છે કે " દૈવી અને આસુરી સત્વોના વિગ્રહમાં જ્યારે આસુરી તત્વ પોતાના ઉચ્ચ પ્રકારના સ્થૂળ બળના પ્રભાવથી દૈવી સત્યને દબાવી દે છે અને પોતાનું અધર્મશાસન પ્રવર્તાવે છે ત્યારે તેના પ્રતિશાસક તરીકે દૈવી સત્વનો પક્ષ લઇ અસત્યનું નિકંદન કરવા અને સત્યધર્મનું પુનઃ સંસ્થાપન કરવા કુદરતના ગર્ભાગારમાંથી એક અમોઘ વીર્યવાન આત્મા જન્મે છે." પછી આ આત્માને લોક દૃષ્ટિએ શ્રી મહાવીર, શ્રીબુદ્ધ, શ્રીરામ, કે શ્રીકૃષ્ણ, જરથોસ્ત, કે મહમ્મદ પેગંબર કે જીસસક્રાઇસ્ટ એવા નામ આપીએ; કે જગતને નવું બળ પ્રેરનાર બ્રહ્મા, જૂની માન્યતાઓનો સંહાર કરનાર શંકર, સર્જનકાર્યનું પાલનપોષણ કરનાર વિષ્ણુ એવું ભાવવાહક નામ આપી તેને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરીએ; પરંતુ એ મહાપુરૂષ[૧૦] ત્રણે કાર્યનો જ્ઞાતા સુજ્ઞ (જાણ-

૬-૭—કોઈ માને છે કે જૈનધર્મ શૈવ ધર્મમાંથી નીકળ્યો છે. જ્યારે જૈનો તેને અનાદિ માને છે. કોઇ માને છે કે બુદ્ધમાંથી જૈનધર્મ નીકળ્યો છે. પરંતુ બૌદ્ધ ગ્રંથોજ એ વાતની ના પાડે છે. આ વિષય હજી પણ ચર્ચાસ્પદ રહેલો છે. આના સંબંધે સમર્થ અભ્યાસી વિદ્વાન પ્રાતઃસ્મરણીય લોકમાન્ય તીલક કહે છે કેઃ—

"જૈનધર્મની પેઠે બૌદ્ધધર્મ પણ વૈદિક ધર્મરૂપ "પોતાના પિતા પાસેથી જોઇએ તેટલી મીલકતનો હીસ્સો "લઇ કોઇ કારણને લીધે જૂદા નીકળેલ પુત્રસ્થાને છે. "અર્થાત્ તે પારકો નથી."

૮—શ્રીગીતા અ૦ ૪/૭-૮.

૯—સ્વધર્મ શબ્દ અતિશય વ્યાપક છે. જૂદા જૂદા પંથની દૃષ્ટિએ તેનો જૂદો જૂદો અર્થ થાય છે. પરંતુ પંથભેદ ભૂલી જઇ સર્વવ્યાપિ સ્વધર્મ એ રીતે અર્થ લેવાનો છે.

૧૦—I creative works. II Active life of human service. III. Destructive work.

નાર), **મહાવીર** (સમર્થ પુરૂષ) હોય છે; કે જે અમોઘ વીર્યવાન આત્માના પુનિત પગલાંથી જનસમાજ અમોઘ વીર્યવાન બને છે.

એ આદર્શ વિરાટ પુરૂષે, મનુષ્ય પ્રાણીએ અમુક પ્રકારનાં ટીલાં ટપકાં કરવાં, અમુક પ્રકારનાં વસ્ત્ર પરિધાન કરવાં કે સત્ય—ન્યાયને નામે અમુક પ્રકારનો દંભ કરવો એ આજ્ઞા કરી નથી અને કરશે પણ નહિ. એતો બુલંદ પહાડી અવાજે કહે છે કેઃ—
**" आत्मानं रथिनं विद्धि शरीरं रथमेवच "**

એ રીતિએ શરીર રથને આત્મા રથવાહકથી ચલાવી આત્મશુદ્ધિને પંથે ચાલો, આત્મજ્યોતિ પ્રકટાવો; અને **"अहं ब्रह्मास्मि"** શાબ્દિક આડંબર વિના બનો; પોતાની અંદરની સર્વ શક્તિઓનું પ્રકટિકરણ કરી **बुध महावीर** બનો. એતેજ **"सर्वखल्विदं ब्रह्म"**નું જ્ઞાન થતાં કૈવલ્યજ્ઞાન થકીજ નિર્વાણ પદ—મોક્ષપદ મળે છે. જન્મમરણના ફેરા ટળે છે. મહાપુરૂષોના દિવ્ય સંદેશાવાળા બોધપાઠો લાંબાં ટાયલાં સમાં નહિ, પરંતુ સૂત્રભૂત હોય છે.

નૈયાયિકો કહે છે કે **"अनुकूल वेदनीयं सुखं"** જે સંવેદન અનુકૂળ લાગે તે સુખ, અને **"प्रतिकूल—वेदनीयं दुखं"**—જે સંવેદન પ્રતિકૂળ લાગે તે દુઃખ. આ વ્યાખ્યા તો મનુષ્યના મનના સમાધાન માટે છે કેમકે " દુઃખથી ભરપુર " તેનુંજ નામ સંસાર. તો પછી એવા સંસારમાં સુખ હોયજ ક્યાંથી? પરંતુ મહાવીરો મનુષ્યજાતિ માટે સન્માર્ગ સૂચક જે નિયમોવાળો જીવનક્રમ દર્શાવે તેમાં પ્રતિકૂળ સંવેદન જરૂર ઓછાંજ હોય છે; અને તેથીજ એ સ્વધર્મનું પાલન કરવાનો મનુષ્ય પ્રાણીનો પરમધર્મ છે. અને એ સ્વધર્મનું પાલન કરી રક્ષણ કરવું એ પણ મનુષ્ય પ્રાણીનો પરમધર્મ છે. પારકા રક્ષણ નીચે સ્વધર્મ સચવાતો નથી. સાચવી શકાતો નથી. પારકી રક્ષા નીચે કોઇ પણ પ્રજા મુડદાલ બની જાય છે તો પછી તેનો સ્વધર્મ કઇ સ્થિતિમાં મુકાય! **"परधर्मो भयावहः"** એ ત્યારેજ ઉચ્ચારી શકાય કે **"परक्षाभयावह"** એ સૂત્ર પણ ભૂલાયું ન હોય. આવું સત્સજ્ઞાન તો બુદ્ધ મહાવીરને જ હોય છે. પ્રત્યેક જીવંત પ્રજા ગતિશીલ હોય છે પરંતુ પ્રજા મુડદાલ, ઉન્માર્ગગામી, કે સંસ્કૃતિનો ધ્વંસ પામેલી ગતિશીલ છે કે કઇ સ્થિતિમાંથી પસાર થાય છે એ જોઇ તપાસીનેજ લોકસંગ્રહ કરનારા **"बुध महावीरो'** પ્રજામાં સંસ્કૃતિનું ચૈતન્ય ભરવાની કળા અજમાવે છે, આત્મકલ્યાણનો પરાવલંબી નહિ પરંતુ સ્વાશ્રયી માર્ગ બતાવે છે; અને તેટલા ખાતરજ એ અમોઘ વીર્યવાન મહાવીર ગમે તેવાં ભયાનક કષ્ટોની—ઉપસર્ગોની સામે પોતાની આધ્યાત્મિક શક્તિના પ્રવાહને છૂટો મુકી દે છે. જાતે આપભોગ આપી આપભોગ આપતાં શિખવે છે, શ્રદ્ધા ઉત્પન્ન કરે છે; અને ગુપ્ત આત્મશક્તિ ધરાવનાર છતાં મેંઢાંનાં ટોળાં જેવા. મનુષ્ય વર્ગને ડીંડીમનાદથી કહે છે કે " પારકી રક્ષામાં શરમાઓ, ઉપસર્ગો—ભયંકર કષ્ટો સહન કરવાવાળાં જોખમો ખેડવામાં મઝા માનો. આત્મશક્તિ ખીલવવામાંજ મનુષ્ય જીવન ખતમ થવું જોઇએ. આત્મબળ વિનાનું—**"बुध् महावीर"** થયા વિનાનું મનુષ્યજીવન નરપશુ સમું છે."

અને શ્રી મહાવીર તથા બુદ્ધના સાધુ જીવનની શરૂઆત આપભોગથીજ થાય છે. આત્મશક્તિને વધુ ખીલવવા માટે જનસમાજના આત્મકલ્યાણના થઇ પડેલા વિકટ માર્ગ સામે તપરૂપી બેડો ખળવો કર્યો; અને એમ કરવામાં ત્યાગ વૃત્તિને પ્રથમ સ્થાન આપી મહાવીર સ્વામી અને બુદ્ધદેવે સ્વાવલંબી માર્ગ સ્વિકાર્યો, બીજા શબ્દોમાં ગૃહત્યાગ એટલે પારકા રક્ષણનો ત્યાગ કર્યો. આત્મરક્ષણથી મેદાને પડ્યાં. પારકી રક્ષામાં શરમ માની જોખમ ખેડવામાં મઝા માનનારા મહાવીર સ્વામીની કસોટી પ્રથમ ઉપસર્ગ વખતેજ થઇ. વહેમાયલો ગોવાળ બળદ ચોરવાનો મહાવીર સ્વામીપર આરોપ કરે અને ઇન્દ્રને મદદ કરવા દોડવું પડે એ દેવ અને તીર્થંકરના સંબંધ પ્રમાણે અથવા તો મનુષ્ય દષ્ટિએ ગમે તેટલું ઇષ્ટ હોય, પરંતુ ગોવાળને સમજાવી લીધા પછી ઇન્દ્ર બાર વર્ષ સુધી મદદે રહેવાની પ્રાર્થના કરે અને શ્રી—મહાવીર તેનો પ્રફુલ્લ વદને અસ્વીકાર કરી કહે " તીર્થંકરો પારકાની સાહાય્યની કદિ પણ અપેક્ષા

રાખતા નથી. અર્હંતો બીજાની મદદથી કેવળ જ્ઞાન ઉપાર્જે તેમ કદિ બનતું નથી. આત્મા પોતાનીજ શક્તિથી કેવળજ્ઞાન પામે છે અને મોક્ષે જાય છે." આ વચનો એક તીર્થંકરને જેટલે દરજ્જે શોભારૂપ છે તેટલેજ દરજ્જે મનુષ્ય દૃષ્ટિએ મહાવીર નામને પણ શોભારૂપ છે. શ્રી મહાવીરે પારકી મદદની ઈચ્છા કરવામાં અપમાન અને પાપ માન્યાં; રક્ષાના બ્હાના નીચે નિર્માલ્યતા જોઇ, આત્મબળનો ધ્વંસ જોયો; અને નિર્વાણને બદલે અ–નિર્વાણનો માર્ગ જોયો. આજે પણ શાસ્ત્ર અને ઇતિહાસ ઉંચે મોઢે કહે છે કે શ્રી મહાવીર આત્મદ્રોહી ન બન્યા. પણ કેમ બને ? એને તો જગતના નરપશુઓને આપભોગથી બોધપાઠ આપવો હતો. આ થઇ શ્રી મહાવીરના આરંભના તપની કસોટી. શ્રીબુદ્ધે આરંભના કે છેલ્લા જે કહીએ તે સાધુ થયા પછી, ૭ વર્ષ સુધી મંત્રવત્ તપ કરેલ છે અને તે દરમિયાન આ પ્રકારની કસોટી થઇ નથી. પરંતુ બુદ્ધે તપથી પરમ શાન્તિ ન મળતાં તપ છોડી ભોજન લીધું; એ પ્રસંગને કેટલાકો કસોટી રૂપ ગણી ત્યાં બુદ્ધની નિર્બળતા જણાવે છે. હું માનું છું કે એમાં નિર્બળતાની ભાવના નથી કેમકે શ્રી મહાવીર ગર્ભજ્ઞાની હતા એટલે સત્યશોધન માટે એમનો ક્રમ નક્કી હતો અને બુદ્ધને સત્ય શોધન માટે અખતરાઓ કરવાના હતા એટલે ઉપવાસનો ભંગ કરી તપ બંધ કરવામાં ક્રમના બીજા નંબરની ભાવનાને ત્યાં સ્થાન છે. તીર્થંકર તરીકે મહાવીર સ્વામીનું સ્થાન ચોક્કસ હતું એ એક પ્રકારે તેમને સરળતા હતી. જ્યારે બુદ્ધને સત્ય શોધનના નવા માર્ગમાં જરૂર કઠિનતા હતી. તુલનાત્મક દૃષ્ટિએ બંનેનાં સ્થાન અને માર્ગ ભિન્ન ભિન્ન છે.

શ્રી મહાવીરને પહેલાં ૪ જ્ઞાન થયેલાં હતાં ૧ મતિજ્ઞાન, ૨ શ્રુતજ્ઞાન, ૩ અવધિજ્ઞાન, ૪ મનઃ પર્યવજ્ઞાન. તેમણે કૈવલ્યજ્ઞાન પ્રાપ્ત થતાં સુધી ૧૨ વર્ષ અને ૧૨ દિવસ તપ કરી કષ્ટોની પરંપરા સહન કરેલ છે તેમાં ૧૧॥ વર્ષ અને ૨૫ દિવસ નિરાહાર રહેલ છે, અને નિરંતર કાયોત્સર્ગ રહી ધરતીપર બેઠા વિના તપશ્ચર્યા કરી સર્વઘાતી કર્મને ખપાવી દીધેલ છે. બુદ્ધે ૭ વર્ષના તપ પછી બોધિવૃક્ષ નીચે ધ્યાન આરંભ્યું, અને એ ધ્યાનસ્થ સ્થિતિમાંજ ૪૯ મે દિવસે એમને[11] ચાર સનાતન સત્યોનું દર્શન થયું, અને તે વખતે જ શ્રી બુદ્ધના મોઢામાંથી પહેલું વાક્ય નીકળ્યું કે " **धर्मं कुरु धर्मं कुरु, प्रसारय धर्मध्वजां, प्रताड्य धर्मदुंदुभी, प्रापूरय धर्मशंखं, ऋते ज्ञानान्न मुक्तिः** "

શ્રી બુધ્ધે " ધ્યાન " થી સત્ય શોધ્યું—કૈવલ્યજ્ઞાન મેળવ્યું! તે પ્રમાણે શ્રી મહાવીરે બાર વર્ષ સુધી મૌન ધારણ કરી કેવળ આત્મચિન્તનદ્વારા યોગાભ્યાસમાંજ જીવન વ્યતિત કર્યું હતું.[12] ૭ પ્રકા-

---

૧૧–૧લું આર્યસત્ય. "જન્મ, જરા, વ્યાધિ અને મૃત્યુ કેવળ દુઃખ રૂપજ છે. અપ્રિયનો સંયોગ એ દુઃખ છે અને તેથી મોટું દુઃખ પ્રિયનો વિયોગ છે અને સૌથી મોટું દુઃખ અપ્રાપ્યની લાલસા છે."

૨જું ,, "પ્રત્યેક દુઃખ સકારણ છે. દુઃખમાત્રનું મૂળ વાસના છે. અને વાસના સંગથી ઉત્પન્ન થાય છે. અહંતા અનિત્ય વસ્તુની તૃષ્ણા જગાડે છે. અને એ તૃષ્ણા દુઃખ માત્રનું મૂળ છે."

૩જું ,, પ્રત્યેક દુઃખ નિવારી શકાય છે જે મમત્વને જીતે છે તે મુક્ત છે. તેને ભોગેચ્છા પકડી શકતી નથી તૃષ્ણામાત્ર તેની આગળ શમી જાય છે.

૪થું ,, દુઃખનિવારણનો માર્ગ આર્ય અષ્ટાંગમાર્ગ છે.

આર્ય અષ્ટાંગમાર્ગ.

૧ સમ્યગ્દૃષ્ટિ—સારી સમજણ, જ્ઞાન.
૨ ,, સંકલ્પ—સારો સંકલ્પ (ક્રિયા કરવાનો નિશ્ચય).
૩ ,, વાક—સારી વાણી ( અસત્ય ભાષણ ન કરવું, ચાડી કે નિંદા ન કરવી, ગાળ ન દેવી, મિથ્યા બકવાદ ન કરવો ).
૪ ,, કર્મ—સારાં કર્મ: શિલ અને દાન
૫ ,, આજીવ—સારી આજીવિકા, સારો ધંધો કરીને ગુજરાન ચલાવવું.
૬ ,, વ્યાયામ—સારો પ્રયત્ન.
૭ ,, સ્મૃતિ—સારી સ્મૃતિ યા વિચાર.
૮ ,, સમાધિ—સારી સમાધિ. ચિત્ત એકાગ્ર કરવું.

૧૨—"अणसणमूणोअरिआ वित्तीसंखेवणं रसच्चाओ कायकिलेसो संलीण यायवन्नो तवो होइ"

રનો બાહ્ય તપ અને[13] ૭ પ્રકારનો અભ્યંતર તપ શ્રી મહાવીરે જૈનધર્મના નિયમાનુસાર કરેલ છે. પરંતુ તપ એ આત્મશુદ્ધિનું જેમ એક અંગ છે તેમ[14] યોગાભ્યાસ (ધ્યાન) અને કાયોત્સર્ગ (સમાધિ) એ અંગવાળા ક્રમનો પણ કૈવલ્યજ્ઞાન મેળવવામાં આત્મચિન્તન માટે શ્રી મહાવીરે અનુભવી પ્રયોગ કરેલો છે. એટલે બુદ્ધનો "ધ્યાન" નો ક્રમ ભિન્ન રૂપ[15] નિંદાપાત્ર તો નથીજ. શ્રી મહાવીરે દેહદમનને અગ્રસ્થાન આપ્યું અને આત્મચિન્તન કર્યું, શ્રી બુદ્ધે દેહદમનને—કષ્ટપ્રધાન તપને બદલે[16] મધ્યમ પ્રતિપદા માર્ગ"ને અગ્રસ્થાન આપી આત્મચિન્તન કર્યું. અને બંનેએ નિવૃત્તિતત્વની પ્રાધાન્યતા સ્વિકારી. જ્યારે શ્રી મહાવીરે જગતને અનાદિમાની એમ પણ સ્વિકાર્યું કે આત્મા નિત્ય છે-કરેલાં કર્મનું ફળ આલોક ને પરલોકમાં ભોગવવું પડે છે-પાણીમાં પણ જીવ છે; ત્યારે શ્રી બુધ્ધે જગતને અનાદિ માન્યું પરંતુ બ્રહ્મ અને[17] આત્માને ભ્રમમૂલક માન્યાં. જોકે આત્માનું અસ્તિત્વ શ્રી બુદ્ધને માન્ય નહોતું પણ મન શાંત વિરક્ત અને નિષ્કામ કરવું એ નિર્વાણ પ્રાપ્તિ માટે જરૂરનાં માન્યાં. તેની સાથે એમ પણ સ્પષ્ટ કહ્યું કે [18]આત્મા એ ભ્રમ છે તો પછી વિરામ કોને

---

અર્થાત્—[1]અનશન, [2]ઉણોદરી, [3]વૃત્તિસક્ષેપ, [4]રસ-ત્યાગ, [5]લોચાદિક દેહકષ્ટ, [6]આંગોપાંગ દેહાવયવનો કાબુ. આ ૭ પ્રકારનો સમાવેશ બાહ્યતપમાં થાય છે.

૧૩—" पायच्छितं विणए वेयावच्चं तहेव सज्झाओ झाणं उस्सगोपिअ अब्भितरओ तपो होइ ॥ "

અર્થાત્—[1]પ્રાયશ્ચિત્ત, [2]વિનય, [3]સેવા, [4]અધ્યયન, [5]ધ્યાન, અને [6]ઉપસર્ગોની સહનશિલતા આ છ ભેદે અભ્યંતર તપ થાય છે.

૧૪—જૈન સંપ્રદાયના મૌલિક ગ્રંથો "આગમ" કહેવાય છે તેમાં જે સાધુચર્યાનું વર્ણન છે તે જોતાં સ્પષ્ટ જણાય છે કે પાંચ યમ, તપ, સ્વાધ્યાય,-આદિ નિયમ ઇન્દ્રિયજય રૂપ પ્રત્યાહાર ઇત્યાદિ જે ખાસ યોગના અંગો છે તેઓનેજ સાધુજીવનના મુખ્ય પ્રાણ માનવામાં આવેલ છે. (જુઓ આચારાંગ, સૂત્રકૃતાંગ, ઉત્તરાધ્યયન, દશ-વૈકાલિક, મૂલાચાર આદિ) અને આગમોમાં યોગ અર્થ માટે ઘણેભાગે ધ્યાન શબ્દ વપરાયો છે. ધ્યાનનાં લક્ષણો તેના ભેદ, પ્રભેદ, આલંબન, આદિનું વર્ણન અનેક જૈન આગમોમાં છે (જુઓ સ્થાનાંગ, અ. ૪ ઉદ્દેશ ૧; સમ-વાયાંગ સ. ૪; ભગવતી શતક–૨૫, ઉદ્દેશ ૭; ઉત્તરાધ્યયન અ. ૩૦ શ્લો. ૩૫).

૧૫—જૈનશાસ્ત્રમાં યોગ ઉપર ત્યાં સુધી ભાર આપ-વામાં આવ્યો છે કે આત્મચિન્તન માટે તૃતીય પ્રહર સિવાય ત્રણે પ્રહરોમાં મુખ્યપણે સ્વાધ્યાય અને "ધ્યાન" કરવુંજ જોઇએ. (જુઓ ઉત્તરાધ્યયન અ. ૨૬)...(આ ફુટનોટ ૩-૪ આર્ય વિદ્યાવ્યાખ્યાન માળાના "યોગદર્શન" લેખના આધારે લખેલ છે).

૧૬—અતિ તપશ્ચર્યા પણ નહિ અને અતિ દેહાધ્યાસ પણ નહિ એ "મધ્યમપ્રતિપદામાર્ગ".

૧૭ આ મહાપુરૂષ આત્મવાદી છે, તોપણ તેમની પછીના તેમના કેટલાક અનુયાયીઓની તર્કજાળને લીધે તેમના ઉપર "અનાત્મવાદી" તરીકેનો જે આરોપ આજ ઘણા વખતથી મૂકવામાં આવેલો છે તે અવિવેકથી થએલો છે અને ખોટો છે. એ માટે એમના પાલી ભાષામાં લખા-એલા ગ્રંથોને મનનપૂર્વક વાંચવાની પાઠકોને વિનંતિ કરવામાં આવે છે. "જૈનદર્શન" પૃ. ૬૩ની ફુટનોટમાંથી.

૧૮—"બૌદ્ધધર્મી લોક આત્મા અથવા પરબ્રહ્મનું અસ્તિત્વ માનતા નથી પણ બ્રહ્મજ્ઞાન કે આત્મજ્ઞાન તેમને માન્ય નથી તો તેમના ધર્મગ્રંથોમાંથી "अत्तना" (આત્માના) चोदयऽत्तानं" પોતે પોતાની મેળેજ માર્ગ કરવો જોઇએ એમ ઉપદેશ કરવામાં આવેલો છે અને તેના સમર્થનમાં

" अत्ता (આત્મા) हि अत्तनो नाथो अत्ताहि अत्तनोगति।
" तस्मा सञ्ञामयऽत्तणं अस्सं (अश्वं) भद्द व वाणीजो ॥

"આપણે આપણા માલીક છીએ. આપણા આત્મા સિવાય આપણને તારનાર બીજો કોઈ નથી. માટે જેમ કોઇ વેપારી પોતાના સારા ઘોડાને કાબૂમાં રાખે છે તેમ આપણે પણ આત્માનું સારૂં સંયમન કરવું જોઇએ."

આ સંબંધી લો. માન્ય તીલક વધુ સ્પષ્ટ કરે છે કે-
" આત્મા અગર બ્રહ્મ-પરમેશ્વરનું અસ્તિત્વજ નાકબુલ
" કર્યાથી ભક્તિવડે પરમેશ્વર પ્રાપ્તિ કરવાનો માર્ગ બુદ્ધ
" બુદ્ધને પોતાની હયાતિમાંજ ઉપદેશવો શકય નહતો,
" અને તેની સભ્યમૂર્તિ અને ચરિત્રક્રમ લોકોની નજર
" આગળ જ્યાં સુધી પ્રત્યક્ષ હતાં ત્યાં સુધી તે માર્ગની
" જરૂર ન પડી પણ આ ધર્મ સામાન્ય લોકોને પ્રિય
" થાય અને તેનો વધારે ફેલાવો થાય તે માટે સંસાર
" છોડી અને ભિક્ષુ થઇ મનોનિગ્રહથી ત્યાંને ત્યાંજ

કહેવો ? અને તે શાથી મળે છે ? એ પ્રશ્નજ સિલીકમાં રહેતો નથી અને ડાહ્યા પુરૂષોએ આં ગૂઢ પ્રશ્નોનો વિચાર કરવા બેસવું નહિ. સર્વ પદાર્થોની ક્ષણિકતા–પ્રત્યેક સમયે વિનશ્વરતા ઇષ્ટ છે એ બુદ્ધની માન્યતા સ્પષ્ટ છે; ત્યારે શ્રી મહાવીરે માન્યું કે સમસ્ત પદાર્થમાં પર્યાય (પરિવર્તન) રૂપે ક્ષણિકતાનો અને વસ્તુના વસ્તુગત મૂલ સ્વરૂપે અક્ષણિકતા–અવિનશ્વરતાનો એમ બંને ધર્મ છે. મહાવીરે કહ્યું કે આત્મા પોતેજ પરમાત્મા થઇ શકે છે. એમણે જે મહાવીરપણું પ્રાપ્ત કર્યું. તે પત્થરને પૂજીને નહિ પણ પોતાના આત્માને પૂજીને પ્રાપ્ત કર્યું. અને એના મુખ્ય સાધન તરીકે ત્યાગ તપ અને કાયોત્સર્ગને સિદ્ધ કર્યાં. વેદાંત અને જૈન તત્વજ્ઞાન કરે છે કે "મન જીત્યા પછી કૈંક બાકી રહે છે;" ત્યારે બુદ્ધે કહ્યું કે "મન જીત્યું. તેણે સર્વ જીત્યું," પરંતુ એકલા મનને જીતવાથીજ કૈવલ્યજ્ઞાન પ્રાપ્ત થતું નથી–મોક્ષ મળતો નથી. આત્માનો સાક્ષાત્કાર થવો જોઇએ છીએ. શ્રી મહાવીરે આત્માનો સ્વિકાર કર્યો, પુનર્જીવનનું કારણ કર્મવિપાક માન્યું અને "अप्पाडे ते पाडे" એ સૂત્રમાં વિશાળ તત્વજ્ઞાનનો વારસો માની આત્માને પરમાત્માને સ્થાને આરૂઢ કર્યો. આને વેદાંતી પરિભાષામાં "अहं ब्रह्मास्मि" હું પરબ્રહ્મ છું એ જેણે જાણ્યું તેણે સર્વ જાણ્યું એમ કહી શકાય છે, અને શ્રી મહાવીરે પોતાના આત્માને પૂજવાનો–ઓળખવાનો પ્રજાને દિવ્ય સંદેશો આપ્યો તે પણ એકજ વાક્યમાં વેદાંતમાં સમાઇ જાય છે કે "तत्वमसी"તું તારા[19] આત્માને ઓળખીશ એટલે તને સઘળું સમજાશે. જૈન પરિભાષામાં કહીએ તો આત્માને ઓળખીશ એટલે તને કૈવલ્ય જ્ઞાન પ્રાપ્ત થશે, જ્યારે બુદ્ધની એકની એક વાત છે કે વૈરાગ્યથી મનને નિર્વિષય કરવું. આત્માની કોઇપણ કલ્પના બુધ્ધને માન્ય નહોતી છતાં પણ (૧) કર્મવિપાકના કારણથી નાશવંત દેહને (આત્માને નહિ) નાશવંત જગતમાં–સંસારમાં ફરી ફરીને જન્મ લેવો પડે છે અને (૨) આ આ પુનર્જન્મનો ફેરો કિંવા એકંદર સંસારજ દુઃખમય હોવાથી તેમાંથી છુટકારો લેવાની અને કાયમની શાન્તિ કે સુખની જરૂર છે. એ બે વાતો બુધ્ધને સંપૂર્ણ માન્ય હતી; અને એનો સમૂળગો નાશ કરવા માટે દુઃખ, સમુદય, નિરોધ અને માર્ગ એ ચાર સત્યોનું એને દર્શન થયું કે જે આર્યઅષ્ટાંગ માર્ગમાં વધુ સ્પષ્ટ કર્યું. બુધ્ધનો આ સિધ્ધાંત અધ્યાત્મ દષ્ટિએ અનાત્મવાદિ છે, છતાં કર્મવિપાકને માની કાયમની શાન્તિ કે સુખની જરૂરીયાત જણાવી. પરંતુ સુખ એ કાલ્પનિક શબ્દના ઓઠા નીચે મોક્ષ મળતો હોય તો કર્મવિપાકના સત્તાવીશ ભવ સુધી ફેરા ફરી મહાવીર તરીકે જન્મ લેનારને બાર વર્ષની કઠિન તપશ્ચર્યા સાથે ઉપયોગ સહન કરવાની શી જરૂર હતી ? શ્રી મહાવીર તો કહે છે કે કેવળ મનનેજ વૈરાગ્યથી નિર્વિષય કરવાથીજ મોક્ષ મળતો નથી,[20] એતો એક સાધન છે; અને તેથી બીજી અનેક જરૂરીયાત રહે છે. દુઃખ દુઃખમયજ હોય છે તેથી સુખ પણ સુખમયજ હોય છે એમ કંઇ ઠરતું નથી. તેમ કેવળ

" (શેમાંથી એમ ન સમજતાં) નિર્વાણ પદ પામવું.
" આ નિરીશ્વર નિવૃત્તિમાર્ગ કરતાં બીજો કોઇપણ
" સહેલો અને પ્રત્યક્ષમાર્ગ લોકોને બતાવવાની જરૂર
" પડી એટલે બુદ્ધના ભક્તોએ વૈદિક ભક્તિમાર્ગનું અનુ-
" કરણ કરી બુદ્ધને અનાદ્યનંત પુરૂષોત્તમનું રૂપ આપ્યું.

૧૯ " नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ।
" न चैनं क्लेदयंत्यापो न शोषयाति मारुतः ॥
श्री गीता अ. २/२३.

અર્થાત્—આત્માને શસ્ત્રો છેદતાં નથી. અગ્નિ બાળતો નથી. પાણી પલાળતું નથી કે પવન સુકવી શકતો નથી. (આત્માનો નાશ કરવા કોઇપણ સમર્થ નથી.)

ત્યારપછીના ૨૪ અને ૨૫ મા શ્લોકમાં કહ્યું છે કે:—
" આ આત્મા છેદી ન શકાય તેવો, બાળી ન શકાય તેવો,
" સૂકવી ન શકાય તેવો તેમજ નિત્ય રહેનારો સર્વઠેકાણે
" વ્યાપિ રહેલો, સ્થિર, અચલ, ને અનાદિ છે વળી
" આત્માને ઇન્દ્રિયોવડે જાણી ન શકાય તેવો, મનવડે
" ચિંતવી ન શકાય તેવો કહ્યો છે. તથા આ આત્મા
" વિકાર ને થઈ શકે એવો છે."

૨૦ શ્રીમચ્છંકરાચાર્ય પણ કહે છે કે "જ્ઞાન એજ મોક્ષ મેળવવાનું શ્રેષ્ઠ સાધન છે." પરંતુ મોક્ષ કોનો દેહનો કે આત્માનો ?

મારેલા મનની શાન્તિથીજ મોક્ષ મળી જાય છે એમ પણ કંઈ નથી. સ્વયંપ્રકાશ પામેલાઓજ મોક્ષમાં બિરાજે છે. એ સ્વયંપ્રકાશ કોનો? દેહનો કે આત્માનો? આત્માનો કે ઇશ્વરનો? કે આત્મા એજ ઇશ્વરનો? શ્રી બુદ્ધ કહે છે કે "**સર્વક્ષણુ પરંપરાનો અભાવ થવો-વાસનાનો નાશ થવો તેનું નામ મોક્ષ.**" શ્રી મહાવીર કહે છે કે "**સર્વ કર્મજન્ય ઉપાધિનું ઓલવાઈ જવું એટલે સર્વ કર્મોપાધિ રહિત સચ્ચિદાનંદમય આત્મસ્વરૂપ પ્રકટ થવું** તેનું નામ મોક્ષ." શ્રી મહાવીરની નિર્વાણની વ્યાખ્યામાં ખુલ્લો અર્થ સમજાય છે ત્યારે શ્રી બુધ્ધની નિર્વાણની વ્યાખ્યામાં શબ્દાર્થની દૃષ્ટિએ અધુરાપણું છે. શ્રી બુધ્ધે નિર્વાણ એટલે "વિરામ પામવું" અથવા દીવો બુઝાય છે તે પ્રમાણે વાસનાનો નાશ થવો, એવું ક્રિયાદર્શક નામ આપ્યું એટલે "મૃત્યુ" એ શબ્દ નિર્વાણને લગાડી શકાય નહિ. મરણ શબ્દ પુનર્જન્મ પહેલાંનો ભાવયુક્ત અર્થસૂચક શબ્દ છે, ત્યારે નિર્વાણ પામેલને પુનર્જન્મનો ફેરો ટળી જાય છે. એટલે નિર્વાણને મૃત્યુનું મૃત્યું કહેવું કે "મૃત્યુતરી જવાનો માર્ગ" કહેવો? જ્યારે મહાવીર સ્વામીનો નિર્વાણ શબ્દાર્થ વધુ સ્પષ્ટ છે. "સચ્ચિદાનન્દમય આત્મરૂપનું પ્રકટ થવું" એનું નામજ ખરો મોક્ષ.

શ્રી મહાવીરે દર્શન—તત્વજ્ઞાનમાં આત્માનું અસ્તિત્વ બતાવી તે આત્માનું અંતિમ લક્ષ સાધવા માટે એકલું જ્ઞાન એકલી ક્રિયા એકલું તપ એકલી ભાવના એકલું વીર્ય એકલી સાધ્યદૃષ્ટિ; એકલું કથન-કહેણી, એકલો આચાર-રહેણી એ નિષ્ફળ છે. પણ તે સમસ્તની જરૂરછે-સફળતા માટે એ સમસ્તનો યોગ આવશ્યક છે જગતની અને આત્માની નિત્યતા અનિત્યતા અસ્તિત્વ, નાસ્તિત્વ, વક્તવ્યતા અવક્તવ્યતા એમ બંને જૂદી જૂદી દૃષ્ટિથી જોતાં જણાય છે. આમ સર્વેનું મિશ્રણ અને સર્વથી સ્વાતંત્ર્ય એ બંને સ્વરૂપ જણાવી વિશ્વવ્યવસ્થા આત્મસ્વરૂપ અને મુક્તિમાર્ગ વિશાલ દૃષ્ટિથી દર્શાવેલ છે અને તેથી તે સમયવાદને સ્યાદ્વાદ અથવા તે દર્શનને અનેકાંત દર્શન એવું વ્યાપક નામ આપેલું છે.

કર્મવિપાકથી થતા જન્મમરણના ફેરામાંથી છુટવા માટે પ્રથમના આવશ્યક અંગ તરીકે શ્રી મહાવીરે સાધુદીક્ષાનું આચરણ કર્યું, તે પ્રમાણે શ્રી બુદ્ધે ભિક્ષુ ધર્મ સ્વિકારી લોકોને સન્માર્ગ દાખવ્યો. પરંતુ આ વિષયમાં પણ તુલનાત્મક દૃષ્ટિએ જરા વધુ વિચાર કરવાની અગત્યતા છે. શ્રી મહાવીરે વસ્ત્ર-પ્રાવરણ આદિક ઐહિક સુખોને તિલાંજલિ આપી અહિંસાવ્રત પાળવાનો કડક નિયમ આચરણ કરી સાધુધર્મના આદર્શ તરીકે બતાવ્યો, ત્યારે શ્રી બુદ્ધે વસ્ત્ર સિવાય નગ્ન દશામાં રહેવું એ ગુન્હો માન્યો. આ બંને નિયમોમાં શ્રી મહાવીર અને શ્રી બુદ્ધની માન્યતા પ્રમાણેના આચરણમાં આકાશ પાતાળનું અંતર છે. શ્રી બુદ્ધે તુંબડીનું ભીક્ષાપાત્ર અને લાલ રંગી વસ્ત્રોથી ભિક્ષુનું આચરણ માન્ય કર્યું, ત્યારે શ્રી મહાવીરે એ નિયમમાં ડંકો માર્યો છે એમ મુક્ત કંઠે કહેવું જોઇએ. દીક્ષા સમયે શ્રી મહાવીરને ઇંદ્રે ડાબે ખભે દેવદુષ્ય વસ્ત્ર નાંખેલું તે પણ સોમદેવને આપી દઇ ભગવાન વસ્ત્રરહિત થયા. અને તે પણ દીક્ષા લીધા પછી ફક્ત તેર મહિના જેટલા અલ્પ સમયમાંજ. દુનિયાની જાળને દુનિયા તરફ ફેંકી દીધી. એટલે ઉચ્ચ કોટિને માટે વધુ લાયકાત પ્રાપ્ત કરી. અહિંસાવ્રત શ્રી બુદ્ધે પાળ્યું છે પરંતુ શ્રી મહાવીર જેટલું કડક તો નહિજ. "[21]હિંસા કરો નહિ એટલુંજ નહિ પણ એક ક્ષુદ્ર જંતુને સંરક્ષો" એમ શ્રી બુદ્ધે પોતાના શિષ્યોને કહ્યું છે. તે પ્રમાણે "જે યુદ્ધમાં મનુષ્ય જીવનની હાનિ થાય તે યુદ્ધ ત્યાજ્ય છે" એવો સિંહ નામના સેનાપતિને ઉપદેશ આપેલો છે અને બિંબિસાર રાજાના યજ્ઞ વખતે પણ ઉપદેશ આપેલો છે કે "રાજન્! પ્રાણી માત્રને જીવવું ગમે છે. આ બિચારાં પશુઓને હોમવાથી ધર્મ થાય છે એમ આપ માનતા હો તો આપની મોટી ભૂલ છે. બીજાને દુઃખ દેવાથી આપણને પુણ્ય થાયજ નહિ. હિંસા તો બધા અધર્મનું મૂળ છે." પરિણામે રાજાએ આ ઉપદેશથી પશુઓ છોડી મુકેલાં. પરંતુ શ્રી બુદ્ધના અહિંસા-

૨૧. મનના દશ દોષોથી સદૈવ મુક્ત રહેવા માટે શ્રી બુદ્ધે જે દશ નિયમો કરી આપ્યા છે તેનો પહેલો નિયમ-

વ્રતમાં એક અતિશય આશ્ચર્ય જેવી હકિકત મળે છે કે પોતાને માટે-નિમિત્તે-હેતુપૂર્વક મુદ્દામ મારેલું ન હોય એવા પ્રાણીનું તૈયાર માંસ ("**पवत्त**"-"**प्रवृत्त**") શ્રી બુદ્ધે ખાધેલું છે. છતાં સમસ્ત જીવનમાંથી "**अहिंसा**" ધર્મ પાળ્યાનું મળી આવે છે.

આમ છતાં તેજઃપુંજ શ્રી બુદ્ધે "**अहिंसा**" વ્રતનું શમા અને શાંતિથી ઉરવીલામાં કાસ્યપને ત્યાં ભયંકર સર્પના ઉપસર્ગ સામે પાલન કરેલું છે. મધ્ય રાત્રિએ પ્રચંડ અગ્નિ વર્ષાવતો સર્પ આસપાસનું સઘળું ભસ્મ કરે છે ત્યારે પણ શ્રી બુદ્ધ ધ્યાનસ્થ બેસી રહ્યા અને પરિણામે સર્પ પોતાની વિષજ્વાળામાં બળીને ભસ્મ થયો; અને શ્રી મહાવીર ચંડકૌશિક નામના દૃષ્ટિવિષ સર્પને કરડયા પછી પણ ક્ષમાપૂર્વક પ્રસન્ન મુખે શાંતપણે ઉપદેશ આપી પૂર્વ ભવની સ્મૃતિ કરાવે છે. ક્ષમા રૂપી પવિત્ર જળમાં સર્પને સ્નાન કરાવી કૃતકૃત્ય કરે છે. ખરેખર "**क्षमा वीरस्य भूषणम्.**"

કલ્પસૂત્રકાર અને અન્ય ઇતિહાસોના કહેવા પ્રમાણે મહાવીરસ્વામીને ઘણાં કષ્ટો સહન કરવાં પડયાં છે તેમાં પ્રથમ ઉપસર્ગ ગોવાળે કર્યો તેમ છેલ્લો ઉપસર્ગ શ્રી મહાવીરના કાનમાં શરકટ વૃક્ષની મેખો ઠોકવાનો પણ ગોવાળે કર્યો છે. જ્યારે ઉત્કૃષ્ટ ઉપસર્ગ કાનમાંથી મેખો કાઢવાનો થયો છે. ઉપસર્ગોની પરંપરામાં શ્રી મહાવીરનો આત્મા જોખમો ખેડી ખેડીને કૈવલ્યજ્ઞાનની આત્મદર્શની પરાકાષ્ટાએ પહોંચ્યો. તેમ બુદ્ધના પર શ્રાવસ્તીમાં ખુનનો આરોપ આવ્યો ત્યારે તેમણે અસાધારણ શાંતિ જાળવી છે. અને ગાંડા હાથીને પણ તેમણે ક્ષમાથી શાંત કર્યો છે. મહાવીર પર સંગમ દેવના તરફનો મધ્યમ ઉપસર્ગ શ્રી બુદ્ધના મારના પ્રસંગને મળતો છે. મહાવીર સર્વાંગ સુંદરીઓના નાચમાં કે કામદેવના બાણમાં ન ફસાયા, વિષયના માધુર્યમાં ન લોભાયા, યોગભ્રષ્ટ ન થયા. પણ જન્મયોગીઓ યોગભ્રષ્ટ થાય કેમ? "**विकार हेतौ सति विक्रियन्ते, येषां न चेतांसि तएव धीराः**"॥

અને પુત્રી પ્રિયદર્શના તથા જમાઇ જમાલીને શ્રી મહાવીરે દીક્ષા આપી તે પ્રમાણે શ્રી બુદ્ધે પત્ની યશોધરા પુત્ર રાહુલ અને માતાને દીક્ષા આપી આત્મ કલ્યાણનો માર્ગ બતાવ્યો. એટલુંજ નહિ પરંતુ મનુષ્ય પ્રાણી માત્રને આત્મ કલ્યાણને માર્ગે ચડાવવા બંનેએ ઢંઢેરો પીટાવ્યો. **ब्राह्मण क्षत्रीय वैश्य**"ની જેમ "**स्त्रियो शूद्रा**" માટે પણ દરવાજો ખુલ્લો છે. એમ કરીને ઇતિહાસને પાને બંનેએ "વિશ્વ પ્રેમી" તરીકે અમરપદ પ્રાપ્ત કર્યું છે. ઉચ્ચ નીચના જાતિભેદને આત્મ કલ્યાણના માર્ગમાં મુસાફરી કરવાનો સમાન હક્ક આપ્યો. બંનેએ જાતિ કરતાં શિલને શ્રેષ્ઠ ઠરાવ્યું એટલે પછી આત્મકલ્યાણમાં જાતિભેદના નામને પણ સ્થાન ન રહ્યું. એ સમયના સંયોગો વચ્ચે "**समानता**" થી મનુષ્ય પ્રાણીને અસાધારણ જન્મ સ્વાતંત્ર્ય હતું. તે કુદરતી હક્ક ખરા સ્વરૂપમાં પાછો મળ્યો. સમાનતાનું પુનર્જીવન થયું. હક્ક આપનારની ધાર્મિક જીત હતી. ઘણાં સ્ત્રી પુરુષો દીક્ષા લઈ આત્મકલ્યાણના પંથે પડયાં; અને ઇન્દ્રભૂતિ ગૌતમ તથા બીજા ગણધરો દીક્ષા લઇ "**अहिंसा**"ના રચનાત્મક કાર્યક્રમ પાછળ લાગી ગયા. શ્રી બુદ્ધના પણ આનંદ અને અન્ય ભિક્ષુઓ એ પ્રમાણેજ કામે લાગી ગયા. આ પ્રમાણે "**અહિંસક વિશ્વપ્રેમી સમાનતા**"ના શ્રી મહાવીર અને બુદ્ધના ઝુંડા નીચે મનુષ્ય પ્રાણીને સ્થાન મળ્યું.

શ્રી મહાવીરસ્વામિએ વસ્ત્ર—પ્રાવરણ અને ઐહિક સુખનો ત્યાગ કરી અને અહિંસાવ્રત પાળી દાન, શિલ, તપ અને ભાવના યુક્ત પાંચમહાવ્રતોથી કસીને ધર્મ પાળવા માટેની વ્યવસ્થાપૂર્વક સંઘવ્યવસ્થા કરી; અને શ્રી બુદ્ધે ભિક્ષુઓને વિહારોમાં એટલે મઠમાં શરીરને અતિ કષ્ટ ન થાય અને પ્રાણાયામાદિ થઇ શકે, અને લાલવસ્ત્રો તથા તુંબીપાત્ર ધારણ કરી શકે એવી વ્યવસ્થા કરી. ચાતુર્વર્ણ્ય ભેદ શ્રી મહાવીર અને શ્રી બુદ્ધને માન્ય ન હતો. તેમ ગાર્હસ્થ ધર્મના હિંસાત્મક શ્રૌત યજ્ઞ યાગ પણ તેમને માન્ય ન હતા. પરંતુ પંચ મહાયજ્ઞ પ્રત્યેક ગૃહસ્થે એટલે ઉપાસકે કરવા એમ શ્રી બુદ્ધે કહેલું છે. અને અહિંસા, સત્ય, અસ્તેય, સર્વભૂત-અનુકમ્પા અને ( આત્મા માન્ય નહોતો તો પણ ) આત્મૌપમ્ય દૃષ્ટિ, શૌચ કિંવા મનઃપૂતતા એ નિયમો બૌદ્ધ ઉપાસકે પાળવાનું

કહેલ છે. તથાપિ અર્હતાવસ્થા કિંવા નિર્વાણ સુખ પ્રાપ્ત કરવા માટે વિશ્વપ્રેમી સમાનતા અને પવિત્ર જીવનથી શાંન્તિ મેળવવા મનુષ્યે ગૃહસ્થાશ્રમ છોડવોજ જોઇએ એ તત્વને તો કાયમ ઠરાવેલું છે. આ પ્રમાણે અહિંસક વિશ્વપ્રેમી સમાનતાના-શ્રી મહાવીર અને શ્રી બુદ્ધ-માર્તંડનો પૃથ્વિપર પહેલોજ ઉદય થયો કે જેનાં જીવ પ્રાણીમાત્રે ઉછળતા ઉરે અને ચકિત નયને દર્શન કર્યાં.

શ્રી મહાવીર અને શ્રી બુદ્ધ નિજાનંદમાંજ મસ્ત હતા, એટલે બહારના સુખની કે લૌકિક આનંદની તેમને ઇચ્છા નહોતી; પરવા નહોતી. લોકૈષણાની બેડીનો ત્યાગ કર્યો ત્યારથીજ લોકોની વાહવાહની કે તિરસ્કારની એમને દરકાર નહોતી.

શ્રી મહાવીર કે શ્રી બુદ્ધ રસ્તામાં કે ગિરિશિખરો પર નથી પાકતા કે નથી મળતા. સંસારમાંજ પાકે છે અને સંસારમાંજ મળે છે. પણ એ અમોઘ શક્તિના ફુવારા તો સેંકડો વર્ષોએ—યુગે યુગે છૂટે છે. અને તે પણ જે યુગની પ્રજાનું સદ્ભાગ્ય હોય તેનેજ માટે.

એમના હાર્દિક શબ્દકોષમાં "મદદ" શબ્દ શોધ્યોયે જડતો નથી ત્યારે આત્મબળ લીટીએ લીટીએ નજરે પડે છે. આત્મબળવાળી અહિંસાની શાન્તિ એટલે નામર્દાઇ નહિ પણ શુદ્ધ મર્દાનગી, વીરતા; અને એ વીરત્વપણું પોતે પોતાને પૂજીનેજ મેળવ્યું. મર્દાનગી વાળી અહિંસાના સિદ્ધાંત વડે **"ભૂતદયા"** દાખવી. અગોચર એવા સૂક્ષ્મ જંતુથી માંડીને અનંતકોટિ બ્રહ્માંડ સુધી સર્વ જીવોનું કલ્યાણ ઇચ્છ્યું, વિશ્વપ્રેમ દાખવ્યો. અને પોતે પોતાને ઓળખી વીર બની નિર્વાણનો માર્ગ શોધી લોકહિતાર્થે વિચર્યાં.

વિષયોનું ધ્યાન કરનારા પુરૂષને વિષયમાં સંગ ઉપજે છે. સંગથી કામના ઉત્પન્ન થાય છે. કામનાથી ક્રોધ ઉત્પન્ન થાય છે. ક્રોધથી સંમોહ ઉપજે છે. સંમોહથી સ્મૃતિનો નાશ, સ્મૃતિના નાશથી બુદ્ધિનો નાશ; અને બુદ્ધિના નાશથી પુરૂષ નાશ પામે છે—આત્મા પદચ્યુત થાય છે. એટલેજ શ્રી મહાવીર અને શ્રી બુદ્ધે 'મૃત્યુ' સામે થઇ ક્ષત્રિયપણું દાખવી **" અહિંસા, સત્ય "** થી ચડાઇ કરી જીત મેળવી. પશુબળના ઉપાસકોને આત્મબળનું નવું હથીયાર આપ્યું.

કુતર્કવાદ કે ખોટો બુદ્ધિવાદ એમને ગમ્યોજ નહિ. એટલુંજ નહિ પરંતુ સંસારીઓનો બુદ્ધિવાદ પર એઓ હસ્યા. પરાયું સંરક્ષણ અને બુદ્ધિવાદ પર એમણે અટ્ટહાસ્ય કર્યું ત્યારેજ એ તેજઃપુંજ મહાત્માઓના હૃદયમાંથી વિશ્વપ્રેમ પ્રગટ્યો. બુદ્ધિની ભાવનામાં તો એમણે દાસત્વ દીઠું, મદદ લેવામાં અપમાન અને પાપ દીઠાં, બાપડા થવામાં અધઃપતન જોયું, ખોટી દયા અને રક્ષાના બ્હાના નીચે નિર્માલ્યતા જોઇ, ક્રુરતા અને ભક્ષણમાં વિનાશ જોયો, માત્ર અહિંસા અને વિશ્વપ્રેમી સમાનતા વાળા સત્યમાં એમણે ઇશ્વરને જોયા. પોતે પોતાને ઓળખ્યા.

અહિંસાનો ઉપાસક **" अर्हन्त "** સદા મુક્તજ છે. છતાં એણે સ્પષ્ટ કહ્યું, આચરણથી શિખવ્યું કે કોઇપણ પ્રકારની મુક્તિ રક્ષાથી કે દયાથી મળી શકવાની નથી. આપ ભોગ આપો, અનિવાર્ય કષ્ટો હસ્તે મોઢે સહન કરો એટલે મુક્તિ આપો-આપ મળી જશે. " **जयति राग द्वेषशत्रून् इति जिनः** " જિન પારકી દયાપર કેમ જીવી શકે! વીરને કોની સાહાય્યની જરૂર છે ? જયની સ્વાભાવિક ઉત્કંઠાવાળો અહિંસાથી ઓતપ્રોત થએલો ભવ્ય પુરૂષ એજ જૈન; અને સત્યનું શોધન કરી પ્રાણી માત્રપર પ્રેમ કરવાવાળો વિશ્વપ્રેમી એજ બુદ્ધ ભિક્ષુ.

"प्राणस्य प्राणः" સમો પ્રેમીનો શુદ્ધ અદ્વૈત અખંડ પ્રેમ થયા કરે છે. એનાં નિર્મળ અને સતત ઝરણાં વહ્યાં કરે છે. પ્રેમ પ્રેમને આમંત્રણ કરે છે. મનુષ્ય સ્વભાવજ જન્મથી અહિંસક છે. પ્રેમી છે. આમ છતાં શ્રી મહાવીરે "जीवो जीवस्य जीवनम् " નો હિંસાવાળો જીવનક્રમ જોયો. પાણીનો એક ઘુંટડો પીવામાં પણ હિંસા જોઈ. હવામાં એક શ્વાસ લેવામાં પણ કેટલાયે વાયુ સંતાનોનો સંહાર જોયો અને તેટલાજ ખાતર અહિંસામય જીવન

ગુજારવાનો મહા મોંઘો[22] સંદેશો આપ્યો. અને કહ્યું કે આત્માંરૂપી "सच्चस्साणाए उवट्ठिए मेहावी मारं तरई" સત્યની આજ્ઞાથી ઉભો થએલો પુરુષ સંસાર સમુદ્રને તરી જાય છે, ત્યારે શ્રી બુદ્ધે "न धनेन प्रजया त्यागे नैकेन अमृतत्व मानशुः" કહી ધર્મ અને અમૃતનો પ્યાલો સંસારને પાયો. એ સર્વસંગપરિત્યાગી પરિવ્રાજક–ભિક્ષુ અને તીર્થંકરે અંધકારનો પહાડભેદી માર્ગ કરી આપ્યો. લોકોને પૂર્ણ પ્રકાશ આપ્યો.

શ્રી મહાવીરે કહ્યું છે કેઃ—

[23](૧) पुरिसा ! तुममेव तुमंमित्तं, किं बहिया मित्त मिच्छसि !"

હે પુરુષ! (પ્રકૃતિનાયે સ્વામિ) તું પોતેજ તારો મિત્ર (દોસ્ત અથવા સૂર્ય) છે. શા માટે બહારથી મિત્ર મેળવવા ઇચ્છે છે?

(૨) "जे एगं णामे से बहु णामे, जे बहु णामे से एगं णामे."

જે મનુષ્ય એકને (પોતાના બહિરાત્માને) નમાવે છે તે સર્વને (દૃશ્ય જગતને) નમાવી શકે છે અને જે સર્વને (દશ્યજગતને) નમાવે છે તે એકને (પોતાના બહિરાત્માને) નમાવવાને સમર્થ છે. (અંતરથી બહાર અને બહારથી અંતર એમ બંને રીતે શક્તિની પ્રગતિ થઇ શકે છે.)

(૩) "सव्वतो पमत्तस्स भयं, सव्वतो अपमत्तस्स णत्थि भयं."

પ્રમત્ત (પ્રમાદી) ને સર્વ દિશાથી ભયજ હોય; અપ્રમાદિ (જાગ્રત આત્મભાનવાળા) ને કોઇ દિશાનો ભય સ્પર્શે નહિ. (પ્રમાદ–આળસ, નિદ્રાવસ્થા, સ્વમાનનું વિસ્મરણ, સ્વશક્તિનું વિસ્મરણ.)

(૪) "जे आसवा ते परिस्सवा, जे परिस्सवा ते आसवा."

જે જે 'આશ્રવ' (કર્મબંધના હેતુ) છે તે તેજ 'પરિશ્રવ' (=કર્મક્ષયના હેતુ) છે; અને જે જે કર્મક્ષયના હેતુ છે તે તેજ કર્મબંધનના હેતુ છે. (જે વડે અજ્ઞાની બંધાય છે તે વડેજ જ્ઞાની બંધમુક્ત થાય છે.) જે વર્તનવડે એક વ્યક્તિ કે પ્રજા મુક્ત થાય છે તેજ વર્તનવડે બીજી વ્યક્તિ કે પ્રજા ઉલટી વધારે જકડાય છે. ક્રિયા પોતે સારી કે ખોટી નથી, બધો આધાર ક્રિયા કરવાની વૃત્તિ પર છે.

(૫) "संमत्तदंसी ण करेति पावं."

સમ્યક્ પ્રકારે જોઇ શકનાર "પાપ"જ કરતો નથી. રાજા ગુન્હાથી પર છે અને સમ્યગ્જ્ઞાની 'પાપ' થી પર છે કોઇ પણ કાર્ય એને બાંધતું નથી.

શ્રી બુદ્ધ કહે છે કેઃ—

[24](૧) "હિંસા કરો નહિ. એટલુંજ નહિ પણ એક ક્ષુદ્રમાં ક્ષુદ્ર જંતુને સંરક્ષો."

(૨) "ચોરી કરો નહિ એટલુંજ નહિ પણ પ્રત્યેક મનુષ્યને તેના શ્રમનું ફળ પ્રાપ્ત કરવામાં વિઘ્ન ન નાખો."

(૩) "મલિનતાનો ત્યાગ કરો એટલુંજ નહિ પરંતુ વિશુદ્ધ જીવન ગાળો."

(૪) "અસત્ય ન વદો એટલુંજ નહિ પરંતુ સત્યજ વદો; વિવેકપૂર્વક, ભય વિના અને પ્રેમપૂર્વક સત્યનું પાલન કરો.

(૫) "સોગંદ લ્યો નહિ. પરંતુ દઢતા અને વિનયથી સત્ય બોલો."

(૬) "નિંદાનો ત્યાગ કરો. નિરંતર સારગ્રાહી બનો અને અસાર વસ્તુને તજો."

(૭) "વૃથા પ્રલાપમાં સમય વ્યતિત ન કરો; માત્ર જરૂર જેટલુંજ બોલો અથવા મૌન ધારણ કરો."

22 સર્વ પ્રાણીને, સર્વ ભૂતોને, સર્વ જીવો, સર્વ સત્વોને હણવાં નહિ, તેમનાપર હકૂમત ચલાવવી નહિ, તેમને કબજે કરવાં નહિ તેમને પરિતાપ આપવો નહિ તેમને હેરાન કરવાં નહિ.

(આચારાંગસમ્યકત્વ નામનું ચોથું અધ્યયન)

23 "મહાવીર કહેતા હતા" નામક પુસ્તકના પૃ. ૩૦ નો ઉતારો.

24 શા. ગીરધરલાલ ભાઈકૃત ભગવાન બુદ્ધ પૃ. ૫૨–૫૩ નો ઉતારો. આ દશ નિયમો ભગવાન મહાવીરે આચરણ કરી, પાંચ લોકોને સંદેશારૂપે

(૮) "લોભ ન કરો, દ્વેષથી દૂર રહો, અન્યના સહભાગ્યથી સદૈવ હર્ષ પામો."

(૯) "હૃદય નિર્મળ રાખો, દ્વેષને તેમાં સ્થાન ન આપો. શત્રુને પણ પ્રેમથી ચાહો અને પ્રાણી માત્ર પ્રતિ સમભાવ રાખો."

(૧૦) "અજ્ઞાનને દૂર કરી સત્યને સેવો ત્યાગ એજ મહાન ધર્મ છે. એજ નિર્વાણનો માર્ગ છે."

એજ પ્રમાણે શ્રી બુદ્ધે સ્ત્રીઓને દીક્ષા આપી ત્યારે ભિક્ષુઓને સ્ત્રીઓ તરફ કેમ વર્તન કરવું તેના ૨૧ નિયમો બાંધી આપેલા છે તેનો સાર એટલોજ છે કે "કામવાસનાને બાળજો. એ સ્ત્રી વૃદ્ધ હોય તો માતા જેવી જાણજો, યુવતી હોય તો ભગિની સમ લેખજો; અને બાળા હોય તો પુત્રીવત્ સમજશો."

એક જૈન મુનિના અભિપ્રાય પ્રમાણે "મહાપુરૂષ મહાવીરના છાદ્મસ્થ્યમાં આત્મશ્રદ્ધા બલ, સંકુચિત વિહાર (અપ્રતિબંધ) અને શાંત પ્રવૃત્તિની મહાવીરતા ઝળકે છે. પ્રભુ મહાવીરે સાડાબાર વર્ષ અને પંદર દિવસના આત્મભોગે કેવલ જ્ઞાન એટલે નિરાવરણ સર્વ વસ્તુના તાદાત્મ્યદર્શક સ્વગુણને પ્રકટ કર્યો હતો; જ્યારે ગૌતમ બુદ્ધના છાદ્મસ્થ્યવસ્થામાં પરાનુવૃત્તિ, જીવની અનાસ્થા; અને રીસામણાની ઝાંખપ લાગે છે. અને કેવળ જ્ઞાન પ્રાપ્ત થયું તો પણ સર્વ વસ્તુના સમસ્ત ભાવો દેખાયા નહોતા."

ચારિત્ર્ય, ચિત્તશુદ્ધિ, અને દૈવી સંપત્તિનો વિકાસ એ બુધ્ધે નિર્વાણનો પાયો માની મનનો નિરોધ કરવા અતિશય ભાર મુકેલો છે. પરંતુ ઇચ્છાનિરોધ કરવામાંજ જો શ્રી બુદ્ધે સર્વસ્વ માન્યું હોય તો એને કેવળજ્ઞાન કહી શકાય કે કેમ ? એ એક વાદગ્રસ્ત ગંભીર પ્રશ્ન છે. અને દેહને ઇચ્છા થાય છે કે નહિ ? એ પણ પ્રશ્ન ઉત્પન્ન થાય છે. દેહને તો પંચભૂત માટીનું પૂતળું કહેવામાં આવે છે. આલંકારિક ભાષામાં કહીએ તો દેહ એ આત્માનું મંદિર છે. ગૃહમંદિર મનુષ્યે બાંધ્યું છે તેમાં સૂર્ય પ્રકાશ આવશ્યક છે. આત્મમંદિર કોણે બાંધ્યું છે એ વિશે વધુ પિષ્ટપેષણ ન કરીએ તો પણ તે આત્મમંદિરમાં આત્મજ્યોતિ પ્રકટવાની પણ જરૂર છે. અરે ! એ આત્મજ્યોતિ અખંડ ઝળહળે છે. દિવ્યચક્ષુથી દર્શન કરો અને પાવન થાઓ.

તુલનાત્મક ઐતિહાસિક વિચાર પરંપરાને સીમાડે આવી પહોંચતાં હવે માત્ર એકજ પ્રસંગ બાકી રહે છે અને તે નિર્વાણનો.

શ્રી મહાવીર ૭૨ વર્ષની ઉમરે બે પગે પલાંઠી વાળી બેઠા અને શિવ એટલે નિરૂપદ્રવ મોક્ષસ્થાનકે પહોંચ્યા—નિર્વાણ પામ્યા. શ્રી બુદ્ધ ૮૦ વર્ષની ઉમરે ધ્યાનસ્થ થયા એ સ્થિતિમાં સમાધિસુખ અનુભવી નિર્વાણ પામ્યા.

મહાપુરૂષો લોકકલ્યાણ માટે આદર્શ રજુ કરી તે પ્રમાણે આચરણ કરી માર્ગ બતાવી ચાલ્યા જાય છે ત્યારે જનસમૂહને શોક થાય છે. શિષ્યવર્ગને વજ્રાઘાત થાય છે. પરંતુ ગૌતમ અને આનંદને વીતરાગ નિઃસ્નેહિ થવા સંકેત શિખામણ આપી તેમ સૌને એજ શિખામણ આપતા જાય છે.

શ્રી મહાવીર અને શ્રી બુદ્ધને નિર્વાણ પામ્યાં ૨૫૦૦ વર્ષ થયાં તોપણ તેમણે ઉપદેશેલા અમૃતસમા શંખધ્વનિનાં મોજાં હજી પણ અથડાયાં કરે છે કેઃ—

"માત્ર સત્યજ ચિરસ્થાયિ છે. પરરક્ષા વિના "મહાવ્રતોથી[૨૫] અહિંસક સમાનતાના વિશ્વપ્રેમી બની

---

[૨૫] કેટલાકો કહે છે કે અહિંસાધર્મથી નરી ભીરતા પેદા થાય છે અને અહિંસાના ઉપાસકો નામર્દ બની જાય છે. આમ કહેનારાને ઇતિહાસના જ્ઞાનનું તો નહિ પરંતુ આત્મજ્ઞાનનું ભાન નથી એમ કહીએ તો જરૂર ચાલે; અને ક્યાં નથી ચાલતો ? છતાં પણ વિનયભાવથી એટલું પણ જો પૂછી શકાતું હોય તો પૂછીશ કે હિંસાના ઉપાસકોનાં ઉજળાં વૃત્તાંતો ઇતિહાસને પાને નોંધાયાં છે તેમ અહિંસાના ઉપાસકોનાં ઉજળાં વૃત્તાંતો નોંધાયાં છે કે નહિ ? ભલે આંગળાને વેઢે ગણાય તેટલાંજ નામો મળે પરંતુ શ્રી મહાવીર સમો એક ખરો વીર અહિંસક અનુકરણ માટે બસ છે. આકાશના તારા સમૂહની વચમાં ચન્દ્ર એકજ હોય છે અને ગમે તેવા ગાઢ અંધકારને ભેદવા એક સૂર્યનારાયણ બસ છે. વર્તમાનયુગના અહિંસાના પરમ પૂજારી મહાત્મા ગાંધીજીને આપણે નામર્દ

"જનકલ્યાણ કરો, સર્વ કર્મોપાધિ રહિત સચ્ચિદાન-"ન્દમય આત્મસ્વરૂપ પ્રકટાવો; અને નિર્વાણ પામો."

## ઉપસંહાર.

અમોઘ વીર્યવાન આત્મશક્તિનો જળધોધજ લોકોનો રથવાહક-નેતા થઇ શકે છે. એ પ્રખર વિરાટ પુરૂષ પ્રકૃતિથીજ નેતા "a leader by instinct[26]" હોય છે. પોતાને નેતૃત્વ મળે કે નહિ તેની એને પરવા હોતી નથી. એ નિષ્કામકર્મયોગીને માત્ર "लोकसंग्रह"ની કાળજી હોય છે. એ પોતાની અગાધ શક્તિના સામર્થ્ય થકી સ્વયં નેતૃત્વ ભોગવે છે. "[27]बुध [28]महावीर" સાગર સમો ઉંડા અને વિશાળ હૃદયવાળો, તથા "वज्रादपि कठोराणि मृदुनि कुसुमादपि" તેમજ ગુપ્તદૃષ્ટા (mystic) હોય છે.

આવા પ્રભાવશાલિ મહાત્માનો જન્મ "सर्वभूतहिते रताः" પ્રાણી માત્રના હિત માટેજ હોય છે. એટલેજ પ્રજાવર્ગ આવા વીરોની વિભૂતિની પૂજા કરે છે. તિથિઓ ઉજવે છે. પરંતુ એમના જીવન રહસ્યનું-'अहिंसा' અને 'विश्वप्रेमीसमानता' નું-પ્રજા અનુકરણ પૂર્વક આચરણ કરે તોજ પૂજા સાચી ગણાય, પૂજનીય ભાવ ઝળકી ઉઠે તો સ્થાને ગણાય. જે પ્રજા વીર બને છે તેજ વીરની વિભૂતિની પૂજા કરી શકે છે. પૂજા કરવાને લાયક ગણાય છે. ત્યારેજ પૂજ્યભાવની સાર્થકતા થાય છે. કાર્લાઇલ કહે છે કે "valets cannot worship heroes" શ્રુતિ પણ કહે છે કે "देवो भूत्वा-देवं यजेत." શ્રી મહાવીર અને શ્રી બુદ્ધે અહિંસા અને વિશ્વપ્રેમી સમાનતાનો વરસાદ વરસાવ્યો અને "magnanimity of soul" એજ મનુષ્ય પ્રાણીએ જીવનધ્યેય રાખવાનું શિખવ્યું. આત્મશક્તિનો ફુવારો વધુ ને વધુ ઉડે ત્યારેજ વીરપૂજા સાચી ગણાય. બાકી તો ગુલામોને શૂરવીરની પૂજા કરવાનો હક્ક નથી. વીર બનો અને વીરની પૂજા કરો.

આ ચરિત્રોજ એવાં અગાધ સાગરદેવ સમાં વિશાળ છે કે "यस्यान्तं न विदुः सुरा सुरगणाः" સર્વ દેશના અને સર્વ ભાષાના મનુષ્યોએ ગુણાનુવાદ ગાયા છે, છતા કોઇ પાર પામ્યા નથી; અને ગાશે તો પણ પાર પામવાના નથી. વાણી કહીશું કે વીરમર્દ? ભવિષ્યનો ઇતિહાસકાર એમની શી નોંધ લેશે? અકાલીપ્રજા અહિંસા ધર્મ આચરી રહી છે તેને શું નામર્દી કહીશું? શું લોહીની નદીઓ વહેવરાવવામાં મર્દાનગી ઝળકી ઉઠે છે? ને એમજ હોયતો લોહીની સેંકડો નદી વહેવરાવનાર સમ્રાટ અશોકે બૌદ્ધધર્મ સ્વિકારી રાજમાન્ય કરી તે ધર્મનો દેશાંતરમાં પ્રચાર કરવા કાં રાજ્યાશ્રય આપ્યો હતો? અને વધુ નહિ તો બિંબીસાર, અશોકચન્દ્ર, ચેટક, વિજયરાજ, રાજદત્ત, પ્રિયચન્દ્ર, કૃષ્ણમિત્ર, વાસવદત્ત અને નવગ્રેવિચ્છિક રાજાએ શામાટે અહિંસાધર્મ સ્વિકાર્યો હતો? શું તેમને લોહીની નદીઓ વહેવરાવવાવાળી મર્દાનગી નહોતી ગમતી? જૈનધર્મ શ્રેષ્ઠ કે બૌદ્ધધર્મ શ્રેષ્ઠ? એ મારો વિષય નથી. મારો ધર્મ પણ નથી પરંતુ "અહિંસક વિશ્વપ્રેમી સમાનતા" મને માન્ય છે. "बुध महावीर" થવું અને અમે છે.

વાંચક! વીરતાની મહાજ્યોતિ તો મારા અને તારા સૌના હૃદયસાગરમાં જળનિધિ સમી વિસ્તીર્ણ અને વ્યાપક છે, એ પ્રગટાવી જાણે તોજ નામર્દનો મહાવીર થાય-નરનો નારાયણ થાય. માત્ર પ્રગટીકરણ થવાનીજ વાર છે. જડમાર્ગને પંથે સંક્રાંત જીવન થએલા બુદ્ધિવાદ-કુતર્કવાદિ પારધીના રક્ષણ નીચે જીવવાઓની દશા ખરેખર દયાને પાત્ર છે! હાલની માણસ જાત માટે એક કવિ કહે છે કે "પશુઓથી પામર માનવી!!"

બારીમાંથી વિશાળ આકાશ જેને બારી જેવડું દેખાતું હોય તેને આત્મપ્રભુ એવડાથી વેંતીયા અને બીરૂ-નામર્દ જણાય. વીસમીસદીનાં પરતંત્ર પુતળાંઓને આત્મામાં શ્રદ્ધા નથી તો પછી આત્મબળમાંતો ક્યાંથી હોય?

શું તમે આ જડવાદના જમાનામાં આત્માને માનો છો? માનતા હોતો પધારો મેદાને અને તમારી આત્મજ્યોતિ પ્રકટાવો. એમાંથીજ અહિંસક વિશ્વપ્રેમી સમાનતાનો તમને સાક્ષાત્કાર થશે આત્મયોગ, આત્મજીવન અને આત્મસમાધિ પરમ સુખદાઈ છે. આત્મા એજ પરમાત્મા છે એ જાણ્યું તેણે સઘળું જાણ્યું. આત્માનંદનો લ્હાવો અવધિ છે. મોક્ષદાયી છે.

લેખક.

26—Natural knowledge of directing power.
27—बुध् (बोध) To know or understand.
28—महावीर—great hero.

અનંત છે તેમ "**बुधमहावीर**" સમા મહાપુરૂષોના ગુણો પણ અનંત છે; એનો પાર જ નથી. અને તેથી જ "**गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः**" અને એ સદ્ગુણોના ભંડારનો સામર્થ્ય ખજાનો પણ **अजो नित्यं शाश्वतोयं पुराणम्** " છે.

વાચક! જન્મયોગીઓના ચમત્કૃતિથી ભરેલા તુલનાત્મક ચારિત્ર્યમાંથી તને તારાં ચારિત્ર્યબળ માટે કંઇપણ સારૂં લાગે અને મળે તો તે "**पत्रं पुष्पं फलं**" તરીકે તારા "**बुधमहावीर**" આત્માને ચરણે ધરજે; અને તું પણ "**पुनरपि जननं पुनरपि मरणं**"નો ભય ટાળવા તારી આત્મજ્યોતિ પ્રકટાવજે. સચ્ચિદાનન્દ આનન્દ સ્વરૂપમય બનજે. "**यो यमुपासते स तदेव भवति**" જે પુરૂષ જેની ઉપાસના કરે છે તે તેના સ્વરૂપને પામે છે. **यतो वाइमानी भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत् प्रयन्त्यभिसं विशन्ति तद् विजिज्ञासस्व: आनंदाध्यय खल्विमानीजायन्ते आनन्दे न जातानि जीवन्ती आनन्दं प्रयन्त्यमी संविषति. ॥**

# મહાવીર.

## [Superman.]

બહારના તેમજ અંદરના કલેશ માત્રપર જય મેળવનાર પુરૂષ 'મહાવીર' કહેવાય. દુનિયાનો ઓછો વધતો પણ અનુભવ પામેલો દરેક મનુષ્ય જાણે છે કે જીવન સ્થૂલ તેમજ સૂક્ષ્મ કાંટાઓથી ભરપૂર છે અને એક કાંટો દૂર કરવા જતાં ચાર કાંટા ભોંકાય છે. તે છતાં કોઇ એવા પણ કુશળ પુરૂષ હોય છે કે જીવનને નિષ્કંટક, કલેશ રહિત, આનંદમય બનાવી શકયા છે. જનતાથી જે નથી બની શકતું તે જેનાથી બની શકયું તેવા પુરૂષને Superman અથવા પુરૂષોત્તમ, મહાવીર, પુરૂષસિંહ, પરમપુરૂષ ઇત્યાદિ સંજ્ઞા અપાય છે.

એ અસાધારણ જય કેવી રીતે મેળવ્યો એ જાણવું દરેક મનુષ્યને જરૂરનું છે. પરન્તુ જાણવાની શકયતા ત્યાંજ છે કે જ્યાં જાણવાની **તીવ્ર જરૂર** ઉત્પન્ન થઇ ચૂકી હોય; અર્થાત્ બહારના તેમજ અંતરના કલેશોથી એક વ્યક્તિ પૂરી મુંઝાઇ હોય. 'આરામ' અને 'સુખ' એવા ઠગારા છે કે જે 'જાણવાની ગરજ'ને ભડભડતી જ્વાળારૂપે પ્રકટવા દેતાજ નથી. આજ કારણ છે કે કોઇ અનુભવી પુરૂષ દુનિયામાંથી દુઃખો અને કલેશોને સદંતર નાબુદ થયેલ જોવાનું ઇચ્છતો નથી. અને કષ્ટ પામતી વ્યક્તિને જોઇ તાત્કાલિક સહાય વડે હેની દયા કરવાનુંય પસંદ કરતો નથી. તે મનુષ્ય પ્રકૃતિને જાણનારો હોઇ એને ખબર છે કે એક વ્યાધિને તાત્કાલિક દૂર કરનાર એલોપથીક ઉપચાર ચાર નવા વ્યાધિને જન્મ આપનાર થઇ પડે છે.

તીવ્રગરજ—એક પુરૂષે કલેશમાત્ર પર જય કેવી રીતે મેળવ્યો એ જાણવાની ઉગ્ર ગરજ જ્યાં સુધી વ્યક્તિમાં ઉદ્દભવ પામે નહિ ત્યાં સુધી એને સઘળાં શાસ્ત્રો, સઘળા ધર્મો, સઘળી ફીલસુફીઓ, સઘળાં ચરિત્રો-માત્ર ઘડીભરની ગમ્મત કે સાહિત્યની સહેલ, અથવા બુદ્ધિની સાઠમારી જેવાં લાગે છે. એનામાં ગંભીરતા (seriousness) અને અંતરથી લાગવાપણું હોતું નથી. આવી વ્યક્તિઓએ સાંભળીને કે વાંચીને જે કાંઇ ગ્રંથો જયસ્વરૂપ, જયમાર્ગ જયવિધિ અને વિજેતાનાં લક્ષણો સંબંધે લખ્યા હોય છે તે એકદમ ઉપલકીઆ, છીછરા, ચેતન વગરના ખોખા જેવા, નિઃસાર હોય છે. કમનશીબે આજે દુનિયામાં આ કોટિના લેખોની એટલી બધી બહુલતા થઇ ગઇ છે કે જાણવાની તીવ્ર ગરજ ઉત્પન્ન થતાં શું વાંચવું અને શું ન વાંચવું, કોનો સંગ કરવો ને કોનો ન કરવો એ બાબતની **પસંદગી** કરવામાં ભારે મુશ્કેલી અનુભવવી પડે છે. ટુંકા આયુષ્ય અને કોઇ પણ જમાના કરતાં વિશેષ ધાંધળ ઉપાધિ, અસ્થિરતા એ લક્ષણોવાળા આ જમાનામાં વાચન અને સંગ તરીકે જે કાંઇ મળી આવે છે તે બહુધા નુકસાનકારક નહિ તો નિરૂપયોગી તો હોય છે જ.

તે વ્યક્તિ ભાગ્યશાળી છે કે જેને જયમાર્ગ જાણવાની જિજ્ઞાસા ઉત્પન્ન થયા બાદ કોઇ વિજેતાની અંગત મુલાકાતનો જોગ મળે. **જય પિપાસાપરથી જ યોદ્ધાને પીછાની શકાય છે** અને વિજેતા એવાનો રાહબર થવામાં સ્વભાવથી ઉત્સાહી હોય છે. જિજ્ઞાસુ અથવા યોદ્ધા અથવા સાધક પછી પોતાના રાહબરના જીવન પ્રવાહના અવલોકનમાંથી જ ડહાપણ (Wisdom enlightenment) મેળવે છે અને એની મસ્તીના ચેપથી શક્તિ મેળવે છે. પરંતુ 'વિજેતા'ને બદલે કોઇ 'વિજેતાનો પડછાયો' અર્થાત્ જયની કલ્પનાઓ (concept) માં રમનારો કે વિજેતાની નકલ કરનારો નાટકી અથવા પાખંડી મળી ગયો—કે જેમ થવાના ૧૦૦૦ માં ૯૯૯ સંભવો છે—તો જિજ્ઞાસુની મુંઝવણમાં એટલો બધો વધારો થવા પામે છે કે વિજયની ખરી ઇચ્છાને અંતે 'આત્મઘાત એજ વિજય' એવા પરાજયમાં તે વિરમે છે.

સાક્ષાત્ વિજેતા કે મહાવીરનો જોગ ન મળે ત્યાં તેથી ઉતરતી કોટિની વ્યક્તિ કે જે પોતાનું જીવન 'સાધના'ને અર્પણ કરી ચૂકી હોય ત્હેનો–અર્થાત્ 'સાધુ'નો સંગ ઇચ્છવા જોગ સાધન થઇ પડે. પણ તે સાધનરૂપ ક્યારે થઇ શકે? જો તે પોતાને વફાદાર હોય, જો તે પોતાની અશક્તિઓ જાણતો હોય અને તે તે અશક્તિઓને હટાવવા જે જે 'ઇલાજ' કોઈ શાસ્ત્ર કે કોઇ ચારિત્ર ગ્રંથને આધારે અજમાવતો હોય તે દરેકનાં 'પરિણામ'ની નોંધ રાખતો હોય, જો તે પોતાની પાસે આવનાર જિજ્ઞાસુને પોતાની ભૂમિકા અને પોતાના અખતરાની સફલતા કે નિષ્ફલતાના ખરા રિપોર્ટ આપવા જેટલો પ્રમાણિક હોય–તો જ એ સંગ 'ઉપયોગી' થઇ શકે પરંતુ આજે, પોતાની નિષ્ફલતાનું પોતે અવલોકન કરવા જેટલીજ સચ્ચાઈ જ્યાં નથી ત્યાં તે નિષ્ફલતા બીજાને જણાવી ચેતવવા જેટલી હિંમતની તો આશાજ શી રાખવી? ન્હાના કે મ્હોટા, જે કોઇ 'સાધક'નાં જીવનચરિત્રો લખાયાં છે તે બધાં વાંચી જવા છતાં 'શત્રુંજય' 'પહાડ'પર ચ્હડવાની 'શ્રેણિ' પ્રાપ્ત થવી અસંભવિત છે. આત્મ ચિકિત્સા માટે જોઇતી ઉંડી દૃષ્ટિ, પોતાપર બલાત્કાર કરવા જેવી સખ્તાઇ, અને પોતાની નબળાઇ જાહેર થવા દેવામાં જોઇતી 'બેશરમી'–એ ગુણો વગર જેઓ પોતાનાં ચરિત્રો લખે છે કે લખાવે છે ત્હેમના જેવા બેશરમા કે નફટ આ દુનીયામાં બીજા કોને કહેવા? આવી વ્યક્તિઓ તો પરમ પુરૂષોના નામ પર અને એમના નામથી ચોક્ખતી કલ્પનાઓ પર પોતાનું ગુજરાન ચલાવનાર કીટ માત્ર છે. કાયમી પરાજયના–નિષ્ફલતાના એ નમુના છે. સાધના છે જીવનમંત્ર જેનો તેણે પ્રતિક્ષણ સંકટ વચ્ચેજ રહેવું આવશ્યક હોય, સંકટની ન્યુનતા લાગે તો સંકટ સરજીને પણ સંકટ સાથે નિરંતર યુદ્ધ કરવાની અને જયવંત ચહેરે બહાર નીકળી આવી ફરી એથી વધુ ઉચ્ચકોટિના સંકટને શોધવાની દરકાર કરવી પડે. આરામ, સગવડ, સહાય, સુખસાધન એ સર્વ જેને હજી પસંદ પડે છે તે 'સાધક' જ નથી, 'જીતારૂ' જ નથી, 'જીજ્ઞાસુ'જ નથી. તે હજી 'શત્રુંજય'ની તળેટીપર પણ નથી પણ 'શત્રુંજય પહાડ'–ઉચ્ચગામી વિકાસની દૃષ્ટિ મર્યાદાથી પણ દૂર છે અને માત્ર પહાડના પડછાયાના પ્રદેશમાં સડતો કીડો હોય છે. બાલકો અને સ્ત્રીઓનાં કે બાલક અને સ્ત્રી જેવાં ભગતડાઓનાં ટોળાં જમાવી તે વચ્ચે યોગના ચમત્કારો અને નિશ્ચય નય (Absolute Standpoint) ની કલ્પનાઓ કૂદી કૂદીને બોલનારા, એકાંત (Solitude and solilogy) મુદ્દલ સહન ન કરી શકનારા, યશોગાન વગર ક્ષણ પણ ચેન ન પડે એવા, ઉપાલમ્ભ (eye opner) તો શું પણ આડકતરા સૂચનમાત્રથી પણ દાઝી જનારા, સ્થૂલની મસ્તીને ચૈતન્યની દિવ્ય મસ્તી તરીકે ભૂલનારા, ઇચ્છા (desire) અને ઇચ્છાશક્તિ (will)નો ભેદ નહિ સમજનારા, ઇચ્છા શક્તિપર બુદ્ધિ (intellect)નો અંકુશ સ્થાપી તેણીને દિવ્ય બનાવવાની કળા ન જાણવા છતાં પોતાને યોગી બનાવનારા,–ખરેખર આવા કીડાઓની બહુલતાએ હિંદી વ્યક્તિગત જીવનને તેમજ જાહેર જીવનને તંદુરસ્ત બનતું અને પ્રગતિ કરતું અટકાવી દીધું છે. મહાવીરોના સ્વરૂપનો અને માર્ગનો ખ્યાલ પણ આવવો આવા ઍક્ટરોને લીધે જનતા માટે અશક્ય થઇ પડયો છે.

સંગના સાધન પછી ગ્રંથનું સાધન તપાસીએ. માત્ર સ્વાનુભવથી લખાવવા ગ્રંથોજ ઉપકારી થઇ શકે છે. તર્કવાદ (rationalism) 'હકીકત' ને પહોંચી શકતો નથી. નરો નીતિવાદ પણ બસ થતો નથી,–જો કે નીતિમય વર્તન વ્યક્તિને શ્રેણિ પર ચ્હડાવી 'જોવા'ની સ્થિતિમાં લાવી મૂકનાર તે અવશ્ય થઇ પડે છે. નીતિવાદ અને તર્કવાદની હદ ઉલટી વિકાસક્રમને બાધક થવા પામે છે. અમુક હદ સુધીના વળાવા (guides) અને ભાવવાહક (conveyance) તરીકે તે ઉપયોગી છે. ભક્તિ અને ભજનો વિકાસક્રમની નીચલી ભૂમિકા પરની વ્યક્તિઓને ઉત્ક્રમણમાં લાગતા થાકને ભૂલવવામાં 'કેફ' તરીકે ઉપયોગી છે. એનો વિશેષ ઉપયોગ પુરૂષાર્થને મંદ કરનાર પ્રમાદી કવચિત્ 'વ્યભિચારી' બનાવનાર થઇ પડે છે. આત્માને દૃષ્ટિમાં રાખી પરમ પુરૂષનાં ભજન ગાવાં અને

તે પણ 'પોતાના એકાંતમાં' એને કાંઇ ઉપલી કોટિમાં ગણાય નહિ; એ તો પોતાપણાને પરમાત્મપદમાં જોડવાનો પુરૂષાર્થ છે. શાસ્ત્રગ્રંથો અને 'વિજેતા'ઓ-નાં જીવનચરિત્રો વાંચવા સૌથી વધારે ઉપકારી થઇ પડે. પણ જ્યાં સુધી બની શકે ત્યાં સુધી મૂળ ગ્રંથોજ વાંચવા જોઇએ. ભાષાન્તરકારો અને ટીકાકારોને પ્રાયઃ મૂળ લેખકના અનુભવને-આત્માને-ચૈતન્યને-મારી નાખ્યો હોય છે કે ચગદી નાખ્યો હોય છે. અથવા ભેંડોળ કરી નાખ્યો હોય છે. આજે લોકો ભાષાનાં વ્યાકરણ, કાવ્ય, ન્યાય આદિ શિખે છે તે સાહિત્યશાસ્ત્રી બનવા માટે શિખે છે, લાંબા-પહોળા-ઉંચા-ઉંડા **અનુભવી** બનવા માટે નહિ, આધ્યાત્મિક દશા પ્રાપ્ત કરવા માટે નહિ. આજે સાહિત્ય નામની સ્ત્રી 'રાણી' બની છે. એક વખત પ્રખર વીરોના યુગમાં ઉત્તમમાં ઉત્તમ સ્ત્રી દાસી ગણાવામાં ગર્વ લેતી. જે જમાનામાં 'સંયમ'નું મૂલ્ય ન રહ્યું હોય તે જમાનામાં પ્રજા રાજા થવા ઇચ્છે અને દાસી રાણીપદ જંખે, ઇન્દ્રિયોના ગુલામો ઇન્દ્રના સ્વામીનું પદ માગે એ બધું બનવા જોગજ છે, 'સમાન હક' ! 'બધું' બ્રહ્મ-ભેદ કાંઇ જ નથી ' ! અને ખરેખર બ્રહ્મ અને બ્રમ વચ્ચે હવે ભેદ રહેવા પામ્યો નથી!

શાસ્ત્રની **ભાષા** એ સ્થૂલ શરીર છે. એ ભાષાની અંદરનો **ભાવ** એ આંતર શરીર અથવા અંતઃકરણ છે, કે જે અંતઃકરણ પોતે વળી **ચૈતન્યને** પડદો કરે છે. એ અંતઃકરણને-એ ભાવને પણ ચીરીને ચૈતન્યના પ્રદેશમાં જવાય છે. અને ચૈતન્યના પ્રદેશમાં જવું એટલે જ ચૈતન્યમય બની જવું. ત્યાં કાંઈ 'જોવાનું' હોતું નથી, 'જોવા'નું-'જાણવા'નું ભાવનાપ્રદેશ સુધીજ હોય છે.

શાસ્ત્ર રચનાર **અનુભવી** નો આશય વાંચનારને **ચૈતન્ય પ્રદેશમાં લઈ જવાનો** હોય છે. એ દૃષ્ટિબિંદુને વફાદાર રહી તે ભાવો સરજે છે અને ભાવોને બરનાજ 'શબ્દો અને શબ્દ ગુંથણીઓ' (=ભાષા) રચે છે. શાસ્ત્રકારની ભાષા બરાબર ભાષા જબરામાં જબરામાં જબરો પંડિત યોજી ન શકે. અમુક ભાવ દર્શાવવા એ કલાવિદ (artist)નું ધ્યેય હોય છે, અને ભાવ પ્રકટાવીને ભાવની પેલીપાર ખેંચી જવાની કલા તો વીરલો શાસ્ત્રકાર જ જાણતો હોય છે, અને તે પણ સાહિત્યનો અભ્યાસ કર્યા વગર જ જાણતો હોય છે! શાસ્ત્રકારની યોજના સ્હેલી કદાપિ ન હોય; "દાંત'ને અને 'હોજરી'ને પુષ્કળ શ્રમ આપે એવી જ હોય. જેને ખરી 'ભૂખ' હોય ત્હેની હોજરીતો પ્રદિપ્ત જ હોય છે અને દાંતની દયા ખાવાનું ત્હેને પાલવતું નથી હોતું. આ લેખમાં આગળ જતાં શ્રી મહાવીરના અનુભવ પરથી ઉપદેશ લખનાર શાસ્ત્રકારનાં થોડાક વચનોની વાનગી તપાસીશું.

પરમપુરૂષો કે મહાવીરોના જીવનવૃત્તાંત શાસ્ત્રગ્રંથોમાંથી મળી આવે તે વાંચવાથી પણ જિજ્ઞાસુને પ્રકાશ અને શક્તિ મળી શકે છે. પરંતુ અહીં એકાદ બે વાતો ધ્યાનમાં રાખવા જેવી છે. શાસ્ત્રગ્રંથોમાં જીવન વૃત્તાંત કે ઇતિહાસ રૂપે જે લખાયું હોય તે બહુધા 'કલા' તરીકે લખાયું હોય,-સ્થૂલ જગતમાં સ્થૂલ દેહથી બનતાં કાર્યો જ માત્ર કથવાનો ત્હેમનો આશય નથી હોતો; ઘણીએક સ્થૂલ ઘટનાઓ આંતરિક ઘટનાઓને દર્શાવવા માટે યોજાતી હોય છે. Historical sense અને Scientific Sense કરતાં Philosophic Sense શાસ્ત્રકારનાં ઇતિહાસ કથનમાં વિશેષ અંશે કામ કરતી હોય છે. બીજું એકે, સામાન્યગણ માટે યોજાયલા ચરિત્ર ગ્રંથોમાં અતિશયોક્તિઓ, આડંબરો ઇત્યાદિ બુદ્ધિને અને અનુભવને ખુંચે એવું ઘણું હોય છે, પણ તે તો 'પંડિતો'નું લખાણ હોય છે અને જનરંજન માટે, પાણ્ડિત્ય પ્રદર્શન માટે પંથમોહથી, એવાં કાંઈ કાંઇ કારણથી થવા પામ્યું હોય છે. જિજ્ઞાસુએ સાંબેલું તેમજ સુપડું વાપરી જાણવું જોઇએ. તૈયાર ચોખા ખાવા મળી જાય એવી ઇચ્છા જિજ્ઞાસુને ન પાલવવી જોઇએ. 'તપ' ( exertion, self-imposed duty ) એ તો જિજ્ઞાસુનું જીવનસૂત્ર હોય; અને સાંબેલું તથા સુપડું નિરંતર વાપરવાનો શ્રમ સેવવા જેવો લાભકારી બીજો કયો તપ જિજ્ઞાસુને મળી શકે ?

હવે આપણે એકાદા મહાવીર અથવા Superman ના ચરિત્ર તરફ નજર કરીએ. 'જૈનધર્મ' નામથી જાણીતી ધર્મસંસ્થાના ચોવીસમા અને છેલ્લા

સાક્ષાત્ વિજેતા કે મહાવીરનો જોગ ન મળે ત્યાં તેથી ઉતરતી કોટિની વ્યક્તિ કે જે પોતાનું જીવન 'સાધના'ને અર્પણ કરી ચૂકી હોય ત્હેનો–અર્થાત્ 'સાધુ'નો સંગ ઇચ્છવા જોગ સાધન થઇ પડે. પણ તે સાધનરૂપ ક્યારે થઇ શકે? જો તે પોતાને વફાદાર હોય, જો તે પોતાની અશક્તિઓ જાણતો હોય અને તે તે અશક્તિઓને હટાવવા જે જે 'ઇલાજ' કોઈ શાસ્ત્ર કે કોઇ ચારિત્ર ગ્રંથને આધારે અજમાવતો હોય તે દરેકનાં 'પરિણામ'ની નોંધ રાખતો હોય, જો તે પોતાની પાસે આવનાર જિજ્ઞાસુને પોતાની ભૂમિકા અને પોતાના અખતરાની સફલતા કે નિષ્ફલતાના ખરા રિપોર્ટ આપવા જેટલો પ્રમાણિક હોય–તો જ એ સંગ 'ઉપયોગી' થઇ શકે પરંતુ આજે, પોતાની નિષ્ફલતાનું પોતે અવલોકન કરવા જેટલીજ સચ્ચાઈ જ્યાં નથી ત્યાં તે નિષ્ફલતા બીજાને જણાવી ચેતવવા જેટલી હિંમતની તો આશાજ શી રાખવી? ન્હાના કે મ્હોટા, જે કોઇ 'સાધક'નાં જીવનચરિત્રો લખાયાં છે તે બધાં વાંચી જવા છતાં 'શત્રુંજય' 'પહાડ'પર ચ્હડવાની 'શ્રેણિ' પ્રાપ્ત થવી અસંભવિત છે. આત્મ ચિકિત્સા માટે જોઇતી ઉંડી દૃષ્ટિ, પોતાપર બલાત્કાર કરવા જેવી સખ્તાઇ, અને પોતાની નબળાઇ જાહેર થવા દેવામાં જોઇતી 'બેશરમી'–એ ગુણો વગર જેઓ પોતાનાં ચરિત્રો લખે છે કે લખાવે છે ત્હેમના જેવા બેશરમા કે નફટ આ દુનીયામાં બીજા કોને કહેવા? આવી વ્યક્તિઓ તો પરમ પુરુષોના નામ પર અને એમના નામથી યોજાયલી કલ્પનાઓ પર પોતાનું ગુજરાન ચલાવનાર કીટ માત્ર છે. કાયમી પરાજયના–નિષ્ફલતાના એ નમુના છે. સાધના છે જીવનમંત્ર જેનો તેણે પ્રતિક્ષણે સંકટ વચ્ચેજ રહેવું આવશ્યક હોય, સંકટની ન્યુનતા લાગે તો સંકટ સર્જીને પણ સંકટ સાથે નિરંતર યુદ્ધ કરવાની અને જયવંત ચહેરે બહાર નીકળી આવી ફરી એથી વધુ ઉગ્રાકારના સંકટને શોધવાની દરકાર કરવી પડે. આરામ, સગવડ, સહાય, સુખસાધન એ સર્વ જેને હજી પસંદ પડે છે તે 'સાધક' જ નથી, 'જીજ્ઞાસુ' જ નથી, 'જીજ્ઞાસુ'જ નથી. તે હજી 'શત્રુંજય'ની તળેટીપર પણ નથી પણ 'શત્રુંજય પહાડ'–ઉચ્ચગામી વિકાસની દૃષ્ટિ મર્યાદાથી પણ દૂર છે અને માત્ર પહાડના પડછાયાના પ્રદેશમાં સડતો કીડો હોય છે. બાલકો અને સ્ત્રીઓનાં કે બાલક અને સ્ત્રી જેવાં ભગતડાઓનાં ટોળાં જમાવી તે વચ્ચે યોગના ચમત્કારો અને નિશ્ચય નય (Absolute Standpoint) ની કલ્પનાઓ કુદી કુદીને બોલનારા, એકાંત (Solitude and soliloqy) મુદ્દલ સહન ન કરી શકનારા, ઘરીંગાત વગર ક્ષણ પણ ચેન ન પડે એવા, ઉપાલમ્ભ (eye opner) તો શું પણ આડકતરા સૂચનમાત્રથી પણ દાઝી જનારા, સ્થૂલની મસ્તીને ચૈતન્યની દિવ્ય મસ્તી તરીકે ભૂલનારા, ઇચ્છા (desire) અને ઇચ્છાશક્તિ (will)નો ભેદ નહિ સમજનારા, ઇચ્છા શક્તિપર બુદ્ધિ (intellect)નો અંકુશ સ્થાપી તેણીને દિવ્ય બનાવવાની કળા ન જાણવા છતાં પોતાને યોગી બનાવનારા,–ખરેખર આવા કીડાઓની બહુલતાએ હિંદી વ્યક્તિગત જીવનને તેમજ જાહેર જીવનને તંદુરસ્ત બનતું અને પ્રગતિ કરતું અટકાવી દીધું છે. મહાવીરોના સ્વરૂપનો અને માર્ગનો ખ્યાલ પણ આવવો આવા ઍક્ટરોને લીધે જનતા માટે અશક્ય થઇ પડ્યો છે.

સંગના સાધન પછી ગ્રંથનું સાધન તપાસીએ. માત્ર સ્વાનુભવથી લખાયલા ગ્રંથોજ ઉપકારી થઇ શકે છે. તર્કવાદ (rationalism) 'હકીકત' ને પહોંચી શકતો નથી. નરો નીતિવાદ પણ બસ થતો નથી,–જો કે નીતિમય વર્તન વ્યક્તિને શ્રેણિ પર ચ્હડાવી 'જીવ'ની સ્થિતિમાં લાવી મૂકનાર તો અવશ્ય થઇ પડે છે. નીતિવાદ અને તર્કવાદની હદ ઉલટી વિકાસક્રમને બાધક થવા પામે છે. અમુક હદ સુધીતો વળાવા (guides) અને ભાવવાહક (conveyance) તરીકે તે ઉપયોગી છે. ભક્તિ અને ભજનો વિકાસક્રમની નીચલી ભૂમિકા પરની વ્યક્તિઓને ઉત્ક્રમણમાં લાગતા થાકને ભૂલવવામાં 'કેફ' તરીકે ઉપયોગી છે. એનો વિશેષ ઉપયોગ પુરુષાર્થને મંદ કરનાર પ્રમાદી કવચિત્ 'વ્યભિચારી' બનાવનાર થઇ પડે છે. આત્માને દૃષ્ટિમાં રાખી પરમ પુરુષનાં ભજન ગાવાં અને

તે પણ 'પોતાના એકાંતમાં' એને કાંઇ ઉપલી કોટિમાં ગણાય નહિ; એ તો પોતાપણાને પરમાત્મપદમાં જોડવાનો પુરૂષાર્થ છે. શાસ્ત્રગ્રંથો અને 'વિજેતા'ઓ-નાં જીવનચરિત્રો વાંચવા સાથી વધારે ઉપકારી થઇ પડે. પણ જ્યાં સુધી બની શકે ત્યાં સુધી મૂળ ગ્રંથોજ વાંચવા જોઇએ. ભાષાન્તરકારો અને ટીકાકારોને પ્રાયઃ મૂળ-લેખકના અનુભવને-આત્માને-ચૈતન્યને-મારી નાખ્યો હોય છે કે ચગદી નાખ્યો હોય છે. અથવા બેડોળ કરી નાખ્યો હોય છે. આજે લોકો ભાષાનાં વ્યાકરણ, કાવ્ય, ન્યાય આદિ શિખે છે તે સાહિત્યશાસ્ત્રી બનવા માટે શિખે છે, લાંબા-પહોળા-ઉંચા-ઉંડા અનુભવી બનવા માટે નહિ, આધ્યાત્મિક દશા પ્રાપ્ત કરવા માટે નહિ. આજે સાહિત્ય નામની સ્ત્રી 'રાણી' બની છે. એક વખતે પ્રખર વીરોના યુગમાં ઉત્તમમાં ઉત્તમ સ્ત્રી દાસી ગણાવામાં ગર્વ લેતી. જે જમાનામાં 'સંયમ'નું મૂલ્ય ન રહ્યું હોય તે જમાનામાં પ્રજા રાજા થવા ઇચ્છે અને દાસી રાણીપદ જંખે, ઇન્દ્રિયોના ગુલામો ઇન્દ્રના સ્વામીનું પદ માંગે એ બધું બનવા જોગજ છે, 'સમાન હક' ! 'બધું' બ્રહ્મ-ભેદ કાંઇ જ નથી ' ! અને ખરેખર બ્રહ્મ અને ભ્રમ વચ્ચે હવે ભેદ રહેવા પામ્યો નથી!

શાસ્ત્રની **ભાષા** એ સ્થૂલ શરીર છે. એ ભાષાની અંદરનો **ભાવ** એ આંતર શરીર અથવા અંતઃકરણ છે, કે જે અંતઃકરણ પોતે વળી ચૈતન્યને પડદો કરે છે. એ અંતઃકરણને-એ ભાવને પણ ચીરીને ચૈતન્યના પ્રદેશમાં જવાય છે. અને ચૈતન્યના પ્રદેશમાં જવું એટલે જ ચૈતન્યમય બની જવું. ત્યાં કાંઈ 'જોવાનું' હોતું નથી, 'જોવા'નું-'જાણવા'નું ભાવનાપ્રદેશ સુધીજ હોય છે.

શાસ્ત્ર રચનાર **અનુભવી** નો આશય વાંચનારને **ચૈતન્ય પ્રદેશમાં લઈ જવાનો** હોય છે. એ દૃષ્ટિ બિંદુને વફાદાર રહી તે ભાવો સ્રજે છે અને ભાવોને બરનાજ 'શબ્દો અને શબ્દ ગુંથણીઓ' (=ભાષા) રચે છે. શાસ્ત્રકારની ભાષા બરાબર ભાષા જબરામાં જબરામાં જબરો પંડિત યોજી ન શકે. અમુક ભાવ **દર્શાવવા એ** કલાવિદ્ (artist)નું ધ્યેય હોય છે, અને ભાવ પ્રકટાવીને ભાવની પેલીપાર ખેંચી જવાની કલા તો વીરલો શાસ્ત્રકાર જ જાણતો હોય છે, અને તે પણ સાહિત્યનો અભ્યાસ કર્યા વગર જ જાણતો હોય છે! શાસ્ત્રકારની યોજના સ્હેલી કદાપિ ન હોય; 'દાંત'ને અને 'હોજરી'ને પુષ્કળ શ્રમ આપે એવી જ હોય. જેને ખરી 'ભૂખ' હોય ત્હેની હોજરીતો પ્રદિપ્ત જ હોય છે અને દાંતની દયા ખાવાનું ત્હેને પાલવતું નથી હોતું. આ લેખમાં આગળ જતાં શ્રી મહાવીરના અનુભવ પરથી ઉપદેશ લખનાર શાસ્ત્રકારનાં થોડાક વચનોની વાનગી તપાસીશું.

પરમપુરૂષો કે મહાવીરોના જીવનવૃત્તાંત શાસ્ત્રગ્રંથોમાંથી મળી આવે તે વાંચવાથી પણ જિજ્ઞાસુને પ્રકાશ અને શક્તિ મળી શકે છે. પરંતુ અહીં એકાદ બે વાતો ધ્યાનમાં રાખવા જેવી છે. શાસ્ત્રગ્રંથોમાં જીવન વૃત્તાંત કે ઇતિહાસ રૂપે જે લખાયું હોય તે બહુધા 'કલા' તરીકે લખાયું હોય,-સ્થૂલ જગતમાં સ્થૂલ દેહથી બનતાં કાર્યો જ માત્ર કથવાનો ત્હેમનો આશય નથી હોતો; ઘણીએક સ્થૂલ ઘટનાઓ આંતરિક ઘટનાઓને દર્શાવવા માટે યોજાતી હોય છે. Historical sense અને Scientific Sense કરતાં Philosophic Sense શાસ્ત્રકારનાં ઇતિહાસ કથનમાં વિશેષ અંશે કામ કરતી હોય છે. બીજું એકે, સામાન્યગણ માટે યોજાયલા ચરિત્ર ગ્રંથોમાં અતિશયોક્તિઓ, આડંબરો ઇત્યાદિ બુદ્ધિને અને અનુભવને ખુંચે એવું ઘણું હોય છે, પણ તે તો 'પંડિતો'નું લખાણ હોય છે અને જનરંજન માટે, પાણ્ડિત્ય પ્રદર્શન માટે પંથમોહથી, એવાં કાંઈ કાંઇ કારણથી થવા પામ્યું હોય છે. જિજ્ઞાસુએ સાંબેલુ તેમજ સુપડું વાપરી જાણવું જોઇએ. તૈયાર ચોખા ખાવા મળી જાય એવી ઇચ્છા જિજ્ઞાસુને ન પાલવવી જોઇએ. 'તપ', ( exertion, self-imposed duty ) એ તો જિજ્ઞાસુનું જીવનસૂત્ર હોય; અને સાંબેલું તથા સુપડું નિરંતર વાપરવાનો શ્રમ સેવવા જેવો લાભકારી બીજો કયો તપ જિજ્ઞાસુને મળી શકે ?

હવે આપણે એકાદા મહાવીર અથવા Supermanના ચરિત્ર તરફ નજર કરીએ. 'જૈનધર્મ' નામથી જાણીતી ધર્મસંસ્થાના ચોવીસમા અને છેલ્લા

સ્થંભરૂપ એક વ્યક્તિવિશેષ આજથી શુમારે અઢી હજાર વર્ષ ઉપર પ્રગટી હતી, જેને ગુણનિષ્પન્ન 'મહાવીર' એવું નામ પાછળથી અપાયું હતું. એમના જીવનનો ટુંક ઇતિહાસ 'આચારાંગ સૂત્ર' માં છે. એ શાસ્ત્રીય ગ્રંથ છે. એક વિદ્વાન કોટિના પુરૂષ શ્રી હેમચંદ્રાચાર્ય પણ શ્રી મહાવીરનું ચરિત્ર વિસ્તારથી લખવા ઉદ્યુક્ત થયા હતા અને હેમનો એ ગ્રંથ 'ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત્ર' નામે પ્રસિદ્ધ છે.

આ લેખનો આશય શ્રી મહાવીર નામક વ્યક્તિનો ઇતિહાસ શોધવાનો નથી તેમ આખું જીવનવૃત્તાંત આપવાનો પણ નથી. આ લખનાર 'સ્વાર્થી' હોઇ અને સ્વાર્થથી પ્રેરાઇનેજ ઇતિહાસો ફેંદતો હોઈ, ઇતિહાસો તદ્દન ખરા હો વા અંશે ખરા હો વા સદંતર કલાની ક્રિયારૂપ હો, અમુક ગ્રંથોમાં આલેખાયલી વ્યક્તિઓ સ્થૂલ જગત્‌માં સ્થૂલ દેહે જન્મી હો યા મુદ્દલ જન્મીજ ન હો,-એ કશાથી આ લખનારને લાભ-હાનિ નથી. ખુદ શાસ્ત્રકારો કહે છે કે, સ્ત્રી સ્ત્રી ખાતર પ્રિય નથી, પણ **પોતાખાતર** પ્રિય છે, ધન ધનખાતર પ્રિય નથી પણ પોતાખાતર પ્રિય છે, ઇત્યાદિ. તેમ મ્હને પણ શાસ્ત્ર, શાસ્ત્રકાર, ઇતિહાસ, ઇતિહાસકાર અને ઇતિહાસનું પાત્ર એ સર્વ મ્હારે ખાતર પ્રિય છે, નહિ કે તેઓની ખાતર-પછી હેમની સ્થૂલ વાસ્તવિકતા માટે મ્હને ચિંતા કરવાની રહેતી જ નથી.

શ્રી આચારાંગ સૂત્ર પ્રમાણે શ્રી મહાવીરનો જન્મ "આ અવસર્પિણીના સુખમસુખમા, સુખમા અને સુખમ દુઃખમા એવા ત્રણ 'આરા' વ્યતીત થયા ઉપરાંત ચોથા દુખમસુખમા નામના આરાના પણ માત્ર ૭૫ વર્ષ અને ૯ માસ બાકી રહ્યા હતા ત્યારે" થયો હતો. કાળની ગણત્રીથી તે ઘટનાને આજે ૨૪૫૨ વર્ષ થયાં. આજે પાંચમો દુઃખમા નામનો આરો પ્રવર્તે છે, ને પછી દુઃખમદુખમા આરો આવશે અને ત્યારબાદ કાળચક્રની દિશા 'ઉપરની નીચે અને વધુ "નીચે' ને બદલે 'નીચેથી ઉપર અને વધુ ઉપર' એ પ્રમાણેની થશે. અર્થાત્ જગત્‌ના અવક્રમણ કાળના ૭ ભાગ કલ્પતાં શ્રી મહાવીર પાંચમા ભાગની લગભગ શરૂઆતમાં થયા, કે જે વખતે પ્રાણી પદાર્થના રસ-કસ-મહત્ત્વ પ્રતિદિન ન્યુન થતાં જતાં હતાં અને એ ન્યુનતા પુરવાને મનુષ્ય સ્થૂલ તરફ વધુ ને વધુ આકર્ષાતો હતો. આજે-મહાવીર પછી અઢી હજાર વર્ષે-તે સ્થૂલ તરફનું વલણ ઓર વિશેષ બન્યું છે. અને હજી વધુ બનશે. સ્થૂલ દેહ અને સ્થૂલ જગત્ સિવાય બીજું જોવાની જ્યારે યોગ્યતાજ નહિ રહે એટલી હદ સુધી જડભાવનું સામ્રાજ્ય થશે અને વિનાશકારી ફીઝીકલ સાયન્સની વધુમાં વધુ પ્રગતિથી એટલી હદની ખુવારી અને તુચ્છતા વ્યાપશે કે તે સ્થિતિજ મનુષ્યનાં આંતર્ચક્ષુ ખોલાવનાર થઇ પડશે અને નીચેને બદલે ઉંચે ગતિ કરવાનો પ્રારંભ થશે. જેમ જેમ ઉંચે ગતિ થતી જશે તેમ તેમ દુઃખમદુઃખમાને સ્થાને દુઃખમા, પછી દુઃખમસુખમા, સુખમદુઃખમા, સુખમા, સુખમ સુખમા કાળ આવશે, અર્થાત્ ક્રમશઃ પ્રાણી-પદાર્થનાં રસકસ-મહત્વ ખીલતાં જશે અને એ પ્રમાણમાં સુખની લાગણીની બહુલતા થતી જશે.

આમ બાર રૂપાન્તર પામતી મનુષ્યજાતિ (human race) એ આખી મુસાફરીનો અનુભવસર્વ મનુષ્યબીજમાં નાખે છે અને એ બીજ વધુ ને વધુ ઉજ્જ્વલ થતું જાય છે.

કાળના પ્રવહનમાં જ્યારે સુખની માત્રા વિશેષ હોય છે ત્યારે મુક્તિ (Freedom)ની કઠીનતા વિશેષ હોય છે, કારણકે સુખમાં રમવાનો ગુણ છે-તે એક કેફ છે. જેમ દુઃખની માત્રા વધતી જાય છે તેમ વ્યક્તિને અલ્પકાળમાં મુક્ત થવાની શક્યતા વધે છે, કારણ કે સુદ્ધિની ખીલવટ પછીનું દુઃખ આંખ ઉઘાડનાર સાધન થઇ પડે છે.

કાળનું રહસ્ય તપાસવા ખાતર થોભવાનું પ્રયોજન એ છે કે, જિજ્ઞાસુને એ ભાન થવા પામે કે આ જે વખત જાય છે અને હવે પછી આવવાનો છે હેમાં દુઃખની માત્રાની બહુલતા છે અને એમાં ટકી રહેવા માટે માત્ર 'જાણપણું' કામ લાગવાનું નથી પણ જાણપણા સાથે પોતાને કસવાની-કસરત

આપી રીઢા બનાવવાની-તાલીમ (Culture) વડે પોતાને દુઃખોનો સામનો કરવાને યોગ્ય બનાવવાની -ટુંકમાં તપનું શસ્ત્ર વાપરવાની અનિવાર્ય જરૂર છે. બહારથી આવતા પ્રહારો સહવાની શક્તિ કેળવવા માટે ગ્રીકો પોતાનાં બાળકોને માથે ભયંકર પીડાઓ નાખતા અને જોખમોમાં ધકેલતા. એકાએક ગ્રીક લડાયક, સંકટમાં જ જીવી શકે એવી પ્રકૃતિવાળો, લાપરવાહ, જીવતરને વળગી રહેવાની ઇચ્છા (will-to-live) વાળો નહિ પણ જીવતરના મૂલ્યે જયની લહેજત ચાખવાની પ્રકૃતિ (will-to-Power) વાળો, કોઈની તાબેદારી નહિ સહવા છતાં પોતાપર પોતાનો સમ્પૂર્ણ કાબુ ધરાવતો (સંયમી), સાદો છતાં તેજસ્વી હતો. અને તે સંસ્કારેજ સુકીભર ગ્રીક પ્રજાને દુનિયાના દેવ બનાવ્યા હતા.

શ્રી મહાવીરે પણ સંકટોની ટેકરીઓ વચ્ચેજ જીવનપ્રવાહને વહેવડાવ્યો હતો. કેટલાંક ભયંકર કષ્ટો તો સામી કરીને-'ઉદીરણા' provocation, invitation) કરીને ઉભા કરવા સુધીની હિમત (Courage) એમણે ખીલવી હતી. લાગણી વિષયક અડોલપણું પોતામાં સાધવા ઉપરાંત બુદ્ધિવિષયક અડોલપણું સાધવા માટે એમણે ભયંકર આંતરયુદ્ધો જગાડયાં હતાં અને દરેક સિદ્ધાન્તને હજમ કરી પોતાનાં અનુભવસાગરના અંશ તરીકે બનાવી શકયા હતા,-જેને પરિણામે જ એમના શિષ્યો અનેક દૃષ્ટિઓ રૂપી પ્રવાહોના 'સુખ'ને પોતાના સાગરમાં મેળવી સર્વવ્યાપક 'અનેકાંત દષ્ટિ' પ્રકટાવી શકયા હતા. સ્યાદ્વાદ અથવા અનેકાંતવાદ શિખનારે તર્કશાસ્ત્રના ગુલામ થવું ન જોઇએ. પોતામાં છીછરાપણાને સ્થાને ઉંડાણ, મર્યાદિતપણાને સ્થાને વિસ્તાર, અને ગમેતેવા સ્વભાવવાળો ઝરો આવી ભળે તો પણ પોતામાં તે વિકાર ન ઉપજાવી શકે એટલા માટે પોતામાં 'ખારાશ' પ્રગટાવી શકે તે જ અંતઃકરણ અનેકાંત બની શકે, અનેકાંત જીરવી શકે-સહી શકે. જે અંતઃકરણ વિશાળ, ઉંડું, તળેથી શાન્ત અને સપાટીપર ભયંકર મસ્તી કરતું, કોઇ પણ ભાવ અને સિદ્ધાન્તને ચાવી હજમ કરવાની તાકાદવાળું અને 'ખારૂં' નથી બન્યું તેને માટે સ્યાદ્વાદ વિષ છે.

શ્રી મહાવીરના જન્મ સંબંધી ઘટના 'આશ્ચર્ય' રૂપ છે,-જો કે નહિ સમજી શકાય તેવી તો નથી જ. શાસ્ત્ર કહે છે કે, મહાવીર બ્રાહ્મણકુંડપુરસ્થાને ઋષભદત્ત બ્રાહ્મણના ઘેર દેવાનંદા બ્રાહ્મણીની કુક્ષીએ ગર્ભ રૂપે આવી, બ્રાહ્મણકુંડપુરસ્થાનથી ઉત્તરે આવેલા ક્ષત્રિયકુંડ પુરસ્થાનમાં કાશ્યપગોત્રીય સિદ્ધાર્થ ક્ષત્રિયના ઘેર વાશિષ્ટગોત્રવાળી ત્રિશલા ક્ષત્રિયાણી-દ્વારા જન્મ પામ્યા.*

બુદ્ધિ અને નીતિના સંસ્કાર તો બ્રાહ્મણકૂળમાં હોયજ પણ ક્રિયાશક્તિની વિશેષતા તો ક્ષત્રિયમાંજ હોઈ શકે. બુદ્ધિવિકાસ અને સંયમનું Culture પામ્યા પછી ક્રિયાશક્તિની ખીલવટ, જનતાનો નવો ઘાટ ઘડવાનું કામ જેને હાથે થવાનું છે તેવા જીવાત્મામાટે, આવશ્યક છે. 'કેવળી' અને 'તીર્થંકર' બન્નેમાં કૈવલ્ય તો હોય છે જ, પણ તીર્થંકરમાં Ruler તરીકેની વિશેષતા હોય છે. એણે કાંઇ સ્રજન કાર્ય કરવાનું હોય છે-અને સ્રજન કાર્ય સંહાર કાર્ય પછી જ સંભવે છે. સંહાર અને સ્રજન કાર્ય, 'ધંધા' કે 'કર્તવ્ય' તરીકે નહિ, શ્રમપૂર્વક નહિ, પણ 'બાળકના ખેલવા' માફક, વિલાસરૂપે, પોતાના આત્મિક આનંદની મસ્તી કે સ્ફુર્તિ તરીકે, કરી શકે એ પુરૂષ જ્ઞાન અને ક્રિયાશક્તિ બન્નેથી ભરપૂર હોવો જોઇએ. અને એટલાજ માટે શાસ્ત્રકારોએ આલેખેલા

* Superman-hood is generated by the consecration of Intellect and Will, the culture whereof must have commenced in the blood of parents and great-grand parents and brought to fruition by one's own victory over himself through constant self-imposed intellectual as well as physical discipline. બ્રાહ્મણકુંડપુરસ્થાન=the intellectual type. ક્ષત્રિયકુંડપુરસ્થાન=the ruling type, Note the names of the Gotras (moulds) which are કાશ્યપ અને વાશિષ્ટ. કશ્ય is spiritual liquor, hence will-to-power, જ્ઞાનકેફ; કાશ્યપ is one who has drunk કશ્ય. વશિષ્ટ was the guru of kings of the solar race.

મહાવીરના જન્મ **પહેલાંના** અને જન્મ **પછીના** સંસ્કારમાં જ્ઞાન તેમજ ક્રિયાશક્તિને લગતા **સંસ્કારો**નો સમાવેશ ઇચ્છિવાજોગ હતો. જન્મ પહેલાં આદર્શ બ્રાહ્મણની છાપ અને આદર્શ ક્ષત્રિયની છાપ પડી હતી અને જન્મ પછીનો ઇતિહાસ બતાવે છે કે બાર વર્ષ સુધી બાહ્ય અને અભ્યંતર તપ વડે પૂર્ણતા મેળવ્યા પછી અર્થાત્ આંતરસૃષ્ટિમાં સંહાર અને સ્રજન કાર્ય કર્યાં પછી બાહ્ય સૃષ્ટિમાં જનતાને દિવ્યતા આપવાનું મિશન ઉઠાવ્યું હતું, કે જે મિશનમાં પણ કાંઈ કાંઈ સંહાર અને સ્રજન કાર્યો બજાવવાનાં હતાં.

ત્રીસ વર્ષની ઉમર સુધી મહાવીરે ગૃહસ્થાશ્રમ સેવ્યો. સંતતીમાં ત્હેમને માત્ર એક પુત્રી–પ્રિયદર્શના–હતી, કે જેને જમાળિ નામના રાજપુત્ર સાથે પરણાવવામાં આવી હતી. ત્હેમની ૨૮ વર્ષની ઉમરે માતાપિતાનો વિયોગ થયો. જ્યેષ્ઠબંધુ નંદિવર્ધનના રાજ્યાભિષેક બાદ એક વર્ષ ગૃહવાસ સેવી મહાવીરે યોગવહન અર્થે ગૃહનો ત્યાગ કર્યો. તેમ કરવા પહેલાં એક વર્ષ સુધી છૂટે હાથે દાન દીધાં કર્યું. દાન એ સ્થૂલ યજ્ઞ છે અને યોગવહનની પ્રસ્તાવના તરીકે અર્થસૂચક છે.

યોગી કે શ્રમણ તરીકેના જીવનમાં પ્રવેશ કરવાની ક્રિયા, બીજાઓએ કરેલી ધામધૂમ બાદ કરતાં, ઘણી સાદી અને ટુંકી હતી. મસ્તકપરના બાલ, જમણા હાથે જમણી તરફથી અને ડાબા હાથે ડાબી તરફથી પોતેજ ખેંચી કાઢ્યા–એવો નિશ્ચય જણાવવા અર્થે કે આ ક્ષણથી હું **કોઇને કે કશાને મ્હારા શિરપર સ્થાન લેવા નહિ દઉં.** હું જ મ્હારો આજ્ઞા કરનાર અને આજ્ઞા ઝીલનાર બનું છું. સઘળી 'ગુલામી'ઓનું હું ઉચ્છેદન કરીશ અને પૂર્ણ 'સ્વાતંત્ર્ય' મ્હારામાં પ્રગટાવ્યા બાદ જગજ્જીવોને સ્વાતંત્ર્યનો માર્ગ ત્હેમની યોગ્યતા અનુસારનો સૂચવીશ.

આભ્યંતર રિપુઓનો ક્ષય અને ઉપશમ જેમાં મુખ્ય છે એવા આંતરયુદ્ધરૂપ સામાયિક ચારિત્રને અંગીકાર કરતાંજ પ્રચંડ ભાવને પરિણામે મહાવીરને તે જ સમયે મનઃપર્યવ જ્ઞાન પ્રકટ્યું. વિશેષ પ્રગતિ અર્થે બાર વર્ષનો Schooling નો નિશ્ચય કર્યો, જે Schoolingને શાસ્ત્રીય ભાષામાં 'તપ' કહે છે. ભૂખ, થાક, ઉજાગરા, વ્યાધિ, પીડન, અપમાન આદિ દરેક સ્થિતિમાં પોતાને મૂકીને એ દરેક સ્થિતિ વચ્ચે સરેરાસ મનુષ્યને જે તડફડાટ અવસ્ય થવા પામે છે તે પોતામાં થવાજ ન પામે એવી આંતરિક અડોલતા પ્રકટાવવા માટેની એ તાલીમ હતી, જેમાં કોઇ શાસ્ત્ર, શાસ્ત્રકાર, ગુરુ, સલાહકાર, કે કોઇ પ્રણાલિકા કે સિદ્ધાંતનું માર્ગસૂચન સ્વીકારવા જેટલું પણ દાસત્વ ન કરતાં પોતેજ પોતાપર નિત્યનવાં અખતરા કરતા અને મનની વિવિધ સ્થિતિઓ મધ્યસ્થભાવે–દૃષ્ટાભાવે અવલોકતા.

આ બાર વર્ષ, ભયંકર સંકટોનો સામનો કરવામાં અને આંતરસૃષ્ટિની જરાએ જરા જેટલી નિર્બળતાને હાંકી કહાડવામાં ગુજાર્યા બાદ તે વિજય-પરંપરા એમને પરમોત્કૃષ્ટ 'ભૂમિકા'પર–કૈવલ્ય ભૂમિકા પર–લઈ જનાર થઈ. અને એ પ્રમાણે 'સમ્પૂર્ણતા' પ્રાપ્ત કર્યા બાદ જ–'પોતાને તથા લોકને સમ્પૂર્ણતઃ અવલોકીને' પ્રથમ 'દેવો'ને અને પછી 'મનુષ્યો'ને અનુકુળ ધર્મ ઉપદેશ્યો. શિક્ષક, ઉપદેશક, નેતા કે પ્રોફેસર થવા પહેલાં પોતે પ્રોફીસીઅન્સી–પૂર્ણતા મેળવવી જોઇએ–અને જ્યાં સુધી અંદર પૂર્ણતા ન પ્રગટે ત્યાં સુધી બહારની દોડાદોડ રોકવા જેટલો આત્મનિગ્રહ–સંયમ અવશ્ય હોવો જોઇએ, એ પાઠ તો શ્રી મહાવીરના ચરિત્રપરથી આજના જમાનાને કિમતીમાં કિમતી વારસા તરીકે મળે છે. જો આટલુંજ માત્ર અનુકરણ થઈ શકે, જો **તપ** ન બને તો છેવટે પોતાના શિક્ષક કે નેતા બન્યા પહેલાં બીજાના શિક્ષક કે નેતા બનવાના મોહ પર **નિગ્રહ** કરવા જેટલી પણ શક્તિ આજના લોકોમાં કેળવાય, તો શિક્ષણ-વિષયક, શાસનવિષયક, ધર્મવિષયક તેમજ વાણિજ્ય-વિષયક અને વિતાનવિષયક પ્રગતિ સંગીન થવા પામે. પણ તેમ થાય તો શરૂઆતમાં દુનિયાના દરેક દેશમાં અને ખાસ કરીને હિંદમાં પૉલીટીશ્યનો, પત્રકારો, ધર્મોપદેશકો, ન્યાયાધીશો, તબીબો ઈત્યાદિ 'જ્ઞાતિ'ઓમાં એક ટકા જેટલી પણ સંખ્યા ભાગ્યેજ રહેવા પામે! એક વાત તો ચોક્કસ છે કે, સઘળા

રોગોનું મૂળ **સંયમની ખામીમાં** છે,–પોતા તરફની **વફાદારીના અભાવે** જ પોતાને અને જનતાને દરેક વ્યક્તિ પ્રતિક્ષણ ભારે હાનિ કરી રહી છે. **પ્રથમ સંયમ** કેળવવો, પછી સંયમદ્વારા **સ્થૈર્ય** પ્રકટાવવું, અને સ્થૈર્ય પછી જ **વિકાસક્રમમાં** જવું, અને વિકસિત થયા પછી જ **પ્રાપ્તિઓ** ઇચ્છવીઃ એ પ્રાપ્તિઓ બોજારૂપ કે ભયરૂપ નહિ થઈ શકે, એટલું જ નહિ પણ સ્હેલાઇથી હસ્તગત થશે. પ્રત્યેક વ્યક્તિએ, જ્યારથી ત્હેને સ્હમજાયું કે પોતા તરફની વફાદારી વગરજ આજ સુધીની પ્રવૃત્તિઓ થઇ છે ત્યારથી, નવો જન્મ શરૂ થયો માની પોતે પોતાના કાનુન ઘડનાર, મેજીસ્ટ્રેટ તેમજ જેલર બની પોતાપર સખ્તાઇ કરવારૂપ 'દિક્ષા' ગ્રહણ કરવી જોઇએ. આ જાતનો પ્રયત્ન જ્યારે ત્યારે પણ આદર્યા સિવાય દુઃખના ડંખથી બચવાનું શક્ય જ નથી. એ ખરૂં છે કે, આ જાતના પ્રયાસને ગૃહસ્થાશ્રમ કરતાં ત્યાગી આશ્રય **વધુ સગવડભર્યો** અને વધુ સહાયક થઈ પડે. **દેખીતી રીતે** જો કે શારીરિક સગવડોની ન્યૂનતાને લીધે ત્યાગીપણું કષ્ટદાયક લાગે છે, પરંતુ શારીરિક અગવડો કરતાંય ગૃહસ્થજીવનની–અને ખાસ કરીને **આ જમાનાના** ગૃહસ્થજીવનની–ઉપાધિ વધુ મર્મભેદક અને શક્તિઓનો વ્યય કરાવનારી થઈ પડે છે એ ભૂલવું જોઈતું નથી. મતલબ કે જેનામાં હજી સ્થૈર્ય અને ધૈર્ય કેળવાયાં નથી તેઓ હજી છેક જ બાલ્યાવસ્થામાં છે,–ભલે ઉમર ગમે તેટલી હોય; અને બાલ્યાવસ્થામાં ગૃહસ્થજીવનનો બોજો એની નમાલી તાકાદનો બધો ભોગ લેતો હોવાથી પ્રગ અવકાશ જ મળતો નથી. ત્યાગી જીવનની હું **જીવન તરીકે** ભલામણ કરતો નથી, પણ **વિધ જીંદગીની સારામાં સારી સગવડ તરીકે** ભ મણ કરૂં છું. ગૃહસ્થાશ્રમમાં રહીને જેઓ એ જ ઉઠાવવા સાથેજ આંતરિક વિકાસ ક્રમશઃ કરી શ હોય એમને પણ **સમ્પૂર્ણ એકાંતસેવનની** સ તો ત્યાગી જીવનમાં જ મળી શકે, કે જે એકાંત (Solitude and Deep Meditation) વિકાસ માટે અનિવાર્ય છે.

૩૦ વર્ષની ઉમરે ગૃહસ્થાશ્રમ છોડયા બાદ વર્ષ સુધી ત્યાગી તરીકે સિંહની જેમ પૃથ્વ ભ્રમણ કરતા શ્રી **મહાવીરે** ૭૨ વર્ષની ઉમરે ર દેહનો ત્યાગ કર્યો. એમના ગૃહસ્થજીવનની પ્ર સંબંધીમાં શાસ્ત્રકારો પ્રાયઃ મૌન ધરે છે. ત્ય તરીકેના એમના જીવનનાં કેટલીક ઘટનાઓ તેઓ અવશ્ય વર્ણવી છે, અને પુરાણશૈલિના રસિક પ તોએ કાંઈ કાંઈ રસિક પ્રસંગો પણ યોજ્યા. અહીં આપણે થોડીએક ઘટનાઓની નોંધ લઇ પણ આપણે એ ૪૨ વર્ષના ઇતિહાસને બે ભાગ આપણા મનનની ગરજે–વ્હેંચી નાખીશુંઃ (૧) ર સમય, અને (૨) **અમલ** સમય; અથવા (૧) આ વિકાસકાળ અને (૨) **સમાજ** વિકાસકાળ; અ (૧) કૈવલ્ય **પહેલાંનો** સમય અને (૨) કૈ **પછીનો** સમય. [ શેષ આવતા અંકમ

---

## પ્રભુનાં તેજ.

મંગળ અંબર તેજ–વિલાસ,
    પ્રભુનાં પ્રિયતમ પુણ્યપ્રકાશ—
દિવ્ય પ્રભામય દેવતણા દગ, છલકે સ્નેહ–સરિત!
પ્રસન્નવદન પરમાનંદ પ્રગટે! લીલા રમ્ય લલિત;
    પ્રભુનાં મુખપર મંદ સુહાસ—
તેજકિરણ વિલસે અવનિનભ સુંદર રંગ સુહંત
ચેતન ચારૂ–પ્રગટે ચૌદિશ–ઉષ્મા અંગ અનંત
    પ્રવૃત્ત પ્રાણ તણા સુવિકાસ—

—नयन

# भगवान महावीर.

( ગ્રંથ પૃ. ૨૮૦ ) લેખક બાબુ કામતાપ્રસાદજી જૈન, પ્રકાશક મૂળચંદ કિસનદાસ કાપડિયા, ચંદાવાડી, સુરત. મૂ. ૧-૧૨-૦

( સમાલોચક—પંડિત બહેચરદાસ. )

આર્યાવર્તમાં આજ કેટલાયે કાળથી શ્રમણસંસ્કૃતિ અને બ્રાહ્મણસંસ્કૃતિ ચાલી આવે છે. બ્રાહ્મણસંસ્કૃતિમાં આમ તો કેટલાયે મહાપુરૂષો થયા હશે પણ તેમાંના છેલ્લા ક્ષત્રિયવર **કૃષ્ણ અત્યારે પ્રધાનપદે** છે, એ પ્રમાણે શ્રમણસંસ્કૃતિના મહાપુરૂષોમાં ભગવાન **મહાવીર** અને ભગવાન **બુદ્ધનું** નામ અત્યારે અગ્રસ્થાને છે. બાબુ **બંકિમે** શ્રીકૃષ્ણનું ગવેષણાપૂર્ણ, ઐતિહાસિક એક સુંદર ચરિત્ર લખીને સમાજ ઉપર સારી છાપ પાડવા સાથે ઇતિહાસસાહિત્યમાં એક સરસ ભરણું કર્યું છે. ભગવાન બુદ્ધ વિષે પણ અંગ્રેજી અને મરાઠીમાં ઘણું મહત્ત્વનું લખાએલું છે અને હવે અ૦ **કૌશાંબીજી** મારફત ગૂજરાતીમાં પણ લખાવા લાગ્યું છે. ભગવાન મહાવીર સંબંધે પ્રાકૃત અને સંસ્કૃતમાં તો ઘણુંજ લખાઇ ગએલું છે પણ લોકભાષામાં એ વિષે તદ્દન નહિજેવું લખાયું છે અને જે લખાયું છે તે પણ માત્ર ભક્તિની દૃષ્ટિએ, તેથી ઇતિહાસના આ જમાનામાં શ્રી મહાવીર વિષે કાંઇજ નથી લખાયું એમ કહેવાય.

ભાઈ સુશીલે '**મહાવીરજીવનવિસ્તાર**' નામનું પુસ્તક લખેલું છે પણ હું ન ભૂલતો હોઉં તો તેમાં તુલનાત્મકશૈલી કે ઇતિહાસને પ્રધાન સ્થાન નથી, મહાશય મશરૂવાળાએ '**બુદ્ધ અને મહાવીર**' નામનું પુસ્તક લખેલું છે તે પણ માત્ર ગુણાનુવાદની દૃષ્ટિએજ.

વર્તમાનકાળના પાઠકો તો 'મહાવીર કયા સંયોગોમાં થયા?' 'મહાવીર અને બુદ્ધના ઉપદેશોમાં કયાં કયાં સમાનતા છે?' 'મહાવીરને ધર્મચક્ર પ્રવર્તાવવાનું શું કારણ હતું?' 'મહાવીરના સમયમાં દેશ, કાલ, રાજ્યપદ્ધતિ, સમાજપદ્ધતિ વગેરે કેવાં હતાં?' એ પ્રકારના અનેક પ્રશ્નોના સચોટ પણ પ્રામાણિક ઉત્તરો શોધે છે, આ માટે એકાદ એવું મહાવીરચરિત્ર લખાવું જોઇએ કે, જેમાં મહાવીરની વાસ્તવિક માનુષી સ્થિતિ બતાવેલી હોય અને સાથે તુલના અને ઇતિહાસને પણ ન વિસારેલાં હોય.

આ ચરિત્રના પ્રકાશક રા. કાપડિયા જણાવે છે કે, "**यों तो सारी जैनसमाजमें कइ महावीर चरित्र अनेक भाषाओंमें प्रगट हो चुके हैं- तौ भी आज तक जिसके द्वारा अजैन समाज पर जैन धर्मकी प्राचीनता व उतमताकी छाप पडे, व जैनधर्मका हिंददेश तो क्या विदेशमें भी प्रचार हो एसा कोइ भी महावीर चरित्र उपलब्ध न होनेसे एसे ग्रंथकी बडी भारी आवश्यक्ता थी, ×इस आवश्यक्ताकी पूर्ति हमारे मित्र बाबू कामताप्रसादजी जैन ने अतीव परिश्रम करके कर दी है-(निवेदन)**"

પ્રસ્તુત પુસ્તકમાં ૩૪ પ્રકરણો છે, ત્રણ પરિશિષ્ટો છે, તદુપરાંત શરૂઆતમાં નિવેદન, પ્રસ્તાવના, ભૂમિકા, વિષયસૂચી અને છેલ્લે શુદ્ધિપત્ર અપાએલાં છે. બાબુ દેવેંદ્રપ્રસાદજી જૈનને ગ્રંથનું સમર્પણ કરાએલું છે અને સામે તેમનું ચિત્ર પણ છપાએલું છે.

પુસ્તક તો દળદાર છે પણ વાંચતાં કંટાળો આવે એવું છે. છપાઇ ઠીક ઠીક છે પણ ઠેકઠેકાણે અશુદ્ધિઓ રહી ગઈ છે. વાંચતાં જણાય છે કે, જાણે કોઇએ જુનાં જૈનપુરાણોનો અને યુરોપીઅન પંડિતોના લેખોનો ફાવે તેમ અનુવાદ ન કર્યો હોય, જાણે લેખકને મન અત્યારે અઢારમી સદી ચાલતી ન હોય- એથી જ એ કેટલીક અમાનુષી વાતોને લખતાં પણ અટકયા નથી-જો એવી વાતો લેખકે લખી છે તે જો વેદમહાભારત કે પુરાણોમાં હોત તો આજ લેખક જરૂર કદાચ તેની સામે પણ થાત. પુસ્તકમાં આપેલા

ઉતારાઓ સંબંધે કેમ જાણે લેખક કાંઈ સમજ્યાજ ન હોય અથવા સમજતા છતાં જાણે તેમણે એ ઉતારાઓનો દુરૂપયોગ ન કર્યો હોય. કોઈ પણ ઉતારાને પોતાના આશયને બંધબેસતો કરવામાં લેખક સિદ્ધહસ્ત લાગે છે. આ કામમાં એમણે એવી તો કળા વાપરી છે કે, કોઇ કાચો પોચો તો જરૂર વહેમાઈ જાય. લેખકના માનવા પ્રમાણે વેદો, બધાં દર્શનો અને બુદ્ધ વગેરે પુરૂષો માત્ર એક જૈનધર્મની અસરનું જ પરિણામ છે એટલુંજ નહિ પણ જે કાંઇ સંસારમાં સારૂં જણાય છે તે બધું જૈનધર્મને લઇને છે. જૈનધર્મની પ્રાચીનતા અને તેમાંય દિગંબર પંથની સનાતનતા બતાવવા માટે લેખકે અજબ ગજબ પ્રયાસ કર્યો જણાય છે,–એ માટેજ આ ચરિતમાં લગભગ ૨૩ પુસ્તકોનો પણ ઉપયોગ થએલો છે. 'त्वमहीनाऽसि' 'त्वामक्कामानमामि' વાક્યો સાંભળતાંજ કોઈ ભલો મુસલમાન કહી, નાખે કે હિંદુના ગ્રંથોમાં પણ મક્કા મદીનાનો ઉલ્લેખ છે તેમ नेमिराजा, निग्गंठो, नातपुत्तो, रुचति, क्षपणकः, दिग्वासाः, વગેરે શબ્દો જોતાંજ લેખક ખુશીમાં આવી જાય છે અને એ હર્ષના આવેશમાં એનાથી કહેવાઇ જાય છે કે "મહાત્મા બુદ્ધે પણ ભગવાન મહાવીરની સર્વજ્ઞતા સ્વીકારી હતી, અને પોતાના મતને ખોટો માન્યો હતો'. 'વેદોમાં પણ જૈનતીર્થંકરોનાં નામો જડી આવે છે' અને 'જૈન તથા જૈનેતર બધા ગ્રંથોમાં દિગંબર પંથનીજ ગીતિ ગવાએલી છે' ઈત્યાદિ; એટલુંજ નહિ પણ કેટલાક જૈન ગ્રંથના ઉતારાઓને અને હકીકતોને લેખકે વગર સમજ્યેજ બંધબેસતા કરવાનું સાહસ પણ છોડયું નથી. જો વર્તમાન સમાજમાં સત્યગવેષણની શક્તિ ન હોત, સારાસારને ઓળખવાની બુદ્ધિ ન હોત અને આંધળિયાં કરવાની જ વૃત્તિ હોત તો જરૂર નિવેદક મહાશયના કહેવા પ્રમાણે આ પુસ્તક સારી છાપ પાડી શકત. પુસ્તક વાંચીને એમ તો નક્કી નથી જ કરી શકાતું કે, લેખકના મનમાં તટસ્થતા છે કે આગ્રહ, ગુણપ્રેમ છે કે ગુણદ્વેષ.

કોઇ પણ પુસ્તકમાં કાંઇ ગુણ નજ હોય એમ તો ન હોય, પણ આ પુસ્તકના ગુણને એમાં રહેલા દોષોએ ઢાંકી દીધો છે. એ દોષો એટલા બધા અક્ષમ્ય છે કે જો તે વિષે કાંઈ નજ લખવામાં આવે તો ઊલટું અજૈન સમાજમાં રહેલો સહેલો થોડો પણ જૈનધર્મ પ્રતિનો સદ્‌ભાવ કદાચ વેડફાઇ જાય ખરો.

આ અવલોકનમાં જૈનધર્મની ખાસ વિશેષતા અને ભગવાન મહાવીરની ઉત્તમતા વિષે કશો પ્રશ્ન જ નથી, પણ તે બન્ને પ્રામાણિક હકીકતોને સિદ્ધ કરવા લેખકે માત્ર જે અપ્રામાણિક પદ્ધતિને અખત્યાર કરી છે તેની સામેજ સખત વાંધો બતાવવાનો છે. કોઈ પણ સાચા હિસાબને ગણવા શિષ્ટ ગણિતશાસ્ત્રી કદી પણ ખોટી રીતનો ઉપયોગ કરે ખરો? શિષ્ટોનો આ જ ન્યાય છે કે, सत्यं सत्येन साधयेत्.

ઉપલા આટલા લખાણની ચોકસતા માટે હવે પુસ્તકના કલેવરની પણ પૃથ્વાર તપાસ કરીએઃ

**(૧) 'મજ્ઝિમનિકાય' (બૌદ્ધગ્રંથ) ના ઉતારાઓનો કરેલો વિપર્યાસ.**

"एवं मे सुतं. एकं समयं भगवा सक्केसु विहरति; देवदहं नाम सक्कानं निगमो. तत्र खो भगवा भिक्खू आमंतेसिः भिक्खवो ति. भदंते ति ते भिक्खू भगवतो पच्चस्सोसुं. भगवा एतद् अवोचः संति, भिक्खवे, एके समणब्राह्मणा एवंवादिनो एवंदिट्ठिनोः यं किंचायं पुरिसपुग्गलो पटिसंवेदेति, सुखं वा दुक्खं वा अदुक्खमसुखं वा, सव्वं तं पुव्वकतहेतु; इति पुराणानं कम्मानं तपसा व्यंतिभावा, नवानं कम्मानं अकरणा आयतिं अनवस्सवो, आयतिं अनवस्सवा कम्मक्खयो, कम्मक्खया दुक्खक्खयो, दुक्खक्खया वेदनाक्खयो, वेदनाक्खया सव्वं दुक्खं निज्जिण्णं भविस्सतीति.-एवं-वादिनो भिक्खवे निग्गंठा एवं-वादे हं, भिक्खवे, निग्गंठे उपसंकमेत्वा एवं वदामिः × × ×

એ પ્રમાણે મેં સાંભળ્યું કે, એક સમય ભગવાન્ (બુદ્ધ) શાક્યદેશમાં વિહાર કરતા હતા. 'દેવદહ' નામનો શાક્યોનો નિગમ છે. ત્યાં ભગવાને ભિક્ષુઓને

'ભિક્ષુઓ' કહીને આમંત્રણ કર્યું. ભિક્ષુઓએ 'ભદંત' કહીને એ આમંત્રણને સ્વીકાર્યું. ભગવાન આ પ્રમાણે બોલ્યાઃ ભિક્ષુઓ! કેટલાક શ્રમણ બ્રાહ્મણોનો એવો વાદ છે અને એવી દૃષ્ટિ છે કે, આ પુરૂષ પુદ્ગલ સુખ, દુઃખ, અદુઃખ કે અસુખ વગેરે જે કાંઈ પ્રતિસંવેદે છે તે બધું પૂર્વકૃતને લીધે છે—જૂનાં કર્મોનો તપ દ્વારા નાશ થયે અને નવાં કર્મોની આવક બંધ થયે આયતિમાં અનાસ્રવ થાય છે અને અનાસ્રવ થવાથી કર્મક્ષય, કર્મક્ષયથી દુઃખક્ષય, દુઃખક્ષયથી વેદનાશય અને વેદનાના ક્ષયથી બધું દુઃખ નિર્જીર્ણ થાય છે. ભિક્ષુઓ! આ જાતનો વાદ નિર્ગ્રંથોનો છે. આ વાદને માનનારા નિગ્રંથોની પાસે જઇને હું આ પ્રમાણે કહું છું. × ×

**किं पुन तुम्हे, आवुसो निग्गंठा, जानाथः अहुवामपव मयं पुब्वे, न नाहुवम्हाति ?**

હે આયુષ્યમાન્ નિર્ગ્રંથો! તમે એમ જાણો છો કે, એમ પૂર્વે થયા હતા કે નહિ થયા હતા?'

**नो ह इदं आवुसो.**

**किं पन तुम्हे, आवुसो निग्गंठा, जानाथः अकराम'पव मयं पुब्वे पापं कम्मं, न नाकराम्हा ति ?**

હે આયુષ્માન્ અમે એમ નથી જાણતા

હે આયુસ્માન્ નિર્ગ્રંથો! તમે એમ જાણો છો કે, 'અમે પૂર્વે પાપ કર્મ કર્યાં હતાં કે નહિ કર્યાં હતાં?

**नो ह इदं आवुसो.**

**पवं वुत्ते, भिक्खवे, ते निग्गंठा मं पतद् अवोचुंः निगंठो, आवुसो, नातपुत्तो सव्वञ्ञू सव्वदस्सावी अपरिसेसं ञाणदंसणं पतिजानातिः × × सोपवं आहः × × तं च पन अम्हाकं रुचति चेव खमति च तेन च अम्हा अत्तमना ति "—( मज्झिम निकाय भा० २, देवदहसुत्त अं. १०१ पृ. २१४—२२८ (पालि-टेक्स्ट सोसाइटीनी आवृत्ति.)**

હે આયુષ્મન્! અમે એમ નથી જાણતા (બુદ્ધ ભગવાન્ કહે છે કે) મેં આટલી વાત કર્યા પછી ભિક્ષુઓ! તે નિર્ગ્રંથોએ મને આ પ્રમાણે કહ્યુંઃ (નિર્ગ્રંથો કહે છે કે)

હે આયુષ્મન્! નિર્ગ્રંથ જ્ઞાતપુત્ર સર્વજ્ઞ, સર્વદર્શી અને અપરિશેષ જ્ઞાનદર્શનનો જ્ઞાયક છે. તે તે એમ કહે છે કે, (તપ કરવાથી જૂનાં કર્મોનો નાશ થાય છે અને છેવટે નિર્વાણ મળે છે) નિર્ગ્રંથ જ્ઞાતપુત્રનું આ કથન અમને (નિર્ગ્રંથોને) રૂચે છે, અમારે માટે એ કથન ક્ષમ છે અને એમ એમાં આત્મમન (દત્તચિત્ત) છીએ."

ઉપર આપેલા મજ્ઝિમનિકાયના પાઠનો અનુવાદ (પૃ. ૧૬૯) આપી લેખક નીચે જણાવેલો સાર તારવે છે.

**"भगवान महावीरका प्रभाव म० बुद्ध-पर भी पडा था, और उनकी सर्वज्ञता एवं उनके धर्मकी यथार्थता बुद्धके × शब्दोंसे प्रगट है, जिसमें उसने इन बातोंको स्वीकार किया है और अपने क्षणिक सिद्धांतमें अश्रद्धाको भी प्रगट किया है" (पृ० १६८)**

એ મજ્ઝિમનિકાયના પાઠના અનુવાદને પોતાના [1]મિત્રના પુસ્તકમાંથી લઇને લેખકે આ પુસ્તકમાં આપેલો છે અને એ ઉપરથી તેણે ઉપર્યુક્ત અર્કને ખેંચેલો છે; લેખક આ પાઠને બરાબર સમજ્યા હોત તો તેઓ એનો આવો ખોટો ભાવ કદી પણ ન નીપજાવી શકત. પાઠમાં ભગવાન મહાવીર (નાતપુત્ત)ના નિર્ગ્રંથોએ—અનુયાયિઓએ—એમને સર્વજ્ઞ અને સર્વદર્શી કહ્યા છે પણ મ. બુદ્ધે નથી કહ્યા. અને છેવટ 'નાતપુત્તનું કહેવું અમને રૂચે છે, ગમે છે અને અમે એથીજ સંતુષ્ટ છીએ' એ શબ્દો પણ એ નિર્ગ્રંથોજ બોલે છે પણ મ. બુદ્ધ નથી બોલતા. લેખકે તારવેલા આશય ઉપરથી સાફ જણાઈ આવે છે કે, એમણે નિર્ગ્રંથોએ બોલેલા શબ્દોને બુદ્ધના ગણ્યા છે અને એથીજ એ પાઠને આવા ખોટા આશયમાં મૂકવામાં આવ્યો છે; કદાચ તેઓ આ પાઠને સમજવાનો પ્રયાસ કરત તો જરૂર એ સમજાય તેવો સરલ છે. શું આવા વિપર્યાસથી જૈનધર્મની યથાર્થતા કે ભગવાન મહાવીરની સર્વજ્ઞતા સધાવાની છે? અને આવા વિપર્યાસોને કોઈ શિષ્ટ લોકો પ્રમાણરૂપે માનવાના છે? લેખકે એ પાઠના

[1] એમના મિત્રના નામ માટે જુઓ પા. ૮

શબ્દોમાં કદી પણ ન જણાય એવો અપૂર્વ આશય કાઢીને પોતાનું કૌશળ તો જણાવ્યુંજ છે પણ પાઠકોની આંખે પાટા બંધાવવાની નવી કળા પણ પ્રકટ કરી છે. આ અવલોકનમાં આપેલો એ મૂળ પાઠનો અનુવાદજ આ બધું બતાવી શકે એમ છે એટલે વિશેષ શું લખવું ?

પ્રસ્તુત પુસ્તકમાં આ કાંઇ એકજ. વિપર્યાસ નથી. આવા બીજા વિપર્યાસો પણ ઠેકઠેકાણે થએલા છેઃ— પ્રસ્તાવનામાં આવેલું છે કે,

“ बुद्धदेवके हृदयपर भगवानके केवलज्ञानका ऐसा प्रभाव पडा कि वह बिल्कुल मुग्ध हो गये और स्वयं यह विचार करने लगे कि सर्वज्ञता किस प्रकार प्राप्त करें। ” ( भूमिका पृ० १० )

આ ઉલ્લેખની સાબીતીમાં ભૂમિકા[1] લખનાર કશુંજ નથી લખતા પણ આ ઉલ્લેખની ઉપરની પંક્તિમાંજ ભૂમિકાકારે મજ્ઝિમનિકાયને સંભારેલો છે તેથી સંભવ છે કે, લેખકની જેમ એ પણ ઉપર્યુક્ત પાલિપાઠને ખોટા રૂપમાં સમજ્યા હોય. ભૂમિકાકાર કોઇ વિદ્યાર્થી નથી કે અણસમજુ નથી, એ બારિસ્ટર છે અને વળી જૈનધર્મ વિષે ગ્રંથો લખનારા મનાય છે. જ્યારે તેઓ પણ આવા ચક્રમાં આવે તો પછી બીજાની શી, વાત કરવી ?

વળી, ‘મજ્ઝિમનિકાય’નું નામ લઇને લેખકના કોઈ મિત્ર પરિશિષ્ટ નં. ૩ માં જણાવે છે કે,

“ ‘सुत्तपिटक’ के पांच ‘निकाय’ य अंग है, जिनमेंसे द्वितीयका नाम मज्झि ( ज्झि )म निकाय है। इसमें अनेक स्थानों पर महात्मा बुद्धका निग्रंथ मुनियोंसे मिलने और उनके सिद्धांतों आदिके विषयमें बातचीत करनेका उल्लेख आया है। इन उल्लेखोंसे सिद्ध होता है कि बुद्धको भगवान महावीरकी सर्वज्ञताका पता चल गया था और उन्हें उनके सिद्धांतोंमें रुचि उत्पन्न हो गईथी। उदाहरणार्थ इन उल्लेखोंमेंसे एक यहाँ उद्धृत किया जाता है। बुद्धि कहते हैः—( આમ લખીને અહીં મજ્ઝિમનિકાયનો પાઠ આપેલો છે અને એ પાઠનો ભાવાર્થ લખતાં પરિશિષ્ટકાર લખે છે કે )—इसका भावार्थ यह हैः— म० बुद्ध कहते हैं “ हे महानाम, मैं एक समय राजगृहमें गृद्धकूट नामक पर्वतपर विहार कर रहाथा। उसी समय ऋषिगिरिके पास ‘कालशिला ( नामक पर्वत ) पर बहुतसे निर्ग्रंथ (मुनि) आसन छोड उपक्रम कर रहे थे और तीव्र तपस्यामें प्रवृत्त थे। हे महानाम, मैं सायंकालके समय उन निर्ग्रंथोंके पास गया और उनसे बोला ‘अहो निर्ग्रंथ। तुम आसन छोड उपक्रम कर क्यों ऐसी घोर तपस्याकी वेदनाका अनुभव कर रहे हो?’ हे महानाम जब मैंने उनसे ऐसा कहा तब वे निर्ग्रंथ इस प्रकार बोले ‘अहो निर्ग्रंथ ज्ञातपुत्र सर्वज्ञ और सर्वदर्शी है, वे अशेष ज्ञान और दर्शनके ज्ञाता है’ हमारे चलते, ठहरते, सोते, जागते समस्त अवस्थाओंमें सदैव उनका ज्ञान और दर्शन उपस्थित रहता है उन्होने कहा हैः—निर्ग्रंथो ! तुमने पूर्वजन्ममें पापकर्म किये है, उनकी इस घोर दुश्चर तपस्यासे निर्जरा कर डालो। मन, वचन और कायकी संवृत्तिसे ( नये ) पाप नहि बंधते और तपस्यासे पुराने पापोंका व्यय हो जाता है। इस प्रकार नये पापोंके रुक जानेसे और पुराने पापोंके व्ययसे आयति रुक जाती है, आयति रुक जानेसे कर्मोंका क्षय होता है, कर्मक्षयसे दुःखक्षय होता है, दुःख क्षयसे वेदना-क्षय और वेदना क्षयसे सर्व दुःखोंकी निर्जरा हो जाती।” इस पर बुद्धि कहते हैं “यह कथन हमारे लिये रुचिकर प्रतीत होता है और हमारे मनको ठीक जंचता है”। ( આવોજ ઉતારો પૃ० १९८

[1] ભૂમિકા લખનારનું પૂરું નામ ચંપતરાય જૈન બારિસ્ટર એટલો. ભગવાન મહાવીરના લેખકે ઘણે ઠેકાણે તો આ ભાઇએ લખેલાં પુસ્તકોનોજ આધાર બતાવેલો છે.

માં-ટિપ્પણુમાં છે.)

ऐसा ही प्रसंग 'माज्झिमनिकायमें भी एक जगह और आया है। P. T. S. Majjhima Vol II PP २१४-२१८ वहांभी निर्ग्रथोने बुद्धसे ज्ञातपुत्र (महावीर) के सर्वज्ञ होनेकी बात कही और उपदिष्ट कर्म-सिद्धांतका कथन किया। तिसपर बुद्धने फिर उपयुक्त शब्दोंमें ही अपनी रुचि और अनुकूलता प्रगट की॥

यह भगवान महावीर और उनके सिद्धांतोंके विषयमें कहे हुए स्वयं महात्मा बुद्धके वाक्य है! इनसे यह भली भांति सिद्ध होजाता है कि म० बुद्ध भगवान महावीरके सिद्धांतोका कैसा आदर करते थे। उन्होंनें न केवल निर्ग्रंथोके सिद्धांतोको सुनाही था किंतु उनमें अपनी रुचि और अनुमति भी प्रकट की थी और भगवान महावीरकी सर्वज्ञताके विषयमें जो कुछ उन्होंने सुना उसे बडे भावसे अपने शिष्योंको भी सुनाया" पृ. २७५-२७८.

પરિશિષ્ટ લેખકે તો ઉપર જણાવેલા પોતાના આશયને પ્રમાણિત કરવા મજ્જિમ નિકાયના એકને બદલે બે ઉતારા નોંધેલા છે, એમનો બધો મદાર એ મૂળ પાઠની "निगंठो आवुसो नातपुत्तो सब्बञ्ञू सब्बदस्सावी अपरिसेसं आणद्स्सनं पटिजानाति" "तं च पनऽहमाकं रुचति चेव खमति च, तेन चऽम्हा अत्तमना ति" આ બે પંક્તિઓ ઉપરજ રચાએલો છે અને તેથીજ પ્રસ્તુત પુસ્તકમાં આ અક્ષરોને બ્લેક કરીને મૂકાવેલા છે. પણ એમણે લખવા પહેલાં વિચારવું હતું કે, આ બે પંક્તિઓમાંથી તેઓ જે આશયને કાઢવા મથ્યા છે તેને એક પણ મનસ્વી સ્વીકારશે ખરો? આ ભાગનો મજ્જિમ નિકાયનો મૂળ પાઠ અને અનુવાદ આ પ્રમાણે છેઃ

एकमिदा हं महानाम समयं राजगहे विहरामि गिज्झकूटे पब्बते॥ तेने खो पन समयेन संबहुला निगंठा इसिगिलिपस्से कालसिलायं उब्भट्ठका होंति आसनपटिक्खित्ता, ओपक्कमिका दुक्खा तिप्पा कटुका वेदना वेदियंति॥ अथ खो हं महानाम सायण्हसमयं पटिसल्लाना वुट्ठितो येन इसिगिलिपस्सं कानसिला येन ते निगंठा तेनुपसंकमिं, उपसंकमित्वा ते निंगठे एतद्वोचं-किं नु तुम्हे आवुसो निगंठा उब्भट्ठका × × वेदना वेदियथा ति॥

હે મહાનામ! હું એક સમય રાજગૃહ નગરના ગૃદ્ધકૂટ પર્વત ઉપર વિહરતો હતો, તે સમયે ઋષિગિરિની સમીપે કેટલાક નિર્ગ્રંથો કાળીશિલા ઉપર ઉત્કટ આસને રહેલા હતા-જેઓએ પોતાનું બેસવાનું આસન દૂર કર્યું હતું-અને ઔપક્રમિક, દુખ, તીવ્ર, અને કડવી વેદના વેદી રહ્યા હતા. મહાનામ! સંધ્યાસમયે પટિસલ્લાનથી પરવારીને હું એ ઋષિગિરિ પર્વતની કાળી શિલા પાસે-જ્યાં એ નિર્ગ્રંથો તપ કરતા હતા ત્યાં-ગયો અને એ નિર્ગ્રંથોને મેં આ પ્રમાણે કહ્યુંઃ હે 'આયુષ્મન્ નિર્ગ્રંથો! તમે આ રીતે ઉત્કટ આસને રહીને આવી તીવ્ર વેદના શા માટે સહો છો?

एवं वुत्ते महानाम ते निगंठा मं एतद्वोचुं-निगंठो आउसो नातपुत्तो सब्बञ्ञू सब्बदस्सावी अपरिसेसं ञाणदस्सनं पटिजानाति चरतो च मे तिट्ठतो च सुत्तस्स च जागरस्स च सततं समितं ञाणदस्सनं पच्चुपट्ठितं ति॥ सो एवमाह 'अत्थि खो वो निगंठा पुब्बे पापं कम्मं कतं, तं इमाय ×दुक्करकारिकाय निज्जरेथ,×× तं च पनम्हाकं रुच्चति चेव खमति च, तेन चऽम्हा अत्तमना ति॥

મેં આમ કહ્યા પછી હે મહાનામ! તે નિર્ગ્રંથોએ મને આ પ્રમાણે કહ્યુંઃ

(નિર્ગ્રંથો કહે છે કે) આયુષ્મન્! નિર્ગ્રંથ જ્ઞાતપુત્ર સર્વજ્ઞ, સર્વદર્શી અને અપરિશેષ જ્ઞાનદર્શનનો

આ પરિશિષ્ટના લખનારનું નામ હીરાલાલ જૈન एम० ए० एल० एल० बी०

ગ્રાતા છે, ચાલતા ઉભા રહેતા સ્થિરનું, સૂતાનું અને જાગતાનું એ બધું જાણે છે. તે એમ કહે છે કે, હે નિર્ગ્રંથો ! તમે પાપકર્મને પૂર્વે કરેલાં છે, તેને આ દુષ્કર તપદ્વારા નિર્જીર્ણ કરી નાખો" × × ×

જ્ઞાતપુત્રનું આ કથન અમને ( નિર્ગ્રંથોને ) રૂચે છે, અમારે માટે એ કથન ક્ષમ છે અને અમે એમાં આત્મમગ્ન છીએ."

અર્થ લખતી વખતે જો તેમણે કોઈ પાલિભાષાના જાણકારની સહાય લીધી હોત અથવા આ પાઠનો અંગ્રેજી અનુવાદ બરાબર ધ્યાનપૂર્વક વાંચ્યો હોત તો એક વકિલની કલમથી આવો વિપર્યાસ નજ થવા પામત અનુવાદ તો એમણે પ્રસ્તુત પુસ્તકના લેખકની અને એડિટર ચંપતરાયની સમજ પ્રમાણે સમજીનેજ કર્યો જણાય છે અર્થાત્ જે શબ્દો નિર્ગ્રંથોના પોતાના છે તેને આ ભાઇ મ૦ બુદ્ધના ગણે છે. વળી, મૂળ પાઠની છેલ્લી પંક્તિના અનુવાદમાં તો તેમણે હદ વાળી નાખી છે, મૂળ પાઠમાં "निगंठो आवुसो नातपुत्तो" થી તે ઠેઠ છેલ્લી પંક્તિ સુધીના બધા શબ્દો નિર્ગ્રંથોના પોતાના છે અને નિર્ગ્રંથોએ મ. બુદ્ધને સંભળાવેલા છે, ત્યારે છેલ્લી પંક્તિનો અનુવાદ કરતાં આ નવાબુના લેખક એમ જણાવે છે કે, "इस पर बुद्ध कहते हैं 'यह कथन हमारे लिये रुचिकर प्रतीत होता है" વગેરે પાલિભાષાનો જાણનાર કોઈ વિદ્યાર્થી પણ આ વકિલને પૂછી શકે છે કે, 'इस पर बुद्ध कहते हैं' એ ભાવ એ પાઠના કયા શબ્દોના અર્થમાંથી ઉપજાવેલો છે ? કદાચ વકિલ અહીં ક્રોસ કરીને કોઇને મુંઝવવા ધારે તો પણ આ એવું દીવાજેવું છે કે અવલોકનમાં આ આખો પાઠ અને અનુવાદ પણ ઉપર આપેલો છે, જેને જોવાથી વાંચનાર એ પાઠના સ્પષ્ટ આશયને સમજી શકે એમ છે. જેથી છેવટ વકિલનેજ મૌન રાખવું પડશે.

કોઇ પુસ્તકમાં આવા વિપર્યાસો થયેલા જોવામાં આવ્યા નથી તેમાં વળી પત્રના સંપાદક, એડિટર અને વકિલને હાથે વિપર્યાસ થાય એતો મોટી નવાઇજ કહેવાય.

લેખકે અને તેના સાથીઓએ ઉપર્યુક્ત રીતે વિપર્યાસો કરવા છતાં જરા પણ હિંમત છોડી નથી અને બીજાં બીજાં પ્રકરણોમાં પણ તેઓએ કેટલુંય પ્રમાણ વિનાનું, મનઃ કલ્પિત અને જૈનધર્મના આધાર વિનાનું પણ લખેલું છે, એ શું એમની કાંઇ ઓછી હિંમત છે ? વાંચનારાએ સમજવું જોઇએ કે આ નિહત્યા જમાનામાં પણ આવા બહાદુરો મોજુદ છે.

હવે તો માત્ર લેખકના કેટલાક અપ્રામાણિક ઉલ્લેખોજ બતાવવાના છે પણ તે વિષે કશી ટીકા કરવાનું મન નથી.

(૧) "पार्श्वनाथके धर्मतीर्थमें पिहिताश्रव नामक जैन साधुके शिष्य बुद्धदेव हुए और बुद्धदेवका शिष्य मौद्‌गिलायन हुआ, जो स्वयंभी पहिले जैन था.–પૃ૦ ૧૧૦ આ ઉલ્લેખના સમર્થનમાં લેખકે ઘરના ભુવા અને ઘરના ડાકલિયા જેવું કર્યું છે એટલે કોઇ પણ સમજદાર આ વાતને માની શકશે ખરો ?

(૨) "२२ वें तीर्थंकरके विषयमें हिंदूशास्त्रोंका अनुशीलन करनेसे बहुत कुछ प्रकाश पा सकते हैं ॥ यजुर्वेद अध्याय ९, मंत्र २५ में इनके विषयमें इस प्रकार एक श्लोक अवश्य दिया है × ×

वाजस्य नु प्रसव आबभूव वेमा च विश्वभुवनानि सर्वतः ॥

स नेमिराजा परियाति विद्वान् प्रजां पुष्टिंवर्धयमानो ॥ अस्मै स्वाहा "–પૃ. ૨૩.

જો યજુર્વેદના ભાષ્યકાર કે કોઇ વ્યાખ્યાકાર અહીં મૂકેલા 'नेमिराजा' નો અર્થ બાવીશમા તીર્થંકર કરતા હોય તો તો ઠીક, નહિતો લેખકના આ ઉલ્લેખ શિષ્ટોને હસાવે તેવો છે. યજુર્વેદનો અર્થ કાંઈ આપણે આપણી મનમાની રીતે કરીએ એ ન ચાલે એતો એમની પરંપરા અને ભાષ્યોને આધારેજ કરી શકાય. જો લેખકના મનમાં પ્રામાણિક રીતે પોતાનો ઇષ્ટ અર્થ સાધવાની અભિલાષા હોત તો જરૂર આ સ્થળે તેઓ ભાષ્ય કે કોઇ બીજા વ્યાખ્યાકારની સાક્ષી આપતા ન ભૂલત. તેમણે એક

બીજો પણ આવોજ ઉલ્લેખ પૃ. ૨૯ માં કરેલો છે તે માટે પણ આજ ટીકા પૂરતી છે.

(૩) " **भागीरथीने कैलाश पर्वत पर गंगा किनारे तप धारण कियाथा × × उनको मोक्षलाभ हुआ। इस अवसर पर देवोने इनका अभिषेक किया सो वह पानी गंगाजीकी धारमें मीला; जिसके कारण आजतक गंगाजल पवित्र मान्या जाता है** " પૃ ૩૧. એક પત્રના સંપાદક ગંગાજલની પવિત્રતાના કારણ માટે આવી ઉટાઉ કલ્પનાનો આધાર આપે તે શું એમની સંપાદકતાને નથી શરમાવતું? શું એ એમ નથી સમજતા કે, નદીઓ માત્ર પવિત્ર (ચોકખી) હોય છે. કદાચ એમની કલ્પનાને માની લઇએ તો પણ પવિત્ર મનાતી સિંધુ, સરસ્વતી, બ્રહ્મપુત્રા, નર્મદા, તાપી, યમુના, સાબરમતી વગેરે નદીઓને કાંઠે તેઓ કોના કોના અભિષેક કરાવશે અને કોના કોના અભિષેક પ્રવાહને તે તે નદીની ધારમાં ભેળવશે?

(૪) " **अजितप्रभू मोक्षको प्राप्त हूए थे × × इनका उल्लेख यजुर्वेदमें है** "-પૃ. ૩૧ લેખકની આ નોંધમાં તો એણે કમાલ કરી છે, ન આપ્યો યજુર્વેદનો અધ્યાય, મંત્ર, ભાષ્ય કે ટીકા, એ તો એમણે જાણે નાના છોકરાને સમજાવતા હોય તેમજ નોંધી દીધું છે.

(૫) " **श्री सुपार्श्व-यजुर्वेद २५-१९ में आपका उल्लेख है** "-પૃ. ૩૨ આ નોંધમાં પણ માત્ર લેખકના કહેવા ઉપર કાંઇ આધાર ન રાખી શકાય. વેદના મંત્રનો ખરો આધાર એની પરંપરા અને ભાષ્યો ઉપર છે પણ લેખક તો એનું નામજ લેતા નથી આથી કોઇ પણ સમજુ, લેખક પર વિશ્વાસ મૂકે ખરો?

(૬) " **इस लिए वेदोंको ईश्वरकृत मानना × मिथ्या है। वे ऋषिमहर्षियोंके आत्मज्ञानके फल हैं। और वह आत्मज्ञान उनको जैनधर्मसे प्राप्त हुआथा** " પૃ. ૪૨ નોંધતો લેખકે લખી અને જૈનધર્મમાંથી વેદોને પેદા કર્યા પણ આ નોંધના સમર્થનમાં એક અક્ષર પણ નથી લખ્યો. આ રીતે કાંઇ પણ પ્રમાણ વિના જૈનધર્મમાંથી વેદોની પેદાશ કરી શકાય ખરી? જો કરી શકાતી હોય તો પુરાણોમાં આવેલી જૈનધર્મની ઉત્પત્તિની કથાને પણ શા સારૂ પ્રમાણભૂત ન મનાય?

જો લેખકે બતાવેલી શ્વેતાંબરોની ઉત્પત્તિની કથા પ્રામાણિક હોય તો શ્વેતાંબરોએ જણાવેલી દિગંબરોની ઉત્પત્તિની કથા શા માટે ખોટી મનાય?

છેવટ લેખકની વિપર્યાસ કરવાની કળા ઉપર અને નવાં જોડકણાંને પ્રામાણિક માનવાની હિંમત ઉપર મુગ્ધ તો થયા છીએ પણ એમણે જરૂર વિચારવું ઘટે છે કે એમની એ કલાથી કે હિંમતથી શું જૈનધર્મનો કે જૈન સાહિત્યનો દહાડો વળશે ખરો? અમે તો ઇચ્છીએ છીએ કે, આવાં અપ્રામાણિક પુસ્તકો પ્રકટ ન થાય તેજ સારૂં છે અને એમાંજ જૈનધર્મની શોભા છે. ભગવાન મહાવીર સૌને સદ્બુદ્ધિ આપો.

---

## શ્રી વીરની ગુણાવલિ.

૧. માતાને ગર્ભમાં હું હાલીશ-તો દુઃખ થશે માટે નિશ્ચલ રહેવું. માતાને દુઃખ ન આપવું.
૨. માતા હું નિશ્ચલ રહેવાથી ગર્ભમાં નથી એવું ધારી મારો વિયોગ સહન ન કરી શકે, માટે હાલવું. માતાને સુખ આપવું.
૩. માતાપિતાને દુઃખ થશે એવું વિચારી પોતાને પ્રિયમાં પ્રિય એવી મોક્ષ આપનારી દીક્ષાનો પણ તેમના જીવનકાળ સુધી આપવો-પરમ સ્વાર્થનો પણ ત્યાગ કરવો.

[ પરમાત્માને પગલે પ્રવેશ. ]

# વીર ચરિત્રનાં સંસ્મરણો.

[ સંસ્કારી જીવનનાં પ્રગતિમાર્ગો. ]

[ લેખક-રા. મોતીચંદ ગીરધરલાલ કાપડીઆ સોલિસિટર. ]

વર્તમાન યુગ ઉપર શ્રી મહાવીર પરમાત્માનો સીધો અને પરમ ઉપકાર છે. એમના વિવિધ પ્રકારના જીવનનાં જે સાધનો પ્રાપ્ત થાય છે તેને અંગે અનેક પ્રકારની ઘટના થઇ શકે છે અને તે અનેક દેશીય હોવાથી આપણા જીવન પ્રવાહને અંગે એ ખાસ આદરવા યોગ્ય છે, વિચારવા યોગ્ય છે અને સમજવા યોગ્ય છે. આપણા જીવનનો પ્રવાહ સામાન્ય રીતે સંસાર તરફ ઘસડાતો જાય છે. પૂર્વ કાળમાં પણ મહામોહનું સામ્રાજ્ય વ્યક્તિ જીવનપર ઘણું હતું એમ અનેક ચરિત્રો વાંચવાથી લાગ્યા વગર રહેતું નથી, છતાં એ પ્રબળ શક્તિવાળા મોહાદિપર વિજય મેળવનાર પ્રબળ પુરૂષાર્થ કરનારા પુરૂષો તે વખતે લભ્ય હતા એ પણ અનેક ચરિત્ર ગ્રંથોમાં દેખાઇ આવે છે. અત્યારે જીવનકલહ આકરો થતો જાય છે તેવા સમયમાં સંસાર સાથેનો સંબંધ વધારે આકરો, વધારે પાકો, વધારે સુદ્રઢ થતો જાય છે એવા વખતમાં આપણી સત્ય ભાવનાને આદર્શ તરીકે રાખવાનું પ્રબળ સાધન આવા અતુળ પુરૂષાર્થશાળી પુરૂષોનાં ચરિત્રો છે. એ ચરિત્રોને વિચારતાં આપણી ભાવના સુસ્પષ્ટ થાય છે, આપણા વિચારો પરિપક્વ થાય છે અને એના પર જેમ જેમ વધારે વિચાર યોગ્ય આકારમાં અને યોગ્ય વાતાવરણમાં કરવામાં આવે તો આપણો માર્ગ સીધો સરળ અને સાધ્ય સમીપ થતો જાય છે.

ગમે તેવો સંસારનો પવન આવે તે પ્રમાણે જીવનને ચાલવા દેવું, જેની આવડત સમજણ કે જ્ઞાન ન હોય તેવા વિષયમાં માથું મારવું, દીર્ઘ દ્રષ્ટિના લાભ વગર અન્યના સુકાની થવાનો દાવો કરવો અને સમાજશાસ્ત્રનાં મૂળતત્ત્વના પણ અભ્યાસ કે અનુભવ વગર સમાજને દોરવવાનો દાવો કરવો એ જેમ આગળ ચાલવાનો દાવો કરનારને હાસ્યાસ્પદ બનાવે છે તેમ સામાન્ય જીવનમાં પણ આદર્શ વગરનું જીવન એ માત્ર વહીંતરું છે. સવારથી સાંજ દોડાદોડ કરવી અને અર્થ કે હેતુ વગરના જીવનને મંત્ર જેવું બનાવી મૂકવું એ જેમ નિરર્થક છે તેમ આળસ પ્રમાદમાં બેસી રહી કાંઇ વિશિષ્ટ ભાવનાની પોષણા ન કરવી અથવા પોતાની શક્તિઓ અનુકૂળતાઓ કે જ્ઞાનનો લાભ અન્યને ન આપતાં માત્ર છિદ્રાન્વેષી થવું અને ખંડનાત્મક પદ્ધતિએ કાર્ય કરી ટીકાકાર હોવાનો દાવો કરવો એ સ્વપરને નુકશાનકારક છે. વર્તમાન અતિ પ્રવૃત્તિવાળા યુગમાં પ્રત્યેક વ્યક્તિની ફરજ છે કે એણે પોતાનું ધ્યેય સ્પષ્ટ રાખવું, ચોક્કસ કરવું અને તેને વળગી રહેવું. આદર્શ વગરનું જીવન એ સુકાન વગરના વહાણ જેવું છે.

મહા પુરૂષોમાં ચરિત્રો આદર્શને પૂરાં પાડે છે અને તે રીતે એ ભૂતકાળનાં જીવનોની ઘણી ઉપયોગિતા છે. એ મહાપુરૂષોનું જે ધ્યેય હતું તેજ જો આપણું ધ્યેય હોય તો તેમને પગલે ચાલવા પ્રયત્ન કરવો એ આપણો મુખ્ય ઉદ્દેશ હોવો જોઇએ અને તે પ્રયત્ન આદર્શના ચોખ્ખા નિર્ણય વગર નિરર્થક થાય છે, નકામો થાય છે અથવા કેટલીકવાર અસ્તવ્યસ્ત થાય છે. કેટલાક પ્રાણીઓની તુલનાત્મક શક્તિ એટલી બગડી ગયેલી-ગંદી થઇ ગયેલી હોય છે કે તેઓ તો આવા ચરિત્રમાંથી પણ નકામા પરિણામો ઉપજાવી કાઢે. તેવા વિપરીત આદર્શવાળાને બાદ કરીએ તો બાકીની જનતાને મહાપુરૂષોનાં ચરિત્રો બહુ રસમય વાનકીઓ પૂરી પાડે છે અને સુંદર ભાવનાને સન્મુખ રખાવી તે દ્વારા બહુ લાભ કરનારી પરિસ્થિતિ ઉપજાવી કાઢે છે. અનેક વિવિધતાથી ભરપૂર શ્રી વીર પરમાત્માનું ચરિત્ર અનેક આદર્શોને પૂરૂં પાડનાર હોઇ આપણે આજના પુણ્ય દિવસે એનું સંકીર્તન કરીએ. એ પવિત્ર નામના

ઉચ્ચાર સાથે જે વીરતા અંદરથી જાગ્રત થાય છે તેના સ્થાયીભાવો અનુભવીએ અને તેમ કરી આપણે આજનો દિવસ સફલ કરીએ.

સામાન્ય રીતે આવે પ્રસંગે વીર પરમાત્માના ગર્ભસ્તંભનનો પ્રસંગ લઈ તેમની માતૃભક્તિપર, આમલકી ક્રિડાનો પ્રસંગ લઇ તેમની શારીરિક સુંદર તંદુરસ્તીપર, ઘોર ઉપસર્ગો લઈ તેઓની સહિષ્ણુતા પર, ઇંદ્રના આગમનનો પંડિત સાથેનો બાળકાળનો પ્રસંગ લઇ વિનયપર, ગૌતમ સ્વામીની દીક્ષાનો પ્રસંગ લઈ તેમના દાર્શનીક અદ્દભુત પ્રસંગ જ્ઞાન પર, ચંદનબાળાનો પ્રસંગ લઇ ભક્તિ વિનયાદિ ગુણોપર, ગૌશાળાનો પ્રસંગ લઇ ભગવાનની વિશાળતાપર, સંગમનો પ્રસંગ લઇ ભગવાનની આર્દ્રતા પર-એમ એક એક પ્રસંગ લઈ તે પર વિવેચન કરી આદર્શ જીવનના પાયા દઢ કરવાના પ્રયત્ન થાય છે અને તે માર્ગ અતિ યોગ્ય છે. અન્ય અનેક લેખકો અને વકતાઓએ એ માર્ગે આપણને સુંદર આદર્શો પૂરાં પાડ્યાં છે તે આપણા લક્ષ્યમાં છે અને આપણામાંનાં કંઇકે એ કાર્યમાં શ્રોતા કે વક્તા થવાના પ્રસંગો લીધા છે તે જાણીતી વાત છે. મારે પ્રથમ તો એ રીતેજ પરમાત્માના ચરિત્રના એકાદ પ્રસંગપર લખવા વિચાર હતો પણ મને એક નવીન વિચાર સ્ફુરતાં મેં જૂદી રીતે એ પરમ પવિત્ર પરમાત્માના જીવનને વિચારવાની રેખા દોરી છે. એમાં આપ પ્રવેશ કરો એટલું જણાવી આગળ ચાલીએ. પ્રત્યેક જીવનનો વિકાસક્રમ જૂદા જૂદા પ્રકારનો હોય છે. કેટલાક પ્રાણીઓ અનંતકાળ સુધી નિગોદમાં રખડ્યા પછી વ્યવહાર રાશિમાં આવે ત્યાર પછી એ એકેંદ્રિય અવસ્થામાં ઘણા ભવો કરે છે, વળી તેમાં પણ સૂક્ષ્મ બાદર દશામાં ફરે છે અને એવી રીતે ઘણા પ્રયત્ન અને રખડપાટા પછી જરા ઉપર આવે છે. ત્યાર પછી બે ત્રણ ચાર ઇંદ્રિયો પ્રાપ્ત કરીને અવારનવાર એ ત્રણે જાતિઓમાં ઉપર નીચે જાય છે, વળી ત્યાંથી અનેક ભવો વ્યવહાર રાશિના એકેંદ્રિય દશામાં કરી આવે છે અને એમ ઘસડાતાં પછડાતાં નદી ગોળ પાષાણ ન્યાયે રખડપાટો કરતાં અકામ નિર્જરા કરતાં કોઇવાર પચેંદ્રિય તિર્યંચ દશામાં આવે છે. ત્યાં જળચર સ્થળચર અને ખેચર તરીકે રખડે છે, વળી પાછા ઉતરી જઈ બે ત્રણ ચાર ઇંદ્રિયવાળા વિભાગોમાં પડી જાય છે, વળી પાછો ત્યાંથી એકેંદ્રિયમાં પણ અનેક ભવો કરે છે અને એમ પંચેંદ્રિય તિર્યંચ સુધી ઉપર નીચે આવે છે.

આ વિકાસક્રમના સિદ્ધાન્તને અંગે એક વાત ખાસ વિચારવા યોગ્ય છે. ડાર્વીનની theory of Evolution વિકાસક્રમનો સિદ્ધાન્ત અને જૈન સિદ્ધાન્તમાં એક મોટો તફાવત એ છે કે પાશ્ચાત્ય તત્ત્વવેત્તાઓ એમ માને છે કે વિકાસ પામેલ વસ્તુનો અધઃપાત થતો નથી, evolution નો Involution થતો નથી, ત્યારે જૈન તત્ત્વજ્ઞો કહે છે કે એ વિકાસક્રમ કર્મના અનિવાર્ય સિદ્ધાન્ત પર આધાર રાખે છે. વિકાસ પામેલો જીવાત્મા પાછો મોહ કષાયમાં પડી જાય, મહા પરિગ્રહ કે મહારંભમાં આસક્ત થઇ જાય તો એનો પાત થાય છે. ડારવીન વનસ્પતિ કોટિ, જનાવર કોટિ અને મનુષ્ય કોટિમાં ક્રમસર વિકાસ માને છે, વાંદરામાંથી મનુષ્ય થતાં માને છે, ત્યારે જૈન સિદ્ધાન્ત વિકાસ અને અધઃપાત કર્મના અનિવાર્ય કાયદાને આધીન માને છે. ડારવીન તો પરભવ માનતા હોય એમ જણાતું નથી, એ તો સૃષ્ટિના વિકાસને અંગે ઇવોલ્યુશનની થીયરી બતાવે છે, પણ થીઓસોફીસ્ટો વિગેરે જેઓ પરભવમાં માને છે તેઓ વિકાસ પછી પાતનો સ્વીકાર કરતા નથી.

જૈન શાસ્ત્રકાર એ સંબંધમાં જે હકીકત માને છે તે બહુ મનન કરવા યોગ્ય છે. વિકાસક્રમમાં આગળ વધેલો પાછો પડે તો ઘણું ખરૂં તે ભ્રષ્ટ થયેલ સ્થાન સુધી પાછો જલ્દી દોડી જઇ શકે છે, પણ કેટલીકવાર તેમ પણ થતું નથી. મોટા અભ્યાસી મુનિઓ એકાદ મહાપાપ કરી બેસે તો એકેંદ્રિય સુધી પાછા ઉતરી જાય છે અને અનંત સંસાર વધારી મૂકે છે. આ જૈનનો વિકાસવાદ બહુ સૂક્ષ્મ દૃષ્ટિએ સમજવા યોગ્ય છે. અમુક પ્રકારની અનુકૂળતાએ આપણે અત્યારે મનુષ્ય થયા એટલે હવે આપણે જનાવરની કે જીવાતની અથવા જળ અગ્નિ વનસ્પતિની સ્થિતિમાં જવું પડશે નહિ એ ખ્યાલ

જૈન સિદ્ધાન્ત પ્રમાણે માન્ય નથી. સરોવરમાં ત્રીશ ફુટ પાણી હોય તે ખાલી થતાં આઠ ફુટજ રહે અને અનુકૂળ વર્ષાદ આવે તો ત્રીશ ફુટ ભરાઈ જતાં વાર લાગતી નથી પણ ભરાશેજ એવો નિર્ણય સમજવો નહિ. અને ચઢેલાં પાણી ઓસરતાંજ નથી એ વાત તો માન્ય છે જ નહિ.

આવા વિકાસક્રમને અંગે એક વાત જણાય છે તે એ છે કે કેટલાક જીવો બહુ સપાટાબંધ વચ્ચેના ગાળાઓ ઓળંગી જાય છે અને અંતિમ સાધ્યે પહોંચી જાય છે ત્યારે બીજાઓના જીવન વ્યવયાસો અને વિકાસ કલહ બહુ આકરો હોય છે; એટલો સખ્ત હોય છે કે એને એક એક પગલું આગળ વધવાના પ્રયાસ કરવા પડે છે. એક પ્રાણી પગથીઆના પગથીઆ કુદાવી જાય છે સારે બીજાને પ્રત્યેક પગથીયું ચઢવામાં મહાશ્રમ કરવો પડે છે. સુસાધ્ય અને કષ્ટસાધ્ય દશાના આ નિયમ વ્યક્તિગત આત્મિક વિકાસપર આધાર રાખે છે. એના દૃષ્ટાન્તમાં આદિનાથ ભગવાનની માતા મરૂદેવાનું દષ્ટાંત બહુ મનન કરવા યોગ્ય છે. એ જીવ અતિ સુસાધ્ય દશાવાળો ગણાય છે. એ અવ્યવહાર રાશિમાંથી નીકળી વ્યવહારમાં આવી એક ભવ કરી, કેળ થયેલ અને ત્યાંથી મરૂદેવા માતા થયા અને પુત્રની ઋદ્ધિ કાનથી સાંભળી ચોથી ભાવના ભાવતાં હાથીની અંબાડીપર બેઠા બેઠા મોક્ષ ગયા. આવા સુસાધ્ય જીવો બહુ ઓછા હોય છે.

ઘણા મોક્ષગામી જીવો કષ્ટસાધ્ય દશામાં હોય છે. તેઓનો પ્રગતિનો કલહ ઘણો આકરો હોય છે અને એમાં પણ વિશેષતા ઉણુતા વધતી ઓછી હોય છે. શ્રી વીર પરમાત્માનો જીવ આ વચલા વર્ગની કોટિમાં આવે છે. એમણે નયસારના ભવ પહેલાં બહુ વખત સંસાર પરિભ્રમણ કર્યું એ વાત બાજુ ઉપર રાખીએ તો પણ નયસારના ભવ પછીનો તેમનો સાધ્યે પહોંચવાનો કલહ બહુ આકરો હતો એ એમના પૂર્વ ભવોનું ચરિત્ર વાંચતાં જણાય છે.

એ પૂર્વભવોના વર્ણનમાં એક હકીકત એ જણાય છે કે પ્રાણી ઉપર જે પ્રકારનાં સંસ્કારો પડી જાય છે તે ભુંસાવા બહુ મુશ્કેલ છે. જે પ્રાણીને એક પ્રકારના એક ભવમાં સંસ્કાર પડયા તેમાં કદિ ફેરફાર થાય તો તે વિગતોનો હોય છે પણ એની જાતિમાં બહુ મોટો ફેર પડતો નથી અને એ સંસ્કારો દૂર કરવા માટે એને પ્રબળ પુરૂષાર્થ વાપરવાની જરૂર પડે છે. આ હકીકત આપણે વધારે સ્પષ્ટ રીતે જોઇએ.

બાળવયમાં મરિચિને સંયમ લેવાની ભાવના થઇ, સંસારપર વિરાગ થયો એટલે દાદા આદિનાથ પાસે દીક્ષા લીધી પણ એના વૈરાગ્યનો પાયો કાચો હતો. એક વખત ગ્રીષ્મ ઋતુમાં શરીરે પરસેવો થયો, જમીનપર ચાલતાં પગે ગરમી લાગી, ભૂખ અને તરસથી શરીરે વ્યાકુળતા થઇ તેવા વખતે એને ચારિત્ર મોહનીયનો ઉદય થયો, સંયમ ભાર આકરો લાગ્યો અને પરિણામે પોતે શિથિળ વિચાર કરવા માંડયા. એક વખતે નરમ વાત થવા માંડે એટલે પછી મનપરનો કાબુ ઘટતો જાય છે એટલે એવી દશામાં મરિચિએ ત્રિદંડીનો વેશ લીધો, કપડાં રંગવાળાં બનાવ્યાં, શરીરે ઘરેણાં ધારણ કર્યાં, માથે શિખા રાખી અને પગમાં જોડાં પહેર્યાં. ચંદનના તિલક વગેરે કરી નવીન વેશ ઉપજાવી કાઢયો, છતાં એની સાધ્ય દૃષ્ટિ કાયમ રહી. સત્ય ધર્મ ક્યાં છે એ વાત એ ચૂકયા નહિ, એણે પોતાની પાસે આવનાર મુમુક્ષુને એમજ કહ્યું કે સત્ય ધર્મ તો શ્રી આદિનાથ પાસે છે અને પોતે એ મહાવ્રતોનો ભાર વહન કરવાને અશક્ત છે. આ વાતમાં બે મુદ્દા પ્રાપ્ત થાય છે: એક તો એમનો નબળા પડવાનો સંસ્કાર અને બીજું વિશુદ્ધ સત્ય કથન અને ઉપદેશ. એમના ત્યાર પછીના જીવનમાં આ સંસ્કાર બહુ કાળ સુધી પહોંચ્યા તે સામાન્ય રીતે જણાય છે.

ત્રિદંડીપણાના સંસ્કારથી એ ચોથા ભવમાં કૌશિક બ્રાહ્મણ થયા ત્યારે ત્રિદંડી થયા, છઠ્ઠા પુષ્પમિત્રના ભવમાં પણ ત્રિદંડિ થયા, આઠમા અગ્ન્યુદ્યોત નામના બ્રાહ્મણના ભવમાં પણ ત્રિદંડી થયા. દશમા અગ્નિભૂતિ નામે બ્રાહ્મણના ભવમાં પણ ત્રિદંડી થયા; બારમા ભારદ્વાજ નામના બ્રાહ્મણના ભવમાં પણ ત્રિદંડી થયા, ચૌદમા સ્થાવર નામના બ્રાહ્મણના ભવમાં પણ ત્રિદંડી થયા. આટલા ભવ સુધી આ

સંસ્કાર ચાલ્યા અને ત્યાર પછીજ ચારિત્ર મોહનીય પર વિજય થતાં સોળમા ભવમાં માર્ગ દેખાયો, સચ્ચારિત્રનો રસ્તો પ્રાપ્ત થયો. આમ પ્રબળ પુરૂષાર્થ વગર ગ્રહણ કરેલા સંસ્કારો છૂટતા નથી એ સ્પષ્ટ જણાય છે.

એમને વારંવાર બ્રાહ્મણ કુલમાં જવાનું થયું એ પણ ત્રિદંડીપણાના સંસ્કાર અને 'ગોત્રકર્મ'ના પરિણામે હતું, કારણ કે એક વાર સ્વીકૃત સંસ્કારોપર વિજય મેળવતાં ઘણી મુશ્કેલી પડે છે. એઓશ્રી છેલ્લા ભવમાં થોડા દિવસ ઋષભદત્ત અને દેવાનંદાને ત્યાં ગર્ભપણે જાય છે એ પણ સંસ્કારનીજ વાતો છે.

સંસારની એક બીજી વાત પણ આખા ચરિત્રમાં દૃષ્ટિગોચર થાય છે. તેઓશ્રી નયસારના ભવથી ઘણા સાહસિક હતા એમ જણાય છે અને તેઓનું શરીર બળ ક્ષત્રિયને શોભાવે તેવું અને મોક્ષ પ્રાપ્તિના પ્રયાસમાં ટકી શકે તેવું હતું. માનસશાસ્ત્રના નિયમ પ્રમાણે મનની દ્રઢતા માટે શરીરની મજબૂતી અતિ સુંદર પ્રકારની હોવી જોઇએ. બહુધા તંદુરસ્ત માણસોનેજ સુંદર વિચારો આવે છે અને એ વિચારોને અમલમાં મૂકવા માટે જે ધીરજ ખંત ચીવટ અને નિયમિતતા જોઇએ તે પણ શારીરિક તંદુરસ્તી પર પ્રાયઃ આધાર રાખે છે. નબળા શરીરવાળાથી ધર્મ અશક્ય છે એમ કહેવાનો આશય નથી પણ પ્રગતિના પ્રબળ સાધન તરીકે શરીરના સ્વાસ્થ્યની જરૂર છે એ નિર્વિવાદ વાત છે.

ગ્રામચિંતક નયસાર મહા વિશાળ જંગલમાં માણસો પાસે લાકડાં પડાવે છે ત્યારે એને સિંહ વાઘ કે વરની બીક લાગતી નથી, એ તો એની ફરજના ખ્યાલમાં મસ્ત છે અને છતાં આહાર લેવાનો વખત થાય છે ત્યારે ઉતાવળમાં પડી ન જતાં મુનિની—યાચકની શોધ કરે છે. આવી હૃદયની સ્વસ્થતા ભયંકર અટવીમાં સંસ્કારવાળા તંદુરસ્તને જ હોવી સંભવે છે. અન્ય તો જરૂરી લાકડાં કપાવી રસ્તે ચઢે અને ખાય તો ઉપર ઉપરથી અર્ધું ખાધું ન ખાધું કરી ગામ તરફ પાછા ફરે છે ત્યારે આ મજબૂત શરીરબળ મનોબળવાળો જીવાત્મા યાચકની શોધ કરે છે, શોધીને આનંદ પામે છે, પામીને તેમને સંતોષે છે, સંતોષીને સાંભળે છે, સાંભળીને આદરે છે, આદરીને માર્ગ બતાવે છે અને દેખે છે. ભયંકર જંગલમાં આવું ધૈર્ય રાખનાર દ્રઢ સંસ્કારવાળો આત્મા બાળ ઉમરમાં મરિચિ તરીકે સંસારને છોડી દેછે, પણ એનાથી સંસાર રૂચિનો ત્યાગ થઇ શકતો નથી ત્યારે દંભ ન કરતાં પોતાની અલ્પતા બતાવનાર વેશ ધારણ કરે છે. આવી રીતે પોતાના વર્ગની ટીકા સહન કરવાની શક્તિ પ્રાપ્ત કરવી એ પણ દ્રઢ સંસ્કાર અને પોતાના નિર્ણયની સ્પષ્ટતા બતાવે છે.

એની શારીરિક શક્તિનો અને માનસિક સ્વાસ્થ્યનો ખરો ખ્યાલ તો આગળના ભવોમાં આવે છે. રાજગૃહ નગરમાં એ રાજાના નાનાભાઇનો પુત્ર વિશ્વભૂતિ નામે થાય છે ત્યારે ગાદી વારસ વિશાખાનંદી સાથેનો એનો પ્રસંગ બહુ વિચારવા લાયક બાબતો પૂરી પાડે છે. એને ક્રોધ ચઢતાં એ કોઠાનાં ઝાડને એક મુઠ્ઠી લગાવે છે તો એના બળથી બધા કોઠાંઓનો ઢગલો જમીનપર થાય છે, એજ બળનો સંસ્કાર એને ગાયના સંબંધમાં દીક્ષા લીધા પછી બતાવવાનો બને છે. ગાયને ઉપાડી આકાશમાં ફેંકનાર એ વિશ્વભૂતિનો જીવ ત્રિપૃષ્ટ વાસુદેવ તરીકે કેવા અદ્દભુત પરાક્રમ કરે છે તે વાંચતાં સદર સંસ્કારની વાત દ્રઢ થાય છે. વગર હથિયારવાળા સિંહની સાથે હથિયાર છોડી લડનાર, એને જડબામાંથી પકડી ચીરી નાખનાર અને ચંડવેગ દૂતનો પરાભવ કરનાર એ પ્રતાપી વીર આગળ જતાં વીર નામને શોભાવે છે, એવા દ્રઢ શરીર સંસ્કારો એને દેવના તાડ સ્વરૂપ પર મુઠ્ઠી લગાડાવી શકે છે, અને ભયંકર ઉપદ્રવો સહન કરી શકાવે છે, શૂલપાણિ, સંગમદેવ અને ચંડ કૌશિકના વાંચતાં ત્રાસ ખેદ ભય અને વિહ્વળતા કરે તેવા ઉપદ્રવો એને ખમવાની શક્તિ અપાવે છે અને સાડાબાર વર્ષમાં માત્ર ૩૪૯ દિવસ પારણા કરી બાકીના વખતમાં ઉગ્ર તપ તપવાની શક્તિ પ્રાપ્ત કરાવે છે.

શારીરિક દ્રઢ શક્તિના સંસ્કારો આ જીવાત્માએ ગ્રહણ કર્યા. એનો સદુપયોગ અને દુરૂપયોગ બન્ને

થઇ શકત, પણ એનું સાધ્ય પ્રથમથી સ્પષ્ટ હોવાને લીધે અને માર્ગની વિષમતા છતાં એકધારા નિર્ણયને વળગી રહેવાની એમની અચળ ચીવટને લઇને એ સંસ્કારનો લાભ મળ્યો, સંસારયાત્રાની સફળતા થતી આવી અને પ્રગતિનો માર્ગ પછડાતાં અફળાતાં સીધો અને સરળ થતો ગયો.

સંસારની અનેક અસરો પરમાત્માના ચરિત્ર ઉપરથી જણાય છે. તેઓની પ્રકૃતિ પ્રથમથી સરળ પણ સત્યવક્તાની હોવી જોઇએ અને આદરેલ કાર્યને પહોંચી વળવામાં વિઘ્નોને લાત મારવાની હોવી જોઇએ એમ એમના જીવનના પ્રત્યેક પ્રસંગો વાંચતાં લાગ્યા વગર રહેતું નથી. એમનો ત્રિપૃષ્ટના ભવનો શય્યાપાલક સાથેનો પ્રસંગ વિચારતાં એમ જણાય છે કે એમના હુકમ ઉપર વિચાર કરવાનો હોય જ નહિ. એઓ જેમ કહે તેમ થવુંજ જોઇએ. આ સંસ્કાર પણ નયસારના ભવથીજ દેખાય છે અને મરિચિના ભવમાં દૃઢ નિર્ણય રૂપે દેખાઈ આવે છે. શય્યાપાળકે ગાયન સાંભળવાના રસમાં રાજ્યઆજ્ઞાને વિસારી તે કાંઈ આપણી નજરે ભયંકર ગુન્હો નથી લાગતો પણ દૃઢ નિર્ણયવાળાની આજ્ઞા એવી સ્પષ્ટ હોય છે કે એનાં આજ્ઞાધારકને વિચાર કરવાનું સ્થાનજ હોતું નથી. શય્યાપાળકના કાનમાં સીસું રેડવાનો હુકમ ભલે આકરો લાગે પણ એવા દૃઢ નિર્ણયવાળા આત્માઓજ ચંડકોશીઆને માર્ગે સીધા ચાલ્યા જાય અને એવા સંસ્કારવાળા હોય તેજ ઈંદ્રને જવાબ આપે કે તીર્થંકરો ઈંદ્રની કે ચન્દ્ર દેવની મદદથી મોક્ષ સાધતા નથી, એઓ તો પોતાના બળ ઉપરજ આધાર રાખે છે અને એવી દૃઢતા આત્મનિર્ણય અને પ્રબળ પુરૂષાર્થ એ એમને જન્મ સિદ્ધ હોય છે.

આ સંસ્કારની વાત આખા ચરિત્રમાં અનેક પ્રસંગે માલૂમ પડશે. એમને નીચગોત્ર બાંધવાનો પ્રસંગ અને એમાં પરિણામો એમને સંસાર સાથે સંબંધ હોવા છતાં નયસારના ભવથી માંડેલી સહજ ઉદાસીનતા, એમનો ક્રમસર વધ્યો જતો ત્યાગનો સંસ્કાર અને એમની આત્મિક વૃત્તિને વિશાલભાવમાં દાખવે છે. એમણે સ્થૂળ અને અંતરંગ મહાન તપો કર્યાં છે તે વાંચતાં વિચારમાં નાખે તેવાં છે અને તે સંસ્કારની શરૂઆત પણ નયસારના ભવથીજ થાય છે. ત્યાગ ધર્મની શરૂઆત દાનથી થાય છે અને દાન માટે પર્યાય શબ્દ 'ત્યાગ' વપરાય છે તેનો એજ આશય છે. પ્રાણીને પ્રગતિ કરવા માટે છેવટે સર્વ ત્યાગ કરવો પડે છે. પણ એની સીડી શરૂઆત પ્રથમ દાન દેવાથી થાય છે. ધન્ય કે ધાન્ય અથવા પોતાની બીજી માલકીની ચીજો ઉપરથી મોહ ઉતરતાં ઉતરતાં આખરે શરીર પરનો મોહ પણ છૂટી જાય છે અને પછી અંતરંગના રિપુઓ કામ ક્રોધાદિ પરનો મોહ જાય છે. ખુદ મોહરાયના પાસમાંથી પછી છૂટાય છે અને એ રીતે પ્રગતિ થાય છે. આ સંસ્કાર આવી રીતે વિકાસ પામે છે. ત્યાગ–દાનથી શરૂ થયેલો સંસ્કાર આખા ચારિત્રમાં પ્રગતિ સાથે વિકાસ પામતો જાય છે તે પરમાત્માના ચરિત્રમાં ખાસ દેખાય છે.

વ્યક્તિગત સંસ્કારનાં અનેક દૃષ્ટાન્તો શ્રી મહાવીર પરમાત્માના ચરિત્ર પરથી આપણને પ્રાપ્ત થાય છે તે આપણે જોયું. પ્રત્યેક જીવનનો જે વિકાસક્રમ હોય છે તેમાં અમુક અમુક મનોવિકારને પ્રાધાન્ય મળે છે અને તે પ્રત્યેકના ચરિત્રમાં લાંબી નજરે જોઇએ તો જરૂર દેખાઇ આવે છે. એક ભવના કે વર્ષના પરિચયથી જે ખુલાસાઓ સમજાતા નથી અથવા ભૂલ ભુલામણીમાં પડી જવાય છે તે આખા વિશાળ ભવચરિત્રમાં દેખાઇ આવે છે. અમુક દુર્ગુણમાં પડેલા કે સમાજથી બહિષ્કૃત થયેલા કે થવા યોગ્ય પ્રાણીને સોનાની ચકલી ઉડાડતા જોઇ જે અન્યાય દેખાય છે તે જ્યારે તેનો પૂર્વ વૃત્તાંત જોઇએ જાણીએ ત્યારે ગળે ઉતરી જાય છે. વર્તમાન સારી ખરાબ સ્થિતિની પાછળ લાંબો ઇતિવૃત રહેલ હોય છે અને તેની વિગત અને ન્યાયશીલતા સમજવા માટે શ્રી વીરપ્રભુનાં કે સમરાદિત્યનાં, પૃથ્વીચંદ્ર ગુણસાગરનાં કે શાંતિનાથ મહારાજનાં અદ્ભુત ચરિત્રો વાંચવાની જરૂર છે અને એનો નિયમસર અભ્યાસ કથાદ્વારા શ્રી ઉપમિતિ ભવ પ્રપંચ કથા જેના સમર્થ ગ્રંથો પૂરો પાડે તેમ છે. શ્રી વીર પરમાત્મા મેરૂ પર્વતને જમણા પગના અંગુઠાથી દાબે અને પર્વત થરથરે એ બનાવનો મેળ એમના આગલા ભવોનાં વૃત્તાંત સાથે બરાબર બંધ બેસતો આવે છે.

મારચિના ભવથી જોઇએ તો એમનામાં સ્વત્વવ્યક્તીકરણ પ્રકટ દેખાય છે. ત્રિપૃષ્ટના ભવમાં એ બહુ ઉઘાડું રૂપ લે છે અને એનો છેલ્લો પરિપાક મેરૂ કંપનમાં નિશાળગરણા પ્રસંગે ગુરૂ પાસે વ્યાકરણના પાઠો બોલી જવામાં અને ઇંદ્રને જવાબ દેવામાં પ્રકટ થાય છે. સ્થૂળ હકીકત સૂક્ષ્મ થઇ છેવટે સારો આકાર ધારણ કરતી જાય છે. સંસારમાં રખડાવનારા મનોવિકારો પ્રશસ્ત માર્ગે દોરાતાં પુણ્ય સંચય અને કર્મ નિર્જરાનાં કારણો બને છે અને છેવટે એ આકરો આગ્રહ મોક્ષ સન્મુખ એ મહા પ્રતાપી આત્માને લઈ જાય છે અને પછી સ્વવીર્યના જોરે એ મોક્ષ પ્રાપ્ત કરે છે. વીર પરમાત્મા ગર્ભમાં સ્થીર રહે છે ત્યાં પણ એમનું વ્યક્તિત્વ આવિર્ભાવ પામે છે અને ગૌતમ ઇંદ્રભૂતિને વેદનાં વાક્યોથી માર્ગ પર લાવે છે ત્યાં તો એ સાનંદાશ્ચર્ય કરાવે છે. વીર પરમાત્માના પૂર્વ ભવ વિચાર્યા હોય તો તેઓ એજ રીતે કામ લે એમ લાગ્યા વગર રહેશે નહિ: જે દૃઢ નિર્ણયથી એ સિંહને ડાચામાંથી પકડી ચીરી ફેંકી દેછે તેજ નિર્ણય અને ચીવટથી એ ઘોર તપસ્યા કરી શકે છે; જે પ્રેમથી એ નવીન ઉપદેશ પામેલાને ભગવાન સન્મુખ મોકલે છે તેજ પ્રેમથી એ ભાઇના આગ્રહે બે વર્ષ ઘેર રહે છે અને તે પ્રેમ વિશિષ્ટ સ્વરૂપ પામે છે ત્યારે એનો પરિપાક શ્રેણીકાદિના ઉપદેશ અને ગૌતમાદિના ફેર પાટલાનું કારણ બને છે.

પિતાથી પ્રદક્ષણા પામેલ એ ધીરસત્વ જે જોરથી અને ગૌરવથી ચપટી વગાડે છે તેજ સંસ્કાર એમના વિશ્વભૂતિ આદિભવોમાં પ્રકટ થાય છે. એમની અથાક શકિત જેમ પ્રગતિ પહેલાં સંસારના લાભ માટે થાય છે તેમજ તેમની એજ બાબત છેવટે સંસારને જોરથી છોડવાનું કારણ બને છે. ત્યાગ ધર્મની તેમણે જે શરૂઆત નયસારના ભવથી કરી તે વિશ્વભૂતિના ભવમાં મધ્યમ દશાએ આવે છે, નંદન મુનિના ભવમાં મધ્યમમાં ઉત્કૃષ્ટ દશાએ આવે છે અને ચરમ ભવમાં પરિપૂર્ણ ઉત્કૃષ્ટ દશાએ આવે છે.

સંસ્કારી જીવન આવી રીતે આગળ વધતાં જાય છે. એમને આગળ વધવાના પ્રસંગો એમના ઉપસ્થિત કરેલા આજુબાજુના પ્રસંગોપર આધાર રાખે છે પણ એ વાતાવરણ ઉત્પન્ન કરનાર એમનો પ્રબળ પુરૂષાર્થ છે. એ આવો કાર્યસાધક કારણસમાજ કેવી રીતે ગોઠવાય છે અને કેમ વિપાક બતાવે છે અને કેવાં પરિણામ નીપજાવે છે તે બહુ વિચારવા લાયક પ્રશ્ન છે પણ અત્યારે અપ્રસ્તુત છે. એવા વાતાવરણમાં પણ પ્રત્યેક વ્યકિતનું વ્યકિતત્વ જરૂર દેખાઇ આવે છે, એમનાં બાળ કાળનાં વલણો તરી આવે છે, સ્થૂળ બાબતો આધ્યાત્મિક રૂપકો લે છે, પણ એમાં વ્યક્તિત્વ તો ચોક્કસ દેખાયા વગર રહેતું નથી. કોઈ પણ ચરિત્રપર સામાન્ય વાંચકની દૃષ્ટિ વાર્તા જાણવાની હોય છે એમાં કાંઇ ખોટું નથી. એ રીતે જ પ્રગતિ થાય છે. પણ એથી વધારે આગળ વધવાની અનુકૂળતા હોય ત્યારે ચરિત્રમાંથી રહસ્ય તારવવું અને પોતાના આદર્શ સાથે એ ચરિત્ર બંધ બેસતું હોય તો તેનો સ્વીકાર કરવો. પ્રત્યેક ચરિત્ર પ્રત્યેક વ્યક્તિ માટે, આદર્શભૂત હોતું નથી, પણ સમજવા માટે અભ્યાસ માટે તે મજબૂત ભૂમિકા પૂરી પાડે છે. અનુકરણ માટે પોતાના વલણને અનુકૂળ ચરિત્ર હોય તેનીજ પસંદગી કરવી યોગ્ય ગણાય છે. નિવૃત વૃત્તિવાળો ઉપાધ્યાય શ્રી યશોવિજયના ચરિત્રની વિચારણા કરે તો તેને અનુકરણીય આદર્શ મળવો દુર્લભ થાય તેમ સમાજ સાધવાની આવડત લાયકાત અને ભાવનાવાળો પુરૂષ આનંદઘનજી મહારાજના ચારિત્રમાંથી ઘણી અનુકરણીય વાતો કદાચ ન મેળવી શકે તો તેમાં ચરિત્રનો દોષ નથી પણ વ્યક્તિગત વલણના અને અધિકારભેદના વિચિત્ર રૂપાંતરોની એ વાતો છે.

પણ આવી વિશિષ્ટ ગણના કરવાનો અધિકાર સર્વને પ્રાપ્ય નથી અને પ્રાપ્ત થતો પણ નથી. એવી બાબતમાં આદર્શ સ્પષ્ટ, અંતરાત્માનો નિર્વિકાર જવાબ અને લોકૈષણા ઓછી થઇ ગઇ હોય ત્યારેજ આ બાબતના જવાબો અંદરથી મળે છે, પણ એ નિર્ણય માટે ઘણી વિચારણા, બની શકતો અભ્યાસ અને ખાસ કરીને આત્મ નિરીક્ષણની જરૂર છે. વ્યવહાર રીતે પરમાત્માનું સંસ્કારીજીવન અનેક પ્રાણીને આદર્શ પૂરાં પાડે તેવું છે અને વિચારીને સમજવા યોગ્ય છે, સમજીને અનુકરણ યોગ્ય છે, અનુકરણ કરીને જીવવા યોગ્ય છે, ભાવવા યોગ્ય છે, વહેવા યોગ્ય છે.

મોતીચંદ.

# भगवान महावीरका जीवनचरित।

[ बम्बईकी महावीरजयन्तीके उत्सव पर जैनहितैषीके सम्पादक श्रीयुत नाथूराम प्रेमीका एक व्याख्यान हुआ था, जिसका सार भाग यहाँ दिया जाता है।]

यह बड़ी ही प्रसन्नता की बात है कि भगवान महावीर तीर्थंकरका जन्मोत्सव मनानेकी ओर जैनसमाजकी रुचि दिनों दिन बढ़ रही है और अब शहरोंके अतिरिक्त कसबों और ग्रामोंमें भी 'महावीर-जयन्ती' मनाई जाने लगी है। पर इस उत्सवके समय यह बात बहुत ही खटकती है कि जिनकी स्मृतिके लिए ये सारे आडम्बर रचे जाते हैं और जो जो इस उत्सवके मूल हैं, उन भगवान महावीरका अभी तक कोई ऐसा जीवनचरित नहीं लिखा गया है जो इस समयकी दृष्टिसे जीवनचरित कहा जा सके और जिसे पढ़कर लोग भगवानके कीर्तिकलापोंका वास्तविक परिचय प्राप्त कर सकें। यह कभी उस समय और भी अधिक चुभती है, जब उत्सवके प्लेटफार्म पर आकर अच्छे अच्छे शिक्षित कहलानेवाले भी भगवानके विषयमें ऐसी ऐसी बेतुकी हाँक जाते हैं, जिन्हें सुनकर जैनधर्मका साधारण स्वरूप समझनेवालोंको भी हँसी आये बिना नहीं रह सकती। इसका कारण और कुछ नहीं, एक अच्छे जीवनचरितका अभाव है।

महात्मा गौतम बुद्ध भगवान महावीरके ही समयमें हुए हैं। वे एक तरहसे भगवानके प्रतिस्पर्धी थे। यद्यपि आज भारतमें बौद्ध धर्मके माननेवाले नहीं हैं, तो भी उसके प्रवर्तक बुद्धदेवके विषयमें यहाँवाले जितना जानते हैं, उसका शतांश भी इस जीते जागते जैनधर्मके तीर्थंकरके विषयमें नहीं जानते। और तो क्या स्वयं जैनोंका शिक्षित समुदाय भी इस विषयमें अधिक जानकारी नहीं रखता। इसका कारण यही है कि आज संसारकी शायद ही कोई ऐसी श्रेष्ठ भाषा हो जिसमें बुद्धदेवके एकाधिक जीवनचरित न लिखे गये हों; परन्तु पृथिवीकी किसी भी भाषामें भगवान महावीरका एक भी ऐसा जीवनचरित नहीं है, जो सर्वांगपूर्ण हो और जिससे जैन अजैन सभी लाभ उठा सकें।

यही कारण है जो अभीतक संसार इस अद्वितीय महापुरुषकी वास्तविक महत्तासे अपरिचित है और उन महात्माओंकी नाम मालिकामें—जो युगप्रवर्तक कहलाते हैं, जिन्होंने संसारको कोई न कोई अपूर्व पाठ पढ़ाया है—इनका नाम बहुत कम शामिल किया जाता है। यदि हममें कुछ आत्माभिमान है, अपने मार्गप्रवर्तकके विषयमें हम कुछ आदरबुद्धि रखते हैं तो हमारे लिए यह सचमुच ही लज्जाकी बात है।

मैं यह नहीं कहता कि अभीतक इस विषयमें कोई प्रयत्न ही नहीं हुआ है। नहीं, कुछ सज्जनोंने इस दिशामें कुछ प्रयत्न किया है और उन्हें थोड़ी बहुत सफलता भी प्राप्त

हुई है। इनमे 'महावीरजीवनविस्तार' नामक गुजराती पुस्तकके लेखक श्रीयुत भीमजी हरजीवन परीख (सुशील) महाशयका नाम विशेष उल्लेखनीय है। आपने बड़े ही अच्छे ढंगसे, बड़ी ही गंभीरतासे भगवानके आन्तर चरित्रका विश्लेपण किया है और भगवानकी लोकोत्तरता पर बहुत ही प्रभावशाली प्रकाश डाला है। जैन कान्फरेंस हेरल्डके सम्पादक श्रीयुत मोहनलालजी देसाई बी. ए. एल. एल. बी. ने आपने पत्रके दो विशाल अंक (महावीर अंक) निकाल कर जीवनचरितसम्बन्धी सामग्रीका एक अच्छा संग्रह तैयार कर दिया है, जिससे भविष्यके लेखक बहुत बड़ी सहायता प्राप्त कर सकते हैं। 'लाइफ ऑफ महावीर' नामका एक अँगरेजी जीवनचरित खण्डवेके प्रसिद्ध वकील श्रीयुत बाबू माणिकचंद्रजी जैनीने आजसे कोई १०-११ वर्ष पहले प्रकाशित किया था। इनके सिवाय और भी कुछ लेख और व्याख्यानादि समाचारपत्रोंमें प्रकाशित हुए हैं, जिससे भगवानके जीवनकी बहुत कुछ वार्ते मालूम हो सकती हैं। परन्तु अभी तक ऐसा प्रयत्न एक भी नहीं हुआ है जो इस महान कार्यकी दृष्टिसे गणनीय समझा जा सके।

श्वेताम्बर सम्प्रदायके आचारांग सूत्र तथा कल्प-सूत्रमें और दिगम्बर सम्प्रदायके महापुराणादि ग्रन्थोंमें भगवानका थोडासा जीवनचरित मिलता है; परन्तु इस समयके लोगोंका उससे काम नहीं चल सकता। उनके लिए आधुनिक ढंगसे लिखा हुआ, ऐतिहासिक प्रमाणोंसे परिपूर्ण बुद्धिगम्य चरित चाहिए और उसीकी ओर चित्त आकर्षित करना मेरे इस व्याख्यानका उद्देश्य है।

श्रमण भगवान महावीरके जीवनचरितको लिखनेका काम बहुत कठिन है। इसमें हर कोई हाथ नहीं डाल सकता। इसके लिए अश्रान्त परिश्रमशीलता, अध्यवसाय, विशाल ज्ञान, विस्तृत अनुभव, सच्ची श्रद्धा, और धार्मिक मर्मज्ञता तो चाहिए ही, साथ ही पक्षपात शून्य अन्वेषण और विश्लेषणकी शक्ति भी चाहिए। न इस कार्यको अन्ध श्रद्धालु कर सकते हैं और न केवल अनुभवहीन बुद्धिवादी। किसी कट्टर दिगम्बर या श्वेताम्बरका भी यह काम नहीं है। दिगम्बर-श्वेताम्बर और बौद्ध साहित्य-समुद्रका जब वर्षोंतक मन्थन किया जायगा, तब कहीं इस महर्घ्य रत्नका उद्धार हो सकेगा। एक दो आदमियोंका भी यह काम नहीं। अनेक विद्वानोंके एक ही ओरके सतत प्रयत्नसे इसकी सिद्धि होगी।

इस काममें हमें बौद्धग्रन्थोंसे बहुत ही मूल्यवान् सहायता प्राप्त होगी। इस सम्प्रदायके अनेक प्राचीन ग्रन्थोंमें 'निग्गण्ठ नातपुत्त महावीर' का तथा और और मतप्रवर्तकोंका जिक्र है। उस समयकी धार्मिक परिस्थितियोंका और जैनधर्मके साथ बौद्धधर्मकी किन किन अंशोंमें समानता है तथा उस समानताके कारण क्या हैं, आदि बातोंका भी बौद्धग्रन्थोंसे बहुत कुछ ज्ञान हो सकेगा।

ब्राह्मणधर्मके उन पुराणोंसे भी-जो उस

समय या उससे पीछे बने हैं–बहुत कुछ सहायता मिल सकेगी।

अब हम कुछ ऐसी बातोंका वर्णन करेंगे, जो भगवानके जीवनचरितमें बहुत ही महत्त्व की हैं और जिन पर ध्यान देना चरितलेखकों के लिए बहुत ही आवश्यक है।

१–भगवानके जीवनमें सबसे अधिक विवादका विषय उनके निर्वाणका समय है। यद्यपि हम सब लोग–दिगम्बर श्वेताम्बर स्थानकवासी–आज निश्चित रूपसे यह मानने लगे हैं कि भगवानका निर्वाण विक्रम संवतसे ४७० वर्ष पहले हुआ था, अर्थात् आजसे २४४३ वर्ष पहले भगवान मोक्षको पधारे थे और इसी हिसाबसे हम उनके निर्वाणसंवतका उपयोग भी करने लगे हैं। परन्तु वास्तवमें विचार किया जाय, तो अभी तक यह समय अच्छी तरहसे निर्णीत नहीं हुआ है। प्रायः सभी देशी और विदेशी विद्वानोंको इसमें संदेह है। अभी कुछ ही समय पहले श्रीयुत बाबू काशीप्रसाद जायसवाल एम. ए. बार-एटला. ने पाटलिपुत्रमें लिखा था " कि इस समय जैनोंमें जो निर्वाण संवत प्रचलित है, वह गलत है। उसमें १८ और जोड़ना चाहिए। क्योंकि विक्रमके जन्म और राज्याभिषेकमें १८ वर्षका अन्तर है और जैनोंके यहा विक्रम संवतकी जो गणना है, वह राज्याभिषेकके समयसे मानी गई है। पर वर्तमान जैनोंने इस संवतके हिसाबमें उक्त १८ वर्ष छोड़ दिये हैं। बौद्ध ग्रन्थोंमें लिखा है, कि जब बुद्ध भगवान शाक्य भूमिको जा रहे थे, तब उन्होंने देखा कि पावामें नातपुत्त महावीरका निर्वाण हो गया है। अर्थात् बुध्धदेवसे उनका निर्वाण पहले हो चुका था और बुध्धदेवका निर्वाण संवत इस समय लंका, श्याम, वर्मा आदि देशोंमें २४६० माना जाता है। अतः यदि इस समय हम महावीरका निर्वाणसंवत २४६१ न मानेंगे तो फिर यह सिध्ध होगा कि बुध्धदेवका निर्वाण जिनदेवसे पहले हो चुका था, जो कि ठीक नहीं है।" प्रसिध्ध इतिहासज्ञ मि० विन्सेंट स्मिथ भी कहते हैं, कि महावीरका निर्वाण विक्रमसे ४७० वर्ष पहले मानना भ्रमपूर्ण है। चार्ले पेंटियर नामके एक साहब अनेक प्रमाण देकर यह सिद्ध करते हैं कि महावीरका निर्वाण विक्रमसे ४१० वर्ष पहले हुआ था। प्रो० जैकोबीने भी कल्पसूत्रकी भूमिकामें इसी समयको ठीक माना है और इस विषयमें अनेक प्रमाण दिये हैं। आचार्य मेरुतुंगकी 'विचार श्रेणीके' अनुसार ४७० वर्ष ठीक होते हैं, पर इसका चार्ले पेंटियरने इंडियन एण्टिक्वेरीके जून जुलाई और अगस्त (१९१२) के अंकोंमें बड़ी अच्छी युक्तियोंसे खण्डन किया है। डाक्टर हरनल भी उस समयको कल्पित मानते हैं। त्रैलोक्यसारकी एक गाथामें आचार्य नेमिचंद्रने भी, शक संवतसे ६०५ वर्ष पहले अर्थात् विक्रमसे ४७० वर्ष पहले भगवानका निर्वाण माना है:–

पण छस्सय वस्सं पण मासजुदं गमिय
वीर णिव्वुयदो।
सग राजादो कक्की चदु णव तिय महिय
सग मासं॥

अर्थात महावीर भगवानके निर्वाणके ६०५ वर्ष और पाँच महीने पीछे शक (शालिवाहन) राजा हुआ और उसके ३९६ वर्ष ७ महीने पीछे कल्कि हुआ। गरज यह कि इस विषयमें बहुत ही मतभेद है और उसको मिटाकर–सब विरोधोंका परिहार करके एक मत स्थापित करनेकी बहुत बड़ी आवश्यक्ता है।

२–दिगम्बर और श्वेताम्बर सम्प्रदायमें भगवानके जो चरितग्रन्थ मिलते हैं, उन सबका तुलनात्मक पद्धतिसे अध्ययन करना चाहिए। ऐसी बहुतसी बातें हैं जो दोनों सम्प्रदायमें एक दूसरेसे विरुद्ध हैं। अवश्य ही इन दोनो सम्प्रदायोंकी मानताओंमें भेद होना अस्वाभाविक नहीं है; परन्तु कई बातें ऐसी हैं जिनका साम्प्रदायिक मानताओंसे कुछ भी सम्बन्ध नहीं है। जैसे दिगम्बर सम्प्रदायके ग्रन्थ कहते हैं, कि भगवान महावीर बालब्रह्मचारी थे, उनका विवाह नहीं हुआ और वे अपनी माताके अकेले पुत्र थे। परन्तु श्वेताम्बर सम्प्रदायके कल्पसूत्रमें लिखा है कि उनके नन्दिवर्धन नामके एक भाई और सुदर्शना नामकी एक बहिन भी थी। यशोदा नामकी राजकन्याके साथ उनका विवाह हुआ था और उससे उन्हें प्रियदर्शना नामकी एक कन्या हुई थी। मेरी समझमें यह ऐसा मतभेद नहीं है जो किसी खास साम्प्रदायिक सिद्धान्तके कारण हुआ हो। दिगम्बर सम्प्रदाय अपने अन्यान्य तीर्थकरोंको विवाहित और सन्तानवान मानता है। ऋषभदेवके दो पुत्रियाँ और भरत बाहुबलि आदि पुत्र हुए थे, यह प्रसिद्ध ही है। तब इन्हींके विषयमें इन्कार करनेकी कोई आवश्यकता नहीं थी। अवश्य ही इसका और कोई कारण है। गर्भमें आनेके समय भगवानकी माताको स्वप्न होते हैं। ये स्वप्न श्वेताम्बर ग्रन्थोंमें चौदह और दिगम्बर ग्रन्थोंमें सोलह माने हैं। तेरह दोनोंके एकसे मिलते हैं। श्वेताम्बर सम्प्रदायमें 'ध्वजा' अधिक है और दिगम्बर सम्प्रदायमें मत्स्य-युगल, सिंहासन और नागेन्द्रभवन ये तीन अधिक हैं। श्वेताम्बर सम्प्रदायके अनुसार भगवानने दीक्षा लेनेके पहले ३८८ करोड ८० लाख स्वर्ण मुद्राओंका दान किया था। पर इसका दिगम्बर ग्रन्थोंमें उल्लेख नहीं है। श्वेताम्बर सम्प्रदायके अनुसार महावीर भगवानको दीक्षा लेनेके बाद बहुत बड़े बड़े कष्ट सहन करने पड़े हैं, पर दिगम्बर ग्रन्थ इस विषयमें मौन धारण करते हैं। इस तरहके और भी अनेक मतभेद हैं जिनके मूलका पता लगानेकी आवश्यकता है। कल्पसूत्रमें भगवान महावीरका जो जीवनचरित लिखा है, उसकी अनेक घटनाएँ गौतमबुद्धके चरितसे मिलती हैं। इसपर एक विदेशी लेखकने यह अनुमान किया है कि जैन लोग अपने तीर्थंकरके अधिकांश जीवनवृत्तांतको भूल गये थे। बहुत समयके बाद इन्होंने इसे बुद्धचरितके आधारसे गढ़ लिया है। इस अनुमानको दृढ़ करनेके लिए यह कहा जाता है, कि विक्रम संवतके पहलेका एक भी जैन-

ग्रन्थ नहीं मिलता है। श्वेताम्बर सम्प्रदायके सूत्रग्रन्थ निर्वाणसे लगभग हजार वर्ष पीछे पुस्तकारूढ हुए हैं। मेरी समझमें भगवानके चरितमें इस आक्षेपका सप्रमाण समाधान किया जाना चाहिए।

३—जीवनचरितमें भगवानके समयके सम्राटोंका, राजाओंका और धर्माचार्योंका अथवा दूसरे शब्दोंमें देशकी राजनीतिक, सामाजिक और धार्मिक परिस्थितियोंका परिचय अवश्य दिया जाना चाहिए। किसी जैन ग्रन्थके आधारसे मि० जायसवालने लिखा है, कि भगवानके पिता सिद्धार्थ पंचायतीराज्य या गणराज्यके ठाकुर थे। आज कल जिसे प्रजासत्तात्मक राज्यप्रणाली कहते हैं, उसे ही उन दिनों गणतंत्र कहते थे। इस बातके और भी कई प्रमाण मिले हैं। कौटिल्य (चाणक्य) ने अपने अर्थशास्त्रमें इस शासनप्रणालीका उल्लेख किया है। जनसाधारणके सत्त्वोंकी रक्षा करनेवाली और एकहत्थी शासनकी विरोधिनी इस राज्यप्रणालीसे हम उस समयकी उन समता स्वाधीनताकी भाव-तरंगोंका अनुमान कर सकते हैं जो उस समयकी जनतामें लहराती थीं और जिन्होंने आगे चलकर संसारको भगवान महावीर और बुद्धदेव जैसे महान् समतातत्त्व प्रचारक रत्न भेंट किये। सिद्धार्थका मगधके प्रसिद्ध राजवंशसे सम्बन्ध था। श्रेणिक और कुणिक अर्थात विम्बसार और अजातशत्रु उस समय बहुत प्रसिद्ध राजा हुए हैं। इनमें कुणिक शायद जैनधर्मका द्वेषी था। इसका उल्लेख बौद्ध ग्रन्थोंमें भी मिलता है। गणतंत्रसे जिस प्रकार यह अनुमान होता है कि उस समय राजक्रांति हुई होगी, उसी प्रकार कुछ प्रमाणोंसे यह भी मालूम होता है, कि उस समय धार्मिक जगतमें भी बड़ी भारी उत्क्रांति हो रही थी। पुराने ब्राह्मणप्रधान धर्मसे लोगोंको अरुचि हो गई थी और उसके विरुद्ध अनेक दार्शनिक विद्वान खड़े हुए थे। दिव्यावदान आदि बौद्धग्रंथोंसे पता लगता है कि उस समय महावीर और बुद्धदेवके समान और भी कई दार्शनिक अपने अपने सिद्धांतोंका प्रचार कर रहे थे। महावीरके समान ये सब भी अपनेको तीर्थंकर कहते थे। एक तीर्थंकरका नाम था 'मंखलि गोशाल'। श्वेताम्बर ग्रंथोंके अनुसार यह पहले महावीर भगवानका शिष्य था, पीछे उनका विरोधी हो गया था। 'आजीवक' नामके एक नये मतका यह प्रवर्तक था। इसका शिष्यसमुदाय उस समय महावीर भगवानके शिष्य समुदायसे भी अधिक था। साम्राट् अशोकने अपने शिलालेखोंमें भी इस मतका उल्लेख किया है। बुद्धदेवके साथ इसका एक बार विवाद हुआ था। यह भी जीवदयाका प्रचारक था और इसके साधु भी नग्न रहते थे। दूसरा तीर्थंकर 'पूरन कश्यप' था। यह भी नग्न रहता था। लिखा है कि इसके ५०० से अधिक शिष्य थे। दिगम्बराचार्य देवसेनने अपने दर्शनसार नामक ग्रन्थमें इन दोनोंका—मंखलि

गोशाल और पूरन कश्यपका–उल्लेख किया है।

सिरि वीरणाह तित्थे बहुस्सुदो पाससंघ-
गणिसीसो।
मक्कडि पूरणसाहू अण्णाणं भासए लोए॥२१॥

अर्थात श्रीवीर भगवानके तीर्थमें, पार्श्वनाथ तीर्थंकरके संघके शिष्य, बहुत बड़े विद्वान, मंखलि और पूरन नामके साधु हुए, जिन्होंने संसारको अज्ञानमें डुबाया।

इन दोनोंके सिद्धान्तोंका भी 'दर्शनसारमें उल्लेख है, जिससे मालूम होता है कि ये पुनर्जन्म नहीं मानते थे, एक शुद्ध बुद्ध ईश्वरको जीवलोकका कर्ता मानते थे, और ब्राह्मणादि वर्णोंको माननेसे इन्कार करते थे।

तीसरा तीर्थंकर 'अजित–केश कंबलि' था। यह एक वस्त्र पहिनता था और सिर मुँडाये रखता था। चौथे तीर्थंकरका नाम 'पकुध कचायन' था। जीवहिंसासे बचनेके लिए यह अपने शिष्योंसहित उष्णजलका पान करता था। पाँचवेंका नाम 'संजय वेलट्ठि पुत्र' था। इन सब तीर्थंकरोंके एक साथ होनेसे इस बातका अनुथान होता है कि उस समय यहाँके धार्मिक जगतमें कितनी बडी उथल–पाथल मच रही थी। जान पडता है कि उस समयकी ब्राह्मणप्रधानता, यज्ञादि क्रियाकाण्डोंकी निरर्थकता, जीवहिंसाकी अधिकता और अन्धश्रद्धा लोगोंको असह्य हो चुकी थी और इन्हीं सब बातोंका विरोध करनेके लिए इन अनेक तीर्थंकरोंका आविर्भाव हुआ था। भगवानके जीवनचरितसे इन सब बातोंका घनिष्ठ सम्बन्ध है। उन सबके सिद्धान्त क्या थे, वे परस्पर कितनी भिन्नता रखते थे, उनमें ऐसि कौनसी त्रुटियां थीं जो उनके शासन लुप्त हो गये और भगवान महावीरकी शिक्षामें ही ऐसी क्या विशेषताए थीं, जिनसे उनका शासन आजतक जीवित है। इन सब बातोंकी चर्चा करनेसे भगवानके जीवन पर महत्त्वका प्रकाश पडेगा।

४–जैनग्रन्थोंके कथनानुसार भगवान महावीरके निर्वाणसे २५० वर्ष पहले पार्श्वनाथ भगवानका निर्वाण हुआ था। महावीर स्वामीके समयमें पार्श्वनाथकी शिष्यपरम्परा मौजूद थी। श्वेताम्बर सम्प्रदायमें इनकी नामावली मिलती है। स्वयं महावीर भगवानके मातापिता पार्श्वनाथ तीर्थंकरके उपासक थे। दिगम्बराचार्य अमितगतिने धर्मपरीक्षामें लिखा है कि बुध्धदेवका शिष्य मौद्गलायन तपस्वी पहले पार्श्वनाथकी शिष्यपरम्परामें था। आचार्य देवसेनने बुधदेवको पार्श्वनाथके तीर्थमें होनेवाले पिहिताश्रव नामक जैनसाधुका शिष्य बतलाया है और मंगलिगोशाल तथा पूरनसाधुको भी पार्श्वनाथके संधका शिष्य बतलाया है। इससे यह मालूम होता है कि महावीर स्वामीसे भी पहले जैनधर्म था; परन्तु उसका क्या स्वरूप था और महावीर भगवानने उसमें क्या संस्कार–संशोधन या परिवर्तन किया, तथा उसमें ऐसी कौनसी जान डाल दी कि जिसके कारण वे तीर्थंकर

कहलाये। इन बातोंपर प्रकाश डालनेकी बहुत बडी जरूरत है और इनका भगवानके जीवनसे घनिष्ठ सम्बन्ध है।

५–संसारमें जितने धर्म हैं उन सबके इतिहाससे यह बात मालूम होती है कि देशकालकी परिस्थितियोंके अनुकूल उन सबमें धीरे धीरे अनेक परिवर्तन होते रहे हैं। महात्मा बुध्धदेवके समयमें बौद्ध धर्मका जो स्वरूप था, वह इस समयके बौद्धधर्मसे बहुत भिन्न है। तब यह भी मानना पडेगा कि इन ढाई हजार वर्षोंमें जैनधर्ममें भी कुछ न कुछ परिवर्तन अवश्य हुआ होगा। अतः भगवानका जीवन–चरित लिखते समय हमें वर्तमान जैनधर्म पर नहीं, किन्तु उस समयके जैनधर्मपर दृष्टि रखनी होगी और मेरा विश्वास है कि उससे भगवानका महत्त्व और भी अधिक उज्ज्वल रूपमें दिखलाई देगा। अतएव इस बातकी खोज होनी चाहिए कि उस समयका जैनधर्म आजकलके जैनधर्मसे कितना भिन्न था। इस भिन्नता विषयक शंकाके अनेक कारण है। एक तो भगवानके समयके ग्रन्थोंका अभाव है। श्वेताम्बर सम्प्रदायके आगम या सूत्रग्रन्थ सुधर्मास्वामी और भद्रबाहुस्वामी आदिके रचे हुए बतलाये जाते हैं; परन्तु ये देवर्धिगणि क्षमाश्रमणके समयमें वीर नि० संवत ९८० के लगभग पुस्तकारूढ किये गये हैं। इस लिए यह दृढतापूर्वक नहीं कहा जा सकता कि यह सुधर्मा स्वामी आदिकी याथातथ्य रचना है और इसमें समयानुसार कुछ परिवर्तन नहीं किया गया है। सबकी भाषा जुदा जुदा तरहकी है, रचनाशैलीमें भी अन्तर है और एक आगमसे दूसरे आगमकी बहुत सी बातें मिलती नहीं। जैसे समवायांग सूत्रमें आचारांगसूत्रके अध्ययनोंकी जो संख्या और क्रम दिया है वह वर्तमान आचारांग सूत्रमें नहीं है। कल्पसूत्र श्रुतकेवली भद्रबाहुका बनाया हुआ कहलाता है; परन्तु उसमें जो स्थविरावली या गुरुपरंपरा दी है, वह भद्रबाहुसे लगभग आठ सौ वर्ष पीछे तककी दी हुई है। गरज यह कि उक्त आगम या सूत्रग्रन्थ भगवानके समयके धर्मके निश्चित प्रमाण नहीं माने जा सकते। इनके सिवाय जो जैनग्रन्थ मिलते हैं वे प्रायः विक्रमके बादके हैं। इसके पहले ५०० वर्षोंका कोई भी ग्रन्थ अभी तक उपलब्ध नहीं हुआ है। विक्रमके बादके जितने ग्रन्थ हैं उनमें श्वेताम्बरत्व या दिगम्बरत्वकी छाप लगी हुई है। क्यों कि उस समय इन दोनों सम्प्रदायोंका जन्म हो चुका था, इस लिए बहुत संभव है कि दोनोंके सम्प्रदाय मोहका प्रभाव उनकी रचना पर भी पड़ा हो। इसके सिवाय जैनधर्मने गत ढाई हजार वर्षोंमें न जाने कितने कितने दुःख सुख सहे हैं। कितनी कठिनाइयाँ पारकी हैं और कितने संकटोंसे बचकर अपना अस्तित्व कायम रक्खा है। अतः यह संभव नहीं कि इन सुखदुःखके समयोंमें इसके संचालकोंने इसकी रक्षाके लिए इसका थोडा बहुत रूप न बदला हो।

क्रियाकाण्डोंकी विपुलता, यक्ष यक्षिणी क्षेत्रपाल पद्मावती आदि सैकड़ों देवदेवियोंकी

मानता, यज्ञोपवीत धारण, आहवनीय आदि अग्नियोंकी पूजा, सन्ध्या, तर्पण आचमन आदि बातें मेरा विश्वास है कि मूल जैनधर्ममें न थी, ये शामिल की गई हैं। संभव है कि जाति पाँतिकी पद्धति भी जैनधर्मकी चीज न हो। जीवनचरितके लिखते समय इस भिन्नता और परिवर्तन पर अवश्य प्रकाश डाला जाना चाहिए।

६–भगवानके चरित्रमें ऐसी बहुतसी आश्चर्यजनक और अद्भुत घटनायें लिखी हैं जिन्हें आजकलकी बुद्धि स्वीकार नहीं करती। उसे उनमें तरह तरहकी शंकायें होती हैं। अतएव इन बातों पर नई अन्वेषक बुद्धिसे प्रकाश डालना चाहिए। जैसे शास्त्रोंमें लिखा है कि भगवानकी दिव्यध्वनिको देवता अर्द्ध-मागधी भाषामें परिणत कर देते थे और उसे प्रत्येक प्राणी अपनी अपनी भाषामें समझ लेता था। मेरी समझमें इसका अभिप्राय यह जान पड़ता है कि मागधी मगध देशकी भाषा थी और उन दिनों मगधके राजाओंका साम्राज्य था। अतएव मागधी भाषा सारे देशमें उसी तरह समझी जाती होगी जिस तरह आज कलकी हिन्दी। मागधी और अर्द्ध-मागधीमें थोड़ासा अन्तर होगा। अर्द्धमागधी मागधीसे भी सहज होगी और उसमें ऐसे शब्दोंका प्राचुर्य होगा जो देशके अन्य भागोंमें सरलतासे समझे जाते होंगे। और जो यह कहा है कि दिव्यध्वनि अक्षरात्मक नहीं होती थी, उसके खिरते समय भगवानके होठादि नहीं हिलते थे, सो संभव है कि यह अल-ङ्कारिक कथन हो। श्वेताम्बर ग्रन्थोंमें भगवानके गर्भापहरणकी बात लिखी है कि सुनन्दा ब्राह्मणाके गर्भमेंसे भगवान त्रिशला क्षत्रियाणीके गर्भमें पहुँचा दिये गये, सो बड़ी अद्भुत है। कुछ लोग इसका अभिप्राय यह बतलाते हैं कि जैनधर्म ब्राह्मणप्राधान्यका विरोधी था, ब्राह्मणोंको वह नीच दृष्टिसे देखता था। इस कथामें ब्राह्मणोंकी बड़ी तुच्छता परोक्ष रूपसे दिखलाई गई है। यह व्यक्त किया गया है कि तीर्थंकर जैसे महापुरुष ब्राह्मणोंके घर जन्म नहीं लेते। इससे अल्पस्वल्प सन्तोष हो सकता है, परन्तु फिर भी इसे हृदय पूर्णरूपसे स्वीकार नहीं करता। यह शंका रह ही जाती है कि ब्राह्मणोंकी तुच्छता दिखलानेके लिए क्या इससे अच्छी और कोई घटना नहीं चुनी जा सकती थी? गर्भके छह महीने पहलेसे जन्म तक–१५ महीने तक–रत्नोंकी वृष्टि होना, जन्मोत्सवमें देवोंका आगमन, सुमेरु पर्वत पर सद्योजात जिनशिशुका १००८ विशालकाय कलशोंसे अभिषेक किया जाना, अंगुलीसे सुमेरुका हिलाना, विहारके समय देवोंके द्वारा भगवानके चरणोंके नीचे सुवर्णकमलोंका रचा जाना, समवसरणकी देवोंद्वारा रचना होना, भगवानका समवसरणमें चतुर्मुख दिखलाई देना, केवल ज्ञान हो जानेपर अहार निहार नहीं होना, साँपके काटनेपर शरीरसे दूध बहना, निर्वाण होनेपर शरीरका कर्पूरके समान उड़ जाना, मानस्तंभोंको देखकर वादियोंका गर्व खर्व हो जाना आदि अनेक आश्चर्यजनक बातें

ऐसा हैं जिनका बुद्धिगम्य समाधान किया जाना बहुत आवश्यक है। ये बातें न तो यों ही गप्प कहकर उड़ा दी जानी चाहिए और न आँख बन्ध करके ज्योंकी त्यों मान ही ली जानी चाहिए। परिश्रम करनेसे और विचार करनेसे इनके रहस्योंका उद्घाटन हो सकता है।

७-भगवानके जन्मस्थानका निर्वाणस्थानका और उन्होंने जिन जिन आर्य अनार्य देशोंमें तथा स्थानोंमें भ्रमण किया था उन सब स्थानोंका निश्चय किया जाना चाहिए। इसकी बहुत आवश्यता है। आप लोग यह जानकर आश्चर्य करेंगे कि अभी तक भगवानके जन्म और निर्वाणस्थानका भी निर्णय नहीं हुआ है। वर्तमानमें जिस पावापुरीको हम निर्वाणस्थान मानते हैं, वह वास्तवमें 'पावा' है या नहीं, इस विषयमें बहुत सन्देह है। बौद्धग्रन्थों और जैनग्रन्थोंके वर्णानानुसार विशालीसे पश्चिम और गंगासे उत्तरमें 'पावा' होनी चाहिए। विशाला अथवा वैशालीको अब 'बस्सहर' कहते हैं, यह पटनेसे उत्तरकी ओर तिरहुतमें है। अभी कुण्डलपुर नामक जिस स्थानको भगवानकी जन्मभूमि माना है, वह भी वास्तवमें 'क्षत्रिय कुण्ड' या 'कुण्डग्राम' नहीं है। ऐसा मालूम होता है कि वैशालीके ही तीन मुहल्ले थे, १ ब्राह्मण कुण्ड, २ क्षत्रियकुण्ड और ३ वणिक्कुण्ड। इनमेंसे श्वेताम्बर ग्रन्थोंके अनुसार पहले जिस ऋषभदत्त ब्राह्मणकी स्त्रीके गर्भमें भगवान आये थे, वह 'ब्राह्मणकुण्ड'का रहनेवाला था, जिन राजा सिद्धार्थके यहाँ जन्म हुआ था वे दूसरे 'क्षत्रिय कुण्ड' नामक मुहल्लेके रहनेवाले थे और वणिककुण्डमें भगवानके बारह चौमासे हुए थे। मालूम नहीं लोगोंने वर्तमान कुण्डलपुरको 'कुण्ड ग्राम' कैसे समझ लिया है।

८-दिगम्बर सम्प्रदायके अनुसार भगवानने दीक्षा लेते ही वस्त्रोंका त्याग कर दिया था। उनके केवल दिशाओंका वस्त्र था। परन्तु श्वेताम्बर सम्प्रदायके कल्पसूत्रसे मालम होता है कि एक वर्ष और एक महीनेसे कुछ अधिक समयतक तो वे देवदूष्य वस्त्र धारण करके रहे थे, इसके बाद उन्होंने उसका भी त्याग कर दिया था, अर्थात पिछली अवस्थामें वे नग्न ही रहे थे। अन्य पार्श्वनाथ आदि तीर्थंकरोंके विषयमें लिखा है कि दीक्षा ग्रहण करते समय उन सबने देवदूष्य वस्त्र ग्रहण किये थे। मालूम नहीं, इस देवदूष्य वस्त्रका वास्तविक अभिप्राय क्या है? दिगम्बर और श्वेताम्बर सम्प्रदायके मूलका पता इसी विषयसे लगेगा। यह निश्चय होना चाहिए कि भगवान नग्न थे या सवस्त्र। ऐसा जान पड़ता है (श्वेताम्बरी भाई क्षमा करें) कि महावीर भगवान नग्न ही रहे होंगे और इस बातको कल्पसूत्रमें स्वीकार भी किया है कि पीछे वे अचेलक (वस्त्ररहित) हो गये थे। भगवानके समयवर्ती अजीवक आदि सम्प्रदायके साधु भी नग्न हो रहते थे। पीछे जब दिगम्बरी वृत्ति साधुओंके लिए कठिन प्रतीत होने लगी होगी और इस लिए जब देशकालानुसार उनके लिए वस्त्र रखनेका विधान किया गया होगा, तब यह देवदूष्यकी कल्पना की गई होगी। भगवान रहते तो थे नग्न,

पर लोकोकी वस्त्रसहित ही दिखलाई देते थे, श्वेताम्बर सम्प्रदायके इस अतिशयका फलितार्थ यही है कि भगवान नग्न रहते थे। संभव है कि मेरा यह ख्याल गलत हो और खोज करनेसे इसके मूलमें और ही कोई बात मालूम हो। कीसी कीसीका कहना है कि दिगम्बर पार्श्वनाथके तीर्थके अनुयायी हैं- और श्वेताम्बर, महावीरके तीर्थके। इसके रहस्यका भी पता लगाना चाहिए।

सज्जनो, इस तरहकी अनेक बातें हैं जिनपर भगवानके जीवनचरितलेखकको ध्यान देना चाहिए। सभी बातोंकी आपके सामने उपस्थित करनेकी आवश्यक्ता नहीं है। मेरा अभिप्राय इस व्याख्यानसे उस सर्वांगपूर्ण जीवनचरितके लिखे जानेके साधनों और थोड़ीसी कठिनाइयोंका आभास भर करा देना है, जिसके कि लिए मैं समग्र जैनसमाजके विद्वानोंके सम्मुख आग्रहके साथ अपील कर रहा हूँ। आशा है कि मेरा परिश्रम व्यर्थ न जायगा। चैत्र सुदी १३ वि० सं० १९७४। *

* प्रत्येकको अपने विचार प्रकट करनेकी स्वतंत्रता है। हमारे भाइयोंको परम्परासे मानी हुई बातोके विरुद्ध कुछ पढ़कर उत्तेजित नहीं होना चाहिए। शान्ति से विचार करना चाहिए और अनुचित जान पड़े तो सभ्यतासे उसका प्रतिकार करना चाहिए। ( सम्पादक )

# શ્રી મહાવીર ચરિત્રનું આલેખન અને સુજ્ઞ પુરૂષોને નિમંત્રણ.

('મહાવીર'-માઘ શુ. ૧ વીરાત્ ૨૪૪૮ માંથી ઉધ્ધૃત)

## વીર ચરિત્રનાં સાધનો.

('વીર ચરિત્રનાં સાધનો ને તે કેવું લખાવું જોઇએ?' એ સંબંધી એક ટુંકો લેખ નિમંત્રણરૂપે મેં નવેમ્બરમાં લખેલો તે ૨૫ મી ડીસેમ્બર ૧૯૨૧ ના જૈન પત્રમાં પ્રકટ થએલ છે. તેના ઉત્તરમાં કે તેમાંની વિનતિના સ્વીકારમાં કોઈ તરફથી કંઇ પણ પત્ર કે પૃચ્છા આવેલ નથી. હવે હું જરા વિસ્તારથી બે ભાગમાં તે સંબંધી લખી જાહેરમાં મૂકું છું.-]

ભગવાન્ વર્ધમાન—મહાવીર એ જૈનોના છેલ્લા તીર્થંકર-ધર્મપ્રવર્તક છે તેથી તે આસન્ન એટલે નિકટના ઉપકારી છે તે કારણે આપણ જૈનોને તેમના જીવન, કથન અને સિદ્ધાન્તો સંબંધી, આપણા જીવન ઉચ્ચ કરવા માટે—વિકૃતિઓ દૂર કરી સંશુદ્ધિ કરવા અર્થે જેટલું બને તેટલું વિશેષ જાણવાની જરૂરછે. વર્તમાન શૈલીએ જેવાં ચરિત્રો શ્રી ગૌતમ બુદ્ધ, શ્રીકૃષ્ણ આદિનાં લખાયાં છે, તેવું ચરિત્ર વીર પ્રભુનું લખવા માટે કોઇ સમર્થ વિચારક અને તલસ્પર્શી આલેખકની જરૂર છે; અને તેવો આલેખક મળે ત્યાં સુધીમાં તેવા ચરિત્ર માટે સર્વ સાધનો ઉપસ્થિત છે તે એકત્ર કરી બને તો એક શૃંખલાબદ્ધ વ્યવસ્થિત શ્રેણીમાં પ્રજા સમક્ષ મૂકવાની હાલમાં પહેલી જરૂર છે એ સૌ કોઇ સ્વીકારશે.

આ સાધનો શું છે અને તેપરથી વીર ચરિત કેવું લખાવું જોઇએ એ બાબતમાં જૂદા જૂદા વિદ્વાનોના અભિપ્રાય મેં પત્રદ્વારા તેમજ રૂબરૂ માંગ્યા છે અને માંગતો રહું છું. કારણ કે હું વીર ચરિત્ર લખવા પ્રવૃત્ત થયો છું તેમાં તે સર્વ ઉપયોગી થાય,

અને તે વીર ચરિત્રને વિશેષ આકર્ષક અને ઉપયોગી સ્વરૂપમાં યથાશક્તિ અને યથામતિ મૂકવાની મારી ઉત્કટ અભિલાષા પાર પડે. જેજે વિદ્વાનો-સાધુ-શ્રાવકો, આ કાર્યમાં કહી-જણાવી શકે તેમ છે તે બધાને હું પહોંચી શકયો નથી તેથી તે સર્વને પોતાનાં અભિપ્રાય જણાવવાની અને સાધનો તથા સૂચના મને પૂરાં પાડવાની વિનંતિ જાહેર પત્રદ્વારા કરૂં છું. અને ઇચ્છું છું કે કોઇને પછી કહેવાનું ન રહે. અને આશા છે કે તે વિનંતિ સ્વીકારી મને તથા પ્રજાને ઉપકૃત કરશે. હું આ ચરિત લખી પ્રકટ કરાવવા માગુ છું, તેમાં મારો પોતાનો કંઇ પણ આર્થિક સ્વાર્થ નથી એમ હું આથી જાહેર કરૂં છું.

હવે જે જે સાધનો વીર ચરિત માટે મારી જાણ પ્રમાણે પ્રકટ અને ઉપલબ્ધ છે તેની સૂચિ આપવા ઇચ્છું છુઃ—

(૧) આચારાંગ-શ્રુતસ્કંધ ૧ અધ્યયન ૯ મું (ઉપધાન શ્રુત) કે જેમાં મહાવીર સ્વામીના વિહાર-વસતિ, પરિષહ અને તપશ્ચર્યા જણાવી 'પરમ યોગી' સિદ્ધ કર્યા છે, તથા શ્રુતસ્કંધ ૨ જાની ત્રીજી ચૂલિકામાં અધ્યયન ૨૪ મું-(ભાવના) કે જેમાં પ્રભુનું ચરિત્ર તથા પાંચ મહાવ્રતોની ભાવનાઓ છે.

(૨) સૂત્ર કૃતાંગ-વીર સ્તુતિ અધ્યયન, અને આર્દ્રકાધ્યયન.

(૩) આવશ્યકની નિર્યુક્તિ (ભદ્રબાહુકૃત), જિનભદ્ર ક્ષમા શ્રમણનું ભાષ્ય અને તેપર હરિભદ્રસૂરિની વૃત્તિ તથા ટિપ્પણ. નિર્યુક્તિ ગાથા ૧૪૬ થી ૧૪૯ પૂર્વભવ, ગા. ૧૮૨-૧૮૩ તીર્થંકરનાં ૨૦ મા વિધાનો સ્પર્શ, ગા. ૨૦૯ થી ૩૧૩ સુધી, સર્વ તીર્થંકરોની ચરિત્ર ભૂમિકા-તેમાંથી વીર સંબંધી ટુંક હકીકતો. ૩૨૩-૩૩૦ પ્રથમ પારણું કયાં ને કેને ત્યાં ૨૪ જિનોએ કર્યું. ગા. ૩૪૭-૩૭૧ મરીચિનોભવ. ૩૭૬-૩૯૦ ૨૪ જિનનાં નામવર્ણાદિ. પછી ટુંકમાં ગાથા ૬૫૯-સુધી.

(૪) કલ્પસૂત્ર (ભદ્રબાહુકૃત)

(૫) વિશેષાવશ્યકમાંનો ગણધરવાદ.

(૬) ઉપાસક દશાંગ-વીરનાં ૧૦ શ્રાવકો સંબંધી. ખાસકરી સપ્તમ અધ્યયન.

(૭) ભગવતીમાંના જૂદા જૂદા પ્રસંગો-દાખલા તરીકે ગર્ભસંક્રમણ, ગોશાલક, સોમિલ બ્રાહ્મણ, દેવાનંદા-ઋષભદત્ત, જયન્તી-મૃગાવતી, ગાંગેય. કાલોદાયી શ્રાવક, હલ્લવિહલ્લનો અધિકાર, જમાલિ.

(૮) ઉત્તરાધ્યયન-કેશી ગૌતમ સંવાદ; (અનાથી મુનિનું દ્રષ્ટાંત).

(૯) નેમિચંદ્રસૂરિકૃત પ્રાકૃતમાં મહાવીર ચરિત્ર. (પ્ર૦ આત્માનંદ સભા રચના સં. ૧૧૩૯ અથવા ૧૧૪૧ એટલે હેમચંદ્ર સૂરિનો જન્મ સં. ૧૧૪૫ માં હોવાથી તેનાં પહેલાનું.)

(૧૦) હેમચંદ્રસૂરિકૃત મહાવીર ચરિત્ર (ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્ર પર્વ ૧૦ મું)

(૧૧) Life of Mahavira by Manak chand Jaini B. A. 1908.

(૧૨) મહાવીર ચરિત્ર-(હિ) સં. શીતલપ્રસાદજી, એક નાની ચોપડી.

(૧૩) મારા તંત્રીત્વ નીચે પ્રસિદ્ધ થએલ જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ હેરૅલ્ડના-શ્રીમન્ મહાવીર સચિત્ર અંકએ નામના બે ખાસ અંકો ૧૯૧૪.

(૧૪) મહાવીર જીવન વિસ્તાર-રા. સુશિલકૃત સં. ૧૯૭૧

(૧૫) ડૉ. જૅકોબીની આચારાંગ-ઉત્તરાધ્યયન વગેરે પરની પ્રસ્તાવનાઓ તથા ડૉ. હૉર્નલની ઉપાસકદશાંગ પરની પ્રસ્તાવના (અંગ્રેજીમાં).

જે સાધનો અપ્રકટ છે તે 'જૈન-ગ્રન્થાવલિ' પરથી નીચેનાં હોવાનું જણાય છેઃ—

(૧) મહાવીર સ્વામી ચરિત્ર-કર્ત્તા ગુણચંદ્ર ગણિ શ્લો. ૧૨૦૨૫ કે જેનો ઉલ્લેખ બૃહત ટિપ્પણિકામાં છે ને પાટણના ૧-૫ ભંડારમાં મળી શકે છે. હીરાલાલ પોતાના જૈન ઇતિહાસમાં ગુણચંદ્ર ગણિ ૧૧૩૯માં હોવાનું જણાવી તેણે માગધી ભાષામાં મહાવીર ચરિત્ર

બનાવ્યું છે એમ જણાવે છે. જે સાલવાર નોંધમાં ૧૧૩૯ માં ગુણચંદ્ર-ચંદ્રગણિએ વીર ચરિત્ર રચ્યું એમ જણાવે છે. (૨) મહાવીર ચરિત્ર પ્રાકૃતમાં ૪૧૦૦ ગાથાવાળું બૃહત્ ટિપ્પણિકામાં ઉલ્લેખિત છે ને પાટણ ૫ મા ભંડારમાં મળે તેમ છે ( ૩ ) પ્રાકૃતમાં ૩૦૦૦ ગાથાવાળું જેસલમીર ભંડારમાં તથા અમદાવાદના નગીનદાસવાળા ભંડારમાં હોવાનું જણાવેલું છે. આ ઉપરોકત નેમિચંદ્રવાળું પ્રકટ થએલું લાગે છે કારણ કે તે પ્રાકૃતમાં ૩૦૦૦ ગાથાનું છે (૪) અપ્રભ્રંશમાં જિનેશ્વર-સૂરિશિષ્યકૃત ઉક્ત નગીનદાસ ભંડારમાં ને (૫) દિગંબર કૃત છે તેનો ઉલ્લેખ પીટર્સનના ચોથા રિપોર્ટમાં કરેલ છે [ એક મુનિશ્રી જણાવે છે કેઃ—પ્રથમાનુયોગમાં સંપૂર્ણ વીર ચરિત્ર હતું પણ પ્રથમાનુયોગ વિચ્છેદ ગયો છે તેનો એક અંશમાત્ર વસુદેવ હિંડી બાકી રહેલ છે પણ વસુદેવ હિંડીમાં માત્ર કૃષ્ણ પિતા-વસુદેવજીના ચરિત્રનો એક ખંડિત ભાગ રહ્યો છે, વીર ચરિત્ર માટે કંઇ નથી. શીલાંકાચાર્યનું મહાપુરૂષ ચરિત્ર છે જેમાં ૬૩ શલાકા પુરૂષોનાં ચરિત્રો છે. આ ગ્રંથ મેં જોયો નથી પણ કેટલેક ઠેકાણે મળે છે. ]

હવે સુજ્ઞ સજ્જનો—વિદ્વાન્ મુનિવરો અને શ્રાવકો સર્વને મારી નમ્ર વિનંતિ છે કેઃ—

(૧) ઉપરનાં પ્રકટ સાધનો જણાવેલાં છે તે ઉપરાંત બીજા જે કંઈ હોય તે તેના મળવાના સ્થાન સહિત નામ નિર્દેશ સહિત જણાવવાં, યા પૂરાં પાડવાં.

(૨) ઉપરનાં અપ્રકટ સાધનો જણાવેલાં છે તે અને તે ઉપરાંત બીજા જે કંઈ હોય તે શું છે ને તે કેવી રીતે પ્રાપ્ત થઇ શકે તે કોઇ જણાવશે અગર તે પ્રાપ્ત કરવા સહાયભૂત થશે તો તેમનો ઋણી રહીશ.

(૩) સૂત્ર-અંગોપાંગાદિમાં કયે સ્થળે વીર ચરિત્રનાં અંશો મળે છે તે જણાવવા વિનંતિ છેઃ

## વીર ચરિત્ર કેવું લખાવું જોઇએ ?

શ્રમણ ભગવંત મહાવીર પ્રભુનું ચરિત્ર સુન્દર, સરલ અને વર્તમાન શૈલીમાં લખવાની ઘણી જરૂર છે, એમ ચારે બાજુથી કહેવામાં આવે છે. આ વિચારને અંગે અનેક તરફથી કહેવામાં આવ્યું છે, પરન્તુ જેવું જોઇએ તેવું ચરિત્ર અખંડ રીતે લખવા માટે પ્રબલ અને સર્વતોગ્રાહી પ્રયત્ન હજુ સુધી થયો નથી. વીરપ્રભુનું ચરિત લખવા માટેની પાત્રતા અદ્ભુત પ્રતિભાશાલી સંતપુરૂષમાં હોવાનું ઘણે અંશે સ્વીકારી શકાય, તે છતાં તેવા આલેખક મળે ત્યાં સુધી આપણે વિરમવું જોઇતું નથી, તેથી તે ચરિત્રના અંશો જૂદા જૂદા લેખકો પાસેથી લેખો મેળવી પ્રજા સમક્ષ મૂકવાનું મેં જૈન શ્વે૦ કૉ૦ હે૦ ના તંત્રી તરીકે તેનાજ બે ખાસ અંકો કાઢવારૂપે આરંભ્યું હતું. તે પ્રયત્ન ઘણા સજ્જનો તરફથી સ્તુત્ય ગણાયો હતો. કેટલાક સ્નેહી ભાઇઓ તેમનું સમગ્ર ચરિત લખવાનો મને ખાસ આગ્રહ કરતા રહ્યા છે અને એક બંધુએ તેના પ્રકાશક થવાનું સ્વીકાર્યું છે—આ સર્વથી પ્રેરાઇ તે મહા કાર્યનો મોટો બોજો વહેવાનું માથે લઇ **यथाशक्ति यतनीयं शुभे** એવા વિચારથી તે ચરિત માટેનાં ઉપયોગી સાધનો મેળવવાનું, વાંચી જવાનું, તેની ' નોટ '—નોંધ કરવાનું મારા અવકાશના સમયે ચાલુ રાખ્યું છે, અને તે સાધનોને એકત્રિત કેવા સ્વરૂપે કરવાં, તે ચરિત કેવી ઢબમાં કેવા આકારમાં કેવા ધોરણ ઉપર રચવું એ વગેરે સંબંધી અનેક વિચારો ઉદ્ભવે છે. આ સંબંધી જૂદા જૂદા સ્નેહી વિદ્વાનોના અભિપ્રાય લેવાથી આ મહત્કાર્યમાં ઘણી સરલતા થશે એટલે તે માટે કેટલોક પત્રવ્યવહાર ચલાવ્યો છે. તેમાં કેટલાકે નીચેના જવાબો આપ્યા છે.

(૧) ' લખવાના અનેક પ્રકાર છે પણ લોકપ્રીતિ, પ્રકરણાદિ પાઠી તે લખાય તે ઉપર દેખાય છે. બાકી તો લેખકની કલમ ચાલે ત્યારે તેનો રસ્તો (તે) કરી લેય છે, તમે તેના અનુભવી છે.

(૨) ' મેં મારા એક લેખમાં એમ લખવા ધાર્યું

છે કે—જૈન સૂત્રો સૂત્રની નિર્યુક્તિઓ ચૂર્ણિઓ, ભાષ્યો અને ટીકાઓ તથા બીજા જૈન ચરિત્ર ગ્રંથ ( મહાવીર ચરિત્ર અને અન્ય કથા ગ્રંથો ) ને બૌદ્ધ સાહિત્ય-એ બધાં પુસ્તકોમાં જ્યાં જે જાતનું મહાવીર વિષે લખાયું છે તે બધું ગુજરાતીમાં પ્રકટ કરવું-અને એ ઉપરથી મહાવીરના જીવન લખનારને તારણ અને પૃથક્કરણ કરવું સુગમ પડે. આ ધોરણ ઉપર સૌથી પ્રથમ આચારાંગ સૂત્રમાં મહાવીર વિષે જે લખાયું છે તે મેં અનુવાદ્યું છે. અને પછી ક્રમવાર એ લખવું શરૂ કર્યું છે. ઐતિહાસિક સાધનોમાં મારી દ્રષ્ટિએ જે ગ્રંથો મેં ઉપર જણાવ્યાં છે તે છે. કૃષ્ણચરિત્ર (બકિમચંદ્ર કૃત) જેવું વીર ચરિત્ર લખાવું જોઇએ. હું તો અનુભવી રહ્યો છું કે, જે ચરિત્ર આચારાંગમાં છે તે, તે પછીના ગ્રંથોમાં બમણું બમણું ફુલતું આવ્યું છે!"

(3) 'વીર ચરિત્ર લખવાનો ધરાદો ઘણોજ ઉત્તમ છે. Edwin Arnold Light of Asia ની લાઇનમાં મહાવીર ચરિત્ર લખાય તો સારૂં.

(૪) એક મુનિ જણાવે છેઃ—વીર ચરિત્ર લખતા પહેલાં સુશીલ કૃત મહાવીર જીવન વિસ્તાર રહસ્યપૂર્વક સૂક્ષ્મ ભાવનાથી અવલોકન કરવું આવશ્યક છે. તેમાં કેટલેક સ્થળે અપૂર્વ રહસ્યનું સત્ય, આશયની ગંભીરતાપૂર્વક રહેલું છે. મહાવીરના જીવનમાં કથાકારોની માફક કથાનક ભાવો અને અતિશયોક્તિથી વ્યાખ્યાઓનું વિવેચન વધારે કરવાથી મહાવીરના પરમ કારૂણ્ય તરફ વિચારશીલ વર્ગની પ્રેમાકર્ષણતા અને અપૂર્વતા ગૌણ થઇ જાય છે; માટે તેમ ન થતાં આધ્યાત્મિક દ્રષ્ટિએ મહાવીર પ્રભુના જીવનનું કોઇ અદ્‌ભુત રહસ્ય વૈરાગ્ય ત્યાગ તત્ત્વજ્ઞાન ક્ષમા કારૂણ્ય દયા વિગેરેનું હૃદયભેદક વર્ણન થાય તોજ પરિશ્રમની સફલતા છે.

(૫) એક પંડિતજી સાથેના વાર્તાલાપથી ઘણો આનંદ થયો. તેમણે પદ્ધતિ સમજાવી કે, સાધનોમાં એકની ટીપ કરી તે સાથે બીજાંની સરખામણી કરતાં જવી. અને આપણે દયા બહિ-દ્રષ્ટિ એટલે પરમાત્માનું વર્ણન આપણે યથાસ્થિત કેમ કરી શકીએ ? સૌથી સુગમ માર્ગ એ કે જેમ ધર્માનંદ કૌસમ્બીએ બુદ્ધલીલાસાર સંગ્રહ એ નામનું બુદ્ધ ચરિત બૌદ્ધ ગ્રંથોમાં થી એકત્ર કરી સંગ્રાહક તરીકે રચ્યું છે તેમ વીર ચરિત સર્વ અંશોના એકત્રિત સમૂહ રૂપે મુકયે જવું. બુદ્ધ તથા વૈદિક સાહિત્ય પણ જોવું-વિચારવું.

(૬) એક સૂચવ્યું કે મહાવીર ચરિત પર્યુષણ પર્વના દિનમાં વંચાય છે તો દરેક દિને વીર ચરિતનું એક પ્રકરણ વંચાય એ રીતે પ્રકરણો પાડી લખવું કે જેથી તેનો પર્યુષણ દિનોમાં બરાબર ઉપયોગ થઇ શકે.

આમ થોડા અભિપ્રાય મળ્યા છે. અને તેથી મારા કાર્યની પદ્ધતિપર વિચાર કરવામાં મને સરલતા થોડે અંશે પણ થઇ છે. મારો પ્રયત્ન એવો છે કે જે કંઇ પ્રકટ થયું છે તે સર્વનો ખપજોગો વાપર કરવો અને જે કંઈ મૂકવા યોગ્ય છે તે વિસરી ન જવું. ચરિતના ત્રણ ભાગ કરવા તેમાં ૧ લામાં પૂર્વ ભવો. ૨ જામાં વીર ચરિત ૩ જામાં વીરોપદેશ. વીરોપદેશમાં સંવાદો તથા વીરવાકયામૃતો મૂકવાં. વીર ચરિતમાં જૂદાં જૂદાં પ્રકરણ પાડી ગર્ભ, અપહરણ, જન્મ, ગૃહવાસ, દીક્ષા, વિહાર—યોગજીવન, તીર્થંકરત્વ—દેશના, આદિ એક પછી એક જ્યાં જે સંબંધી ઉલ્લેખ હોય ત્યાંથી તે ઉલ્લેખ લઇ સર્વ એકઠાં કરી મૂકવું. તેમાં ચમત્કારો, દેવદેવતા ઇંદ્રાદિનું આવવું વગેરે સર્વ આવી જશે. કેટલાકનું એમ માનવું હશે કે આવું આવું ચમત્કારિક, વર્ણન કરવું એ કથાકારનો વિષય છે અને હાલનાર બુદ્ધિપ્રધાન જમાનામાં તેવા વિષયને તિલાંજલિ આપવી ઘટે છે અને Critical એટલે વિવેચનાત્મક દ્રષ્ટિથી અને બને તો આધ્યાત્મિક દ્રષ્ટિથી લખવું. આના ઉત્તરમાં મારે મારી સ્થિતિ સ્પષ્ટ રીતે રજુ કરી દેવી જોઇએ કે એક Critic ટીકાકાર થવા જેટલી મારામાં યોગ્યતા નથી તેમજ

આધ્યાત્મિક દ્રષ્ટિ મને પ્રાપ્ત થઇ શકી નથી કે જેથી એક મહાત્મા-ધર્મપ્રવર્તકનું ઉચ્ચ શિખરે પહોંચેલું આત્મચર્યાવાળું જીવન આલેખી શકું. મારે ભાગ્યે તો બહુ કરીને માંડમાંડ અને અતિ પ્રયાસે ખુબ મંથન કરતાં એટલું આવી શકે કે સર્વ સામગ્રીનું યથાશક્તિ અને યથામતિ સંયોજન બને.

આટલું હું ટુંકમાં મારૂં વક્તવ્ય જણાવી સર્વ સુજ્ઞ મુનિશ્રી અને શ્રાવક તેમજ અન્ય વિદ્વાનને પ્રાર્થું છું કે વીરચરિત એ જેમ સાગર છે તેમ વીરોપદેશ એ પણ રત્નાકર છે તો તે ચરિતના જે અંશો મહત્ત્વના લાગે તે, જે જે સાધનો મળી શકે તેમ હોય તે તેમજ વીરોપદેશ માટે જે જે ભાગો સૂત્ર વગેરેમાં સંવાદરૂપે યા સૂત્રબદ્ધવાણી-વાક્યો રૂપે સુંદર, પ્રભાભર્યા અને અસરકારક જણાય તે તે સૂચવવા-પૂરા પાડવા વિનતિ છે, તેમજ વીરચરિત કેવું લખાય તો ઉત્તમ એ બાબતમાં ઉપરના વિચારો જાણી પોતપોતાનો અભિપ્રાય મને નીચેના સીરનામે આપવામાં આવશે તો ઉપકાર થશે.

| | |
|---|---|
| તવાવાલા બિલ્ડિંગ,<br>ત્રીજે માળે<br>લુહાર ચાલ મુંબઇ.<br>૧૯૭૮ મકરસંક્રાન્તિ | વિનીત<br>**મોહનલાલ દલીચંદ દેસાઈ,**<br>બી. એ. એલએલ. બી. |

## ૨

નવીન શૈલીથી વીરચરિત્ર લખવા પ્રવૃત્ત થયેલા ઉત્સાહી સાક્ષર શ્રીયુત મોહનલાલ દલીચંદ દેશાઇ બી. એ. એલ. એલ. બી. એઓએ 'જૈન' પત્રના તા. ૨૫-૧૨-૨૧ ના અંકમાં વીરચરિત્રનાં સાધનો સંબંધી ઉલ્લેખ કર્યો છે, તેમાંથી (૧) અપ્રકટ સાધન ગુણચંદ્ર ગણિકૃત પ્રાકૃત મહાવીરચરિત્રની એક પ્રતિ અહિં પંન્યાસજી મહારાજ શ્રી મોહનવિજયજી ગણિના પુસ્તક સંગ્રહમાં છે. (૨) ૪૧૦૦ શ્લોક છપાયેલી બૃહટ્ટિપનિકામાં નથી. પણ પાટણના ૫ મા ભંડારમાં હોવાનો સંદેહ છે. (૩) ૩૦૦૦ શ્લોક સંખ્યાવાળું પ્રાકૃત મહાવીરચરિત્ર જેસલમેર અને નગીનદાસ (ખંભાત) ના ભંડારમાં છે, પરંતુ તે આત્માનંદસભા તરફથી છપાયેલ નેમિચંદ્રસૂરિનું જ છે, તેનાથી જૂદું નથી.

એ લેખમાં જણાવેલાં સાધનો સિવાય નીચેનાં અપ્રકટ સાધનો પણ વીરચરિત્રને વિશેષ આકર્ષક અને ઉપયોગી સ્વરૂપમાં પ્રજાસમક્ષ મૂકવા માટે વિશેષ ઉપયોગી થઇ પડશે એમ હું ધારૂં છું.

(૧) **त्रिषष्टिमहापुरूषगुणालङ्कार**-કર્તા પુષ્પ. દંત. શ્લોકસંખ્યા ૭૧૦૦ ડેક્કનકૉલેજના ભંડારના લિસ્ટમાં અને તે ઉપરથી જૈનગ્રંથાવલીમાં નોંધ્યો છે. તેમાં ગ્રંથકારના સમય માટે વિક્રમની બીજી શતાબ્દીની સંભાવના કરી છે.

(૨) **चउप्पन्नमहापुरिसचरियं**-કર્તા શીલાચાર્ય (નિવૃતિકુળના માનદેવસૂરિના શિષ્ય) બૃહટ્ટિપનિકાકારે આ ગ્રંથનો રચના સંવત્ ૯૨૫ જણાવ્યો છે, આ પ્રાકૃત ગ્રંથની સં. ૧૨૨૭ માં કુમારપાળના રાજ્યકાળમાં પાટણમાં તાડપત્ર ઉપર લખાયેલી એક પ્રતિ જેસલમેરના ભંડારમાં છે. જેની શ્લોકસંખ્યા ૧૨૬૦૦ જણાવી છે. પાટણના ૪ થા ભંડારમાં અને અહિં જૈન જ્ઞાનમંદિરમાં-હંસવિજયજી મહારાજશ્રીના શાસ્ત્રસંગ્રહમાં પણ આ ગ્રંથની અધૂરી પ્રતિ છે.

(૩) **त्रिषष्टिलक्षणमहापुराणसंग्रह**-કર્તા ગુણભદ્રાચાર્ય પિટર્સન રિપોર્ટ ૪ થામાં નોંધેલ છે, તેમાં રચના શકસંવત્ ૮૨૦ (વિ. સં. ૯૫૫) કાલવર્ષ રાજાના રાજ્યમાં જણાવી છે.

(૪) **कथावली**-કર્તા ભદ્રેશ્વર. આ પ્રાકૃતગ્રંથના પરિચ્છેદનો ઉલ્લેખ બૃહટ્ટિપનિકાકારે કર્યો છે; તેમાં શ્લોકસંખ્યા ૨૩૮૦૦ જણાવી છે. પાટણના બીજા ભંડારમાં પ્રતિ હોવાનું જૈનગ્રંથાવલીમાં જણાવ્યું છે.

(૫) **श्री जिनेन्द्रचरित्र (पद्मानन्दमहाकाव्य)**-કર્તા પં. અમરચન્દ્ર. સર્ગ ૧૮ શ્લોકસંખ્યા ૮૧૯૧ સાથે બૃહટ્ટિપનિકામાં નોંધેલ છે. સં. ૧૨૯૭ માં તાડપત્ર ઉપર લખાયેલી આ ગ્રંથની એક પ્રતિ ખંભાતના ભંડારમાં છે. પિ. રિ. ૧ માં નોંધેલ છે. પાટણના ૧ લા, ૪ થા ભંડારમાં તથા અહીં પ્રવર્તક શ્રી કાન્તિવિજયજી મહારાજશ્રીના શાસ્ત્રસંગ્રહમાં-જૈનજ્ઞાનમંદિરમાં પણ છે.

(૬) **वर्धमान जिन चरित्र**-કર્તા સકલકીર્તિ

૩૦૩૫ શ્લોકવાળા આ સંસ્કૃત ગ્રંથની એક પ્રતિ અહીં જૈન જ્ઞાનમંદિરમાં (કા૦) છે.

(૭) **વીરચરિત્ર**—કર્તા જિનવલ્લભસૂરિ કૃત ૪૪ પ્રાકૃત ગાથાના સંક્ષિપ્ત કુલકરૂપ. આ ગ્રંથ પર સમયસુંદરગણિની વૃત્તિ પણ છે. એશિયાટિક સોસાયટીના રિપોર્ટમાં અને તે ઉપરથી જૈન ગ્રંથાવલીમાં નોંધેલ છે. પાટણના ૩ જા ભંડારમાં, અહીં સેન્ટ્રલ લાયબ્રેરીમાં તેમજ અન્યત્ર પણ પ્રાપ્ય છે.

(૮) **ત્રિષષ્ટિ (ગદ્ય)**—આ સંસ્કૃત ગ્રંથની તાડપત્ર પર લખાયેલી એક પ્રતિ જેસલમેરના ભંડારમાં છે. હેમચંદ્રાચાર્યના ત્રિષષ્ટિના આધારે આ ગ્રંથની રચના જણાય છે.

(૯) **લઘુ ત્રિષષ્ટિ**—કર્તા મેઘવિજય. શ્લોક ૫૦૦૦ પિ. રિ. ૫ માં મુંબાઇ સરકારના સંગ્રહમાં અને ડેક્કન કૉલેજના ભંડારના લિસ્ટ ઉપરથી જૈન ગ્રંથાવલીમાં નોંધેલ છે. બિકાનેર ભંડારમાં અને અહીં જૈનજ્ઞાનમંદિરમાં પણ છે,

(૧૦) **રાયમલ્લાભ્યુદયમહાકાવ્ય**-કર્તા પદ્મસુંદર કવિ રચના સંવત ૧૬૧૫ ખંભાતમાં છે, પિ. રિ. ૩ જામાં નોંધેલ છે. જૈન ગ્રંથાવલીમાં આ ગ્રંથને મુદ્રિત જણાવ્યો છે.

(૧૧) **મહાવીર વિવાહલઉ**—જૂની ગુજરાતીમાં રચાયેલા આ ગ્રંથની સં. ૧૬૭૪ માં પાદશાહ સલિમશાહના રાજ્યમાં લખાયેલી એક પ્રતિ અહીં સેન્ટ્રલ લાયબ્રેરીમાં છે.

શ્વેતાંબર અને દિગંબરોના રચેલા ઉપર જણાવેલ ગ્રંથો સિવાય બીજા કેટલાક ગ્રંથોમાં અમુક અંશે મહાવીર ચરિત્ર મળી શકે છે. જેમકે-મેરુતુંગસૂરિના **ઉપદેશશતવિવરણ** (મહાપુરૂષચરિત્ર) *સર્ગ ૪ થા માં, જિનચંદ્રસૂરિ શિ૦ ના દીપોત્સવ*કલ્પ, સર્વવિજય આદિની વર્ધમાન દેશના (દશ શ્રાવકચરિત્ર), ગણધરવાદ, તીર્થકલ્પ, સત્તરિસયઠાણું (આત્માનંદ સભાથી મુદ્રિત) વિગેરેમાંથી પણ કેટલીક સામગ્રી મળી શકે તેમ છે.

તા. ૪-૧-૨૨.
સેન્ટ્રલ લાયબ્રેરી,
વડોદરા.

સાહિત્યોપાસક-
**લાલચંદ્ર ભગવાનદાસ ગાંધી.**

(જૈન ૫-૨-૨૨ માંથી ઉધ્ધૃત)

---

# "ભગવાન મહાવીર અને બુદ્ધનો વાર્તાલાપ"

(એક કાલ્પનિક સંવાદ.)

મગધદેશમાં જ્યાં માનવોના સંચાર નથી, જ્યાં સિંહ, ચિત્તા, હાથી, મહાસર્પાદિનું સામ્રાજ્ય છે, જ્યાં વિવિધ જાતનાં વનસ્પતિનાં કુંજો, ઝરણાંઓ અપૂર્ણ આનંદ આપી રહ્યા છે એવા જટીલ ઝાડી યુક્ત ઘોર જંગલમાં એક મહાતપસ્વી યોદ્ધો ભાગ્યવતી રણભૂમિમાં ઉભો રહી આન્તરીક શત્રુઓ સાથે ઘોર યુદ્ધ કરી રહ્યો હતો; વિવિધ જાતના આત્મ ભાથામાંથી ધ્યાનાસ્રો કાઢી શત્રુઓ ઉપર ફેંકી રહ્યો હતો; એક પછી એક શત્રુઓને જકડી નિર્મૂલ કરી રહ્યો હતો; 'રખે ને આ શત્રુઓ મને પરાસ્ત ન કરી નાંખે' એ વિચારને હૃદયમાં સ્થાન આપી પ્રતિક્ષણ સાવધાન-સચેત રહેતો હતો; ક્ષણભર પણ પ્રમાદ કે સ્ખલનાને આશ્રય આપતો નહતો. અરે! તે વિચારથી તેણે ખાવું, પીવું, અને સુવું, પણ પ્રાય છોડી દીધું હતું. આવામાં મહાત્મા બુદ્ધ તે રસ્તા ભણી જતાં ઘોર રણસંગ્રામમાં વિજય મેળવતાં આ વીર યોદ્ધાને જોયો એટલે મહાત્મા બુદ્ધ પ્રસ્તુત યોદ્ધાની મુલાકાતે આવ્યા.

ઘડીભર વિશ્રાંતિ લઇ મહાત્મા બુદ્ધે વીર યોદ્ધાને સંબોધી કહ્યું કે હે આર્યપુત્ર! હે દીર્ઘ તપસ્વીન્! હે શુરવીર સુભટ! આ તમે કાયકષ્ટ કરી ઘોર યુદ્ધ કેમ કરો છો? ઘોર તપશ્ચર્યા કરી દેહનું દમન શા

માટે કરો છો ? આટલા કડક રસ્તે શા માટે પ્રયાણ કરો છો ! ચાલોને હવે આપણે લોકોપકાર કરી જીવનને સાર્થક કરીશું. હજારો બ્રાહ્મણો ને રાજાઓને ઉપદેશ આપી હિંસા માર્ગથી મુક્ત કરીશું. મેં પણ તમારી જેમ કડક તપશ્ચર્યા કરી દેહનું દમન કરી આન્તરિક શત્રુઓને દમન કરવાનું કાર્ય આરંભ્યું હતું; પરંતુ તેમાં હું થોડા દિવસમાંજ અત્યન્ત અશક્ત થઇ ગયો,–હાર ખાઇ ગયોઃ આગળ વધી શકયો નહિ તેથી હું હતાશ થઇ ગયો અન્તે મેં તે માર્ગને છોડી હવે મધ્યમ માર્ગને સ્વીકાર્યો છે. અને મેં નિશ્ચય કર્યો છે કે લોકોપકાર કરી જીવન વ્યતીત કરવું. કડક ત્યાગ કે તપશ્ચર્યા માટે હું લાયક નથી; આપના જેવા યુદ્ધ માટે હું યોગ્ય નથી. ''

મહાત્મા બુદ્ધનાં વચન સાંભળી ત્યાગ અને તપશ્ચર્યાની પરાકાષ્ટાએ પહોંચેલા પ્રસ્તુત વીર યોદ્ધા હૃદયગ્રાહી જવાબ આપે છેઃ–આર્ય પુત્ર ! હે મહાભાગ્ય મહાત્મન્ ! લોકોપકાર કરવો સર્વ શ્રેષ્ઠ છે. એ તમારૂં કહેવું સાચુ છે. પરંતુ પોતાના આત્માને સર્વથા વિશુદ્ધ કર્યા વિના, દુઃખથી ભયથી અને વાસનાઓથી અત્યન્ત મુક્ત કર્યા વિના બીજાના દુઃખ ભય કે વાસનાનો વિચ્છેદ કરી શકાતો નથી. અતએવ વાસ્તવિક પૂર્ણ યોગ્યતાને મેળવ્યા વગર ઉપકાર થઇ શકતો નથી જેમકે બુદ્ધિ કે ધનરહિત માણસ બીજાને વિદ્વાન કે ધની કરી શકતો નથી. માટે હે શાકયસિંહ ! અગર તમે સાચો લોકોપકાર કરવા ચાહતા હો તો તપશ્ચર્યા અને ધ્યાનદ્વારા આન્તરીક શત્રુઓ સાથે ઘોર યુદ્ધ કરી તમારા આત્માને પૂર્ણ પવિત્ર બનાવો. તમે સાચું કૈવલ્ય (બ્રહ્મજ્ઞાન) પ્રાપ્ત કરો. હું પણ અખિલ સંસારને દુખથી મુક્ત કરવા ચાહું છું અને તેને માટેજ હું પહેલા મારા આન્તરીક શત્રુઓ સાથે ત્યાગ અને તપશ્ચર્યા દ્વારા ઘોર યુદ્ધ કરી આત્માને સર્વજ્ઞ, પૂર્ણ વિજેતા-નિર્ભય બનાવવા પ્રયત્ન કરી રહ્યો છું. હમણાં તો હું મારા આત્મા સિવાય કોઇને પણ ઉપદેશ આપતો નથી. સંપૂર્ણ દશામાં પહોંચી આપણે પ્રત્યેક દેશનો અરે પ્રત્યેક પ્રાણીનો પણ ઉપકાર કરીશું–ઉદ્ધાર કરીશું, તેઓને સુખનો સાચો અને સરલ રસ્તો બતાવીશું; અંદરના અને બહારના દુઃખોથી સર્વથા મુક્ત કરી સાચો ઉપકાર કરીશું.'' આવા વીર યોદ્ધાનાં વચનો બુદ્ધ મહાત્માના મનની અંદર તો પ્રવિષ્ટ થયા પણ શરીરની અંદર પ્રવિષ્ટ થઇ શકયા નહિ અન્તે આવા કાર્યને પોતાને માટે અશક્ય જાણી પોતાની ન્યૂનતા બતાવી બુદ્ધ મહાત્મા વીર યોદ્ધાને અભિવાદન કરી લોકોપકાર કરવા ભણી ગયા.

વાચક મહાશય ! પ્રસ્તુત વીર યોદ્ધાનું શૌર્ય, ધૈર્ય, ગાંભિર્ય, અને પૂર્ણ ધ્યેયની ભાવના જાણી તને તેનું પવિત્ર નામ જાણવાની, તેને કોટીશઃ નમન કરવાની અને તેનું અનુકરણ કરવાની અભિકાંક્ષા અવશ્ય થઇ હશે. લે તે અભિકાંક્ષાની પૂર્તિ માટે કહું છું તેનું નામ ભગવાન મહાવીર.

**હિમાંશુવિજય અનેકાન્તી.**

---

# શ્રી વીરપુત્ર વીરચંદ્ર.

[ સદ્ગત વીરચંદ્ર રાઘવજી નામના સૌરાષ્ટ્રી જૈન ગ્રેજ્યુએટે અમેરિકામાં ચીકાગોની સર્વ ધર્મ પરિષદ્‌માં શ્રીમદ્ આત્મારામજી આચાર્યની પ્રેરણાથી જઇ જે કાર્ય જૈનધર્મના પ્રચાર અર્થે ત્યાં કર્યું તે સર્વવિદિત છે. તેમનું જીવનચરિત્ર જૈન શ્વે૦ કો૦ હેરલ્ડના ૧૯૧૪ ના એક શ્રી મહાવીર અંકમાં અમારા હાથે પ્રકટ થયું છે. તેમણે મુંબઇ છોડી ગયા ને ચીકાગો પહોંચ્યા પછી તુરતમાંજ ચીકાગોથી જે પત્ર બધી ખબર અંતરનો લખ્યો તે તેમના સ્વહસ્તનોજ મી. ખીમચંદ લાવસાર તરફથી મળ્યો છે તે અતિ ઉપયોગી ધારી આ અંકમાં પ્રકટ કરવામાં અમને અતિ આનંદ થાય છે. તંત્રી ]

ચીકાગો તા. ૨૯ જાન્યુઆરી ૧૮૯૪

રા. રા. મેહેરબાન શેઠજી સાહેબ.

દયાચંદભાઇ ચકુચંદની સેવામાં.

મુંબઈ.

મુંબઇનું બારૂં તા. ૪ આગસ્ટ ૧૮૯૩ ના રોજ છોડયા પછી આપના ઉપર સવિસ્તર પત્ર હું લખી શકયો નથી. કારણ માત્ર એજ કે આ દેશમાં કંઇ પણ સંગીન સ્તુતિપાત્ર કામ કર્યા પછી આપને પત્ર લખું તોજ આપને આનંદ પ્રાપ્ત થાય. આ શેહેરમાં હું પાંચ મહીના થયા છું અને તે દરમીયાન આપ સંતોષ પામો એટલું કામ હું કરી શકયો છું. માટે હવે આપને સવિસ્તર પત્ર લખું છું.

તા. ૪ આગસ્ટના રોજ સ્ટીમર પર જતા પેહેલા મેસર્સ ટોમસ કુક એંડસનની મુંબઇની પેઢી તરફથી સ્ટીમરના કપતાન ઉપર એક પત્ર મેં લખાવી લીધો હતો તેની નકલ નીચે આપું છું.

Bombay, 4th August 1893.

The Commanding Officers of the S. S. Assam and the S. S. Himalaya.

Dear Sirs,

The bearer of this Mr. Gandhi a Hindu gentleman of this city is en-route to Chicago and is going to observe Hindu rites and customs on board so as not to interfere with his caste. He will feel very much obliged if you will be so kind as to give him a certificate on leaving your ships to the effect that he has not eaten food prepared by the ship's cook, but by his own cook. Thanking you in anticipation.

Yours faithfully,

Thos. Cook & Son.

ઉપર મુજબનો પત્ર લઇને હું સ્ટીમરપર ગયો. તેની સાથે પી. એંડ. ઓ. કંપની સાથે બંદોબસ્ત કર્યો હતો કે સ્ટીમરના ઉઘાડા ભાગ ઉપર એક લોઢાનો ચુલોરાખવો.એ ચૂલા માટે મેં સદરહુ કંપનીને એકસો રૂપીયા જુદા આપ્યા હતા. એડનથી બીજી સ્ટીમરમાં જવાનું હતું અને એ ચૂલો પણ અમારે માટે ખાસ બીજી સ્ટીમર પર લઇ જવામાં આવ્યો હતો. એકલા ચૂલા માટે સો રૂપીયા મોટી રકમ છે પણ તેનો ખુલાસો પી. ઓ. કંપની નીચે પ્રમાણે આપે છે.

મારી સાથે મી. નથુ મંછાચંદ હતો અને રસોઇ વીગેરે કામ માટે તેની જરૂર હતી. એક બે દીવસ સુધી નથુને ફેર આવ્યો તેથી અમે રસોઇ કરી શકયા નહીં. પણ અંતે તંદુરસ્તી સારી રહેવા લાગી. પહેલા બે દીવસ સુધી અમારી સાથે મીઠાઇ વીગેરે ખાવાના પદાર્થો ઘણા હતા તેનાથી અમે ચલાવ્યું. ત્રીજા દીવસથી રસોઈ શરૂ કરી. એડન પછી દરીયો શાંત હતો તેથી રસોઇ કરવામાં અમને કશી અડચણ પડી નહી. એડનથી બીજી સ્ટીમર હીમાલય નામની હતી તેમાં અમે બેઠા. પહેલી સ્ટીમરના કપતાને અમને અમારા ખોરાક સંબંધી સરટીફીકેટ આપ્યું છે તેની

નકલ નીચે પ્રમાણેઃ—

Bombay, 3rd August 1893.

Messrs. Thos. Cook & Son,
Bombay.

DEAR SIRS,

In reply to your letter of date I beg to inform you that a stove has been placed on board the "Assam" for the use of Mr. Gandhi and friend and I have written to the Commander of the connecting ship at Aden to see that it is kept for their exclusive use.

I note that they considered Rs. 100 a high charge but you will doubtless have explained to them that the stove is conveyed at some inconvenience to the ship and has to be transhipped at Aden, carried to London and brought back again.

Yours faithfully,
Superintendent.

Peninsular & Oriental Steam
Navn. Co.

S. S. Assam, Aden 11th August 1893.

I hereby certify that Mr. Gandhi, second saloon passenger on board this steamer has travelled, from Bombay to Aden, during which time he has had no food prepared by any one on board but his own private cook.

T. F. Creery,
Commander.

એજ પ્રમાણે સ્ટીમર હીમાલયના કપતાને નીચે મુજબ સરટીફીકેટ આપ્યું છે.

S. S. Himalaya, 18th August 1893.

This is to certify that Mr. Gandhi embarked on board this ship at Aden Ex Assam on the 11th August 1893 and disembarked at Brindisi on the 18th August 1893 during which time he only had meals cooked by his own cook, receiving nothing cooked by any of the ship's company.

Fred Buckland,
Purser.

તા. ૧૮ મીના રોજ અમે બ્રીંડીઝી પહોંચ્યા. સ્ટીમર પરથી ઉતરી અમે શેહેરમાં ગયા અને લંડન પહોંચતા રેલગાડીમાં બે દીવસ બેસી રહેવું પડે છે તેથી રસ્તામાં ખાવા માટે મેવા તથા ફળ ખરીદ કર્યા. રસ્તામાં કોઇ જગાએ રોકાયા નહી. ફક્ત ઇટાલીના ટયુરિન શેહેરમાં અમારે ગાડી બદલવી પડી ત્યાં બે ચાર કલાક રોકાવું પડ્યું. તા. ૨૦ આગસ્ટના રોજ અમે લંડન પહોચ્યા. બ્રીંડીઝીથી મારા એક મિત્ર ઉપર લંડનમાં મેં અગાઉથી તાર મુકી જણાવ્યું હતું કે અમારે માટે અલાયદું એક મકાન ભાડે રાખે. લંડન પહોંચ્યા એટલે અમે ઘેર પહોંચ્યા એમ લાગ્યું. અમેરિકાની સ્ટીમર જવાને ૭ દીવસની વાર હતી તેથી અમારે તેટલા વખત સુધી લંડનમાં રોકાવું પડ્યું.

તા. ૨૬ આગસ્ટના રોજ અમે લંડનથી રવાને થઇ સાઉથાંપટન ગયા અને ત્યાંથી "પારિસ" નામની સ્ટીમરમાં બેઠા. આ સ્ટીમરમાં અમારે સંગાથ ઘણો સારો હતો. લંડનની થિયોસોફીકલ સોસાઇટીની પ્રમુખ મીસીસ એની બેસાંટ તથા સેક્રેટરી મીસ મ્યૂલર, અલાહાબાદની કોલેજના ગણિત શાસ્ત્રના પ્રોફેસર મી. જ્ઞાનેંદ્રનાથ ચક્રવર્તી, તથા બૌદ્ધ ધર્મ સભાના સેક્રેટરી મી. ધર્મપાલ, એ સઘળા ચીકાગોની ધર્મસભા માટે પ્રતિનિધિ તરીકે જતા હતા. રસ્તામાં અમારે તેમની સાથે ઘણીજ સારી રીતે વાતચીત થઇ. તેમને જૈન ધર્મ સંબંધી કશી પણ માહીતી નહોતી પણ જ્યારે જૈન ધર્મના તત્ત્વો સંબંધી મેં તેમને ટુંકામાં વર્ણન આપ્યું ત્યારે આવું ઉત્તમ તત્ત્વજ્ઞાન જૈનધર્મમાં છે એ જાણી તેમને અજાયબી ઉત્પન્ન થઇ તેની સાથે તેઓએ

જણાવ્યું કે આવી ઉત્તમ ફીલોસોફીના પુસ્તકો અંગ્રેજીમાં જૈની લોકો પ્રસિદ્ધ કરતા નથી એ ઘણી દીલગીરીની વાત છે. સાઉધાંપટન અને ન્યૂયોર્કની વચ્ચે સ્ટીમરમાં મીસીસ એની બેસાંટે બે વખત "કર્મ" એ વિષય ઉપર ભાષણ આપ્યા હતા. તા. ૨ સપ્ટેમ્બરના રોજ અમે સવારના આઠ વાગતા ન્યૂયોર્કના બંદરમાં આવી પહોંચ્યા. ગંજાવર કદની સ્ટીમરો બંદરમાં દોડાદોડ કરતી હતી. એક બાજુએ બ્રુકલીન નામનું ન્યૂયોર્કનું પરૂ હતું. બીજી બાજુએ ન્યૂજર્સી નામનું પરૂ છે. વચમાં ન્યૂયોર્ક શેહેર છે. આપણા દેશની કીનારા પર સફર કરનારી સ્ટીમરોમાં મુસાફરી કરનારા ઉતારૂઓને પોતાનો સામાન સાથે લઇ કીનારા ઉપર ઉતરવું પડે છે તેમ અહીં કરવું પડતું નથી. તમારી દરેક પેટી તમારૂં નામ લખી સ્ટીમરના માણસોને સામાન સોંપી દો એટલે તેઓ કીનારા ઉપર તમને દરેક ચીજ બનતી ઉતાવળથી સોંપી દેશે. અમારો કુલ સામાન અમે સ્ટીમરના માણસોને સોંપી દીધો અને અમે સ્ટીમર ઉપરથી અમારા દેશી પોશાકમાં કાંઠા ઉપર ઉતર્યા. કાંઠા ઉપર આપણી મુંબઇની જાણીતી ટોમસ કુકની પેઢીની અત્રેની (ન્યૂયોર્કની) શાખાના પ્રતિનિધિ મી. હેમીલટન હાજર હતા. તેમણે ઘણા વિવેક સાથે અમને કહ્યું કે તેઓ અમારૂં કશું પણ કામ કરવાને સેવામાં હાજર છે. અમે અમારો સામાન તપાસી લીધો. ન્યૂયોર્ક યુનાઇટેડ સ્ટેટસનું બારૂં છે તેથી તરી જકાતનો કાયદો બરાબર અમલમાં મુકવામાં આવે છે. તરી જકાતના દશ વીશ ઇન્સપેક્ટરો ત્યાં હાજર હતા અને તેમને અમારો સામાન બતાવ્યા શીવાય અમારાથી જવાય તેમ નહોતું. છતાં જેમ મુંબઇમાં બાંદરાના સ્ટેશન ઉપર કસ્ટમ્સ ખાતાના સીપાઇઓ લોકોને અપમાન ભરેલી રીતે સતાવે છે તેમ અહી નહોતું. તેઓએ અમને પુછયું કે જકાત આપવી પડે એવો સામાન અમારી પાસે હોય તો તેમને જણાવવું અમે કહ્યું કે અમારી પાસે તેવો કશો સામાન નથી. ઉપર ઉપરથી અમારો સામાન તેઓએ તપાસ્યો અને પછી અમને જવા દીધા.

ચીકાગોની ધર્મસભા તરફથી તેના સેક્રેટરી મી. વીલીયમ પાઇપ અમને લેવા માટે બંદર ઉપર આવ્યા હતા. એ ધર્મસભાની જનરલ કમીટીએ ખાસ અમારે માટે મી. પાઇપને ચીકાગોથી ન્યૂયોર્ક મોકલ્યા હતા. તેઓ અમને મળ્યા. મી. વીલીયમ પાઇપ ફક્ત ૩૨ વર્ષના ઉત્સાહી ગૃહસ્થ છે. શરીર અને તંદુરસ્તીની દરકાર કર્યા વિના તેઓએ "પાર્લામેંટ આફ રીલીજીયન્સ" માટે અથાગ મેહેનત લીધી છે. અમારો વિચાર ન્યૂયોર્ક શેહેરમાં બીલકુલ રોકાયા શીવાય તરતજ ચીકાગો જવાનો હતો. પરંતુ મી. પાઇપે કહ્યું કે "તમે ૧૨૦૦૦ માઇલની મુસાફર કરતા અહીં આવ્યા છો માટે બે દીવસ અહીં આરામ લો અને આજે શનીવાર છે પણ સોમવારની સાંજના અહીંથી આપણે ચીકાગો તરફ રવાને થઇશું." તેઓએ અમારે માટે મકાનનો અગાઉથી બંદોબસ્ત કર્યો હતો. મેં તેમને જણાવ્યું કે ખોરાકની બાબતમાં અમારો રીવાજ તમે જાણતા નહી હો; અમે ઉત્તમ હિંદુ તથા જૈન લોકો શીવાય બીજા કોઇના હાથની રસોઇ જમતા નથી. મી. પાઇપે કહ્યું કે "તમારી જ્ઞાતિના રીવાજને અનુકુળ પડે તેવી રીતનો મરજી મુજબ બંદોબસ્ત કરીશું." ફક્ત બેજ દીવસ ન્યૂયોર્કમાં રહેવાનું હતું તેથી અમે વિચાર કર્યો કે ફળફુલ ઉપર રહેવું વધારે ઠીક પડશે. મી. વીલીયમ પાઇપ ચીકાગોની ધર્મસભાને ખરચે અમારે માટે બધો બંદોબસ્ત કરવાને તૈયાર હતા. પરંતુ મેં વિચાર કર્યો કે જૈનધર્મની ઉન્નતિ માટે હું અહીં આવ્યો છું તેવે પ્રસંગે અમેરિકાના લોકોને મારે માટે ખરચ કરવો પડે એ જો કે તેમને પ્રશસંનીય છે તો પણ મારી શક્તિવાન જૈનકોમને નામોશી ભરેલું છે તેથી મી. પાઇપને તેમના ઉત્તમ વિચાર માટે ઉપકાર ભરેલા શબ્દોથી ધન્યવાદ આપી જણાવ્યું કે મારો તમામ ખરચ હું પોતેજ આપીશ. મી. 'પાઇપ' ન્યૂયોર્કની પ્રખ્યાત બ્રન્સવીક હોટેલમાં ગયા અને હું તથા મી. નથુ છોટવે સેંટ્રલ હોટેલના મેનેજરને મળવા ગયા. અને અમે મેનેજરને જણાવ્યું કે અમારે ફક્ત બે દીવસ ન્યૂયોર્કમાં રહેવું છે માટે અમને તેઓ એક ઓરડો ભાડે આપે તો ઠીક. અમને તેઓએ એક ઇલાયદો ઓરડો આપ્યો.

અમારો સામાન એ ઓરડામાં મુકી અમે બજારમાં ગયા અને સફરજન, કેળાં, દ્રાક્ષ, નારંગી, જમરૂખ વીગેરે ફળ ખરીદ કરી મકાન ઉપર આવ્યા. સાંજના પાંચ વાગતા ફલાહાર કરી મી. પાઇપને મળવા માટે હું બ્રન્સ્વીક હોટેલમાં ગયો. ધર્મસભા સંબંધી તેમની સાથે ઘણી વાતચીત થઇ. પાંચ સાત ન્યૂસ પેપરના રીપોર્ટરો ત્યાં હાજર હતા. તેઓએ જૈનધર્મ તથા જૈનકોમ સંબંધી ઘણા ઘણા સવાલો મને પુછ્યા, ન્યૂયોર્કનું પ્રખ્યાત વર્તમાન પત્ર નામે "ધી વર્લ્ડ" મારે માટે નીચે પ્રમાણે કહે છે:—

Mr. Virchand R. Gandhi said he believed he was the first member of the Jain Society that had been allowed to visit outside of India within two thosand years. "It is a tenet of our order," *he continued*, "that should a member break bread with Englishmen, he shall be excommunicated. The High Priest and a gathering of the society selected me as a delegate to the Religious Congress at Chicago. Other meetings denounced me for coming here. I am here and glad to be here."—Gandhi is prohibited from touching *meat of any kind*. He does not know the taste of flesh. He is *an exceedingly intelligent man* and stands high in his order.

બીજે દીવસે રવિવાર હોવાથી અમારે કશું અગત્યનું કામ નહોતું તેથી અમે શેહેર જોવા નીકળ્યા.

અમેરિકાના યૂનાઇટેડ સ્ટેટસનું પાયતખ્ત શેહેર વોશીંગટન છે. તો પણ વસ્તી, ઉદ્યોગ, સાહસ, હુન્નર તથા સુધારાની બાબતમાં ન્યૂયોર્ક આ દેશમાં પ્રથમ દરજ્જો ધરાવે છે. આ શેહેરનો વિસ્તાર ૪૨ ચોરસ માઇલ છે. અને વસ્તી સુમારે સત્તર લાખ છે. દુનીયાના દરેક ભાગના લોકો અહી વસે છે. આયર્લાન્ડના ડબલીન શેહેરમાં જેટલા આઇરીશ લોકો રહે છે તેના કરતા વધારે આઇરીશ લોકો ન્યૂયોર્કમાં રહે છે. બરલીન શીવાય જર્મની દેશના હોઇ પણ શહેરમાં જેટલા જર્મન લોકો રહે છે તેના કરતાં વધારે જર્મન લોકો ન્યૂયોર્ક શેહેરમાં વસે છે. યૂનાઇટેડ સ્ટેટસનું આખું રાજ્ય પ્રજાસત્તાક હોવાથી મોટા અમલદારો લોકોની ચૂંટણીથી નીમાય છે. ન્યૂયોર્કનો મ્યુનીસીપલ કારભાર બત્રીશ મેંબરો ચલાવે છે. એ બત્રીશ મેંબરોને લોકો ચૂંટે છે. શેહેરની વાર્ષિક આવક સુમારે વીશ કરોડ રૂપીયા છે. આ ન્યૂયોર્ક શેહેરમાં ૨૬૦૦૦ કારખાના છે તેમાં સાડા ત્રણ લાખ લોકોને રોજી મળે છે. તેઓ દર વરસે ૨૩૦૦૦૦૦૦૦૦ રૂપિયાનો સામાન બનાવે છે. આ શેહેરમાં ૪૩ દરરોજ પ્રસિદ્ધ થતા વર્તમાન પત્રો છે, ૯ અઠવાડીયામાં બે વખત પ્રસિદ્ધ થતા વર્તમાન પત્રો છે, ૨૨૧ અઠવાડીયામાં એકવાર પ્રસિદ્ધ થતા વર્તમાન પત્રો છે અને ૪૮ દર પખવાડીયે પ્રસિદ્ધ થનારા પેપરો છે. માસીક ચોપાનીયા ૩૯૪ છે. દર બે મહિને પ્રસિદ્ધ થતા ચોપાનીયા ૧૪ છે અને દર ત્રણ મહીને છપાતા ચોપાનીયા ૨૧ છે.

ન્યૂયોર્ક શેહેરનું વર્ણન પત્ર મારફતે જેટલું લખું તેટલું ઓછું છે. ઘણું કરીને થોડા દિવસમાં ગુજરાતી અથવા મુંબઇ સમાચારમાં ન્યૂયોર્કનું વર્ણન હું લખી મોકલીશ.

તા. ૪ આગસ્ટ સોમવારની સાંજના "ન્યૂયોર્ક સેંટ્રલ એંડ હડસન રિવર રેલરોડ"ની ટ્રેનમાં અમે ચિકાગો તરફ રવાને થયા. રસ્તામાં બાર કલાક સુધી નાયાગરાના ધોધ જોવાને મી. પાઇપના કહેવાથી રોકાયા. તા. ૬ સપ્ટેંબરના રોજ અમે ચીકાગો પહોંચ્યા. તા. ૬ સપ્ટેબરથી આજ દીવસ સુધી ધર્મ સંબંધી અગત્યના બનાવો બન્યા છે મેં ઘણી જગાએ ભાષણો આપ્યા છે અને હજી આપું છું. એ બધી હકીકત ઘણા વિસ્તાર સાથે આપના ઉપર લખવાની છે. આપ આટલો લાંબો પત્ર વાંચી કંટાળો પામશો ધારી વિશેષ હકીકત આવતા મેલમાં લખીશ. પરંતુ ચીકાગોમાં પાંચ માસ રહ્યા પછી અહીના ન્યુસપેપરોનો તથા આગેવાન લોકોનો મારે માટે કેવો મત છે તે આ સાથેના બુકપોસ્ટ મારફતે મોકલેલા કાગળોથી આપ જાણશો. જૈન ધર્મ વિષે ભાષણો આપવા હજી હું એક માસને આશરે અત્રે રહીશ. વિશેષ હકીકત આવતા મેલમાં લખીશ.

લી० આજ્ઞાંકિત સેવક વીરચંદ રાઘવજી.

# "નિર્વાણ સમયની ચર્ચા."

લેખક:—શ્રી૦ હીરાલાલ અમૃતલાલ શાહ.

આપણી ચાલુ માન્યતા મુજબ આજથી ૨૪૫૨ વર્ષ પૂર્વે શ્રી વીરપ્રભુ નિર્વાણને પામ્યા. તે વર્ષથી થોડા વર્ષોને અન્તરે ભગવાન ગૌતમબુદ્ધ નિર્વાણ પામ્યા. બન્નેએ આર્યાવર્તને પોતાના વિહાર અને વાણીથી પુનિત કર્યાં; અને અદ્યાપિ પર્યન્ત અનેકવિધ સ્વરૂપે ભારતવર્ષમાં અને તેથી પણ ઘણે દૂર તેમના જીવનની છાયા ફેલાઇ રહી છે. તેમના સમય પરત્વે જે જે અભ્યાસશીલ વિદ્વાનોએ લક્ષ આપ્યું છે તે યોગ્યજ છે. તેઓના અભ્યાસના પરિણામે જે મતભેદો ઉત્પન્ન થયા છે તેને અહિં સંક્ષેપમાં ઉહાપોહ કરીશું અને તેમ કરતાં તેમના લક્ષ બહાર કઇ હકીકતો રહી જાય છે તેનો પણ વિચાર થશે.

આ લેખ મર્યાદિત ક્ષેત્રમાં છે એટલે અહીં મુખ્યત્વે વીરનિર્વાણનીજ ચર્ચા થશે અને બુદ્ધનિર્વાણની ચર્ચા ગૌણભાવે રહી અન્તર્ગત થશે. વળી પ્રસ્તુત વિષયપર ઘણા વિદ્વાનોએ લખ્યું છે. પરન્તુ સર્વનો સમાવેશ ત્રણ વિદ્વાનોના લેખમાં થતો હોવાથી અન્યનો ઉલ્લેખ નહિ કરીએ. ત્રણમાંથી ડૉ. જેકોબી (ખરૂં નામ 'યાકોબી' છે) ના લેખનું તથા ડૉ. જાર્લ ચાર્પેન્ટીઅરના લેખનું સંપૂર્ણ ભાષાંતર ક્રમશઃ "જૈન સાહિત્ય સંશોધક"ના ખંડ ૧, અંક ૨ પાનાં ૬૯–૯૭ માં અને ખંડ ૨, અંક ૨ પાનાં ૯૩–૧૨૮ માં આવી ગયું છે. ત્રીજા વિદ્વાન શ્રી. કાશીપ્રસાદ જાયસ્વાલના લેખના મુદ્દાના ભાગનો સાર તેજ ત્રૈમાસિકના ખંડ ૧, અંક ૪ પાનાં ૨૦૪–૨૧૦ માં આવી ગયો છે. મૂળ લેખો માટે વાચકવર્ગે "S. B. E. series, vol. 22, "Introduction to Jain Sutras" (1884), 'Indian Antiquary,' vol. XLIII, June, July and August (1914), અને "Journal of the Behar and Orissa Research Society," September (1915) જોઇ લેવાં. આટલો પ્રસ્તાવ એટલા સારૂ કર્યો છે કે કોઇ પણ જીજ્ઞાસુ વાચક ચર્ચાના મુદ્દા સમજવા માટે મૂળ લેખો યા તેમના ભાષાંતરોને સહેલાઇથી પ્રાપ્ત કરી શકે; અને ચર્ચા વાંચ્યા પછી તે સર્વે ફરીવાર જોઇ કયા વિદ્વાન કયે માર્ગે જાય છે, તથા કઇ રીતે શા અનુમાન પર આવે છે તે બરોબર તપાસી શકે અને તેઓની વિચારશ્રેણીમાં સારાસાર સમજી શકે. શ્રી વીરનિર્વાણનો સમય ઇતિહાસ માટે ઉપયોગી છે કારણકે પટ્ટાવલિઓ દ્વારા તથા છૂટી છૂટી હકીકતો દ્વારા નિર્વાણ સમય હિન્દના અનેક સૈકાઓના બનાવો સાથે સંકળાયેલો છે; અને વિશેષમાં, અત્યારના બે મોટા સંવત્સરો–વિક્રમ અને શક સંવત્સરો–પરત્વેનું તેની સાથેનું અન્તર ઘણીજ સ્પષ્ટતાથી સૂચવાયેલું છે. બુદ્ધનિર્વાણના વર્ષોનું તેવું સાતત્ય નથી રહ્યું; છતાં 'દીપવંશ' અને 'મહાવંશ'માં જે ઇતિહાસક્રમ બુદ્ધના વર્ષોમાં જળવાયો છે તે હિન્દના ઇતિહાસમાં ગુપ્ત રાજાઓના સમયપર્યન્તનો વિચાર કરવામાં મદદગાર થઈ પડે છે. આ રીતે બન્ને નિર્વાણના સમય અને ખાસ કરીને વીરનિર્વાણનો સમય હિન્દનો પ્રાચીન ઇતિહાસક્રમ સ્થાપિત કરવામાં બહુજ અગત્યનું સ્થાન ભોગવે છે. પુરાણોની મૌર્ય પછીની વંશાવલિ સાથે આ સમયનો સમન્વય હજી સૂધી નથી થયો–અને તેમ કરવાનું અત્યારે પ્રયોજન અને સ્થાન નથી–પણ તેમ થતાં વીરનિર્વાણના સમય પર થતા ઉહાપોહની અગત્ય પ્રતીત થશે તેમાં સંદેહ નથી.

પ્રથમ ડૉ. જેકોબીની વિચારશ્રેણી તપાસીએ. તે મહાશય બેજ હકીકત પર વિશ્વાસ મૂકે છે. પ્રથમ માૈર્યવંશી રાજા ચન્દ્રગુપ્તની તારીખપર અને પછી તે રાજા અને વીરનિર્વાણ વચ્ચે હેમચંદ્રાચાર્ય ગણાવે.

છે તેનાપર. ચન્દ્રગુપ્તનો સમય તે મહાશય ઈ. સ. પૂર્વે ૩૧૨ લે છે. હવે આ સમય એલેકઝાન્ડરની તારીખપરથી લે છે. પરંતુ તે તારીખ ઈ. સ. પૂર્વે ૩૧૨ નીજ છે એમ નથી! અનેક ફેરફારો તેમાં થયા પછી ડૉ૦ જેકોબીએ લખ્યું તે વખતે ઇ. સ. પૂર્વે ૩૧૨ આગળ આવીને ઉભી રહી છે. ઈ. સ. પૂર્વે ૩૧૫-૨૯૧ અને ઇ. સ. પૂર્વે ૩૨૦ નો પોતે નિર્દેશ કરે છે; અને ડો. ચાર્પેન્ટીઅર પોતાના લેખમાં ઇ. સ. પૂર્વે ૩૨૫-૩૧૨ સૂધીમાંની કહે છે!! આ પરથી એક વસ્તુ સ્પષ્ટ છે કે એલેકઝાન્ડરનો સમયક્રમ સૌ માની લે છે તેવો સ્થાપિત નથી થઈ ચૂકયો પરંતુ ચન્દ્રગુપ્તની સાથે તેને સાનુકુળ રાખવાની ત્રેવડ થાય છે. અને તેમાં વિલક્ષણતા આવવાનાં શા કારણો તે કોઈ જણાવતુંજ નથી! ચન્દ્રગુપ્ત સાથે મેળ મેળવવા માટે તેમાં ઉલટાસુલટી ફેરફાર તો નહિ થતા હોય? તે સંશય સહેજે ઉત્પન્ન થાય છે અને તે રીતે આ જગ્યાએ (argument in a circle) ચક્રાવામાં પડવાનો દોષ થાય છે કે નહિ તે કહી શકાતું નથી. અસ્તુ.

શ્રી. હેમચંદ્રાચાર્ય પરિશિષ્ટપર્વમાં (૮,૩૩૯. પ્રસારક સભાનું) "વીરમુક્તિ પછી ૧૫૫ વર્ષે ચન્દ્રગુપ્ત રાજા થયો" તેમ કહે છે. ચન્દ્રગુપ્તનો સમય ઇ. સ. પૂર્વે ૩૧૨ લઇ ડૉ. જેકોબી તેમાં ૧૫૫ વર્ષ મેળવી દે છે એટલે વીરનિર્વાણનો સમય (૩૧૨+૧૫૫=) ૪૬૭ ઇ. સ. પૂર્વેનો આવ્યો; ને તે સિદ્ધ થયો તેમ પ્રતિપાદન કરે છે.

હવે આપણે શ્રી. જાયસ્વાલના મુદ્દા તપાસીએ. હેમચંદ્રાચાર્યે ચન્દ્રગુપ્ત અને નિર્વાણ વચ્ચે ૧૫૫ વર્ષ કહ્યા તે સ્વીકારતા નથી ને તેમાં ભૂલ માને છે. (તેવીજ રીતે બુદ્ધનિર્વાણ પછી ૧૬૨ વર્ષે ચન્દ્રગુપ્ત થયો તે વાત પણ માન્ય કરતા નથી.) સ્થવિરાવલિ (મેરૂતુંગની) અને બીજા સાધનોથી તે અન્તર ૧૫૫ નહિ પરંતુ ૨૧૯ વર્ષનો છે તેમ પોતે સ્વીકારે છે. ચન્દ્રગુપ્તનું રાજ્યારોહણ ઈ. સ. પૂ. ૩૨૬ લઇ તેમાં ઉપરોક્ત વર્ષના ૨૧૮ વર્ષ ઉમેરી ઇ. સ. પૂ. ૫૪૪ નો નિર્વાણ સમય ઠરાવે છે. આ તારીખ ઈ. સ. પૂ. ૫૪૪) શકને વિક્રમ સંવત્સરો અને વીરનિર્વાણ વચ્ચેના અન્તર સાથે સાનુકુળ છે; પરંતુ અહીં ૨૧૯ વર્ષનો, નિર્વાણ અને ચન્દ્રગુપ્ત વચ્ચેનો ખાંચો તેમણે સ્વીકાર્યો છે તે માનનીય નથી, ખોટો છે, અને ઇતિહાસક્રમ માટે અર્થહીન છે. તેમણે ૬૦ વર્ષ પાલકનાં અને ૧૫૫ વર્ષ નન્દનાં એમ ૨૧૫ વર્ષ છે એવી સ્થવિરાવલિની વાતપર ખૂબ વજન દીધું છે. ડૉ. કલાટે (Indian Antiquary, XI, P. 251; 1882) એક ફુટનોટમાં જણાવ્યું કે "તેજ વર્ષમાં ચન્દ્રગુપ્તે નવમા નન્દને માર્યો. આ નોટ (સ્થૂલભદ્ર વિષેની હકીકત આપી છે તેમાં) ૨૧૫ વીરાત્ સ્થૂલભદ્ર સ્વર્ગે ગયા તે ઉપર છે. નોટ પટ્ટાવલી અનુસાર છે કે ડાકટરની સાહેબની પોતાની ભૂલ છે તે કહી ન શકાય. (આચાર્ય સંભૂતિવિજય વીરાત્ ૧૫૬ સ્વર્ગે ગયા તે પરની આ નોટ તો નહિ હોય? લખવામાં ભૂલ થતાં નોટનું સ્થાનાન્તર થયું હોય તો નવાઈ નહિ.) પાને ૨૪૬ ઉપર સ્થૂલભદ્ર વીરાત્ ૨૧૯ વર્ષે સ્વર્ગે ગયા તેવો નોંધ છે. આ નોંધ ને ડાકટરની સાહેબની ફુટનોટ લઈ શ્રી. જાયસ્વાલ રચના કરે છે કે વીરાત્ ૨૧૯ વર્ષ ચન્દ્રગુપ્ત ગાદીએ બેઠો. પરંતુ હેમચંદ્રાચાર્યના પરિશિષ્ટપર્વમાં (સર્ગ ૮-૯) સ્થૂલભદ્રનો ઇતિહાસ તપાસતાં અને આ પટ્ટાવલિનાં વર્ષો મેળવતાં ચન્દ્રગુપ્ત માટે વીરાત્ ૨૧૫ કે ૨૧૯ વર્ષો ખોટાં માલૂમ પડે છે તે આ રીતેઃ—

પરિશિષ્ટ પર્વના ૯, ૧૧૨ અને ડૉ. કલાટના પા. ૨૪૬ અનુસાર.

(૧) શ્રી. ભદ્રબાહુસ્વામી વીરાત્ ૧૭૦ સ્વર્ગે ગયા.

(૨) આઠ કે વધુ વર્ષ તેમણે સ્થૂલભદ્રને પાઠ આપ્યા.

(૩) અને તે હકીકત બાર વર્ષનો દુકાળ પૂર્ણ થયા પછી બની. હવે આ ત્રણે બીના ધ્યાનમાં રાખતાં વીરાત્ ૧૭૦ માંથી (૧૨+૮=૨૦) વીસ વર્ષ બાદ જતાં, અર્થાત્ વીરાત્ ૧૫૦ આસપાસ આ દુકાળ શરૂ થયો ગણાય. પરિશિષ્ટ, ૮, ૧૯૩ પ્રમાણે તે

વખતે આચાર્ય સંભૂતિવિજય (સ્થૂલભદ્રના ગુરૂ) વિદ્યમાન હતા અને તે વખતે સ્થૂલભદ્રનાં ઓછામાં ઓછા બે ચોમાસા થઈ ચૂક્યા હતા (પરિશિષ્ટ ૮, ૧૦૯-૧૯૩). આચાર્ય સંભૂતિવિજય પટ્ટાવલી પ્રમાણે વીરાત્ ૧૫૬ સ્વર્ગે ગયા.

(૪) ચોથી હકીકત (ડૉ૦ ક્લાટ પા. ૨૪૬)-સ્થૂલભદ્રે દીક્ષા વીરાત્ ૧૪૬ માં લીધી અને તે નવમા નન્દના રાજ્યમાં (પરિશિષ્ટ ૮; ૩-૯, ૮૨); વળી સ્થૂલભદ્રની દીક્ષા (મૃત્યુપર્યંત) રહી તેના ૬૭ વર્ષ ગણાવ્યા છે. આ હીસાબે નવમા નન્દનુંજ રાજ્ય ૬૯ વર્ષ ઉપરાંત ચાલ્યું હોય અને નવમો નન્દ ને સ્થૂલભદ્ર બન્નેના અન્ત સાથે ચન્દ્રગુપ્તના રાજ્યનો આરંભ થયો હોય. પરંતુ શ્રી૦ જાયસ્વાલ નન્દોને (નવનન્દો હતા તેને બદલે થોડા ઠરાવીને એકંદર ખધાતે) ૪૦ વર્ષથી વધુ આપતા નથી તો પછી નવમા નન્દના ૬૯ ઉપરાંત વર્ષોની વાત ક્યાંથી રહે? વળી ૨૧૫ વીરાત્ ચન્દ્રગુપ્ત ગાદીએ આવે તો વીરાત્ ૨૩૫ માં સંપ્રતિ ગાદીએ ક્યાંથી આવે? ચન્દ્રગુપ્ત ને અશોકના મૃત્યુ વચ્ચે ૮૮-૮૯ વર્ષોનું અન્તર છે. ડૉ. ક્લાટ તેજ પાને સંપ્રતિ વીરાત્ ૨૩૫ ગાદીએ આવે છે તેમ કહે છે. ચન્દ્રગુપ્ત, બિન્દુસાર અને અશોકનાં ક્રમશઃ ૨૪+૨૮+૩૭=૮૯ વર્ષ જોઇએ. વીરાત્ ૨૧૫ અને ૨૩૫ વચ્ચે માત્ર વીશજ વર્ષનું અન્તર રહે ત્યારે ૮૯ ઉપરાંત વર્ષોનો સમાવેશ કરવો જોઇએ; અને તેમ કરીએ તોજ ઈતિહાસક્રમ સચવાય. અર્થાત્ ચન્દ્રગુપ્તના આરોહણ માટે વીરાત્ ૨૧૫ કે ૨૧૯ વર્ષ ખોટું છે તે પ્રતીત થાય છે. પરિશિષ્ટના ૮, ૩૩૭ માં લખ્યું છે કે "તે બાર વર્ષના કરાળ દુકાળમાં ચન્દ્રગુપ્તના નગરમાં આચાર્ય સુસ્થિત હતા." જો ચન્દ્રગુપ્ત વીરાત્ ૨૧૫ માં ગાદીએ આવે તો વીરાત્ ૧૫૦ થી શરૂ થતા દુકાળમાં કઇ રીતે તેનું નગર હોય ને તે પોતે પણ ક્યાંથી હોય? પરિશિષ્ટમાંની હકીકતો વાંચીએ ત્યારે સ્પષ્ટ થાય છે કે ચાણક્ય, સ્થૂલભદ્ર ને ચન્દ્રગુપ્ત દુકાળમાં સમકાલીન હતા અને ત્યારપછી પણ હતા.

આ રીતે શ્રી. જાયસ્વાલની રચના લુપ્ત થાય છે ને નિર્વાણ સમયના ક્ષેત્રમાંથી ચન્દ્રગુપ્ત માટે વીરાત્ ૨૧૫ વર્ષ લુપ્ત થાય છે. તે જતાં જાયસ્વાલ પાસે નિર્વાણ સમય સિદ્ધ કરવા પૂરતો આધાર નથી રહેતો એટલુંજ નહિ પણ શિશુનાક વંશની ગોઠવણ તેમણે કરેલી છે તે પ્રયાસ નિષ્ફળ જાય છે. (તેમની અન્ય વિસ્તૃત ચર્ચા સાથે અહિ સંબંધ નથી એટલો તેનો ઉલ્લેખ અહિ નહિ કરી શકાય.)

ડૉ૦ ચાર્પેન્ટીઅરના લક્ષ બહાર નથી ગયું કે દુકાળ પછી પણ ચન્દ્રગુપ્તને સ્થૂલભદ્ર વિદ્યમાન હતા. પણ ચન્દ્રગુપ્તનો સમય વિવિધ વર્ષોનો હોવાથી ત્યાંથી આરંભ કરવાની અત્યાર સુધીની પદ્ધતિનો તે પોતે ત્યાગ કરે છે અને તેને સ્થાને નવીન પદ્ધતિ અખત્યાર કરે છે; અને તે પદ્ધતિ અશોકના સમયથી ગણતરી કરવાની છે. તે કેવી રીતે છે તેનો પહેલાં નિર્દેશ કરી તેમાંથી અને સાથે બીજા મુદ્દાઓમાં નિપજતા વિસંવાદો તપાસીશું.

અશોક પોતાના જગપ્રસિદ્ધ શિલાલેખમાં તેરમા વર્ષ પરત્વે પોતે પાંચ યવન રાજાઓનો ઉલ્લેખ કરે છે. "અંતિયોક, તુરમય, અંતિકિન, મક, અને અલિકસુદર."

અંતિયોક=એન્ટીઓકસ બીજો-થીઓસ, સીરીયાનો રાજા, ૨૬૧-૨૪૬ ઈ. સ. પૂર્વે;

તુરમય=ટોલેમાયોસ બીજો-ફીલાડેલ્ફસ, મૃત્યુ ૨૪૭ ઇ. સ. પૂર્વે.

અંતિકિન=એન્ટીગોનોસ ગોનાટસ-મેસીડોનિયાનો-મૃત્યુ ૨૩૯ ઇ. સ. પૂર્વે;

મક=મગસ-સીરીનનો, મૃત્યુ ઇ. સ. ૨૫૮ પૂર્વે;

અલિકસુદર=એલેક્ઝાન્ડર-એપીરસનો, મૃત્યુ ૨૫૮ (આસપાસ) ઇ. સ. પૂર્વે.

આ પાંચે રાજા જીવતા છે તેમ શિલાલેખનો ધ્વનિ છે (તેમ સમજાયું છે) એટલે દરેકની સાલ તપાસતાં બધા વચ્ચેનાં સામાન્ય વર્ષો ૨૬૧-૨૫૮ (ઈ. સ. પૂર્વે) આવે તેજ વર્ષો દરમ્યાન શિલાલેખ અનુસાર અશોકનું અભિષેક પછીનું તેરમું વર્ષ હોય. અભિષેક પહેલાં ચાર વર્ષ બીજા ગયા હતા એમ

બૌદ્ધ ઇતિહાસ કહે છે; એટલે અશોક ગાદીએ આવે ત્યારે ઇ. સ. પૂર્વે ૨૭૬–૨૭૪ મું વર્ષ હોય ને તેને અભિષેક થાય ત્યારે ઈ. સ. પૂર્વે ૨૭૨–૨૭૦ મું વર્ષ હોઇ શકે. આ પ્રમાણે ડૉ. ચાર્પેન્ટીઅર મહાશય નિર્ણય કરે છે. મૉ. સેનાર્ટે પ્રથમ નિર્ણય કરેલો છે; તે ઇ. સ. પૂર્વે ૨૭૩ લે છે.

પણ અહિં ડૉ. ચાર્પેન્ટીઅર સુકાન ફેરવે છે ને ચન્દ્રગુપ્તનો સમય ઈ. સ. પૂર્વે ૩૧૨ નો લઇ, હેમચંદ્રાચાર્યના ચન્દ્રગુપ્તને વીરનિર્વાણ વચ્ચેના ૧૫૫ વર્ષ સાથે મેળવી દેતાં અને તે રીતનો (૩૧૨+૧૫૫=૪૬૭) ઇ. સ. પૂર્વે ૪૬૭ નિર્વાણ સમય બરોબર છે તેમ જાહેર કરે છે! અશોક અને ચન્દ્રગુપ્ત વચ્ચેનો ઇતિહાસક્રમ ગોઠવી શકતા નથી ને જેનો ત્યાગ કર્યો તેજ (ચન્દ્રગુપ્તનો) સમય સ્વીકારી લે છે. તેનો સંપૂર્ણ ત્યાગ નથી કરી શકતા કારણ કે ચન્દ્રગુપ્તને એલેકઝાન્ડર વચ્ચે છેટું પડે તે પાશ્ચાત્ય વિદ્વાનોને માન્ય નથી!

ચન્દ્રગુપ્તે ૨૪ વર્ષ અને બિન્દુસારે ૨૮ વર્ષ રાજ્ય કર્યું એટલે અશોક ગાદીએ આવ્યો તે પહેલાં ૫૨ વર્ષે ચન્દ્રગુપ્ત ગાદીએ બેઠો. અશોક ગાદીએ આવ્યો તેનાં વર્ષ ઉપર જણાવ્યા તેમ ઈ. સ. પૂર્વે ૨૭૬–૨૭૪ માં આ '૫૨' વર્ષ ઉમેરતાં ચન્દ્રગુપ્ત ૩૨૮–૩૨૪ ઇ. સ. પૂર્વે ગાદીએ આવ્યો તેમ નક્કી થઇ જાય છે. હવે આ વિસંવાદની છાયા દૂર રાખવા માટે ડૉ. ચાર્પેન્ટીઅર એક બીજી તારીખ લે છે. કલ્પસૂત્રમાં છેવટે બે તારીખો જૂદી જૂદી પ્રતમાં મળે છે. એક વીરાત્ ૯૮૦ ની ને બીજી વીરાત્ ૯૯૩ ની. ડૉ. જેકોબીનો અભિપ્રાય એમ છે કે કે (કલ્પસૂત્ર.) S. B. E., vol. XXII, P. 270, foot-note, "આ તારીખો શેને લગતી છે તે અનિશ્ચિત છે અને આ બેમાંથી એક તારીખ સાથે ગમે તેમ બીજી હકીકતો ટીકાકારો જોડી દે છે." મૂળ ગ્રન્થમાં રાજાનું નામ નથી પણ એક ટીકામાંથી રાજાનું નામ સ્વીકારી ડૉ. ચાર્પેન્ટીઅર ફક્ત ૯૯૩ ની સાલ વીણી લે છે અને તે રાજાને વલભીના પહેલા ધ્રુવસેન તરીકે માની લઇ તેના એક લેખની સાલ વલભી સંવત ૨૦૭ તે આજ વીરાત્ ૯૯૩ એમ કલ્પી લે છે–પોતાના લખવામાં તે નક્કી કરેલું માની લખે છે. વલભીસંવત્ ૨૦૭ એટલે ૨૦૭+૩૧૯=૫૨૬) ઇ. સ. ૫૨૬ અને ઇ. સ. ૫૨૬=વીરાત્ ૯૯૩ એટલે વીરનિર્વાણ બરોબર ઇ. સ. પૂર્વે ૪૬૭ આવી મળ્યું (૯૯૩–૫૨૬=૪૬૭)! અને આ મેળ મળ્યો એટલે ઉપરની અશોક ઇ૦ ની અને ડૉ૦ જેકોબીએ નક્કી કરેલી તારીખ સુસ્થિત થઇ! આ સત્ય નહિ પણ સત્યાભાસ છે તેમ વિચારશ્રેણી નિહાળનારને પ્રતીત થશે. વસ્તુતઃ ધ્રુવસેન પહેલા સાથે તેમણે મેળ મેળવ્યો તે માન્ય નથી. તેના કારણો:—

(૧) વલભી ૨૦૭ એટલે વીરાત્ ૯૯૩ એમ માનવાને કોઈ જાતનો આધાર નથી.

(૨) એક ટીકાકાર ધ્રુવસેન રાજાનો નહિ પણ પણ સ્કન્દિલાચાર્યની માથુરી વાંચનનો નિર્દેશ કરે છે. હવે સ્કન્દિલાચાર્યનો સમય મેરૂતુંગની થેરાવલિ અનુસાર (સંશોધક ખં. ૨. અં. ૨, પાનાં ૧૩૫–૧૪૩; Journal of the Bombay Branch Royal Asiatic Society, vol. IX, P. 154.) વીરાત ૮૨૩ છે. કયાં ૯૯૩ (કે ૯૮૦) અને કયાં ૮૨૩?

(૩) બીજા ટીકાકારે ધ્રુવસેન રાજાને આનન્દપુરનો ગણાવ્યો છે. તેને વલભીનો ધ્રુવસેન ડૉ૦ ચાર્પેન્ટીઅર લે છે; તેમ કરવા જતાં આનન્દપુર ને વલભી વચ્ચેની ભિન્નતા ભૂલી જાય છે. વલભી વધારે પ્રસિદ્ધ ને રાજધાની હોઇને જો વલભીનોજ રાજા ટીકાકાર જણાવવા માગતા હોય તો આનન્દપુર (=આણંદ કે વડનગર) ને સ્થાનજ નથી. તેવી ભૂલ સંભવેજ નહિ.

(૪) ટીકાકારે જણાવ્યું છે કે રાજા માટે પુત્રશોકના નિવારણ સારૂં ભરસભામાં કલ્પસૂત્ર વંચાયું. પણ વલભીનો ધ્રુવસેન રાજા શિલાલેખોમાં (Corpus Inscriptionum Indicarum vol. III, P., 165, Fleet)" "પરમ ભાગવ-

ત'' ગવાયો છે. આ બિરૂદ અનુસાર રાજા પરમ વૈષ્ણવ હોવો જોઇએ. જૈન તો નહિજ. અને શોક પ્રસંગે પોતાનાજ ધર્મનું વંચાવે કે બીજાના ધર્મનું? વળી પોતે બહુજ છૂટા વિચારનો હોય પણ તેનું કુટુંબ તેવું માની શકાય નહિ ને શોકના પ્રસંગે તો રૂઢીથી ભાગવત જેવું વંચાતું હોય તેજ વંચાય. ત્યાં કલ્પસૂત્રને (ધ્રુવસેનની બાબતમાં) અવકાશજ નથી. હવે જો આ ધ્રુવસેન પહેલાંને ડૉ. ચાર્પેન્ટીઅર છોડી દે તો તેની સાલ (વલભી ૨૦૭) પણ છોડી દેવી પડે અને તેમ કરતાં તેનો અને વીરાત્ ૯૯૩ નો મેળ તેણે કલ્પ્યો તે પણ અલોપ થઇ જાય છે! પોતે ઇતિહાસક્રમ કોઇ રીતે ગોઠવી શકતા નથી તેનો સ્વીકાર કરે છે તે આ શબ્દોમાં-" But where the confusion lies is not easily ascertained" (P. 171)-" કયાં ગોટાળો થાય છે તેનો સહેલાઇથી પત્તો નથી લાગતો," ગોટાળો ચન્દ્રગુપ્તને અશોકના વચ્ચેના સમયનિર્ણયમાં વસ્તુતઃ ઉપસ્થિત થયો છે પણ તે બન્નેને સાચવવા જતા ચન્દ્રગુપ્ત પૂર્વના બૌદ્ધ ઇતિહાસમાં ગોટાળો તેમને પ્રતિબિંબત થાય છે ને તે માટે સીલોનના ઇતિહાસક્રમ-'દીપવંશ' અને 'મહાવંશ'-ને દોષ દે છે!!! વાચક એટલુંજ ધ્યાનમાં રાખશે કે,—

વીરાત્ ૧૫૫ ચન્દ્રગુપ્ત ગાદીએ-બુદ્ધથી ૧૬૨ વર્ષે,
વીરાત્ ૨૩૫ સંપ્રતિ ગાદીએ.
ચંદ્રગુપ્તના ૨૪ વર્ષ. }
બિન્દુસારના ૨૮ વર્ષ. }
બુદ્ધથી ૨૧૮ વર્ષે અશોકને અભિષેક.
અશોકના ૪ વર્ષ-ગાદી પછી ને અભિષેક પહેલાં
અશોકના કુલ ૩૬-૩૭ વર્ષ, અને

વીરાત્ ૯૯૩ ને વલભી ૨૦૭ વાળા ધ્રુવસેન સાથે લેવાદેવા નથી તો ડૉ૦ ચાર્પેન્ટીઅરને લાગેલી અટપટી ગુંચવણોની પાર જઇ શકશે. નિર્વાણ સમયનો અભ્યાસ કરનાર કોઇ પણ મહાશયને ઉપરની તવારીખ નજર આગળ રાખવી જોઈશે અને વીરાત્ ૨૧૫ વર્ષે ચન્દ્રગુપ્ત માટે તો તદ્દન ખોટું છે તે ભૂલવું નહિ જોઇએ. ડૉ૦ જેકોબી ચન્દ્રગુપ્ત પછીનો ઇતિહાસક્રમ ગોઠવવાની જંજાળમાં નથી ઉતર્યા એટલે તે ગુંચવણથી મુક્ત રહ્યા છે; તેવીજ રીતે ચન્દ્રગુપ્ત પહેલાના ઇતિહાસને અડયા નથી એટલે ત્યાં પણ મુક્ત રહ્યા છે. ચાર્પેન્ટીઅર મહાશય પછીનો ક્રમ ગોઠવવામાં ને શ્રી. જાયસ્વાલ બન્ને રીતનો ગોઠવતાં વમળમાં આવી ગયા છે અને શ્રી૦ જાયસ્વાલની બાબતમાં વીરાત્ ૨૧૫ (કે ૨૧૯) આધાર ડૂબાવનારો નિકળ્યો છે.

ડૉ૦ ચાર્પેન્ટીઅર બીજી ભૂલ કરે છે. વીરનિર્વાણ વખતે અવન્તિમાં રાજા પાલકનો અભિષેક થાય છે તે હકીકત હસ્તિપાલક રાજા માટે લેવામાં કરે છે. તે કલ્પે છે કે હસ્તિપાલકના ગામમાં વીરનું નિર્વાણ થયું ને કાળાન્તરે ગ્રન્થકારોની ભૂલથી હસ્તિપાલકનું પાલક થઇ તેને અવન્તિના પાલક સાથે જોડી દીધું. (Charpentier, P. 122; 'સંશોધક' પા. ૯૭). આ કલ્પના અશક્ય છે કારણ કે વીરના નિર્વાણ વખતે હસ્તિપાલક રાજા ગાદીએ હતોજ. તેને કાંઈ અભિષેક થવાનો નહોતો જ્યારે ગાથા તો અભિષેકની વાત કરે છે. એટલે અપાપાનો, હસ્તિપાલક અને અવન્તિના પાલક વચ્ચે સંબંધ કે ગોટાળો ઉભો થતોજ નથી. જે ગાથાઓ અવન્તિના પાલકનો નિર્દેશ કરે છે તેજ ગાથાઓ ને સ્થવિરાવલિ મૌર્યનાં ૧૦૮ વર્ષ મૂકે છે તે કેટલેક ઠેકાણે નન્દોનાં ૧૫૫ વર્ષ મૂકે છે (હેમચંદ્રાચાર્ય નન્દોનાં ૫૦ વર્ષ મૂકે છે જ્યારે પુરાણો ૧૦૦ વર્ષ મૂકે છે) ગાથાઓની આ ભિન્નતા તથા અવન્તિ, પાટલિપુત્ર ને ભરચ ઇત્યાદિના રાજાઓનું એકીકરણ બહુજ વિચિત્ર છે તેમ કહેવામાં ડૉ૦ ચાર્પેન્ટીઅર યથાર્થ છે પરંતુ તેથી ગાથા જે આરંભને અન્ત મૂકે છે, સંવત્સર ને શકના વીરનિર્વાણ વચ્ચેનાં અન્તરો જણાવે છે, તે ખોટાં નથી પડતાં. માત્ર એટલુંજ પ્રતિપાદન થાય છે કે વચ્ચેની વિગતની બાબતમાં આ ગાથાઓ સન્માર્ગદર્શક નથી અને સંવત્સરો વચ્ચેનાં ખાડાં પૂરવાનાં તેમના પ્રમાસો કેવળ તાર્કિક છે અને તેથી તે વિગતો પર મદાર રાખી શકાય નહિ. શ્રી. જાયસ્વાલ આ વિગતોનું અવલંબન બહુ લે છે ને

તેટલે દરજ્જે તે અટવાય છે તેમ તેમના લેખમાં સ્પષ્ટ તરી આવે છે.

ચાર્પેન્ટીઅર મહાશયનો પ્રયાસ એક રીતે સર્વાંગસુંદર છે, અને તે ગોશાળકની હકીકત લઈ વીર નિર્વાણ અને બુદ્ધ નિર્વાણના સમયનો પરસ્પરનો મેળ મેળવી આપવામાં છે. આમાં તેમણે જે સફળતા મેળવી છે તેને માટે અભિનન્દન આપીએ તેટલું ઓછું છે. સંક્ષેપમાં તેમનું પ્રતિપાદન આ પ્રમાણે છે:—

(૧) વીરનિર્વાણ પૂર્વે ૧૬ વર્ષે ગોશાળક સ્વર્ગે ગયા;

(૨) ગોશાળકના અન્ત સમયે આઠ ચરમ—આઠ અદ્‌ભુત–થયાં (જૂઓ "ઉવાસગદસાઓ.") આ આઠ બનાવો સમયની ગણતરીએ નજીક નજીકનાં ન હોય તો તેમાં ચમત્કાર નથી રહેતો. આ આઠ ચરમોમાં છેલ્લું નૃત્ય (ગોશાલકનું) ને સેચનક હસ્તિનું યુદ્ધ ઇત્યાદિ છે.

(૩) નં. ૨ માં જણાવેલ યુદ્ધ અજાતશત્રુ ગાદીએ આવતાં કરેલછે તેજ છે. તેમાં સેચનક હસ્તિ મરાયો.

(૪) અજાત શત્રુના આઠમા વર્ષે બુદ્ધનિર્વાણ થયું અર્થાત્ ગોશાલક પછી આઠમા વર્ષમાં (કે તેની આસપાસ) બુદ્ધનિર્વાણ થયું;

(૫) નં. ૧ અને નં. ૪ પરથી તુરતજ ફલિત થાય છે કે અજાત શત્રુના સોળમા વર્ષે વીરનિર્વાણ થયું;

(૬) અર્થાત પહેલાં બુદ્ધ નિર્વાણ થયું અને પછી આઠ વર્ષમાં વીરનિર્વાણ થયું.

આ બીનાને મેરો ટેકો નીચેની બાબતનો છે. હેમચંદ્રાચાર્ય ચન્દ્રગુપ્તને ગાદીએ વીરાત્ ૧૫૫ લેછે. બૌદ્ધ ગ્રન્થો તેજ બનાવ માટે 'દીપવંશ'–'મહાવંશ' માં બુદ્ધાત્ ૧૬૨ કહે છે. અર્થાત્ બન્ને વચ્ચે સાત વર્ષનો તફાવત છે; અને બુદ્ધનિર્વાણ વીરનિર્વાણથી સાત વર્ષ પહેલાં, (સાત કે આઠ–તેનો તફાવત ગણાય નહિ.

આ ઉપરથી એક વાત સ્પષ્ટ થાય છે કે બૌદ્ધ ગ્રન્થોમાં શિષ્યની ખેંચતાણ થતાં બુદ્ધના પ્રસંગમાં આવી નાતપુત્ત નિર્ગ્રન્થને લોહીની ઉલટી થઇ ને પરિણામે તેનું મૃત્યુ, થયું તે મહાવીર સ્વામીને લગતી હકીકત નથી (Charpentier, P. 127–8, 'સંશોધક; પા. ૧૦૩). અગર ત્યાં જો મહાવીર સ્વામીનોજ નિર્દેશ ગ્રન્થકાર કરતા હોય તો તે ગ્રન્થકારનું લખાણ ઇતિહાસક્રમથી વિરુદ્ધ હોઇ અસત્ય ઠરે છે તે ધર્માંધપણાને અંગે દ્વેષપૂર્ણ મનોદશાનુંજ પરિણામ સૂચવે છે. વસ્તુતઃ બુદ્ધનિર્વાણ પછી સાત–આઠ વર્ષ મહાવીરસ્વામી વિચર્યા તેમ પ્રતિપાદિત થયું છે.

સંપ્રતિ માટે વીરાત્ ૨૩૫ વર્ષે મૂકયા તે કઇ રીતના તે સમજાતું નથી (ડૉ૦ કલાટ, પા. ૪૬) વીરાત્ ૧૫૫ વર્ષે ચન્દ્રગુપ્ત આવે છે ને (૫૨ વર્ષ પછી અર્થાત્) વીરાત્ ૨૦૭ અશોક આવે છે. અશોકનાં વર્ષ ૩૬ ગણાય ને વાયુપુરાણ પ્રમાણે તેના પુત્ર કુણાલના આઠ વર્ષ ગણાય ને પછી સંપ્રતિ વીરાત્ ૨૫૧ (૨૦૭+૩૬+૮=૨૫૧) માં આવે. આ મુજબ થતાં સોળ વર્ષનો અંતર પટ્ટાવલીમાં પડે છે! પરિશિષ્ટપર્વમાં હેમચંદ્રાચાર્યના વર્ણન મુજબ કુણાલનું રાજ્ય ન હોય તો વીરાત્ ૨૪૭ સંપ્રતિના વર્ષ આવે અને અશોકે જો પોતાનીજ હયાતી દર્મ્યાન અભિષેક કર્યો હોય ( પરિશિષ્ટમાં તે મુજબ વર્ણન છે. અને અશોકનાં વર્ષ અભિષેકથી પણ ગણાય છે તે ધ્યાનમાં રાખવા જેવું છે ) અથવા તેમ કરી પ્રાંતની સુબાગીરી આપી હોય તો "વીરાત્ ૨૩૫" વર્ષમાં કાંઇક અર્થ રહે છે–પણ આ વિગેનો નિર્ણય કરવાનું અન્ય કોઇ સાધન આપણી પાસે નથી, સંપ્રતિને શ્રેણિકથી સત્તરમો તે સ્થાને પટ્ટાવલીમાં કહ્યો છે; જો કુણાલને અન્તર્ગત કરીએ ( રાજા તરીકે કે વંશજ તરીકે ? ) તોજ સંપ્રતિ સત્તરમો થાય. ભૂલ તો ઉભી રહે છે જ.

૧—શ્રેણિક
૨—અજાતશત્રુ } જૂઓ મારે પરિશિષ્ટપર્વ.
૩—ઉદાયી

૧૨—નવનન્દો

